# અર્પણ

વિદ્યાપ્રેમી પિતાશ્રીને અર્પું સ્વલ્પ પ્રયત્ન આ.

# નિવેદન

ગુજરાત યુનિવર્સિટીની પીએચ. ડી.ની ડિગ્રી માટે લખેલો મહાનિબંધ આવશ્યક ફેરફારો અને ઉમેરણો ઇત્યાદિ સાથે હવે 'ગોવર્ધનરામ – એક અધ્યયન' રૂપે પ્રગટ થાય છે.

'સર્જક રચનાઓ, લેખો-વ્યાખ્યાનનિબંધો આદિ પ્રકીર્ણ કૃતિઓ'–ના આઠમા પ્રકરણના વિષયો મૂળમાં વિસ્તૃત રીતે લખેલા, પણ ગોવર્ધનરામના બધા અંગ્રેજી લેખોને ગ્રંથાકારે સુલભ કરવાની હમણાં સૂરતના શ્રી ચૂનીલાલ ગાંધી વિદ્યાભવને યોજના કરી છે એ જાણવા મળતાં અહીં ગ્રંથવિસ્તારભયે તે વિષયોને અત્યંત ટૂંકાવ્યા છે.

મારા અભ્યાસ દરમ્યાન ગોવર્ધનરામની સ્ક્રૅપબુકો માટે હું ડૉ. કાન્તિલાલ પંડ્યાને મળતો; આ પુસ્તકમાં જે સ્ક્રૅપબુક નોંધોના નિર્દેશો કર્યા છે તે, એ વખતે (સ્ક્રૅપબુકો ભાગ ૧ થી ૭ પ્રસિદ્ધ થયા પૂર્વે), અપ્રગટ સ્ક્રૅપબુકો ઉપરથી કરેલા છે.

આ પુસ્તકમાં ગોવર્ધનરામનાં લખાણોમાંથી કરેલા ઉતારાઓમાં તેમની જ જોડણી રાખી છે

આ અધ્યયનગ્રંથ ગુજરાત યુનિવર્સિટીના ભાષા સાહિત્યભવનના અધ્યક્ષ શ્રી ઉમાશંકર જોશીના માર્ગદર્શન હેઠળ તૈયાર કર્યો છે તેમણે આ કાર્યના આરંભથી માંડીને આ પુસ્તક પ્રગટ થાય છે ત્યાં સુધી સતત જે દોરવણી આપી છે તે માટે એમનો આભાર હું કયા શબ્દોમાં માનું?...આ કાર્યમાં મને અનેક વિદ્વાનોની મદદ સાંપડી છે. તે સૌનું અને ખાસ તો મારામાં રસ લઈ મને પ્રોત્સાહન

અભ્યાસ અંગે સામયિકો આદિ સામગ્રી મેળવવા ગુજરાત યુનિવર્સિટી – લાયબ્રેરી, ગુજરાત વિદ્યાસભા – લાયબ્રેરી, ગૂજરાત વિદ્યાપીઠની કૉપીરાઈટ વિભાગની લાયબ્રેરી, મુંબઈની રૉયલ એશિયાટિક સોસાયટી – લાયબ્રેરી, મુંબઈ યુનિવર્સિટી – લાયબ્રેરી, જે. એન. પિટીટ ઇન્સ્ટિટ્યૂટ – લાયબ્રેરી – મુંબઈ, ફૉર્બ્સ ગુજરાતી સભા – લાયબ્રેરી – મુંબઈ, નડિયાદની ડાહીલક્ષ્મી લાયબ્રેરી અને ગોવર્ધનસ્મૃતિ મંદિર અને મારા વતન વડનગરના શેઠ ભોગીલાલ ચકુલાલ વિદ્યાવર્ધક પુસ્તકાલયનો મેં ઉપયોગ કર્યો હતો. તે તે સંસ્થાના કાર્યવાહક કે ગ્રંથપાલનો હું આભાર માનું છું.

આ પુસ્તકની પ્રસિદ્ધિ પ્રસંગે તેની સાથે જોડવા માટે શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદી, શ્રી ડોલરરાય માંકડ અને શ્રી રામપ્રસાદ બક્ષીના શબ્દો હું મેળવી શક્યો એ માટે એ ત્રણે વિદ્વાનોનો હું હૃદયથી ઋણી છું.

સરદાર પટેલ નગર, એલિસબ્રિજ
અમદાવાદ-૬
૧૫ ઑગસ્ટ, ૧૯૬૩

**રમણલાલ જેઠાલાલ જોષી**

# અનુક્રમણિકા

## પ્રકરણ ૧

# પ્રાક્કથન

હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ્ય જામતું ગયું તેમ તેમ એકલા રાજકીય ક્ષેત્રમાં જ નહિ પણ આર્થિક તેમ જ સાંસ્કૃતિક ક્ષેત્રમાં ભારે મહત્ત્વનાં પરિવર્તનો દેખાવા માંડ્યાં. આપણો સમાજ ઠીંગરાઈ ગયેલો હતો, જૂની પરંપરાગત માન્યતાઓમાં આપણે પુરાઈ બેઠા હતા. જડતા, સંકુચિતતા અને રાષ્ટ્રાભિમાનનો અભાવ વરતાતાં હતા. અંગ્રેજો દ્વારા પશ્ચિમના પરિચયમાં મુકાતાવેંત આપણે ત્યાં નવજાગૃતિની હવા પ્રકટી. દેશે એક નવીન વૈચારિક સૃષ્ટિનો ઉઘાડ અનુભવ્યો. નવા વિચારોના પરિચયથી ઠીંગરાઈ ગયેલા દેશમસ્ત્વમાં ધીમે ધીમે ચેતનનો સંચાર થવા લાગ્યો. સ્વાભાવિક રીતે જ એ નવજાગૃતિની હવા પ્રથમ પ્રકટી સાંસ્કૃતિક ક્ષેત્રે. એ નવોત્થાનના પિતા હતા રાજા રામમોહન રાય.

રાજા રામમોહન રાયથી ન્યાયમૂર્તિ રાનડે સુધીના "સર્વાંગી સુધારાવાદીઓ"ની પ્રવૃત્તિઓએ પશ્ચિમના વિચારોને અહીં સ્થિર થવામાં મદદ કરી. રાજા રામમોહન રાય આદિનો સ્પષ્ટ અભિપ્રાય હતો કે પાશ્ચાત્ય ભૌતિક વિદ્યાઓ અને પૌરસ્ત્ય તત્ત્વજ્ઞાન બન્નેને જીવનક્રમમાં અગત્યનું સ્થાન છે. આ નવો સુધારક વર્ગ દેશભક્તિની ભાવનાથી પ્રેરિત હતો અને પૂર્વ તથા પશ્ચિમનું જે કાંઈ ઉત્તમ છે એનો સમન્વય સાધવા મથતો હતો. તેની ઇતિહાસદૃષ્ટિ સજાગ હતી. વિશ્વનાં વિચારબળોના પરિચયથી તેનામાં એવી શ્રદ્ધા પ્રકટી હતી કે અંગ્રેજી કેળવણી મારફતે જ હિંદુસ્તાનનો ઉત્કર્ષ થઈ શકે. યુરોપનાં અન્ય રાજ્યો કરતાં ઇંગ્લૅંડ વિજ્ઞાન, ઉદ્યોગ અને કેળવણીમાં આગળ

હતું અને તેની સાથે કદમ મિલાવવા તે તે દેશો ભારે પુરુષાર્થ કરતા હતા ત્યારે હિન્દુસ્તાન જો અંગ્રેજી કેળવણી નામે પીડ ફેંકી દે તો તે ઘણો પાછળ પડી જાય એટલે અંગ્રેજી કેળવણીનો તે હમેશાં પક્ષ લેતો. ૧૮૧૩થી ૧૮૩૩ સુધીના વીસ વરસ દરમ્યાન હિન્દુસ્તાનમાં કેળવણીવિષયક નીતિમા ઘણો ઉહાપોહ થયો હતો મુખ્યત્વે ત્રણ ધ્યેયો આગળ ધરવામા આવ્યા હતા: “સાહિત્યમા સુધારો અને પુનર્જીવન લાવવુ, હિન્દુસ્તાનના વિદ્વાન દેશીઓને પ્રોત્સાહન આપવુ અને છેલ્લે હિન્દુસ્તાનમાના બ્રિટિશ મરથાનોના રહેવાસીઓમા શાસ્ત્રો-(સાયન્સીઝ)નુ જ્ઞાન દાખલ કરવુ અને તેનો ફેલાવો કરવો ” આ ધ્યેયો દર્શાવતો ૧૮૧૩નો ચાર્ટર ઍક્ટ એ ધ્યેયોને સિદ્ધ કરવામાં કઈ પદ્ધતિઓનો આશ્રય લેવો એ વિશે કશો પ્રકાશ ફેંકતો નથી આ અંગે દેશમા વિવિધ મતો પ્રવર્તતા હતા એક પક્ષ સંસ્કૃત અને અરબીમા ચાલતી પાઠશાળાઓ અને મદ્રેસાઓને વિકસાવી તે દ્વારા દેશમા કેળવણીનો ફેલાવો કરવાના મતનો હતો બીજો પક્ષ અર્વાચીન વિજ્ઞાનાભિમુખ પાશ્ચાત્ય પ્રકારની કેળવણી ક્યારે ફેલાવો પામે એ જોવા ઉત્સુક હતો અને નોંધપાત્ર એ છે કે પહેલા પક્ષમા વૉરેન હેસ્ટિંગ્સ જેવા હાકેમો હતા, જ્યારે પાશ્ચાત્ય પ્રકારની કેળવણીના પક્ષમા રાજા રામમોહન રાય જેવી અહીંની સાસ્કૃતિક વ્યક્તિઓ હતી.

રાજા રામમોહન રાય સંસ્કૃત અને અરબી બન્ને ભાષાના વિદ્વાન હતા. સંસ્કૃતના તો તે જબરા પ્રેમી હતા ૧૮૧૫મા તેમણે વેદાન્તસૂત્રોના શાંકરભાષ્યનો બંગાળી અનુવાદ પ્રસિદ્ધ કર્યો હતો ૧૮૧૬ અને ૧૮૧૭મા તેમણે ઈશ, કેન, કઠ, મુંડક અને માડૂક્ય ઉપનિષદોના બંગાળી અનુવાદ કર્યા (પહેલા ચાર ઉપનિષદોના તો અંગ્રેજી અનુવાદ પણ તેમણે કર્યા), તેની પ્રસ્તાવનાઓ લખી અને પોતાને ખરચે બધાને મફત વહેંચવાનુ શરૂ કર્યું રાજા રામમોહન રાયનો વેદાંતનો અભ્યાસ સંગીન હતો ઇસ્લામ અને ખ્રિસ્તી ધર્મના સિદ્ધાંતોનો પણ તેમને સારો પરિચય હતો. આમ ઓગણીસમી સદીના પૂર્વાર્ધમા આ નવો

સુધારકવર્ગ અસ્તિત્વમાં આવ્યો – જેના રાજા રામમોહન રાય પ્રતિનિધિ હતા – એ વર્ગે પશ્ચિમી ઢબની કેળવણીનો પુરસ્કાર કોઈ અશક્તિ કે ભ્રાન્તિથી કર્યો ન હતો. એની પાછળ એક સ્પષ્ટ સમજણ હતી. તેમણે ધાર્મિક અને સામાજિક સુધારા પર ધ્યાન કેન્દ્રિત કર્યું એ કાર્ય થયા સિવાય રાજકીય સુધારાનુ કાર્ય હાથ ધરવામાં આવે તોપણ, તે વખતના આપણા સમાજની સ્થિતિ જોતાં, એમાં સફળતા મળે એ ભાગ્યે જ સંભવિત હતું ધાર્મિક સુધારાના કાર્યમાં રાજા રામમોહન રાયે સ્થાપેલ 'બ્રાહ્મસમાજ' મોખરે હતો. પાછળથી કેશવચન્દ્ર સેને એની પ્રવૃત્તિઓનો વિકાસ કર્યો. આધુનિક કેળવણીનાં પગરણ મંડાયાં તેમાં મહત્ત્વનો ફાળો આપનાર મૅકૉલેનું દર્શન ગમે તે હો, પણ રાજા રામમોહન રાય આદિ પાશ્ચાત્ય વિદ્યાભિમુખ શિક્ષણ અને પૌરસ્ત્ય વેદાંતવારસાનો સમન્વય કરવા માગતા હતા. ધર્મતત્ત્વને અનુભવ અને બુદ્ધિની કસોટીએ ચડાવવાનો આગ્રહ રાજા રામમોહન રાયથી શરૂ થયો હતો. મૂર્તિપૂજા, કર્મકાંડીય કર્મઠ પદ્ધતિઓ, જૂના રીતરિવાજો, વહેમી માન્યતાઓ વગેરે સામે રાજા રામમોહન રાયે પ્રહારો કર્યા જેથી કેટલાકને લાગ્યુ કે તે ખ્રિસ્તી ધર્મનો પ્રચાર કરે છે! પણ વાસ્તવિક રીતે તો ખ્રિસ્તી ધર્મના વ્યાપક પ્રસાર સામે દેશભરમાં જે સંરક્ષક બળ ઊભું થયુ એમાં રાજા રામમોહન રાયની સેવાઓ વીસરી શકાય એમ નથી. ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમા જુદી જાતની સેવા સ્વામી દયાનંદે 'આર્યસમાજ' દ્વારા કરી. રાજા રામમોહન રાયને એક બાજુ સનાતની હિંદુઓના વર્ગ સામે લડવુ પડયું તેમ બીજી બાજુ ચુસ્ત ખ્રિસ્તી મિશનરીઓ સામે પણ લડવુ પડયું.[1] બ્રાહ્મસમાજની પ્રવૃત્તિએ વિશ્વધર્મની ભાવનાને વેગ આપ્યો, ધાર્મિક ઘેલછાને દૂર કરી, પરધર્મસહિષ્ણુતાના બીજ રોપ્યાં અને અનેક સંપ્રદાયોમાં વિભક્ત હિન્દુ ધર્મને એની પાયાની એક ઈશ્વરની ભાવનામા કેન્દ્રિત કર્યો. રાજા રામમોહન રાયનો બ્રાહ્મધર્મ તે એક રીતનો સાર્વભૌમ ધર્મ હતો.

૧. આચાર્ય જાવડેકર, 'આધુનિક ભારત', પૃ ૫૮

રામમોહન રાય, મૂળ લેખો, ગ્રંથો અને શ્રીયુત નગેન્દ્રનાથ ચટ્ટોપાધ્યાયે લખેલા રાજાના જીવનચરિત્રને આધારે" શિવપ્રસાદ દોલતરામ પંડિતે લખેલા લેખમાં કહ્યું છે કે "રાજા રામમોહન રાયનો બ્રાહ્મધર્મ વિશ્વજનીન (universal) હતો. બ્રાહ્મસમાજના ટ્રસ્ટ ડીડમાં તેમણે સ્પષ્ટપણે નિર્દેશ કર્યો છે કે બ્રાહ્મસમાજના મંદિરમાં કોઈ પણ સંપ્રદાયક નામથી પૂજા કરવામાં નહિ આવે. અને ઉપાસનાને માટે કોઈ પણ પ્રકારની સાંપ્રદાયિક પદ્ધતિનું અવલંબન કરવામાં નહિ આવે. રાજા રામમોહન રાય વિલાયત પધાર્યા હતા ત્યારે બીજા અનેક વિદ્વાનોની સાથે અંગ્રેજી કવિ ટોમસ મૂર સાથે પણ તેમને મુલાકાત થઈ હતી. એ મુલાકાતનું વર્ણન લખતાં એ વિદ્વાન કવિ તા. ૬ઠ્ઠી જૂન ૧૮૩૧ની પોતાની ડાયરીમાં લખે છે કે —

*'Rammohan Roy gave an account of a Society at* Calcutta formed of persons of all countries, religions and sects — Hindu Musalmans Protestants, Catholics. A sort of service performed at their meetings from which all such names as marked any particular faith as Christ, Mahomet etc. were excluded, but the name of God in all languages and forms whether Jehovah, Brahma or any other such title retained.

' રાજા રામમોહન રાયના શિષ્ય સ્વર્ગીય નંદકિશોર બસુ [?] (શ્રીયુત અરવિંદ ઘોષના પ્રપિતામહ) કહેતા હતા કે એ વિશ્વજનીન ધર્મ સમજાવતા રાજાના ગાલ ઉપર અશ્રુધારા વહેવા લાગતી. વિલાયત જતી વખતે રાજા રામમોહન રાય પોતાના શિષ્યોને કહી ગયા હતા કે 'મૃત્યુ પછી ભિન્નભિન્ન ધર્મના લોકો મને પોતપોતાના પંથનો ગણશે, પરંતુ હું કોઈ ખાસ પંથનો માણસ નથી.' ૩

---

૨ સમાલોચક, પુ. ૩૩, અંક ૭-૮, પૃ. ૩૦૪-૩૦૫

૩ એજન

રાજા રામમોહન રાયે સામાજિક સુધારા તરફ પણ દૃષ્ટિ રાખી હતી. ૧૮૧૭–૧૮માં 'સતી'ના ચાલને નાબૂદ કરવા માટે તેમણે ઝુંબેશ ચલાવી. ૧૮૨૯માં 'સતી'ની કુરૂઢિ લૉર્ડ બેન્ટિન્કે કાયદો કરી બંધ કરાવી. આ ઉપરાંત રાજા રામમોહન રાયે સ્ત્રીસ્વાતંત્ર્યના સવાલને હાથ ધર્યો અને બાપદાદાની મિલકતમાંથી સ્ત્રીઓને પણ વારસો મળે એ માટે પણ પ્રયત્ન કર્યો. રાજા રામમોહન રાયના આયુષ્યના અંત ભાગમાં કદાચ એ વાતની તેમને પ્રતીતિ થઈ હતી કે હિન્દુસ્તાનના સર્વાંગી વિકાસ માટે રાજકીય સ્વાતંત્ર્ય પણ વહેલી તકે હાંસલ કરવું જોઈએ અને એ માટે મોટા પાયા પર પ્રજાને તાલીમ અપાવી જોઈએ. લૉર્ડ હેસ્ટિંગ્સના અમલ દરમ્યાન નાગરિક સ્વાતંત્ર્ય પર તરાપ મારવામાં આવી, મુદ્રણસ્વાતંત્ર્ય ઝૂંટવી લેવામાં આવ્યું, ત્યારે રાજા રામમોહન રાયે બંધારણીય માર્ગે એનો જબરો વિરોધ કર્યો અને ઠેઠ બ્રિટિશ પાર્લમેન્ટ સુધી પહોંચી જઈને ઈસ્ટ ઇન્ડિયા કંપનીની સરકાર વિરુદ્ધ ન્યાય માગવાનો પ્રયાસ કર્યો. તેમણે પોતે પોતાનું છાપું બંધ કરી વિરોધ દર્શાવ્યો.

રાજકીય સ્વાતંત્ર્ય માટે ધૂંધવાતો અગ્નિ આખરે ૧૮૫૭ના સ્વાતંત્ર્યસંગ્રામરૂપે ભભૂકી ઊઠ્યો. બીજે જ વર્ષે બળવાના એક પરિણામરૂપે રાણી વિક્ટોરિયાનો ઢંઢેરો બહાર પડ્યો. રાણી વિક્ટોરિયાનો એ ઢંઢેરો બહાર પડ્યો અને વેપારી પેઢી પાસેથી પાર્લમેન્ટની માતા એવી બ્રિટિશ પાર્લમેન્ટને હસ્તક અહીંની રાજ્યવ્યવસ્થા ગઈ. પશ્ચિમના સંપર્કમાં મુકાયા પછી અનિવાર્યપણે જે અસરો પચાવવાની હતી એ માટે હવે અવકાશ મળ્યો. આ સમયમાં, સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ, સ્વાભાવિક રીતે જ વેગવાળી બને છે.

બળવાના વરસે – ૧૮૫૭માં હિન્દુસ્તાનમાં કલકત્તા, મદ્રાસ અને મુંબઈમાં યુનિવર્સિટીઓની સ્થાપના થાય છે. ૧૮૫૮માં કલકત્તા યુનિવર્સિટીના પહેલા સ્નાતક તરીકે બંકિમચંદ્ર ચેટરજી યુનિવર્સિટીમાંથી બહાર નીકળે છે. યુનિવર્સિટીઓ સ્થપાતાં દેશમાં નવીન હવા

પ્રગટે છે. અર્વાચીન વિદ્યાનાભિમુખ કેળવણીની ભૂખ સંતોષાય છે. જીવનપ્રશ્નો પરત્વેના અભિગમોમાં બુદ્ધિપૂત વલણોનુ અને સામાન્ય માનવહિતૈષી જીવનદૃષ્ટિનુ સવિશેષ મહત્ત્વ થતું જોવા મળે છે. એ વખતની ગુજરાતની સંસ્કાર-સંસ્થાઓનાં નામાભિધાન પણ કેવાં હતાં! 'બુદ્ધિવર્ધક સભા', 'તત્ત્વશોધક સભા', 'વિદ્યાભ્યાસક સભા', 'માનવધર્મ સભા' – વગેરે. એ નામો પરથી પણ પ્રજાચૈતન્ય કેવા કેવા માર્ગે સ્ફુરતું હતું તે જોવા મળે છે. ૧૮૪૮માં ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની સ્થાપના થઈ. ૧૮૫૧માં બુદ્ધિવર્ધક સભા અસ્તિત્વમાં આવી. ૧૮૫૮માં કવિ નર્મદ એના મંત્રી બન્યા. ૧૮૬૦માં તત્ત્વશોધક સભા સ્થપાઈ. અને આ જ ગાળામા એક મોટો બનાવ બન્યો – અને તે ૧૮૫૮માં હોપ વાચનમાળાનું પ્રકાશન.

યુનિવર્સિટીઓમાંથી જે સ્નાતકો બહાર આવવા માંડયા તેમના હૃદયમાં વિદ્યોપાસનાની પ્રબળ જ્યોત જલતી હતી. કૉલેજ-કાળમાં સંસ્કૃત ને અંગ્રેજી સાહિત્યના અધ્યયનથી એક ઉચ્ચ કોટિનું બૌદ્ધિક ખમીર તેમનામાં ઊભળતું હતું. પાશ્ચાત્ય કેળવણી દ્વારા ત્યાંનાં શાસ્ત્રો અને સાહિત્યનો મળેલો મબલક લાભ, તે જ સમયમાં, પાશ્ચાત્ય મનીષીઓને હાથે પૌરસ્ત્ય શાસ્ત્રો અને સાહિત્યનો આદરભર્યો પુરસ્કાર થતાં એ બધા પૌરસ્ત્ય વારસાનો અહીંની યુનિવર્સિટીમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને મળેલો પરિચય અને આના એક અવશ્યંભાવી પરિણામરૂપે યુનિવર્સિટીના યુવકોમાં રાજકીય ક્ષેત્ર કરતાં વધારે વ્યાપક એવા સાંસ્કૃતિક ક્ષેત્ર અંગે જાગેલી એક સંગીન સ્વાભિમાનવૃત્તિ,— આ બધાને લીધે તેમની માનસસૃષ્ટિમાં કોક અજબ ભાવનાભર્યાં સ્વપ્નો સ્ફુરવા લાગ્યાં.

એ સ્ફુરણોએ ૧૮૮૫માં દેશના સર્વતોમુખી ઉદ્ધારના એક અનિવાર્ય પાયારૂપે રાજકીય સ્વતંત્રતાની લડત આરંભતી કોંગ્રેસ–રાષ્ટ્રીય મહાસભા–ને જન્મ આપ્યો, ત્યાં સુધીનો એક પેઢી જેટલો ત્રીસેક વર્ષ જેટલો ગાળો એ આપણા દેશના અર્વાચીન ઇતિહાસમાં

સાંસ્કૃતિક નવજાગૃતિનો સુવર્ણકાળ હતો. દેશની સ્થિતિ જોઈએ તો આ સમય શાંતિનો અને સ્થિરતાનો કહી શકાય. ગોવર્ધનરામનો જન્મ થયો એ જ વર્ષે દેશમાં મોટી રેલવે નંખાઈ ચૂકી હતી. ૧૮૫૪માં, એમના જન્મના આગલા વર્ષે જ, ટપાલવ્યવસ્થા અમલમાં આવી હતી. અમદાવાદમાં રણછોડભાઈએ મિલ બંધાવી હતી. મુદ્રણયંત્રોની સગવડને કારણે પુસ્તકો તેમ જ સામયિકો પ્રગટ થવા માંડયાં હતાં. રણછોડલાલ ઝવેરી, દુર્ગારામ મહેતાજી અને ભોગીલાલ પ્રાણવલ્લભદાસના પુરુષાર્થને પરિણામે કેળવણીક્ષેત્રમાં સારો એવો વિકાસ થયો હતો. ઠેર ઠેર પુસ્તકાલયો અને વાચનાલયો શરૂ થયાં હતાં.

ગોવર્ધનરામના જન્મનો સમય એ સુધારાની ભરતીનો સમય હતો, પણ તેમનું માનસબંધારણ ચોક્કસ આકાર લેવા માંડે તે સમય સુધીમાં એટલે કે તેમની યુવાવસ્થાના સમય સુધીમાં તો સુધારાનાં વળતાં પાણી થઈ ચૂકયાં હતાં. ભૂતપ્રેતાદિના વહેમો અને બાળલગ્નનો પ્રચાર, વિધવાવિવાહ અને પરદેશગમન સામેનો વિરોધ અને બીજા કુરિવાજો સામે દુર્ગારામ મહેતાજી, દલપતરામ અને કવિ નર્મદાશંકર જેવાઓના પ્રયત્નોને પરિણામે પ્રજામાં જાગૃતિ આવી હતી. પરંતુ આ સુધારાની હિલચાલ પછીથી બેલગામ બનતી જોવામાં આવે છે અને ભંજકતા, પરંપરાવિચ્છેદ, પશ્ચિમનાં હીણાં તત્ત્વોને દોડીને સ્વીકારવાનુ વલણ આદિ દુષ્પરિણામો દેખાવા માંડે છે. યુનિવર્સિટીની સ્થાપનાના વર્ષની આસપાસ જન્મેલાઓ યુનિવર્સિટીમાંથી પદવી મેળવી બહાર પડયા ત્યાં સુધીમાં તો સુધારાનુ બળ ઓસરવા માંડયું હતું.

દેશના સમાજને ધારણ કરવા માટે સુધારાની ઊભરા જેવી પ્રવૃત્તિ કરતાં વધારે ઊંડી વ્યાપક ભાવનાની જરૂર તીવ્રપણે હવે વરતાવા લાગી છે. વ્યક્તિઓના જીવનમાં આવાં પરિવર્તનનો દાખલો તે ઉત્તરાવસ્થાનો નર્મદ છે. દેશના સૂક્ષ્મજીવનને આકાર આપતી સંસ્થાઓ પણ પ્રગટ થવા માંડે છે. બ્રાહ્મસમાજને અનુસરીને ગુજરાતમાં ૧૮૭૧માં પ્રાર્થનાસમાજની સ્થાપના થાય છે. ૧૮૫૭માં સ્વામી દયાનંદનો

આર્યસમાજ સ્થિર થાય છે. આ જ વરસમા થિયૉસૉફિકલ સોસાયટીની સ્થાપના થાય છે, એની અસર હિન્દુસ્તાન ઉપર પણ પડે છે. એકંદરે એમ કહી શકાય કે પશ્ચિમની શરણાગતિ સ્વીકારવાથી ઉદ્ધાર થશે એવી ભાવનામાથી ખસતા ખસતા પશ્ચિમનુ ઉત્તમ તત્ત્વ – બૌદ્ધિક અભિગમ અને વિજ્ઞાનનિષ્ઠા – સ્વીકારવાની સાથે સાથે અત્રત્ય ધર્મપરંપરામાં રહેલાં મૂળિયામાથી જ પ્રજાજીવને પોષણ મેળવવુ એ દિશાએ શિક્ષિતોના વિચાર વળવા માડે એવુ વાતાવરણ જામતુ જતું હતુ. આ આખા સાંસ્કૃતિક સંદર્ભને સમજવામા ઉત્તમલાલ ત્રિવેદીનું વક્તવ્ય ઉપકારક નીવડે એવુ છે : " ઈ. સ.ના ઓગણીસમા સૈકાના છઠ્ઠાસાતમા દશકામા આપણા દેશમાં સંગમયુગની કર્તવ્યદિશાનો નિર્ણય કરવાનુ કામ સરળ ન હતું. આ વખતે પશ્ચિમમાં કેટલાક કાળથી ઉત્પન્ન થયેલો નવીન બૌદ્ધવાદ (Rationalism) પરિણત કોટિએ પહોંચ્યો હતો. ક્રિશ્ચિયન ધર્મશાસ્ત્રનુ ઐતિહાસિક દૃષ્ટિએ પરીક્ષણ થતાં જીસસનું ઈશ્વરત્વ વિગેરે સિદ્ધાતો નવીન બૌદ્ધોએ છિન્નભિન્ન કરી નાખ્યા હતા, અને તેના પરિણામમાં ક્રિશ્ચિયાનિટીને પોતાને અને સામાન્ય રીતે ધર્મની ભાવનાને પણ થોડો ધક્કો પહોંચ્યો ન હતો. પશ્ચિમમાં જ્યારે આ સ્થિતિ હતી ત્યારે આપણે ત્યાં તેવા જ ઐતિહાસિક પરીક્ષણ દ્વારા ક્રિશ્ચિયન મિશનરીઓએ આપણા ધર્મ અને ધર્મસંસ્થાઓ ઉપર સખ્ત પ્રહારો શરૂ કર્યા હતા, અને તે ફતેહમંદ થવાની તૈયારીમાં હતા. આપણા ધર્મના અનેક સ્તરોને ન જાણનારા અને આ મિશનરીઓનાં પરીક્ષણોને પ્રમાણરૂપ માનનારા આપણા નવીન વર્ગમાં પણ આપણા ધર્મ ઉપર અનાદર અને અમિત્રતાની વૃત્તિઓ સબળ થતી હતી. તેની સાથે આચારના પ્રદેશોમા સ્વાતંત્ર્ય, સમાનતા અને ભ્રાતૃભાવના, હેતુવાદને અંગે ઉત્પન્ન થયેલા અહંપરતા અને જનહિતપરતાના, પડઘા વેગથી વાગી રહ્યા હતા. અને, આપણા કેળવાયેલા જનસમાજના આચારવિચારને રંગી રહ્યા હતા. અને તેથી આપણા સ્માર્ત વિધિનિષેધો બન્ધનરૂપ મનાવા લાગ્યા હતા; પરાપૂર્વથી ચાલતી આવેલી

રૂઢિઓ હેતુવાદે અયોગ્ય. અને હાનિકર ગણાતાં તેને પલટી નાખી સ્થિત્યંતર કરવાના ઉપક્રમો, સત્યમતના ઉત્સાહથી, અજ્ઞાન હિંદુઓ તરફ પૂજ્ય અનુકંપાથી, અને ઉદાર આત્મસમર્પણવૃત્તિથી, આગ્રહ સાથે, વીરવૃત્તિથી થઈ ચૂકયા હતા. આ પછી આપણામાં ક્રિશ્ચિયાનિટીના સંચારનો ઉચ્છેદ કરવા દયાનંદ સરસ્વતીએ હિંદુ ધર્મની એક શોધિત આવૃત્તિ રચવા અને ઉપદેશવા માંડી હતી પરંતુ તેમાં પણ ઈશ્વરવિચારમાં પાશ્ચાત્ય પદ્ધતિ અને આચારમાં હેતુવાદનાં ઘણાં અંગોનો પ્રત્યક્ષ કે પરોક્ષ સ્વીકાર હતો.

બીજી તરફ આ જ અરસામાં પાશ્ચાત્યોમાં બૌદ્ધવાદને અંગે ઉત્પન્ન થયેલા પ્રપંચવાદ( Materialism )ના પ્રતીકારરૂપે નવીન અધ્યાત્મશાસ્ત્રનો ઉદય થઈ ચૂક્યો હતો, અને કાંઈક થિયોસોફિકલ સોસાયટીથી અને કાંઈક ક્રિશ્ચિયન ધર્મના મંજીવનથી, પ્રપંચપરાયણતા ઉપર આઘાતો શરૂ થઈ ગયા હતા. આપણે ત્યાં પણ આ નવા પ્રવાહો પહોંચ્યા અને એક નવીન બળ આપણા દેશમાં જન્મ પામ્યું. લૉર્ડ મેકોલેએ જ્યારે તેના યુગમાં તેને જણાયેલી જરૂરિયાતો પ્રમાણે સંસ્કૃત દ્વારા શિક્ષણ આપવાના માર્ગનો અનાદર કરી અંગ્રેજી વિદ્યાનો પ્રચાર કર્યો, ત્યારે નવીન યુગમાં યુનિવર્સિટીઓએ પશ્ચિમની ગ્રીક લેટિનના અનુસરણમાં પ્રાચીન (સંસ્કૃતાદિક) [illegible] દાખલ કરી હતી. અને આ ભાષાનું આપણા સાર્વજનિક [illegible] પુનઃપ્રતિષ્ઠાપન થવાથી એક નવું બળ ઉત્પન્ન થયું હતું. પશ્ચિમના બૌદ્ધવાદના પરિશીલનથી તીક્ષ્ણ થયેલી બુદ્ધિ [illegible] વ્યાપૃત ન [?] થઈ અને તેને પરિણામે [illegible] આરંભ થયો આમ ગોવર્ધનભાઈના [illegible] ‘સુધારો’ જન્મ પામ્યો હતો ને [illegible] પ્રક્ષોભ શાંત પડ્યો હતો, અને ને [illegible] થૈતાની પરીક્ષા કરવાનો [illegible]

૪. ‘વસંત’ વર્ષ ૬, અંક ૩, પૃ. ૨૨૪-[illegible]

ગોવર્ધનરામનો ઉછેર જે સમયમા થયો અને જે સમયમા એમનુ માનસગધારણ ઘડાયુ તે સમયગાળો એટલે કે તેમના જન્મનું વર્ષ ૧૮૫૫ અને ભાવનગર છોડી ૧૮૮૪મા વકીલાત શરૂ કરી તે વર્ષ – એ વચ્ચેના સમયનો ગાળો ૧૮૫૫થી ૧૮૮૪ – તે દેશના અનુ લક્ષમા બોલીએ તો યુનિવર્સિટી સ્થપાયાનુ વર્ષ ૧૮૫૭ અને કાગ્રેસની સ્થાપનાનુ વર્ષ ૧૮૮૫ એ વચ્ચેના સમયનો ગાળો છે કહેવાની જરૂર નથી કે આ ગાળામા સુધારા જેવી રાજસ આકાક્ષાને બદલે ધીમે ધીમે સારકૃતિક મહત્ત્વાકાક્ષા પ્રજાહૃદયનો કબજો લઈ રહી હતી આ સમય મા એક બીજુ લક્ષણ પણ ઉદય પામે છે સુધારાવાદનુ ઊણુ ઊતરવુ અને ઉઘાડા પેડવુ એ હકીકત પુનરથાપનાવાદ (Revivalism )ને સ્વાભાવિક રીતે અવકાશ પણ આપે છે ગોવર્ધનરામના સમયની સુધારા વિષયક પરિસ્થિતિ એવી હતી કે તેમને સુધારાવાદી કહેવાનો તો અવસર નથી પણ તેમના મહાન સમકાલીન મણિલાલ નભુભાઈ દ્વિવેદીની જેમ ગોવર્ધનરામ પુનરથાપનાવાદી પણ થયા નથી પશ્ચિમની બુદ્ધિપૂત વિજ્ઞાનદષ્ટિ અને સબળ કર્મયોગ તેમ જ અત્રત્ય અધ્યાત્મપરપરામાથી બળ મેળવતુ સમાજસત્ત્વ એ બન્ને પ્રત્યે આદર સેવનારી સમન્વયદષ્ટિ ગોવર્ધનરામમા સોળે કળાએ ખીલી ઊઠતી જોવા મળે છે

ગોવર્ધનરામના સમયમા દેશનો સવાલ મુખ્યત્વે સારકૃતિક હતો દેશની માત્ર સારકૃતિક જ નહિ પણ આર્થિક સ્થિતિ સુધારવાના પગરણ પણ મડાય, ધાર્મિક ( તે કેવળ સાપ્રદાયિક નહિ પણ વિશાળ અર્થમા ધાર્મિક ) પ્રેરણાઓનો લાભ પણ લેવાય, સુધારાવાદીઓને બધુ ફગાવી દેવા જેવુ લાગતુ હતું એને બદલે પરપરાગત જેટલુ ઉપકારક હોય તે બધુ જળવાય અને કામે લગાડાય તેમ જ સાથે સાથે પશ્ચિમ માથી જરૂરી એવા જીવનખ્યાલો, જીવનરીતિઓ અને સરથાઓ પણ જરૂરિયાત પ્રમાણે અપનાવાય, – એ હવે વધુ ને વધુ આવકાર્ય બનતું જાય છે આવા સમયમા 'પ્રચડ મનોઘટનાશાળી' સાહિત્યકાર

ગોવર્ધનરામ આપણી ભૂમિ ઉપર પાકે છે. તેમણે વિદ્યોપાસનામાં સ્વધર્મ જોયો. ગોવર્ધનરામના પ્રિય લેખક કાર્લાઈલના શબ્દો, " Blessed is he who has found his work in the world and does it, making his claim to wages a zero "– ગોવર્ધનરામને માટે સંપૂર્ણતઃ યથાર્થ છે.

ગોવર્ધનરામે સર્જકશક્તિ એકમાત્ર વિદ્યાના ક્ષેત્રમાં પ્રવર્તાવવી એમ મનથી નક્કી કર્યું અને વિદ્યોપાસનાને માર્ગે જ પોતાની જીવનરચના અને પોતાના દેશની સેવા સિદ્ધ કરવી એવા ખ્યાલ સાથે સાક્ષરજીવનનો અંગીકાર કર્યો. એમની સાક્ષરજીવનની સાધનાની સિદ્ધિઓની યાદી સુલભ સાધનો અનુસાર નીચે આપી છે:

| | | |
|---|---|---|
| ૧ | Is There Any Creator of This Universe? | ૧૮૭૩ |
| ૨ | The State of Hindu Society in the Bombay Presidency | ૧૮૭૩ |
| ३ | हृदयरुदितशतकम् | १८७५ |
| ४ | निधिकुण्ठितम् | १८७५ |
| ૫ | The Scope of University Education | ૧૮૭૫ |
| ૬ | On the Effects of the Custom of Early Marriages on the Educational Progress of the Natives of India | ૧૮૭૬ |
| ૭ | A Rude Outline of the General Features of 'Practical Asceticism' in My Sense of the Word | ૧૮૭૭ |
| ૮ | Jiji the Mother of Shivaji | ૧૮૭૭ |
| ૯ | The Character of Nana Fadanavis | ૧૮૭૭ |
| ૧૦ | A Comparison between the Characters of the Gujarat & Maratha Histories | ૧૮૭૭ |
| ૧૧ | Our Religious Reforms | ૧૮૭૭ |
| ૧૨ | Early Marriages | ૧૮૭૭ |
| ૧૩ | My Religion | ૧૮૭૭ |
| ૧૪ | Relation of the Sexes | ૧૮૭૭ |

૧૫ Advantages and Means of Diffusing the Knowledge of Natural Science in India ૧૮૭૭
૧૬ મનઃસુખરામ કૃત 'ગોકુળજી ઝાલાનું જીવનચરિત્ર'નું અવલોકન ૧૮૮૨
૧૭ વેદ અને વેદાન્ત ૧૮૮૪
૧૮ The Philosophy and Science of Substantive Criminal Law ૧૮૮૪
૧૯ સંસારસુધારો ૧૮૮૫
૨૦ 'કુસુમમાળા'ની પ્રતમાં હાસિયા-નોંધો ૧૮૮૭
૨૧ સરસ્વતીચંદ્ર ભાગ ૧ ૧૮૮૭
૨૨ On Betrothal Among the Vadnagara Nagar Brahmins of Nadiad ૧૮૮૭
૨૩ Shall We Live After Death ? ૧૮૮૮
૨૪ Scrap-books ૧૮૮૮-૧૯૦૬
૨૫ સ્નેહમુદ્રા ૧૮૮૯
૨૬ રસસુન્દરી અને તત્ત્વાનંદ સ્વામી ૧૮૮૯-૧૯૦૫
૨૭ 'Monism or Advaitism' by Mr. Manilal N. Dvivedi, B. A. & The Advaitism of Sankar's Vedanta ૧૮૯૦
૨૮ સ્વ. સાક્ષર નવલરામ લક્ષ્મીરામનું જીવનવૃત્તાંત ૧૮૯૧
૨૯ Some Questions of Religious Philosophy ૧૮૯૧
૩૦ સરસ્વતીચંદ્ર ભાગ ૨ ૧૮૯૨
૩૧ જીવ, મૃત્યુ અને મૃત્યુ પછી ૧૮૯૨
૩૨ એશિયા, યુરોપ વગેરે ખંડોમાની મહાપ્રજાઓમાં જનસ્વભાવનાં લાક્ષણિક દષ્ટાંત ૧૮૯૩
૩૩ સંસારપ્રતિબિંબ ૧૮૯૩
૩૪ The Classical Poets of Gujarat and Their Influence on Society & Morals ૧૮૯૪
૩૫ કર્મ, ધર્મ અને જ્ઞાન : તત્સંબંધે દેશકાળનો વિવેક ૧૮૯૪
૩૬ કવિતા, કાવ્ય અને કવિ એ વિષયે મિતાક્ષર ૧૮૯૬
૩૭ ગુજરાતી શબ્દોની લેખનપદ્ધતિનો વિવેક ૧૮૯૬

ઉપરની યાદીમાંની દરેકેદરેક કૃતિ વિશે આ પુસ્તકમાં પરિચય કરાવવામાં આવ્યો છે અને ક્વચિત્ ચર્ચા પણ કરી છે, સિવાય કે (અ) નં. ૧, ૨, ૫,—જેના છૂટક અંશો જ મળ્યા છે અને પૂરો પરિચય આપવો શક્ય ન હોઈ જીવનકથા વિભાગમાં તે તે સ્થળે તેમનો નિર્દેશ થયો છે; અને (બ) નં. ૮, ૯, ૧૦, ૧૧, ૧૨, ૧૩, ૧૪, ૧૫, ૧૯, ૩૧, ૪૩, ૪૬, ૫૬, ૭૦, ૭૮ અને ૮૧—જે અપ્રાપ્ય રહી છે પણ તત્કાલીન લેખકોના ઉલ્લેખો ઉપરથી ગોવર્ધનરામની હોવા વિશે શંકા નથી.

ગોવર્ધનરામનાં સમગ્ર લખાણોની એક યાદી ગોવર્ધનરામના મૃત્યુ પછી ત્રણ વર્ષે ૧૯૧૦માં પ્રસિદ્ધ થયેલા 'શ્રીયુત ગોવર્ધનરામ'માં આપવામા આવી છે અને શતાબ્દીપ્રસંગે – ૧૯૫૫માં પ્રસિદ્ધ થયેલા 'ગોવર્ધનશતાબ્દીગ્રંથ'માં પણ આપવામાં આવેલી છે; એમાં ઉપર નોંધેલાં ૧ થી ૮૪ સિવાયનાં જે લખાણોના ઉલ્લેખ મળે છે તેની યાદી નીચે પ્રમાણે છે:

૮૫ Vedic Lecture – Notes
૮૬ Notes on Education
૮૭ मनोदूत
૮૮ गिरनार पर्वत
૮૯ જ્ઞાનશરીર
૯૦ ધર્મ અને વ્યવહાર
૯૧ ટોડના 'રાજસ્થાન'નું ભાષાંતર
૯૨ Lectures – Notes on 'Talisman'
૯૩ Poetico-Rationalism
૯૪ Index of the Statement Submitted to the University Commission
૯૫ References from others, Industrial, Literary, Educational
૯૬ Our Higher Education as a Political Factor
૯૭ Primary Education
૯૮ Rejected Portion for Education Conference
૯૯ Siddhapur Lecture – Notes
૧૦૦ Notes on Religion
૧૦૧ Notes on Vedic Religion
૧૦૨ Hope of India
૧૦૩ Fragment of a Letter Written to the Vice-chancellor and the Members of the Syndicate of the University of Bombay

૧૦૪ Our Social Reforms
૧૦૫ Ethical Conclusions on the Duties of Married Life and a Husband's Duties
૧૦૬ Notes on Hindus and Social Reform
૧૦૭ Political Ethics for British India
૧૦૮ Notes on Forms of Marriage in Ancient India
૧૦૯ Notes on Mahabharat
૧૧૦ Patriotic Dreams of an Unpatriotic Indian
૧૧૧ Patriotism of Educated Natives
૧૧૨ Notes on Yoga

ઉપરની યાદીમાં નં. ૮૫ થી નં. ૧૧૨ માંથી વ્યાખ્યાનનિબંધો, નોંધો, પત્રો આદિ સ્વરૂપદૃષ્ટિએ વિભાગીકરણ તેમ જ તેમના કર્તૃત્વનો પ્રશ્ન એ બધુ ચર્ચવાનું તો તે તે સામગ્રી લભ્ય થાય ત્યારે શક્ય બને.

## પ્રકરણ ૨

## જીવનકથા – ૧ (૧૮૫૫ – ૧૮૮૩)

ગોવર્ધનરામના મનીષીજીવનને ત્રણ વિભાગમાં અવલોકી શકાય: સ્નેહજીવન, સાક્ષરજીવન અને અધ્યાત્મજીવન. ગોવર્ધનરામ 'સ્નેહમુદ્રા'માં સ્નેહજીવનનો આલેખ આપે છે તો તેમના સાક્ષરજીવનનો નિષ્કર્ષ 'સરસ્વતીચંદ્ર'માં મળે છે. 'સ્નેહમુદ્રા' પ્રકટ થઈ ૧૮૮૯માં એટલે કે 'સરસ્વતીચંદ્ર' ભા. ૧ પ્રગટ થયા પછી બે વર્ષે. પરંતુ તે લખવાની શરૂઆત ૧૮૭૭માં થઈ હતી. 'સ્નેહમુદ્રા'નો ઉદ્ભવ વિશેષ ભાવે ગોવર્ધનરામના અંગત જીવનમાંથી થયો હોઈ તે સમજવા માટે (આગળ જોઈશું તેમ અમુક અંશે 'સરસ્વતીચંદ્ર'ની પણ અમુક રેખાઓનો અંગત જીવન સાથે સંબંધ હોઈ તેને સમજવાની પૂર્વ-તૈયારી રૂપે પણ) એમના જીવનનાં પૂર્વાર્ધનાં વર્ષો—તેમણે ભાવનગર છોડયું ત્યાં સુધીનાં વર્ષો—નો પરિચય કરવો આવશ્યક છે. હરકોઈ સાચા કળાકારની જેમ ગોવર્ધનરામનું સહાનુભૂતિનું ક્ષેત્ર અપૂર્વ વિસ્તર્યું હતું, પોતાની સહાનુભૂતિના દૃઢ આશ્લેષમા સારાય વિશ્વને તેમણે જાણે લીધુ હતું! આ જ અધ્યાત્મજીવન. ગોવર્ધનરામને મન અધ્યાત્મ-જીવન સ્નેહજીવન અને સાક્ષરજીવનથી જુદું ન હતું ગોવર્ધનરામના જીવનના ત્રણ ભાગ સ્વાભાવિક રીતે પડી જતા જોવા મળે છે અને તે દરેકમાં જીવનસાધનાના આ કે તે રંગનું પ્રાધાન્ય પણ જોવુ શકય છે એથી એમના જીવનને ત્રણ વિભાગમાં ભલે વિલોકીએ, પણ તે સતત ધ્યાનમાં રાખીને કે એકંદરે તો સ્નેહજીવન સાક્ષરજીવન-અધ્યાત્મજીવન એ અખંડ ધારાવાહી સાધના છે. દાખલા તરીકે, અધ્યાત્મ-જીવન અંગેની વિભાવના સ્નેહજીવન દરમ્યાન જ ક્રમે ક્રમે

તેમની સમક્ષ અંકુરિત થતી જોવા મળે છે. આમ ગોવર્ધનરામના સ્નેહજીવનનો પરિચય તેમની પ્રથમ સર્જક કૃતિ 'સ્નેહમુદ્રા'ને અને અલબત્ત 'સરસ્વતીચંદ્ર'ને અને સમગ્ર ગોવર્ધનરામને સમજવામાં સહાયભૂત થશે •

શ્રી ગોવર્ધનરામ ત્રિપાઠીનો જન્મ સંવત ૧૯૧૧ના વિજયાદશમીના દિવસે એટલે ૨૦ ઓક્ટોબર ૧૮૫૫ના રોજ નડિયાદમા થયો હતો. તેમના પિતાનું નામ માધવરામ ને માતાનુ નામ શિવકાશી હતું. ગોવર્ધનરામના પ્રપિતામહ (ધીરજરામના પિતા) મોહનરામ મશહૂર વેપારી હતા રતલામ, વડોદરા, સુરત અને નડિયાદમા તેમની દુકાનો હતી. વખત જતાં તેમની દુકાનો ભાગી, મોહનરામનું મૃત્યુ થયું. પોતાના પિતામહ ધીરજરામ વિષે અને તે વખતની સામાજિક સ્થિતિ અંગે ગોવર્ધનરામે ઉત્તર વયે લખ્યુ છે, "મોહનરામની દુકાન ભાગ્યા પછી ધીરજરામ મુબાઈ ગયા તે પ્રસંગે રેલ્વે ન હતી. પણ પગરસ્તે સુરત થઈ ને અથવા ખંભાત થઈને વહાણમાં બેસી જવાતું. ટપાલ દર ભારતી હતો અને નડિયાદથી મુબાઈ કાગળ આવતાં ઓછામાં ઓછા ચાર આના બેસતા અને દશપંદર દિવસ થતા. ટપાલના ઝીણા ચિનાઈ કાગળ લેકો લખતા અને એક લખોટામાં ઝીણી ઝીણી કાગળની કરકરચો પર જુદાજુદા મળી દશપંદર કાગળ બીડાતા. . . . એમનો મુખ્ય વ્યાપાર ધીરધારનો હતો. મુબાઈમાં પરચુરણ દુકાનોવાળાને થોડી થોડી રકમો ધીરતા, અને રોજ સાંજે તેમને વકરો થતા તેમાથી તે દિવસનુ વ્યાજ રોજ સાજે વસુલ કરી લેતા. આથી વ્યાજનુ વ્યાજ દરરોજ ઉપજાવી શકાતું. મોટી રકમો પણ ધીરતા અને તેમાં પણ વ્યાજ વસુલ કરવામા ચોક્કસ રહેતા. જેને પઈસા આપે તેની શક્તિની પરીક્ષા હમ્મેશ રાખતા પાચ હજારનો આસામી હોય તો બે હજારથી વધારે તેને ધીરતા નહિ તેના ગુમાસ્તા સાથે દોસ્તી કરતા; તેને ઘેર વારંવાર જવાનું રાખતા, બને તો શીલક કેટલી છે તેની ખબર છાનીમાની રાખતા; અને પોતાને ધીરજ ન રહે એટલી ઓછી શીલક

માલમ પડે તો તરત કોઈ નિમિત્તે પઈસો ઉપાડી લેતા, અને શરમ રાખતા નહિ. આ માર્ગ પકડવાથી તેમનુ દ્રવ્ય ધીમેધીમે ઘણું વધતું ગયું. કોઈ દિવસ પઈસો ઘસાયો નહિ, અને ગુજરતી વખત ચાળીસેક હજાર રૂા. ની રોકડ તથા દસપંદર હજારના દાગીના મુકી ગયા.''[1] એમના સ્વભાવ વિષે ગોવર્ધનરામે નોંધ્યું છે : " ધીરજરામની કરકસર ધોરણવાળી હતી. જ્યાં ખરચ કરવાની જરૂર લાગે ત્યાં ખરચ કરતાં અટકતા નહિ. જ્યાં જરૂર ન લાગે ત્યાં કીર્તિનો લોભ એમની પાસે ખરચ કરાવી શકતો નહિ. અને વ્યાપારમાં તેમ ખરચમાં પોતાની ગુંજાશનો અને ભવિષ્યનો વિચાર દીર્ઘદૃષ્ટિથી કરતા. કોઈના કહેવાથી કાંઈ કરવું પડે એ વાતનો તિરસ્કાર રાખતા, અને એવી રીતે એમની પાસે કોઈ કહાડી ન લે તેની સાવચેતી રાખતા. ઘરકામમાં ઉદારતામાં અને વ્યાપારમાં પોતાની પાસે કોઈ ખોટી આશા રાખતાં ન શીખે અને સામું માણસ આત્મપ્રયાસ ઉપર આધાર રાખતાં શીખે તેવો પ્રયત્ન કરતા. ''[2]

એમના સ્વભાવની અન્ય ખાસિયતો ગોવર્ધનરામ નીચે પ્રમાણે વર્ણવે છે: " એમને શુકનઅપશુકન ઉપર શ્રદ્ધા ઘણી હતી. . . . જ્યારે મ્હારા પિતાનું લગન થયું ત્યારે દારૂખાનું ફોડવું તથા ખાસ વરઘોડો કહાડવો, નામ પ્રમાણે જરૂરનો છે, એવો લોકોએ આગ્રહ કર્યો. ડોસાએ હા કહી. વખત થયે લોકો એકઠા થયા, ડોસાએ તેમને પુછ્યું, ' હું કેટલું ખરચ કરું તો તમે રાજી થશો ' લોકોએ કહ્યું, 'બસો રૂપીઆ !' ડોસાએ કહ્યું, 'લ્યો. આ બસો રૂપીઆની સાંકળી છોકરાની કોટમાં પહેરાવું છુ. મ્હારા પઈસા નગારાવાળામાં અને દારૂખાનાના દેવતામાં નહિ નાંખું.' તેમણે વરઘોડો ન કહાડ્યો. . . . બ્રહ્મભોજનમાં ડોસો પુણ્ય માનતા. . . . ડોસો તામસી હતા. તેમનો તામસ ઘરમાં પણ જણાતો. . . . પાછલી વયમાં કોધ રહ્યો હોય ને પૂજામાં હોય

૧. ' માધવરામસ્મારિકા ' ( બીજી આવૃત્તિ ), પૃ. ૮–૯.
૨ એ ન ૫ ૧૦

તો છાનામાના બ્હાર નીકળી ટહાડા પાણીના ઘડેઘડા માથા પર રેડીને ન્હાય ને કોઈ પુછે કે કેમ ન્હાયા તો કહે કે ચાંડાળે અભડાવ્યો હતો. . . . ડોસો મશ્કરી કરતા પણ ખરા. . . . ધીરજરામને દમનો રોગ હતો. મરતી વખત સગાંવ્હાલાં મળ્યાં અને તેમને પુછ્યું કે તમારે કાંઈ કરવું કહેવું છે? ધીરજરામ કહે હા. મ્હારી પુંજીમાંથી અર્ધોઅર્ધ મ્હેં હાથે ધર્માદા કર્યું છે અને બાકીનુ તમારે કરી દેવું. બધાએ પુછ્યું કે આ છોકરાનો કંઈ વિચાર કર્યો? ધીરજરામ કહે – મ્હને મ્હારા બાપ કંઈ સુકી ગયા નથી, પણ રણછોડરાયે મ્હારી સંભાળ લીધી તેમ એનુ પણ થશે. એ ફીકર હું શુ કરવા કરૂં? સઉ કહે, ના છેક એમ તો ન થાય. ધીરજરામ કહે – ત્યારે જાઓ, મ્હારી ચાળીસ હજારની પુંજી વધી છે, તેમાંથી ત્રીસ હજાર ધર્માદા કરજો અને બાકીના દશ છોકરાને વાસ્તે રાખજો. આટલું પણ તમે કરશો તો મ્હોટી વાત છે. મ્હારે હાથે સૌ ધર્માદા કરી દેતાં સુધી હું જીવ્યો નહિ, એ રણછોડરાયની ઇચ્છા. આ ધર્માત્મા અને પૌરુષપ્રયાસી વીર ડોસો ૧૯૦૩માં ગુજરી ગયા."[૩] તે વખતે ગોવર્ધનરામના પિતા માધવરામની ઉંમર બારેક વરસની હતી.

માધવરામની નાની ઉંમરને કારણે પોતાના જમાઈ નવલરામને ભાગ આપી 'નવલરામ માધવરામની પેઢી' એ નામથી દુકાન ચાલે એવી વ્યવસ્થા ધીરજરામે કરી હતી. પુત્રની ચિંતા કરતી પત્ની ઉમિયાકોરને આશ્વાસન આપ્યું કે, "રણછોડરાયે મારી સંભાળ લીધી તેમ એનું પણ થશે."[૪] રણજિતરામ વાવાભાઈ નોંધે છે કે અંતકાળે ધીરજરામે એવી ભવિષ્યવાણી ભાખી હતી કે કુટુંબ અને વેપારની

૩. એજન, પૃ. ૧૧-૧૪

૪. 'શ્રીયુત ગોવર્ધનરામ', પૃ. ૬. આ ઉપરાંત હવે પછી પણ જીવન વિભાગમાં જે હકીકતો આપવામાં આવી છે તે ઘણુંખરું આ પુસ્તકમાંથી લીધી છે.

પ્રતિષ્ઠા વધારનાર કોઈ મહાત્મા આવશે.[૫] થોડા મહિના પછી એક સાધુ આવ્યા તેમને ઉમિયાકોરે, ધીરજરામની અંતકાળની ભવિષ્યવાણી સાચી પડી માની, ઘરમા સ્થાન આપ્યું. આ સાધુ તે મુનિ મહારાજ. તેમનું મૂળ નામ બુધેશ્વર હતુ. તેમના સંબંધમાં ગોવર્ધનરામ લખે છે: "... કેટલેક વર્ષે બુધેશ્વર નડિયાદ આવી હાટકેશ્વર મહાદેવમાં ઉતર્યા અને મુનિવ્રત પાળ્યું, માટે મુનિ મહારાજ નામથી ઓળખાતા. તેઓ કુંવારા હતા અને અભણ હતા. પાઠનાં કે ગીતાનાં પાનાં કેટલીકવાર ઉંધાં રાખતા તે શિ. કાકા મનઃસુખરામે દીઠેલું. મુનિ મહારાજ શરીરે ગોરા, દેખાવડા અને પ્રતાપી હતા. મુનિના પ્રભાવની અને ચમત્કારોની કંઈ કંઈ વાતો લોકમાં ચાલી. ધીરજરામે મરતાં મરતાં કહેલું કે છોકરાની સંભાળ ઇશ્વર કરશે, માટે ભોળાં ઉમિયાકોરે તેને મંદિર આપ્યું. નાગરવાડામાં ટીંબું છોડી, પ્રભુશંકરના મહાદેવ ભણી જતાં લક્ષ્મીજીનું દહેરૂ મુકી પોળ આવે છે તે મુકી આગળ જતાં તરત જ તે જ હારમાં ઘર આવે છે. તેમાં મુનિનુ મંદિર કર્યું; પાછળથી તે વેચી નાંખ્યું અને ઝઘડીઆ પાડામાં કુવાની જોડે મુનિ મહારાજના ડહેલાને નામે ઓળખાતું ઘર છે તે ડોશીએ રાખ્યું અને તેમાં મુનિનું મંદિર કર્યું.... આ ઘરમાં મુનિ ઘણાંક વર્ષ રહ્યા. પ્રથમ તો એમણે મંદિરમાં બે મૂર્તિઓ સ્થાપી: એક મ્હોટી હતી અને એક ન્હાની હતી. લોકમાં એમ કહેતા કે અમારા ધર્મમાં એક જ ઠાકોરજી છે. તે ઘડીમા મ્હોટું સ્વરૂપ ધરે છે અને ઘડીમા ન્હાના થઈ જાય છે. પાછળથી એ બે સ્વરૂપ હાલના ઘરમાં આણ્યાં ને એકનુ નામ દાઉજી ને ન્હાની મૂર્તિનું નામ ગોવર્ધનનાથ પાડયું."[૬] એ પછી મુનિ મહારાજના વૈભવ વિષે ગોવર્ધનરામે લંબાણથી લખ્યું છે

ગોવર્ધનરામના પિતા માધવરામનો જન્મ સંવત ૧૮૯૦ના આશ્વિન વદ ૧૩ એટલે ઈ સ. ૧૮૩૩ના નવેમ્બરની ૯મી તારીખ

૫. 'સમા૦' ગો. સ્મા. અંક, પૃ. ૧૨.
૬. 'માધવરામસ્મારિકા' (બીજી આવૃત્તિ), પ ૧૪.

ને શનિવારે થયો હતો ધીરજરામના મૃત્યુ સમયે તેમની ઉંમર બારેક વર્ષની હતી તેમના ઉછેર ઉપર મુનિ મહારાજના સરકારોની છાપ પડી માધવરામની કેળવણી વગેરે અંગે ગોવર્ધનરામ લખે છે, "પિતા પ્રથમ મુબાઈમા ટાકીની નિશાળમા નર્મદાશકર કવિની જોડે ભણતા ઘેર આવતે એક દિવસ બાઈડા ઉપર બગી ફરી વળી અને અભ્યાસ છોડ્યો નડિઆદમા કાઈ કેળવણી લીધી નહિ, તેનામા મળે એવા સાધન ન હતા ગોકુળજી કાશીનાથની દુકાને નામુઠામુ સારી રીતે શીખ્યા, તેમ વૈષ્ણવ માર્ગને ઉપયોગી થાય એવુ પૂજાપાઠાયોગ્ય કર્મકાડનુ પઠન શીખ્યા, સામવેદ સહિતા વગેરે શીખ્યા બાકી મુનિની જોડે દેવસેવામા વખત ગાળતા મુનિ એમના ઉપર ઘણી પ્રીતિ રાખતા શ્રીમત કુટુબ ને એકના એક પુત્રને વિપત્તિ અથવા વ્યવહારઅળગના ગુચવારાનુ દર્શન પણ થવા દેવામા આવતુ ન હતુ હાથે સોનાના કડા રાખતા, મુનિ અને મુનિની મંડળીમા હરવુ ફરવુ ને લાડ અને માન પામવા, લોકસમારભ વચ્ચે ઠાકોરજીની પૂજાના ઠાઠમા ભાગ લેવાની શોભા લેવી, ઘરમા વૃદ્ધ ભોળા, અને વત્સલ માતા, 'ભાઈ' 'ભાઈ', કરી રાખે, તેમની મરજી ઉઠાવવી, તેમના પગ ચાપવા અને તેમના જમેલા વાસણ હાથે સાજી મા ઉપર ભક્તિ બતાવવાનો અભિલાષ રાખવો, હરવુ ફરવુ, મ્હોટાના સતાન પેઠે રહેવુ, અને હૃદયને ઉદાર અને ભક્તિવાળુ અને ઉત્તમ કરવામા મ્હોટાઈ માનવી આવા આવા જીવન વર્તનમા ધીરજરામના મરણ પછી મ્હારા જન્મસુધી કાકાના [માધવ રામના] સુખી દિવસ ગયા '૭ માધવરામની નાની ઉમરને કારણે ધીરજરામે પોતાની પેઢીમા જમાઈ નવલરામને ભાગ આપ્યો હતો અને દુકાન 'નવલરામ માધવરામની પેઢી' એ નામે ચાલે એવી વ્યવસ્થા કરી હતી, પણ પછી માધવરામના બનેવી નવલરામનુ મૃત્યુ થતા પેઢીનુ નામ બદલી 'શ્રીકૃષ્ણ વાસુદેવજીની પેઢી' રાખવામા આવ્યુ

માધવરામનુ લગ્ન શિવકાશી સાથે થયુ હતુ માધવરામ અને

૭ એજન પૃ ૧૫

શિવકાશી એ બન્નેના સ્વભાવમાં ફરક હતો. માધવરામ સ્વભાવે બહુ નરમ, દિલના ભોળા અને "મરતાને પણ મેર કહે નહિ" એવા ભલા હતા. મુનિ મહારાજના સંસર્ગથી માધવરામમાં વૈષ્ણવભક્તિના સંસ્કારો ઊતર્યા હતા. પોતાના પિતાશ્રી વિષે ગોવર્ધનરામે પાછળથી લખેલું તે જોયા બાદ ઉમેરવું જોઈએ કે ગોવર્ધનરામને પોતાનાં સંબંધી જનોના સ્વભાવનું વિશ્લેષણ કરવાની ટેવ હતી. સ્ક્રેપબુકોમાં તે જોવા મળે છે. એવી એક નોંધમાં તેમણે માધવરામ વિષે લખ્યું છે.[૮]

ગોવર્ધનરામનાં માતુશ્રી શિવકાશીમાં જુદા જ પ્રકારના ગુણો હતા. શિવકાશી વ્યવહારકુશળ સન્નારી હતાં. તે સુદૃઢ બાંધાનાં અને નીરોગી હતાં. ઉપરાંત રસોઈ પણ તે સારી બનાવી જાણતાં. ગાવામાં પણ તે કુશળ હતાં. પ્રાચીન ગીતો, ગરબીઓ, ભજનો વગેરે તેમને મોઢે હતાં.[૯] શિવકાશીના સ્વભાવ વિષે એમ કહેવાય છે કે જ્યારે તે સગર્ભા હતાં ત્યારે તેમને આરાસુરી અમ્બાજીનાં દર્શન કરવાની ઇચ્છા થઈ પણ ચોમાસામાં અમ્બાજીનો રસ્તો મુશ્કેલ હોય છે તેથી ઘરનાં માણસોએ તેમને ન જવાને સમજાવ્યાં પણ માને તો તે શિવકાશી નહિ. તે ગયાં અને સહીસલામત પાછાં આવ્યાં. શિવકાશીની હિંમત અને સાહસવૃત્તિનો બીજો એક પ્રસંગ એવો છે કે ચૌદ વર્ષની વયે તે નડિયાદના તળાવમાં ભૂસકો મારી આખું તળાવ તરી સામે કિનારે ગયાં હતાં. "ગોવર્ધનરામને હૃદયનો વારસો પિતા તરફથી મળ્યો તો બુદ્ધિનો વારસો બધો એમનાં માતા તરફથી મળ્યો" એમ કહ્યા પછી કાન્તિલાલ પંડ્યા એક પ્રસંગ વર્ણવે છે. જૂનાગઢની કૉલેજના સાયન્સના પ્રોફેસર શ્રી. સાઠે, એક પ્રસંગે, નડિયાદના પોતાના શિષ્યોને

૮. 'સ્ક્રેપબુક', તા. ૧૨–૭–૧૮૯૧.

૯. પ્રૉ. કાન્તિલાલ પંડ્યા સૂચવે છે કે 'સરસ્વતીચંદ્ર'માંનાં જૂનાં ગીતોમાંથી જે ગોવર્ધનરામના બનાવેલા નથી એમાંનો કેટલોક ભાગ તેમણે પોતાનાં માતુશ્રી પાસેથી મેળવેલો હતો. 'શ્રી. ગો૰', પૃ. ૧૭૪.

મળવાને તથા ગોવર્ધનરામ જેવાના દર્શનનો લાભ લેવાને નડિયાદ ઊતર્યા હતા. ગોવર્ધનરામને મળ્યા પછી શ્રીનાથજીના મંદિરમાં દર્શન કરવા એમને તેડી જવામાં આવ્યા. ત્યાં માધવરામ તથા શિવકાશીની બે મોટી છબીઓ જોઈ એમણે "આ સ્ત્રી તો કોઈ રાજ્ય ચલાવી શકે એવી શક્તિશાળી લાગે છે, અને આ પુરુષ કોઈ દયાળુ ભક્તજન લાગે છે" એમ કહ્યું હતું.[૧૦] શિવકાશીના મૃત્યુ પછી ગોવર્ધનરામે અંગ્રેજીમાં નોધ્યું :

"મારાં માતુશ્રીના મરણને લીધે મારા કુટુંબની એક મહાન સ્ત્રી મેં ખોઈ છે. સહેજ પણ ગોટાળા વગરની ચોખ્ખી બુદ્ધિ; પાકી સમજણવાળી વિચારશક્તિ; ચંચળ તથા સર્વગ્રાહી યાદદાસ્તી; ખરી સ્થિતિનો આબેહૂબ ખ્યાલ કરી શકે એવી પ્રબળ કલ્પનાશક્તિ; ખરેખરી અણીને વખતે પણ નિષ્ફળ ન જાય એવું ડહાપણ તથા સમજણ; જિંદગીની વ્યાવહારિક મુશ્કેલીઓને વ્યવહારી વિચાર તથા વ્યવહારી રીતથી હઠાવી કાઢવાની વૃત્તિ તથા શક્તિ, આસપાસના બનાવો તથા મનુષ્યોને અનુકૂળ થવાની શક્તિ, જે જેટલી સાવચેતીભરેલી હતી તેટલી જ વિવેકબુદ્ધિવાળી તથા ઉદારતાવાળી હતી; મુશ્કેલીના ઉપાયો ખોળવામાં કુશળતા; અને સમજુપણું, – આવાં આવાં અનેક તત્ત્વો એમની સમર્થ બુદ્ધિના બંધારણમાં પ્રવેશ પામ્યાં હતાં. ખરેખર, એવી અનેક ક્ષણ મેં અનુભવી છે જ્યારે આવી મહાન માતાને પેટે મેં જન્મ લીધો છે એ વિચારથી મને અભિમાન થયું છે! એમને જો કેળવણી મળી હોત તો તે શું ન થયાં હોત?"[૧૧]

અંબાજીની યાત્રાએથી પાછાં આવ્યાં બાદ થોડા દિવસે તેમણે ગોવર્ધનરામને જન્મ આપ્યો. ગોવર્ધનરામનાં માતુશ્રી શિવકાશીને સુંદર છોકરાનો મોહ હતો. ગોવર્ધનરામ જન્મથી એટલા બધા દેખાવડા ન હતા. તે જ્યારે વર્ષેક દિવસના થયા ત્યારે તેટલી ઉંમરના પોતાની

૧૦. 'શ્રી. ગો૦', પૃ. ૧૭૩.

. એજન, પૃ. ૧૭૭-૧૭૮. (અનુ૦ કાન્તિલાલ પંડ્યા)

ન્યાતના એક હૃષ્ટપુષ્ટ બાળક સાથે ગોવર્ધનરામનો બદલો કરવાનો તેમણે વિચાર કર્યો પણ પેલા બાળકની માતાએ ના પાડવાથી તે અમલમાં મૂકી શકાયો નહિ. ગોવર્ધનરામ આ માટે કોઈ વાર મશ્કરીમાં શિવકાશીને કહેતા પણ ખરા કે "બા, હું તો તારો દીકરો નથીને? તારો દીકરો તો . . . છે." શિવકાશી જવાબ વાળતાં, "જે થયું તે સારું જ થયું છે", પછી ખડખડાટ હસી પડતાં. ગોવર્ધનરામે પોતાના ગુણોથી માતાનું હૃદય જીતી લીધું અને ઉપરના કિસ્સામાં વર્ણવેલો વિચાર બર ન આવ્યો તે ઠીક જ થયું એમ તેમને લાગતું એટલું જ નહિ પણ પુત્રના ગુણોથી સાત્ત્વિક અભિમાન પણ પોતે લેતાં હતાં. ગોવર્ધનરામ બે વર્ષના થયા તેવામાં તેમનાં દાદી ઉમિયાદોર મરણ પામ્યાં. અંતકાળે તેમણે પુત્રને તથા પુત્રવધૂને આજ્ઞા આપી કે તેમના મરણ બાદ મુનિ મહારાજને કોઈ વાતે દુભાવવા નહિ. પણ મુનિ મહારાજે તો વૈભવ ખૂબ વધારી દીધો હતો. સાસુ જીવતાં હતાં ત્યાં સુધી તો શિવકાશીથી કશું બોલાતું નહિ. એક દિવસ તેમણે મુનિ મહારાજને માર્મિક ટકોર કરતાં કહ્યું કે "મહારાજ, હાટ તો એનું એ છે, પણ વાણિયો બદલાયો છે, હોં." મુનિ મહારાજ તરત મર્મ પામી ગયા, અને બધી વ્યવસ્થા શિવકાશીને સોંપી પોતાનું બધું ધ્યાન ગોવર્ધનરામ અને તેમની નાની બહેન શણગારલક્ષ્મીને ઉછેરવામાં આપવા લાગ્યા. મુનિ મહારાજ મરણ પામ્યા ત્યારે ગોવર્ધનરામની ઉંમર આશરે પાંચ સાત વર્ષની હશે.[૧૨]

મુંબઈમાં ગોવર્ધનરામના પિતાશ્રીની દુકાન ચાલતી હતી તેથી ચારપાંચ[૧૩] વર્ષની ઉંમરથી જ તેમણે મુંબઈ રહેવા માંડ્યું અને ગુજરાતી

૧૨. ઉપરનું પ્રસંગનિરૂપણ 'શ્રી. ગો૦' (પૃ. ૯-૧૦) આધારે.

૧૩. 'વિદ્યમાન ગુર્જર ગ્રન્થકારો (૭)-સાક્ષરમણિ શ્રી ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી' એ લેખ 'સમાલોચક' પુ. ૧૧, અંક ૩. 'શ્રીયુત ગોવર્ધનરામ'ના લેખક કહે છે કે "ગોવર્ધનરામે પાંચમે વર્ષે મુંબાઈમાં પગ મૂક્યો." 'શ્રી. ગો૦', પૃ. ૧૨

અભ્યાસક્રમ ત્યાંની બુદ્ધિવર્ધક શાળામાં કર્યો અંગ્રેજી ત્રણ ધોરણ બાર વર્ષની ઉમરમા નડિયાદમા કર્યાં. અંગ્રેજી ચોથા ધોરણથી પાછા મુબઈ આવીને ત્યાની એલ્ફિન્સ્ટન હાઈસ્કૂલમાં દાખલ થયા.

નાનપણમા ગોવર્ધનરામને કથાઓ સાભળવાનો ઘણો શોખ હતો પોતાના માતુશ્રી સાથે તે માણભટ્ટની કથાઓ સાભળવા જતા. એવુ કહેવાય છે કે પોતે આઠનવ વર્ષના હતા ત્યારે મનઃસુખરામે તેમને મહાભારતની કોઈ પણ એક વાત કહી જવાનુ કહ્યુ. બાળક ગોવર્ધને નળદમયતીની વાત એવી સુંદર રીતે કહી બતાવી કે મનઃસુખરામ તે સાભળી તાજુબ થઈ ગયા. ગોવર્ધનરામના બાળપણનો બીજો એક કિસ્સો નોધપાત્ર છે બીજી ચોપડીમા તેમને કવિશ્રી … આવી. … પોતાની … લી.[૧૪] … તેમનું … તરીકેની કામગીરીમા આ સંસ્કારો જરૂર મદદરૂપ નીવડ્યા હશે 'સમાલોચક'માં 'વિદ્યમાન ગુર્જર ગ્રન્થકારો'ની શ્રેણીમાં ગોવર્ધનરામ વિશે લખનાં ગણપતરામ ત્રનાડી સૂચવે છે તેમ "'સારી ચોપડીઓ શોભાય'ની ચોપાઈમાથી 'સ્નેહમુદ્રા'નુ કાવ્ય અને ગાગરભટ્ટની કથામાથી 'સરસ્વતીચન્દ્ર'ની અપૂર્વ કથા સર્જાઈ" મનઃસુખરામના દાદા શિવરામ અને માધવરામના પિતા ધીરજરામ બન્ને સગા ભાઈ થાય. તે ઈ. સ.,

૧૪. આ વીગત 'સમાલોચક' પુ. ૧૧, અંક ૩માના લેખમાથી છે. 'શ્રીયુત ગોવર્ધનરામ'ના લેખક કહે છે કે "આ ઉપરથી છ વર્ષની વયે પોતે કવિતા લખવા બેઠા અને પોતાના માતુશ્રીને જે પહેલો પત્ર લખ્યો તે આખી ચોપાઈની કવિતામા લખ્યો!"

આ કાગળ બે જ લીટીનો હોય તો 'સમાલોચક' અને 'શ્રીયુત વર્ધનરામ'માના વિધાનોનો વિરોધ રહેતો નથી.

૧૮૬૧માં મુબઈમાં ભણવા ગયેલા. વર્ષ પછી આંખના વ્યાધિને લીધે તેમણે અભ્યાસ છોડી દીધો અને માધવરામની પેઢી સંભાળવા લાગ્યા. આ વખતથી જ ગોવર્ધનરામ તેમના પરિચયમાં આવ્યા. મનઃસુખરામ ત્રિપાઠીની ગોવર્ધનરામ ઉપર પ્રબલ અસર પડી હતી. ગોવર્ધનરામના વ્યક્તિત્વવિકાસમા તેમનો ફાળો કીમતી છે. ગોવર્ધનરામના ઘડતર વિશે એક વાર મનઃસુખરામે શિવકાશીને કહ્યું, "ભાભી, ગોરધનને મેં મારા હાથમાં રાખ્યો છે એટલે તમારે એની કશી ચિન્તા કરવી નહિ. જુઓને, બે જણાના હાથમાં રહ્યાથી છોકરું બગડે, માટે તમારે એને જે કાંઈ કહેવું હોય અગર ઠપકો દેવો હોય, તે એને ન કહેતાં મને જ જણાવવું, એટલે મારે એને જેવી રીતે કહેવું હશે તે રીતે કહીશ." શિવકાશી કબૂલ થયાં. અને ગોવર્ધનરામના ઘડતરની સઘળી જવાબદારી મનઃસુખરામે ઉપાડી લીધી.[૧૫] ગોવર્ધનરામે તેમને પોતાના "ઉરમાળી" તરીકે ગણાવ્યા છે. પ્રાચીન ભારત અને તેની સંસ્થાઓ તરફનો આદરભાવ, સંરક્ષકવૃત્તિ, ડહાપણ અને વિદ્યાની લગની તેમને મનઃસુખરામના સહવાસથી લાધ્યાં હતાં. અનેક નાનામોટા માણસોના – ખાસ કરીને કેળવણી અને વિદ્યાના ક્ષેત્રના – સંસર્ગમાં આવવાનું પણ એમની દ્વારા સુકર બન્યું હતું. મનઃસુખરામે ગોવર્ધનરામના મનોદેહને ઘડવામાં એક કુશળ ધાત્રીનું કાર્ય બજાવ્યું હતું. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ કહે છે તેમ ગોવર્ધનરામના "ઉરનું તાત્ત્વિક સ્વરૂપ" ઘડવામાં મનઃસુખરામનો ફાળો નાનોસૂનો ન હતો. "હમેશ રા. રા. મનઃસુખરામ સાથે વાતચીત કરવાથી ગોવર્ધનરામ અનુભવ, જ્ઞાન અને ડહાપણ નાનપણમાં જ મેળવી શક્યા. વાદવિવાદ કરવાની પૂર્ણ સ્વતંત્રતા હોવાથી વિચાર કરવાની – સારાસારનો વિવેક કરવાની ટેવ પડી હતી. વસ્તુમાત્રના દોષ કરતાં ગુણ જોવાની દૃષ્ટિ પ્રાપ્ત થઈ. સંસારના ઝીણાઝીણા પ્રસંગ ઉકેલવાની, તેમાંથી અનુભવ બાધવાની કલા અને કૌશલ ખીલતાં ગયાં. તેમજ રા. રા. મનઃસુખરામના સાક્ષર,

૧૫. 'શ્રી. ગો૦', પૃ. ૧૮૯ આધારે.

વેદાંતી અને રાજદરબારી મિત્રોનો સમાગમ મળતો અને નવનવા વિશ્વના ભેદ ખૂલતા."[૧૬]

આમ, બાળપણમાં મુનિ મહારાજના સમાગમથી વૈષ્ણવભક્તિના સંસ્કારો, દલપતરામની ચેલા ચોપાઈથી જાગેલો કવિતાપ્રેમ પાછળથી 'કાવ્યદોહન' આદિના વાચનથી સંવર્ધિત થતાં દઢ થયેલા કાવ્ય-સંસ્કારો અને મનઃસુખરામની દેખરેખ નીચે ઉછેર થવાથી આર્ય સંસ્કૃતિ તરફનો પક્ષપાત અને વિદ્યોપાસનાની લગની ગોવર્ધનરામને નાનપણથી જ મળ્યાં હતાં.

૧૮૬૫ થી ૧૮૬૮ સુધી ગોવર્ધનરામ નડિયાદ રહ્યા એ દરમ્યાન તેમના જીવનમા બે અગત્યના બનાવો બન્યા પાછળથી જેમના નામથી એન. એમ. ત્રિપાઠી કંપનીની સ્થાપના થઈ તે તેમના ભાઈ નરહરિ-રામનો જન્મ અને બીજો બનાવ તે ગોવર્ધનરામનુ પ્રથમ લગ્ન. બન્ને બનાવો ૧૮૬૮ મા બન્યા. ગોવર્ધનરામનો વિવાહ (સગાઈ) થયો ત્યારે વરવહુમાંથી કોઈ આ પૃથ્વી પર અવતર્યું ન હતું. શિવકાશીનાં બહેનપણી કાશીકોર અને શિવકાશી પોતે સગર્ભા હતાં ત્યારે અગાઉથી નક્કી કરી રાખેલું કે જો કાશીકોરને પુત્રી આવે અને શિવકાશીને પુત્ર જન્મે તો તે બન્નેનાં લગ્ન કરવાં; આમ ઉભયના જન્મ પહેલાં જ બોલ બોલાઈ ચૂક્યા હતા, અને બન્યું પણ તેમ જ. હરિલક્ષ્મી અને ગોવર્ધનરામનાં લગ્ન થયાં. હરિલક્ષ્મી ગોવર્ધનરામ કરતા થોડાક મહિના મોટાં હતાં. હરિલક્ષ્મી ખૂબ દેખાવડાં હતાં, અને તેમને જોઈ શિવકાશી અત્યંત પ્રસન્ન થતાં. સુંદર બાળક મેળવવાની આકાંક્ષાવાળાં શિવકાશી પહેલાં તો થોડાંક નિરાશ થયેલાં પણ પાછળથી ગોવર્ધનરામના ગુણ-સૌંદર્યથી સંતુષ્ટ બન્યાં હતાં તે સ્વાભાવિક રીતે જ એક સુંદર કન્યાનાં સાસુ બન્યાં તેથી આનંદિત બન્યાં. પણ એ કન્યા માત્ર દેખાવડી જ ન હતી, ગુણોમાં પણ એ એટલી જ મોહક હતી. આ

૧૬. રણજિતરામ વાવાભાઈ મહેતા. 'વસંત', વર્ષ ૬, અંક ૩, પૃ. ૨૦૨-૨૦૩.

લગ્ન ગોવર્ધનરામના જીવનમાં પણ ઘણો મહત્ત્વનો ભાગ ભજવે છે. ગોવર્ધનરામનું દામ્પત્ય અપૂર્વ ઉલ્લાસવાળું બન્યું. આ લગ્નથી "ગોવર્ધનરામના આગલા જીવનમાં અપૂર્વ સુખ અને મીઠાશના ઝરા વહેવા લાગ્યા."૧૭

લગ્ન પછી ગોવર્ધનરામ મુંબઈ આવ્યા અને એલ્ફિન્સ્ટન હાઈસ્કૂલમાં દાખલ થયા [ઈ. સ. ૧૮૬૮] એમના સમયમાં કર્કહામ પ્રિન્સિપાલ હતા અને બેરેટ વાઈસ પ્રિન્સિપાલ હતા. નાગરદાસ નરોત્તમદાસ નાણાવટી, નગીનદાસ તુલસીદાસ મારફતિયા, પેસ્તનજી કાવસજી સંજાણા, ભાઈશંકર નારાયણશંકર દવે, નવલશંકર મોતીરામ, પાલણજી મિસ્ત્રી, રતનરામ જયાનંદ વકીલ, નવરોજી પાલણજી દેસાઈ, નારાયણશંકર મણિશંકર, હોરમસજી શાપુરજી શીરવાઈ, માણેકજી હોરમસજી વજીફદાર, ચંદુલાલ મથુરદાસ દૌલતઝાદા, ગુલાબદાસ નાણાવટી, જમશેદજી ખીલીમોરિયા, નશરવાનજી રતનાગર વગેરે તે વખતે શિક્ષકો હતા.૧૮ તે વખતે હાઈસ્કૂલમાં ઉપલી (અપર) અને નીચલી (લોઅર) એમ બે જ કક્ષા હતી. 'અપર'માં વૉશિંગ્ટન ઈરવિંગની 'સ્કેચબુક', સ્વિફ્ટનું 'ગુલિવર્સ ટ્રાવેલ્સ', મિલ્ટનનું 'પેરેડાઇસ લૉસ્ટ', થૉમસનની 'સીઝન્સ' અને ગોલ્ડસ્મિથનું 'વિકાર ઑફ વેકફીલ્ડ' એ પુસ્તકો હતાં. અને 'લોઅર'માં જ્હૉનસનનું 'રાસેલાસ', ડીફોનું 'રૉબિન્સન ક્રૂઝો', 'મૉરલ ક્લાસ બુક', અને 'આઈરીશ ફિફ્થ બુક' એટલી ચોપડીઓ હતી. ઇતિહાસમાં રોમ, ગ્રીસ, ઇગ્લૅંડ અને હિંદુસ્તાનના ઇતિહાસ ભણવાના હતા. સંસ્કૃત અને ફારસી બીજી ભાષા તરીકે શીખવવામાં આવતાં. ગુજરાતી ભાષા ફરજિયાત શીખવી પડતી. તેમાં 'કાવ્યદોહન', 'નર્મગદ્ય' અને ટેલર કૃત વ્યાકરણ શીખવવામાં આવતું. ગોવર્ધનરામની શાળાની કારકિર્દી એટલી બધી તેજસ્વી ન હતી. નંબર લાવવા તરફ તેમનું વલણ ન હતું. પોતાને વિશે વાત

૧૭. ''શ્રી. ગો૦', આધારે, પૃ. ૧૪–૧૫.
૧૮ '' 'ત' વર્ષ ૬ અંક ૩ પૃ ૨૦૨

કરવાનો જેમને ઉમળકો હતો તે ગોવર્ધનરામ પોતાના અભ્યાસ સંબંધી ઘણી વાર કહેતા કે, " હું અંગ્રેજી નિશાળમાં હતો ત્યારે નિશાળના લેસન ઉપર કદી ઝાઝું ધ્યાન આપતો નહિ. મારો ઘણો વખત તો બીજું બહારનુ વાચવામાં જતો, અને પરીક્ષા પાસે આવતી ત્યારે જ બહારનુ વાંચવાનુ રહેવા દઈ પરીક્ષાની તૈયારી કરતો વર્ગમાં નંબરની મને દરકાર નહોતી, અને પરીક્ષામાયે પણ સાધારણ સારી રીતે પાસ થવા ઉપરાંત વધારેનો લોભ હું રાખતો નહિ, તેથી કરીને પહેલે નંબરે તો હું ક્યાંથી જ આવુ, પણ દરેક વર્ષે સારી રીતે પાસ થઈ જવામાં કાંઈ મહેનત પડતી નહિ."[૧૯] લેસન ઉપર ધ્યાન નહિ આપવાને કારણે વર્ગમા તેમનો નંબર નીચે ઊતરી જતો. તેમના શિક્ષક ચંદુલાલ મથુરદાસ દૌલતઝાદા જાણતા હતા કે ગોવર્ધનરામ હોશિયાર વિદ્યાર્થી છે. તે તેમને પાસે બોલાવી ઠપકો આપતા. ગોવર્ધનરામ તૈયારી કરી પહેલો નંબર લાવતા પણ વળી પાછો બહારનુ વાંચવાનો શોખ તેમના પર સવાર થઈ જતો અને પાછા હતા ત્યાંના ત્યાં આવી જતા – હેરના હેર ! તેમ છતા પોતાના ઉત્તમ ગુણોથી તેમણે પોતાના શિક્ષકોનાં દિલ જીતી લીધાં હતાં. આ અંગે એક પ્રસંગ એવો છે કે આશરે બત્રીસ વર્ષ પછી એની એ એલ્ફિન્સ્ટન હાઈસ્કૂલમાં ગોવર્ધનરામના પુત્ર રમણીયરામ અભ્યાસ માટે દાખલ થયા ત્યારે શાળાના એક જૂના શિક્ષક મિ. પેસ્તનજી કાવસજી મંજાણાએ રમણીયરામની અટક ત્રિપાઠી છે એમ જાણી તેમને પૂછ્યું, " ત્યારે મિ. ત્રિપાઠી, પેલા જુવાન પણ ડાહ્યા અને હોશિયાર ગોવર્ધન ત્રિપાઠીના તમે કાંઈ સગા થાઓ કે? " રમણીયરામે કહ્યું કે પોતે ગોવર્ધનરામના પુત્ર છે. આ સાંભળી તે સ્નેહાળ શિક્ષકે ઊલટભેર કહ્યું, " મિ. ત્રિપાઠી, જ્યારે જ્યારે તમારા બાવા ઉપર તમે પત્ર લખો ત્યારે મારા જિગરની ખરી દુવા મારા વહાલા ગોવર્ધનને જરૂર લખજો, અને એમની તંદુરસ્તીના અને એમના વિદ્યાવાળા મનના

૧૯. 'શ્રી. ગો૦', પૃ. ૧૬–૧૭.

મને હમેશ સમાચાર આપતા રહેજો. ”૨૦ બત્રીસ વર્ષે પણ પોતાના શિષ્યને આ રીતે યાદ કરનાર શિક્ષક પર તેમના વિદ્યાર્થીઓએ કેવી દૃઢ છાપ પાડી હશે તે જણાઈ આવે છે!

ગોવર્ધનરામ અંગ્રેજી શાળામાં દાખલ થયા ત્યાં લગી ગણિતમાં તેમને ભાગાકાર સુધી આવડતું. એક વાર તો ગણિતની પરીક્ષામાં બસોમાંથી આઠ ગુણ તેમણે મેળવ્યા! પણ એ પરથી તેમને ચાનક લાગી અને તેમણે એ વિષય એવો તો તૈયાર કર્યો કે ઠેઠ બી. એ. સુધી એ નડ્યો નહિ. આ વિશે એ મોટપણે કહેતા કે “આપણા લોકોને ગણિત નથી આવડતુ તેનું કારણ આળસ અને બેફિકરાઈ છે. હું ગણિત શીખ્યો તે મારી મેળે જ શીખ્યો છુ. એ કાંઈ જાતે એવુ કઠણ નથી કે મહેનત કર્યા છતાં પણ ન આવડે. એની પાછળ લોકો જરાયે મહેનત લેતા નથી તેથી જ એ વિષય કાચો રહે છે. બાકી આપણે હિન્દુ લોકો તો હિસાબના જ્ઞાન માટે જૂના વખત થયા પંકાયા છીએ, પછી આપણને એ ન આવડે એમ તે હોય?”૨૧

ગોવર્ધનરામની વિદ્યાર્થી તરીકે બીજી એક ખાસિયત નોંધવા જેવી છે. “તેઓ પોતે કોપી કરતા નહિ, તેમ જ પોતાનામાંથી કોઈને કરવા દેતા નહિ તેથી તેઓ મુંબઈમા અભ્યાસ કરતા ત્યારે તેમના કેટલાએક પારસી સહાધ્યાયીઓ તેમને ‘અદેખો’ કહેતા. પરંતુ તેમના અન્ય પારસી સહાધ્યાયીઓ તેમની પ્રામાણિકતાની તારીફ કરતા તેથી તેઓને ઘણો સંતોષ તથા આનંદ થતો.”૨૨

તે વખતે એવો કાયદો હતો કે સોળ વર્ષથી ઓછી ઉંમરનો કોઈ વિદ્યાર્થી મેટ્રિક્યુલેશનની પરીક્ષામાં બેસી શકે નહિ. સોળ વર્ષની ઉંમરે તે અંગ્રેજી છઠ્ઠા ધોરણમા હતા, પણ તેમનો અભ્યાસ એવો

૨૦. એજન, પૃ. ૧૬.
૨૧. એજન, પૃ. ૧૮.
૨૨. ‘સમા૦’, પુ ૧૧, અંક ૩, પૃ. ૧૩૫.

સાગ હતો કે તે છઠ્ઠું ધોરણ કૂદીને સીધા જ મૅટ્રિક્યુલેશનની પરીક્ષામાં બેઠા અને પાસ થયા ઈ. સ. ૧૮૭૧ માં સોળ વર્ષે તેમણે મૅટ્રિક્યુલેશનની પરીક્ષા પસાર કરી આ પરીક્ષા અંગે એક રમિક ઘટના બની.

મૅટ્રિક્યુલેશનની પરીક્ષા લેખિત અને મૌખિક લેવાતી લેખિત પરીક્ષા માટે ગોવર્ધનરામ પૂરતી તૈયારી કરી શકેલા નહિ પણ તે પરીક્ષા અને ઓરલ (મૌખિક) પરીક્ષા વચ્ચેના એક મહિનાના ગાળામાં તેમણે સંસ્કૃત વ્યાકરણ પાકું કરી નાખ્યું મૌખિક પરીક્ષાને દિવસે આગલી રાતોના ઉજાગરાને કારણે ગોવર્ધનરામ હૉલની બહાર ઊંઘી ગયા ! ગોવર્ધનરામની વારી આવી એટલે સંસ્કૃતના પરીક્ષક ડૉ. રામકૃષ્ણ ભાંડારકરે બૂમ મારી, "ત્રિપાઠી !" પણ ત્રિપાઠી તો સ્વપ્નની દુનિયામાં મહાલતા હતા ! ઊઠીને તે બહાર આવ્યા તો ગોવર્ધનરામ ઊંઘતા જણાયા ! પ્રેમપૂર્વક ઢંઢોળીને તેમને જગાડ્યા, અને ઓરલ પરીક્ષા લીધી. ગોવર્ધનરામના જવાબો સરસ હતા પરીક્ષક પ્રસન્ન થઈ ગયા. લેખિત પરીક્ષામાં તો બહુ સારું કર્યું ન હતું અને ઓરલમાં ઉત્તમ પ્રગતિ બતાવી તે જોઈ ભાંડારકરે એનું કારણ પૂછતાં ગોવર્ધનરામે કહ્યું, "સાહેબ, એમ થયું કે પહેલી પરીક્ષા વખતે હું વ્યાકરણમાં બરાબર તૈયાર થઈ શક્યો નહોતો, એટલે એમાં તો જેવું સૂઝ્યું તેવું મારે લખવું પડ્યું. પણ ત્યાર પછીથી આ મહિનો આખો મને વાચવાને મળ્યો તેમાં મેં બધું પાકું કરી લીધું તેથી હવે આપને સાચા જવાબ દઈ શક્યો છું"[૨૩]

ગોવર્ધનરામે મૅટ્રિક્યુલેશનની પરીક્ષા પાસ કરી ત્યારે મનઃસુખરામે તેમને સિવિલ સર્વિસની પરીક્ષા માટે ઇંગ્લૅંડ મોકલવાનો વિચાર કર્યો પણ "મારે સ્વતંત્ર ધંધો કરવો છે, કોઈની નોકરી કરવી નથી" એવો નિર્ણય ગોવર્ધનરામે જણાવ્યો એટલે એ વિચાર પડતો મૂક્યો. સોળ વરસની ઉંમરે પણ ગોવર્ધનરામે આ વિચાર દૃઢ કર્યો હતો એ

૨૩ 'શ્રી. ગો૦', પૃ. ૨૧.

તેમની સ્વતંત્રે રીતે વિચાર કરવાની શક્તિ બતાવે છે પ્રાચ્છાથી ગોવર્ધન-રામની સમક્ષ સ્વધર્મ સ્ફુટ થતો ગયો એના પાયામાં તેમનો પોતાના વિષેનો આ પહેલો નિર્ણય છે, અને તે ઘણો મહત્ત્વનો છે. ગોવર્ધનરામ ૧૮૭૨ મા સત્તર વર્ષની વયે એલ્ફિન્સ્ટન કૉલેજમા દાખલ થયા "એક મઝાને ખાતર ગોવર્ધનરામ થોડો વખત કૉલેજની હૉસ્ટેલમાં રહ્યા હતા "[૨૪] ગોવર્ધનરામના સાથીદાર ('રૂમ પાર્ટનર') તરીકે જૂનાગઢના છોટાલાલ મથુરદાસ બક્ષી હતા. ગોવર્ધનરામને 'વેસ્ટ સ્કોલરશિપ', 'ક્લેર સ્કોલરશિપ' અને 'એલ્ફિન્સ્ટન સ્કોલરશિપ' મળતી હતી. તે વખતે ગ્રેજ્યુએટનો અભ્યાસક્રમ ત્રણ વર્ષનો હતો અને દોઢ દોઢ વર્ષને અંતરે બે પરીક્ષાઓ થતી. પાસ થનાર વિદ્યાર્થીઓના પહેલો અને બીજો એમ બે જ વર્ગ હતા. ગોવર્ધનરામ હમેશા બીજા વર્ગમાં ઊંચા નંબરે પાસ થતા. એલ્ફિન્સ્ટન કૉલેજમાં લેવાતી બહારના વાચનની પરીક્ષામાં ગોવર્ધનરામ ત્રીજે નંબરે પાસ થતા. ગોવર્ધનરામ પરીક્ષામાં ઊંચો નંબર લાવવા પ્રયત્ન કરવા કરતાં બહારના વાચન તરફ વિશેષ ધ્યાન આપતા.

ગોવર્ધનરામને કૉલેજમાં જહૉનસનની "લાઈવ્સ ઑફ ધી પોએટ્સ",[૨૫] સર વૉલ્ટર સ્કૉટની નવલકથા 'ટલિસ્માન', મિલ્ટનનું 'પેરેડાઇઝ લૉસ્ટ' [૫–૬], ટોમ્સનની 'સીઝન્સ', બેકનનુ 'એડવાન્સમેન્ટ ઑફ લર્નિંગ', એડિસનના 'નિબંધો', સ્પેન્સરની 'ફેરી ક્વિન' અને શેક્સપિયરનાં નાટકો શીખવાનાં હતાં. સંસ્કૃતમા નાગાનન્દ, ભર્તૃહરિશતક, હિતોપદેશ, શાકુન્તલ, ઉત્તરરામચરિત, રામાયણ વગેરે પુસ્તકો હતાં. બી. એ માં અર્થશાસ્ત્ર (પોલિટિકલ ઇકૉનોમી), ઇતિહાસ [English and Indian Histories, including the History of the Marathas] તથા ન્યાય અને નીતિશાસ્ત્ર [Logic

---

૨૪. એજન, પૃ. ૨૬

૨૫. રણજિતરામના કહેવા પ્રમાણે Johnson's Lives of Dryden (જુઓ, 'વસંત' વર્ષ ૬, અંક ૩, પૃ. ૨૦૩).

and Moral Philosophy] એ એમના ઐચ્છિક વિષયો હતા.[૨૬] ગોવર્ધનરામ "Mill's Logic અને ન્યાય પણ શીખેલા એટલે મગજ નૈયાયિક વ્યાયામ સારી રીતે પામ્યું હતું."[૨૭] ગોવર્ધનરામને ઇતિહાસ માટે ખાસ પક્ષપાત હતો "ભારતવર્ષની હાલની દશા વાસ્તવિક રીતે સમજવામા તથા હાલની મુશ્કેલીઓના ખુલાસા ખોળવામાં જુદા જુદા દેશોના તથા સમસ્ત જગતના ઇતિહાસ બહુ ઉપયોગી થશે એમ તે માનતા. હાલમાં હિંદની સ્થિતિ છે તેવી સ્થિતિ થોડા કે ઘણા અશમાં પણ, બીજા કોઈ રાજ્યોની હતી કે નહિ? જો હતી, તો તે સમયે ત્યાંના ડાહ્યા તથા રાજનીતિજ્ઞ પુરુષોએ શું ઉપાયો લીધા હતા? આ દશામાથી આખરે તે દેશની ઉન્નતિ થઈ શકી કે અવનતિ જ થઈ? ઉન્નતિ થઈ હોય તો તે કેવાં કારણોથી થઈ? અને અવનતિ થઈ હોય તો તે શાથી થઈ? વગેરે પ્રશ્નોના ઉત્તર ઇતિહાસનાં પાનાંમાંથી શોધી ગોવર્ધનરામ ઇતિહાસનાં ગંભીર સત્યો ઉકેલતા, તથા હિન્દનુ હિત એ આ અભ્યાસના એક મુખ્ય લક્ષ્ય તરીકે સ્થાપતા."[૨૮] ગોવર્ધનરામના ઇતિહાસપ્રેમનુ તેમ વાત્સલ્યનુ નિદર્શન કરાવતો એક પ્રસંગ તેમની ઉત્તરાવસ્થાનો હોવા છતાં અહીં નોંધવો અપ્રસ્તુત નહિ લેખાય :—

"સને ૧૯૦૬માં તેમના ચિ. રમણીયરામ પ્રિવિયસની પરીક્ષામાં નિષ્ફળ થયા. ત્યાર બાદ બે ત્રણ દિવસ પછી તેમની પવિત્ર કિન્તુ દુઃખદાયક શય્યા પાસે ગ્રીસ દેશને લગતાં એકાદ બે પુસ્તકો લઈ તે બેઠા હતા. થોડી વારે તેમના તરફ દૃષ્ટિ ફેંકી ધીમેથી પણ મધુર કંઠે શ્રીયુતે પ્રશ્ન કર્યો કે 'રમણીય, એ કયું પુસ્તક છે?' રમણીયરામે જવાબ આપ્યો કે 'ગ્રીસ હિસ્ટરીની સાથે મેં વાંચવા પસંદ કરેલું પુસ્તક 'Social Life in Greece'. આ ઉત્તરથી

૨૬. 'સમા૦', પૃ. ૧૧, અંક ૩.
૨૭. 'વસંત', વર્ષ ૬, અંક ૩, પૃ. ૨૦૪.
૨૮. 'શ્રી. ગો૦', પૃ. ૨૧૧.

તેઓ કંઈક આનંદ પામ્યા ને હર્ષાશ્રુથી સ્મિતવદને વદ્યા કે, 'Well, Ramaniya, I wished you fail ' પુત્ર પણ આશ્ચર્યચકિત થયો ને પૂછ્યું : 'મોટા કાકા, પુત્રની નિષ્ફળતાથી તેને તથા તેના વડીલને સામાન્ય રીતે ગ્લાનિ થાય ત્યારે તમે આનંદ પામો છો તેનું શું કારણ ?' ઉત્તર મળ્યો કે, 'For now you shall learn how great were the Greeks. There you shall learn the spirit of true patriotism ' પ્રિવિયસની પરીક્ષામાં એક વરસે રોમનો ને એક વરસે ગ્રીસનો ઇતિહાસ શીખવાય છે. ગ્રીસનાં પાત્રોમાં જે ઉત્કૃષ્ટ ચારિત્ર્યનો રંગ દીપી રહ્યો છે તેવો અન્યત્ર નથી રમણીયરામે પહેલી પરીક્ષા રોમન હિસ્ટરીની આપી હતી જો તેમાં તે પાસ થઈ આગળ વધ્યા હોત તો તેને ગ્રીસનો ઇતિહાસ વાંચવાની ફરજ ન પડત. અને ગ્રીસના ઇતિહાસનો સહવાસ આમ તેને ઓછો થાય તો તેટલે અંશે તેના પર પ્રબળ પવિત્ર તેજસ્વી પાત્રોની છાયા પડે નહિ."[૨૯]

ગોવર્ધનરામના કૉલેજના સહાધ્યાયીઓમાં એક વખતના યુનિવર્સિટીના રજિસ્ટ્રાર અને એલ્ફિન્સ્ટન કૉલેજના ગણિતના પ્રસિદ્ધ પ્રોફેસર શ્રી દસ્તૂર અને ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપાલ માધવલાલ હરિલાલ દેસાઈ, સંસ્કૃતના પ્રખર પંડિત અને ગોવર્ધનરામના નિકટના સુહૃદ થયેલા હરિરામ ઉત્તમરામ ભટ્ટ, રામચંદ્ર વિષ્ણુ ગોખલે, દયારામ ગિદુમલ, ભીમરાવ ભોળાનાથ વગેરે હતા.[૩૦] મોટી ઉંમરે તે માધવલાલને

૨૯. જીવાભાઈ અમીચંદ પટેલ : 'વસંત', વર્ષ ૭, અંક ૭, પૃ. ૩૧૮–૩૧૯. 'સમાલોચક'ના ગો. સ્મા. અંકમાં શ્રી ગણપતરામ અનુપરામ ત્રવાડી પણ આ પ્રસંગનો ઉલ્લેખ કરે છે.

૩૦. ગોવર્ધનરામનું મંડળ કૉલેજમાંથી બહાર નીકળ્યું અને બીજું એવું એક મંડળ કૉલેજમાં પ્રવેશ્યું. આ મંડળમાં હતા મણિલાલ નભુભાઈ દ્વિવેદી, કેશવ હર્ષદ ધ્રુવ, નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયા, છગનલાલ હરિલાલ પંડ્યા, છગનલાલ ઠાકોરદાસ મોદી, શ્રીધર રામકૃષ્ણ ભાંડારકર

માટે કહેતા કે તે નોટ્સ બહુ સારી રીતે લખતા અને તે માટે પંકાતા પણ ખરા. પ્રો. દસ્તૂર વિષે કહેતા કે "He is a man of sterling virtues."[31] પરંતુ અતિ નિકટની દોસ્તી ગોવર્ધનરામને રામચંદ્ર ગોખલે અને હરિરામ ભટ્ટ સાથે હતી, અને તેમાયે, આપણે આગળ જોઈશું તેમ, હરિરામ ભટ્ટ સાથેનું સૌહાર્દ ગોવર્ધનરામના હૃદયને અપૂર્વ આનંદથી ભરી દે છે, અને વિચ્છેદ થતાં અસહાયતા પણ એટલી જ અનુભવાવે છે. ગોવર્ધનરામ, ગોખલે અને હરિરામ દરરોજ સાંજે મળતા અને કાવ્યવિનોદ કરતા. દેશોદ્ધારની ભાવના એ વખતના ગ્રેજ્યુએટોમાં સ્વાભાવિક હતી, દરેક યુવક પોતપોતાને માર્ગે દેશોત્કર્ષનાં સ્વપ્ના સેવતો હતો. રણજિતરામ કહે છે, "અંગ્રેજી કેળવણી, સ્વદેશાભિમાન, શીખનારની રગેરગમાં ભરી દે છે. પશ્ચિમનાં ગૌરવ, જાહોજલાલી, પ્રતાપ, વૈભવ, જ્ઞાન, સાહસ આદિના અનુભવે યુવાન ભારતના મનોરથો નાના પ્રકારના સ્વરૂપ ને સંસ્કાર પામે છે. જગતના ઇતિહાસના અભ્યાસથી આર્ય પ્રજાને માટે અભિમાન સ્ફુરે છે – તેની સમકાલીન પ્રજાઓ કાળના સ્રોતમાં વિલીન થઈ ગઈ છે; અનેક ધરતીકંપો અને જ્વાલામુખીની પીડાઓ અને વાતાવરણના સતત પ્રભાવથી ખંડિત થતા પણ અખિલ રહેતા ગિરિરાજની માફક કરોડો આફતોમાં આર્ય પ્રજા ચિરંજીવ રહી છે. કઈ શક્તિથી તે ચિરંજીવ રહી છે; જગતની સંસ્કૃતિને એ પ્રજાએ કેટલો અને કેવો વેગ આપ્યો છે અને ભવિષ્યમાં આપશે ઇત્યાદિ પ્રશ્નો મનોરથોને રંગે છે–રસે છે–ઘડે છે કોલેજમાં ભણનારાઓ મંડળી સ્થાપી કે અન્યોન્યમાં, મૈત્રી વિકસાવી દેશના ભાવી ઉત્કર્ષ માટે ચર્ચા કરે છે – મહત્ત્વાકાંક્ષી થાય છે."[32] એ વખતના અધ્યાપકો અને આચાર્યો વિદ્યાર્થીઓમાં ઉન્નત ભાવનાઓનાં બીજ નાખતા હતા. ગોવર્ધનરામના વખતમાં

---

ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જર, ચીમનલાલ હરિલાલ સેતલવાડ, કરીમઅલી ર. નાનજીઆણી વગેરે

31. 'શ્રી. ગો૦', પૃ. ૩૦.

32. 'વસંત', વર્ષ ૬, અંક ૩, પૃ. ૨૦૫.

ચેટફિલ્ડ અને પછી હેથોર્નથવેટ પ્રિન્સિપાલો હતા અને સંસ્કૃતના અધ્યાપક તરીકે પીટરસન અને ભાંડારકર, ઇતિહાસના અધ્યાપક તરીકે ઍરટ ને જાઇલ્સ હતા. તત્ત્વજ્ઞાનનો વિષય અધ્યાપક ટેલર લેતા અને અંગ્રેજીના અધ્યાપક વર્ડ્ઝવર્થ, તરીકે કર્કહામ ને ઍલર્સ હતા શરૂઆતના વર્ષમા તેલંગ 'દક્ષિણા ફેલો' હતા અને સંસ્કૃત શીખવવાના એ સૌમા ભાંડારકર માટે ગોવર્ધનરામને ઘણો સ્નેહાદર હતો સંસ્કૃત નાટક શીખવવાની એમની પદ્ધતિ ખાસ કરીને ઉત્તમ પ્રકારની હતી, અને ગોવર્ધનરામ તેનુ વર્ણન કરતા ત્યારે તેમના મોઢા પર " હર્ષ, આદર અને ભાવમયતા પુરજોસમાં પ્રકટી નીકળતા "૩૩ તે કહેતા કે " એક નાટક શીખવતા શીખવતાં ભાંડારકર બીજાં અનેક નાટકો અને કાવ્યો – વચ્ચે વચ્ચે જ – શીખવી દેતા એમની રીત એવી હતી કે એક વસ્તુ સાથે હજાર વસ્તુનુ જ્ઞાન આપવુ. એકે નાટક પૂરુ તો થતું જ નહિ. આખા વર્ષમાં બે કે ત્રણ અંકથી વધારે કદી શીખવાતુ નહિ, પણ જે બે કે ત્રણ અંક એ શીખવતા તે એવી સરસ પદ્ધતિથી શીખવતા કે એ પદ્ધતિ પ્રમાણે બાકીના અંકો તો શુ, પણ બીજાં બધાય નાટકો સૌથી સારી રીતે આપણે પોતે શીખી શકીએ."૩૪ મિ તેલંગ માટે પણ

---

૩૩. 'શ્રી ગો૦', પૃ. ૩૩

૩૪ એજન, પૃ. ૩૩. સરખાવો. "અમારી કૉલેજમા સંસ્કૃત નાટકો વિદ્યાર્થીઓ ભજવતા. વિક્રમોર્વશીય નાટક ભજવવાનુ હતુ. તેના રિહર્સલો વખતે કોઈ કોઈ વાર ભાણ્ડારકર આવતા અને સૂચનાઓ, સુધારાઓ વગેરેથી અમૂલ્ય સહાયતા આપતા હતા એક વખત બીજા અંકનો અન્તિમ શ્લોક પુરૂરવ બનેલા વિદ્યાર્થીએ ગાયો; ભાણ્ડારકર કહે · ' એ ઠીક છે, પણ આ મધ્યાહ્ન સમયનુ વર્ણન છે; માટે તે સમયને માટે નિર્મિત કરેલા સારંગ રાગમા ગાવો ઠીક લાગશે ' એમ કહીને उष्णालु शिशिरे निषीदति तरोर्मूलालवाले शिखी ઇત્યાદિવાળો શાર્દૂલવિક્રીડિત, એ છન્દની ગંભીર પદ્યગતિમા સારંગ રાગના મધુર ગભીર સ્વરો, પોતાના મધુર ગભીર ગાનરવ વડે, પૂરીને સંભળાવ્યો. હું પ્રેક્ષક જ હતો. આ ચિત્ર હજી સ્મરણ આગળ ખડુ થતા એ ગંભીર મધ્યાહ્નદશા રોમેરોમમા વ્યાપે છે. " નરસિંહરાવ દિવેટિયા. 'સ્મરણમુકુર' (બીજી આવૃત્તિ), પૃ ૧૮૮-૧૮૯

ગોવર્ધનરામને માન હતું. ગોવર્ધનરામ તથા ગોખલે માટે પણ તેલંગનો ઘણો સારો અભિપ્રાય હતો. તે વખતે મિ. તેલંગ ભર્તૃહરિનું 'નીતિશતક' સંપાદિત કરતા હતા. એમાં સૂચનો કરવા માટે તેમણે તે આ બે વિદ્યાર્થીઓને આપ્યું. બન્નેની શંકાઓનાં લાંબાં લિસ્ટ થયાં અને તેલંગ પાસે તે પહોંચ્યાં ! આ વિષે વાત નીકળતાં ગોવર્ધનરામ કહેતા કે "પ્રોફેસર ત્રિપાઠી અને પ્રોફેસર ગોખલે બેનાં માથાં એકઠાં થયાં એટલે સંદેહો સામસામા ઊડી જવાને બદલે ઊલટા વધી પડ્યા !"[૩૫] પ્રો વર્ડ્ઝવર્થની શિક્ષણપદ્ધતિની પણ ગોવર્ધનરામ તારીફ કરતા અને કહેતા કે વિદ્યાર્થી સાહિત્યનો અભ્યાસ પોતાની મેળે કરી શકે એ રીતે તે શીખવતા.[૩૬] ઇતિહાસના અધ્યાપક જાઇલ્સ વર્ગમાં સામાન્ય કોટિની નોટ્સ ઉતરાવતા એટલે ગોવર્ધનરામને તેમના વર્ગમાં જવું ગમતું નહિ અને જતા નહિ. આથી પ્રોફેસરે એક વાર પ્રિન્સિપાલ સમક્ષ ગોવર્ધનરામ વિરુદ્ધ ફરિયાદ કરી ગોવર્ધનરામે એવી હિંમત અને સિફતથી પોતાનો કેસ મૂક્યો કે પ્રિન્સિપાલ ખુશ થઈ ગયા અને તેમણે જાતે જ જાઇલ્સ સાહેબના વર્ગમાં ગેરહાજર રહેવાની રજા આપી ! ગોવર્ધનરામનો ઇતિહાસપ્રેમ પોતાની મેળે જ વિકસ્યો હશે. સને ૧૮૭૩માં એફ. ઈ. એ.ની પરીક્ષા

---

૩૫. 'શ્રી. ગો૦', પૃ. ૩૪

૩૬. સરખાવો ગોવર્ધનરામના અનુગામી વિદ્યાર્થી રમણભાઈ નીલકંઠનો અભિપ્રાય : "અધ્યયનના વિષયોમાં શું શું જાણવા જેવું છે અને કયા કયા સિદ્ધાંત સ્વીકારવા જેવા છે તેનું શિક્ષણ આપીને પ્રો. વર્ડ્ઝવર્થ અટકતા નહિ, પણ વિષયોનો અભ્યાસ કેવા દૃષ્ટિબિંદુથી કરવો જોઈએ, સિદ્ધાન્તોની પરીક્ષા કયે પ્રકારે કરવી જોઈએ અને વિચારો બાંધવામાં કયા ધોરણ લક્ષમાં રાખવા જોઈએ, તેનું તેઓ દિગ્દર્શન કરાવતા. તેમની ઉન્નત ભાવનામય કલ્પનાઓ તેમના સર્વ શિક્ષણમાં આવિર્ભૂત થઈ અપૂર્વ ચમત્કાર ઉત્પન્ન કરતી અને વિદ્યાર્થીઓના ચિત્તને નવી ગતિ પ્રાપ્ત કરાવતી." 'વસંત', વર્ષ ૧૬, અંક ૬, પૃ. ૩૩૨.

પાસ કર્યા બાદ ગોવર્ધનરામને મનઃસુખરામની સાથે ગોકુળજી ઝાલાને ત્યાં લગ્ન પ્રસંગે જૂનાગઢ જવાનું થયું, ત્યારે ગિરનારનું વર્ણન તેમણે સંસ્કૃતમાં લખ્યું હતું. તે જ વરસે 'મેઘદૂત'ના અનુકરણમાં 'મનોદૂત' લખવા માડયું હતું. ૧૮૭૫માં તેમણે પોતાના પત્ની હરિલક્ષ્મીની પાછળ 'हृदयरुदितशतकम्' કાવ્ય લખ્યું. 'त्रिविक्रुठितम्' નામે સંસ્કૃત કથાને સારુ રૂપિયાનું સુન્દરજી જીવાજી ઓસ પ્રાઇઝ મળ્યું હતું.[૩૭] જૂનાગઢથી મુંબઈ આવ્યા બાદ કૉલેજના મિત્રોનું 'ધી હની ક્લબ' નામનું એક મંડળ તેમણે શરૂ કર્યું. આ મંડળ ગિરગામમાં મુરારજી ગોકુળદાસના ચીના બાગમાં મનઃસુખરામને ત્યાં મળતું હતું. ગોવર્ધનરામને સંસ્થાઓ ઊભી કરવાનો અનુભવ મળ્યો એમાં કદાચ આ અનુભવ પહેલો હતો. બી. એ માં પાસ થયા પછી ગોવર્ધનરામે 'The Scope of University Education' એ લેખ "ઘણુ કરીને આ મંડળમાં જ વાંચ્યો"[૩૮] હતો. ગોવર્ધનરામે કૉલેજ છોડી એટલે આ મંડળ પડી ભાંગ્યું. બી. એ. થયા પછી 'ફ્રેન્ડલી સોસાયટી' નામની બીજી સભા ચલાવી તે પણ ગોવર્ધનરામ મુંબઈથી ભાવનગર ગયા ત્યારે પડી ભાગી. ગોવર્ધનરામ આ સભાના સૂત્રધાર હતા એમ 'શ્રીયુત ગોવર્ધનરામ'ના લેખક નોંધે છે. ફરી મુંબઈ આવી સ્થિર થયા ત્યારે ગોવર્ધનરામ ગુજરાતી સોશિયલ યુનિયન, ગ્રેજ્યુએટ્સ ઍસોસિયેશન, પ્લીડર્સ ઍસોસિયેશન, સ્ટુડન્ટ્સ સાયન્ટિફિક ઍન્ડ લિટરરી ઍસોસિયેશન, તથા પ્રેસિડેન્સી ઍસોસિયેશન[૩૯]—આ મંડળોના જુદા જુદા સમયે સભાસદ થયા હતા. આ ઉપરાંત નિવૃત્તિ નિવાસ દરમ્યાન નડિયાદમાં

૩૭. 'શ્રી. ગો૦', પૃ. ૩૫

૩૮. એજન, પૃ. ૪૭.

૩૯. પ્રેસિડેન્સી ઍસોસિયેશનના વાર્ષિક રિપોર્ટ ૧લી જાન્યુઆરી ૧૮૮૮થી ૩૦મી એપ્રિલ ૧૮૯૩ સુધીના ગોવર્ધનરામના અંગત પુસ્તકસંગ્રહમાં જોવા મળ્યા છે.

અનેક જાહેર સભાઓમાં તેમણે પ્રમુખસ્થાન શોભાવ્યું હતુ. ઉત્તરવયમાં અમદાવાદ, સુરત, વસો, સિદ્ધપુર, અહમદનગર વગેરે સ્થળોએ અંગ્રેજીમાં તથા ગુજરાતીમા ભાષણો આપ્યા હતાં. જાહેર સેવા અને જ્ઞાતિસેવામા પણ પ્રસંગોપાત્ત તેમણે દોરવણી આપી હતી. દેશસેવાની યોજના ઉત્તરકાળમા તેમણે ઘડવા માંડી હતી અને 'Thinkers and advisers'નો વર્ગ ઊભો કરવાનુ વિચાર્યું હતુ એના ભાગ રૂપે આ પ્રવૃત્તિઓને જોઈ શકાય. ગોવર્ધનરામના જીવનના એક પાસાનો ખ્યાલ તે આપે છે[૪૦]

આ વખતે ગોવર્ધનરામે અંગ્રેજીમા બે લેખ લખ્યા હતા. 'Is there any Creator of this Universe?'[૪૧] ('આ વિશ્વનો કોઈ સર્જક છે?') અને 'The State of Hindu Society in the Bombay Presidency'[૪૨] ('મુંબઈ ઇલાકામાં હિન્દુ સમાજની સ્થિતિ') આ લેખના વિષય પરથી ખ્યાલ આવે છે કે અઢાર વર્ષના નવયુવકનુ મન કઈ દિશામાં વિચારી રહ્યુ છે. નાનપણમા તો ગોવર્ધનરામ ભાવિક ભક્તની જેમ શ્રદ્ધાળુ પૂજાપદ્ધતિનો પણ આશ્રય લે છે. શ્રીનાથજીની મૂર્તિ સમક્ષ એક પગે ઊભા રહી ગાયત્રીનો જપ કરે છે અને સંધ્યાદિ નિત્ય કર્મ પણ પાળે છે ક્રમે ક્રમે ગોવર્ધનરામનુ ધર્મમંથન તીવ્ર થાય છે. ધીમે ધીમે બાહ્ય કર્મકાંડ પદ્ધતિમાંથી તે નીકળી જાય છે અને સૂક્ષ્મ અધ્યાત્મતત્ત્વ તરફ તેમની શ્રદ્ધા વળે છે 'આ વિશ્વનો કોઈ સર્જક છે?' એ નિબંધમા તે ઘણા સવાલ ઉઠાવે છે. શરૂઆતમાં જ તે કહે છે: "'આપણા લોકોને તો ટેવ જ પડી ગઈ છે કે મોટાઓ તથા

૪૦. 'શ્રી. ગો૦', પૃ. ૨૪૦ આધારે

૪૧. આ લેખ આખો સુલભ નથી. એના થોડાક અંશ માત્ર મળે છે ('શ્રી ગો૦', પૃ. ૩૬, ૪૩).

૪૨. આ લેખ પણ આખો સુલભ નથી. એના થોડાક અંશો 'સમા૦' ગો. સ્મા. અંક (પૃ. ૭-૧૨) અને 'શ્રી. ગો૦' (પૃ. ૪૩-૪૬)મા મળે છે.

ઘરડાઓ જે કહે તે જ ખરું માની બેસવું.' પરંતુ 'પરમેશ્વર છે એમ પોતે કેવી રીતે જાણ્યું, એ બાબત ખાતરી કરવાને તો બહુ થોડા માણસો પ્રયત્ન કરે છે. આપણાં શાસ્ત્ર, કુરાન કે બાઇબલ, કે આપણાથી વધારે ડાહ્યા એવા બ્રાહ્મણો, ઇમામો કે પાદરીઓ કહે કે 'પરમેશ્વર છે' એટલે બસ થયું. એમના કહેવા ઉપર લોકોને સોએ સો ટકા વિશ્વાસ છે, અને એ કહે છે માટે ઈશ્વર છે જ એમ માની લેવાય છે. પણ એવો કોઈક જ નીકળશે કે જે આ વિષય સંબંધી જાતે વિચાર કરવા બેસશે કે ઈશ્વર હશે કે નહિ હોય? અને હોય, તો તેના અસ્તિત્વનું પ્રમાણ શું?' "[૪૩] આ પ્રશ્ન અંગે પૃથક્કરણપ્રધાન અને સમન્વયપ્રધાન પદ્ધતિઓની ચર્ચા કર્યા બાદ ગોવર્ધનરામ સમન્વય-પ્રધાન પદ્ધતિઓનો સ્વીકાર કરી એ પદ્ધતિએ ઈશ્વરનું અસ્તિત્વ સિદ્ધ કરવા પ્રવૃત્ત થાય છે. ડૉ. કાન્તિલાલ પંડ્યા કહે છે, "પરંતુ

'મુબઈ ઇલાકામાં હિન્દુ સમાજની સ્થિતિ' એ લેખમાં ગોવર્ધનરામ વિભાગીકરણ (Division) અને વ્યાખ્યા (Definition)-ની પદ્ધતિ અપનાવે છે સમાજની વ્યાખ્યા આપ્યા પછી તે સમાજ-ને સક્રિય (એક્ટિવ) અને નિષ્ક્રિય (પેસિવ) એ બે વિભાગોમાં વહેંચે છે 'સક્રિય સમાજ'માં તે કુટુંબો, પ્રજાઓ અને સામ્રાજ્યનો સમાવેશ કરે છે. આ બે વિભાગોના હેતુઓ પ્રમાણે તે પાછા બે ઉપ વિભાગો પાડે છે— કામચલાઉ સમાજ અને સ્થાયી સમાજ. 'સ્થાયી સમાજ'માં તે રાજ્યવ્યવસ્થા, જ્ઞાતિઓ, ક્લબો અથવા તો સભાઓનો સમાવેશ કરે છે. 'નિષ્ક્રિય સમાજ' એટલે કુદરતી રીતે એકઠો કરાયેલો સમાજ એમ તે કહે છે. આ વિભાગમા નીચલી કક્ષાના મંડળોનો સમાવેશ થાય એમ તે કહે છે. લેખની શરૂઆતમાં જ તે એક હિંદુ કુટુંબનુ ચિત્ર આપે છે. દાદા-દાદીનું કુટુંબ છે. ઘરનાં અંદર અંદર લડે છે. શાપ વરસાવતો અને પોતાની ગુરુતાથી પ્રભાવ પાડવા માગતો પેલો ડોસો ઘડીમા કોઈમાં સાચી કે દંભી માનવૃત્તિ જગાડે છે, એટલામાં એક નવા પાત્રને લેખક દાખલ કરે છે. એ વળી બીજા વૃદ્ધજન છે, બંને વચ્ચે ગુસપુસ ચાલે છે. સઘળો તમાશો છોકરાં રસપૂર્વક નિહાળી રહે છે જાણે કે તે પોતે મોટાં થાય ત્યારે તેમનાં વડીલો પાસેથી લીધેલા આ મોંઘા પ્રત્યક્ષ બોધ-પાઠો આચરી બતાવવા માગતાં ન હોય! કર્તાએ પાછળથી 'સરસ્વતીચંદ્ર'માં દોરેલાં હિંદુ સંસારનાં વિવિધ ચિત્રોનું અહીં સ્મરણ થાય છે.

એ પછી ગોવર્ધનરામ આખા પ્રસંગની તત્ત્વચર્ચા કરતાં કહે છે કે જો જુવાનો પોતાના વડીલોનો તિરસ્કાર કરે કે ઉપહાસ કરે તો શું વૃદ્ધો પોતાનાં છોકરાંને ભણાવશે? શું તેઓ દૂધ પાઈને સાપને ઉછેરશે? અને જો આમ થશે તો શું આપણામાં કાંઈ સુધારો થવાની આશા રાખી શકાય? તે સલાહ આપે છે, "ઘરડાઓનાથી તમારા વિચારો ભલે જુદા હોય. પણ તે વિચારો એમને જણાવો

ત્યારે દલીલ દાખલા આપીને બહુ ડહાપણભરી રીતે સમજાવજો, એ લોકો જે કહે તે બહુ માનથી સાંભળજો. નિષ્પક્ષપાતથી એનો વિચાર કરજો. અને સત્યતાથી તથા નમ્રતાથી એમને ગળે તમારી વાત ઉતારજો — આવુ કરશો તો તમે માન પામશો અને આપણા જનસમુદાયને પણ નક્કી લાભ થશે."૪૫

"આ લેખમાં નીચેના પ્રશ્નો સંબધી ચર્ચા કરેલી છે (૧) સામાન્ય જનસમાજના વિભાગ, (૨) વૃદ્ધો તથા જુવાનિયાઓના સબધ, (૩) સ્ત્રીઓની પદવી, (૪) કુટુંબમા પિતાનુ સ્થાન અને તેની ફરજ, (૫) પત્નીનુ સ્થાન, (૬) સાસુ અને વહુ, (૭) બહેનો, (૮) મોટી ઉંમરના છોકરાઓ, (૯) વિધવા પુત્રીઓ, (૧૦) બાળ લગ્ન અને (૧૧) બાળકોની કેળવણી."૪૬

આ લેખમાં ગોવર્ધનરામે સ્ત્રીઓના સવાલ અંગે કેટલીક માર્મિક વાતો રજૂ કરી છે. સ્ત્રીને માટે ગોવર્ધનરામના હૃદયમા કેવી ભાવના છે તે આ લેખમા જોવા મળે છે. સ્ત્રીઓના ઉદ્ધાર સિવાય સમાજનો ઉદ્ધાર શક્ય નથી એ પ્રકારનુ વિચારવલણ ગોવર્ધનરામ બતાવે છે એમાં તેમનુ ઉદારમતવાદી માનસ પ્રગટ થાય છે. તે કહે છે, "સ્ત્રીઓ એ માનવજાતના સુખનુ ખરેખરુ મધ્યસ્થાન છે. આખા લોકસમાજને સુધારવાનુ એક પ્રધાન સાધન છે આપણા ગૃહસંસારના સર્વ સુખનુ કેન્દ્ર છે અને મનુષ્યના હૃદયને અનાયાસે જ આનન્દ આપનાર કારણ છે"૪૭ પાછળથી લખાયેલાં 'સ્નેહમુદ્રા' અને 'સરસ્વતીચંદ્ર' એ બે પુસ્તકો તે આ ભાવનાને વાઙ્મયઆકાર આપવાના પ્રયત્નરૂપ છે. ગોવર્ધનરામને આ ઉંમરે માનવસ્વભાવનો કેવા ઝીણવટભર્યો ખ્યાલ હતો અને હિન્દુ કુટુંબનો માર્મિક પરિચય હતો તે સંયુક્ત કુટુંબમાં છોકરાના પત્ની અને માતા સાથેના સંબંધનુ તેમણે આ લેખમા કરેલું

૪૫. 'શ્રી. ગો૦', પૃ. ૪૫.
૪૬. એજન, પૃ. ૪૪.
૪૭. એજન, પૃ. ૪૫ (અનુ૦ કાન્તિલાલ પંડ્યા)

નિરીક્ષણ બતાવી આપે છે ગોવર્ધનરામ કહે છે, "પુત્ર સ્વાભાવિક રીતે જ માનો પક્ષ લે છે અને જે પત્ની ભાગ્યે જ પતિને ચાહતી હોય છે અથવા જેને પતિ ભાગ્યે જ ચાહતો હોય છે તેને સારી સલાહ આપવામા નિષ્ફળ જાય છે. પત્નીની સામે એનામા ઝેર રેડવામા આવ્યુ હોય છે અને આ બન્નેની લાગણીઓ એકબીજા પ્રત્યે દુભાય છે જો પતિ આ રીતે માનો પક્ષ લેતો નથી તો તે લગ્ન વખતે એણે લીધેલી પવિત્ર પ્રતિજ્ઞાઓની સભાનતાને કારણે નહિ, કે ન તો એના સાચા પ્રેમને કારણે, પરતુ સ્વાર્થી રાગાવેગને કારણે આથી ઉત્તેજાઈ ને તે કદાચ પત્નીનો પક્ષ લે છે, અને ઉપકારના સઘળા બધનો ભૂલીને તે પોતાની માતા સાથે ઝઘડે છે આ રીતે પતિ ઘણી વાર સમગ્રપણે એક યા બીજા પક્ષે રહે છે, પરંતુ જવલ્લે જ તે નિષ્પક્ષ ન્યાયાધીશની નજરે વસ્તુઓને જોતો હોય છે" [ મૂળ અગ્રેજી જુઓ : 'સમા૦' ગો સ્મા અક, પૃ ૧૧ ]

'સ્નેહમુદ્રા'મા 'રતિ' અને 'કામ'નો સૂક્ષ્મ ભેદ બતાવનાર કવિ ગોવર્ધનરામ અને 'ગુણસુદરીનુ કુટુબજાળ' ચીતરનાર નવલ કથાકાર ગોવર્ધનરામ આ ઉમરે શુ વિચારતા હતા તે અહી જોવા મળે છે. પરણેલા છોકરાઓને તે સ્પષ્ટ દોરવણી આપે છે, "પરણ્યા પછી તમારે તમારા માતાપિતાથી એકદમ જુદા રહેવુ નહિ તો, તમે ગમે તેટલુ કરશો તોય, ઘરની બે ધણિયાણીઓ ( મા તથા વહુ ) વચ્ચેની હરીફાઈ, અણગમતા અને ઉદ્ધત પરોણાની પેઠે, તમારા ઘરમા ઘૂસી આવશે"[૪૮]

કામચલાઉ હેતુઓ માટેના સમાજ વિષેની વાત પર આવતાં ગોવર્ધનરામ અર્થશાસ્ત્રના અભ્યાસ વિશે કહે છે કે 'ઇન્ડિયન ફિનાન્સ કમિટી' સમક્ષ સાક્ષી આપવાને ઇગ્લંડ જવા માટે કેટલા માણસો આ ઇલાકામાથી આગળ આવ્યા? અર્થશાસ્ત્રના મહાન પ્રશ્નોનો અભ્યાસ કરવાનુ પણ તે સૂચવે છે જ્ઞાતિની ઉત્પત્તિ વિષે પણ તેમણે

૪૮ એજન, પૃ ૪૬

પોતાના વિચારો આ લેખમાં દર્શાવ્યા છે. "...'Caste એ શબ્દ આપણા દેશને માટે જ ઘડવામાં આવ્યો છે અને તેથી આપણા સુધારાવાળા ભૂલ ખાઈ જાય છે,' કે દુનિયામાં બીજા કોઈ મુલકમાં જ્ઞાતિઓ–castes છે જ નહિ. અહીં જેમ જુદી જુદી જ્ઞાતિઓ છે તેમ બીજા ઘણાખરા દેશોમાં પણ છે; પરંતુ તે દેશોમાં જ્ઞાતિને માટે castesને બદલે જુદા જુદા શબ્દો વાપરવામાં આવે છે. તે ઉપરથી બીજા દેશોમાં જ્ઞાતિઓ હોતી જ નથી, અને એકલા આપણા દેશને જ જ્ઞાતિવિભાગની મુસીબતો સહન કરી લેવી પડે છે એમ અનુમાન કરવું એ વાજબી નથી... 'નાતજાતનું બંધન તેઓએ તોડી નાખવું હોય તો, મારો નમ્ર અભિપ્રાય એવો છે કે જાણે ઊંચી, સીધા ઢળાવવાળી ટેકરી ઉપર ચઢવાનું હોય તેમ એ કામ ધીમે ધીમે, સાવચેતીથી અને બહુ જ દૂરઅંદેશીવાળાં પગલાં ભરીને કરવાનું છે.' "૪૯

જ્ઞાતિઉચ્છેદનું કાર્ય કેવું કપરું છે અને તે માટેના પ્રયત્નોમાં ઉતાવળ કરતાં 'Slow' – ધીમાં, 'Cautious' – સાવચેતીભર્યાં અને 'well placed' યોગ્ય (જગ્યાએ મુકાયેલાં) પગલાં લેવાં જોઈએ એમ ગોવર્ધનરામ જણાવે છે એમાં અને હિંદુ કુટુંબ વિષે તેમણે જે બોધ આપ્યો છે એમાં – ટૂંકમાં, અઢાર વરસની ઉંમરે લખેલા આ લેખમાં તેમનું માનસ એ વખતે સુધારકો કરતાં કયાં જુદું પડતું હતું અને જ્યાં તે કેવળ સંરક્ષકવૃત્તિવાળા તો હતા નહિ એ અહીં સ્ફુટ થાય છે. પાછલા કાળમાં ગોવર્ધનરામે હિન્દુ સંસારના પાયાના તથા તત્કાલીન પ્રશ્નોને ગંભીરપણે હાથમાં લીધા અને એના તેમણે જે ઉકેલો આપ્યા એના પાયામાં તેમના મન:કોષમાં કયા કયાં દ્રવ્યો સંચિત થઈ રહ્યાં હતાં એના નિદર્શન રૂપે આ લેખ અગત્યનો ગણાય. વિચારની શાસ્ત્રીય માંડણી, વિષયને ચારે બાજુથી જોવાની બૌદ્ધિક ખાસિયત, સામાજિક પ્રક્રિયાઓને યોગ્ય સંદર્ભોમાં જોવાની અને મૂલવવાની સહજ આવડત એ બધી શક્તિઓ ગોવર્ધનરામ

૪૯. એજન, પૃ. ૪૧.

બતાવે છે એ ભાવિ ચિંતક તરીકે તેમનું ઘડતર કેવી રીતે થઈ રહ્યું છે એના અણસારા છે.

"આ નિબંધને છેવટે ગોવર્ધનરામના હાથની, પેન્સિલથી લખેલી એક નોંધ છે તે ઉપરથી જણાય છે કે સભામાં આ નિબંધ બહુ ઉતાવળથી વાંચી જવો પડ્યો હતો, અને મંડળના સભાસદોમાં આ નિબંધ સંબંધી ગરમાગરમ ચર્ચા થઈ હતી. ગોવર્ધનરામને ફરિયાદ કરવી પડી છે કે એમના અભિપ્રાયો સભાસદોથી બરોબર સમજાયા નહોતા. અસાધારણ બુદ્ધિવાળા અથવા અસાધારણ વિચારશક્તિવાળા કિયા માણસને આ ફરિયાદ નથી કરવી પડી?" ('શ્રીયુત ગોવર્ધનરામ', પૃ. ૪૬) ગોવર્ધનરામની ટીકા કેવા પ્રકારની છે એ જોયા સિવાય છેલ્લા વાક્યમાં જે તારણ છે તે કેટલે અંશે ન્યાયી છે તે કહી શકાય નહિ, પણ સંભવ છે કે સુધારાનો પવન બહુ જોસમાં ફૂંકાતો હતો ત્યારે ગોવર્ધનરામના સ્વસ્થ અને નિખાલસ વિચારો સૌને બહુ આદરપાત્ર ન લાગ્યા હોય.

ગોવર્ધનરામના અંગત જીવનમાં પણ ઉપરના નિબંધમાં ઉલ્લેખેલા કોયડાઓ ઉકેલવાનું આવ્યું હોય એમ લાગે છે. કહેવાય છે કે શિવકાશી અને હરિલક્ષ્મી એ બે સાસુવહુને બનતું ન હતું. ગૃહક્લેશથી ગોવર્ધનરામને ઘણો સંતાપ થતો. એક રાતે તે એમના નિત્યક્રમ મુજબ ચોપાટી ઉપર ફરવા ગયા હતા ત્યાં ચકડોળે ચડેલું મન યુરોપ કે અમેરિકા નાસી જવાના વિચાર પર આવ્યું, અને તે ભાયખલાના સ્ટેશને પહોંચ્યા! ગાડી સ્ટેશન પર હતી પણ તે જેવા અંદર ગયા કે તરત જ ગાડી તો ઊપડી. તપાસ કરતાં જાણવા મળ્યું કે બીજી લોકલ તો દોઢેક કલાક પછી આવશે. પણ એ દોઢ કલાકમાં તો ચકડોળે ચડેલું મન પણ ઠેકાણે આવે ને! બન્યું પણ તેમ જ. ગંભીરપણે વિચારતાં તેમને તેમનું પગલું વાજબી ન લાગ્યું અને ઘણી મોડી રાતે ચૂપચાપ ઘેર આવી તે સૂઈ ગયા. આ પ્રસંગ યથાતથ હોય તો આની સાથે ચર્નીરોડ સ્ટેશનથી ગૃહત્યાગ કરનાર સરસ્વતીચંદ્રના

પ્રસંગને સરખાવવાનું મન સ્વાભાવિક રીતે જ થાય.[૫૦] ઉપરાંત ઉપરના નિબંધમાં પરિણીત છોકરાઓને જુદા રહેવાની શિખામણ તેમણે આપી છે એ વસ્તુ પણ કહેવાય છે કે, તે પોતે પોતાના જીવનમાં અમલમાં મૂકવાના હતા; પરંતુ ૧૮૭૪માં પોતાનાં પત્ની હરિલક્ષ્મીનું અવસાન થતાં એ નિશ્ચય અમલમાં આવી શક્યો નહિ.

૧૮૭૪નું વરસ તે ગોવર્ધનરામના જીવનમાં સંતાપનું વરસ છે. જન્મથી તે ત્યાં સુધીનો સમય ગોવર્ધનરામના જીવનમાં સુખનો સમય છે. હવે દુઃખનાં વાદળો ઘેરાઈ વળે છે. પત્ની હરિલક્ષ્મીનું સુવાવડમાં મરણ થતાં ગોવર્ધનરામના હૃદયને અપાર વેદના થઈ હતી એ નોંધ્યું છે. આ ઓછું હોય તેમ 'શ્રીકૃષ્ણ વાસુદેવની પેઢી' તૂટી પડી. ઉપરાંત, પોતે બી. એ.ની પરીક્ષામાં નાપાસ થયા. હરિલક્ષ્મીના મૃત્યુથી, રણજિતરામ વાવાભાઈ મહેતાના શબ્દોમાં કહીએ તો, "મીઠા અને સુખના દિવસો વહી ગયા – જીવન-વીણાનો તાર તૂટ્યો. એક બાળકને [રાધાને] મૂકી ગાઢ સ્નેહનો રસ ચખાડી હરિલક્ષ્મી ઈ. સ. ૧૮૭૪માં પંચત્વ પામી. વિરહથી થયેલી વ્યથાથી એવો મર્મભિદ્ કરુણ રસ ગોવર્ધનરામના જીવનમાં વ્યાપી ગયો હતો કે સંસ્કૃત અને ગુજરાતીમાં શોકગીતિ રચવા છતાં તે રસ ન ખૂટતાં, દ્વિતીય લગ્નથી થયેલાં બાળકોથી વીંટળાયેલા ગોવર્ધનરામને ઘણી વાર મધ્યરાત્રિએ અશ્રુરુદ્ધ કરતો."[૫૧] હરિલક્ષ્મીના મૃત્યુની અસર ગોવર્ધનરામ પર એ વખતે જ નહિ પણ પાછલા કાળમાં પણ રહી હશે એમ લાગે છે. 'શ્રીકૃષ્ણ વાસુદેવની પેઢી' તૂટવાથી ગોવર્ધનરામને જબરો ફટકો લાગ્યો. ભૂલેશ્વરનો માળો વેચી કાઢ્યો અને માતાપિતાને આશ્વાસન આપ્યું કે પોતે દેવું ભરપાઈ કરશે. ગોવર્ધનરામ મનઃસુખરામને ત્યાં રહ્યા. પિતૃભક્તિની આ ભાવના અને દેવું ભરપાઈ કરવાનો પ્રસંગ પણ તેમને જાણે વારસામાં ઊતરી આવ્યા

૫૦. એજન, પૃ. ૨૩૩–૨૩૪.
૫૧. 'સમા૦', ગો. સ્મા. અંક, પૃ. ૧૪.

હતા. 'શ્રીયુત ગોવર્ધનરામ'ના લેખકે નોંધ્યું છે તે પ્રમાણે ગોવર્ધનરામનો પહેલો વિચાર સ્વાભાવિક રીતે જ વેપારી થવાનો હતો પણ હવે તે બર આવે એમ ન હતું ગોવર્ધનરામે જો વેપારનુ ક્ષેત્ર પસંદ કર્યું હોત તો એમને કેવી સફળતા મળત એ સંબંધે ગોવર્ધનરામના એક દષ્ટિસંપન્ન અભ્યાસી ઉત્તમલાલ ત્રિવેદી કહે છે કે, "આ ધંધામા એમને ફતેહ મળત કે નહિ તેનો તર્ક કરવો તો મુશ્કેલ છે. પણ જો ભાગ્યદેવીએ એમના ઉપર કૃપા કરી હોત તો ગોવર્ધનરામ ઘણુ કરીને એક હિન્દુ તાતા થયા હોત અને આટલુ બધુ કમાયા હોત કે નહિ, તોપણ એક વાત તો ચોક્કસ છે કે હિન્દુ વેપારી વર્ગના હાલના સારામાં સારા માણસો કરતા પણ બુદ્ધિમા, સાહસમા અને પરોપકારમા તે ઘણા જ ચઢિયાતા હોત. વિધાતાને આ રુચ્યું નહિ હોય, અને એણે આવા વેપારીને બદલે એક કાબેલ તથા હિંમતવાળા વકીલ થવાનુ, અને આખી જિંદગી – સાચા તપસ્વીની પેઠે – જ્ઞાન મેળવવામાં અને પોતાના ગ્રંથ દ્વારા તે જ્ઞાન પ્રસારવામાં ગાળવાનું નિર્માણ કર્યું."[૫૨]

૧૮૭૪ના વર્ષનો બીજો દુઃખદ બનાવ તે ગોવર્ધનરામ બી એમા નાપાસ થયા તે. આમ તો તેમની તૈયારી સારી હતી, પણ બનેલું એવુ કે ચિંતાને કારણે જોઈએ એવી તૈયારી થઈ શકી નથી એવા ખ્યાલમા પોતે રહેલા. એક પેપર સારુ લખાયું નથી એમ માની એની સાથે જેના માર્ક ગણાવાના હતા તે પેપર લખ્યું તો ખરુ પણ ઊઠતી વખતે ફાડી નાંખ્યું બને પેપરોના થઈને પાસ થવા માટે પચાસ માર્ક મેળવવાના હતા વાસ્તવિક રીતે તો ગોવર્ધનરામને પહેલા પેપરમાં આડત્રીસ માર્ક મળતા હતા, એટલે બીજું પેપર આપ્યુ હોત તો બાર માર્ક તો નાખી દેતા આવત એટલે પાસ થવામાં વાંધો ન આવત ગોવર્ધનરામની ગણતરી ખોટી હતી. પ્રો. ભાંડારકરે આ અંગે પોતાનો પુણ્યપ્રકોપ વર્ગમા પ્રકટ કરતાં કહ્યુ કે, "પોતાને હાથે જ પોતાના મો ઉપર જેણે કાજળ ચોપડયો છે એવો માણસ કોઈને

---

૫૨ 'શ્રી ગો૦' પૃ. ૪૮.

જોતો હોય તો તે આ રહ્યો."[૫૩]

બીજે વર્ષે ૧૮૭૫ મા ગોવર્ધનરામે બી. એ.ની પરીક્ષા બીજા વર્ગમાં પાસ કરી.[૫૪] આ વર્ષમા દેશમાં બે બનાવો બન્યા : દયાનંદ

---

૫૩. 'શ્રી. ગો૦', પૃ. ૩૯.

૫૪. ૧૮૭૫ ની બી. એ.ની પરીક્ષામા ગોવર્ધનરામે નીચે મુજબનાં પેપરો આપ્યા હતા :

તા. ૨૯ નવેમ્બર સોમવાર :
સવારે ૧૦ થી ૧ :
અંગ્રેજી પેપર પહેલું
(એડિસનનું 'સ્પેક્ટેટર' અને શેક્સપિયરનું 'હેમ્લેટ')
બપોરે ૨ થી ૫ :
અંગ્રેજી પેપર બીજું
(સ્પેન્સરકૃત 'ફૅરીક્વિન' પુસ્તક ૩ અને બેકનના નિબંધો)

તા. ૩૦ નવેમ્બર મંગળવાર
સવારે ૧૦ થી ૧ :
સંસ્કૃત પેપર પહેલું
(રામકૃષ્ણ ગોપાળ ભાડારકર અને કાશીનાથ ત્ર્યંબક તેલંગ : 'રત્નાવલિ' અને 'વાસવદત્તા')
બપોરે ૨ થી ૫ :
સંસ્કૃત પેપર બીજું
(ભાડારકર અને તેલંગ : 'શિશુપાલવધ', 'તર્કસંગ્રહ' અને ભાષાતર)

તા. ૧ ડિસેમ્બર બુધવાર :
સવારે ૧૦ થી ૧ :
એરિથમેટિક અને એલ્જિબ્રા
(થિયેડોર કૂક અને જેમ્સ જારડીન)
બપોરે ૨ થી ૫ :
ટ્રિગોનોમેટ્રી અને કોનિક સેક્શન્સ
(થિયેડોર કૂક અને જેમ્સ જારડીન)

તા. ૨ ડિસેમ્બર ગુરુવાર :
સવારે ૧૦ થી ૧ :
લૉજિક
(રેવ ડી. સી બોયડ અને રેવ. ડબ્લ્યુ વોલેસ બ્રાઉન)
બપોરે ૨ થી ૫ :
મોરલ ફિલોસોફી (એજન)

તા. ૩ ડિસેમ્બર શુક્રવાર :
સવારે ૧૦ થી ૧ :
યુક્લિડ અને મિકેનિક્સ
(થિયેડોર કૂક અને જેમ્સ જારડીન)

તા. ૬ ડિસેમ્બર સોમવાર :
સવારે ૧૦ થી ૧ :
પોલિટિકલ ઇકૉનૉમી પેપર પહેલું
(ડબ્લ્યુ. મારડીન વૂડ અને ડબલ્યુ. લી વૉર્નર)
બપોરે ૨ થી ૫ :
એજન, પેપર બીજુ

તા. ૭ ડિસેમ્બર ગુરુવાર :
સવારે ૧૦ થી ૧ :
ઇતિહાસ પેપર પહેલું
(આર. જી. ઓક્ઝેન્ડેમ અને સ્ટ્રૅટહર્ટ)
બપોરે ૨ થી ૫ :
ઇન્ડિયન હિસ્ટરી (એજન)

સરસ્વતીએ આર્યસમાજની સ્થાપના કરી અને મૅડમ બ્લેવેટ્સ્કીએ 'થિયોસૉફિકલ સોસાયટી'ની સ્થાપના કરી. આ વખતે ગોવર્ધનરામની ઉંમર બરોબર વીસ વરસની હતી.

આ વર્ષોમાં ગોવર્ધનરામે જીવનનું ગંભીરપણે અવલોકન કરીને અને ભારે મનોમંથન અનુભવીને પોતાનું જીવનકર્તવ્ય શોધ્યું હોય એમ તેમણે કરેલા સંકલ્પો પરથી જણાય છે. તેમણે ત્રણ સંકલ્પો કર્યા હતા. "(૧) એલએલ. બીની પરીક્ષામાં પાસ થવું (૨) પછીથી મુંબઈમાં વકીલાતનો સ્વતંત્ર ધંધો માંડવો, અને કદી કોઈની નોકરી કરવી નહિ (૩) લગભગ ચાળીસમે વર્ષે ધંધામાંથી નિવૃત્ત થઈ, બાકીની જિંદગી સાહિત્યની સેવામાં અને સાહિત્ય દ્વારા જનસમાજની સેવામાં ગુજારવી."[૫૫]

પહેલા બે સંકલ્પો પાર પડ્યા સુધીના – એટલે કે મુંબઈ જઈ વકીલાત કરવા ૧૮૮૩માં તેમણે ભાવનગર છોડયું ત્યાં સુધીના – વધુ આઠ વર્ષનું બયાન જીવનરેખાના આ ચાલુ વિભાગમાં જોવાનો ઉપક્રમ છે. આ આઠ વર્ષના ગાળામાં પહેલાં ત્રણ વર્ષ ગોવર્ધનરામ મુંબઈમાં ગાળે છે અને બાકીનાં પાંચ વર્ષ ભાવનગરમાં. બી. એ. પાસ થયા પછી ગોવર્ધનરામને 'બ્રેઈન ફીવર' – 'મગજનો તાવ' – નો રોગ લાગુ પડ્યો.[૫૬] અનેકવિધ ચિંતા અને ક્લેશને કારણે ગોવર્ધનરામને આ રોગ લાગુ પડ્યો હોવો જોઈએ. આ આઠ વર્ષના ગાળામાં આ રોગનો પંજો ન્યૂનાધિક પ્રમાણમાં સતત ગોવર્ધનરામ ઉપર રહ્યો હતો તે એટલે સુધી કે તેમનું માથું એવું નબળું પડી ગયેલું કે માથા પર અસ્ત્રો સહેજ અડે એ પણ તેમને સહન થતું નહિ.[૫૭] આથી તેમને મોઢે તથા માથા પર વાળ વધારવા પડ્યા હતા. ગોવર્ધનરામની

૫૫ 'શ્રી. ગો૦', પૃ. ૪૯.

૫૬. સ્ક્રેપબુક : તા. ૮ નવેમ્બર, ૧૮૮૯ની નોંધમાં ગોવર્ધનરામે આ મગજની બીમારીનું હૃદયદ્રાવક વર્ણન આપ્યું છે.

૫૭. 'શ્રી. ગો૦', પૃ. ૫૧.

મુખાકૃતિ આ કેશવર્ધનથી કેવી લાગતી હતી એનું વર્ણન કૃષ્ણરાવ ભોળાનાથે 'વસંત'ના ગોવર્ધન સ્મારક અંકમાંના લેખમાં કર્યું છે.[૫૮]

ગોવર્ધનરામ બી. એ. થયા એ સમયનો એક પ્રસંગ તેમના વ્યક્તિત્વ ઉપર પ્રકાશ પાડે એવો છે. એ જમાનામાં બી. એ. થયેલાની સંખ્યા ઓછી એટલે ગ્રેજ્યુએટનું સમાજમાં ઘણું માન હતું. ગોવર્ધનરામના કોઈ સંબંધીએ સરકારી અમલદારને જમવા નોતર્યા હતા. તેમને તેડી લાવવા ગોવર્ધનરામને મોકલ્યા. ગોવર્ધનરામ ગયા. પેલા સજ્જને તો અડધો કલાક ગોવર્ધનરામને બહાર બેસાડી રાખ્યા. પછી 'સાહેબ' આવવા નીકળ્યા. ગાડીમાં ગોવર્ધનરામને સામે બેસાડ્યા. વાતવાતમાં પેલા અધિકારીએ પૂછ્યું, "કાંઈ અંગ્રેજી ભણ્યા છો કે?"

"જી હા"

"મેટ્રિકમા ભણો છે?"

"જી, મેટ્રિકમાં પાસ થયો છું."

"એમ, ત્યારે તો એફ. ઈ. એ.નો અભ્યાસ કરતા હશો?"

"જી, તેમાં પણ પાસ થયો છુ."

"ત્યારે તો બી. એ નો અભ્યાસ કરતા હશો?"

"જી, હુ બી. એ. થયેલો છુ."

પેલા અધિકારી છોભીલા પડ્યા અને ગોવર્ધનરામને પટાવાળા બેસે છે એવી જગાએ બેસાડ્યા માટે ક્ષમા માગી. ગોવર્ધનરામે તો જાણે કશુ બન્યું ન હોય એમ સ્વસ્થપણે જવાબ દીધો: "કાંઈ નહિ, એમાં શું?"[૫૯]

ગોવર્ધનરામના બી. એ. થયા બાદ ૧૮૭૬ના જાન્યુઆરીમાં તાજા જ કચ્છના દીવાન નિમાયેલા રા. બા. મણિભાઈ જશભાઈએ ભૂજની અંગ્રેજી શાળાના હેડમાસ્તર તરીકે ત્રણસો રૂપિયાના પગારથી

૫૮. 'વસંત', વર્ષ ૬, અંક ૩, પૃ. ૧૫૯.

એમને નોકરી આપવા તૈયારી બતાવી, પણ પોતાના સંકલ્પને દૃઢપણે વળગી રહેવાની વૃત્તિવાળા ગોવર્ધનરામે, તે સમયમાં તેમને પિતાનું દેવું ચૂકવવાનું હતું તેમ છતાં, આ માગણીનો સાભાર અસ્વીકાર કર્યો. ઈ. સ. ૧૮૭૬થી ગોવર્ધનરામે પહેલી એલએલ. બી. અને એમ. એ. નો અભ્યાસ શરૂ કર્યો. એમ. એ.માં તેમણે અંગ્રેજી સાહિત્ય અને સંસ્કૃતમાં ન્યાયશાસ્ત્ર એ વિષયો રાખ્યા હતા. અંગ્રેજીમાં બટલર, બર્ક, લુઈ, ઝેલર વગેરેના ગ્રંથોનો અભ્યાસ કર્યો અને સંસ્કૃતમાં ઋગ્વેદ, નિરુક્ત, વાસવદત્તા, રત્નાવલિ, મુક્તાવલિ વગેરે વાંચ્યા. ન્યાયશાસ્ત્રનો અભ્યાસ ગોવર્ધનરામે સુપ્રસિદ્ધ નૈયાયિક ભીમાચાર્ય ઝળકીકર પાસે કર્યો હતો. આ રીતે એકાદ વર્ષ તેમણે અભ્યાસ કર્યો. પરંતુ નાજુક તબિયત બન્ને પરીક્ષાઓનો બોજ સહન કરી શકશે નહિ એમ લાગવાથી તેમને એમ એ.ના અભ્યાસનો વિચાર પડતો મૂકવો પડ્યો હતો આ વરસના છેવટના ભાગમા તેમણે પહેલી એલએલ. બી.ની પરીક્ષા પાસ કરી. આ વર્ષે ગોવર્ધનરામે નડિયાદમાં ડાહ્યાભાઈ જાગીરદાર(ત્યાની અંગ્રેજી શાળાના કુશળ કર્ણધાર)ના પ્રમુખપદે જાહેર વ્યાખ્યાનો આપ્યા. આ વ્યાખ્યાનમાળા ત્રણ કે ચાર દિવસ ચાલી હતી. શરૂઆતમાં લોકો કહેતા કે "કોણ, ગોરધન ભાષણ આપવાનો છે? આપણો ગોરધન? ઊંહ, એ તે વળી શું ભણીભણીને ઊંધો વળી ગયો જે ભાષણ આપના નીકળ્યો છે?"[૬૦] પણ ભાષણ સાંભળ્યા પછી બધાં ચૂપ થઈ ગયાં અને પ્રશંસા કરવા લાગ્યાં.

પત્ની હરિલક્ષ્મીનું સુવાવડમાં અવસાન થયા બાદ સગાંસંબંધીઓ ગોવર્ધનરામને બીજું લગ્ન કરવા કહ્યાં કરતાં હતાં પણ ગોવર્ધનરામ એ વાત કાને ધરતા નહિ. ગોવર્ધનરામના બીજા લગ્ન અંગે વાત લખાણે ચડેલી છે. એનો અહીં ઉલ્લેખ કરવો આવશ્યક છે. 'શ્રીયુત ગોવર્ધનરામ'ના લેખક કહે છે, "હરિલક્ષ્મીના મૃત્યુ પછી, રા. રા. ભીમરાવનાં જ્યેષ્ઠ પુત્રી સાથે ગોવર્ધનરામનુ બીજી વારનું લગ્ન કરવાની

૬૦. 'શ્રી. ગો૦', પૃ. ૫૫.

કેટલીક હિલચાલ થઈ હતી."[૬૧] ભોળાનાથ સારાભાઈના કુટુંબ સાથે ગોવર્ધનરામને સારો સંબંધ હતો. ભોળાનાથના પુત્ર ભીમરાવ સાથે તો તેમને કૉલેજ કાળની દોસ્તી હતી. ભીમરાવના ભાઈ કૃષ્ણરાવ લખે છે, "આ પ્રસંગે ગોવર્ધનરામ મારા સ્વર્ગસ્થ બંધુ ભીમરાવના સમકાલીન વિદ્યાર્થી તરીકે મારા પિતાના સહવાસમાં આવ્યા. તેઓ બન્ને એલ્ફિન્સ્ટન કૉલેજમાં ઈ. સ. ૧૮૭૨ થી ૧૮૭૪ સુધી સહાધ્યાયી હતા; અને મુંબઈમાં એક જ ચાલીમાં રહેતા હતા; અને ગોવર્ધનરામના મુરબ્બી રા. રા. મનઃસુખરામ સૂર્યરામ તથા મારા પિતાને મિત્રતા હોવાથી ગોવર્ધનરામ ભીમરાવ વચ્ચે ઘણી સારી મિત્રતા થઈ, તે એટલે સુધી કે ગોવર્ધનરામની પ્રથમ પત્નીના મરણ પછી ભીમરાવ પોતાની જ્યેષ્ઠ પુત્રીનો તેમની સાથે વિવાહસંબંધ કરે છે એ અફવા તે અરસામાં ન્યાતમાં અને સંબંધીમાં ચાલી રહી હતી. એવી અફવા તો ખોટી પડી પરંતુ એ મિત્રતા દિનપ્રતિદિન ઘણી ગાઢ થઈ ગઈ અને ગોવર્ધનરામ મરણપર્યંત અમારા આખા કુટુંબના મિત્ર તરીકે વર્ત્યા."[૬૨] આ પ્રશ્ન અંગે નરસિંહરાવ ભોળાનાથે વર્ષો પછી નોંધ કરવાનુ યોગ્ય ધાર્યું છે : "ભીમરાવની સાથેના મિત્રતાના સંબંધને પરિણામે ગોવર્ધનભાઈના સંબંધીઓમાં એક ભ્રમ ફેલાયો હતો. ભીમરાવની પુત્રી જોડે વિધુર થયેલા ગોવર્ધનરામને લગ્નસંબંધથી જોડવાની સૂચના મનઃસુખરામભાઈએ પત્ર દ્વારા કરી હતી. મારા પિતાએ ઉત્તરમાં ના લખી હતી. આ વિશે ગોવર્ધનભાઈના સંબંધીઓએ એમ માન્યું કે 'બંને પક્ષનાં અમુક અમુક કારણોને લીધે, આ ગોઠવણ બધાંને એકસરખી પ્રિય થઈ નહિ. અને વડનગરા નાગરમાંના ગૃહસ્થ તથા વૈદિક એ બે વર્ગ વચ્ચેનો અન્તર ઘટાડવાનો આ પ્રયાસ નિષ્ફલ ગયો.' ('શ્રીયુત ગોવર્ધનરામ', પૃ. ૨૨) હું ખાતરીથી કહી શકું એમ છું કે અમારા પક્ષમાંથી એક પણ વ્યક્તિની

૬૧. એજન, પૃ. ૫૨

૬૨. 'વસંત' વર્ષ ૬, અંક ૩, પૃ. ૧૫૯ તથા 'સમાo' ગો. ૧ અંક, પૃ. ૨૯-૩૦.

સંમતિ નહોતી. વસ્તુસ્થિતિ જુદી જ હતી. મારા પિતાને પણ એ સંબંધ ઇષ્ટ નહોતો; અંગત વાંધો નહોતો, છતાં અન્ય કારણોથી વાંધો હતો. આ અંગે અમે ભીમરાવની પુત્રીની મશ્કરી કરતા–રમૂજ માટે જ–તે વખતે એનો ઉત્તર તો એ જ હતો કે એ તો મારા ગોવર્ધનકાકા થાય. ગોવર્ધનભાઈએ આ બનાવને પોતાના અમારા કુટુંબ જોડેના સદ્‌ભાવ સંબંધને લગાર પણ કલુષિત કરનારો થવા દીધો નહોતો. કાંઈ બન્યું જ નથી એમ એમનું વર્તન હતું."[૬૩] આ લગ્ન અંગે 'ઢિલચાલ' અથવા 'અફવા' કે પાછળથી નરસિંહરાવ જેને 'ભ્રમ' તરીકે ઓળખાવે છે એ અંગે સ્ક્રૅપબુકનાં લભ્ય પૃષ્ઠોમાં ગોવર્ધનરામનું પોતાનું મન જાણવા મળે એવો ઉલ્લેખ મળતો નથી, સિવાય કે પિતાનાં સ્વભાવલક્ષણો વર્ણવતાં ઉપરની વાતનો એક 'Secret' (એક ખાનગી વાત) તરીકે ઉલ્લેખ એમને હાથે થયો છે:–"તે દિવસે જ્યારે ભગવંતરામ ચંપાગૌરીની મારી સાથેની સગાઈ વિષે વાટાઘાટ કરતા હતા ત્યારે પિતાશ્રીએ ખાનગીમાં કહી દીધું કે અમને ભોળાનાથના કુટુંબની છોકરી મળે એમ છે!"[૬૪]

પરંતુ ગમે તેમ શિવકાશી ગોવર્ધનરામને પરણાવ્યા સિવાય છોડે એમ ન હતાં. તેમણે આગ્રહ જારી રાખ્યો. કુટુંબીજનોનું મન રાખવા ગોવર્ધનરામે વચલો માર્ગ શોધી કાઢ્યો. એ વખતે જ્ઞાતિમાં દશ વર્ષથી મોટી કોઈ કન્યા કુંવારી ન હતી એટલે ગોવર્ધનરામે કહ્યું, "ભલે તમને બહુ ખોટું લાગતું હોય તો લાચાર છું. પણ મારે છેક નાની કન્યા ન જોઈએ. મારે બારેક વર્ષની કન્યા હોય તો જાઓ મારે કબૂલ છે." પણ ગોવર્ધનરામ તો પૂરા સપડાયા. જ્ઞાતિની બારેક વર્ષની કન્યા લલિતાગૌરીની સગાઈ જેની સાથે થયેલી તે મુરતિયો મરી જવાથી શિવકાશીએ એ કન્યા સાથે ગોવર્ધનરામનું જોડવ્યું.[૬૫] ગોવર્ધનરામે હા ભણી અને તેમનું લગ્ન થયું. આ વખતે ગોવર્ધનરામની

૬૩. 'સ્મરણમુકુર' (૨જી આવૃત્તિ), પૃ. ૨૪૬–૨૪૭.
૬૪. સ્ક્રૅપબુક, તા. ૨૮ એપ્રિલ, ૧૮૯૨.
૬૫ '[illegible]૦' પૃ પ

ઉંમર એકવીસ વર્ષની હતી. આ વર્ષે ગોવર્ધનરામે 'The effects of the custom of early marriages on the educational progress of the natives of India'[૬૬] એ વિષય ઉપર કરસનદાસ મૂળજી ઇનામી નિબંધ લખ્યો અને રૂ. ૧૫૦ નું પ્રથમ પારિતોષિક પુસ્તકો રૂપે મેળવ્યું.[૬૭] વડીલ મનઃસુખરામ ગોવર્ધનરામ સાથે વાંચીને મૅટ્રિકની પરીક્ષા પસાર કરે છે એ આ વર્ષનો બીજો નોંધપાત્ર બનાવ છે.

૧૮૭૭નું વર્ષ એ ગોવર્ધનરામના જીવનમાં મહત્ત્વનું વર્ષ છે. આ વર્ષે ગોવર્ધનરામની વિદ્યાકીય પ્રવૃત્તિનો ઠીકઠીક ફાલ ઊતરે છે. પોતાના પરમ મિત્રોનું અવસાન થાય છે. તેમની પોતાની માંદગી પણ અવારનવાર પજવે છે અને હરિલક્ષ્મીના મૃત્યુથી વ્યાપેલો આંતરબાહ્ય વિષાદ 'સ્નેહમુદ્રા'ની માંડણી કરાવે છે. 'The Character of Nana Fadanavis', 'A Comparison between the Characters of the Gujarat & Maratha Histories', 'Our Religious Reforms', 'Relation of the Sexes' એ ચાર અંગ્રેજી નિબંધો, 'Early Marriages' અને 'My Religion' એ ભાષણો અને 'Jiji, the Mother of Shivaji' એ અંગ્રેજી કાવ્ય તે આપે છે 'Advantages and Means of Diffusing the Knowledge of Natural Science in India'એ લેખ અપૂર્ણ રહે છે. આમાથી કશાની માહિતી મળતી નથી. અને આ વરસનો તેમનો સૌથી મહત્ત્વનો લેખ તે 'A Rude Outline

૬૬. જુઓ પ્રકરણ ૮.

૬૭. આ પુસ્તકોમાથી 'A manual of Mohammedan Civil Law', by Sadagopah Charloo અને 'Principles of Real Property' by Joshula Williams ગો. સ્મૃ. મંદિરના પુસ્તકસંગ્રહમા જોવા મળ્યા હતાં. પુસ્તકો ઉપર મુબઈ યુનિ. નુ સીલ છે અને off. Registrar તરીકે P. Peterson, M. A. ની સહી છે.

of the General Features of 'Practical Asceticism' in My Sense of the Word"[૬૮] છે. આ લેખ કલ્પેલો ત્યારે એનું શીર્ષક હતું: 'Influence of Asceticism on the Social Morality of the Hindus'. પછીથી તેને સુધારીને 'ફ્રેન્ડલી સોસાયટી'માં[૬૯] ઉપરના શીર્ષકથી વાંચ્યો હતો. આ નિબંધમાંથી ગોવર્ધનરામની જીવનદૃષ્ટિનો અણસારો મળે છે. 'વ્યવહારુ સંન્યાસ' નો વિચાર કેવી રીતે ઉદ્ભવ્યો હતો તે દર્શાવી અનેક ઉદાહરણો આપીને એ વિષયની પોતાની વિભાવના લેખક રજૂ કરે છે. નિષ્કામપણે લોકહિતાર્થે કર્મ કરવાનું તે ઉદ્બોધે છે. પ્રાચીન સંન્યસ્તની ભાવનાથી પોતાની ભાવના ક્યાં જુદી પડે છે એની સ્પષ્ટરેખ રજૂઆત લેખક આ નિબંધમાં કરે છે. અલબત્ત નિબંધમાં પ્રસ્તાર થયો છે, લેખક આથી સંક્ષેપમાં પોતાની વિચારણા રજૂ કરી શકયા હોત એવી લાગણી જન્મે છે, પણ એ વિષે પોતે પૂરતા સભાન છે. તેમણે નિબંધની શરૂઆતમાં જ પ્રવેશક રૂપે જે કહ્યું છે એમાં તેમણે આ વાત સ્પષ્ટ કરી છે. લેખકના 'તર્ક અને કલ્પનાના સુભગ મિશ્રણરૂપ' આ નિબંધનું આયોજન શિથિલ હોવા છતાં, અને શૈલી પણ કોઈ કોઈ જગ્યાએ કિલષ્ટ હોવા છતાં

૬૮. જુઓ પ્રકરણ ૮.

૬૯. આ મંડળમાં મહાદેવ શિવરામ ગોળે, કોંગ્રેસના ઉદ્દામ પક્ષના એક આગેવાન ખાપર્ડે, સમર્થ, ગોવર્ધનરામના અંગત મિત્ર તુલ્લુ, માવળંકર, ગંગારામ બાપસોબા રેળે, નારાયણ કૃષ્ણ ધારપ, રાવજી ભવાનરાવ પાવગી ('ભારતીય સામ્રાજ્ય'ના લેખક), ગોવિંદ નારાયણ કેળકર, મનોહર વિષ્ણુ કાથવટે, કૃષ્ણ વાસુદેવ મૂળયે, ધોંડુ મોરોબા સાંઝગિરિ, ન્યાયમૂર્તિ તેલંગના ભાઈ કૃષ્ણરાવ બાપુજી તેલંગ, સદાનંદ ત્ર્યંબક ભંડારે, ધોંડુ હરિ આગાશે, રંગનાથ નરસિંહ મુદ્દોળકર (કોંગ્રેસના એક વિનીત અને પ્રસિદ્ધ આગેવાન અને ઔદ્યોગિક પરિષદના મંત્રી), વિષ્ણુ કૃષ્ણ ભાટવડેકર હતા. ગોવર્ધનરામ એકલા જ ગુજરાતી સભ્ય હતા. આમાંથી છેંતેર સભાસદોની છબી ગોવર્ધનરામે સાચવી રાખેલી. 'શ્રી. ગો૦' પૃ. ૫૭ આધારે

એકંદરે તેમની વિચારણા સ્પષ્ટ હોવાની છાપ પડે છે. લેખના અંતભાગમાં તે દેશપ્રશ્નોનું તાદશ ચિત્ર રજૂ કરે છે અને દરેક જણ પોતાની રુચિના ક્ષેત્રમાં નિષ્કામપણે પ્રવૃત્ત થાય અને આ દુનિયામાં જ કર્મનો આનંદ – સાચું સ્વર્ગ – પ્રાપ્ત કરે એમ કહે છે. લખાવટમાં, ચાલુ લેખકની સહૃદયતાનો રણકો સંભળાય છે. કોઈ સ્વજન સૌહાર્દપૂર્વક વિશ્રમ્ભકથા કહેતું હોય એવો અનુભવ આ લેખ ચિંતનપૂર્ણ હોવા છતાં તેમાં થાય છે. બલવંતરાય ઠાકોર કહે છે, "...લાગણીઓનાં બેચાર દિશામાંથી જોસબંધ વહેતાં પાણી એકબીજાને અથડાતાં મળે અને સાથે સાથે આગળ માર્ગ કરે, તે દશામાં આખા સ્રોતની સપાટીની જે સ્થિતિ હોય, તેવી ખળભળતી ફીણે છવાયલી શૈલીમાં એ લખેલો છે. તથાપિ એ જોસબંધ લાગણીઓના અથડાતા ક્ષુબ્ધ પ્રવાહ જે ભોંયતલ ઉપર વહેદોડે છે, તે પોતે તો સંગીન છે. એ ભોંયતલને, નિબંધમાંના એ વિચારણાપટને પ્રત્યક્ષ કરતાં મુશ્કેલી પડે છે, પણ જે કોઈ એને જોશે અને તપાસશે, તે કર્તાના તર્ક અને બુદ્ધિવાદ ભારક્ષમ છે અને એમની દલીલોના ગાંઠણો દૃઢ છે એમ પણ જોઈ શકશે."[૭૦]

ઉત્તમલાલ ત્રિવેદી કહે છે કે, "પ્રાકૃત વ્યવહારને બાધ ન આવે એવી તપસ્વિતા ('Practical Asceticism') એ રા. ગોવર્ધનરામના જીવનની કૂંચી હતી. એ સિદ્ધાંત તેમણે અઢાર વર્ષની ઉંમરે ઉપજાવ્યો હતો, અને તે સંબંધી એક નિબંધ એમણે તે વખતે તૈયાર કરી એક સભા સમક્ષ વાંચ્યો હતો."[૭૧]

ગોવર્ધનરામના "વિચારાચારમિનારના પાયા"[૭૨]૫ આ નિબંધ વિશે ચર્ચા આગળ કરવામાં આવશે. પણ એટલું અહીં અવશ્ય નોંધવું જોઈએ કે આ નિબંધમાંની પાકટ વિચારણા જોતાં અને

૭૦. 'વિવિધ વ્યાખ્યાનો', ગુચ્છ ૧ લો, પૃ. ૧૪-૧૫.
૭૧. 'સમાલોચક', પુ. ૧૫, અંક ૨, પૃ. ૮૩.
૭૨. 'વિવિધ વ્યાખ્યાનો', ગુચ્છ ૧ લો, પૃ. ૧૯.

એની રજૂઆતની શૈલી જોતાં લાગે છે કે 'વ્યવહારુ સંન્યાસ'ની ભાવનાનાં મૂળ લેખકના ચિત્તમાં દૃઢ નંખાયાં હતાં. કાંઈક નાની ગણાય એવી ઉંમરે પણ આવી ગંભીર વિચારણા તે ચલાવી શક્યા એ તેમનું વિશિષ્ટ માનસઅંધારણ બતાવે છે. પાછળથી આ ભાવનાને યથાશક્તિ આચારમાં મૂકીને તેમણે પોતે પસંદ કરેલા ક્ષેત્રમાં કામ કરીને જે વિશિષ્ટ અર્પણ કર્યું એની વાત પણ યથાસ્થળે આવશે.

આ સમયે ગોવર્ધનરામે સંસ્કૃતમાં લખવાનું ચાલુ રાખ્યું હતું. અંગ્રેજ કવિ એલેક્ઝાન્ડર પોપ (૧૬૮૮–૧૭૪૪) કૃત 'એસે ઑન મૅન' (૧૭૩૩) અને 'લેમ્બ ટેઇલ્સ'માંથી 'ટેમ્પેસ્ટ'નું સંસ્કૃત ભાષાંતર કરવાનું આદર્યું હતું. ગોવર્ધનરામનાં આ સંસ્કૃત ભાષાંતર તો જોવા મળ્યાં નથી, પણ ભાષાંતરનો શોખ તેમને હતો તે નોંધપાત્ર છે.

'સ્નેહમુદ્રા' લખવાની શરૂઆત થઈ ચૂકી હતી પણ એનો રસાનંદ લેનાર તેમના પરમ મિત્ર હરિરામ ઉત્તમરામ ભટ્ટ ૧૮૭૮માં કચ્છમાં મરણ પામ્યા. તેમના અન્ય સોબતી મિત્રો રામચન્દ્ર વિષ્ણુ ગોખલે અને તુલ્લુ પણ અવસાન પામ્યા. ગોવર્ધનરામનું જીવન "સુહૃદસૂનું" થઈ ગયું. બન્ને મિત્રો પાછળ ગોવર્ધનરામે અંગ્રેજીમાં નિવાપાંજલિઓ લખી. "'સ્નેહમુદ્રા' એક વાર આ મિત્રને [હરિરામ ભટ્ટને] અર્પણ કરવા ઇચ્છા થયલી પણ જેના વિચ્છેદથી એ કાવ્ય પ્રગટ્યું હતું તે હરિલક્ષ્મીને અર્પણ થયું." એમ રણજિતરામ વાવાભાઈ મહેતા 'સમાલોચક'ના ગોવર્ધન સ્મારક અંકમાંના તેમના લેખમાં નોંધે છે.[૭૩] આ બન્નેના નાના ભાઈઓ સાથે પણ ગોવર્ધનરામને સંબંધ હતો. હરિરામના ભાઈ રતનરામ ઉત્તમરામ ભટ્ટે ૧૯૧૦માં 'સાહિત્યવિલાસ' તેમના "શિરચ્છત્ર સ્વર્ગસ્થ બંધુ હરિરામને તથા ગોવર્ધનરામને" બન્નેને અર્પણ કર્યો હતો.

ગોવર્ધનરામને આ મિત્રો તરફ સ્નેહભાવ હતો, એટલું જ નહિ પણ તેમની બુદ્ધિશક્તિ માટે આદર પણ હતો. તે વાતવાતમાં કહેતા

૭૩. 'સમા૦', ગો. સ્મા. અંક, પૃ. ૧૩–૧૪.

કે એ લાંબું જીવ્યા હોત તો અચૂક દેશનાં અમૂલ્ય રત્નો રૂપ થયા હોત.[૭૪] રામચન્દ્ર વિષ્ણુ ગોખલેના નાના ભાઈ ડો. વિટ્ઠલ વિષ્ણુ ગોખલે પણ ગોવર્ધનરામના મંડળના હતા. ડૉ. ગોખલેની છબી નીચે ગોવર્ધનરામની નીચે મુજબ નોંધ છે :–"મૃત્યુ ઑક્ટો. '૯૩. અફસોસ ! તું પરિશ્રમ, સહનશીલતા અને હૃદયની વીરતાભરી કારકિર્દી માટે જીવ્યો ! વણદેખાયેલી અને છતાં ઘણીઘણી મહાન એવી વિપત્તિ અને ત્યાગોએ ભેગાં મળીને તારા અભ્યાસ અને તારા પરિશ્રમમાં ભંગાણ પાડ્યું. આ વસ્તુઓ કરતાં જિંદગીએ તારે માટે કાંઈ વિશેષ કર્યું નથી."[૭૫] ગોવર્ધનરામ પોતે પણ આ વરસમાં ખૂબ માંદા રહ્યા. આંખો બગડી.

સને ૧૮૭૯ના જાન્યુઆરીમાં ભાવનગર રાજ્યના સુપ્રસિદ્ધ કારભારી ગૌરીશંકર ઉદયશંકર ઓઝા (ગગા ઓઝા) નિવૃત્ત થઈ સંન્યાસી થયા અને તેમની જગ્યાએ તેમના ભાણેજ સામળદાસ પરમાનંદદાસ દીવાન થયા. સામળદાસ મુંબઈ આવ્યા ત્યારે મનઃસુખરામે વાતવાતમાં નીચેનો શ્લોક તેમને સંભળાવ્યો :

सौभाग्यानामुपरि नितरां पूर्णतां कः [illegible]
नीत्वा नीत्वा हिमकरमिव प्राप [illegible]।
लोकश्रेष्ठं जनमपि पुनर्[illegible] दुर्-
दुष्टायास्मै कुपितविषये [illegible] ॥[૭૬]

આ શ્લોક કોનો રચેલો છે એમ સામળદાસે પૂછ્યું. મનઃસુખરામે જવાબ આપ્યો કે તે ગોવર્ધનરામનો રચેલો છે. એ ઉપરાંત [illegible] તેમની "માઠી સ્થિતિ", અભ્યાસ કરવાની ઇચ્છા વગેરે વાત મનઃસુખરામે કહી. સામળદાસે ગોવર્ધનરામને પોતાના ખાનગી સેક્રેટરી તરીકે રૂપિયા સવાસોના પગારથી નોકરી આપવાની ઇચ્છા [illegible]

૭૪. 'શ્રી. ગો૦', પૃ. ૧૬૨

૭૫. મૂળ અંગ્રેજી [illegible], 'શ્રી. ગો૦', પૃ. ૧૬૨

૭૬. '[illegible]'ના [illegible] શ્લોક

ગોવર્ધનરામની બીજી એલએલ. બી.ની ટર્મ ભરાઈ ગઈ હતી અને પરીક્ષાની તૈયારી માટે એકબે વર્ષ નિરાતે અભ્યાસ કરવાની જરૂર હતી પણ ત્યાં સુધી ગુજરાન કેમ ચલાવવું એ પ્રશ્ન હતો એટલે સામળદાસભાઈની આ વાત કબૂલ રાખવી એ અનિવાર્ય હતું. કુટુંબીજનોએ પણ આગ્રહ કર્યો. ગોવર્ધનરામે ભાવનગર જવાનું સ્વીકાર્યું અને ૧૮૭૯ની શરૂઆતમાં તે ભાવનગર ગયા. ભાવનગર જતી વેળા ગોવર્ધનરામ એક નાના બાળકની જેમ રડ્યા હતા એમ કાન્તિલાલ પંડ્યા નોંધે છે.૭૭

ભાવનગર ગયા પછી ગોવર્ધનરામના જીવનમાં એક જાતની શાંતિના ફરી પગરણ થાય છે. તેમને નોકરી પણ સારી હતી. દીવાન સાહેબના ખાનગી અંગ્રેજી સેક્રેટરી તરીકે કામ પણ પ્રમાણમાં ઓછું રહેતું. લોકોમાં પ્રતિષ્ઠા સારી હતી. થોડા વખત પછી તેમના બનેવી છગનલાલ પંડ્યા ભાવનગરની અંગ્રેજી શાળામાં શિક્ષક તરીકે નિમાયા એટલે ગોવર્ધનરામનાં બહેન સમર્થલક્ષ્મી પણ ભાવનગરમાં આવ્યાં. આમ ગોવર્ધનરામનું કુટુંબ ભાવનગરમાં ભેગું થયું અને ઉલ્લાસમય વાતાવરણ વચ્ચે તેમના દિવસો જવા લાગ્યા. ગોવર્ધનરામ કેવી કરકસરથી રહેતા હતા એનો એક દાખલો રસિક છે. ગોવર્ધનરામના કુટુંબને પાન ખાવાની ટેવ હતી પણ ભાવનગર ગયા પછી એ ખર્ચ કાઢી નાખ્યું હતું. બીજાં બધાંએ તો ચલાવ્યું પણ નરહરિરામ અને લલિતાગૌરીથી ન રહેવાયું. તેમણે પાન ચાલુ કરવાનું ગોવર્ધનરામને કહ્યું. ગોવર્ધનરામે જવાબ આપ્યો, "જુઓ, આપણા બજેટમાં પાનને માટે ગોઠવણ કરી નથી. ઘરમાં ચાર જણાં પાન ખાનારાં, અને દહાડામાં બે જ વાર પાન ખાઈએ તોપણ રોજનો પૈસો થાય! એવું ખર્ચ કરવા જેવી આપણી હાલની સ્થિતિ નથી." નરહરિરામે રસ્તો શોધી કાઢ્યો. એક પાઈમાં ત્રણ પાન મળે. દરેક પાનના ચાર ભાગ કરી દરેક જણ એકેક ભાગ ખાય અને દિવસમાં બે જ વખત ખાવાનું

૭૭. જુઓ: 'શ્રી. ગો૦', પૃ. ૬૨.

રાખવામાં આવે તે દોઢ દિવસે એક પાઈનું ખર્ચ આવે! ગોવર્ધનરામ નાના બાળકોની બુદ્ધિ જોઈ ખુશ થઈ ગયા અને ઘરમાં પાન પાછાં શરૂ થયાં.[૭૮]

ગોવર્ધનરામને 'ગગા ઓઝા' અને સામળદાસભાઈ માટે આદરભાવ હતો. મહારાજા તખ્તસિંહના પરિચયમાં પણ તે આવ્યા હતા. કાન્તિલાલ પંડ્યા કહે છે કે "એક બે પ્રસંગ એવા પણ આવ્યા હતા કે જ્યારે ખરાબ દાનતના કોઈક માણસે ગોવર્ધનરામ હલકા પડે એવી ચર્ચા દ્વેષથી ભરદરબાર વચ્ચે ઊભી કરી હતી. પણ તે વખતે ગોવર્ધનરામે એવી નીડરતાથી, એવી સભ્યતાથી તથા, સાથે ને સાથે, એવી સત્યતાથી પોતાનું માન સાચવ્યું હતુ કે મહારાજ સાહેબ ઊલટા પ્રસન્ન થયા અને પેલા 'શત્રુ મિત્રો'ના મોં કાળાં થયા."[૭૯]

ભાવનગરનિવાસ દરમ્યાન, ગોવર્ધનરામની તબિયત બરોબર રહેતી ન હતી મગજનો રોગ તો હતો જ. ભાવનગર આવ્યા પછી હરસ – અર્શનો રોગ તેમને લાગુ પડ્યો. ઉપરાંત આંખની પીડા–એમ વિવિધ રોગો તેમને હેરાન કરતા એટલે ૧૮૭૮મા તો તે એલએલ. બી.ની પરીક્ષામા બેસી ન શક્યા. તે કહેતા, "આખા વર્ષમાં પરીક્ષા પહેલાનો છેલ્લો એક જ મહિનો હું વાંચી શકતો, અને તેમાં પણ થોડાક જ કલાક. બાકીના મહિનાઓમાં રોજ અર્ધા કલાકથી વધારે વાંચવા જાઉં તો એકદમ માથું એવુ ચઢે કે ચોપડી મુકી દીધા વિના છૂટકો થાય જ નહિ."[૮૦]

ગોવર્ધનરામના ભાવનગરનિવાસનો બીજો એક રસિક પ્રસંગ આ પ્રમાણે છે: ગોવર્ધનરામ ભાવનગરમાં બહુ સાદાઈથી રહેતા. વળી તે માંદા રહેતા એટલે તે બહુ સાદો અને હલકો ખોરાક લેતા. એક સજ્જનને એવી ટેવ કે સામળદાસભાઈ ને ત્યા બધા બેઠા હોય એટલે તે

૭૮. એજન, પૃ. ૬૩–૬૪.
૭૯. એજન, પૃ. ૬૪.
૮૦. એજન, પૃ. ૬૫.

ગોવર્ધનરામને પૂછે કે "કહો ગોવર્ધનભાઈ, આજ શું જમ્યા ?" એક બે દિવસ જ નહિ પણ આ તો રોજનું થઈ પડયું. હવે કરવું શું ? ગોવર્ધનરામે રસ્તો કાઢ્યો. તેમણે તેમને એકાંતમાં કહ્યું કે "તમને ખરેખર જિજ્ઞાસા થતી હોય, તો આંખની કે એવી કોઈ સંજ્ઞાથી તમે પૂછજો મેં જો એનો એ જ ખોરાક ખાધો હશે તો હું એક આંગળી ઊંચી કરીશ: જુદો ખાધો હશે તો બે ઊંચી કરીશ." પેલા સજ્જન પણ ગજબના. થોડા દિવસ તો આ પ્રમાણે પણ ચલાવ્યું. એક દિવસ આ ઇશારત તરફ મામળદાસનુ ધ્યાન જતા તેમણે ગોવર્ધનરામને પૂછ્યું ગોવર્ધનરામે યુક્તિથી બધી વાત જણાવી. એ પછી આ મૂક સંવાદનો ફરી વાર પ્રસંગ ન આવ્યો ![૮૧]

સને ૧૮૮૦મા ગોવર્ધનરામ બીજી એલએલ. બી.ની પરીક્ષામા પ્રથમ વાર બેઠા હરસની પીડાને કારણે પૂરતી તૈયારી ન થઈ શકી તેમ છતા હિંમત કરી પરીક્ષા આપવા ગયા અને નાપાસ થયા. ૧૮૮૧મા તે બીજી વાર બેઠા, એમા પણ નાપાસ થયા. આ વર્ષે તેમની પુત્રી લીલાવતીનો જન્મ થયો. પરીક્ષામાં નાપાસ થયા તેથી તેમને ખૂબ દુઃખ થયું. તેમની હૃદયવેદના 'સંસારપ્રતિબિમ્બ' કાવ્ય રૂપે અભિવ્યક્ત થઈ. આ કાવ્યનો જન્મ કઈ પરિસ્થિતિમાં થયો હતો તેનુ વર્ણન ગોવર્ધનરામે પંથીરામ સમક્ષ કર્યું હતુ એમ કહી પંથીરામે તે 'સમાલોચક'ના 'ગોવર્ધન સ્મારક અંક'માં નીચે મુજબ આપ્યું છે:

"એલએલ. બી.ની પરીક્ષામાં હુ પહેલી વખત બેઠો તેમાં હું નાપાસ થયો. આ વખતે હું ભાવનગર નોકર હતો. મારા કુટુંબને માથે ઘણાં દુઃખ આવી પડ્યાં હતાં. કુટુંબનો ભાર મારા ઉપર હતો. આ સર્વ ભાર ઉપરાંત પિતાશ્રીના દેવાનો ભાર મારા ઉપર હતો. સાધારણ પગારમાંથી હું કંઈક કરકસરથી બચાવી લેણદારોને આપતો.

૮૧. એજન, પૃ. ૧૬૦ ને આધારે.

આવી વખતે મુંબાઈ પરીક્ષા આપવા જવાનું ખરચ પણ મને ભારે લાગતું હતું. બીજે વર્ષે જેમતેમ કરી ખરચ જોગ બચાવી હું મુંબાઈ પરીક્ષા આપવા ગયો. પરીક્ષા આપ્યા પછી પરિણામ જણાતાં સુધી મુંબાઈ રહ્યો. મુંબાઈમાં મારો ઘણોખરો વખત મારા સુખદુઃખના મિત્ર ડૉ. ગોખલે (ડૉ. વિઠ્ઠલ વિષ્ણુ ગોખલે) સાથે ગાળતો હતો. પરીક્ષાના રીઝલ્ટને દિવસે હું ડૉ. ગોખલેને ત્યાં બેઠો હતો. ડૉ. ગોખલેએ પોતાના નાનાભાઈને મારું રીઝલ્ટ જોવા મોકલ્યો. તેમના ભાઈએ આવીને નાપાસ થયાના સમાચાર કહ્યા. આ સમાચારથી મારા સન્મિત્રને ઘણું લાગ્યું. મને કહેવા લાગ્યો કે 'ગોવર્ધન, અત્યાર સુધી મને કંઈક તારી શક્તિ માટે ઉચ્ચ અભિપ્રાય હતો પણ ફરીથી નાપાસ થયાથી મને કંઈક તારી શક્તિને માટે શંકા થાય છે.' સન્મિત્રનાં આ વાક્યોએ મારી નિરાશામાં કંઈક ઉમેરો કર્યો. રાત્રે હું પાછો ભાણાકાકા(સાક્ષર શ્રી મનઃસુખરામભાઈ)ને ત્યાં ગયો. તેમને નાપાસ થયાના સમાચાર કહ્યા. તેમણે શોક પ્રદર્શિત કરવાને સ્થળે મને આશ્વાસન આપ્યું. રાત્રિએ વાળુ કર્યું નહિ. પથારીમાં સૂતો. ઊંઘ આવી નહિ અને શોકાવેશથી ઘણું રડ્યો. રાત્રિએ મોડી ઊંઘ આવવાથી સવારમાં આઠ વાગ્યે ઊઠ્યો. ઊઠતાં વાર હૉલની બહાર આવ્યો. નીચે જવા સારુ નિસરણી આગળ આવી ઊભો. આ વખતે ગીરગામ બૅક રોડમાં ગાડીઘોડાની દોડાદોડ વિશેષ હોય છે. માણસોનો અવરજવર વિશેષ હોય છે. આ સર્વ જોતાં એ કાવ્યની પ્રથમ લીટી ['ભવ્ય સંસાર આ ભાસતો અતિ ઘણો, જોઈ જોઈ મનુ જાય હારી'] અનાયાસ સ્ફુરી અને ત્યાર પછી એ કાવ્ય મેં લખ્યું."૮૨

૧૮૮૨માં ગોવર્ધનરામે ફરી વાર એલએલ. બી.ની પરીક્ષા આપી. નાપાસ થયા. આ વર્ષે શિક્ષણ કમિશનની સમક્ષ જુબાની આપી. દરમ્યાનમાં તેમની સાહિત્યિક પ્રવૃત્તિ ચાલુ હતી. મનઃસુખરામ કૃત 'ગોકુળજી ઝાલાનું જીવનચરિત્ર'નું અવલોકન તેમણે 'રાસ્ત

૮૨. 'સમા૦', ગો. સ્મા. અંક, પૃ. ૧૦૫.

ગોફ્તાર તથા સત્યપ્રકાશ'મા લખ્યુ[૮૩] ગોવર્ધનરામે 'સંસાર-પ્રતિબિમ્બ' કાવ્ય ઉપરાત આ ગાળામા બીજા પરચૂરણ કાવ્યો, એકનનો અનુવાદ, ગોલ્ડસ્મિથના 'ટ્રાવેલર'નુ ભાષાંતર,[૮૪] નડિયાદના નાગરોનુ વરતીપત્રક – જેનો ઉપયોગ પાછળથી 'માધવરામસ્મારિકા'-મા થયો – તૈયાર કર્યાં આ સમયની તેમની એક મુખ્ય પ્રવૃત્તિ તે વાર્તાઓ માટેની સામગ્રી એકઠી કરવાની હતી પાછળથી એનો યથાયોગ્ય ઉપયોગ 'સરસ્વતીચંદ્ર' લખવામા તેમણે કર્યો. ભાવનગર-નિવાસ દરમ્યાન ગોવર્ધનરામનુ અવલોકન – ખાસ કરીને કાઠિયાવાડના દેશી રાજ્યોનુ – વધ્યુ હશે આ બધી પ્રવૃત્તિઓ વિશે રણજિતરામ કહે છે, "ધર્મજન્મ અને સત્યવ્રતાના પુન દુઃખજન્મનો ઇગ્લિશમા દિનચર્યા-લેખ લખી હૃદયનો શોકભાર હલકો કરવા માડ્યો હતો. કામ, રતિ (માનસ સ્નેહ), લક્ષ્મી, અકિંચનતા, દ્વેષ, દુનિયાની આસમાનીસુલતાની, રમણીઓના પવિત્ર સતીત્વ અને અધમ દુરાચારના સ્વરૂપ સમજવા ને ગુજરાતને સમજાવવા વસ્તુ ગૂથાતા હતા મુંબાઈ, સુરત અને ગામડાઓની જિંદગી આલેખવા ધારણા થતી હતી માનસ સ્નેહ અને મન્મથના પ્રભાવ ત્રણ મિત્રોની કથા દ્વારા બતાવવા નવલકથાનુ અસ્થિપિંજર ઊભુ કર્યું હતું 'સદ્‌ગુણચંદ્રની કસોટી'મા મન્મથની સત્તા નિરૂપવાનો વિચારતંતુ અપૂર્ણ રહેવાથી અમલમા નહોતો મુકાયો એકનના નિબંધોના અનુવાદ પણ આરંભ્યા હતા

"અંગ્રેજોની જામતી નવી રાજ્યસત્તાથી કાઠિયાવાડમા નિયમ ને

૮૩. જુઓ પ્રકરણ ૮

૮૪ "તે વખતે હુ ભાવનગરની હાઈસ્કૂલમા ભણતો હતો ને મારા મોટાભાઈ ત્યા માસ્તર હતા, તેમને ત્યા હુ રહેતો હતો. ગોવર્ધનભાઈ વખતોવખત ત્યા આવતા અને પોતે જે કાંઈ લખ્યુ હોય – ગદ્ય કે પદ્ય – તે ત્યા વાચતા મને સાક્ષરે છે કે ઈ સ ૧૮૮૨-૮૩મા Goldsmith ના 'Traveller'નુ પોતે જે ભાષાતર કરેલુ તે વાચી સભળાવેલુ"—દ્દ મો. ઝવેરી, ગો રા મહો. નુ મંગલપ્રવચન, પૃ ૩.

વ્યવસ્થા જામતાં હતાં. સ્વતંત્ર સત્તા અને ક્ષાત્ર ઉદ્રેક ન્યૂન થતાં હતાં ત્યારે સંક્રાન્તિકાળમાં જૂના નવા રાજા, જૂના નવા કારભારીઓ, પોલિટિકલ એજન્ટ વગેરેના આચાર વિચાર-ખટપટમાં વસનાર ગોવર્ધનરામ નવલકથા લખવા પોતાની આસપાસના સંજોગો ઉપયોગમાં લેતા હતા. 'સરસ્વતીચંદ્ર'ની મૂળ કથા યોજાઈ હતી. પ્રસિદ્ધ થયલી કથામાં જેટલું ભાવનાને પ્રાધાન્ય છે તેટલું મૂળ કથામાં નહોતું."૮૫

૧૮૮૧ અને ૧૮૮૨માં ગોવર્ધનરામે એલએલ. બી.ની પરીક્ષા કેવા સંજોગોમાં આપી, પૂરતી તૈયારીને અભાવે પોતે નાપાસ થયા અને છેવટે ૧૮૮૩માં પાસ થયા – એ વિશે તેમણે પોતે જ સ્ક્રેપબુકમાં વીગતો આપી છે તે જોઈએ:— ડિસેમ્બર ૧૮૮૦ અને જાન્યુઆરી ૧૮૮૧માં ગોવર્ધનરામને ફરી માંદગી આવી. દરરોજ ચારપાંચ કલાક અભ્યાસ કરતા. વળી પાછા માંદગીમાં પટકાઈ પડ્યા. સપ્ટેમ્બર અને ઑક્ટોબરમાં અભ્યાસ કરી શકયા નહિ. ૧૮૮૧ના નવેમ્બરમાં એલએલ. બી.ની પરીક્ષામાં બેઠા પણ સમયના અભાવે 'Roman Law' અને 'Contracts' એ બે વિષયોનો અભ્યાસ થઈ શક્યો નહિ એટલે એ બે વિષયમાં નાપાસ થયા. જાન્યુઆરી ૧૮૮૨ અને ફેબ્રુઆરી ૧૮૮૨માં વળી પાછી માંદગી આવી. માર્ચના અધવચમાં માંડ અભ્યાસ શરૂ કર્યો. હરસનો વ્યાધિ થયો, અને સપ્ટેમ્બર ઑક્ટોબરમાં પાછા માંદગીમાં પટકાયા. નવેમ્બર ૧૮૮૨માં પરીક્ષામાં બેઠા પણ 'Roman Law' અને 'Equity'નું પુનરાવર્તન કરી શકયા નહિ એટલે એ બે વિષયમાં નાપાસ થયા. જાન્યુઆરી ૧૮૮૩થી એપ્રિલ ૧૮૮૩ના ચાર મહિના માંદગીમાં ગયા. મે ૧૮૮૩માં અભ્યાસ શરૂ કર્યો. પરીક્ષાના પાંચ દિવસ અગાઉ હરસનો રોગ થયો. ૧૮૮૩ના નવેમ્બરમાં પરીક્ષામાં બેઠા અને "છેવટે પાસ થઈ ગયા! આખરે દુષ્ટ 'passed' એ [સંદેશ] આવ્યો ખરો."૮૬

૮૫. 'સમા૦', ગો. સ્મા. અંક, પૃ. ૧૬.
૮૬. સ્ક્રેપ બુક : તા. ૮ નવેમ્બર, ૧૮૯૧.

અઠ્ઠાવીસ વર્ષે એલએલ. બી.ની પરીક્ષા પાસ કર્યા બાદ સામળદાસે ગોવર્ધનરામ પરના મમત્વને કારણે તેમને અઢીસો રૂપિયાના પગારથી ભાવનગરના ન્યાયખાતામાં જગા આપવા ઇચ્છા બતાવી. જૂનાગઢના દીવાન રાવસાહેબ હરિદાસ વિહારીદાસ દેસાઈએ જૂનાગઢ રાજ્યમાં રૂ. ત્રણસોની સર ન્યાયાધીશની જગાની ગોવર્ધનરામને ઓફર કરી પણ પોતાના જીવનસંકલ્પોને અમલમાં મૂકવાની તીવ્ર ઇચ્છાવાળા ગોવર્ધનરામે આભારસહિત આ માગણીઓનો અસ્વીકાર કર્યો ભાવનગરથી મુંબઈ જતી વેળા ભાવનગરના મહારાજા સાહેબને સંસ્કૃત શ્લોકનું નજરાણું કર્યું અને ભાવનગરના પોતાના સ્નેહીજનોની સ્નેહાર્દ્રભાવે રજા લીધી ૧૮૮૩ના છેલ્લા ભાગમાં ગોવર્ધનરામે ભાવનગર છોડ્યું.

## પ્રકરણ ૩

## ' विधिकुण्ठितम् ', ' हृदयरुदितशतकम् ' અને 'સ્નેહમુદ્રા'

ગોવર્ધનરામનાં પ્રથમ પત્ની હરિલક્ષ્મીનુ ૧૮૭૪માં અવસાન થયુ પત્નીના મૃત્યુની અસર નીચે ' विधिकुण्ठितम् ', ' हृदयरुदितशतकम् ' અને ' સ્નેહમુદ્રા'ની રચના થઈ છે.

### ૧. ' विधिकुण्ठितम् '

' विधिकुण्ठितम् ' એ સંસ્કૃતમા લખાયેલી વાર્તા છે. એલ્ફિન્સ્ટન કૉલેજના ' સુન્દરજી જીવાજી અસે પ્રાઇઝ ' માટે આ વાર્તારૂપ લેખ લખાયેલો. ડૉ. કાન્તિલાલ પંડયા કહે છે કે ગોવર્ધનરામને સાઠ રૂપિયાનુ આ ઇનામ મળ્યું હતું ('શ્રી. ગો૦', પૃ. ૩૫–૩૬), પણ 'ગોવર્ધનરામનું સાલવારી જીવન અને સમકાલીન જીવન'માં તે જણાવે છે કે, આ વાર્તા "શરૂ કરી, પણ તેય અધૂરી રહી." રણજિતરામ વાવાભાઈ મહેતા ' विधिकुण्ठितम् 'ને " સુન્દરજી જીવાજી પારિતોષિક મેળવવા " લખેલી સંસ્કૃત વાર્તા તરીકે ઓળખાવે છે ( ' વસંત ', વર્ષ ૬, અંક ૩, પૃ. ૨૦૬; અને ' સમા૦ ', ગો. સ્મા અંક, પૃ. ૧૫ ). ડૉ કાન્તિલાલ પંડયા કહે છે એ પ્રમાણે ઇનામ મળ્યાની વાત બરોબર હોય તો સંભવતઃ લેખ સંપૂર્ણ હોવો જોઈએ પણ અત્યારે મળતી[૧] નકલમાં જે અંશ ઉપલબ્ધ છે એનો કથાસાર નીચે આપ્યો છે. એના મંગલાચરણના શ્લોકનો ઉલ્લેખ અગાઉ કર્યો છે [૨]

---

૧. શ્રી સન્મુખલાલ પંડયા પાસેથી મેળવેલી નકલનો અહીં ઉપયોગ કર્યો છે.

૨. જુઓ પૃ. ૬૩.

પૂર્વે મદનપત્તન નામે નગરમાં સમરાંગણમાં વજ્રમય હૃદય ધારણ કરનાર પરંતુ અન્યત્ર મૃદુતા ધરનાર, ભારતવર્ષના રાજાઓમાં ઉગ્ર તેજવાળા સૂર્ય જેવો છતાં અનાધો માટે ચંદ્ર જેવો શાંતિપ્રદ વિધિકુંઠિત નામે રાજા રાજ્ય કરતો હતો. તે એકપત્નીવ્રતી હતો. તેને મદનશલાકા નામે અઢાર વર્ષની પત્ની હતી. સદ્‌ગુણરૂપી સિંહાસને બેસીને તે પોતાના પતિના ચિત્ત ઉપર રાજ્ય કરતી હતી.

એક વખત શરદઋતુમાં કવચ અને આયુધ ધારણ કરેલો વિધિકુંઠિત રાજા યુવાનને યોગ્ય ક્રીડા અર્થે નિર્જન વનપ્રદેશમાં ગયો. ત્યાં એક લતામંડપ જોઈને વિધિકુંઠિત પોતાની પ્રિયાના મુખને ઊંચું કરી બોલ્યો: "પ્રિયે, જો, બાલપલ્લવોરૂપી આંગળીઓ હલાવીને આ મંડપ તને નિમંત્રે છે. આ મંડપ તુ સામે ઊભી હોવાથી, પોતાના ભ્રમરોના ગુંજારવ વડે અને વિવિધ પ્રકારનાં ફૂલોના વિચિત્ર રંગથી, જેના એક ભાગ ઉપર પૂર્ણ ચન્દ્ર છે એવા આકાશની શોભાને પણ તિરસ્કારે છે. અહીં જ આપણું વિલાસસ્થાન રચીએ." આ પ્રમાણે બોલીને તે અનુત્તરિત રહેલી પત્નીનો હાથ પકડીને તેને લતાગૃહમાં લઈ ગયો. અહીં તેમના આગમન પૂર્વે રાજસેવકોએ રચેલી પુષ્પશય્યા તૈયાર હતી. ત્યાં બેસીને તેઓએ થોડોક સમય વિવિધ પ્રકારના ગોષ્ઠિવિનોદમાં ગાળ્યો. એટલામાં ચન્દ્રનો ઉદય થયો...પછી પ્રિયતમના મુખ સામે જોઈ રહેલી પ્રિયતમા પ્રતિ રાજા મંદસ્વરે બોલ્યો: "હે પ્રિયે, હુ થાકેલો છું માટે તારા કોમલ સ્વરથી કોઈ ગીત સાંભળવા ઇચ્છું છું." મદનશલાકાએ ગીત આરંભ્યું. પ્રસિદ્ધ સંસ્કૃત કવિ જયદેવ રચિત 'ललितलवङ्गलतापरिशीलन'० ગીત તેણે ગાયું. ગીત પૂરું થતાં નિદ્રાધીન થયેલા સ્વામીના મુખકમલને ચુંબન કરીને ફરી પણ તે ગાવા લાગી કે, "હે નાથ, જ્યારે ભૂમિ અને મારું મન સુસંભૃત છે ત્યારે શરદના આ ઉત્સવ સમયે તમે કેમ ઊંઘો છો? શુભયૌવનવાળો ગુણયુક્ત અવસર ગયેલો કદાપિ પાછો ફરતો નથી. કામદેવ બાણો વડે જ્યારે તમારા ઉપર હુમલો કરે છે ત્યારે તમે

અવશ એવી મને મત્ત થઈને નિર્દય રીતે પીડે છે હવે મદનનો સંચાર મારામા થયો છે તેથી હે પ્રાણનાથ ! તમે જાગો અને મારુ મન જેની યાચના કરે છે તે સત્વરે આપો" "અરે શુ છે" એમ વિધિકુંહિત અર્ધું બોલે ન બોલે ત્યા તો અધકારના ગશિ જેવો, કાળા વેશવાળો, જેનો સંચાર અજ્ઞાત છે એવો કોઈ કાલરૂપ પુરુષ ક્યાકથી આવીને મદનશલાકાનુ અપહરણ કરી ગયો વિધિકુંહિત આ કાલરૂપ પુરુષના તિરસ્કાર અને પોતાના બળની પ્રશસાના વચનો કહ્યા બાદ બોલે છે: "શુ તુ મારુ પરાક્રમ જાણતો નથી ? રે મૂર્ખ, શુ તુ નથી જાણતો કે તે પ્રિયાને માટે હુ પ્રાણની પણ ગણના કરતો નથી ?" વળી તે કહે છે: "આ તારુ પરસ્ત્રીહરણના હજાર પાપ વડે સ્પર્શાયેલુ શરીર ક્યા સતાડીશ ? જરા તું વિચાર કરતો નથી કે મોટા સાપના દરમાં તેં પ્રવેશ કર્યો છે ? હે બીકણ, તારે ફાવે ત્યા જા. તારાથી મદનશલાકા બીએ એમ નથી પોતાના શીલ વડે રક્ષાયેલી મદનશલાકા ખરેખર હજારો સેનાઓ કરતા પણ અધિક છે." પછી રાજા પ્રિયાવિરહથી થયેલા દુઃખને વ્યક્ત કરતા વિષાદવચનો ઉચ્ચારે છે: "હા પ્રિયા મદનશલાકા, હા સ્ત્રીસૃષ્ટિશ્રેષ્ઠ, હા શૃંગારલોકની સમ્રાજ્ઞી, હે મારી પટરાણી, હે મદનપત્તનના ભૂષણરૂપ, હે પ્રિયે, તારો શો આ અન્યાય !" પછી તે વનદેવતાને ઉદ્દેશીને કહે છે કે, "પુત્રીસ્નેહથી તમે દુર્જનથી ઘેરાયેલી આ હરિણાક્ષીનુ તથા તેના શીલનું રક્ષણ કરજો; એ તમારે જ શરણે છે હે પતિતપાવન ભગવતી ભાગીરથી, વિધિકુંહિતની પ્રિયાને તમારા સિવાય અન્ય શરણ નથી હે દયાળુ માતા ગંગા, આ તમારી વધૂ પારકાના હાથે પડી છે, છતા તમારુ સલિલ શુ કલુષિત થતું નથી ?...હે પ્રિયા, તારે એમ ન વિચારવુ કે મદનપત્તનનો વિધિકુંહિત જેવો રાજા તારું અપહરણ અને પોતાનુ અપમાન સહન કરશે સૂર્યકાન્તમણિઓ સૂર્યના ચરણસ્પર્શમા નથી જ અગ્નિ બહાર કાઢે છે, સિંહના બચ્ચા મેઘગર્જનાને સહન કરતાં નથી. હજારો સેનાઓના અગ્રભાગે વિરાજતા વિધિકુંહિતની સામે કોણ

શકે એમ છે? તે ચોરને મારા પ્રભાવની ખબર તો હોવી જ જોઈએ. ઊભો રહે હે ચોર, ઊભો રહે, જે મારી પ્રિયાના હરણને જોઈને કલુષિત નહિ પણ પ્રસન્ન જ છે તે ગંગાના પાણીને તારા મસ્તકના રુધિરથી રંગીશ. આ પ્રકારે મારું વેર વળશે." આ પ્રમાણે પ્રલાપો કરતા વિધિકુંદિતના વર્ણન આગળ વાર્તાનો ઉપલબ્ધ ભાગ પૂરો થાય છે.

આ વાર્તામાં શરદૃઋતુના વનવર્ણનમાં દીર્ઘસમાસયુક્ત બાણભટ્ટની શૈલીનુ સ્મરણ થાય છે. વિધિકુંદિત અને મદનશલાકાની પ્રણયચેષ્ટાઓના વર્ણનો સંસ્કૃત સાહિત્યના એ જાતનાં વર્ણનોને અનુસરનારાં છે. ગોવર્ધનરામની આ પ્રારંભિક કૃતિમા વ્યાકરણ અને વાક્યરચનાની દૃષ્ટિએ પણ ક્યાંક ક્યાંક દોષો રહી ગયા છે.

ગોવર્ધનરામ પોતે વિધુર થયા પછી કૉલેજમાં ઇનામ માટે લખવાનુ થાય છે ત્યારે અંગત શોકને બિનંગત કથાનું રૂપ આપવા પ્રયાસ કરે છે. આ પછીના બે પ્રયત્નોમાં સંસ્કૃત રચના 'हृदयरुदितशतम्'માં તેમણે હૃદયને વહેવા દીધું છે અને આત્મલક્ષી કાવ્યની કૃતિ રચી છે, પણ ગુજરાતી રચના 'સ્નેહમુદ્રા'માં ફરી પરોક્ષકથન સુધી સ્વાનુભૂતિને ઊર્ધ્વીકૃત કરી છે.

## ૨. 'हृदयरुदितशतकम्'

ગોવર્ધનરામે પોતાનાં પત્નીની પાછળ નિવાપાંજલિરૂપે સંસ્કૃતમાં 'हृदयरुदितशतकम्' રચ્યું. પત્નીના મૃત્યુની અસર નીચે ગોવર્ધનરામ જેમ સંસ્કૃત રચનાઓ કરે છે તેમ અંગ્રેજીમાં પણ તેમનો શોકાવેગ વહેવા લાગે છે. 'हृदयरुदितशतकम्'નો પરિચય કરતાં પહેલાં એ જોઈ લેવો યોગ્ય થશે.

મગજની બીમારી અને નાનામોટા વ્યાધિઓ ગોવર્ધનરામને એ ગાળામાં હતા, તેમાં પોતાની પત્નીના અવસાનનો કારી ઘા જાણે ઓછો હોય તેમ એક પછી એક તેમના સહાધ્યાયી સુહૃદો હરિરામ ભટ્ટ, રામચંદ્ર ગોખલે અને તુલ્લુનાં અવસાન થયાં. રણજિતરામ

વાવાભાઈ મહેતા લખે છે, " પત્નીના સ્નેહાવશેષ ઉપર 'हृदयरुदितशतकम्'-ની સમાધિ ચણી હતી. ભવભૂતિનો કરુણરસ ગીર્વાણ ભાષામાં ગોવર્ધનરામના મર્મભેદ શોકથી પુનર્જન્મ પામતો હતો. એ રસનુ પાન કરવાનો અધિકારી હરિરામ કચ્છમા નોકર હતો ત્યા બાલપત્ની અને વૃદ્ધ પિતાને રઝળતા મૂકી વિદેહ થયો તુલ્લુ અને ગોખલે પણ એને જ પંથે પળ્યા. હૃદયમા ઊંડા વ્રણ ખોદાતા ગયા – શોકધારા અધિક વેગથી ફૂટવા લાગી ઇંગ્લિશમા અને ગુજરાતીમા શોકગીતિ રચવા માંડી "[3]

શોકસંતપ્ત ચિત્ત કેવા ઉદ્ગાર કરે છે તે રણજિતરામે આપેલા નીચેના નમૂના પરથી જણાશે. કવિ એટલે સુધી કહી બેસે છે કે વિશ્વ અર્થ વિનાનુ છે, એના નિયામકે કાં તો પોતાના રસ્તા બદલવા જોઈએ કા તો તેમને રસ્તો બતાવવો જોઈએ પણ અતે કવિ મૂગે મોએ બધુ સહન કર્યા વગર છૂટકો નથી એમ જોઈ વિશ્વક્રમને અવશ પણે સીકારે છે :

> " Of the world I have seen,
> And much that is nonsense;
> Of its name I am tired,
> In its stuff is no sense !
> Its pleasures are moist
> But with tears of woe;
> And the souls that rejoice
> Do hail but their foe.
> Weeping is their lot
> More normal than smiling;
> The Creator deserves
> Less thanks than reviling ?

૩ 'સમા૦', ગો. સ્મા અંક, પૃ. ૬૫

I do not blaspheme
For I speak but the truth,
For that I'll be thanked
If God be some ruth
Let Him, if He feels
The sting of my say,
Improve His courses
Or show me His way.
My knowledge is my truth
And His self is the Giver,
His self is to blame
If my truth be an error

* * *

Foolish, foolish, foolish all!
No Be all and no end all?
But ah! alas! You must succumb,
And, wise or foolish, bear it dumb!"

—'हृदयरुदितशतकम्' એ ૧૦૧ શ્લોકોની સંસ્કૃત રચના ઁ આ કૃતિની શરૂઆતમા લેખક એક ગદ્ય 'विज्ञप्ति' મૂકે છે "આ શતકમા જે કંઈ લખ્યુ છે તે લેખકે કેવળ પોતાને મ લખ્યું છે બીજાઓને તે વાચતા શોક સિવાય કશો લાભ થન નથી, – તેમનો શ્રમ છૂટી જ પડશે આ પ્રમાણે આ કૃતિ નિર્ગુ હોઈ સામાન્ય માણસના દૃષ્ટિપાતને યોગ્ય પણ નથી, તો મહાપુરુષો

૪ રણજિતરામ વાવાભાઈ મહેતાએ આટલી પંક્તિઓ પોતાના લેખ ('વસંત', વર્ષ ૬ અંક ૩, પૃ ૨૦૬-૨૦૭) ટાંકી છે, આ રચનામા સિવાય પંક્તિઓ છે કે કેમ અથવા તો આ સિવાય બીજી અંગ્રેજી રચ ઓ હશે કે કેમ તે જાણવા મળતુ નથી

વાત જ શાને? અને તોપણ માણસમાત્ર કુતૂહલી હોય છે, તો આ વિશેનુ વાચનોત્સુક્ય મેનુ નિવારવુ એમ પૂછો તો કહેવુ પ્રાપ્ત થાય છે કે આ આખુયે 'પર થી ગુહ્ય છે અને એ કારણથી સત્પુરુષોને તો એ તરફ જોવાનુ જ પ્રયોજન નથી દુર્જન હોય છે તેને સાધુ અસાધુ, કામનુ કામ વગરનુ, ગુહ્ય પ્રકટ, કર્તવ્ય અકર્તવ્ય બધુયે સમાન, તો એવો કોઈ આ વાચનાને તૈયાર થાય કદાચ — તો? એવા માણસ પ્રતિ હુ મૂકીભૂત જ છુ!

"વળી, કોઈ મારુ હૃદય જાણવા આ વાચના ઉદ્યત થાય, — તો તેવાથી તો મારે ગુહ્ય કશુ જ હોઈ ન શકે"[૫]

પહેલા શ્લોકમા આ કૃતિ શા વિશે છે તે સૂચવ્યુ છે —

गता ह्याशा नाशा दिवसमुखलक्ष्मीरिव रवौ
विलीने क्षाराब्धौ हसितमिव पत्यौ विरहिते ।
अगाधस्नेहाया अहह ! विषमोय ननु विधि
परेषा दु खेभ्य सुखमिव नृशसो हि लभते ॥ १ ॥

"પતિના વિરહથી જેમ અગાધ સ્નેહવાળી પત્નીનુ હાસ્ય નાશ પામે, સૂર્યાસ્ત થતા જેમ પ્રકાશ જતો રહે તેવી રીતે મારી આશા ખરેખર નાશ પામી છે વિધિ સાચે જ ક્રૂર છે નિર્દય વ્યક્તિ પારકાના દુ ખમાથી જ સુખ મેળવે છે' અહીં પ્રથમ પક્તિના 'લક્ષ્મી' શબ્દથી હરિલક્ષ્મીના નામનુ સૂચન જોઈ શકાય આગળ ૪૭ મા શ્લોકમા નામનો પૂર્વાર્ધ 'હરિ' શબ્દ તે હરિલક્ષ્મીને માટે યોજાયો છે એમ 'हरे – हे हरिलक्ष्मि', એમ પ્રો બળવતરાય ઠાકોર અને પ્રો મગનલાલ શાસ્ત્રીની સહાયથી ગોવિન્દ શર્મા હરગોવિંદે તૈયાર કરલ આ કૃતિ પરની 'સ ક્ષિપ્ત ટિપ્પણી'

૫ 'સ્નેહમુદ્રા'ની ચોથી આવૃત્તિ (૧૯૨૪) સાથે જોડેલા 'हृदयरुदितशतकम्'ના આરભે કર્તાના પુત્ર 'ર ગો ત્રિ'એ લખેલા એક ગુજરાતી પૃષ્ઠમા આપેલો અનુવાદ

પરથી જોવા મળે છે. ૮૭મા શ્લોકમાં 'प्रिय पोपटि ए, हरिलक्ष्मि हरे '-માં ટૂંકા 'હરે' ઉપરાંત આખું નામ 'હરિલક્ષ્મી' એટલું જ નહિ પણ હુલામણું નામ 'પોપટી' પણ રચનામાં ગૂંથી લીધેલું જોવા મળે છે. પત્નીના મૃત્યુના શોકથી પ્રેરાયેલી ગુજરાતી કાવ્યકૃતિ 'સ્નેહમુદ્રા'ના ચોથા કાંડની ત્રીજી કડીની બીજી પંક્તિ "પલક પલક મલકાતે મુખડે દિવ્ય રમા કંઈ ગાજી" અને એ જ કાંડની બારમી કડીની બીજી પંક્તિ "એમ ન જો, તો કેમ ભુવનમાં લક્ષ્મી દીસે ફરી ફરતી?" એ પંક્તિઓમાં 'રમા' અને 'લક્ષ્મી' શબ્દોથી પણ કવિ પત્નીના નામનું સૂચન કરે છે. નર્મદાશંકર મહેતા લખે છે તેમ "પણ એ સર્વ કાવ્યનો આલંબનવિભાવ 'રમા'ના શબ્દશ્લેષમાં હરિલક્ષ્મી છે. અને 'ગિરિપતિ' મતામા પોતાના સત્ય નામની છાયા દર્શાવે છે." (ગો શ સ્મા. ગ્રંથ, પૃષ્ઠ ૧૦૮.) હુલામણું નામ 'પોપટી' પણ 'સ્નેહમુદ્રા'ના ૩૮મા કાંડની ત્રીજી પંક્તિ "મુજ ચિત્ત વને રમી પોપટી,એ"માં મળે છે. 'हृदयरुदितशतकम्' અને 'સ્નેહમુદ્રા' એ બન્ને કૃતિઓમાં કવિએ પોતાના અને પોતાની પત્નીના નામનો નિર્દેશ આ રીતે ક્વચિત્ અર્ધું તો ક્વચિત્ આખું નામ આપીને તો ક્વચિત્ શ્લેષથી કર્યો છે. અને એ રીતે આ બન્ને રચનાઓ પાછળ અંગત જીવનનો પ્રસંગ રહ્યો છે એમ સમજવું મુશ્કેલ નથી.

આ વિરહથી પ્રેરાયેલું કાવ્ય છે. વિરહને નિમિત્તે સંભોગ-શૃંગારનું વર્ણન કૃતિનો મોટો ભાગ રોકે છે. કોઈ કોઈ જગાએ લેખકે સુરતક્રીડાનું વર્ણન વીગતે અને અમર્યાદ કર્યું છે, જે ભાગ્યે જ સુરુચિયુક્ત હોય. રસક્ષતિ તો એ કરે જ છે.

પહેલા અઢાર શ્લોકોમાં નાયિકા સાથેની ભૂતકાળની ક્રીડાનું વર્ણન આપેલું છે. ઓગણીસમા શ્લોકથી શરીરનાં વિવિધ અંગોનું વર્ણન ચાલે છે. કવિ નાયિકાના હાથનું વર્ણન કરે છે. કુરબક નામનાં વૃક્ષોની પરંપરાવાળા મેરુ પર્વતના મધ્યભાગને જાણે કે એ હાથ પીડા આપતો હોય અર્થાત્ હાથ એટલો બધો રાતો હતો કે એ પર્વતનો

મધ્યભાગ અદેખાઈને કારણે દુખી થતો હતો, અને એ હાથ પાસે મૂકવામાં આવેલા દીવાને લઈને તો વળી અધિક ત્રાસ ધારણ કરતો હતો એ હાથની શિષ્ટ હથેલી લલિત રેખાઓને લઈને તો વળી રગબેરંગી બની હતી એ હાથ સ્ફટિક જેવા કંકણના રણકારથી શોભતા હતા એમ કહ્યા પછી અંતે કહે છે, "ભુવનમાનને ઉતના મા તારો હાથ એક સુમંગલરૂપ હતો અને જગતમાં મંગલ મંગલ વર્ષાવનાર હતો માગ અત્યંત દીર્ઘ હાથમાં મૂકેલો તારો હાથ મને ઘણો જ વિસ્મય પમાડતો "[૬] નાયિકાના મુખને વર્ણવતા કવિ કહે છે, 'જેઠ કવિઓના નાચાગ મુખમાં 'સ્ત્રીનુ મુખ ચન્દ્ર સમાન છે'-એવી ઉપમા આપવામાં આવે છે તે ઉપમાથી શ્વેત કિરણ કરતા પણ વિશેષ આનંદદાયક એવુ તારું મુખ તિરસ્કૃત થયેલુ છે "[૭] નાયિકાના અધરને વર્ણવતા કવિ કહે છે કે "બિંબ નામનું રાતું ફળ એમાથી રસ સુકાઈ જતા ખરેખર નીરસ થઈ જાય છે, તો પછી પોતાના રસનુ દાન કરીને મારા રસને વધારનારા તારા બન્ને ઓઠ તે બિમ્બ ફળની ઉપમાને શી રીતે સહન કરી શકે?'[૮] નાયિકાનુ

૬ भुवनमानर्यिकसुमङ्गलो
जगति मङ्गलमङ्गलपक ।
मम सुदीर्घकरे च कृत कर
स्तव कथ ह्यकरो मम विस्मयम् ॥ २२ ॥

७ कविजनर्षभगौरमुखेषु य
च्छशिमुखोपमया तृणतुल्यताम् ।
गतमतो न सितांशुविशेषमु-
ज्ज्वलमाननमर्हति तत्स्पृहाम् ॥ २३ ॥

८ प्रतिगृहीतरस खलु बिम्बक
भवति नीरसमेतदनन्तरम् ।
स्वरसदानविशेषितमद्रसौ
तदुपमौ हि कथ दशनच्छदौ ॥ २४ ॥

પાછુ મુખવર્ણન કર્યા બાદ એના કપાળે શોભતા ચંદ્રાકાર ચાંદલાનું વર્ણન કરે છે: "મદનને રહેવાના પટ જેવા લલાટરૂપી આકાશમાં હમેશને માટે પોતાનુ સ્થાન ઉત્તમ રીતે જમાવવાને ઇચ્છતો, કામદેવથી વીંધાઈ ગયેલી(કવિ-પત્ની)ના શરીરમા રહેલો ચંદ્ર ( અહીં લલાટ ઉપર રહેલો ચંદ્રાકાર ચાંલ્લો) રક્તિમા ધારણ કરતો અને સૌભાગ્ય સૂચવતો શોભી રહેતો."[૯] આગળ કવિ કપોલ ચુમ્બનનુ વર્ણન કરે છે. પત્ની સાથેના સાહચર્યનુ સ્મરણ કરતા તે કહે છે, "હે પ્રિયસખી! સાંજે પાઠશાળાએથી પાછા ફરતા એવા મને જોઈને, પ્રસન્ન મનવાળી એવી તું, સખીવૃંદમાથી ધીમેથી ઊઠીને જલદી બંધ કરેલા બારણા પાસે આવીને હસતી હસની મારે કંઠે મુખે બાઝી પડતી."[૧૦] ગુણોની પ્રકર્ષતાને લીધે રમણીય અને સ્મિતયુક્ત એવા નાયિકાના ચંદ્રસમાન મુખને, એની ચેષ્ટાઓને, અગમરોડને યાદ કરીને નાયક વ્યથા પામે છે નાયિકા સાથે ગાળેલા દિવસોને, એની સાથે કરેલી પ્રણયલીલાઓને, સભોગસુખને વગેરેને સ્મરીને નાયકને દુઃખ થાય છે. હેમંત, શિશિર, વસત, વર્ષા વગેરે ઋતુઓમા નાયિકા સાથે કરેલા રસોપભોગના વર્ણનમા 'ઋતુસંહાર'ની સ્પષ્ટ અસર જોઈ શકાય છે ૬૮–૬૯ એ શ્લોકયુગ્મમાનુ વર્ણન સુરેખ છે "શોભતા તારા જેના હાર છે, ધવલ વાદળાની પંક્તિરૂપી વસ્ત્રો જેણે ધારણ કર્યા છે, શરદઋતુરૂપી સખીએ જેના શરીરને દક્ષતાપૂર્વક સારા ઉપકરણોથી

૯ मदनकेतनपट्टललाटखे
निजपदं प्रविधित्सुरिवानिशम् ।
कुसुमबाणविविद्धशरीरस्-
दरुणितो विरराज विधुर्विधे ॥ २७ ॥

૧૦ साय साय प्रियसखि पुरा पाठशालानिवृत्त
दृष्ट्वा मध्यात् प्रहसितमना मा सखीनां शनैश्च ।
उत्थायोर्ध्वं झटिति हसिता सद्वद्वारमेत्य
कण्ठे लग्ना ह्यनुदितवती हासपूर्वं मुखे मे ॥३०॥

શણગાર્યું છે એવી, કામદેવની મિત્ર વસંતઋતુના વૃક્ષોને હલાવનારા વાયુઓ જેના દીર્ઘ ઉચ્છ્વાસ છે અથવા તો 'સુરતરુત' – કામક્રીડાના–રુત-(અનાજ)ને ધારણ કરનારી પૂર્ણ ચંદ્રના હાથ અથવા પગ વડે એટલે કે એનાં કિરણોથી ધારણ કરાયેલી નવોઢા (સમી) તે રાત્રિ તને પ્રણયરસના (મનસિજરસઃ) ઔત્સુક્યને કારણે વિહ્વલ બનાવી દેતી તે વખતે તારામાં પ્રીતિ રાખનાર એવા આ તારા સહચરને, હે પ્રિયસખી, તું શું કહેતી તેનુ તને સ્મરણ છે?"૯ આમ આ શ્લોકયુગ્મના પહેલા શ્લોકમાં કવિ રાત્રિનુ વર્ણન કરે છે અને બીજા શ્લોકમાં એ રાત્રિના પ્રભાવનું – કુદરતની માણસની વૃત્તિઓ પરની ઉત્તેજક અસરનુ વર્ણન આપે છે. રતિક્રીડાઓનુ વર્ણન પાછુ આગળ ચાલે છે. ૭૬મા શ્લોકમાં સૂચન મળે છે કે નાયિકાનુ મૃત્યુ આશ્વિન માસની અમાવાસ્યાને દિવસે – દિવાળીના દિવસે – થયું હતું. રુદિષા સુધી પહોંચી જતી ધૂંધળી લાગણી કેટલાક શ્લોકોમા શબ્દસ્થ થઈ છે. ૯૮મા શ્લોકમા કવિ કહે છે કે મનુષ્યોની ગતિ મરણ છે – સર્વત્ર એ નિશ્ચિત છે. આ જગતમાં આપણે પ્રવાસીઓ છીએ. બધાં માણસોને અહીંથી જવાનુ છે. અનેક રીતે મને એ વાત જાણીતી હતી, પરંતુ હવે તે સહન કરવાની શક્તિ નથી. કવિ ઉમેરે છે કે આ પૃથ્વી પર તેમનુ સાહચર્ય ચાલ્યું ગયું છે. ૯૯મા શ્લોકમાં નાયિકા પ્રત્યેની નાયકની લાગણી ઉત્કટતાપૂર્વક રજૂ

---

૯. लसत्ताराहारा धवलघनराज्यंशुकधरा
शरत्सख्या दत्तं सदुपकरणैर्भूषिततनुः ।
विधूतागैर्वातैर्मनसिजसखैरेव चलनत्
सदीर्घोच्छ्वासा वा सुरतरुतभारिण्यपि तदा ॥ ६८ ॥
करैर्वा पादैर्वा सकलकलचन्द्रेण कलिता
नवोढा राका सा मनसिजरसौत्सुक्यविकलाम् ।
स्मरेस्त्वं त्वां चक्रे प्रियसखि तदा त्वद्रमवती
किमूचे त्वद्रक्त सहचरमिमं त्वद्वचरने ॥ ६९ ॥
-{-

થઈ છે. "હમેશને માટે આ ભુવન શૂન્યમાત્ર થઈ જાઓ, અને ભલે વિધિ હવે ક્રૂર બને. એ વિધિ મારા પગ નીચે ધૂળની જેમ ભલે કચડાઈ જાય. હવે તેં (નાયિકાએ) તો મારા હૃદયમાં અમરપદ પ્રાપ્ત કરી લીધું છે."[૧૦] કવિ આ શરીરરૂપી વસ્ત્રને ફેંકી દઈને કોઈ મંગલ ધામમાં નાયિકાને પ્રાપ્ત કરવાની આશા પ્રગટ કરે છે. આ કૃતિને અંતે કવિ કહે છે, "તારા મૃત્યુના શોકથી જેનું ચિત્ત સભર છે, જેને સંસારમાત્ર વિરસ ભાસે છે એવા મને આ રાધિકા (કવિની પુત્રી) તારા પ્રત્યેના સ્નેહના સ્મરણના સંસ્કારરૂપે છે અને તે પરમ ભાગ્યશાળી હમેશા આયુષ્મતી થાઓ."[૧૧] આ રીતે 'गोवर्धनक्वेर्हृदयरुदितशतकम्' ગોવર્ધન કવિનું હૃદયરુદિતશતકમ્ પૂરું થાય છે.

પત્નીના મૃત્યુના નિમિત્તે રચાયેલી આ કૃતિ સ્થૂળ શૃંગાર વર્ણનની બની છે. નાયિકા સાથેની રતિક્રીડાઓનાં સંસ્મરણોને કેન્દ્રમાં રાખી નાયિકાનું રૂપવર્ણન કર્યું છે અને એના મરણથી પોતાને થયેલા આઘાતની વાત અવારનવાર – પુનરુક્તિથી – રજૂ કરવામાં આવી છે. સ્નેહીજનથી થયેલા વિચ્છેદનો કરુણ તાર ચાલુ બજ્યાં કરે છે. ક્યાંક નાયક પોતાના દુર્વર્તનનો એકરાર કરી પોતાની ગુનેગાર વૃત્તિ (Sense of guilt) ભારે તીવ્રતાથી પ્રગટ કરે છે : "पीतं मया तव तु शोणितमेव नित्यम्" (શ્લોક ૭૮/૨). ખાસ નોંધવાનું તો એ

---

૧૦. भवतु भुवनमेतच्छून्यमात्रं सदैव
वहतु विधिरिदानीं क्रूरता काममेव ।
रज इव स मदङ्घ्र्योर्मृद्यतेऽधाऽधुनाय-
ममरपदमयि त्वं वक्षसि प्राप्नुया मे ॥ ९९ ॥

૧૧. त्वन्मृत्युशोकपरिपूरितचित्तकस्य
संसारमात्रविरसस्य हि राधिकैषा ।
त्वत्स्नेहसंस्मरणसंस्करणात्मिका मे
ह्यायुष्मती प्रगुणभाग्यमयी सदास्ताम् ॥ १०१ ॥

છે કે આપણો વેધક ગુજરાતી ઉદ્ગાર "મેં તારુ લોહી પીધુ છે" એને સંસ્કૃતમાં મૂકીને જ કવિ પોતાનો હૃદયભાવ વ્યક્ત કરી શક્યા છે. "कुविधिना मरण यदि निश्चितं, तत्र सम किमनाहरता हि माम्" (શ્લોક ૮૩/૧-૨) જેવી પંક્તિઓમાં કાલિદાસના અજવિલાપનું અનુરણન જોવા મળે છે: "करुणाविमुखेन मृत्युना हरता त्वां वद किं न मे हृतम्" (રઘુવંશ ૮/૬૭). ૮૫ મા શ્લોકમાં કવિ કહે છે કે નાયિકાની હૃદયંગમ ચેષ્ટાઓ વારંવાર સ્મરણપટ પર તરી આવે છે અને તે તીક્ષ્ણ કૃપાણની જેમ (કવિના) હૃદયમાં પેસે છે પરંતુ લોહી નીકળતું નથી! કરુણ રસ અહીં પરાકાષ્ઠાએ પહોંચે છે. "हसानिवात्मोद्गतरीतिचोरान्, सम्बध्नतस्त्वे द्वा किंकिणीकाः" (શ્લોક ૧૧/૩-૪) વાંચતાં 'વિક્રમોર્વશીયમ્'ની પ્રસિદ્ધ પંક્તિ "हस प्रयच्छ मे कान्तां गतिरस्यास्त्वया हृता" (અંક ૪/૧૭) યાદ આવે છે. જીવનવસંતના કાળમાં દુનિયાના ઊના વાયરા કવિને વાય છે. નાના પ્રકારની વ્યાધિઓ પીડા આપ્યા કરે છે. કોઈ વૃક્ષનો સ્કન્ધ ભાગી ગયો હોય એવી ખખડી ગયેલી અવસ્થા છે; આવે સમયે જે તેમ ચિત્તને શાતા અર્પનારી હતી — "सा मृता किं करोमि" એમ કહી લેખક હૃદયવ્યથા વ્યક્ત કરે છે. બીજા શ્લોકમા નાયક (કવિ પોતે) જાણે કાલિદાસના પુરૂરવાની સ્થિતિનુ અનુકરણ કરતા હોય એવી છાપ પડે છે. 'વિક્રમોર્વશીયમ્'ના ચોથા અંકની અસર હોવાનુ સંભવિત છે. કવિઓ સ્ત્રીઓના દાંતને દાડમની કળી સાથે સરખાવે છે, આપણા કવિ છઠ્ઠા શ્લોકમાં નાયિકાના પગના નખને દાડમકળી સાથે સરખાવે છે! ૨૪ મા શ્લોકમાં 'મેઘદૂત'-ની "पक्वबिम्बाधरोष्ठी" પંક્તિની અસર હોવાનુ 'સંક્ષિપ્ત ટિપ્પણી'-માં સૂચવ્યું છે. પચીસમા શ્લોકમાં નાયિકાના લોચનને વર્ણવતાં "मृगदृशौ चकिते हि सदैव ते" એમ કવિ કહે છે. આના પર 'મેઘદૂત'ની પંક્તિ "चकितहरिणी प्रेक्षणा"ની અસર જોઈ શકાય.

એકંદરે આખી કૃતિ જોતાં, પત્નીના મૃત્યુથી પતિના હૃદયને લાગેલા આઘાતના પ્રાથમિક વર્ણનથી એ બહુ આગળ જતી જણાતી

નથી. કવિ પોતાની અંગત લાગણીઓમાં એવા ડૂબી ગયા છે કે એ લાગણીઓ લાગણીઓ રૂપે જ રહે છે. રસ સુધી તે પહોંચતી નથી. કૃતિમાં શૃંગારના વર્ણનમાં જ કવિ એક જાતનો રસ લેતા હોય એવું લાગે છે એ જાતની લાગણીને બાજુ પર રાખીએ તોપણ આ શતકના શ્લોક ૭, ૧૦, ૧૨, ૧૩, ૭૦ અશ્લીલતા સુધી પહોંચે છે એમ કહેવું જોઈએ

આ કૃતિનું મૂલ્યાંકન કરતાં નર્મદાશંકર મહેતા અભિપ્રાય ઉચ્ચારે છે કે, "મૂલ સંસ્કૃત કાવ્ય, કાવ્યમીમાંસાની દૃષ્ટિએ ઉત્તમ ગણી શકાય તેમ નથી. ઋતુવર્ણનના શ્લોકો ૪૨–૭૪માં પણ સ્થૂલ સ્ત્રીશરીરના વિલાસો ઉપરાંત કંઈ બીજી ઋતુચમત્કૃતિ કવિના હૃદયમાં સ્ફુરી નથી"[૧૨]

કૃતિમાં સ્નેહ અને મૃત્યુ અંગે ચિંતન છેક નથી એવું નથી. ૯૯ મા શ્લોકમા ભવભૂતિની અસર હોઈ[૧૩] મૃત્યુને અતિક્રમીને અમર લહેરાતા સ્નેહનો જે બુલંદ ઉદ્‌ઘોષ છે, તે કૃતિના વધુ શ્લોકોમાં વ્યાપેલો જોવા મળતો હોત તો આ કૃતિ વિષે જુદું જ કહેવાનું રહેત.

### ૩. 'સ્નેહમુદ્રા' – ૧૮૮૦.

'સ્નેહમુદ્રા' એ ગોવર્ધનરામની સર્જકશક્તિનો ગુજરાતીમાં પ્રથમ આવિર્ભાવ છે એ કાવ્ય તેમનાં પ્રથમ પત્ની હરિલક્ષ્મીના મૃત્યુ બાદ અંગત શોકમાંથી પ્રસવ્યું છે. અંગ્રેજીમાં ઉદ્‌ગારેલાં તૂટક વચનોમાંનો તેમ જ શોકને નિમિત્તે રચાયેલી હોવા છતાં પણ શૃંગારથી લથબથ થઈ જતી સંસ્કૃત ઘાટીની રચના 'હૃદયરુદિતશતકમ્'માંનો અંગત શોકાવેગ આપણે જોયો. તે પછીની તદ્‌વિષયક કૃતિ 'સ્નેહમુદ્રા'માં જુદા જ ગોવર્ધનરામ જોવા મળે છે. વીસ વર્ષે ગ્રેજ્યુએટ થયા પછી

૧૨ ગો. શ સ્મા. ગ્રંથ, પૃ. ૧૦૭.

૧૩. ભવભૂતિની અસરની અને આ કૃતિ કેટલે અંશે 'સ્નેહમુદ્રા'ના બીજરૂપ છે તેની વીગતે ચર્ચા આગળ કરવામાં આવશે.

જેમણે ત્રણ સંકલ્પો કરી પોતાના જીવનનો નકશો આંક્યો હતો અને બાવીસમે વર્ષે જેમણે 'વ્યવહારુ સંન્યાસ'ની ભાવનાને આકાર આપતું પ્રવચન કર્યું હતું તે ગોવર્ધનરામે 'સ્નેહમુદ્રા'ની રચના કરી છે એવી છાપ પડે છે. આત્મલક્ષી પ્રકારની અંગ્રેજી, સંસ્કૃત રચનાઓ પછી પરલક્ષી 'સ્નેહમુદ્રા' એ એક ભિન્નગત પ્રકારના પરલક્ષી કાવ્યરૂપે પ્રકટ થાય છે.

ગોવર્ધનરામે 'સ્નેહમુદ્રા' લખવાની શરૂઆત ૧૮૭૭માં કરી અને ૧૮૮૭માં 'સરસ્વતીચંદ્ર'નો પહેલો ભાગ પ્રસિદ્ધ થયો એ વર્ષે તે પૂરી કરી અને 'સરસ્વતીચંદ્ર' પ્રસિદ્ધ થયા બાદ બે વર્ષે ૧૮૮૯માં તે પ્રગટ કરી. પત્નીશોકની અસર નીચે લખાયેલી કૃતિઓની પાછળ સ્નેહનો એક સઘન અનુભવ રહ્યો છે, તે વધારેમાં વધારે અંગત સ્વરૂપે અન્ય સંસ્કૃત અંગ્રેજી રચનાઓમાં જોવા મળે છે, જ્યારે 'સ્નેહમુદ્રા'માં એ ભિન્ન-અંગતરૂપે વ્યક્ત થાય છે. આપણે એ તપાસીએ કે ગોવર્ધનરામે જ્યારે આ રચના કરે છે ત્યારે એ અનુભવને વ્યવસ્થિત રીતે આકાર આપવામાં તે કેટલે અંશે સફળતા મેળવે છે!

'સ્નેહમુદ્રા'નું કાવ્યવસ્તુ કાંઈક આવું છે : નાયક ઉત્તર ધ્રુવ તરફનો છે. નાયિકા જનકલ્યાણમાં પ્રેરનારી હોઈ સાચા અર્થમાં સહધર્મચારિણી છે. આ દંપતી (નાયક-નાયિકા) એક મિત્રને વતનનો પ્રદેશ સોંપી વિશ્વકલ્યાણ અર્થે પ્રવાસે નીકળે છે. માર્ગમાં અસુરોને હણતાં હણતાં તે હિન્દુસ્તાનમાં આવી પહોંચે છે. અહીં તે એક કરુણ દૃશ્ય જુએ છે, – એક સ્ત્રીને પોતાના પતિની પાછળ સતી થતી જુએ છે. નાયક એને બચાવી લે છે. પેલી સ્ત્રી પોતાની કરુણ કથા સંભળાવે છે. હિંદુ વિધવાની દુર્દશા જોઈ બન્નેને ખૂબ દુઃખ થાય છે. નાયિકાને તો સ્ત્રીજાતિની આ અવદશા સાંભળી એવો આઘાત લાગે છે કે તે તત્કાળ મરણ પામે છે. નાયક એક પર્વત ઉપર વિરહના પ્રલાપો કરતો હોય છે ત્યાં તે અંધારામાં "લલિત કેરું કો વૃન્દ" હાથમાં લટકતાં કાચપાંમો સાથે પોતાની તરફ

જુએ છે. આ એની મિત્રપત્ની અને એનું સખીમંડળ હોય છે. મિત્રપત્ની નાયકદંપતીને શોધવા નીકળી હોય છે. નાયકને તેનો ભેટો થાય છે. તે મિત્રપત્નીને બધો વૃત્તાંત કહે છે અને પત્નીના મૃત્યુના દુઃખથી ઘવાયેલો મૃત્યુ પામે છે. મિત્રપત્નીને એથી એટલો બધો આઘાત લાગે છે કે તે પણ ઉત્તર ધ્રુવવાસી "પથિક હૃદય પર અચિન્તી પડી લપસી" અને "પછી કદી નવ જાગી." આ રીતે નાયિકા, નાયક અને મિત્રપત્ની મરણ પામ્યાં. પરંતુ નાયકનું "અંતઃકરણ શબ" મિત્રને "આલિંગન દેવા" અને "ઉરની સહુ વાત કહેવા" ટકી રહે છે. નાયકનો મિત્ર જેને 'ચેતનમિત્ર' અભિધાનથી ઓળખાવવામાં આવ્યો છે તે આવે છે, બન્ને વચ્ચે વાતચીત શરૂ થાય છે. નાયક હવેથી જેને 'હૃદયભૂત' નામે ઓળખાવવામાં આવે છે તે આખી રાત વિલાપ કર્યાં કરે છે. ઝાકળ, નદી, પવનલહરી, આકાશવાણી, ઘુવડ, પ્રભાકીટ, શ્વાન, શિયાળ આદિ સૃષ્ટિનાં સત્ત્વો હૃદયભૂતને ઉદ્બોધન કરી સમજાવવા પ્રયાસ કરે છે. સવાર થતાં હૃદયભૂતનું સ્વરૂપ પલટાય છે. તેનામાં જ્ઞાનનો ઉદય થતાં તે જ્યોતિઃસ્વરૂપ પામે છે. ચેતનમિત્રની મૃત પત્નીના હૃદયનો પ્રવાહ પતિમાં ભળી જાય છે. એવામાં આકાશવાણીથી નાયિકા હૃદયભૂતને પોતાનામાં લીન થઈ જવા કહે છે. આ વખતે ચેતનમિત્ર ઊછળીને નાયકના જ્યોતિને આલિંગે છે અને એનામાં લીન થઈ જાય છે. એવામાં આકાશતેજ નીચે ઊતર્યું અને નીચેથી નાયકહૃદયનું જ્યોતિ ઊંચે ચડયું અને જોતજોતામાં "બે તણું એક જ્યોતિ" થઈ જતું સખીઓ જુએ છે અને પછી સૌ ઇચ્છા પ્રમાણે છૂટાં પડે છે. આ સમયે "પર્વતતળ આગળ ઝંકાર ભરી નદી કેરે તીરે" સારીય રાત ઝૂરતાં રહેલાં ચક્રવાક અને ચક્રવાકી ઘડીઘડી પોતાની ફીફીઓ ઊંચી કરી "પ્રભાત સળગતું" જુએ છે ને ફરી વાર સહચાર સાધે છે. ચક્રવાકી પોતાના પ્રિયતમને કહે છે કે જીવનપ્રવાહમાં ખેંચાતાં પણ જવાનું જ છે તો પછી ઉલ્લાસપૂર્વક નિર્ભયપણે કાં ન જવું? ચક્રવાકીની આ ઉલ્લાસભરી ઉક્તિ સાથે 'સ્નેહમુદ્રા' પૂરું થાય છે.

સંગ્રહમાં કુલ ૧૧૦ કાંડ છે. પ્રત્યેક કાંડ તે એકેકું કાવ્ય છે. ઉપર વર્ણવેલા ક્રમમાં કથા આલેખાઈ નથી, પણ નાયિકાનુ હિંદુસ્તાનમાં અવસાન થયા બાદ નાયક પર્વતશિખર પર વિલાપ કરતો હોય છે ત્યાંથી કાવ્યનો આરંભ થાય છે, અને એ જ રાત્રિએ મિત્રપત્ની સખીમંડળ સાથે નાયકદંપતીને શોધતી શોધતી આવી પહોંચે છે, નાયકનાયિકાના જીવનની કરુણ કથની સાંભળી મરણ પામે છે. નાયક હૃદયસૂતરૂપે વિલાપ કરે છે, વિવિધ પ્રકૃતિસત્વો ઉદ્બોધન કરે છે અને અંતે નાયક, મિત્ર અને મિત્રપત્નીનુ જ્યોતિઃસ્વરૂપ નાયિકાના જ્યોતિ સાથે લીન થઈ જાય છે અને ચક્રવાક-ચક્રવાકીનું સુભગ મિલન રચાય છે ત્યાં કાવ્યકથા પૂરી થાય છે. આમ ગોવર્ધનરામે કાવ્યવસ્તુ માટે એક રાત્રિ જેટલો સમય કલ્પ્યો છે.

આ કૃતિમાં ગોવર્ધનરામે જે કથામાળખું ઊભું કર્યું છે તે એમની એ ઉંમરે પણ આપણને પરિચિત એવી, ગંભીર પ્રકૃતિનુ નિદર્શક છે. ચિંતનશીલતા એ જેની પ્રકૃતિનો મહત્ત્વનો અંશ છે તે લેખકની આ કૃતિ છે એવી છાપ પડે છે. કથામાં મુખ્ય પાત્રો તે નાયક, નાયિકા, મિત્ર અને મિત્રપત્ની છે. હિંદુ વિધવા, હિંદુ વિધવાનો પિતા અને સખીમંડળ પણ અનુષંગે પોતાનો ભાગ ભજવે છે. આ ઉપરાંત પ્રકૃતિનાં વિવિધ સત્વોને કવિએ કથાવસ્તુમાં ગૂંથી લીધાં છે, અને એમ કરીને એક બ્રહ્માંડદર્શન (Cosmic vision) ઊભું કર્યું છે. આખા માળખાનું કેન્દ્ર તે સ્નેહજીવન એટલે કે દામ્પત્ય દ્વારા પ્રગટ થતું સ્નેહજીવન છે. નાયકનાયિકા તે ભાવનાશાળી જનહિતકામી દંપતી છે, મિત્ર અને મિત્રપત્ની પણ સ્નેહધર્મી કલ્પ્યાં છે. હિંદુ વિધવાને મુખે એના જીવનની પાછલી કથા કહેવડાવી ઉપર્યુક્ત સંવાદી દાંપત્યને પડછે કુરૂઢિના ભોગે કેવળ વૈષમ્યમાં પરિણમતા "વચને દામ્પત્ય"નું ચિત્ર પણ કવિએ રજૂ કર્યું છે. ઉત્કટપણે – સઘનપણે જિવાતું સ્નેહજીવન સમષ્ટિજીવન સાથે સમરેખ થયા વગર ...ન તે આ કાવ્યના આયોજન દ્વારા સૂચવવાનો લેખકે સ...

કર્યો લાગે છે. સમષ્ટિજીવનના મુખ્ય પ્રશ્નો – ખાસ કરીને બહોળા ગૃહસંસાર અંગેના પ્રશ્નો – લગ્નપ્રથા, સંયુક્ત કુટુંબ, કજોડાં, દંપતીનું સ્નેહજીવન–ની છણાવટ કરવામાં આવી છે. પરંતુ માનવજીવન એ કોઈ એકલુંઅટૂલું, પ્રકૃતિને જેમાં સ્થાન નથી, એવું એકાકી જીવન નથી. પ્રકૃતિ એ મનુષ્યજીવનમા મહત્ત્વનો ફાળો આપે છે એટલે એ પણ આ બધાંથી સંલગ્ન છે એમ આયોજના કરવામાં આવી છે. છતાં આ બધાં પ્રકૃતિસત્ત્વો મૂક સાક્ષીભાવે વર્તતાં સામાન્યતઃ સમજાય છે. મનુષ્યની પ્રકૃતિના મૂળમાં સ્નેહજીવન છે. આ સ્નેહજીવનમાં કરુણાનુભવ જાણે કે અનિવાર્ય જેવો થઈ રહે છે. આ કરુણાનુભવ સ્નેહજીવનને સક્રિય સમષ્ટિસ્નેહમા પરિણમતું કરે છે આવો સ્નેહ મૃત્યુથી વિચ્છેદ પામતો નથી એ બતાવવા સ્નેહીઓની મરણોત્તર સ્થિતિનું આલેખન થયું છે, એમા સાચાં સ્નેહીજનો મરણ બાદ પણ સ્નેહાદ્વૈતમાં ચિરકાળ સંલગ્ન રહે છે એ દર્શાવી સ્નેહની અમરતાનો સંદેશ લેખક જાણે કે રજૂ કરે છે. પત્નીના શોકથી ગોવર્ધનરામને સ્નેહનું જે સ્વરૂપ સમજાયું તેને પરિણામે 'સ્નેહમુદ્રા'માની સૂક્ષ્મ સ્નેહની અમરતા નિર્દેશતી સ્નેહમીમાંસા આપણને મળે છે. તેની ઉપર ભવભૂતિ જેવા મહાકવિના દર્શનની અસર છે અને સ્થૂલ પ્રેમ કરતાં સૂક્ષ્મ પ્રેમભાવનાને પ્રચારવામા એમને રસ હતો તે વિદ્વાનોનાં કથન ઉપરથી જાણવા મળે છે.

રણજિતરામ વાવાભાઈ મહેતા લખે છે, "મન્મથ વિકારના પાસમાં બદ્ધ ન થતી, શુદ્ધ પ્રેમ – વિકારવાસનાહીન માનસસ્નેહની ભાવના ગુજરાતને અર્પવાની ઉત્કંઠા ગોવર્ધનરામને થયલી. સ્નેહ અને કામનાં સ્વરૂપ, પ્રદેશ વગેરે વિશે ગુજરાતીમાં કાવ્ય લખવા માંડેલાં; કામને અગ્રસ્થાન આપનાર કવિઓની ઝાટણી [ ? ઝાટકણી ] કાઢી નાખી હતી." અને એ પછી ગોવર્ધનરામનાં જે કાવ્યો અદ્યયાવત્ અપ્રસિદ્ધ રહેવા પામ્યાં છે એમાંથી રણજિતરામ નમૂના દાખલ થોડી [illegible]

"રતિ ! રતિ ! એ રવ બોલી મુઓ, કયા કામસેવી ઠગ કાલિદાસ !
દેખાડ, શાની ઉપમા તુને દો ? અધો થૈ કે 'હું જ નૈવેદ્ય ?'
શ્રી કપડ ! તુ એક જ ચિત્ત મ્હારે, પવિત્ર તારા યશ કેમ ગાઉં ?
શા રામ ને માધવ સ્નેહમૂર્તિ ! ઔશીનરીનાથનુ નામ પાપી "૧૪

સ્પષ્ટ જ છે કે ગોવર્ધનરામને દામ્પત્યસ્નેહના કવિ ભવભૂતિનું આકર્ષણ વધુ છે નર્મદાશંકર મહેતા કહે છે તેમ " 'સ્નેહમુદ્રા'નો 'નેગેટિવ કાચ' हृदयरुदितशतकम्‌ના સંસ્કૃત કાવ્યમાં છે તે કાચ ઉપરથી ગુજરાતી કાવ્યોના કડિઓની નવી નવી છબીઓ પાડવામાં આવી છે "૧૫

ગોવર્ધનરામે 'સ્નેહમુદ્રા'ની પહેલી આવૃત્તિની એક પ્રત કોરા પાના મૂકીને બંધાવેલી એમાં તેમણે કેટલીક નોંધો પોતાના હસ્તાક્ષરમાં કરી હતી, ચોથી આવૃત્તિ [૧૯૪૨]માં 'સ્નેહમુદ્રા' પછી 'हृदयरुदितशतकम्‌' આપતાં તેની પૂર્વે કર્તાના પુત્ર " ર ગો ત્રિ "એ એક પાનું ગુજરાતીમાં આપ્યું છે તેમાં એમાની કેટલીક નોંધો ઉતારી છે એક નોંધ આ પ્રમાણે છે —

"Several pieces in the book are taken from my Sanskrit हृदयरुदितशतक which was written upon the death of my first wife It is this circ umstance that is noted in the introductory lines "१६

ર ગો ત્રિ યોગ્ય રીતે જ ઉમેરે છે તેમ અહીં Introductory lines એટલે ' સ્નેહમુદ્રા 'માનું નિવાપાંજલિ કાવ્ય નિવાપાંજલિ કાવ્યની ત્રીજી કડી કહે છે

"જેનું જે તેને તે દેવું, નવાઈ એમાં શાની ?
ગયો જીવ જીવતે ઉર રહી લે –વાત એની પળ માની "

૧૪ 'વસંત', વર્ષ ૬, અંક ૩, પૃ ૨૦૪
૧૫ ગો શ સ્મા, ગ્રંથ, પૃ ૧૦૬-૧૦૭
૧૬. 'સ્નેહમુદ્રા ' (૪થી આવૃત્તિ), પૃ ૧૭૮

આ પંક્તિઓ ઉપરની ગોવર્ધનરામની નોંધ પણ ર. ગો. ત્રિ. આપે છે: "(these words) refer to the nucleus of the book being derived from हृदयरुदितशतक."[૧૭]

આ નોંધ પછી આપણને અપ્રાપ્ય એવી એ કર્તાની હસ્તાક્ષર નોંધોવાળી 'સ્નેહમુદ્રા'ની ચોપડીની મદદથી ર. ગો. ત્રિ વીગતો આપે છે કે "આગળ આ ચોપડીમા કર્તાએ નોંધ્યા પ્રમાણે ખંડ ૨૨ (હૃદયગંધ), ખંડ ૨૩ (પ્રમાદ, મદનગંધ), ખંડ ૨૪ (સંસ્કાર-વિરોધ), ખંડ ૨૫ (પ્રગલ્ભમદન), ખંડ ૩૮ (હૃદયદંશ), ખંડ ૩૯ (ચિતભ્રમ), ખંડ ૪૨ (નવીન પ્રયોગ), ખંડ ૪૫ (અનુશય), ખંડ ૪૭ (શોકસ્વીકાર), ખંડ ૫૪ (સ્નેહસંસારનું દર્શન), ખંડ ૫૮ (નિરાશ વિરહ), ખંડ ૬૩ (પરિચિત વિપર્યય), ખંડ ૯૧ (જડ ગ્રંથિનો છેદ), ખંડ ૯૫ (અતીન્દ્રિય સાથે એક્ય)–એમ એકંદરે 'સ્નેહમુદ્રા'માના ૧૪ ખંડ વત્તેઓછે અશે हृदयरुदितशतक ઉપરથી લખાયલા છે."[૧૮] નર્મદાશંકર મહેતા આ વસ્તુ વિસ્તારથી સમજાવે છે: "લગભગ ચૌદ ખડો તો આ સંસ્કૃત કાવ્ય ઉપરથી ઘડાયેલા છે એમ ગ્રંથકર્તા પોતે જ પોતાની ટિપ્પણીમાં સ્વીકારે છે. કેટલાક ગુજરાતી કડીની પ્રસારણા આ સંસ્કૃત કાવ્યની ગર્ભગ્રંથિઓમાંથી થયેલી સ્પષ્ટ સમજાય એમ છે. ઉદાહરણ તરીકે નીચેનાં સ્થાનો અભ્યાસકને આકર્ષક જણાશે:—

| કાંડ | | સંસ્કૃત કાવ્યના શ્લોક |
|---|---|---|
| ૨૫ | પ્રગલ્ભમદન | શ્લોક ૭૦–૭૩ |
| ૩૦ | સંક્રાન્ત–રસ | શ્લોક ૪૪ |
| ૩૮ | હૃદયદંશ | શ્લોક ૭, ૮૭, ૮૫, ૮૮ |
| ૫૮ | નિરાશ વિરહ | શ્લોક ૪૭ |

૧૭. એજન.

૧૮. એજન.

૯૧  જડ ગ્રંથિનો છેદ        શ્લોક ૯૩

૯૫  અતીન્દ્રિય સાથે ઐક્ય શ્લોક ૯૯ તથા ૯૩''[૧૯]

નર્મદાશંકર મહેતાએ ઉલ્લેખેલા ૭ કાંડોમાંથી ૩૦ મા કાંડ સિવાયના પાંચ કાંડોનો ગોવર્ધનરામે નોંધેલા ચૌદ કાંડોમાં સમાવેશ થાય છે.

'हृदयरुदितशतकम्' 'સ્નેહમુદ્રા'ની પહેલાં રચાયું છે, અને પોતાના અંગત શોકને બિનઅંગતરૂપે રજૂ કરવાના પ્રયાસ લેખે પાછળની કૃતિ હોવા છતાં તે કૃતિની ભોંય તો અંગત શોક જ છે, અને એટલે 'हृदयरुदितशतकम्'ના શ્લોકોની અસર 'સ્નેહમુદ્રા'ના કાંડો પર પડેલી છે જ. તેમ છતાં ઉમેરવું જોઈએ કે આ બન્ને કૃતિઓ સ્વતંત્ર રીતની છે. જુદી જુદી મનઃસ્થિતિમાંથી રચાઈ છે એટલે આ મુદ્દા પર વધુ ભાર મૂકવો કદાચ અસ્થાને છે.

આપણે જોયું તેમ 'हृदयरुदितशतकम्'માં વિશેષે પ્રથમ પત્નીના મૃત્યુ પર શોકોદ્‌ગારો અને એની સાથેની શૃંગારલીલાનું વર્ણન આપવા તરફ વલણ છે, પણ 'સ્નેહમુદ્રા'માં લેખક એથી આગળ જાય છે. નર્મદાશંકર મહેતા 'સ્નેહમુદ્રા'નું બીજ 'हृदयरुदितशतकम्'માં રહ્યું છે એ સૂચવ્યા પછી યોગ્ય રીતે ઉમેરે છે તેમ, "પાછળથી તો આખું ગુજરાતી કાવ્ય રંગચિત્ર જેવું સ્વતંત્ર પીડવાળું થઈ ગયું છે... કવિએ ગુજરાતી કાવ્યની સૃષ્ટિમાં માત્ર શુદ્ધ ભાવવાળા શ્લોકોને કલમ તરીકે પસંદ કર્યા છે; અને તે કલમમાંથી નવા છોડ ઘણા સુંદર ઉછેર્યા છે."[૨૦] 'સ્નેહમુદ્રા'માં ગોવર્ધનરામે જે સ્નેહમીમાંસા રજૂ કરી છે તેમાં મુખ્યત્વે બે શબ્દો ખાસ યાદ રાખવા જેવા છે. એક શબ્દ તે 'મદન' અને બીજો શબ્દ તે 'રતિ'. સ્થૂલ દેહોપભોગથી જે પ્રેમ આગળ જતો નથી તે 'મદન' છે પરંતુ જે પ્રેમ એથી આગળ વધી સૂક્ષ્મ માનસસ્નેહ થઈ જાય છે તે 'રતિ' છે. આ કૃતિમાં પણ ગોવર્ધનરામનું માનસ જીવનને અખિલાઈથી જોવા મથનારું જોવા મળે છે. દામ્પત્યજીવનમાં મદનનું જે સ્થાન છે, એનો જે પ્રસાદ

૧૯. ગો. રા. સ્મા. ગ્રંથ, પૃ. ૧૦૭.

છે તે એમના બરોબર ખ્યાલમા છે, પણ દંપતીએ એટલેથી અટકી જવાનું નથી, શારીરિક ભૂમિકાએથી આગળ વધી સાચા સ્નેહીજનો સૂક્ષ્મ સ્નેહમા પહોચે છે આ સૂક્ષ્મ પ્રેમ તે જ ' રતિ ' અથવા માનમસ્નેહ ' પ્રમાદ, મદનગધ '(કાડ ૨૩)ની પાદટીપમા ગોવર્ધનરામ 'સ્નેહ' (રતિ) અને ' મદન ' એ બે શબ્દોનો અર્થ સ્પષ્ટ કરતા લખે છે:– "સ્નેહ અને મદન એ કેવળ ભિન્ન વિકાર છે, કારણ સ્નેહનો દેહ માનસિક છે અને મદનનો દેહ શારીરક છે અને શારીરક વૃદ્ધિક્ષયનું પાન છે પરતુ સ્ત્રીપુરુષના સ્નેહનો પ્રવાહ પોતાના મૂળ આગળ જ મદનના પ્રવાહને પોતાનામા ભળેલો અનુભવે છે "[૨૧] એટલું જ નહિ પણ ગોવર્ધનરામ એક બીજી પાદટીપમા કહે છે તેમ, "દંપતીનો સંબધ બાધનાર ઘણે સ્થળે મદન જ હોય છે આ સબધથી પરિચિત દંપતી સકામ 'રતિભક્તિ' કરે છે શરીરધર્મ કામ ક્ષય પામતા એકલી રતિભક્તિ રહે છે આવી રીતે ' સકામ ' રતિને અને ' નિષ્કામ ' રતિની ઉત્પત્તિ થાય છે આથી જ કામ 'રતિપન્થે દીપ ધરે' છે આથી પુરાણોમા કામને ' રતિપતિ ' (પતિ = પાલક) કહેલો છે તે યોગ્ય જ છે "[૨૨] મદન (કામ) અને સકામ રતિ એ દામ્પત્યજીવનના પ્રથમ પગથિયા છે કામના પ્રભાવને ગોવર્ધનરામ પૂરેપૂરો સ્વીકારે છે અને એની ચરિતાર્થતા નિષ્કામ 'રતિ'મા પરિણમવામા છે એ બતાવે છે અર્થાત્ તેમની સ્નેહમીમાસા મદન અને રતિ બન્નેના સ્થાન અગે સ્પષ્ટતા કરે છે અને મદને રતિનો માર્ગ ઉજાળનારા બનીને કૃતાર્થ થવાનુ છે એમ નિર્દેશે છે ' મદન નિર્વેદ ' (કાડ ૩૪) મા હૃદયભૂત વિલાપ કરે છે, અને સ્વરપંખીને ઊડી જવાનુ કહે છે. તેને ' શિખામણ ' આપતા તે જણાવે છે —

"રતિપતિ એથી કહેવાઈ, ભળીશ સુરવર્ગમા, ભાઈ !

---

૨૦ ગો. શ સ્મા ગ્રંથ, પૃ. ૧૦૬–૧૦૭

૨૧ 'સ્નેહ૦' કાડ ૨૩, પાદ૦ ૧.

૨૨. એજન, કાડ ૩૪, પાદ૦ ૨.

બળીશ હરકોપથી ત્હોયે જીવીશ રતિરાણીને રોયે.
ચિરંજીવી તું એમ થઈ, ભવોભવ સ્નેહચરણ રહી,
જીતી જગમા જઈશ, ભાઈ, બહુ બળવાન કહેવાઈ."
(કાંડ ૩૪ – ૧૪, ૧૫)

હૃદયભૂત કામને કહે છે:—
"હું તે કરું તુને શુ હવે રે? તુયે મુને શુ કરીશ?
તુંથી રૂહેશે અમારું સંભારણું રે, માટે જીવ તું, હું તો મરીશ!"
(કાંડ ૩૫–૭)

એના ઉપરની પાદટીપમા ગોવર્ધનરામ કહે છે, "દમ્પતી નષ્ટ થતાં તેના સંભારણામા તેમનું બાલક જ રહ્યુ હોય તેમ સ્નેહી દમ્પતીનો નાશ થતાં જગતમા રહેલા કામની કલ્પના કરી છે જ્યા લોક સ્નેહને સમજતા નથી ત્યા કામ કોઈ પ્રસંગે પણ ચોત્રીસમા કાંડમાં દર્શાવ્યા પ્રમાણે સ્નેહને ઉત્પન્ન કરે છે માટે 'કામથી સ્નેહનું સંભારણું' છે."[૨૩] પણ દંપતીને 'કામ' આગળ જ અટકી જવાનું નથી. એમનુ લક્ષ્ય તો છે રતિરસની સંક્રાન્તિ. હૃદયભૂત પોતાની પ્રિયતમાને કહે છે:—

"નવ જોઈએ કોઈ ઉપાધિ, વ્હાલી, નવ જોઈએ કોઈ ઉપાધિ!
રતિરસનું એ શિખર કહાવે જે છુટી ઉપાધિ બધી જાએ,
સર્વ અન્તરપટ સરી જ પડે ને તનમન રસચળ થાયે—
રમણીય થાય જ રસની સંક્રાન્તિ એક થકી જ બીજાને,
એકનો પટ બેસી જાય બીજાને, બે જીવનો સંગમ થાયે.
એક બીજામાં સમાહિત થાતાં આનન્દયોગમાં ન્હાયે,
અનુભવી જન એ યોગને જાણે, અન્યથી ના જ કલ્પાયે "[૨૪]
(કાંડ ૨૯/૧ – ૩)

---

૨૩. એજન, કાંડ ૩૫, પાદ૦ ૨.

૨૪. આ પંક્તિઓ વિશે જયંતીલાલ મગનલાલ દેસાઈ લખે છે, "જગતની સર્વ બહિર્ ને અંતર ઉપાધિઓ દૂર થઈ તન અને મન રસમા

આવો રતિરસસંક્રાન્તિયુક્ત આનંદયોગ એ જ સ્નેહજીવનની પરાકાષ્ઠા. મદનનો ગમે તેવો પ્રભાવ હોય તે છતાં સાચો સ્નેહ સઘળી ઉપાધિઓને અતિક્રમી જાય છે. આ આનન્દયોગ તે સૂક્ષ્મ માનસસ્નેહનું સ્વાભાવિક પરિણામ છે. આ પ્રકારના પ્રીતિયોગનું નિરૂપણ 'સ્નેહમુદ્રા'માં નાયક-નાયિકાનો સંબંધ દર્શાવતાં અને પછીથી વધુ હૃદયંગમરૂપે 'સરસ્વતીચંદ્ર'માં સરસ્વતીચંદ્ર-કુમુદનો સૂક્ષ્મ સ્નેહસંબંધ બતાવતાં કર્યું છે. આવો ઉચ્ચ સ્નેહ મૃત્યુથી પણ વિચ્છેદ પામતો નથી. "નાયકની પ્રિયા બાહ્ય જગતમાં કોઈ સ્થળે અશરીર રૂપે ઊભી હોય ને પ્રિયહૃદયની શોકસીમાની અનુકંપાએ બોલાવી બોલતી હોય તેવો આ કાંડમાં હૃદયભૂત પોતાની વાસનાનો પ્રતિધ્વનિ સુણે છે."૨૫

"જુદાં આપણ, હોય ભેગાં – સાચું જો જોય;
તોડે કોણ જ યોગ સાચા સ્નેહનો ?
વિધિ તે શું કરે ? વિશ્વ એક ગણે
સ્નેહી વૈરાગ્ય બાઝી વિણુ ઉરને."

(કાંડ ૪૮ – ૧૫, ૧૬)

મદન તો "યુગ્મ સુરત" રચે છે એ બધા જાણે છે પણ રતિએ રચેલા ત્રિતય સુરતને જે પિછાને તે જ સ્નેહનો ખરો જાણકાર છે. આ 'ત્રિતયસુરત રચવાનો કવિનો ખેલ' કેવો છે ?—

---

જ રમી રહે અને સ્નેહીજન વચ્ચે કાંઈ પડદો ન રહે ત્યારે જ રતિરસની અવધિ – ટોચ આવી એમ ગણાય. રતિરસની શિખાએ સ્નેહી પુરુષો જ્યારે પહોંચે છે ત્યારે એકની બીજા ઉપર રસસંક્રાન્તિની અસર થાય. એકબીજાને એકબીજાનો પટ લાગે ને બન્નેના જીવ મળી જાય છે. આમ એકબીજાના જીવ મળી જવાથી અત્યાનંદ સર્વત્ર છવાઈ રહે છે, પણ આ સ્થિતિ અનુભવી સિવાય અન્ય કોઈ કલ્પી શકતું નથી."

'સ્નેહમુદ્રા – નોટ્સ' (૧૯૦૧), પૃ. ૪૩.

૨૫. 'સ્નેહમુદ્રા', કાંડ ૪૮, પાદ૦ ૧

"યુગ્મ સુરત રચતો મદન, તે નથી જાણતું કોણ ?
ત્રિતય-સુરત રતિએ રચ્યું ! જુવે ધન્ય એ કોણ ?
રાસનામથી એ સમુ રત વૃંદાવન માંહ્ય
શ્રીપતિએ રચીયું હતું એમ કથા કહેવાય.
અશ્રુમય સુન્દરીહૃદય પથિક ઉર ભણી જોય,
લયમય પતિભણી જોઈ વળી વહી વહી ઘણું રોય.
ઉદધિથી રસ ઘનમાં ચ્હડે, ઘનથી આવે હેઠ,
ક્ષિતિમાં પૂર બની રેલતો જાય ઉદધિમા હેઠ.
દિવ્ય સુરત એવુ રચી નિર્મળ રતિની જ્યોત,
પથિકહૃદયમાં રોચતી જયમ શશી શારદ વ્યોમ
દર્પણમાં દીપતુ દીપે વિમળ બિમ્બ જે રીત,
ઉરભૂતના અક્ષરવીશે બ્હેકી રતિ તે રીત.
તે અક્ષર વધુ વાંચી તું જોજે, રે જોનાર,
રતિ – રવિ કેરું કિરણ કંઈ જો તુજથી જોવાય. "

(કાડ ૩૭ – ૧૧, ૧૭)

આ 'ત્રિતયસુરત' સમજાવતાં નર્મદાશંકર મહેતા લખે છે :—"પ્રિય જોડાંના દેહ ક્ષરમાત્રામાં પિવાઈ જાય, તેમનો શુદ્ધ સ્નેહ અક્ષરમાત્રામાં પલટાઈ જાય, અને પ્રેમનો વિષય અને પ્રેમનો આધાર – પત્ની અને પતિ પોતાના ભેદભાવને ભૂલી જઈ ત્રીજા પુરુષોત્તમમાં લીન થઈ જાય ત્યારે 'ત્રિતયસુરત રતિએ રચ્યું' ગણાય. આ પ્રક્રિયામાં સ્થૂલકામનુ દહન; સૂક્ષ્મ કામનો ઉદય, અને અંતે તે સૂક્ષ્મ કામનો પણ 'રસરાજ' પરમેશ્વરચેતનમાં લય થાય, ત્યારે જીવનની સાર્થકતા થાય. લૌકિક મદનનું અલૌકિક સ્નેહમાં પલટાવું, અને છેવટે તે સ્નેહજાલમાં ગૂંચાયેલાં જીવચેતનો ઈશચેતન સાથે પ્રેમસમાધિમાં લીન [ ? લય ] થાય, એ ધ્યેય સિદ્ધ કરવા કવિ મથે છે."[૨૧] આ કાડ વિશે 'સ્નેહમુદ્રા–

૨૧. ગો. શ. સ્મા. ગ્રંથ, પૃ. ૧૦૮.

નોટ્સ'ના લેખક જયંતીલાલ મગનલાલ દેસાઈ લખે છે :–"Homoeopathyની દવા માફક એક ઝેરથી બીજા ઝેરનો નાશ થયો. વિરહવિષ પ્રકાશ પામતાં સ્મરવિષનો લય થયો. આ કાંડમાં ચેતનમિત્રની પત્નીની દશા આવે છે. પ્રથમ તેનું હૃદય પથિકહૃદય સાથે રતિમાં આનંદમય હતું. એક ભૂત બીજા ભૂત સાથે રમતું હતું. ચેતનમિત્રને જોતાં આ સુરતમાંથી પાછું હઠી નદીના બે ભાગ પડે તેમ ઉર બે ભાગે વહેંચાઈ કાંઈ નવો રંગ ધરી રહ્યું. પછી ત્રણે જણનો યોગ થયો. (આવુ કાંઈ સરસ્વતીચંદ્રના ત્રીજા ભાગમા છે.) (કુમુદસુંદરી પૂછે છે કે 'તમે શોક કેમ તરો છો ? બ્રહ્મને કેમ પામો છો ? આપણું અદ્વૈત છે તો તમારી મ્હારી અવસ્થાનુ અદ્વૈત કરો, મને શોકમાથી તારો. મને આત્મરૂપ પ્રાપ્ત કરો.' ચંદ્રકાંત પણ આ સ્વપ્નમાં આવ્યો. 'પ્રિય મિત્ર ! તમે બે એક, તો હું કાંઈ જુદો નથી ! ચાલો ત્રયાણામદ્વૈત સાધો.') મદનથી પતિપત્નીનું સુરત સર્વ કોઈની જાણમાં છે પરંતુ આવી રીતનુ ત્રણ જણનુ તો રતિના પ્રતાપે જ શકય છે. ભગવાન શ્રીકૃષ્ણની ગોપીઓ સાથે રાસલીલા તે આવી રીતની રતિનું પરિણામ –ભ્રષ્ટ મનના લોકોની ધારણા પ્રમાણે મદનનું નહીં."[૨૭] આવાં સ્નેહયોગીઓ કશાથી પણ પ્રલોભન પામતાં નથી. "રહેલ કરવા નીકળી પડેલ વંઠેલાઓ તથા ગણિકાઓ" (કાંડ ૨૭)માં વંઠેલાઓ અને ગણિકાઓને ચેતનમિત્ર સ્પષ્ટ સંભળાવી દે છે કે "જાવ ! તમારાં દર્શનથી અમ નયન થાય છે પાપી !" કારણ, સખીમંડળમાંની એક સખી પેલા વંઠેલને કહે છે તેમ "સ્નેહદેવની વર્તે ચોગમ અહીંયાં પાવક આણ" બત્રીસમા કાંડમાં "દૃષ્ટાન્તરૂપ" અભિસારિકાને સખીવૃંદમાંની એક સખી "ચોર" અને "લુટારી" રૂપે વર્ણવે છે અને શુદ્ધ સ્નેહીઓના સ્નેહનો પ્રભાવ એવો પડે છે કે પેલી "વંઠી ગયેલીના ઉરમાં મદમત્ત ઉછળતો ગાજો, હતો મદન તે પડ્યો શાન્ત, જ્યાં દીઠો સ્નેહને ગાજ્યો". અને પેલી ચપળા દામિનીએ લલચાવવાને બહુ કર્યું પણ અંતે પોતે પોતાની ભૂલ સમજી :—

૨૭. 'સ્નેહમુદ્રા – નોટ્સ', પૃ. ૫૫.

"શ્રીબુદ્ધિ કીધી મ્હેં! ધ્રમતિમિર ચીરી વિરહીની
સમીપે, ના ત્હારું – નહી જ હિત મ્હારું – કંઈ કીધું."
(કાંડ ૫૬ – ૧૩)

"આકાશમાં અધ્ધર લટકતી પ્રકાશમાન અને પોતપોતાની જુદી જુદી સુન્દરતાથી લલચાવતી અનેક હાવભાવ કરતી અનેક અપ્સરાઓનાં" મુખ હૃદયભૂત પાસે ધસી આવે છે. આ અપ્સરાઓ તે કોણ? લેખક કહે છે, "સંસારની અનેક વાસનાઓ, અનેક જનમાન્ય અનેક પુરુષાર્થ, અને સુખદુઃખનાં અનેક સાધનો અત્ર અપ્સરાઓનુ ઉપમેય છે. તેઓ કહે છે, 'હે ભૂત! સંસાર એકાનેકના સંયોગમય છે; તેમાં સ્નેહને જ અનુત્તમ ગણવો, સ્નેહના પાત્રને વિયોગસમયે પણ વળગી રહેવુ, અને વર્તમાન જગતની ઉપેક્ષા કરવી; એ સર્વ અયોગ્ય છે. સ્નેહ વિના અન્ય પુરુષાર્થ અને વિષય ઘણા છે તેમાથી મરજી પડે તે શોધ.'"[૨૮] આ રહ્યા તેમનાં ઉપાલંભવચનો :—

"એકપણાનું ભૂત ભરાયું, સ્થિરતારક તુ શાથી!
અગણિત બિમ્બો અહી ગુણતાં થા બ્લીલેરનો અનુકારી."
(કાંડ ૯૨–૧૦)

હૃદયભૂત જવાબ આપે છે :

"જીવતાં સંગમ, મરતાં સંગમ, સંગમ ભાવિકાળ વીશે;
સંગત એમ નદીજુગ જેવાં દમ્પતી એક થઈ વિહરે;
માયામેઘ તણી ધારાઓ! એકપણું એ શું સમજો?
અનેક છો પણ એક જ સાગર વીશે જ, સાગરજાત! જશો!"
(કાંડ ૯૩–૫-૬)

આવાં પ્રીતિ–યોગી નાયકનાયિકા જનહિતની ભાવનાવાળા હોય એ સ્વાભાવિક છે. નાયકની બાબતમા "જનહિત! જનહિત! – શું આ કરતો? ભૂત ભરાયું શાનુ એ?" જેવી સ્થિતિ એના પાત્રનિરૂપણને

૨૮. 'સ્નેહ૦', કાંડ ૯૨, પાદ૦ ૧.

તદ્દન બંધબેસતી જણાય છે. નાયિકા પણ સહધર્મચારિણી કલ્પી છે. નાયકને તે કહે છે :

> " રંગભવન મુને નથી ભાવતું, નથી રોચતી અલંકૃતિ;
> આમ દેશીજન દુઃખી થાય ને ગ્રહું સુખ શું હું જ રતિ ?
> ઉઠો, ઉઠો, તમે શૂરવીર બે, દુઃખ કાપોને દેશીનાં !
> ભોગ ચમન તજી ઘુમો ઘુમો ધર્ણું હૃદય કરી શૂર કેશરીનાં."
> ( કાંડ ૯-૮-૯ )

આ ગ્રંથની નાયિકા વિશે નવમા કાંડની પાદટીપમા ગોવર્ધનરામ કહે છે, " તેનામા દેશવત્સલતા અને લોકવત્સલતાના ગુણો મુકયા છે, પતિની હૃદયવૃત્તિ ઉપર સ્ત્રીનુ રાજ્ય છે; સ્ત્રી પતિને ઉશ્કેરે છે–શાંત કરે છે, સ્ત્રી ' અભિલાષ કરનારી ' છે અને પતિનો ધર્મ સ્ત્રીના અભિલાષ પૂરવાનો અથવા અભિલાષ અયોગ્ય હોય તો ' બુદ્ધિદ્વારા ' શાંત કરવાનો છે દેશવત્સલ સ્ત્રીના અભિલાષ અત્ર એ વત્સલતાજન્ય છે. સ્ત્રીનુ રસચમન પતિને પ્રવૃત્તિમાન કરે છે કારણ પ્રિયજનના ચામેલા રસનુ પાન કરવુ અને તન્મય થવુ એ સ્નેહલક્ષણ છે."[૨૯] સ્નેહજીવનના એક ભાગ રૂપે લોકકલ્યાણની ભાવનાને નિરૂપતી એ ' સરસ્વતીચંદ્ર ' સાથેનુ સામ્ય નોંધપાત્ર છે. આવી નાયિકા નાયકની પ્રેરણામૂર્તિ હોય એમા શુ આશ્ચર્ય ? એની દૈહિક અનુપસ્થિતિમાં નાયકને જાણે એક પાંખ તૂટી ગયા જેવુ લાગે છે તે જ તો નાયકને ઘણા ઘણા જીવનસંગ્રામોમા ઘૂમવાની પ્રેરણા આપતી હતી. " તેનો પ્રેર્યો હું ઘુમ્યો ઘણે ઘણે સંગ્રામ " (૪૧–૧૪) એ નાયિકા વિશે જ નાયક ઉદ્ગાર કાઢે છે :

> " મુજ ઉર પ્રેરતી તુજ કાજ મ્હાવત મ્હારા ઉરની ! "
> ( કાંડ ૧૦૩-૬ )

આવા ઉચ્ચાભિલાષી જનહિતકામી નાયકનાયિકા જીવનના અનેક

૨૯. એજન, કાંડ ૯, પાદ૦ ૧.

ઝંઝાવાતોમાં અને જીવનની અનિવાર્ય કરુણતાના અનુભવ પછી પણ ચક્રવાક ચક્રવાકીની જેમ :

"ચાલ ! ચાલ ! નભ શું નભબિન્દુ સમો ઉદધિ પણ સ્પર્ધા
કરે, તો શું આપણે કંઈ જઈએ ? એ જ રંગના રસ્તા."
(કાંડ ૧૧૦-૬)

—ઉલ્લાસપૂર્વક જીવનપથમાં ગતિ કરે એવું કર્તાએ દોરેલું ચિત્ર કેટલું પ્રેરક છે !

આ રીતે ગોવર્ધનરામ સ્નેહજીવનમાં મદન અને રતિનું યોગ્ય સ્થાન અને મદનની પ્રભાવક અસર પિછાને છે, સ્થૂલમાંથી ક્રમેક્રમે ખસતો સ્નેહ સૂક્ષ્મમા ગતિ કરે છે, જીવનની અનેક તડકીછાંયડીમાં પણ એ સ્નેહ અવિચળ રહે છે વિશ્વના કુત્સિત અને દુરિત સત્ત્વો જેને ઊની આંચ અડાડી શકતાં નથી, ઊલટું સ્નેહના આ પારસમણિના સંસ્પર્શથી એમને સ્વરૂપ પ્રાપ્ત કરવામાં મદદ મળતી લાગે છે. આવો શુદ્ધ સ્નેહ એ જ रसो वै सः[30] આવું સ્નેહજીવન એટલે કે સાચું સ્નેહજીવન છે શાશ્વત મોક્ષ. આ કાવ્ય સ્નેહનું છે અને મણિલાલ દ્વિવેદી કહે છે તેમ "આ ગ્રંથમાં એક પંક્તિ પણ એવી નથી જેના પર સ્નેહની મુદ્રા ન હોય." પરંતુ અલબત્ત તે સ્નેહ અગત પ્રકારનો નથી, "જનસામાન્યના હૃદયમાં મુદ્રાંકિત થતા સ્નેહની ગાથા"[31] લેખકે રજૂ કરી છે.

ગોવર્ધનરામની સ્નેહમીમાંસા મંભારતાં વર્ડ્ઝવર્થ (૧૭૭૦-૧૮૫૦)ના કાવ્ય 'To The Skylark'ની એક પંક્તિનું સ્મરણ થાય છે : "True to the kindred points of Heaven and Home!" ગોવર્ધનરામે નિરૂપેલું સ્નેહચંડોળ પણ અપાર્થિવ અને પાર્થિવના બન્ને બિંદુ સાથે સગાઈ સંબંધથી જોડાયેલું છે. પાર્થિવથી

૩૦..."આપણા પ્રાણાત્માની સ્નેહમુદ્રાનો રચનાર પણ એનો એ 'एको रस प्रणय एव !'"—લલિતજી, 'સમા૦', પુ ૧૮, અં. ૩૩, પૃ. ૧૬૯.

૩૧. ઉમાશંકર જોશી, 'સંસ્કૃતિ', વર્ષ ૬, અંક ૪, પૃ. ૧૩૪.

અપાર્થિવ તરફ ગતિ એટલું નહિ પણ પાર્થિવ અને અપાર્થિવ બન્ને – આવું સ્નેહનિરૂપણ ગોવર્ધનરામની જીવનને અખિલાઈથી જોવાની શક્તિનુ નિદર્શક છે.

'સ્નેહમુદ્રા'માં નાયકનાયિકા, આપણે ઉપર જોઈ ગયા તેમ, જીવન અને મરણોત્તર સ્થિતિમાં પણ ઉત્કૃષ્ટ સ્નેહાદર્શને દૃષ્ટિ સમીપ રાખી પ્રવૃત્ત થતા ગોવર્ધનરામે કલ્પ્યા છે. આ દંપતી હિંદુસ્તાન બહારનાં કલ્પાયાં છે તે વીગત ખાસ નોંધવા જેવી છે. હિંદુસ્તાનની અવદશાથી લેખક પૂરના વાકેફ હતા એટલે હિંદુસ્તાનમા આવા ઉચ્ચાદર્શી નાયક-નાયિકા કલ્પવાં એ તેમને યોગ્ય જણાયું નહિ હોય, એટલું જ નહિ પણ હિંદુ સંસારની દુર્દશાનુ સચોટ ચિત્ર આપવુ એ પણ સ્નેહજીવનના સમગ્ર આલેખનમા કર્તાને મન એક પ્રસ્તુત પ્રકરણ હોય, એટલે આ સ્નેહ દંપતી જનહિતની કામનાથી પ્રેરાઈને સ્વદેશ છોડી, અસુરોને હણતાં હણતા હિંદુસ્તાન આવી ચડે છે એમ લેખકે બતાવ્યું છે. હિંદુસ્તાનની ભૂમિ નીરખી તેમના ચિત્તને અપૂર્વ આનંદ થાય છે પણ એ ક્ષણિક નીવડે છે. જનસંઘનુ "ચિત્રવિચિત્ર" જીવન નજીકથી જોતાં તેમનો ઉત્સાહ ઓસરી જાય છે.

બારમા કાંડનું શીર્ષક કર્તાએ 'ઉત્સાહ' આપ્યું છે એ કેટલું સૂચક છે! ભરતભૂમિ વિશેનો અતિથિઓનો ખ્યાલ ઉત્સાહપૂર્ણ હતો. કાંઈક લોકપ્રિય પ્રકારનો હતો. વાસ્તવદર્શન તો તેમને હવે થાય છે. અને તે દર્શન તો તેમનો સઘળો ઉત્સાહ શમી જાય એવું હોય છે. આ કાંડના ઉદ્ગારોમાં કેટલાક ગોવર્ધનરામનો સ્વદેશપ્રેમ જોવા લક્ષાય છે પણ એનાથી વધુ સક્રિયરૂપે ગોવર્ધનરામનો સ્વદેશપ્રેમ તો એ પરદેશી મહિલાને મુખે શાપ અપાવે છે એમાં પ્રતીત થાય છે. આ કાંડમાં પણ સ્વદેશપ્રેમ શબ્દાર્થ કરતા વધારે તો લય દ્વારા ઊછળતો જોવા મળે છે. ભારતપ્રશસ્તિના ઉદ્ગારોમાંનો સરલ લયપ્રવાહ જુઓ: "સિન્ધુ નદી સોહામણી, એના નિર્મળ નીર," અને "ડાબી પાસ ડુંગર હિમના, ફૂલી કાશ્મીરી વાડી". અતિથિઓ "કાષ્ઠચિતામાં એક

સુંદર નારી"ને જુએ છે. આ સ્ત્રીને સતી થવા માટે લોકો અહીં લાવ્યા હોય છે. એ લોકોમાં જે અસુર હતા એમને તો નાયકે "ખેંચી તરવાર" અને "લોકસંઘ વેરાઈ જતાં જરા ન લાગી વાર" પણ એ પછી જે થોડાઘણા "વિરલા વીર" જેમના પ્રતાપી મુખ પર શૌર્યની છાપ હતી તે રોકાઈ રહ્યા. "નહીં અસુર આ લોક." તો પછી તેમની સાથે સમજાવટથી કામ લેવું યોગ્ય ગણાય. ઉભય વચ્ચે સંવાદ થાય છે. નાયક એના ગુણોથી તેમને "મિત્રસમાન" લાગે છે. પણ 'સતી' અગ્નિમાં નહાય તો એથી ધર્મ નહિ લોપાય એવા તેમના વિચાર સાથે આ વિદેશી નાયક શી રીતે સમત થાય? વચલો તોડ નીકળે છે. પંદરવીસ દિવસ પેલી અબળાના વિકારો શાંત થાય અને તે પોતાનું મનમાન્યું કરવાની સ્થિતિમાં આવે ત્યાં સુધી તેને પોતાની પાસે રાખવાનું નાયક કહે છે. આ અભિગમમાં સંસારસુધારાની પ્રક્રિયાનો ખ્યાલ ગોવર્ધનરામના મતે કેવો હતો એનો અણસારો મળે છે. નાયક કેવી દીર્ઘદૃષ્ટિથી આ લોકો સાથે કામ લે છે તે જોવા જેવું છે. અહીં "ધીરે ધીરે સુધારાનો સાર" જોવાનો નથી, પણ ગોવર્ધનરામે અઢાર વર્ષની ઉંમરે લખેલા 'મુબઈ ઇલાકામાં હિંદુ સમાજની સ્થિતિ' એ લેખમાં જે કુનેહનું સૂચન હતું એ જ જાણે 'સ્નેહમુદ્રા'નો નાયક અમલમાં ન મૂકતો હોય એવું જોવા મળે છે! "દૃષ્ટિ કરી ચોદિશ મ્હેં" "કયાસ કર્યો મ્હેં મન વિશે" જેવાં નાયકનાં વચનો પરથી એ જોઈ શકાય 'સતી' થવાનો ચાલ તો લૉર્ડ બેન્ટિકે ૧૮૨૯ માં કાયદાથી બંધ કરાવ્યો હતો.[૩૨] તો પછી એની રજૂઆતનું શું ઔચિત્ય એ પ્રશ્નનો જવાબ એ છે કે આદર્શ દામ્પત્યના પ્રતીક તરીકે વિદેશી દંપતીને પસંદ કર્યા બાદ એની સામે હિંદુ

---

૩૨. સતી બનવાના છૂટાછવાયા કેસ પણ એમના સમયમાં બિલકુલ બંધ થઈ ગયા હશે એવું ન પણ હોય. છેક હમણાં, ૧૯૪૭ માં હિંદે સ્વાતંત્ર્ય મેળવ્યા પછી, પણ સતીના કેસો બન્યાનું આપણે ક્યાં નથી જાણતા?

સંસારનું દારુણ ચિત્ર ગોવર્ધનરામને આપવુ હતું 'સતી'નો પ્રસગ દાખલ કરીને ગોવર્ધનરામે હિંદુ સમાજની કુટુબસસ્થાની ખરાબ હાલતનું તાદશ ચિત્ર રજૂ કર્યું, અને સાથે સાથે નાયકનાયિકાના આદર્શ દામ્પત્યને પડછે એથી વિરુદ્ધનુ ચિત્ર રજૂ કરી પેલા ચિત્રને ઉઠાવ આપ્યો 'સતી'ની કુરૂઢિ( દુર્ગાશકર શાસ્ત્રીનો શબ્દ વાપરીએ તો 'કુસસ્કાર')ના પ્રસગચિત્રણ દ્વારા હિંદુ કુટુબના દૂષણો અને લગ્નપ્રથાનુ બેહૂદાપણુ લેખક સુરેખ બતાવી શકયા છે

પેલી મૂર્છિત બાળાને નાયકનાયિકા પોતાને ઉતારે લાવે છે, ઉપચારો કરી એને શુદ્ધિમા આણે છે વળી પાછી તે મૂર્છિત થઈ જાય છે એક દિવસે તેમણે એનો સવિસ્તર વૃત્તાન્ત જણાવવાનુ તેને કહ્યુ રડતા રડતા પેલી વિધવાએ કહ્યુ —

"મુજ જેવુ વૃત્ત ઘણાકનુ શુણશો પુછ્યે આ દેશમા,
પરદેશી સજ્જન ! હીન્દુઓ ગાળે જ જીવન કલેશમા !
નરજાત સુખી હશે અહીં કદી મ્હાલતી સ્વચ્છદથી,
પણ નારીને રોવા વિના નહી કર્મમા બીજુ કઈ"

(કાડ ૧૫-૮-૯)

પણ્ડિત પિતાની આ પુત્રી પિતાને પ્રતાપે ભણીગણી એના મનમા અનેક અભિલાષાઓ ઊછળવા લાગી પણ "હીન્દુ તણે લલાટ લખ્યા ન લેખો જાણતી" એનામા —

"શૈશવ વીશે કર પીડીયો અજ્ઞાત એક શિશુજને,
ઉદ્વાહના જ કરારમા સહી કીધી મુજ મુજ ગુરુજને
તાતે કહ્યુ, 'તુજ કાન્ત આ, બહુ ભાન એ પર રાખજે,
પ્રિયપતિ ગણી એ સાથ ત્હારો જીવ જોડી રાખજે'"

(કાડ ૧૫-૧૨ ૧૩)

પિતાએ આપેલી કેળવણીથી સસ્કાર પામેલી પુત્રીને શાસે એ રીતે તે જવાબ આપે છે —

"હું બોલી : 'કાન્ત ગણાય છે ઉરવારિધિના ચંદ્રમા;
મુજ ચિત્તમાં આના પ્રભાવથી વીચિ જાગે કેમ ના?'"
(કાંડ ૧૫-૧૪)

*    *    *

"તમ પાસ ભણતાં હું ભણી—મન જોડવાં વિધિ હાથમાં;
વિકસે જ પદ્મિની એકલા દિનનાથ કેરા સાથમાં;
સંસારમાંહી પ્રયાણ કાજ જ પાન્થ ચેતન સર્વ છે;
બે એકથી જ ભલાં પ્રવાસ વીશે વળી : કહ્યું એ રુચે.
એ મિત્રતાનો હેતુ, પણ રસઐક્ય વણ નહીં મિત્રતા;
નહીં ગ્રહે ઉરપારો વિગુણ ચિત્તસ્થળપર સ્થિરતા.
રસઐક્ય પણ મનઐક્ય નહીં—એ સૂત્ર [illegible] દે દિલે;
મનઐક્ય પણ નહીં મિત્રતા [illegible], કે [illegible]."
(કાંડ ૧૫-૧૬-૧૯)

એ પછી સ્ત્રીપુરુષનાં લગ્નનો શો હેતુ છે તે આ જણાવે માટે લેખક

બાળા પિતાની આજ્ઞાને શિરોવંદ્ય ગણે છે, પણ જે વાત પોતાના હાથની નથી એમાં તે શુ કરી શકે ? જરા અકળાઈ ને તે હૈયાવરાળ કાઢે છે :—

"મુજ ઉરતણું પરઉર સાથ શી રીત લગ્ન કરાવુ હું ?"

(કાંડ ૧૫–૨૭)

પિતાને ભૂલ સમજાય છે, તે એકરાર કરે છે :—

"હું ભુંડો વૃદ્ધ થઈ આજ–કીધો ચુકી ઘાવ, હાય, તુજ પર મ્હેં !
ઓ દુષ્ટ હીન્દુઆચાર ! ભુલાવ્યો મુજને.
ઓ હીન્દુલોકનો ચાલ સઉએ માર્ગ એક લેવાનો,
જઈ જતાની પાછળ કુવે પડી મરવાનો"

(કાંડ ૧૬–૨૩)

પિતા મૂર્છા પામે છે હવે તો શો ઉપાય ? પિતા કહે છે, "હવે જેમતેમ દિન ફ્હાડ કૃતક પતિસાથ સ્નેહ કૃત્રિમમાં."[૩૩] અને પિતા મરણ પામે છે, બાળા પતિની પાસે જાય છે. "શાસ્ત્રનો આદેશ" અને "તાતનો શબ્દ" યાદ કરી તે પતિ સાથે રસઐક્ય સાધવા મથામણ કરે છે પણ,

"થઈ ગયા જીવિત બેય એક, થયા તથાપિ નહી જીવ એક.
કંઈ હતા મુજ ઉરે વિલાસો, કંઈ પતિની હતી ઉરસૃષ્ટિ."

(કાંડ ૧૭–૪)

એ સ્થિતિમા શુ થઈ શકે ? બાલિકાનુ હૃદયમંથન નીચેના શબ્દોમા વ્યક્ત થાય છે :—

"બહુ બહુ મ્હેં તો ચિત્તને બોધ દીધો
પતિઉર લસનારી નિમ્નગામા જ વ્હેવા;

---

૩૩. કૃતક પતિ સાથેનો સ્નેહ કૃત્રિમ હોય એમ ગોવર્ધનરામ પિતાને મુખે બોલાવે છે આની સાથે સ્નેહલગ્ન અને લગ્નસ્નેહની ભાવના વ્યક્ત કરતી ન્હાનાલાલની કાવ્યપંક્તિઓ સરખાવો :—

"ઓ સ્નેહના હૃદયઉજ્જ્વલ પુત્રપુત્રી, મા ભૂલશો કદી તમે નિજ સ્નેહધર્મ.
સંચ્યુ તમારું સહુ ભદ્ર જ સ્નેહલગ્ને, ને લગ્નસ્નેહ મહીં દિવ્ય વિલાસશોભા."

('કેટલાક કાવ્યો', ભા. ૨)

અશરણ્યું પણ એ તો રોઈને એક બોલ
વદતું 'નહી વિધિને દોરવા શકિત હુંમાં!'"

(કાંડ ૧૭-૬)

પછી તે કહે છે કે સ્નેહ તો તેણે દીઠો નથી, સ્નેહ શું એ પણ તે સમજતી નથી, સ્નેહનુ લક્ષણ તે બતાવે છે તે તો પિતા પાસેથી ગોખેલું જ્ઞાન છે! અને એનો પતિ મરણ પામે છે. એ પછી આ દેશની વિધવાની અકથ્ય કહાણી તે આપે છે:—

"વિધવાની આ દેશમાં સ્થિતિ વિચિત્ર ઘણી જ,
સજ્જન પન્થી! તે સુણી ધરીશ તું મનમાં ખીજ.
રહ્યુ સ્નેહમાં પ્રાણી જે તેનો સહુ સંસાર
સ્નેહી વિના સુનો થવે, થયા દેહ પણ ભાર.
હૃદય સ્નેહી બે થઈ જતાં એક હૃદય થઈ જાય,
વિધિનો તે પર ઘા થતાં હૃદયશેષ રીબાય
રસરુધિર ત્યાંથી વહી કરે ખાલી નિજ ધામ,
પુરાય નહી એ ખોટ ને શોક-ધનુર્નો ઘાય."

(કાંડ ૧૭–૧૩-૧૬)

નાયક આ ઉરદર્દનો ઉપાય સૂચવે છે:—

"જીવન સ્નેહી જીવતુ સ્નેહ એક જગ માંહ્ય,
રચી સૃષ્ટિ એ સ્નેહની રમે તેહની માંહ્ય.
નષ્ટ થતાં એ સૃષ્ટિ ના મળે એવી કો અન્ય;
તે જ ઉરક્ષયરરોગીયો ગણાય જગમાં ધન્ય.
પણ અનુગુણ ઉર ત્રિધિબળે જો તેને મળી જાય,
તો આ આતુર હૃદયને સન્ધાતાં નહી બાધ."

(કાંડ ૧૮-૮-૧૦)

સ્પષ્ટ જ છે કે નાયક પુનર્વિવાહનું સૂચન કરે છે, પણ નાયિકા "રૂહોજી, ક્યમ નિર્મળ એ રતિ હોય" એમ કહી પ્રતિપક્ષ રજૂ કરે છે. નાયક નાયિકાનો અને બાળવિધવાનો અભિપ્રાય સ્વીકારતાં કહે છે:—

"તું ને આ આર્યા કહો, તે છે સાચું સર્વ;
પણ અહીં સાધારણ નથી રતિનો એવો ગર્વ,
દીકા સર્વ ર્હે જગતમાં સાધ્ય ઉરક્ષયરોગ;
કવિમુખથી જ અસાધ્યતા સુણીયે તે તો ફોક.
માટે વિરહી હૃદયશું જડાય અનુગુણ હોય
હૃદય અન્ય, તો સ્નેહની સૃષ્ટિ પુનર્ભૂ રહોય.
(કાંડ ૧૮-૨૫-૨૭)

અબળાને આ જગતમા સ્નેહશિખર અલભ્ય ભાસે છે અને આ દેશમાં તો સ્નેહ અધિક દુર્લભ દીસે છે. પુનર્લગ્નનુ પગલું આ દેશના આચારની પણ વિરુદ્ધ છે એમ કહ્યા પછી તે ઉમેરે છે:—

"સબળ વર્ગના સ્નેહના રુઝાય છે અહીં ઘાવ,
પણ અબળાને ઉર તપે ધીકધીકતા અગાર."
(કાંડ ૧૮-૩૪)

છેવટે પ્રતિનિઃશ્વાસથી મૃદુહૃદય હિન્દુને શાપ આપે છે:—

"પ્રતિપળ વિધવાને નેત્ર વ્હે ઉષ્ણવારિ;
ભગવતી ધરતીનુ ઉર સિંચાય તેથી,
ધરતીપણું તજીને તેથી આ આર્યભૂમિ
સુતપદ પરદેશી લોકને દેઈ દેશે ! ! !"
(કાંડ ૧૮-૩૭)

ગભરુ બાળવિધવા નિશ્ચય કરે છે:—

"નીરખી જ મુજ અંકે આવું વૈધવ્ય આવ્યું.

*          *          *

અહીં નહી જ જડયો તે ચિત્તસંયોગ ઇચ્છી
મન કર્યું સતી થાના – સ્વામીની સાથ જાવા."
(કાંડ ૧૮-૩૮)

એની કરુણ કથા પૂરી થતાં નાયિકાના હૃદયમાં કોઈ અણચિંતવ્યો વિકાર થાય છે, કપોલ પર હાથ મૂકી તે કાંઈક વિચારે છે અને રડતાં

રડતાં હિન્દુઓ તરફ ફિટકાર વરસાવે છે. એ પુણ્યપ્રકોપવાળી વાણીમાં ક્વચિત્ કટાક્ષ પણ ભળે છે:—

"નરની જાતિ સબળ દીઠી જગતમાં બધે
પણ તે હીન્દુ દેશમાં તો સર્વથી વધે."

(કાંડ ૧૯–૧૨)

અને અંતે શાપ આપે છે:—

"આર્ય એને કોણ કહે? અનાર્ય લોક એ:
કર્મ કાળું, મુખ કાળું, હીન્દુ હીન્દુ એ!
અબળ જાત ઉપર જુલમ કરતી જાત એ
જુલમનો જ ભોગ થજો!!! દઉં હું શાપ એ."

(કાંડ ૧૯–૧૪૧૫)

આ શાપ વિષે ઉમાશંકર જોશી કહે છે, "આ શાપ કવિ પોતે પાત્ર તરીકે હોત ને અપાત તો કેવું કઢંગું લાગત? એક વિદેશી પ્રેમપ્રવણ વીર સન્નારી પાસે આવો શાપ ઉચ્ચારાવવામાં કેટલું બધું ઔચિત્ય છે!"[૩૪]

પોતાના પતિને નાયિકા મિશન સોંપે છે:

"ઉઠની નાથ! ઉઠની નાથ! ઘેર જાની તું!
સખાની સાથે મળીને કરની કામ કહું જે હું.
સહે સ્ત્રીજાત દુઃખ અહીં તે સહી હું ના શકું!
વેર લેજે તેનું મુને વ્હાલી તું જો ગણું."[૩૫]

(કાંડ ૧૯-૧૬-૧૭)

---

૩૪ 'સંસ્કૃતિ', વર્ષ ૬, અંક ૫, પૃ. ૧૬૮.

૩૫. સરખાવો:

"સ્રીજાતિની અવદશા પરિહારવાને
એવો હુતાશન મહા પ્રકટાવીશું કે
તેની પ્રચંડ ઊંચી જ્વાલની માંહી થાશે
અજ્ઞાન, સ્વાર્થ, વળી દુર્મતિ સર્વ ભસ્મ."

—રમણભાઈ નીલકંઠ: 'રાઈનો પર્વત'
(અંક ૩, પ્રવેશ ૪, શ્લોક ૪૦)

અંતે "એ ધરાનું ધરતીપણું નહી સ્વીકારું હું" એમ બોલી નાયિકા મૃત્યુ પામે છે. એ પહેલા હિંદુ સમાજની સ્ત્રીજાતિ પ્રત્યેની વર્તણૂકથી આઘાત પામેલું એનું ઉદાત્ત હૃદય છેલ્લે છેલ્લે કહે છે:

"અસુર દીઠા બહુ જ પણ ન હીન્દુ તુલ્ય હોય,
હીન્દુ વધુ ન કોના ઘાથી સુતનુસૃષ્ટિ રોય."
(કાંડ ૧૯–૧૯)

ઠેઠ કાડ એકસો ચાર 'પ્રિયવાસનાપ્રનર્પણુ : ઉદ્ધાર'માં નાયકનું હૃદયભૂત નાયિકાએ આપેલા શાપ વિશે કહે છે:—

"શાપ ત્હારો યે મિથ્યા ન થાય, હોં,
અતે હીન્દુઓ બનશે દાસ, હોં,
પીડા પામશે વિવિધપ્રકાર, હો,
પરદેશી થકી."
(કાંડ ૧૦૪–૩)

*   *   *

"પડશે સાચો શાપ આ, નહી વ્યર્થ એ થાય."
(કાંડ ૧૦૪–૬)

પરંતુ "જેમ માત સુત પર ખીજી આખર ધરતી રીઝ" એ પ્રમાણે એ શાપનું નિવારણ પણ સૂચવાયું છે. ક્રોધનું નિવારણ તો સ્નેહ જ હોય ને? સ્નેહાવતાર દ્વારા – "કૃષ્ણરૂપ" રતિસ્નેહ દ્વારા – હિંદુઓનો ઉદ્ધાર થશે એવી કલ્પના 'સ્નેહમુદ્રા'ના સમગ્ર આયોજનમાં તદ્દન બંધબેસતી જણાય છે:

"તેમ કૃષ્ણરૂપ સ્નેહ તુજ અંત સમે ઉદ્ધાર.
ભ્રષ્ટ થયેલા હીન્દુને દેશે આખર સાર."
(કાંડ ૧૦૪–૧૦)

"કૃષ્ણરૂપ સ્નેહ"ને સમજાવતાં ગોવર્ધનરામ કહે છે, "સ્નેહનું રૂપ અત્રે કૃષ્ણ કલ્પ્યું છે કારણ શાપના ભયંકર પરિણામને અંતે સ્નેહ ત્વાય છે. કૃષ્ણરૂપનો બીજો અર્થ કૃષ્ણાવતાર જેવા રૂપવાળો સ્નેહ.

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥

એમાં કૃષ્ણાવતારનું રૂપ છે તેવા જ રૂપવાળો અર્થાત્ અધર્માદિનો નાશ કરવા થતો સ્નેહાવતાર."[૩૬] હૃદયભૂત આગળ કહે છેઃ—

" આર્ય દેશમાં વ્યાપશે હડહડતો કળિકાળ,
થશે લોક નિર્વીર્ય, ને થશે ક્ષત્રિયો દાસ.
પૂજાશે પાખંડ, ને પૂજાશે અજ્ઞાન,
મૂર્ખ ધૂર્ત બની બ્રાહ્મણો બનશે અસુર સમાન.
તે જ સમે પશ્ચિમતણા અબુધિમાં અવતાર,
વિજયી વિદ્યા–કલ્કિનો થશે રમ્ય સાકાર.
ભમશે આખી અવનિમાં, અપૂર્વ કરશે કામ,
પગલે પગલે હર્ષથી કરશે જન–ઉદ્ધાર.
હીન્દભૂમિમાં આખરે વર્ષાવતી આનંદ,
એ હયની ખરી વાગશે કરતી દુઃખનિકંદ.
પડઘો એનો શુણતાં તજશે નિદ્રા લોક,
ખળભળશે જનસંઘ ને ધરશે સર્વે ક્ષોભ.
અસુરજનો સઉ ત્રાસથી કરશે ન્હાસાન્હાશ,
અબળાના સુખભાનુનો નભમાં થશે પ્રકાશ ! "[૩૭]

(કાંડ ૧૦૪–૧૧-૧૭)

---

૩૬. 'સ્નેહ૦', કાંડ ૧૦૪, પાદ૦ ૧.

૩૭. જયંતીલાલ મગનલાલ દેસાઈ આ પંક્તિઓનો અર્થ કરતાં લખે છે, "વિદ્યાના પ્રસારથી લોકો ઊંઘમાથી જાગશે અને આખરે અસુર દેશ છોડી જતા રહેશે ..આખરે પૂર્વના [લોકો] ઇગ્લેંન્ડ જોડે સંબંધમાં આવી તે દેશની વિદ્યાને લીધે હિંદુસ્તાન પણ સુધરશે, અને સ્ત્રીઓની સ્થિતિ પણ સુધરશે. હિંદુસ્તાનની આ પ્રમાણે સ્થિતિ સુધરશે ત્યારે આપણે બંને પાછા એ દેશ પૂરો જોવાનો રહી ગયો છે ત્યાં જઈશું. સ્નેહઅવતાર વિષ્ણુ અને લક્ષ્મી હમેશ સાથે જ હોય છે."

'સ્નેહમુદ્રા નોટ્સ', પૃ. ૧૧૪.

" આમ નાયક અતે રત્નજ્યોતિમાં વિલય પામનાં પૂર્વે મૃત નાયિકાને ઉદ્દેશીને કહે છે 'હીંદભૂમિમાં આખરે વર્ષાવતી આનંદ, એ હર્ષની ખરી વાગને'–મા દલપતરામના 'હરખ હવે તું હિંદુસ્તાન' જેવો અર્થ લેવાનો નથી પરદેશી અમલ સામેનો રોષ ગોવર્ધનરામને છે જ, આ ખરી અગ્રેજ અમલની નહિ, પણ પશ્ચિમના હૃદય સમા વિદ્યાકલ્પની છે પશ્ચિમની અસર નીચે સ્ત્રીસન્માનની ભાવના જાગશે એ એમનુ દર્શન સાચુ છે "[૩૮] વિદ્યાસાહિત્ય દ્વારા જનસમાજની સેવા કરવાની ગોવર્ધનરામની પ્રિય ભાવનાનુ અહીં દર્શન થાય છે સ્ત્રીઓનો ઉત્કર્ષ થયા સિવાય–કુટુંબસસ્થા પગભર થયા સિવાય–કશી પ્રગતિ થવાની નથી એ વિચાર પણ ગોવર્ધનરામનો કૉલેજકાળથી દૃઢ થયેલો હતો. ૧૮૭૩મા તેમણે ' મુબાઈ ઇલાકામા હિંદુસમાજની સ્થિતિ ' એ વિષય પર આપેલા ભાષણમા કહ્યું હતું કે: "Women are the very soucre of human happiness, one of the principal means of the improvement of society, the centre of our domestic bliss and the easy delight of the human heart."

' સ્નેહમુદ્રા 'માં સ્નેહજીવનના મુખ્ય પદાર્થો આલેખતા કવિને માટે સમાજદશા ઉપરાત અનેક વિષયો પરનુ ચિંતન પ્રસ્તુત બને છે આમેય કથાગૂંથણીને તો લેખકની ચિંતનશીલતાનો પાસ લાગેલો છે જ, પરંતુ હૃદયભૂતની સમક્ષ અનેક પ્રકૃતિસત્ત્વોને બોલતાં આલેખ્યા છે એમા ચિંતનને સારો એવો અવકાશ મળ્યો છે કર્તા કહે છે, "રાત્રિ સમયે સ્ફુરી આવના કેટલાક પદાર્થો ને કેટલાંક પ્રાણીને ભૂતની પાસે બોલી ઉઠતા સૂચવ્યાં છે . . . દરેક વાણીમાં એક અથવા અનેક અર્થનો સમાસ છે કેટલીક વાણીમાં માત્ર એક જ દેખીતો અર્થ છે. કેટલીક વાણીમા વાચ્યાર્થ અને વ્યંગ્યાર્થ જુદા જુદા છે વાચ્યાર્થ એટલે દેખીતા અર્થ બોલનારની અથવા સાભળનારની

બાહ્ય વ્યક્તિને અનુકૂળ છે, અને વ્યંગ્યાર્થમાં ગ્રંથનાયકના હૃદયને નાના પ્રકારની સૂચના કરવા પ્રસંગાનુકૂલ ઉત્પન્ન થતા સંસ્કારનું ઉદ્દીપન કરવાનો પ્રયત્ન કરેલો છે કેટલેક ઠેકાણે આ ઉપરાંત ધ્વનિતાર્થ માલમ પડશે ધ્વનિતાર્થ ઘણુંખરું ગ્રંથના પ્રસંગ સાથે સુસંબદ્ધ નથી, અને કેટલાક કાંડમાં તો કેવળ અસંબદ્ધ છે"[૩૯]

હૃદયભૂતને પ્રકૃતિસત્ત્વોએ કરેલા ઉદ્‌બોધનોમાં ગોવર્ધનરામની વાણીનું બળ પ્રગટ થયું છે તેમ છતાં કેટલાક ઉદ્‌બોધનો અને એના ઉપરની કર્તાની ટિપ્પણી કૃતિને ચિંતનભારથી લચી પડતી કરી મૂકે છે સિંહ, વનસમૃદ્ધિ અને પર્વતની ઉક્તિઓ નોખા અંશ તરીકે પણ પ્રેરક નીવડે એવી છે લેખકને પોતાને પણ 'સ્નેહમુદ્રા'માંથી અવારનવાર બળ મળ્યું છે એમ તે નોંધે છે તા ૫-૪-૧૮૯૧ ની નોંધમાં ('સ્ક્રૅપબુક'માં) પોતે લખે છે, "'સ્નેહમુદ્રા'ની આકાશોદર, પવન, સિંહ જેવાં સત્ત્વોની ઉક્તિઓ જ પોતાને શાંત કરી શકે એમ છે" એ જ તારીખની નોંધમાં તે કહે છે કે, બીજી બાબતો વિશ્વનિયંતાને સોંપીને હું 'સ્નેહમુદ્રા'ના 'સિંહ'ની જેમ વિચારું, 'વનસમૃદ્ધિ'ની જેમ લાગણી અનુભવું અને 'અન્ધતિમિર'ની જેમ વસ્તુઓની તત્ત્વજ્ઞાનચર્ચા કરું (તારીખ ૨૫-૧-૧૮૯૨ ની સ્ક્રૅપબુક નોંધમાં પણ 'સ્નેહમુદ્રા'નો ઉલ્લેખ છે)

આ કૃતિમાં વિચારનો અંશ આગળ પડતો છે, કાવ્યની દૃષ્ટિએ આખી કૃતિની સફળતા કેટલી? કાવ્યતત્ત્વ એ એક એવું રસાયણ છે જેમાં ઘણી વસ્તુઓ આવી શકે તેમ છતાં કાવ્યતત્ત્વના પાસમાત્રથી—એનો પુટ લાગવા માત્રથી એ સૌ ઘટકતત્ત્વો નિજનિજની આગવી વ્યક્તિતાને અતિક્રમી તદ્રૂપતા પામતાં હોય છે. કાવ્યકૃતિના કોઈ અંશને જે અખંડ રચના છે એનાથી ભિન્ન કરીને, ખાસ કરીને એ રચનાની તાત્ત્વિક ચર્ચા કરતી વેળા, જોવો એ કાવ્યના સમગ્ર દર્શનમાં ઉપકારક ન નીવડે. આ કૃતિમાં ચિંતનના જે સ્ફટિકો છે તે

૩૯. 'સ્નેહ૦', કાંડ ૪૩, પાદ૦ ૧.

કાવ્યતત્ત્વમાં ઓગળી બુધે એકરસ થયા હોય એમ પ્રતીત થતું નથી. પ્રકૃતિસત્ત્વોનાં ઉદ્દબોધનોનો એક આખો વિભાગ કૃતિ સાથે પૂરો સમરસ થઈ જતો નથી. પાત્રોની લાગણીઓ – ખાસ કરીને નાયક-નાયિકાની – જે રીતે પલટા લે છે તે કૃતિમાં એક જાતના ઊર્મિમાંદ્યનો અનુભવ કરાવે છે. આ રચનામાં સમાજ, ગૃહ અને ધર્મ વિષેના – ખાસ કરીને દામ્પત્ય વિષેના – જે જે પ્રશ્નો લેખકને છેડવા છે તે તે પ્રશ્નોની લેખક માવજત કરે છે તેમ છતાં તે તે પ્રશ્નો વિષે લેખકને જે જે તારણો હાથ લાગ્યાં છે તે ઠાલવી દેવાની વૃત્તિને કદાચ તે રોકી શક્યા નથી એવું લાગ્યા કરે છે. આથી 'સ્નેહમુદ્રા' એક ઘાટીલી કાવ્યરચના તો થઈ શકી નથી જ, પણ પરિણામે કળામીમાંસક ક્રોચે જેને 'Unsuccessful Expresison–' 'અસફળ સહજોપલબ્ધિ – અભિવ્યક્તિ' – કહે છે, કાંઈક એવી રચના બની આવી છે.

ગોવર્ધનરામને પત્નીના મૃત્યુથી તીવ્ર શોકાનુભવ થયેલો છે, 'હૃદયરુદિતશતકમ્'માં અંગત શોકનું સાધારણીકરણ કરવા કરતાં તેની અંગત બાજુ ઉપર જ ચિત્ત ઝૂર્યાં કરતું હોય એવું જોવા મળે છે. છે. 'સ્નેહમુદ્રા'માં એથી ઊલટા જ પ્રકારનો અતિરેક થયો છે. શોકાનુભવને બિનંગત સ્વરૂપે જોવા પ્રયત્ન કરીને દીર્ઘસૂત્રી ચિંતનથી ગૂંથ્યો છે. એક વિલક્ષણ પ્રકારની બિનંગતતા કાવ્યગ્રંથમાં એવી રીતે પ્રવેશી છે કે એક તરફ આ કાવ્યગ્રંથ તદ્દન ઊર્મિવિહીન જણાય તો બીજી બાજુ એથી તદ્દન ઊલટું ઊર્મિમાંદ્ય સુધી પણ એ પહોંચી જતો લાગે. "ઊર્મિમંદતા એ 'સ્નેહમુદ્રા'ની સૌથી મોટી મુશ્કેલી છે. શોકના આવેગની ચોટ કવિહૃદયે પૂરી અનુભવી નહિ હોય ? કાંઈ નહિ તો, શોક અને એમાંથી નિષ્પન્ન થતો કરુણ એ 'સ્નેહમુદ્રા'માંથી એક ગાઢ આત્મીય અનુભૂતિરૂપે સહેજે બહાર ઊપસી આવતો નથી, અભિવ્યક્તિ પામતો નથી, સ્નેહ અંગેની કવિની વિચારલીલા હસ્ત-સાક્ષાત્ જેમાં રચ્યુંપચ્યું રહ્યું હોય એવી લાગણીલીલા સાથે એકરસ

થઈ શકી નથી"[૪૦] અને એ જ લેખકે કહ્યું છે, "સાચી લાગણીનો રણકો ક્યાંક ક્યાંક જ સંભળાય છે. જો મૃતપત્ની ફરી સજીવન થાય અને આખી કૃતિ હિંમતપૂર્વક વાંચી જાય તો કદાચ ઉદ્ગાર કર્યા વગર ન રહે કે 'તમને મારા જવાથી બહુ દુઃખ થયું હોય એવું તો આમાં કાંઈ લાગતું નથી.' "[૪૧]

એ એક નોંધવા જેવું છે કે કવિના પત્નીના મૃત્યુ અંગેના સીધા અનુભવને જેની સાથે કશી લેવાદેવા નથી એવો 'સતી' અંગેનો વિભાગ તે આ કૃતિનો કાવ્યત્વદૃષ્ટિએ સમૃદ્ધ એવો એક અંશ છે.

'સ્નેહમુદ્રા' એક કળાકૃતિ તરીકે પૂરેપૂરી સફળ નીવડી નથી તેમ છતા કોઈ પણ સહૃદય વાચકને પકડી રાખી શકે એવાં રસસ્થાનો એમા સારા પ્રમાણમાં છે. સળંગ કાવ્યકૃતિ આપવાનો ગોવર્ધનરામનો આ પ્રથમ પ્રયાસ એવું રોચક પરિણામ તો અચૂક ઉપજાવી શક્યો છે કે આ દિશામાં તેમણે પ્રયત્ન જારી રાખ્યો હોત તો કેવુ સારું, એની કલ્પના કરવાનુ મન થાય છે. ગોવર્ધનરામની કવિ તરીકેની શક્તિ પ્રકૃતિવર્ણનમા ઊંચું કાવ્યત્વ સિદ્ધ કરે છે. સુભગ પ્રકૃતિચિત્રો આલેખવાનુ ગોવર્ધનરામની કલમને જાણે કે સહજસિદ્ધ છે. નાયિકાના મૃત્યુ બાદ નાયક ગિરિશિખર પરથી વિવિધ મેઘમાળાઓ જુએ છે એ ચિત્ર સુરેખ છે:—

"વળી પણે શી સુંદર જાળી શ્વેત મેઘની
પડી રહી છે! વળી અગાડી ધીર સમીરે
સરવર ઉપર રમ્ય રચેલી નાજુક લહરી
વાંકીચૂકી એકબીજાની આગળ પાછળ
કંઈ સધાતી, કંઈ ત્રુટતી, ધીમે ધીમે
પ્રસરે, તેવી જ પાડી મેઘમા ભાત શી દીસે

૪૦. ઉમાશંકર જોશી, 'સંસ્કૃતિ', વર્ષ ૬, અંક ૪, પૃ. ૧૩૨.
૪૧. એજન.

લ્હેરીયાની આ ! સ્તમ્ભ સમાંતર ગ્હોટ ગ્હોટ બની
વ્યોમઘુમટને ધરી રાખવા પણે રહ્યા છે,
પણ એ પાછા ગતિમાન આ થયા જ દીસતા
રવિરાજની પાસે આવે ગજગતિથી ગજ–
ચરણસમાન શું ? પણ અધારું આગળ આ શું
થતું દીસે છે ? હા, હા – એ તો સલિલભારથી
શ્યામ ચળકતો, મૃદંગ સ્વર્ગની – નીકર રતિની –
બની ગાજતો મન્દ્ર મનોહર, પવનપીઠપર
બેસી દોડે સાર્થ પયોધર, બીજા મેઘને
ભેગી કરતો લીન સ્નાહૃદયે, થાકી ગયેલા
ઉષ્ણરશ્મિને ખભે સુવાડી, વધ્યો અગાડી,
દિગન્ત સર્વે દીધા જ છાઈ ! " 

(કાંડ ૫ મો)

"આકાશરૂપી ધાત્રીની કેડઉપર વર્ષાદરૂપી બાળક બેઠેલું તે ધરતીરૂપ માતા પાસે જવા હાથ લાબા કરે છે તેને એ માતાનો સગો પવન વચમાથી ઉપાડી દોડી જાય છે અને જરા રમાડી તે બાળકને પાછુ ધરતીઉપર મુકી દે છે "[૪૨] એ ચિત્ર તાદશ થયુ છે —

"જો ! જો ! જો ! આ છુટી પડ્યો શો મેઘ જોરથી
નભકટિપરથી, પ્રસારી લાબા ધારાકરને
ધરતીને ઝટ બાઝી પડવા ! અહો પવન પણ
વચમા આવી સુ સુ સુ સુ કરતો ઝટ ઝાપટી
ગભરાવી લઈ લેઈ બાથમા ધારાપટને
શો આ દોડે હા હા હા હા કરીને હસતો
ઉચ્ચ સ્વરથી ! અરે, મુકી આ પાછો દેઈ
તેને ચાલ્યો અવર દિશામા માતરિશ્વ ને
મન્દ ઝાપટુ પડી ગયું ને રુમઝુમ રુમઝુમ

---

૪૨ સ્નેહ૦', કાંડ ૫, પાદ૦ ૩

> રુમઝુમ કરતું થાકી હાંફતું હળવે હળવે
> પાછું પડી એ જાય ભૂમિ ભણી...." (કાંડ ૫ મો)

ગોવર્ધનરામમાં સુરેખ ચિત્રો રજૂ કરવાની કેવી શક્તિ છે, અને ભાવાનુરૂપ લયયોજના દ્વારા એ ચિત્રોની ચોટ ભાવકના હૃદય સુધી કેવી માર્મિકતાથી એ પહોંચાડી શકે છે તે ઉપરના જેવી પંક્તિઓ પરથી જોવા મળે છે. આ કાંડનો કેટલોક ભાગ પ્રો. ઠાકોરે 'વૃષ્ટિ પછી કુદરતનું સૌંદર્ય' એ શીર્ષકથી 'આપણી કવિતાસમૃદ્ધિ'માં આપ્યો છે. આ [illegible] કહે છે, "આ કૃતિ ગુ [illegible] [43]

આ ઉપરાંત નીચેની પંક્તિઓની ચિત્રાત્મકતા જુઓ. પવનલહરી કહે છે :—

> "સમુદ્રશીકરકણનાં ઝલક ખેંચી જગતપર આણું,
> ગૌર ગાલપર ખંજન સમ નદીવદને લ્હેરો પાડું,
> ફરફર વાતી મૃદુ મૃદુ ગાતી મનુને નીશો ન્હડાવું,
> માનિનીપટપલ્લવમાં સરતી મદનની આણ જગાડું."
> (કાંડ ૧૦૨–૭-૮)

બત્રીસમા કાંડમાં અભિસારિકા કહે છે :—

> "મદનલહરી ઉપર સ્વાર થઈ વિહાર-કાજે,
> બુદ્ધિઉદધિ ઉપર ઉડતી ઉંઘ ગુલાબી આસે"
> (કાંડ ૩૨–૮)

* * *

> "રસતરંગિત કોમળ આ વપુ,
> નદીનું, તેપર ચાંપી જ વાયુ આ;
> કુસુમગન્ધ વહે નદી ચુંબતો,
> રસિક પાન્થ ! તુંયે કર તે ક્રિયા" (કાંડ ૩૨–૧૩)

૪૩. 'આપણી કવિતાસમૃદ્ધિ' ('૪૪ની આવૃત્તિ), પૃ. ૧૩૫.

શશિલેખા કાંઈ નષ્ટ થઈ નથી એમ કહ્યા પછી આકાશોદર ઉમેરે છે. "આજકાલ અંધઘડીમાં એનો તેજગન્ધ અંહી મસમસશે," અને "કોમળ તેજતણું ઝભલું આ પ્હેરાયું મુને" એ 'ઉષા'ની ઉક્તિમાં પીંછીના એકાદ અમથા લસરકાથી પણ તાદૃશ ચિત્રાંકનો કવિ રજૂ કરે છે. ૧૦૯ મા કાંડમાંનું ચક્રવાકીનું ચિત્ર કેવી કરકસરથી દોરાયું છે :—

"પ્રભાત સળગતું જોતી દરો દિશ ઉંચી ઉંચી કરી કીકી,
નાજુક પાંખ ઉભી કરી રસિકશું કહેતી રસે રસરીતિ."

ગોવર્ધનરામની કલ્પનાશક્તિ અનેક અલંકારો પ્રયોજે છે, ખાસ કરીને ઉપમા રૂપકાદિનો ઉપયોગ થયો છે. પાંચમા કાંડમાં નર ને નારીનુ (સૂર્યને એના ગૌર રતનનુ અને મેઘપટલને રતનોત્તરીયનું) રૂપક આપ્યું છે. ૮૪ મા કાડમા "ચતી સુતી સુતી રોતી એકલી" વિરહિણીને "શયનસાગરે હોડલી સમી" અને "પ્રલયવારિમાં વિષ્ણુ તે સમી" કહી છે જે પાચમા કાંડમાં પવને સરવર ઉપર રચેલી નાજુક જલલહરીને વાદળાંની ચાદરમાંની ભાતની ઉપમા આપી છે, તેમાં જ "દિશાસગડીમાં રમણીય ભડકો" એ પંક્તિમાં દિશાને આપેલું સગડીનું રૂપક, ત્રેવીસમા કાંડમાં "તારુણ્ય-ગોવાળ ચરાવતો જે"માંનુ રૂપક, એકવીસમા કાંડની છેલ્લી કડીની છેલ્લી પંક્તિ "છપાઈ રતિ-રવિકિરણથી છંવિ તેની હજી કાળ-કાચપર છે"માંનું રૂપક એ સૌ આકર્ષક છે. છઠ્ઠમા કાંડમાં "તેજ કૌબેરી-ઉષા સમું" કહ્યું છે એ પણ નોંધપાત્ર છે.

'સ્નેહમુદ્રા'માં પ્રત્યેક કાંડ તે એકેકા સ્વતંત્ર કાવ્ય જેવો છે. એકસો દસ કાંડના લાંબા "વૃત્તાંત કાવ્ય"માં કાવ્યચમત્કૃતિ ચાલુ ઉચ્ચ સપાટીએ રહે એ મુશ્કેલ પણ ખરું, પરંતુ 'સ્નેહમુદ્રા'ની છંદોયોજના, અને ભાષા પણ ક્યાંક ક્યાંક તો ઘણી કિલષ્ટ છે. સરવાળે કૃતિનો મોટો ભાગ ગદ્યાળુ બન્યો છે.' એડગર એલન પો કહે છે, "Every long poem is in effect a series

of short poems held together by versified prose" ગદ્યાળુતા વાળા કાવ્યમા અમુક અંશે અપેક્ષિત હોય છે

'સ્નેહમુદ્રા'મા એના છૂટક કાવ્યો પણ એના કર્તાનુ ઊંચુ કવિત્વ બતાવે છે 'સતી'ના કથાનકવાળો કાવ્યસ્તબક અને કેટલાક પ્રકૃતિસત્ત્વોની ઉક્તિના કડી સ્વતન્ત્ર કાવ્યો રૂપે પણ હ્રદ્ય છે 'વર્ષાવર્ણન', 'સ્નેહનિદાન' એ ઉપરાત પ્રભાકીટ, ઝાકળ, આકાશ, અન્ધતિમિર, આકાશોદર, નદી આદિના ઉદ્બોધનોમા ગોવર્ધનરામની સર્જકશક્તિનું સુભગ પરિણામ જોઈ શકાય છે

પદ્યની પ્રવાહિતા એ 'સ્નેહમુદ્રા'નુ એક આગવુ લક્ષણ છે. પાછળથી બળવન્તરાય ઠાકોર આદિના પ્રયાસોથી આપણા કવિઓએ છંદોને વહેતા કર્યા એ પ્રસિદ્ધ હકીકત છે, પરતુ ઠેઠ ૧૮૭૫–૧૮૮૭ ના સમયમા ગોવર્ધનરામે છંદની પ્રવાહિતા સાધી છે એ વસ્તુ ઐતિહાસિક દૃષ્ટિએ નોંધપાત્ર છે પાચમા કાંડમા મેઘોનુ વર્ણન જુઓ :—

"વળી અગાડી પેલા મેઘો — કંઈ સોનેરી,
કંઈ રુપેરી, શ્વેતવર્ણ કંઈ હીરા જેવા, —
ચળકે, ને કંઈ લાલ લાલસમ, અફીક જેવા
કંઈ વળી ભાસે, કૃષ્ણમૂર્તિસમ સ્નિગ્ધકૃષ્ણ કંઈ,
કંઈક ગુલાબી, કંઈક મોગરાપુંજ સમાન જ,
વિવિધ રંગ એ, સૂર્યકિરણ ને વારિ સાથ ગતિ
કરી, પ્રહેલા, — ઘડીમા ઘેરા, ઘડીમાં આછા
થાય, ઘડીમા ફેરવાય, વળી, પાછા આવે,
એકબીજાશું જાય ભળી વળી, જુદા થાય ફરી"
(કાંડ ૫–૬)

ગોવર્ધનરામની કાવ્યપદાવલિ (Poetic Diction) 'સ્નેહમુદ્રા'ની દુર્બોધતા માટે કેટલેક અંશે જવાબદાર છે. નરકૃત શબ્દોનો નિર્મિત, ગ્રામ્ય, હ્રસ્વ, એમ, ત્યારે, જે 'અસ્પૃહ્યુત્થાન', 'નિરુપદ', 'સ્વત્વસ્થાપન', 'પરનાશન', 'મખ' જેવા શબ્દો તે યોજે

કોઈ કોઈ વાર વિશિષ્ટ અર્થમા પણ તે શબ્દો પ્રયોજે છે · Natureના અર્થમા 'ભવ્ય', કાઈ Fastidiousના અર્થમા 'સુગાળવુ' ('સુગાળવા નાક ઘોરતા'), 'સ્વસુખ' એટલે (સ્વ = પોતાનુ, સુ = શોભાનાળુ, ખ = આકાશ), 'દિશા'ને માટે ઓછો પ્રચલિત શબ્દ 'આશા', રાત્રિને માટે 'ક્ષણદા', ઘુવડને માટે 'ઉલૂકાદિ', 'મોજુ' માટે 'ઊર્મિ', કપતુ પાણી એ અર્થમા 'ચળવારિ', ઝાકળ માટે 'નિશાપુષ્પ', તારાકિરણ માટે 'ઉડુમયૂખ' – આવા શબ્દો 'સ્નેહમુદ્રા'મા ક્યારેક જ આવતા નથી લેખકનો સસ્કૃત સમાસોનો શોખ પણ જોવા મળે છે 'કરાકર', 'કૌતુકકપિ', 'ઉષ્ણરશ્મિ', જેવા સમાસો તો ઠીક પણ પાચમા કાઠમા એક આખી પક્તિ( "સ્નેહવિષ્ણુરૂપપૃથ્વમુકુટશિખીકલાપકેરી")નો સમાસ તેમણે યોજ્યો છે અતિસસ્કૃત શબ્દોને પડછે કોઈ વાર ગ્રામીણ શબ્દ પણ આવી ચઢે છે 'વાદળસેના' માટે તે ઓછો પરિચિત 'જલદપૃતના' વાપરે છે અલ્પપરિચિત સસ્કૃત શબ્દોના ઉપયોગથી કવિતા કેટલે અશે દુર્બોધ થઈ શકે તે નીચેની પક્તિ પરથી જણાશે.

"નિશાપુષ્પો સારે નયન ખતુ આતુ ગણિ રહે!"

અને પછી કર્તા નીચે પાદટીપમા શબ્દોનો અર્થ આપે છે

નિશાપુષ્પ = ઝાકળ, ખ = આકાશ, રહ = એકાત,

પછી ત્રણજિતરામ વાવાભાઈ "'સ્નેહમુદ્રા'ના ધ્વનિ કર્તાના ટિપ્પણ છતા અનુભવાવા નથી"[૪૪] એમ કહે તો એમા શુ આશ્ચર્ય?

કોઈ વાર ગોવર્ધનરામની પ્રતિભા પોતાની જરૂરિયાત પ્રમાણે નવા શબ્દો પણ ઉપજાવે છે 'Fair sex' માટે 'ચુતનુસૃષ્ટિ', ફાનસ માટે 'કાચધામ', 'પ્રભાકીટ' (Glow-worm), મગજના અર્થમા 'મસ્તિક', આકાશના અર્થમા 'વાદળ' ("ગુલાલના બહુ વાદળા વાદળ આખુ છાય") કોઈ વાર 'રસકેક' ("ભુલી ભાન

૪૪ 'વસત', વર્ષ ૬, અક ૩, પૃ ૨૧૧

સમર્થ ) આલેખન છે"૪૫ એમ વર્ણવે છે. તે વર્ષાવર્ણન( કાંડ ૫ )માં યોજાયેલો કટાવ એ ગોવર્ધનરામની કાવ્યશક્તિનું એક ઉત્તમ નિદર્શન છે. દોહરા અંગે ઉમાશંકર જોશી કહે છે: "ગોવર્ધનરામની પદ્યરચના ઉબડક છે એનો સૌથી કઢંગો ખ્યાલ એમના દોહરા કરાવે છે"૪૬ ગોવર્ધનરામ એક ગુરુને સ્થાને બે લઘુ અને બે લઘુને સ્થાને એક ગુરુ મૂકે છે: "મુજ પડે ગ્યે ગિરિપતિ રુવે"માં એક ગુરુને સ્થાને તેમણે બે લઘુ 'ગિ' 'રિ' વાપર્યા છે. "જુવે દાસે વ્યોમે સુખ કંઈ વસે કે દુઃખ જ સઉ?" એ પંક્તિમા પણ એક ગુરુને સ્થાને તેમણે બે લઘુ 'સ' 'ઉ' વાપર્યા છે. "ઉદક ત્યાથી ના વહીં વહી ખળે"મા સાતમી શ્રુતિના એક ગુરુને સ્થાને બે લઘુ 'વ' 'હીં' વાપર્યા છે "પ્રનયવારિ ધરા આચ્છાદતું"મા બે લઘુને સ્થાને એક ગુરુ 'આ' વાપર્યો છે.

ગોવર્ધનરામ જ્યારે બોલચાલની ભાષા વાપરે છે ત્યારે એમની જુદી જ શક્તિ જોવા મળે છે. નીચેની પંક્તિઓમા બોલચાલની ભાષામા કથયિતવ્ય કેવુ વહે છે!:

"સાલે છે ઇચ્છા ત્હારી ના જ પુરાઈ તે,
પણ શુ કરું? છુ નિરુપાય.
માટે ધારું છુ ધૈર્ય, અનુસરી તુજને,
જુઠી તું, ને જુઠો હું યે આજ."

( કાંડ ૮૬–૮૯ )

માળામેઘ, સિંહ, વાઘ આદિની ઉક્તિઓમા વકતવ્યને અનુરૂપ ઓજસ્વતી ભાષા જોવા મળે છે. સિંહની પ્રથમ ઉક્તિ જ "ક્ષુદ્ર પશુ! ચલો! નાસો સઉ જાવ" અને માળામેઘની પ્રથમ પંક્તિ "ચલો! ચલો ચોપાસ થકી નભ રણમા મળવા, વીરો" જે નર્મદની પ્રસિદ્ધ પંક્તિ 'સહુ ચલો જીતવા જંગ બ્યૂગલો વાગે'નું સ્પષ્ટ

૪૫ 'આપણી કવિતા સમૃદ્ધિ' (૧૯૪૪), પૃ. ૧૩૭
૪૬. 'સંસ્કૃતિ', વર્ષ ૬, અંક ૪, પૃ. ૧૩૩

અનુરણન છે તે, અને ૯૨ મા કાંડની પ્રથમ પંક્તિ “ કોઈ જગતમા નથી જ ત્હારું તે, ઉડ, ઉડ, ઉર ભોળા ” કેવી સરળતાભરી છે !

અભેદમાર્ગપ્રવાસી મણિલાલનો ‘ પ્રેમજીવન ’ અને પાશ્ચાત્ય લિરિકના અનુકરણમા નરસિંહરાવના કાવ્યોનો સગ્રહ ‘ કુસુમમાળા ’ ‘ સ્નેહમુદ્રા ’ના પ્રગટ થયા પહેલા બે વર્ષ અગાઉ પ્રગટ થઈ ચૂક્યા હતા અને નરસિંહરાવે પાછળથી નોધ્યુ છે તેમ તેમના મેઘ અને ચદ્રા કાવ્યો, એ પહેલા પણ, ગોવર્ધનરામે વાચ્યા હતા [47] તેમ છતા નરસિંહરાવની નવીન રચનારીતિની અસર હજુ સિદ્ધ થવાની હતી એ સ્થિતિમા જ્યારે સૌ ગુજરાતી કવિઓની આગળ સસ્કૃત અગ્રેજી કાવ્યસસ્કારો અને દલપત નર્મદની રચનાઓ હતી ત્યારે ગોવર્ધનરામે સ્વતત્ર રીતે પોતાની જે કાવ્યરીતિ ખેડી છે તે ગુજરાતી કવિતાસાહિત્યના ઇતિહાસમા નોધપાત્ર છે હિંમતલાલ ગણેશજી અજારિયા ‘ સ્નેહમુદ્રા ’ વિષે કહે છે, “ તે કાવ્ય જુનવાણી કાવ્યોથી તદ્દન

નવ

ગણે

ણા

ઉમે

નવ

ગોવર્ધનરામના જુવાન હૃદયે પત્નીના મરણથી આઘાત અનુભવ્યો અને કાવ્યપુસ્તક ‘ સ્નેહમુદ્રા ’મા ( અને ‘નિવાપાજલિ’ નામક તેના અર્પણકાવ્યમા પણ ) મૃત્યુ પર ચિંતન કર્યું છે તેમ ટેનિસનના ‘ ઇન મેમોરિયમ ’ (૧૮૫૦)માથી તેમણે કેટલીક પંક્તિઓ શરૂઆતમા મૂકી છે એમની આ કૃતિ અગ્રેજીમા જેને ‘ એલેજી ’– શોકપ્રશસ્તિ કાવ્ય કહે છે એવી ગણી શકાય કે કેમ એવો પ્રશ્ન ઊઠે છે કવિ નાનાલાલ એને ‘ વિરહકાવ્ય ’–‘ એલેજી ’ ગણતા લાગે છે મસ્ત કવિ ત્રિભુવન પ્રેમશકર કૃત ‘ કલાપીનો વિરહ ’ની પ્રસ્તાવનામા

૪૭ ‘ સ્મરણમુકુર ’ ( બીજી આવૃત્તિ ), પૃ ૨૪૩

૪૮ ‘ કાવ્યમાધુર્ય ’ ( પહેલી આવૃત્તિ ), પૃ ૧૦–૧૧

તેમણે 'વિરહપંચાયતન'માં શેલીકૃત 'એડોને', ટેનિસનકૃત 'ઇન મેમોરિયમ' એ બે અંગ્રેજી શોકપ્રશસ્તિઓની સાથે દલપતરામકૃત 'ફાર્બસવિરહ', મસ્તકવિકૃત 'કલાપીનો વિરહ' અને ગોવર્ધનરામકૃત 'સ્નેહમુદ્રા'ને ગણાવી છે. પરંતુ 'સ્નેહમુદ્રા' એ એલેજી નથી. ગોવર્ધનરામે એલેજી રચવાનો ઉપક્રમ રાખ્યો લાગતો નથી. 'નિવાપાંજલિ' મૂકતાં એનો અર્થ પણ તેમણે સ્પષ્ટ કર્યો છે :૫ 'Inscribed to the memory of'—અર્થાત્ એ એક કાવ્ય જ શોકપ્રશસ્તિ અંગેનું કાવ્ય છે. મૃત્યુ ઉપરનું ચિંતન એ એલેજીનું મુખ્ય લક્ષણ હોય છે. આ કૃતિમાં મૃત્યુનું ચિંતન પણ આવે છે તેમ છતાં એની પ્રધાનતા નથી. પ્રધાનતા સ્નેહચિંતનની છે. આ કૃતિમાં જે પાત્રો મરી જાય છે તે પણ ખરું જોતાં વ્યવહારુ હેતુઓ માટે જીવતાં હોય છે અને વાર્તાલાપો કરે છે. મૃત્યુસ્થિતિમાં રહ્યાં રહ્યાં પણ એ સત્ત્વો માનવીની જેમ ભાવાવેગો અનુભવે છે. ગોવર્ધનરામ ચેતનસૃષ્ટિમાંથી અપાર્થિવ સૃષ્ટિમાં જવું-આવવું એ જાણે રમતવાત હોય એમ નિરૂપણ કરે છે. કાવ્યના અંતમાં ચેતનમિત્રની પત્નીના હૃદયનો પ્રવાહ એના પતિમાં ભળી જતા તે નાયકના જ્યોતિને — એ પહેલાં નાયિકાએ નાયકને પોતાનામાં લીન થઈ જવા કહ્યું હોય છે — ઊછળી ઊછળીને ભાઝે છે અને આકાશતેજ નીચે ઊતરતા નાયકહૃદયનું જ્યોતિ ઊંચે ચડે છે અને "એ તણું એક જ્યોતિ" થઈ જાય છે એ રીતે વૃત્તાંત વર્ણવ્યું છે એ દ્વારા સ્નેહની અમરતા કવિએ નિર્દેશી છે. ગોવર્ધનરામની નજર સમક્ષ 'ઇન મેમોરિયમ' છે. 'ઇન મેમોરિયમ'ના ૧૩૧ કાંડ છે અને 'સ્નેહમુદ્રા' ૧૧૦ કાંડમાં પથરાયેલી છે. 'ઇન મેમોરિયમ'ને "Philosphical Monologue" કહેવામાં આવે છે. 'ઇન મેમોરિયમ'ની એક જ છંદની ચાર ચરણની સુશ્લિષ્ટ શ્લોકયોજનાને પડછે ગોવર્ધનરામની બે, ત્રણ કે ચાર પંક્તિની કડીઓ અને છંદપરિવર્તનો એ કૃતિ કરતાં 'સ્નેહમુદ્રા'ને જુદી પાડે છે.

તેમ છતાં, મરણોત્તર આધ્યાત્મિક જીવન પરની ઉભયની શ્રદ્ધા, પ્રકૃતિપ્રેમ, ચિંતનશીલતા, સમાજપ્રશ્નોને બાથમાં લેવાની વૃત્તિ એ બધી બાબતમાં 'ઇન મેમોરિયમ'ને 'સ્નેહમુદ્રા' સાથે સામ્ય છે. ટેનિસનની અનેક પંક્તિઓ અંગ્રેજી ભાષામાં કહેવતરૂપ થયેલી છે, ગોવર્ધનરામમાં પણ એવી અર્થાન્તરન્યાસવાળી ઉક્તિઓ ઠીક પ્રમાણમાં મળે છે. "પણ નારીને રોવા વિના નહિ કર્મમાં બીજું કંઈ", "અન્યોન્ય હેરી ન્યૂનતા પૂરે અનુગુણ દંપતી", "રસઐક્ય વણ નહિ મિત્રતા", "વિધિહસ્તગત ઉરતંત્ર" આદિ ઉક્તિઓ પ્રચલિત છે.

ટેનિસનનું 'ઇન મેમોરિયમ' ગોવર્ધનરામની સામે છે અને 'સ્નેહમુદ્રા' 'ઇન મેમોરિયમ'નું ક્વચિત્ સ્મરણ કરાવે છે તેમ છતાં મૃત્યુચિંતનની નહિ પણ સ્નેહચિંતનની પ્રધાનતા એ 'સ્નેહમુદ્રા'નો વિષય હોઈ એ કૃતિ એલેજી પ્રકારની નથી.

ડાહ્યાભાઈ દેરાસરીએ એ કૃતિ વિષે કોઈ અજ્ઞાત સજ્જનનો અભિપ્રાય ઉતાર્યો છે તે નોંધપાત્ર છે: "'સ્નેહમુદ્રા' પ્રકટ થઈ તેવામાં એક વિદ્વાને હસતાં હસતાં કહેલું અમને યાદ છે કે સ્નેહમુદ્રા છે તો મઝાની પણ બરાબર ઊંડી નથી."[૪૯]

૪૯. 'સાઠીના સાહિત્યનું દિગ્દર્શન', પૃ. ૧૪૧.

## પ્રકરણ ૪

# જીવનકથા – ૨ (૧૮૮૪ – ૧૮૯૮)

'પ્રવૃત્તિમય સંન્યાસ'ની ભાવના જેના જુવાન હૃદયમાં ક્યારનીય રમ્યા કરતી હતી અને બાવીસ વર્ષની ઉંમરે જેણે એને કાગળ ઉપર પણ ઉતારી હતી તે ગોવર્ધનરામે પોતાના જીવનના બીજા સંકલ્પને અમલમાં મૂકવા માટે અઠ્ઠાવીસ વર્ષે એલએલ. બી. થયા પછી આકર્ષક નોકરીઓનો ત્યાગ કરીને ભાવનગર છોડ્યું. ઉપર જોયું છે તેમ હરિલક્ષ્મી સાથેના લગ્નથી ગોવર્ધનરામને પ્રણયનો એક સઘન અનુભવ થયો હતો. એ પ્રણયસુપ્નનો અકાળે અંત આવ્યો અને ગોવર્ધનરામનું માનસ વિષાદયોગમાંથી બહાર નીકળ્યું ત્યારે એમાં એક જાતની પરિપક્વતા (મૅચ્યોરિટી) આવી હતી. આંતરજીવનનાં વહેણોની ખેંચ પૂરી અનુભવીને એ બહાર આવ્યા હતા. હવે વિશાળ દુનિયાના રંગો વધુ એકાગ્રતાપૂર્વક અને નિષ્કામ બુદ્ધિએ જોઈ શકે એવી પરિસ્થિતિ હતી. પહેલો સંકલ્પ એલએલ. બી.ની પરીક્ષામાં પાસ થવુ એ તો પાર પડ્યો હતો, હવે બીજો સંકલ્પ "મુબાઈમા વકીલાતનો સ્વતંત્ર ધંધો માંડવો, અને કદી કોઈની નોકરી કરવી નહિ" એ પાર પાડવાનો હતો, ખરી રીતે જોઈએ તો પહેલા બે સંકલ્પ એ બે નહિ પણ એક જ છે અને બીજો સંકલ્પ – "લગભગ ચાળીસમે વર્ષે ધંધામાંથી નિવૃત્ત થઈ, બાકીની જિંદગી સાહિત્યની સેવામાં અને સાહિત્ય દ્વારા જનસમાજની સેવામાં ગુજારવી"–ના સાધનરૂપ છે, કારણ કે સ્વતંત્ર વ્યવસાય હોય તો "વિદ્યા દ્વારા જનસમાજની સેવા કરવાનો હેતુ"[1] વધુ નિર્બાધપણે અમલમાં મૂકી શકાય અને એ વખતનો જમાનો જોતા વકીલનો વ્યવસાય ...

---

૧. 'સમા૦', પુ. ૧૧, અંક ૩.

એવો વ્યવસાય હતો જેમાં તે સારું એવું કમાઈ શકે અને નિવૃત્તિ દરમ્યાન નિર્વાહ ચલાવવા માટે પૂરતું બચાવી શકે. બીજું ય એક કારણ છે, અને તે ગોવર્ધનરામની પ્રકૃતિ. ગોવર્ધનરામ જેવા સ્વતંત્ર મિજાજના માણસને સ્વાભાવિક રીતે જ નોકરી બહુ રુચે નહિ બાપદાદાની પેઢી ભાગી તે ફરી ચાલુ કરવી એ શકય ન હતું પણ તેનાથી ઊતરતી કક્ષાની વકીલાતના વ્યવસાયની સ્વતંત્રતા સિદ્ધ કરવી એ એમને ઇષ્ટ જણાયું હોય.

ગોવર્ધનરામે પોતાના ભાવનગરનિવાસ દરમ્યાન જીવનનો ઠીક ઠીક અનુભવ મેળવ્યો હતો અને મુંબઈ ગયા પછી વકીલ તરીકેના વ્યવસાયમાં તેમને દેશની અને વિશેષે ગુજરાતની પરિસ્થિતિનો ખ્યાલ મળ્યો. દરમ્યાનમા તેમની વિદ્યોપાસના અને ચિંતનમનન ચાલુ હતાં. આ બધાના પરિપાકરૂપે તેમની સર્જકચેતના 'સરસ્વતીચંદ્ર'ને આકાર આપવા માંડે છે. ગોવર્ધનરામે 'સરસ્વતીચંદ્ર' ગ્રંથનિર્માણ દ્વારા તેમને ઇષ્ટ એવી જનસમાજની સેવા કરી છે. આવી મહત્ત્વની કૃતિને સમજવાને માટે એનો મોટો ભાગ જે કાળમાં રચાયો એ કાળનાં ગોવર્ધનરામનાં માનસ અને પ્રવૃત્તિઓ વિશે જાણવું આવશ્યક છે.

ગોવર્ધનરામે ભાવનગર તો છોડયું પણ પોતે વકીલાત કરી શકે એ માટે પ્રાથમિક ખર્ચની જોગવાઈ તેમની પાસે ન હતી. "જ્યારે એમણે મુંબાઈમાં પગ મૂક્યો ત્યારે એમની પાસે પચાસ રૂપિયા પણ પૂરા નહોતા"[૨] વકીલાતનો વ્યવસાય શરૂ કરતાં પહેલાં અમુક પૈસા તો ખર્ચવા પડે, અને વ્યવસાય શરૂ કર્યા પછી પણ એમાં સફળતા મળે જ એમ કેમ કહેવાય ? ગોવર્ધનરામના સ્નેહીજનોએ તેમને નોકરી કરવા સલાહ આપી. (જસ્ટિસ) ચંદાવરકરે પણ એમને આવી જ સલાહ આપી હતી. મનઃસુખરામે પણ નોકરી લઈ લેવા આગ્રહ કર્યો. રણજિતરામ લખે છે, "મુંબાઈ જઈ વકીલાત આરંભી શરૂઆતમાં આજીવિકાનાં સાધન પૂરેપૂરાં મળી શકવાં દુર્લભ હોવાથી

૨. 'શ્રી. ગો૦', પૃ. ૬૯.

કર્યું દરબાર તરફથી રૂ. ૩૦૦૦ના પારિતોષિકથી ટૉડકૃત 'રાજસ્થાન'નું ગુજરાતીમાં ભાષાંતર કરવાનું સોંપાયું હતું."[3] ગોવર્ધનરામે તારતમ્યદૃષ્ટિએ વકીલાતમાં પડવા અંગે વિચાર કર્યો. ગોવર્ધનરામની નિર્ણય કરવાની વિશિષ્ટ પદ્ધતિ હતી. બે વસ્તુઓ વચ્ચે પસંદગી કરવાની હોય ત્યારે એ બે વસ્તુઓની સામે એના લાભાલાભ અનુસાર ગુણ મૂકતા અને જેને વધારે ગુણ મળે તેનો સ્વીકાર કરતા. આ બાબતમાં પણ તેમણે આ પદ્ધતિ અખત્યાર કરી. છેવટે વકીલાતના વ્યવસાયને જ વધારે ગુણ મળ્યા. અને તેમણે પોતાના મૂળ નિશ્ચય પ્રમાણે એ વ્યવસાયમાં ઝંપલાવ્યું. પરીક્ષા પસાર કર્યા બાદ જસ્ટિસ ચંદાવરકર આદિએ તેમને નોકરી લઈ લેવાની સલાહ આપેલી એ અંગે તેમણે પ્રો. બળવંતરાય ઠાકોર સાથેની ઉત્તરવયની એક મુલાકાતમાં કહેલું કે "પરંતુ મારે તો નોકર થવું જ નહોતું, અને વળી મારી પ્રેમિસો (Premisses) અને તે ઉપરથી મેં જે મારું પોતાનું ભવિષ્ય બાંધ્યું હતું તે ઉપર મને વધારે શ્રદ્ધા હતી."[4] ૧૮૮૪માં ૨૯ વર્ષની ઉંમરે ગોવર્ધનરામે વકીલાત શરૂ કરી. તે વકીલોને મળતા ત્યારે કોઈને "કામ આપજો" એમ કહેતા નહિ. "આપશો તો કરીશ, પણ આગ્રહ કરતો નથી, કેમ જે તમારે જૂના વકીલો સાથે આડતો બંધાઈ ગયેલી છે તે જાણું છું, અને વળી છેલ્લી કોર્ટ આગળ કામ ચલાવવા માટે નવા માણસને કામ સોંપતાં સ્વાભાવિક રીતે અંદેશો થાય, એ સમજું છું; માટે કામ આપશો તો કરીશ, એ ઉપરાંત એક અક્ષર પણ વધારે કહેવાનો મારો હક્ક નથી."[5] એ મતલબનું કહેતા. એક વાર તે સુરતના એક

૩. 'વસંત', વર્ષ ૬, અંક ૩, પૃ. ૨૦૮. આ કાર્ય શરૂ કરેલું પણ પછી કામને અંગે છોડી દીધું હતું એમ ઉલ્લેખ મળે છે: 'ગોવર્ધનરામનું સાલવારી જીવન અને સમકાલીન જીવન' (બીજી આવૃત્તિ), પૃ. ૨૧ અને 'શ્રી. ગો૦', પૃ. ૭૫.

૪. 'વસંત', વર્ષ ૬, અંક ૩, પૃ. ૧૯૦.

૫. એજન, પૃ. ૧૯૦.

મોટા વકીલને મળવા ગયા વાતચીતમા પેલા વકીલે કહ્યું, “ જુઓને મુંબઈના એટલા બધા વકીલો તરફ હું મુરબ્બીવટ રાખુ છુ કે ..."[6] આ લાણુ ચાલે એ પહેલા જ ગોવર્ધનરામે કહ્યું, “ માફ કરજો, સાહેબ, હું આપની પેટ્રનેઇજ (Patronage) માટે આવ્યો નથી આ તો આપના મિત્ર અને મારા વડીલ જેવા ડા .સાહેબ મને આગ્રહ કરીને અહીં આપની પાસે લાવ્યા છે, અને મારો પણ નિયમ છે કે ધંધાળ ધુઓને મળતા રહેવુ, માટે જ આવ્યો છુ"[7] ગોવર્ધનરામના આ શબ્દોથી પેલા ભાઈને રીસ ચડી અને તેમના તરફથી પાચ વર્ષ સુધી ગોવર્ધનરામને કશુ કામ મળ્યુ નહિ પછી બન્યું એવુ કે ગોવર્ધનરામ અને તે બન્ને કોઈ કેસમા સામસામા વકીલો તરીકે આવ્યા ગોવર્ધનરામ જીત્યા પણ પેલા વકીલનો તેમના વિશેનો અભિપ્રાય બદલાયો નહિ બીજા કેસમા પણ આવુ જ બન્યુ છતા પેલા ભાઈએ અભિપ્રાય ન ફેરવ્યો ત્રીજા કેસમા પણ આ જ સ્થિતિ થઈ, ગોવર્ધનરામ લાગલાગટ ત્રણે કેસમા જીત્યા ત્રણે વખત પેલા ભાઈ ગોવર્ધનરામની વિરુદ્ધમાં હાર્યા અને તેમનુ અભિમાન ઓગળી ગયુ તેમણે પોતાનો મત બદલ્યો ગોવર્ધનરામની બુદ્ધિશક્તિ માટે માન થયું પછી તો બન્ને વચ્ચે ઘણો સારો સબધ થયો ગોવર્ધનરામની વકીલ તરીકેની શક્તિ વિશે શ્રી મનસુખરામ કૃષ્ણસુખરામ મહેતા લખે છે, “ નામદાર ન્યાયાધીશો તથા સામા પક્ષના વકીલો ઘણી વખત અજાયબ પામતા કે અમુક આધાર શા માટે એમણે બતલાવ્યો હશે પણ ગોવર્ધનરામની બુદ્ધિ એવી તીવ્ર હતી કે પોતે કાઢેલો આધાર પોતાના કામને કેવી રીતે લાગુ પડે છે તે અજાયબ રીતે બતાવતા તથા ભલભલા ન્યાયાધીશો તથા સામાના વકીલને ગૂચવાડામા નાખી દેતા આધારોના સૂક્ષ્મ તફાવતો શોધી કાઢવામા નિપુણ હતા ને એ કામમા

---

૬ “Well, you know, I patronize so many in Bombay ” એજન પૃ ૧૯૦

૭ એજન, પૃ ૧૯૦

એમની સૂક્ષ્મ અવલોકનશક્તિ ઘણી પ્રદર્શિત થતી હતી."[૮] આવી બુદ્ધિશક્તિવાળા કુશળ વકીલને કામનો તોટો તો રહે નહિ, એમાંય મનઃસુખરામને દેશી રજવાડામાં સારું ઓળખાણ હતું. ગોવર્ધનરામને ઢગલાબંધ કામ મળવા માંડ્યું. "એ પંદર વર્ષની વકીલાતમાં ગુજરાતના ચારે જિલ્લામાંથી તથા દક્ષિણમાં ખાનદેશ, ધારવાડ, રત્નાગિરિ, સતારા, સોલાપુર, નાશક આદિ સ્થળોમાંથી, રાજરજવાડાં તરફથી, શંકરાચાર્ય, સ્વામિનારાયણ, ગોસ્વામી મહારાજ, મોબેદો અને મુલ્લાંજી, પાદરીઓ તથા સાધુઓ વગેરે તરફથી, શ્રીમંત શેઠિયાઓ તથા પ્રતિષ્ઠિત વકીલો અને જમીનદારો તરફથી, એ ચોતરફથી ગોવર્ધનરામજી પાસે થોકબંધ કામ ચાલ્યું આવતું."[૯] ગોવર્ધનરામને સૌ પ્રથમ દક્ષિણીઓ તરફથી કામ મળ્યું. "દક્ષિણીઓ સ્વતંત્ર અભિપ્રાય બાંધે છે, અને તે મુજબ વર્તવામાં જૂનાં બંધનોને ગણતા નથી, એ પ્રકૃતિનો એમને લાભ મળ્યો."[૧૦] આ વ્યવસાયથી માત્ર દેશી રજવાડાંમાં જ નહિ પણ દેશના વિવિધ વર્ગો અને સંસ્થાઓમાં શું ચાલી રહ્યું છે, એનો તેમને સારો એવો પરિચય થયો. તેમના 'સરસ્વતીચંદ્ર'માં ભાવનગરના રાજ્યનું ચિત્ર છે એમ કહેવાતું. એ જ રીતે ખંભાત કે મહીકાંઠાની રાજખટપટોનું ચિત્ર પણ 'સરસ્વતીચંદ્ર'માં ઝિલાયું છે એમ પણ બોલાતું હતું.

આ અંગે ૧૯૦૬ માં ગોવર્ધનરામ સાથેની પ્રો. ઠાકોરની મુલાકાતમાંથી ઘણી રસપ્રદ વિગતો મળે છે.[૧૧] આ વિગતોનો ઉલ્લેખ 'સરસ્વતીચંદ્ર'ના પાત્રનિરૂપણની ચર્ચામા આગળ થશે. પોતાના વકીલ તરીકેના વ્યવસાયમાં ગોવર્ધનરામ અસીલોનુ હિત જોતા અને તેમના ભલા માટે પોતાનાથી થાય તે કરી છૂટતા. ન્યાયાધીશો તરફ

૮. 'સમા૦', ગોવર્ધનસ્મારક અંક, પૃ. ૭૬.

૯. ગણપતરામ અનુપમરામ ત્રવાડી; 'સમાલોચક', પુ. ૧૧, અંક ૩.

૧૦. 'મ્હારા છેલ્લા મેળાપ' બ. ક. ઠા.: 'વસંત', વર્ષ ૧, અંક ૩, પૃ. ૧૯૦.

૧૧. એજન.

તેમનુ વર્તન વિનયયુક્ત હતુ છતા સ્પષ્ટ વાત કરતાં તે કદી ખંચકાતા નહિ. એક કેસમાં તેમણે જે બૅરિસ્ટરને રોકેલો તે બીજી કોર્ટમાં જવાથી કામ મુલતવી રાખવા તેમણે સર ચાર્લ્સ ફ્રેમ્નને વિનંતી કરી. જસ્ટિસે ટીકા કરી કે કોર્ટમાં આટલા બધા બૅરિસ્ટરો છે એમાંથી ગમે તેને રોકો, અમુક બૅરિસ્ટર સુલભ ન હોય એટલા ખાતર કોર્ટને અડચણ શા માટે કરો છો, વગેરે. ગોવર્ધનરામે જવાબ આપ્યો: "There are junior counsels and senior counsels and we are bound to instruct those counsels who we think will do justice to our clients' cause or whom the clients want us to engage."[૧૨]

ડૉ કાન્તિલાલ પંડ્યા લખે છે, "પોતાની આ વિનયયુક્ત સ્વતંત્ર બુદ્ધિને લીધે એમણે ન્યાયાસનને શોભાવનાર ઘણા પુરુષોના માન તથા સદ્‌ભાવ સંપાદન કર્યા હતા, અને સર ચાર્લ્સ સારજન્ટ જેવા મહાન ન્યાયાધીશના પ્રીતિયુક્ત આદરભાવને પણ પાત્ર થયા હતા."[૧૩] એડવર્ડ કેન્ડી સાથેનો એક પ્રસગ એવો છે કે જેમા ગોવર્ધનરામની હિંમત અને વિનોદવૃત્તિ જોવા મળે છે. એક વાર ગોવર્ધનરામ એડવર્ડ કેન્ડી સાહેબ સમક્ષ એક અપીલ દાખલ કરાવવા દલીલો કરી રહ્યા હતા. કેન્ડી સ્વભાવે જરા "Short-tempered"[૧૪] હતા, તે તરત ગુસ્સે થયા. કેન્ડી સાહેબનો ગુસ્સો જોઈ નવાસવા વકીલના તો હાંજા જ ગગડી જાય, પણ ગોવર્ધનરામ એમ હારી જાય શાના ? તેમણે સ્વસ્થતાથી છતાં મક્કમતાપૂર્વક પૂછ્યું, "Is your Lordship unwell to day?"

૧૨. મન્સુખરામ કૃષ્ણમુખરામ મહેતાના લેખના આધારે, 'સમા૦', ગો. સ્મા. અંક, પૃ. ૭૭.

૧૩. 'શ્રી. ગો૦', પૃ. ૨૦૦-૨૦૧

૧૪. આ શબ્દ ક્રૃ. મો. ઝવેરીના લેખમાથી લીધો છે, મૂળ એ લેખ પ્રસિદ્ધ થયેલો જાન્યુઆરી ૧૯૦૭ના 'ઈસ્ટ ઍન્ડ વેસ્ટ'માં, 'સમા૦', ગો. સ્મા. અંકમા એ પુનર્મુદ્રિત થયો છે. પૃ. ૪.

ન્યાયાધીશ તરત સમજી ગયા અને "O, no Mr. Tripathi I am alright, go on, go on," એમ કહ્યું અને છેવટે અપીલ દાખલ થઈ. ગોવર્ધનરામ કેસ લડતી વખતે વીગતપૂર્વક જ દલીલો કરતા, ક્વચિત્ પુનરુક્તિ પણ થવા દેતા. પણ ન્યાયાધીશને સઘળી હકીકત ઠસાવ્યા સિવાય તેમને જંપ થતો નહિ. પારસન્સ જેવા ન્યાયાધીશ તો ટકોર પણ કરતા કે, "મિ. ત્રિપાઠી, તમારી આ તકરાર અડધો ડઝન વાર રજૂ થઈ ગઈ છે". ગોવર્ધનરામ, જવાબમાં, કહેતા કે, "સાહેબ, હું પુનરુક્તિ કરતો નથી. માત્ર આપ નામદારના ધ્યાનમાં મારી વાત બરાબર આવે તેટલા માટે મારો મુદ્દો વધારે સ્પષ્ટ ભાષામાં પ્રકટ કરવા યત્ન કરું છું."[૧૫] એ વખતે કોર્ટમાં એવી પ્રથા હતી કે દેશી ભાષામાં લખાયેલા દસ્તાવેજો વગેરે રજૂ કરતી વેળા વકીલોએ સાથે એનુ અંગ્રેજી ભાષાંતર સામેલ કરવું. લગભગ બધા વકીલો આ પ્રથાથી હેરાન થતા હતા. કેટલાકે તો ગોવર્ધનરામનું આ બાબત તરફ લક્ષ પણ ખેંચ્યું અને એ અંગે કાંઈક કરવા જણાવ્યું. ગોવર્ધનરામે કહ્યું કે એવો કોઈ કેસ મારી પાસે આવે તો બનતું કરું. થોડી વારમાં એવો કેસ આવ્યો પણ ખરો. આ પ્રથા નાબૂદ કરાવવાનો ગોવર્ધનરામે નિશ્ચય કર્યો. તે વખતે ન્યાયાસન ઉપર અગાઉ જેનો ઉલ્લેખ કર્યો તે જસ્ટિસ કેન્ડી હતા. ગોવર્ધનરામે તો બેધડક મરાઠી દસ્તાવેજ રજૂ કર્યા. જસ્ટિસ કેન્ડીએ અંગ્રેજી ભાષાંતરની માગણી કરી. ગોવર્ધનરામે કહ્યું, "સાહેબ, અંગ્રેજી તરજુમા કરવા એ મારું કામ નથી, તેથી મેં એનો એનો તરજુમો કર્યો નથી." સાહેબને આવો જવાબ તો પહેલી જ વાર મળતો હતો. તે ગુસ્સે થઈ ને બોલ્યા, "મિ. ત્રિપાઠી, ખતના તરજુમા વકીલોએ કરવા એ હાઈકોર્ટનો શિરસ્તો છે એ તમે જાણો છો?" ગોવર્ધનરામ: "ઘણા કેટલાક વકીલો તે પ્રમાણે કરતા હશે. પરંતુ એ શિરસ્તો કાયદેસર નથી. કારણ, ભાષાંતર કરવું એ કોઈ રીતે વકીલનું કામ

૧૫. 'શ્રી. ગો૦', પૃ. ૨૦૧–૨૦૨.

ન્યાયાધીશના મિજાજનો પારો ચઢવા લાગ્યો. તેમણે ફરી પૂછ્યું, "મિ. ત્રિપાઠી, અંગ્રેજી ભાષાંતર કરવાનું કામ તમારું નથી તો બીજા કોનું છે?" ઉત્તરમાં ગોવર્ધનરામે કહ્યું, "સાહેબ, વકીલોનું કામ ભાષાંતર કરવાનું બિલકુલ નથી. પણ આપ નામદારને અંગ્રેજી ભાષાંતરની જરૂર જ હોય, તો તે કામ હાઈકોર્ટના ભાષાંતરખાતા પાસે કે સરકારી ભાષાંતરખાતા પાસે કરાવવું જોઈએ. આવું કામ કરવા માટે જ પૈસા ખરચીને સરકારે આ ખાતાંઓ ઉઘાડ્યાં છે.; તેથી તે કામ કરવાની તેઓની ફરજ છે– વકીલોની નહિ." કેન્ડી સાહેબને થયું કે તકરાર પતી જાય તો સારું. તેમણે યુક્તિપૂર્વક કહ્યું, "પણ, ત્રિપાઠી, બીજા બધા વકીલો તરજુમો કરે છે તો મારી ખાતર તમે એનો તરજુમો નહિ કરી લાવો?" ગોવર્ધનરામ મક્કમ રહ્યા. "ના, નામદાર, એક નિયમને ખાતર હું તે કરી શકીશ નહિ" આ ટપાટપી ચાલતી હતી ત્યારે ગોવર્ધનરામની પાસે બેઠેલા તેમના એક સ્નેહી વકીલે ગોવર્ધનરામને બેસાડી દેવા માટે પાછળથી એમનો કોટ ખેંચવા માંડ્યો અને એની અસર થઈ નહિ એટલે ચૂંટલી ખણી. પણ આમ અધવચ્ચે મુદ્દાને છોડી દેવો એ ગોવર્ધનરામના સ્વભાવમાં જ ન હતું. સહેજ પાછળ ફરી તેમણે આ મિત્રને કહ્યું, "અરે, બોલવા દોને. ન્યાયાધીશ થવાનો મને લોભ નથી કે દબાઈને હું બેસી જાઉં." અને તેમણે તકરાર આગળ ચલાવી. છેવટ ગોવર્ધનરામે છેલ્લો પાસો ફેંકતાં મોટા અવાજે કહ્યું, "My Lord, the Bench is expected to know the vernaculars of the country–" એ વખતના જમાનામાં એક દેશી વકીલ આ પ્રમાણે સંભળાવી દે એ કેન્ડી સાહેબ જેવા ગરમ મિજાજના ન્યાયાધીશને તો સાંખ્યું જાય જ શાનું? તે લાલપીળા થઈને કહેવા જતા હતા ત્યાં તો ગોવર્ધનરામે સિફતથી પોતાનું આગલું વાક્ય પૂરું કર્યું, "and your Lordship knows Marathi so well" અને કેન્ડી સાહેબનો મિજાજ તરત જ ઓગળી ગયો, અને હસતાં હસતાં કહ્યું, "હા. હા, મિ. ત્રિપાઠી, તમારું કહેવું ખરું છે, પરંતુ

જુઓને, આ ખતમાં અક્ષર એવા ખરાબ છે કે..." વગેરે વગેરે. અને આ પ્રસંગથી દેશી ભાષામાં લખાયેલા દસ્તાવેજોનું અંગ્રેજી ભાષાંતર રજૂ કરવાની પ્રથા ગઈ.[૧૬]

વકીલ તરીકેની કામગીરી દરમ્યાન ગોવર્ધનરામનો નિત્યક્રમ કેવી જાતનો હતો, તે સમયનો કેમ ઉપયોગ કરતા અને આવા પ્રવૃત્તિમય વ્યવસાય વચ્ચે પણ તેમનું વિદ્યાનું કામ કેમ આગળ ધપતું હતું એ વિશે મન્સુખરામ કૃષ્ણસુખરામ મહેતા લખે છે, "એમને કામનું દબાણ એટલું હતું કે કાં તો કોર્ટમાં રોકાયલા હોય અથવા વકીલના ઓરડામાં ટેબલ પર બેસી બ્રીફના કાગળો ઉથલાવતા હોય. છેક વાંચીને થાકી જાય ત્યારે વિશ્રાન્તિ લેવા આરામખુરશી પર પડતા; તે વખત પણ એક રીતે નકામો જવા દેતા નહિ. કા તો જોડે બેઠેલા મિત્ર જોડે વાર્તાવિનોદમાં અથવા કોઈ પણ હકીકત મેળવવામાં અથવા પોતે વાંચ્યું હોય કે અનુભવ્યું હોય તેનું રમૂજી ભાષામા બ્યાન આપવામાં પોતાનો નવરાશનો વખત કાઢતા. ઘેર પણ બ્રીફ વાંચતાં થાક લાગે ને મગજ કામ કરે નહિ ત્યારે દસપંદર મિનિટ કોઈ પણ પુસ્તક વાંચતા ને થાક ઉતારીને પાછુ પોતાનું કામ શરૂ કરતા. આરામ લેવાની એમની આ પદ્ધતિ હતી એ ઘણી વાર એમને મોઢેથી સાંભળેલું. નવરા તો એ બેસતા જ નહિ. કંઈ પણ વિચાર કરતા હોય અથવા વાર્તાવિનોદથી રમુજ સાથે પોતાના જ્ઞાનમાં ઉમેરો કરતા હોય. ઘરમાં એકાન્તમાં બેસી પોતાનું કામ કરવાની તથા વાંચવાની એમની ટેવ હતી તે છતાં હાઈકોર્ટમાં તો લાઇબ્રેરીમાં એકાંતમાં બેસી પોતાના બ્રીફ તથા આધારો જોવાને બદલે વકીલના ઓરડામા સામાન્ય ટેબલ પર એક ખૂણે બેસવાનુ પસંદ કરતા ને ત્યાં આગળ આસપાસ ગમે તેટલો અવાજ થતો હોય તે છતા પોતાનુ વાચવામાં રોકાયલા રહેતા. વકીલાતના પાછલા વખતમાં અતિશય બ્રીફના ઢગલા વાંચવાથી થાક

૧૬. 'શ્રી. ગો૦'ને આધારે પૃ. ૨૦૨–૨૦૪.

લાગી માથું દુખે ને આંખને શ્રમ લાગે ત્યારે મેન્થોલ લગાડી ક્ષણિક શાન્તિ મેળવી પોતાના વાચનમા પાછા ગૂંથાતા "[17] આવા બાહોશ વકીલને પોતાના વ્યવસાયમા સારી આવક થાય એમાં આશ્ચર્ય નથી સને ૧૮૮૪ થી ૧૮૮૭ સુધીના ચાર વર્ષના ગાળામા ગોવર્ધનરામની આવક ઘણી, સારી થઈ અને પિતાનુ દેવુ તેમણે ભરપાઈ કરી આપ્યું તેમની વકીલાત એવી ધીકતી ચાલતી હતી કે "પાંચ વર્ષમા ભાવનગરમા તેઓ જેટલુ કમાયા તેટલી રકમ મુંબઈમાં વકીલાતના મધ્યકાળમાં એક પ્રસંગે ત્રણ માસમા જ પ્રાપ્ત કરી શકયા."[18] ૧૮૭૮ થી આરભી તેમની નિવૃત્તિ સુધીના સમયમા તે આશરે એક લાખ અને આઠ હજાર રૂપિયા કમાયા હતા એમ તે પોતે રફેપણકમા નોધે છે.[19] ૧૮૮૨મા તેમણે મનઃસુખરામકૃત 'ગોકળજી ઝાલાનુ જીવનચરિત્ર'નુ અવલોકન 'રાસ્ત ગોફતાર'મા પ્રકટ કર્યું[20] ૧૮૮૪ના જાન્યુઆરીમા અમદાવાદમા હેમાભાઈ ઇન્સ્ટિટ્યૂટમા ગોવર્ધનરામે 'The Philosophy and Science of Substantive Criminal Law'[21] એ વિષય પર ભાષણ આપ્યું. ભાષણમાં તેમણે વિષયની જાણકારી એવી તો સરસ બતાવી કે ભાષણ પૂરુ થયા પછી પ્રો આબાજી વિષ્ણુ કાથવટેએ સભામા કહ્યું કે, "મે ઘણા વિદ્યાર્થીઓ દીઠા છે, પરંતુ અભ્યાસ કરવાની આવી ઉત્તમ પદ્ધતિ કોઈની દીઠી નથી. આ રીતે જો કાયદાનો અભ્યાસ બધા કરી શકતા હોય તો વકીલવર્ગ કેવો અનુપમ થાય!"[22] કાયદાશાસ્ત્રનો પરિચય કરવાનુ આજીવિકાને કારણે થયું પણ પછી એક

---

૧૭. 'સમા૰', ગો. સ્મા અંક, પૃ. ૭૮.
૧૮. ગણપતરામ અનુપમરામ ત્રવાડી, 'સમા૰', પુ. ૧૧. અંક ૩.
૧૯. જુઓ તા. ૧૯–૧૧–૧૯૦૪ની સ્ક્રે. બુ નોધ.
૨૦. જુઓ પ્રકરણ ૮.
૨૧. એજન
૨૨. 'શ્રી ગો૰', પૃ. ૭૫.

શાસ્ત્ર તરીકે એમણે એમાં જીવંત રસ લીધો એનું આ એક ઉદાહરણ છે. જ્ઞાનનો એક પણ પ્રદેશ ગોવર્ધનરામને ત્યાજ્ય ન હતો; અને તીવ્ર જિજ્ઞાસાવૃત્તિ તેમની રગમાં જ હતી. પ્રસિદ્ધ વિવેચક જ્હોન મિડલટન મરી દોસ્તોયે વ્હેસ્કી પરના પોતાના વિવેચનાત્મક સ્વાધ્યાયમાં કહે છે :—"For there is no writer of any age or any country in whom abstract thought has lit so mighty a flame of passion as in Dostoevsky. In him the most terrible and the most human of all passions, the passion to know, reached to the heat of incandescence."[૨૩]

—ગોવર્ધનરામને માટે આ શબ્દો વાપરવામાં ભાગ્યે જ અત્યુક્તિ લેખાશે.

ગુજરાતી ભાષાના સિદ્ધ વિવેચક નવલરામ લક્ષ્મીરામ પંડ્યાના પરિચયમાં પણ તેઓ આ વર્ષે આવ્યા. આ મેળાપ અર્ધો કલાકનો જ હતો. અને જેમ એ પહેલો હતો તેમ દૈવવશાત્ છેલ્લો પણ નીવડ્યો. ગોવર્ધનરામ એ અંગે લખે છે તેમ "રાત્રિએ અર્ધો કલાક સુધીનો જ પ્રસંગ થયો હતો." તે-પહેલાં કે તે પછી કોઈ પણ રીતે એ બેનો પ્રસંગ થયો નથી.[૨૪] એ પછી ૧૮૮૮માં નવલરામનું મૃત્યુ થતાં ગોવર્ધનરામ નવલરામના લેખસંગ્રહ 'નવલગ્રંથાવલિ'નું સંપાદન ૧૮૯૧માં કરે છે અને જીવનરેખા લખવાને મિષે નવલરામનું આંતરચિત્ર ઉપસાવવા પ્રયાસ કરે છે.

ગોવર્ધનરામે જીવનના સંકલ્પો તો કરી રાખ્યા જ હતા પરંતુ ૧૮૮૫માં તે એને એક સુવ્યવસ્થિત આકાર આપે છે અને એમ

૨૩. 'Fyodor Dostoevsky: A Critical Study', (૧૯૨૩) પૃ. ૬૯.

૨૪. 'શ્રી. ગો૦', પૃ. ૭૪.

પોતાના જીવનક્રમનો નકશો તૈયાર કરે છે. આ જન્તરસથી તે પોતાની સ્ક્રેપબુક લખવા માંડે છે. ૧૮૮૫ના જાન્યુઆરીથી આરંભી તા. ૩–૧૧–૧૯૦૬ સુધી તેમણે એ નોંધો લખી છે. ગોવર્ધનરામની આ સ્ક્રેપબુક તે સામાન્ય "ફકરાવહીઓ"૨૫ નથી. એ છે ગોવર્ધનરામના હૃદયનું ચિત્ર. આ નોંધોમાં તેમણે પોતાના ચિંતનમનન, સ્વાધ્યાય, કુટુંબપ્રશ્નો, અંગત જીવનના પ્રશ્નો – એ અંગેનાં મંથનો, જાહેરજીવનના પ્રશ્નો અંગેના પોતાના અભિપ્રાય : એમ ઘણી બાબતો પર લખ્યું છે. આ સ્ક્રેપબુકો અંગે પ્રો. બળવંતરાય ઠાકોર લખે છે : "...આ ફકરાવહીઓ વિષે પોતે જ ઈ. સ. ૧૮૯૧ના જુલાઈ માસમાં ટપકાવે છે, 'અહીં લખલખ કરું છું શા અર્થે વારુ? આમાં મારા કેટલાક નિર્ણયો નોંધુ છું, ખોવાઈ ન જાય માટે. કેટલીક વાર આમ વિચારતો વિચારતો લખું છું, તેમાં મારાં મત ઊકલી આવે છે, પરિચ્છિન્ન (એક્ઝેક્ટ exact) થાય છે. કેટલીક વાર આમ કાગળ ઉપર હૃદયનો ભાર પણ હલકો કરું છું....વળી મારી નબળી પળો આમાં જોઈને શરમાતાં શીખું છું. આમાંથી મને બળ અને હિંમત સાંપડે છે. પ્રવાહ તો આગળ વધે, પાછો પણ હઠે, તેની સામસામી વાંકીચૂકી ગતિ અહીં સળંગ ગતિરૂપે જોઈ શકાય છે....મારાં બલાબલનાં આ પ્રતિબિંબોમાંથી ચંપાતો હોઉં છું તે પળોમાં આમાંથ શીખું છું અને સચેત બનું છું. બીજા વાચકો?...(૧) તેઓ શું ધારશે તે મારે ક્યાં જાણવું છે? (૨) જો આના વાચનથી કોઈને પણ નુકસાન થશે, તો તેમાં ખરો દોષ એમનો પોતાનો જ હશે. (૩) હું નથી ધારતો આથી કોઈને પણ નુકસાન થાય. . . . (૪) નિખાલસતાથી અને ન્યાય બુદ્ધિએ લખવું ઉચિત, તે જ લખું છું....'"૨૬ અગાઉ ૧૮૭૭માં લખવી શરૂ કરેલી 'સ્નેહમુદ્રા' ગોવર્ધનરામ આ વર્ષે હાથ પર લે

૨૫. પ્રો. ઠાકોરે યોજેલો શબ્દ; વિ. વ્યા., ગુ. ૧ લો., પૃ. ૨૬.

૨૬. 'વિવિધ વ્યાખ્યાનો', ગુચ્છ ૧ લો, પૃ. ૨૭; ગોવર્ધનરામ શબ્દો માટે જુઓ તા. ૧૦–૭–૯૧ની સ્ક્રેપબુક નોંધ.

મિ. તેલંગની ટીકાથી પોતાના વિચાર ફર્યા ન હતા એ પ્રસિદ્ધ છે, છતાં સામા પક્ષની એ ટીકા વંચાવતાં પણ એમના મુખ ઉપર હર્ષ અને આદરની જ વૃત્તિઓ પ્રસરતી એ જોઈ મને એ મહાન પુરુષની ઉદારતા માટે બહુ માન ઊપજ્યું "૩૦

૧૮૮૬મા ગોવર્ધનરામના પુત્ર રમણીયરામનો જન્મ થયો. "પત્ની અને મિત્રોના મૃત્યુથી ફૂટેલું કવિત્વ 'વિપ્રલંભ કે સરકારમુદ્રા'ને નામે શબ્દોમા વ્યક્ત થતું હતું તે ઈ. સ ૧૮૮૯મા 'સ્નેહમુદ્રા'ને નામે પ્રસિદ્ધ થયું મન્મથમા ઉત્પન્ન થતો સ્નેહ માનસસ્નેહ થઈ જાય છે, જગતમા વ્યાપી જાય છે, ધર્મની પ્રચડ જ્વાળા સળગાવનાર અને તે અખંડ રાખનાર માનસસ્નેહ છે, એ સ્નેહ ઉપજાવનાર મહિલાઓ જગતમા કેવી દિવ્ય ઉદ્ધારક શક્તિઓ છે, સ્નેહમાથી જાગેલી ધર્મની તીવ્ર ભાવના જગતનું કલ્યાણ સાધી શકે છે. આવા આવા 'સ્નેહમુદ્રા'ના સંદેશા છે 'સરસ્વતીચંદ્ર'મા સ્નેહનું જે સ્વરૂપ નાયકનાયિકાના જીવનમાં વ્યાપ્ત જણાય છે તે આ કાવ્યમાં કવિત્વમય રીતિએ આલેખ્યું છે "૩૧ 'સરસ્વતીચંદ્ર ભા ૧' ૧૮૮૭માં ગોવર્ધનરામે પ્રકટ કર્યો. 'સરસ્વતીચંદ્ર' આરભ્યો એ પહેલાથી 'સ્નેહમુદ્રા'નુ શોકકાવ્ય લખાતુ આવતુ હતું, અને અગાઉ જોયુ તેમ ભાવનગરનિવાસ દરમ્યાન અને એ પછી ગોવર્ધનરામે જે અનુભવો મેળવ્યા – મુબઈમા હતા ત્યારે 'વિદ્યાર્થી' હતા એમાથી 'અનુભવાર્થી' બન્યા – એ બધાના નિચોડરૂપ 'સરસ્વતીચંદ્ર ભા ૧'ની સર્જકકૃતિ ગુજરાતને મળી જ્હોન મિડલટન મરી કહે છે તેમ ઇવાન કેરેમેઝોવની ઉક્તિ "There is suffering and suffering" એ સમજવી એટલે એના સર્જક દોસ્તોયેવ્સ્કીને સમજવાની ચાવી પામના બરાબર છે,[32]

૩૦. 'સાહિત્યવિચાર', પૃ. ૪૬૮.

૩૧. રણજિતરામ વાવાભાઈ: 'સમા૦', ગો. રમા. અંક, પૃ ૧૮.

૩૨. 'Fyodor Dostoevsky : A Critical Study', પૃ. ૭૧

તેમ ગોવર્ધનરામના 'સરસ્વતીચંદ્ર'નું વાક્ય "જાતે રંગાયા વિના સર્વ રંગ જોઈ શકું છું;" એ સમજવું તે એના સર્જક ગોવર્ધનરામને સમજવાની ચાવી બરાબર છે; કારણ કે ગોવર્ધનરામનું માનસબંધારણ જોતાં આ રીતે જ તેમણે જીવનના અનુભવો લીધા હોય એમ લાગે છે. આગળ કહેવાયું છે કે ગોવર્ધનરામ 'વિદ્યાર્થી' મટી 'અનુભવાર્થી' બન્યા એ દ્વારા એટલું જ સૂચવવાનુ છે કે તેમણે બી. એ.ની પરીક્ષા પાસ કરી એક રીતે પોતાનુ વિદ્યાર્થીજીવન પૂરું કર્યું હતું, બાકી ગોવર્ધનરામ એટલે જીવનભરના વિદ્યાર્થી જગતની શાળામાં ગોવર્ધનરામ પ્રતિપળ શીખતા જ રહ્યા છે, તેમની વાઙ્મયઅભિવ્યક્તિ અને તેમના સ્વાધ્યાયની નોંધો (સ્ક્રેપબુકમાં) જોતાં લાગે કે તેમણે કેવી તન્મયતાથી પોતાનું સ્વાધ્યાયતપ વધાર્યા કર્યું હશે! ડૉ. જ્હૉનસનની જેમ તે પોતે માનતા કે "Before writing one book, one must turn over at least half a library."[૩૩] અને આ કથનનો સત્યાશ તેમણે આચરી બતાવ્યો હતો એમ આપણે કહી શકીએ. 'સરસ્વતીચંદ્ર' જેવી સર્જકકૃતિ એ આવી તપસ્યાનું જ ફળ છે. મહાકાય પાત્રો આવી સજ્જડ – હઠીલી – મહેનત વગર સર્જી ન શકાય. દોસ્તોયેવ્હસ્કી એક પત્રમાં કહે છે: – "The colossal figures created by the colossal writers have often grown out of the long stubborn labour."[૩૪]

૧૮૮૭મા તેમણે 'On Betrothal among the Vadnagara Nagar Brahmins of Nadiad' એ ભાષણ આપ્યું અને ૧૮૮૮ માં 'Shall we live. After death?' એ વિષય પર ભાષણ આપ્યું.[૩૫] અને ૧૮૮૯ માં 'સ્નેહમુદ્રા' પ્રગટ થઈ.

---

૩૩. 'શ્રી. ગો૦', પૃ. ૨૦૭.

૩૪. 'Fyodor Dostoevsky: A Critical Study', પૃ. ૭૬

૩૫. જુઓ, પ્રકરણ ૮.

આ જ વર્ષે તેમણે 'રસસુન્દરી અને તત્ત્વાનંદ સ્વામી'[36] કાવ્ય શરૂ કર્યું. આ જ વર્ષે હાઈકોર્ટ તરફથી લેવાતી વકીલોની પરીક્ષામાં ગોવર્ધનરામ પરીક્ષક તરીકે નિમાયા. આ વર્ષે કચ્છ અને મોરબી સંસ્થાનો વચ્ચે વવાણિયા સંબંધે તકરાર ચાલતી હતી, કુલ્ટન સાહેબના પ્રમુખપણા નીચે જે કમિશન નિમાયું એમાં કચ્છ રાજ્યે ગોવર્ધનરામને પોતાના વકીલ તરીકે નીમ્યા.[37] આ વર્ષે ગોવર્ધનરામે તેમના નાનાભાઈ નરહરિરામનો વ્યવસાય નક્કી કરી આપ્યો. ૧૮૮૬મા નરહરિરામ મૅટ્રિકમાં નાપાસ થયેલા, ભણવામાં એમનું મન ચોંટે એવું ન હતું અને હિસાબી કામકાજમા તે એક્કા હતા. ગોવર્ધનરામ ભાવનગરમા હતા ત્યારે પાનની બાબતમાં નરહરિરામે વ્યવહારુ યુક્તિ બતાવી પોતાની આવડત પ્રગટ કરી હતી, એટલે એમને કોઈ પણ ધંધો જ અનુકૂળ આવશે એમ માની ગોવર્ધનરામે તેમને જુદા જુદા ધંધામાં રોક્યા હતા. શરૂઆતમાં રૂના વેપારમાં અને બંદર ઉપર ગોદીમા કામ શીખવા માટે મૂક્યા હતા. છેવટે તેમણે પુસ્તકોની દુકાન કરવાનું પસંદ કર્યું. એટલે ગોવર્ધનરામે ૧૮૮૯માં બેત્રણ જણા સાથે ભાગમાં 'એન. એમ. ઍન્ડ કંપની'ના નામથી ચોપડીઓ વેચવાની તથા માથાનાં તેલ વગેરે બનાવી વેચવાની દુકાન કઢાવી આપી.[38] આ દુકાનમાંથી અત્યારની પ્રસિદ્ધ પ્રકાશન સંસ્થા 'એન. એમ. ત્રિપાઠી પ્રાઇવેટ લિ.' અસ્તિત્વમાં આવી છે.

સને ૧૮૯૦માં પોતાનાં માતપિતાની ઇચ્છાથી ગોવર્ધનરામે તેમને, પોતાના બહેન શણગારલક્ષ્મી અને બનેવી હરિશંકર સાથે, કાશી વગેરે પવિત્ર તીર્થસ્થળોની યાત્રાએ જવાની ગોઠવણ કરી આપી. આ સમયમાં જ તે મૅટ્રિકમાં ગુજરાતીના પરીક્ષક નિમાયા. પરીક્ષા માટે ઊંચું ધોરણ રાખવાથી ગોવર્ધનરામના પ્રશ્નો અઘરા હોવાની

૩૬. જુઓ, પ્રકરણ ૮.
૩૭. 'શ્રી. ગો૦', પૃ. ૭૭.
૩૮. એજન, પૃ. ૭૯.

બૂમ ઊઠી, પણ "ઉદારતામિશ્રિત ન્યાયદૃષ્ટિથી તે સવાલના જવાબ તપાસવાથી તે ઘણે અંશે શાંત થઈ."[૩૯] ૧૮૯૧ માં રેવાકાંઠા એજન્સીમાં આવેલા રાજપીપળા સ્ટેટમાં ગોવર્ધનરામને કોઈ કેસ અંગે જવું પડયું. એકાદ માસ કોઈ અધિકારી સાહેબના કૅમ્પમાં રહેવું પડયું. જંગલમાં તેમને કેવી હાડમારી વેઠવી પડી હતી અને કેવા અનુભવો થયા હતા એનું પોતે વર્ણન કરતા એક પ્રસંગની વાત તે ઉત્સાહપૂર્વક કરતા. જે સાહેબની સાથે તે રહ્યા હતા તેમને શિકારનો જબરો ચસકો હતો એક વાર વાઘનો શિકાર કરવા જતાં વાઘ છંછેડાયો અને સાહેબનો હાથી બીને પાછો હઠયો અને સાહેબ હાથી પરથી નીચે ગબડી પડયા. આજુબાજુના માણસોની મદદથી જીવ તો બચ્યો પણ ઈજા સારી પેઠે થઈ. બધાએ માન્યું કે સાહેબ હવે કોઈ વાર શિકારનું નામ નહિ લે પણ એમ હારી ખાય તો તે અંગ્રેજ શાનો? ચાર દિવસ પછી બંદૂક લઈ સાહેબ તો નીકળ્યા શિકારે સૌને આશ્ચર્ય થયું ગોવર્ધનરામ આ પ્રસંગ વર્ણવતા અંગ્રેજોની સાહસિકતા, નીડરતા અને દૃઢતાની તારીફ કરતા અને "An Englishman never confesses himself beaten" એ ગુણની પ્રશંસા કરતા[૪૦] આ કેસમાં ગોવર્ધનરામને ૭,૫૦૦ રૂ આવક થઈ હતી.[૪૧] 'Monism or Advaitism' by Mr. Manilal N. Dvivedi, B A. and the Advaitism of Shankar's Vedanta એ સમીક્ષા લેખ 'ગુજરાતી'મા પ્રગટ થયો.[૪૨] ગોવર્ધનરામની ત્રીજી પુત્રી જયંતીનો જન્મ પણ આ અરસામા થયો.

'Some Questions of Religious Philosophy' પર

---

૩૯. એજન, પૃ ૭૯.
૪૦. એજન, પૃ. ૭૮.
૪૧. સ્ક્રે. બુક, તા. ૧૩ જૂન ૧૮૯૧.
૪૨. જુઓ, પ્રકરણ ૮.

૧૮૯૧માં ભાષણ આપ્યું.[૪૩] રામાયણનો અભ્યાસ કર્યો અને ગોકુળદાસ તેજપાળ સ્કૂલમાં નર્મદ ઉપર વ્યાખ્યાન આપ્યું. ભાષણ વખતે ઉત્તમજીવન શુક્લ (પ્રિન્સિપાલ), મણિલાલ, બળવંતરાય ક. ઠાકોર, કેશવલાલ ધ્રુવ, મોડી, અને સદાશિવ દીક્ષિત વગેરે હાજર હતા. (બ. ક. ઠા. ની નોંધ.)[૪૪] આ વર્ષની એક અગત્યની સાહિત્યપ્રવૃત્તિ તે 'નવલગ્રંથાવલિ'નું સંપાદન એમણે "લોકપ્રિય, વિદ્વાન, બુદ્ધિમાન, ઉત્સાહી ને ઉદ્યોગી ગ્રન્થકાર" નવલરામની જીવનકથા[૪૫] "અરણ્યમાંના શિવાલયમાં અપૂજિત રહેલા પણ પૂજનીય બાણની કોઈ પૂજા કરે તેવી જ જાતની પૂર્ણ શ્રદ્ધાથી" લખી અને "ગુજરાતી સાક્ષર વર્ગને શિર કૃતઘ્નતાનો મોટો દોષ" આવતો ટાળ્યો. આ વર્ષનો એક મહત્ત્વનો બનાવ તે સંમતિવયનો કાયદો આને લીધે દેશમાં ખળભળાટ થયો ગોવર્ધનરામનું આ અંગેનું દૃષ્ટિબિંદુ તપાસવા યોગ્ય છે. મિ મલબારીએ બાળવિવાહ અને વિધવાઓની સ્થિતિ વિષે લેખો લખ્યા અને તેમના અંગ્રેજ મિત્રોના આગ્રહથી સરકારે સંમતિવયનો કાયદો કર્યો. ધારાસભામાં આ અંગે જે ભાષણો થયાં તે ગોવર્ધનરામને "ઊર્મિલ અને અમૂર્ત લાગેલાં."[૪૬] બધા પાશ્ચાત્ય વિચારપ્રવાહથી પ્રભાવિત થતા લાગ્યા. નાની ઉંમરની પત્નીના પતિને જેલની સજા ફરમાવતા કાયદાની તે મુગ્ધ બાળા પર શી અસર થશે એ સવાલ જાણે સુધારાવાદીઓ ઉડાડી દેવા જ માગતા હતા. 'આ કાયદાથી પ્રજામત ઉગ્ર બન્યો એ હકીકતની પણ એ લોકો ઉપેક્ષા કરતા હતા. આમાં ગોવર્ધનરામ ઍન્ડ્રુ સ્કોબલને બાકાત રાખે છે તેણે પોતાના બીજા ભાષણમાં બનેલા દાખલા રજૂ કરેલા અને એમ

૪૩. જુઓ પ્ર. ૮.

૪૪. 'ગો નું સા. જી. અને સ. જી.' પૃ. ૨૧.

૪૫. આ વાક્યો ગો. મા. ત્રિ. એ લખેલ 'સ્વ. સાક્ષર નવલરામ લક્ષ્મીરામનું જીવનવૃત્તાત 'માંથી છે.

૪૬. 'વિવિધ વ્યાખ્યાનો', ગ્રં. ૧લો, પૃ. ૨૮.

આવા કોઈક કાયદાની જરૂર દર્શાવેલી. પણ એની દલીલો કાયદાને એ સ્વરૂપમાં સ્વીકારવાને પ્રેરે એમ ગોવર્ધનરામને લાગેલું નહિ.[૪૭] પ્રો. ઠાકોર આ અંગે આગળ લખે છે, "આગળ ચાલતાં પોતાના મિત્રો કેવાં કેવાં દબાણો કરી એમને પોતપોતાના પક્ષના બનાવવા મથે છે તે નોંધે છે. એક કહે, તમારો શો મત છે? — કંઈક તો મત બાંધવો પડે જ ને? બીજો કહે, આ કાયદાને ટેકો આપનારામાં નથી ભળતા, તો શું તમે (મનઃસુખરામની માફક) એની વિરુદ્ધ છો? ત્રીજો કહે, તમારા જેવો ભણેલો અને અનુભવી માણસ આવા વિષયમાં બંને પક્ષથી અલગ રહે, તેને શહેરી( સિટિઝન Citizen )નો એકે હક્ક ના ઘટે. ઘણાખરાનું વલણ નૈમિત્તિક જે કંઈ સવાલો ઊઠે, તે વિષે દરેક શહેરીએ પોતપોતાનાં મત બાંધવાં જ જોઈએ, એવું દેખાય છે. 'પણ મને', લેખણ આગળ ચાલે છે, 'મારું કર્તવ્ય આવું હોય એમ નથી જ લાગતું. તો શું હું સૌથી એટલો બધો વિચિત્ર પ્રાણી (સ્ટ્રેન્જ બીસ્ટ strange beast) છું? ખરી હકીકત આ છે, કે ઘણાખરા પ્રશ્નોને ઉપરટપકે જુએ છે અને અન્ધહસ્તિન્યાય પ્રવર્તી રહે છે. હર વખતે કોઈ પણ વસ્તુની બધી બાજુની વાત દરેકની સાથે સંપૂર્ણપણે થઈ જ ન શકે, એટલે વિષયનો એકાદો અવયવ લઈને માણસ બોલી નાખે છે, અને જુદા જુદાની સાથે તે આમ વિષયનાં જુદાં જુદાં અંગ વિષે બોલતો હોવાથી ગેરસમજૂતીઓ થાય છે. થાય જ. કોઈ પણ વખતે કોઈની આમ ગેરસમજૂતી ના થવા દેવી એવી ફરજ કોઈની હોય નહિ, કોઈ પણ બજાવી જ શકે નહિ. અને મને તો જુદા જુદા માણસો મારે વિષે આમ જુદું જુદું ધારે છે, તે જોઈને કંઈક રમૂજ પણ પડે છે.' અને આખી ચર્ચાને સમેટતાં ભર્તૃહરિનો 'યદા કિંચિત્ જ્ઞોઽહં' શ્લોક સંભારીને નિર્ણય ઉપર આવે છે, કે આ નવા કાયદાના મિત્રો અને વિરોધીઓ બન્ને ઉશ્કેરાઈ ગયા અને તેમનાં ભાષણ, આચરણ બધાં જ એ જુસ્સામાં એ તાપરૂપ 'જ્વર'માં, એ

૪૭. એજન, પૃ. ૨૮.

'મદ'માં થયાં, જ્યારે હું પણ આરંભે ઘોડો ઉશ્કેરાયો ખરો, પણ બહુ વહેલો શાન્ત થઈ ગયો અને પછી શાન્ત જ રહ્યો છું. ફરજ તો બોલવા અને કૃતિ કરવાય પ્રેરે. કશું ન કરવા અને મૌન રાખવા પણ પ્રેરે. કાયદા કેવા પુરાવા ઉપર, કયા ઉદ્દેશે, કેવી કલમોના ક્યારે ઘડાય, કેવાં કેવાં જોખમો અને ભયસ્થાનોના ઉપાયો પણ સાથે તૈયાર રાખીને કાયદા ઘડાવા જોઈએ, એવા એવા પ્રશ્ન મારા જેવાને તો બહુ જ ભારે પડે છે. જે મારું પોતાનું ક્ષેત્ર, જેમાં મેં જ્ઞાન, અનુભવ આદિ મેળવ્યાં હોય, તેટલામાં જ મત બાંધવાનો અને તે અન્વયે સલાહ પણ આપવાનો મને અધિકાર. અથવા મારી ફરજ અને જવાબદારી આટલી જ હોઈ શકે. એથી વધારે તલમાત્ર નહિ. મારા 'વ્યવહારુ મંન્યાસ'ના ભાષણમાં મેં વર્ષો ઉપર લખેલું સત્ય જ છે, કે કોઈને પણ ચાલતાં શીખવી શકું ક્યારે, કે તે પહેલાં મેં જ મારા પગ ઉપર સ્થિર ઊભવાની શક્તિ મેળવી લીધેલી હોય. લોક, દેશ કે જનતાનું ભલું કરવાના બાચકા ભરવાને આગળ પડીએ, તે પહેલાં 'ભલું' શું ? કેમ સધાય ? શી શી અડચણો અને મુસીબતોને વટાવવી પડે ? — વગેરેનો શાસ્ત્રીય, વાસ્તવિક અભ્યાસ હોવો જોઈએ. કેવલ અમૂર્ત વિચારણાએ કે ગાડરપ્રવાહે ઝુકાવે, તેવાનું માની લીધેલું 'ભલું', 'બૂરું' પણ શી ખાતરી જે નહિ નીવડે ? પરિણામદૃષ્ટિ ઊઘડી જ ના હોય અને ઝંપલાવીએ, તથા બીજાને સાથે લેતા પડીએ, એ તો જવાબદારીની અસ્મિતાને નામે રામ તારી માયા હોય તેવા ઉલ્લુઓથી જ બને. દક્ષ, નીવડેલા, એકનિષ્ઠ આગેવાનો હોય, કોંગ્રેસપ્રવૃત્તિમાં બૂમ વેડર્ન છે એવા, અને તેમને અનુસરીએ, તે જુદી વાત છે. પણ બીજાં ક્ષેત્રોમાં લાયક, એકનિષ્ઠ અગ્રણીઓ જ હજી ક્યાં પાક્યા છે ?' 'હું તો મારે તટસ્થ રહીશ, શું શું થાય છે તે જોયા કરીશ, તેનો અને આજુબાજુનોય અભ્યાસ કરતો રહીશ. કાર્યક્ષેત્રમાં ઊતરવાનું ભવિષ્યમાં બની આવે ત્યારે, તેટલી લાયકી અને તેવા સંજોગો પાકે ત્યારે: ત્યાં લગી તટસ્થતા'"[૪૮] રણજિતરામ

૪૮. એજન પૃ. ૨૮–૩૦. — ગોવર્ધનરામની સ્ક્રેપબુકોની તા. ૨૫ – ૨૬

ચાવાભાઈ મહેતા લખે છે કે ગોવર્ધનરામ આ કાયદાની વિરુદ્ધ નહોતા પણ સુધારક અને સંરક્ષક પક્ષ વચ્ચે થયેલી ઝપાઝપીમાં તટસ્થ ઊભા રહી એમણે જોયું કે દેશમાં નેતા નથી સુધારકો સંરક્ષકોનો પક્ષવાદ બરાબર સાંભળતા નથી એ યોગ્ય નથી. સંરક્ષકો અને પ્રાચીન પક્ષ તેમ જ સુધારકોના ગુણદોષ જાણવાથી જ પ્રજાના નેતા થઈ શકાય એમ તેમને લાગ્યું. "ભારતવર્ષના દેદીપ્યમાન ભૂતકાળ અને ગંભીર વર્તમાનકાળના ક્રાન્તદર્શીને લાગ્યું કે પરંપરાભંગ વિના નવા યુગને આવશ્યક અને યોગ્ય બળો તથા સંજોગો દેશમાં ઉત્પન્ન કરવા, ભૂતકાળનો ઇતિહાસ ઉકેલી, ક્યારે ક્યારે અને કેવી કેવી રીતે પ્રજાના નેતાઓએ પ્રજા-જીવનના મહાપ્રશ્નોનું નિરાકરણ કર્યું હતું તે જાણી તે જ માર્ગે ઇતિહાસવૃદ્ધ આર્યપ્રજાનું અગમન કરાવવું. સહસ્રરંગી આસમાની સુલતાનીમાં અખંડ અને ભાસ્વર રહેલી આર્યતાના ગુણો આ બુતશિકસ્ત [?–બુતશિકન] જમાનામાં નાશ ન પામે માટે તે ગુણોનું સામર્થ્ય ને ઔચિત્ય સંપૂર્ણતઃ બતાવવું 'દોષને પાલવવાથી જેમ હાનિ છે તેથી અધિક હાનિ ગુણોનો તિરસ્કાર કરવાથી છે. દોષ સુધારવામાં યત્ન નથી પડતો તેટલો ગયલા ગુણોને શોધી કાઢતાં – પ્રાપ્ત કરતાં પડે છે.'"[૪૯]

સંમતિવયના કાયદા પરત્વેનું ગોવર્ધનરામનું વલણ કેવું હતું તે સમજવા બળવંતરાય ઠાકોર અને રણજિતરામ વાવાભાઈએ જે પ્રયત્નો કર્યા છે તેમાં તેમણે ગોવર્ધનરામની ૧૮૯૧ની સ્ક્રેપબુકોનો ઉપયોગ કર્યો છે. પુનરાવર્તન વહોરીને પણ ગોવર્ધનરામના શબ્દો સારરૂપે ૨૯–૩–૧૮૯૧ની સ્ક્રેપબુકમાંથી નીચે આપ્યા છે:–"...મેં 'વ્યવહારુ સંન્યાસ' વિષેના ભાષણમાં જે કહ્યું છે તેનો અર્થ એટલો જ છે કે જાતે પગભર થયા સિવાય બીજાને ચાલતાં શીખવી શકાય નહિ... આપણે ઉપદેશ આપીએ અને કામ કરીએ એ પહેલાં ઉદ્યમથી

માર્ચ, ૧૮૯૧ અને તા. ૨૮–૩–૧૮૯૧ની નોંધોનો ઉપયોગ કરીને પ્રો. ઠાકોરે સાર આપ્યો છે એમ તે તારીખોની સ્ક્રેપબુકો જોતા લાગે છે.

૪૯. 'સમા૦', ગો. સ્મા. અંક, પૃ. ૧૭.

આપણે જ્ઞાન મેળવવું જોઈએ...કોંગ્રેસને હું ન્યાય્ય દેખું છું તે એટલા માટે કે હ્યુમ અને વેડર્બર્નમાં આપણને વિશ્વાસ છે, અને સારી રીતે પસંદ કરેલા નેતાઓમાં વિશ્વાસ હોવો જ જોઈએ, પણ બીજી બાબતોમાં આપણા નેતાઓ લાયક નથી આ વસ્તુઓ જોતાં ઘણી વસ્તુઓ આપણા દેશી નેતાઓ પર છોડવા કરતાં આપણા રાજ્યકર્તાઓ પર છોડવાનુ મને ગમે. કારણ કે રાજ્યકર્તાઓ કમમાં કમ વધુ સમજદાર તો છે. દા. ત. જુઓ આપણને લગ્નના વિષયો પર પણ સારામા સારી વસ્તુઓ તો અંગ્રેજોને મોંએ જ ઉચ્ચારાય છે અને નહિ કે દેશીઓને. એટલે મારી ફરજ એ છે કે હુ કોઈ પણ વસ્તુનો અભ્યાસ કરુ એ પહેલા મારે એ અંગે પ્રયત્ન, ઇચ્છા કે મદદ કરવી નહિ જો દેશીઓ કાર્યપ્રવૃત્ત થશે તો હું તેમને રોકીશ નહિ, અને યુરોપિયનો કાર્યપ્રવૃત્ત થશે તો મને કાંઈક વિશ્વાસ રહેશે. બન્ને બાબતમા તેમની તરફ સહકાર અને પ્રતિ-કારથી પોતપોતાનો માર્ગ કરતા તત્ત્વો તરીકે તેમને જોઈશ. તે બન્નેના વિકાસ તરફ નજર રાખીશ અને તેમનો અભ્યાસ કરીશ. હું બીજી વસ્તુઓનુ પણ અધ્યયન કરીશ. જાહેર અથવા રાષ્ટ્રપ્રેમથી પ્રેરાયેલા શ્રમના વિભાજનમાં આ કાર્ય હુ મારે ફાળે રાખીશ. દરમ્યાન હું ખાનગી અને જાહેરમાં મારી નોંધો અને સામગ્રી મૂકતો આવ્યો છું તેમ મૂકતો રહીશ."[૫૦]

તે પછી તા. ૩-૪-૧૮૯૧ની સ્ક્રેપબુક નોંધમાં તે કહે છે: "હું ભાવનગર હતો ત્યારે, એ પહેલા અને પછી મને હમેશાં વિચાર અથવા તરંગ આવ્યા કર્યા છે કે મારું જીવન ચાળીસમે વર્ષે સમાપ્ત થવું જોઈએ." (પોતાના મૃત્યુ પછી પોતાના કુટુંબનો નિર્વાહ કેમ ચાલશે એની ચિંતા તેમને રહ્યા કરી છે. પોતાનાં પત્નીના ઉદાત્ત ગુણોને ભાવપૂર્વક સંભાર્યા બાદ અને પોતાનાં પત્નીની શાંતિ માટે પ્રયત્ન કરવાનો સંકલ્પ કર્યા બાદ તે દેશ પ્રત્યેની પોતાની ફરજોનો વિચાર કરે છે.)

---

૫૦. સ્ક્રે. બુક, તા. ૨૯-૩-૧૮૯૧.

"અત્યારે માણસો પોતાના કાર્યક્રમો બાળકોની જેમ ઘડે છે અને વર્તે છે મોટાં માણસોની જેમ. હું એ પ્રમાણે વર્તી શકું નહિ મારા જીવન કરતા દેશનુ જીવન દીર્ઘતર છે. અને ચાળીસ વર્ષમાથી જે કાંઈ મારે માટે બાકી રહ્યા છે તેમાં મારો કાર્યક્રમ ઠાંસી પતાવી દેવાનો પ્રયત્ન કરવો જોઈએ નહિ. અહીં મારી ફરજ પેલા ડહાપણ-ભર્યા શ્લોકમાં કહી છે તે જ છે કે अजरामरवत् प्राज्ञो विद्यामर्थं च चिन्तयेत् । . . . મારા દેશ પ્રત્યેની મારી ફરજ શી છે? અને તે કેવી રીતે અદા કરવી? મે આ બાબતમાં પણ ૧૮૮૫માં મારા જીવનનો નકશો આપ્યો હતો તે કાંઈક વાજબી છે. અમુક જ રાહ સાચો છે તે શોધી કાઢવા માટે મારી પાસે વધારે અનુભવ અને ડહાપણ જોઈએ....ઇતિહાસ જે માનવીના અનુભવોની નોંધ છે એથી એમાંથી જ એ ડહાપણ મળી શકે."

એ જ તારીખે (૩-૪-૧૮૯૧) નીચે પ્રમાણે તે નોંધે છે:—

"મારા દેશ પ્રત્યેની ફરજો:

૧. સ્વાધ્યાય.

૨. સામાજિક, શારીરિક, બૌદ્ધિક, નૈતિક અને રાજકારણ વિષયક બાબતોમાં સંજીવન અને શક્તિ.

. . . મારી વ્યાવહારિક પ્રવૃત્તિઓનુ ક્ષેત્ર મારા જીવનના કાર્યક્રમમાં સમાવિષ્ટ છે અને તે સઘળું 'લશ્કરી'થી ભિન્ન એવુ 'મુલકી', 'ક્રાંતિકારી'થી ભિન્ન એવુ 'બંધારણીય' છે."

આગળ જતાં પોતાને ઉદ્દેશીને તે કહે છે:—

"મિ. ત્રિપાઠી, મે તમને કહ્યુ છે કે 'જાહેરપુરુષ' કે 'નાગરિક' થવુ તે તમારા ક્ષેત્રની બહાર છે, જે તમે એક ચોક્કસ બનાવ પેદા કરવાનો જે ઘડીએ પ્રયત્ન કરો તે ઘડીએ થઈ શકો... હું આ કે તે બનાવ પેદા કરવા કે પેદા થયેલો જોવાનુ ઇચ્છતો નથી, પરંતુ હું તો એવી પ્રજા ઉત્પન્ન થયેલી જોવા માગું છુ જે અત્યારે છે એના કરતાં વધારે ઉચ્ચ અને શક્તિશાળી હોય, જે

અત્યારની મારી નિસહાય શિક્ષિત અને અશિક્ષિત દેશબંધુઓની પેઢી કરતા કામકાજ નિપટાવવામા અને સભાળવામા વધુ સમર્થતા ધરાવતી હોય "૫૧

વકીલાતના વ્યવસાય દરમ્યાન ગોવર્ધનરામનો પોશાક કેવો હશે એ વિષે સહેજે જિજ્ઞાસા થાય આ વ્યવસાયમા પાછળથી તેમના સહાયક તરીકે જેમણે કામ કર્યું હતુ તે કૃષ્ણલાલ ઝવેરી કહે છે, "શિરસ્તો એવો હતો કે દરેક વકીલ પાટલૂન, બૂટ અને મોજા પહેરતો હાઈકોર્ટના જડ્જો અગ્રેજ હતા તેમને એકલા બૂટ કે ચપલ પસદ ન હતા જસ્ટિસ કેન્ડી જેના પૂરા Anglo Indian I C S જજ કોઈને કોર્ટમા બૂટ કે ચપલ પહેરેલો જુએ તો તેની પાસે તે કઢાવી નાખી, ખુલ્લે પગે કોર્ટમા પેસવા દે તેમ થવાથી કોર્ટના મોભો જળવાય એમ તેમને લાગતુ નગીનદાસભાઈ ધોતિયુ પહેરતા, પણ સાથે સાથે મોજા અને બૂટ પહેરતા સુરત વૈષ્ણવ એટલે કપાળે મોટો રાતો કકુનો ચાલ્લો કરતા ગોરધનભાઈએ પાટલૂન ન અપનાવ્યું, ધોતિયુ પહેરતા ને તે ઢીલું પડી નીકળી ન જાય માટે પહોળો ચામડાનો પટો પિત્તળના બકલ સાથેનો પહેરતા પગે બૂટ, મોજા, ને કોર્ટમા દલીલ ન કરતા હોય ત્યારે વકીલના રૂમમા કાશ્મીરી ટોપી પહેરીને બેસતા સદા હસતા "

"સદા હસતા" ગોવર્ધનરામ એક માર્મિક વાર્તાલાપ કરનારા પણ લેખાતા કૃષ્ણલાલ ઝવેરી આગળ લખે છે, "સ્વભાવ વાતૂડિયો બહુ અને વાતચીતમા પણ વધારે બોલે પોતે શુ મને, કે શુ વકીલોને, કે શુ બીજાને વાતો સભળાવ્યા જ કરે દાખલા, દલીલો ને દૃષ્ટાતો સાથે દૃષ્ટાતોનો તો એમનો અખૂટ ખજાનો '૫૨ ડો કાન્તિલાલ પડચા કહે છે તેમ એમની વાત કરવાની રીતનુ એક અગત્યનુ લક્ષણ તે

---

૫૧ રફ્ બુક, તા ૩ ૪-૧૮૯૧

૫૨ 'શ્રી ગો મા શ મ નડિયાદ તથા ગુ સા પ સ ૧૯ મુ અધિવેશન નડિયાદ અહેવાલ અને વ્યાખ્યાનો', પૃ ૩૬

એમનો આવેશ હતો, સામળનારને એમ લાગતું કે "આ માણસ પોતાના અંતઃકરણમાંથી જ બોલે છે" ઉચ્ચારોની બાબતોમાં કોઈ કોઈ વાર ચરોતરી ઉચ્ચારો આવી જતા. એક મુલાકાતમાં[૫૩] કાન્તિલાલ પંડ્યાએ કહેલુ કે 'કામ'ને બદલે 'કૅમ', 'ગામ'ને બદલે 'ગૅમ' બોલતા; આ વાતની તેમને શરમ ન હતી. કાબેલ શિક્ષકની જેમ પોતાના વિચારો બરોબર મૂકવા તરફ જ તેમનું વલણ હતું નરસિંહરાવે એક જગ્યાએ ગોવર્ધનરામ 'ભોણાકાકા' બોલતા હતા એ નોંધ્યું છે[૫૪]

મુબઈમા ગોવર્ધનરામ સાદાઈથી રહેતા ઘેર ભપકો રાખ્યો ન હતો 'શ્રીયુત ગોવર્ધનરામ'ના લેખક કહે છે, "મુબઈમા સારામાં સારા દેશી વકીલ ગણાવા છતા, ઘેર ગાડીઘોડાનો ભપકો રાખ્યો ન હતો, અને કોર્ટમા અગ્રેજી પહેરવેશ સ્વીકારવાને બદલે, રેશમી કોરનુ ધોતિયું અને પાઘડી પહેરીને જ હમેશાં જનારા એ અને રા મનુભાઈ નાનાભાઈ હરિદાસ બે જ હતા"[૫૫]

આ વર્ષોમા ગોવર્ધનરામનું મુબઈનુ ખર્ચ કેવુ હતું તે ૧૬ સપ્ટેમ્બર ૧૮૯૩ની એક સ્ક્રેપબુક–નોધમાથી જાણવા મળે છે.—

"આ. મુંબાઈનાં ખર્ચ

રૂ ૪૫ –ઘર ભાડું

રૂ. ૨૦–ઑફિસ

રૂ ૧૨–ઇન્કમ ટૅક્સ

રૂ ૧૨–સામયિકો, ઇન્ડિયન લૉ રિપોર્ટ્સ, છાપાં, લાઇબ્રેરી, મંડળો વ

---

૫૩. આ લખનારે ડૉ કાંતિલાલ પડ્યાની તા. ૨૮–૧૨–'૫૬ના રોજ મુબઈમા લીધેલી મુલાકાત

૫૪. જુઓ 'સ્મરણમુકુર' ૨જી આવૃત્તિ, પૃ. ૨૫૧.

૫૫ 'શ્રી. ગો૦', પૃ ૧૪૭

રૂા ૨૦–નોકરો
રૂા ૧૨–બાધાનદ્રેમ ("સુપરસ્ટિશન")
રૂા ૧૮–કેળવણી
રૂા ૧૦–ભરતગૂંથણ અને જરૂરિયાતો
રૂા ૩૦–કપડાં
રૂા ૫૦–દાગીના
રૂા ૫૦–ડૉક્ટર, દવા
રૂા ૨૦–મુસાફરી, બસ, ટ્રામ વગેરે
રૂા ૧૦૦ મુંબઈમા સરેરાશ ૧૨ માણસોનો ખોરાક

ખ નડિયાદનુ ખર્ચ

રૂા ૪૬૦–દર મહિને, જ્યારે ગયે વર્ષે મે દર મહિને
રૂા ૫૦૦ ખર્ચ્યાં"૫૬

એટલે, બ ની પેઠે અ નુ પણ માસિક ખર્ચ હોવાનો સભવ છે મુબઈનુ સરેરાશ માસિક ખર્ચ આ સમયમા રૂા ૩૯૯ લાગે છે

૧૮૯૭ મા જૂનની નવમી તારીખે 'સરસ્વતીચદ્ર ભા ૨'૫૭

૫૬ સ્ક્રે બુક તા ૧૬-૯ ૧૮૯૩

૫૭ ગોવર્ધનરામ પોતાના પુસ્તકોની આવકનો હિસાબ રાખતા તે તેમની 'હિસાબની ચોપડી'મા આપેલી વીગતો પરથી જાણવા મળે છે 'સરસ્વતીચદ્ર ભા ૨' ઉપરાત બીજા પુસ્તકો વિશે પણ તે 'હિસાબની ચોપડી ન ૨ મા નીચેનુ લખાણ છે

"રૂા ૧૦૭૩ ૫ ૯ સરસ્વતીચદ્ર ભા ૨ ખાતે એન એમ કપનીના ઉધાર્યા તે અહીં જમે કર્યા તેની વીગત આ પુસ્તકની અડધીપોન કીમત મને આપવી કરી આ પુસ્તકની બાજી આવૃત્તિ તમને આપેલી તેમા ઉપજમાંથી ખરચ બાદ બાકીના અવેજમાથી આટલી રકમ મારાં ભાગની મને આપવાની ગણી તે તમારે મને ભરવાની મુદત તા ૧ સપ્ટેમ્બર ૧૯૦૦ની છે તે તમાએ પત્ર તા ૨૨-૬ ૧૯૦૦ નો તમે હીસાબ સાથે મોકલ્યો તે પ્રમાણેના તા ૧ સપ્ટેમ્બર ૧૯૦૦ની તારીખ તમે પાછળથી સુધારીને લખી તે આજ કાગળ પહોચ્યો ૨૬-૧-૦૦

બહાર પડચો ગોવર્ધનરામે આ વર્ષે ગુજરાતી કવિઓનો વ્યવસ્થિત અભ્યાસ કર્યો, ઉપનિષદો, યોગવાસિષ્ઠ, ભક્તિમાર્ગ વગેરનો અભ્યાસ વધાર્યો, અને 'જીવ, મૃત્યુ અને મૃત્યુ પછી' એ કાવ્ય લખ્યું આ વર્ષે ધી ન્યૂ ઓરિએન્ટલ બૅન્ક ભાગી અને એમા ગોવર્ધનરામે ૨૭૦૦ રૂપિયા ગુમાવ્યા વહેલા મોત્યા નહિ અને જ્યારે પૈસા ઉપાડવા ગયા ત્યારે તો બૅન્કે દેવાળુ કાઢયુ હતું ! ઘરના માણસોને આ નુકસાનીના સમાચાર કહેતી વેળા તે પુષ્કળ હસી પડ્યા અને કહેવા લાગ્યા કે " આટલા રૂપિયા જવાના જ હશે તેથી આપણને આટલી

---

૨૪૮–૧૩–૦ 'સ્નેહમુદ્રા'ની બીજી આવૃત્તિનો ઉપરની રકમ પ્રમાણે હિસાબ કરી મારે તમારી પાસે લેણા તા. ૨૨–૬–૧૯૦૦ના પત્રમા તમે એટલે એન. એમ કંપની તરફથી ભાઈ નરહરે લખ્યુ ને તે રકમ કંપનીએ મને તા, ૩૧–૧૦ ૧૯૦૧થી છ મહિનામા ભરવાની સરત પ્રમાણે લખી તે કંપનીને ખાતે ઉધારી ચોપડીના જમા ૨૬–૬–૦૦.

૬૫૮–૧૨–૦ તા ૧૦–૯–૯૯ના રોજ એન એમ. કંપની પાસેથી હિસાબ કરી લીધેલો તે પછી તેમનો પત્ર તા ૨૮–૯–૦૦ આવ્યો તે પ્રમાણે ચોપડીઓ ખાતે જમા તેની વીગત: રૂ. ૩૦૭–૮–૦ સરસ્વતીચંદ્ર ભા ૧ની નકલો ૨૭૦ ની કીમત રૂ. ૩૨૪ ૪–૦. સરસ્વતીચંદ્ર ભા ૩ની નકલો ૨૫૭ની નકલો ૨૫૭ની કીમત બે કીમત કમીશન જતા કાટેલ છે, આ રકમ એન. એમ કં. ખાતે ઉધારી તા. ૨૮–૯–૦૦ના રોજ.

રૂ. ૪૧૪–૯–૬ તા. ૩૧ જુલાઈ ૧૯૦૧ સુધીનો એન એમ કંપની સાથે પુરવાનો હિસાબ ભાઈ નરહર સાથે નક્કી કર્યો રૂબરૂમા નડીઆદમા. તેની વીગત—સરસ્વતીચંદ્ર ભાગ ૧ની નકલો ૨૩૯ વેચાઈ તેના રૂ. ૧ાા પ્રમાણે રૂ. ૩૫૮ાા થાય તેમાથી કમીશન કંપનીનું રૂ. ૫૯ાા જતા બાકી રૂ. ૨૯૮ાા થયા તે આવ્યા ભાગ બીજાની વેચાઈ નકલો ૮૯ ની કીમત રૂ ૧૩૩ાા માથી કમીશન રૂ ૨૨ા જતા બાકી રૂ. ૧૧૧ા આવ્યા, કલાસિકલ પોએટસની નકલો ૨૧ની કીમત રૂ. ૫ા માથી રૂ. ૦ાાા કમીશન જતા બાકી રૂ. ૪ાાાા આવ્યા, કુલ રૂ ૪૧૪–૯–૬ તા. ૩૧–જુલાઈ ૧૯૦૧ સુધીના હીસાબના આવ્યા, કમીશન સેંકડે ૧૬ની વચ્ચે થાય છે તા. ૭ ઑગસ્ટ ૧૯૦૧."

મોડી સૂઝ પડી!"૫૮ ગોવર્ધનરામ ૧૮૯૨ના જૂનની નવમી તારીખની સ્ક્રેપબુકમાં નોંધે છે કે ન્યૂ ઓરિએન્ટલ બૅન્ક આજથી પૈસા આપવાનું બંધ કરે છે, મારા એમાં ૨૭૦૦ કે તેથી વધારે રૂપિયા છે. આ નાની વસ્તુ નથી. પત્નીને આશ્ચર્ય થાય છે કે મને એથી શા માટે લાગતું નથી. હું એને બીજી બાબતોમા મારું આ દષ્ટાંત અનુસરવાનું કહું છું. બીજાઓના લાભમાં આ જાતની ખોટ ક્યારેક પોતે સ્વેચ્છાએ સહન કરી છે. એ ખોટ સ્વેચ્છાએ અને વિચારપૂર્વકની હતી જ્યારે આ આકસ્મિક અને દૈવી ઇચ્છાને અનુસરીને છે એમ પણ તે એ નોંધમાં ઉમેરે છે.૫૯

ગોવર્ધનરામે 'સરસ્વતીચંદ્ર'નો બીજો ભાગ 'ગુણસુંદરીનું કુટુંબજાળ' તો પ્રકટ કરી દીધો. એ સમયમાં ગોવર્ધનરામના પોતાના કુટુંબજાળની શી સ્થિતિ હતી તે સંક્ષેપમાં જોઈ લઈએ. ગોવર્ધનરામનાં વકીલાતની કારકિર્દીનાં પંદર વર્ષમાંથી પહેલાં નવ વર્ષ એકંદરે સારાં ગયાં પણ છેલ્લા છ વર્ષમાં માંદગી, કુટુંબીજનોના મંદવાડ અને મૃત્યુ, નિવૃત્તિ અંગે અવઢવ વગેરેને કારણે કાંઈક ચિંતાનાં ગયાં જણાય છે. મંધિવા, આંખની પીડા વગેરેનાં નાનામોટાં દરદોએ તેમનો કેડો મૂક્યો ન હતો. તેમ છતાં આ બધા વચ્ચે ઝઝૂમતાં ઝઝૂમતાં પણ ગોવર્ધનરામ પોતાનું કામ કર્યે ગયા. એમની બે પુત્રીઓ લીલાવતી અને જસુ પણ અનુક્રમે બાર અને આઠ વર્ષની થઈ હતી. એ જમાનામાં આ ઉમર – બાર વર્ષની – તો ઘણી કહેવાય. સંબંધીજનોએ સૂચવ્યું કે બન્ને પુત્રીઓનાં લગ્ન સાથે લેવાય તો હજાર રૂપિયા બચી જાય. લોકોએ આગ્રહ કર્યે રાખ્યો. ગોવર્ધનરામે એમની નિર્ણય કરવાની પદ્ધતિ પ્રમાણે માર્ક મૂકી જોયા :–

---

૫૮. 'ગો.નું સા. જી અને સ. જી.', પૃ. ૨૨ અને 'શ્રી. ગો૦' પૃ. ૭૯.

૫૯. સ્ક્રેપબુક, ૯ જૂન, ૧૮૯૨.

"(અ) સબળ સંભાવ્યતા (પ્રોબેબિલિટી Probability) = પૂરા દોકડા = બે નબળી સંભાવ્યતા.

(આ) નબળી સંભાવ્યતા = બે સબળી શક્યતા (પોસિબિલિટી Possibility).

(ઇ) સબળ શક્યતા = બે નબળી શક્યતા.

(ઈ) પૂરા દોકડા = ૧૦૦

(ઉ) + = નાની પુત્રીનાં લગ્ન વહેલાં કરવાના લાભમાં ગણાય એવી બાબતો.

(ઊ) − = નાની પુત્રીનાં લગ્ન વહેલાં કરવાના ગેરલાભમાં ગણાય એવી બાબતો.

માતા ઘરડાં થયાં હતાં અને પત્નીનું શરીર રોગી અને નબળું જ ચાલ્યા કરતું હતું, તે બંનેને એક જ પ્રસંગમાં બે લગ્ન ઊકલે એ માર્ગ હિતકર – ઓછો કલેશકર – હતો. એટલે ગોવર્ધનરામે લગ્ન વહેલું કરવાના લાભમાં ત્રીસ ત્રીસ દોકડા આ વિગતના મૂકયા. નાનીના શ્વશુર પક્ષ વિષે વિચારતાં, વહેલું લગ્ન તેઓ વહેલી અગવડરૂપે ગણે એમ હતું, એટલે એ વિગતના પચીસ દોકડા સામી બાજુએ મૂકયા. અને મુખ્ય બાબતોનો વિચાર કરતાં લાભની બાજુએ બીજા પચાસ મૂકયા, તો સામે અગણોતેર મૂકવા ઉચિત લાગ્યા. આમ સરવાળે બેય લગ્ન સાથે કરવા માટે ૧૧૦ દોકડા થયા, ન કરવા માટે ૯૪ જ થયા. અને ગોવર્ધનરામે સૌ જીવ ખાયા જ કરતાં હતાં તેમને અનુકૂલ પોતાનો નિર્ણય પણ જણાવી દીધો"[૬૦] અને એ પ્રમાણે ૧૮૯૩માં "ગોવર્ધનરામે પોતાની બે મોટી પુત્રીઓનાં, નડિયાદથી થોડે દૂર આવેલા પેટલાદના બે યુવકો સાથે લગ્ન કર્યાં, તથા રમણીયરામને જનોઈ દીધું."[૬૧] આ પગલાથી સુધારક વર્ગ નારાજ થયો. "અને રા. નરસિંહરાવ જેવા 'સુધારક' મિત્રોએ ગોવર્ધનરામને ટાણા મારેલા,

૬૦. બ. ક. ઠાકોર : 'વિવિધ વ્યાખ્યાનો' ગુચ્છ ૧લો., પૃ. ૩૨-૩૩.
૬૧. 'શ્રી. ગો૦', પૃ. ૮૨.

જે સુશિક્ષિતોમાં આપ જેવા કાર્યપોચટા છે ત્યાં લગી સંસારસુધારાની હોડી બાપડી શું તરી શકે, તે સર્વને ગોવર્ધનરામ હસતા હસતા સાભળી રહ્યા."૧૨ એમ કહ્યા પછી પ્રો. ઠાકોરને આ બાબતમાં ગોવર્ધનરામનો ખરો બચાવ આટલો જ જણાય છે કે "(૧) માતાના અને પત્નીના શરીર વિષે એમને ચિન્તા રહ્યા જ કરતી, તે ઉપર પચીશ પચીશ જ દોકડા દર્શાવે છે તે કરતાં વધારે ગંભીર હતી; અને (૨) ઉપના સરવાળાબાદબાકીમાં એક વિગત એમણે લીધી જ નથી તથાપિ તે પણ મુદ્દાની હતી. રૂા. ૧૦૦૦)ની રકમ એમની પ્રતિષ્ઠા પ્રમાણે નાની અમથી લાગે, પરંતુ પૈસાની બાબતમાં એમની જે હાલત વકાલત શરૂ કર્યાને દાયકો થઈ ગયા પછી પણ હતી, તેનો ખ્યાલ રાખતાં નાની નહોતી, બલ્કે ભારે હતી."૧૩ આ બીજો તે 'બચાવ' જ છે કારણ કે ગોવર્ધનરામ જેવા જેમની આખી જિંદગીની કમાણી કુટુંબ પાછળ જ ગઈ છે તે આવા – પોતાની દીકરીઓના લગ્ન જેવા મહત્ત્વના – વિષયમાં એ ગણતરીને પોતાના નિર્ણયમાં વધારે પડતું સ્થાન આપે એ માનવું સહેજ મુશ્કેલ છે. અને ગોવર્ધનરામે પોતે પણ એ નિર્ણયના માર્ક મૂકવામાં એ વસ્તુને ગણનામાં લીધી નથી. જેમણે પોતાના હૃદયની ઘણી વાતો પોતાની સ્ક્રેપબુકમાં કરી છે તે આ વસ્તુ જો ગણનામાં લેવા જેવી હોય તો લીધા વિના રહે જ નહિ. પ્રો. ઠાકોર ગોવર્ધનરામના "ખરા બચાવ"નાં બે કારણોમાંથી બીજાના સમર્થનમાં ગોવર્ધનરામ સ્ક્રેપબુકમાં "કેટલેક ઠેકાણે આવક ખર્ચની બબ્બે અને ચારચાર વર્ષની સમગ્ર તપાસણીઓ કરે છે," "'ઘાણીનો બેલ' વગેરે પોતાની જાતને ઉપમાઓ આપે" છે વગેરે ગણાવે છે તેથી એમણે કલ્પેલા કારણને સબળ સમર્થન મળતું નથી. એનું કદાચ ખરું કારણ તો એ લાગે છે કે, પિતાનું દેવું ચૂકવી આપવાનું કર્તવ્ય ગોવર્ધનરામની સતત નજર સમક્ષ હતું અને વિશેષ તો તેમણે કરેલા

૧૨. 'વિવિધ વ્યાખ્યાનો', ગુચ્છ ૧લો, પૃ. ૩૪.

૧૩. એજન, પૃ. ૩૪.

જીવનના ત્રણ સંકલ્પો જેમાંથી પહેલા બે, અગાઉ જોયું તેમ, સાધનરૂપ હતા અને સાધ્ય રૂપ જે ત્રીજો નિવૃત્તિનો સંકલ્પ હતો એ પાર પાડવા માટે પિતાનું દેવું રજેરજ ચૂકવી દેવું, પણ તે ઉપરાંત સારી એવી રકમ ભવિષ્ય માટે બચાવેલી હોવી જોઈએ. "તેઓ છેક સાદાઈથી રહેતા હતા" એનો ખુલાસો આમાથી મળી જાય છે. પરંતુ માતાના અને પત્નીના શરીર વિષે ગોવર્ધનરામને ચિંતા રહ્યાં કરતી હતી તે પચીશ દોકડા કરતા વિશેષ દોકડાને યોગ્ય હતી એ પ્રો. ઠાકોરનુ કહેવુ સાચું જણાય છે. 'સ્નેહી' ગોવર્ધનરામ 'સાક્ષર' ગોવર્ધનરામરૂપે વિકાસ પામે છે તેમ જુના સ્નેહ એ ચાલુ પ્રેરક તત્ત્વરૂપે રહ્યો હોય છે, પછી એ સ્નેહ કુટુંબીજનો પ્રત્યે હોય કે સમાજ પ્રત્યે હોય. એટલે કુટુંબવત્સલ ગોવર્ધનરામ સંબંધીજનોની ઇચ્છાને માન આપવા પ્રેરાયા લાગે છે. ગોવર્ધનરામે પોતે નવેમ્બર ૧૮૯૧ની એક સ્ક્રેપબુક નોંધમાં નોંધ્યું છે કે જો બન્ને છોકરીઓ એકીસાથે પરણે તો તેમને આશરે હજારેક રૂપિયા બચી જાય, પરંતુ એની સાથે જો પોતાનાં બાળકોનાં હિતો (સંકળાયેલાં) હોય અને છે જ, તો એ બચત કરવી સુસંગત નથી. એ પછી ઉમેરે છે કે બધા લગ્ન એકીસાથે થઈ જાય તો કુટુંબને એક જાતની રાહત રહે, "લગ્ન કરી નાખવાં" એ પણ એક મોટી રાહત છે. પોતે આ જાતનો નિર્ણય કર્યા પછી ચિંતા કરવાનું વલણ બરોબર નથી એમ પણ તે પોતાના મન સાથે સમાધાન કરતા જણાય છે.[૬૪]

૧૮૯૩ના સપ્ટેમ્બરની પહેલી તારીખે તેલંગ જેમને આનંદશંકરે ગોવર્ધનરામના "ભાવનાગુરુ" તરીકે ઓળખાવ્યા છે તેમનુ અવસાન થતાં એ જ તારીખની સ્ક્રેપબુકમાં ગોવર્ધનરામ તેલંગને અંજલિ આપતાં લખે છે: "Pity! Mr. Justice Telang at last died this morning. With all his faults,

૬૪. સ્ક્રે. બુક, તા. ૮-૧૧-૧૮૯૧

which were but few and small, he was a great man, indeed, great for my poor country." ૬૫

આ વર્ષે–૧૮૯૩માં –'સરસ્વતીચંદ્ર ભા. ૩જો' લખવાની શરૂઆત કરી. 'સંસારપ્રતિબિંબકાવ્ય'૬૬ જે એલએલ. બી.ની પરીક્ષામાં નિષ્ફળ થયા ત્યારે સૂઝેલું તે પૂરું કર્યું. અને હિન્દુ યુનિયન ક્લબમાં 'એશિયા–યૂરોપ વગેરે ખંડોમાંની મહાપ્રજાઓમાં જનસ્વભાવનાં સાક્ષણિક દૃષ્ટાંત'૬૭ એ ભાષણ – જેને રણજિતરામ "ઉત્થાન ધર્મ-પ્રવૃત્તિમાર્ગ"નો બોધ કરનારું કહે છે, – આપ્યું. ૧૮૯૪નું વર્ષ તે વકીલાતનાં પંદર વર્ષમાં અનેક રીતે મહત્ત્વનુ છે. આ વર્ષે 'સરસ્વતીચંદ્ર'ની "મૂળ પ્રોત્સાહિની" અને ગોવર્ધનરામની "પ્રિય ભગિની" સમર્થલક્ષ્મીનુ સુવાવડ બાદ વૈદ્યની કોઈ ગફલતથી અવસાન થયું. 'સરસ્વતીચંદ્ર'નો બીજો ભાગ અર્પણ કરતાં 'નિવાપાંજલિ'માં ગોવર્ધનરામે લખ્યું હતું તેમ,

"બત્રીસ વર્ષનું સ્વપ્ન થયું ત્યાં પૂરું કર્યું યમદૂતે
હતી ન હતી કરી દીધ ફૂલવાડી મૂર્ખ પવનની ફૂંકે."

ગોવર્ધનરામની વાડી સમર્થલક્ષ્મીના અવસાનથી "હતી ન હતી" થઈ એમ કહીને ગોવર્ધનરામે પોતાની મનોવ્યથા પ્રકટ કરી. સ્વ. કૃષ્ણલાલ ઝવેરીએ આ ભાઈબહેનને કવિ વર્ડ્ઝવર્થ તથા તેની રસિક બહેન ડોરોથી સાથે સરખાવ્યાં છે.૬૮ આ વર્ષે ગોવર્ધનરામે વિલ્સન કોલેજના Literary Association સમક્ષ 'The Classical Poets of Gujarat and Their Influence on Society & Morals'૬૯ એ નિબંધ વાંચ્યો હતો. એ સમયે પ્રમુખસ્થાને

૬૫. એજન, તા. ૧લી સપ્ટેંબર, ૧૮૯૩
૬૬. જુઓ પ્રકરણ ૮
૬૭. એજન.
૬૮. 'શ્રી. ગો૦', પૃ. ૧૮૦.
૬૯. જુઓ પ્રકરણ ૮

ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિક હતા. ઉપરાંત ગોવર્ધનરામે આ વર્ષે 'કર્મ, ધર્મ અને જ્ઞાન: તત્સંબંધે દેશકાળનો વિવેક'[૭૦] એ ગુજરાતી ભાષણ આપ્યું, જે 'ગુજરાતી'ના તા. ૨૧ ને તા. ૨૮ ઑક્ટોબરના અંકોમાં છપાયું હતું. આ વર્ષે ગોવર્ધનરામ પિતાનું દેવું પૂરેપૂરું વાળી દે છે. કચ્છ-મોરબીનું કેનેડી કમિશન ફરી વાર નિમાયું. કચ્છ તરફથી ગોવર્ધનરામ હાજર રહ્યા.[૭૧]

૧૮૯૬ના ઑક્ટોબરની સત્તરમી તારીખે 'સરસ્વતીચંદ્ર ભા. ૩જો' પૂરો કર્યો. વીસમી ડિસેમ્બરે ચોથો ભાગ શરૂ કર્યો. ત્રીજો ભાગ છપાવતાં ઠીક ઠીક મુશ્કેલી નડી તે છેક ૧૮૯૮માં પ્રસિદ્ધ થઈ શક્યો. ત્રીજો ભાગ પ્રસિદ્ધ થવામાં વિલંબ થયો, કારણ કે એ વખતની રાજકીય પરિસ્થિતિને કારણે કોઈ છાપવા તૈયાર ન થયું. પરિસ્થિતિ એવી હતી કે ૧૮૯૬માં દુકાળ પડ્યો. પ્રજાને ઘણી હેરાનગતિ થઈ, સરકારે 'ફેમીન કોડ'ને તો ખોળંબે નાખ્યો હતો. ટિળક વગેરેએ 'કેસરી'માં લેખો લખ્યા, અને એ જ વર્ષના "સપ્ટેમ્બર-ઑક્ટોબર મહિનામાં મુંબઈના માંડવી વિભાગમાં પ્રથમ એક અતર્કિત એવો રોગ ફાટી નીકળ્યાના સમાચાર ફેલાયા. અને ધીમે ધીમે એ રોગનો ફેલાવો મુંબઈના બીજા ભાગમાં તેમ જ ગુજરાત મહારાષ્ટ્રમાં પણ થયો. તેનાં લક્ષણની સૂઝ પડતાં તે બદિયો અથવા ગાંઠિયો તાવ કે પ્લેગ એ નામથી ઓળખાવા લાગ્યો. આ રોગને લીધે શહેરની મરણસંખ્યા એકદમ વધી ગઈ ને લોકો નાસભાગ કરવા લાગ્યા."[૭૨] ગોવર્ધનરામ વસઈ એક અસીલના બંગલામાં રહેવા ગયા હતા એમ કૃષ્ણલાલ ઝવેરી શતાબ્દી મહોત્સવના મંગલપ્રવચનમાં જણાવે છે. પ્લેગને કારણે નિવૃત્તિ લેવાનો વિચાર ગોવર્ધનરામ કરી શકતા નથી. પ્લેગની વચ્ચે પોતાના ભાઈ નરહરિરામને કામ કરતા મૂકી નિવૃત્તિ

૭૦. એજન.

૭૧. 'ગો. નું સા. જી. અને સ. જી.' (૨જી આવૃત્તિ) પૃ. ૨૪

૭૨. પાંડુરંગ ગણેશ દેશપાંડે: 'લોકમાન્ય ટિળક', પૃ. ૧૩૯

સેવાનો વિચાર સરખો તે શી રીતે કરી શકે? પોતાના ભયોને કારણે નિવૃત્તિ લેવાનો વિચાર કરવો એ તો પોતાના સ્વભાવની વિરુદ્ધ છે આ ભગે તો માત્ર વિચાર આખો પણ તેમના સ્વભાવે એ તોડી નાખ્યો.૭૩

પ્રજાને રાહત આપવાને બદલે સરકારે તો પોલીસ રાજ્ય સ્થાપી દીધુ ટિળકના 'કેસરી'મા અને 'સુધારક'મા આકરા લખાણો આવવા લાગ્યા પ્લેગઅધિકારી મિ રેડનુ પૂનામા ખૂન થયું પ્રતિકારમા સરકારે આખા પૂના શહેરને સજા કરવા જેવુ કર્યું. વધારાની પોલીસ અને સાજસરંજામનો ખર્ચ પૂનાની મ્યુનિસિપાલિટી પર નાખવામા આવ્યો. ટિળકે 'કેસરી'મા લખ્યું કે "સરકારનુ માથું ઠેકાણે છે કે?" ટિળક પર કેસ કરવા સરકારી તંત્ર ખડે પગે તૈયાર થઈ ગયું ૭૪ અગાઉ સરકાર ગણપતિ ઉત્સવ અને શિવાજી ઉત્સવને કારણે ચિડાયેલી તો હતી જ પ્રજામા પણ સારી એવી જાગૃતિ આવી સરકારથી આ કેમ સહ્યુ જાય? મુદ્રણયંત્ર ઉપર સરકારની કડક નજર થઈ. છાપખાનાવાળા ડરવા લાગ્યા ગોવર્ધનરામે 'સરસ્વતીચંદ્ર'નો ત્રીજો ભાગ 'રત્નનગરીનુ રાજ્યતંત્ર' છપાવવા મોકલ્યો. પહેલા તો છાપખાનાવાળા ના જ કહેવા લાગ્યા. ઘણી સમજાવટથી પ્રેસવાળાએ કામ હાથ લીધુ અને થોડો ભાગ છપાયો પણ ખરો, પરંતુ એક વાક્ય બદલવા માટે ગોવર્ધનરામને કહેવામા આવ્યુ. ગોવર્ધનરામે જવાબ દીધો, "તમારે છાપવુ હોય તો આ જ છે એમા મારે કંઈ પણ ફેરફાર કરવાનો નથી" પેલા ભાઈએ ન માન્યુ. ગોવર્ધનરામને બીજું પ્રેસ શોધવાનુ રહ્યું. કોઈકે ચોખ્ખી ના જ કહી તો કોઈકે હા કહી પણ કામ હાથ પર ન લીધુ. આમ સમય ચાલ્યો ગયો અને છેક ૧૮૯૮મા 'સરસ્વતીચંદ્ર' ભા ૩જો પ્રસિદ્ધ થઈ શક્યો ૭૫ ૧૮૯૬મા એન એમ ત્રિપાઠી કંપની તરફથી

૭૩ સ્ક્રે. બુક, તા ૧૪ ડિસેમ્બર ૧૮૯૭

૭૪. 'લોકમાન્ય ટિળક', પૃ ૧૪૩.

૭૫ 'શ્રી. ગો૦', પૃ. ૮૮.

ત્રૈમાસિક 'સમાલોચક' પ્રકટ કરવાની યોજના થઈ, ગોવર્ધનરામે પહેલા વર્ષના અંકો માટે 'કવિતા, કાવ્ય અને કવિ એ વિષયે મિતાક્ષર',૭૬ 'આ કાળનાં આપણાં આદિ નાટક'૭૭, અને 'ગુજરાતી શબ્દોની લેખનપદ્ધતિનો વિવેક'૭૮ એ ત્રણ લેખો લખ્યા. છેલ્લા લેખમાં ગોવર્ધનરામે નરસિંહરાવ દિવેટિયાની 'જોડણી' સંબંધી ૧૮૮૮મા પ્રસિદ્ધ થયેલી પુસ્તિકામા જોડણીની પદ્ધતિ વિષે જે ચર્ચા કરવામાં આવી હતી એની તપાસ કરી હતી. આના ઉત્તરરૂપે નરસિંહરાવે 'જ્ઞાનસુધા'ના ૧૮૯૬ ના છેલ્લા ત્રણ અંકોમા લખ્યું હતુ એના અનુસંધાનમા ગોવર્ધનરામે 'ગુજરાતી લેખનપદ્ધતિ અને રા. નરસિંહરાવ ભોળાનાથ' ૭૯ એ લેખ કટકે કટકે ૧૮૯૭ના 'સમાલોચક'ના છેલ્લા અંકમા અને ૧૮૯૮ના પહેલા ત્રણ અંકોમાં પ્રકટ કર્યો સાહિત્યમંડળોમા આ વિદ્યાવિવાદે ઠીકઠીક ઊહાપોહ કર્યો હતો. ગોવર્ધનરામનુ અને નરસિંહરાવનુ આ વિષય પરત્વે શુ દૃષ્ટિબિંદુ છે એની તપાસ આગળ ઉપર થશે પણ ગોવર્ધનરામનો આ અંગેનો સૌથી પહેલો લેખ પ્રકટ થતાં જ નરસિંહરાવ ઉપર શો પ્રત્યાઘાત પડ્યો તે અહીં નોંધવું અસ્થાને નહિ ગણાય. તે પોતે જ લખે છે, "હૈદરાબાદ, તા. ૩૧–૧૦–૯૬, શનિવાર : કાગળ આવ્યા : સમાલોચક, ( પુ. ૧ લું. અ. ૪ )... 'ગુજરાતી શબ્દોની લેખનપદ્ધતિનો વિવેક' ( ગોવર્ધનરામ વિ માધવરામ ત્રિપાઠી ) આમાં પંડિતપણાને ન છાજે એવા નિયમો તથા દલીલો છે. હુ એ વિશે લખીશ ને 'જ્ઞાનસુધા'માં કે કહીક મોકલીશ. આરંભમાં લખે છે જોડણી બાબતમાં રણછોડભાઈ ઉદયરામે પણ યત્ન કર્યો છે. શો ? આપણે તો જાણ્યો નથી અને મારી 'જોડણી'ની ચોપડીનુ તો નામ પણ નથી. આગળ એક ખૂણેખાચરે જરાક મારુ નામ લખ્યું છે અને તે પણ ઠીક જ – એ તો ઠીક. પણ બધી ચર્ચા

૭૬. જુઓ પ્રકરણ ૮

૭૭. એજન.

૭૮. એજન.

૭૯ એજન.

શ્રમમય અને અસંગત ઘણે ઠેકાણે છે; તત્ત્વ આદિતત્ત્વ–નુ સ્વરૂપ જ આ વિષયમા ઊંડુ વાગ્યું છે "[૮૦]

૧૮૯૬મા ગોવર્ધનરામે થિયોસોફિકલ સોસાયટીમા 'Some side-lights on Vedic Mythology '[૮૧] વિષે ભાષણ આપ્યું. "છેલ્લા અરસામા ગોવર્ધનરામે આપણા સંસ્કૃત ધર્મશાસ્ત્રો તથા તત્ત્વજ્ઞાનના પુસ્તકોનો ખાસ અભ્યાસ કર્યો તેમ વિદ્વાન શાસ્ત્રી પાસે પોતાના પત્ની લલિતાગૌરીને યોગવાસિષ્ઠ, તથા પુત્રી લીલાવતીને ઉપનિષદ શીખવવાની ગોઠવણ કરી. "[૮૨] ૧૮૯૭ના જુલાઈની આઠમી તારીખે (સંવત ૧૯૫૩ના અષાડ સુદ ૯ ને ગુરુવારે) બપોરે ત્રણ વાગ્યે[૮૩] ગોવર્ધનરામના પિતા માધવરામનુ અવસાન થયુ[૮૪] મુનિમહારાજ શ્રીનાથજીની જે બે સુંદર મૂર્તિઓ લાવ્યા હતા અને માધવરામ દરરોજ જેમની ભક્તિપૂર્વક પૂજા કરતા તેમને મંદિર બનાવી પ્રાણપ્રતિષ્ઠા કરવાની માધવરામની અતિમકાળની ઇચ્છા જાણી લઈ ગોવર્ધનરામ તથા નરહરિરામે તે પૂરી કરવાનુ વચન આપ્યુ હતુ[૮૫]

આ અરસામા બે સાહિત્યસેવીઓ ગોવર્ધનરામને મળે છે. એક કવિ કલાપી અને બીજા નારાયણ હેમચંદ્ર. કલાપી અને ગોવર્ધનરામ

---

૮૦. 'નરસિંહરાવની રોજનીશી', પૃ. ૧૩૮ વિશેષ માટે જુઓ, પ્રકરણ ૮.

૮૧ જુઓ પ્રકરણ ૮.

૮૨. 'શ્રી ગો૦', પૃ. ૮૬.

૮૩. આ વીગત ગોવર્ધનરામની 'હિસાબની ચોપડી નં. ૨' આધારે છે તા. ૨૯-૭-૧૮૯૭ની સ્ક્રૅપબુક–નોંધમા પિતાશ્રીનું મૃત્યુ સવાત્રણ વાગ્યે થયુ હતુ એમ તેમણે નોધ્યુ છે.

૮૪. 'હિસાબની ચોપડી નં. ૨'—

આ ઉપરાંત માધવરામનું ક્રિયાખરચ કેટલું થયુ તે પણ એમા આપેલું છે:—

"કુલ ખર્ચ ૧૧૭૩।। મારા ભાગના રૂ ૫૮૬।।। થાય."

૮૫. 'શ્રી. ગો૦', પૃ. ૮૩

વચ્ચે પત્રવ્યવહાર તો ક્યારનોય ચાલુ હતો[૮૬] પરંતુ પ્રત્યક્ષ મેળાપ ૧૮૯૭મા કલાપી મુબઈમા ગોવર્ધનરામને મળવા આવ્યા ત્યારે થયો. જે દિવસે કલાપી ગોવર્ધનરામને ત્યા મળવા આવવાના હતા એ દિવસે "આપણે ઘેર રાજા આવવાના છે" એમ કહી ગોવર્ધનરામે અને તેમના કુટુબીજનોએ ખાસ વ્યવસ્થા આગતાસ્વાગતા માટે કરી હતી નારાયણ હેમચદ્રનો સમાગમ એથી જુદા સજોગોમા થયો હતો ગોવર્ધનરામના ભાઈ નરહરિરામ અને નારાયણ હેમચંદ્ર વચ્ચે પુસ્તકના વેચાણની બાબતમા મતભેદ થયો હતો આમાં લવાદ તરીકે કામ કરવા નારાયણ હેમચદ્રે ગોવર્ધનરામને અનેક વાર કહ્યુ હતુ પણ "મારા ભાઈની બાબતમા મારુ સમાધાન નકામુ. માટે મારાથી વચ્ચે પડાય નહિ" એમ કહી ગોવર્ધનરામે ના ભણી. નારાયણ હેમચદ્રે આગ્રહ જારી રાખ્યો અને ગોવર્ધનરામ જે ચુકાદો આપશે તે પોતે મજૂર રાખશે એમ જણાવ્યુ છેવટે ગોવર્ધનરામે આ બાબતમા તપાસ કરી ચુકાદો આપવાનુ માથે લીધુ બન્ને પક્ષોને સાભળ્યા બાદ ગોવર્ધનરામે ચુકાદો આપ્યો તે નારાયણ હેમચદ્રના

---

૮૬ કલાપીના ૧૮૯૨ના પત્રોમા ગોવર્ધનરામ માટેનો પ્રેમાદર જોવા મળે છે —

"આપ અમારુ અને અમારી વસ્તીનુ શુભ ઇચ્છો છો અને કામના પૂર્ણ ભોગ છતા દેશની ઉન્નતિ માટે કાર્યો કર્યા જ કરો છો, એથી જ અમે સૌ આપના શિષ્યો થશું અને આપના વિચાર સમજી તે પર વિચાર કરીશું તો અમારુ અર્થાત્ રાજા-પ્રજા સમસ્તનુ શુભ થશે"

તા. ૨૭-૧૦-૯૨ નો પત્ર.

'કલાપીની પત્રધારા' (પહેલી આવૃત્તિ), પ ૪૯૬.

૦૦૦

"કોઈ એમ કહે કે દેશહિત કરવાને મને અવકાશ નથી એ, આપ જેવા ઉદ્યમી ગૃહસ્થોએ, જૂઠું છે એમ સાબિત કરી આપ્યુ છે."

તા. ૩૦-૧૨-૯૨નો પત્ર

'કલાપીની પત્રધારા' (પહેલી આવૃત્તિ), પૃ. ૪૦૭.

લાભમાં ન જોનર્યો અને નરસિંહરાવના શબ્દોમા કહીએ તો ગોવર્ધન રામ "એ નિચિન પુરુષની તરફથી અયોગ્ય નિંદા તથા ક્રોધના ઝપાટામા આવ્યા " એ પછી પ્રો. ત્રિભુવનદાસ ગજ્જરને મધ્યસ્થી નીમી ઝઘડો પતાવવા નારાયણ હેમચંદ્રે પ્રયાસ કર્યો. આમા પણ તેમને પૂરેપૂરો લાભ મળ્યો નહિ. છેવટે પ્રો. ત્રિભુવનદાસ ગજ્જરના પ્રયાસથી કેટનીક બાધછોડ કરી આ પ્રશ્નની પતાવટ કરવામા આવી હતી ૮૭

આ જ વર્ષે (૧૮૯૭મા) ગોવર્ધનરામ કૃષ્ણલાલ ઝવેરીને વકીલાતમા સહાયક તરીકે રોકે છે તે પોતે નોંધ છે: "મેં હવે શ્રી. કૃષ્ણલાલ ઝવેરીને ધંધામા સહાયક તરીકે રાખ્યા છે આ પૂરતું ખર્ચાળ છે પરંતુ જો હું સપૂર્ણપણે નિવૃત્ત ન થવાનો હોઉં તો સાહિત્ય અને જાહેર ફરજો માટે મને સમય અને ફુરસદ મળે એ માટે જરૂરી છે આ સાધન દ્વારા આ (સમય અને ફુરસદ) ખરેખરી રીતે ન મળે તો બિલકુલ નિવૃત્તિ એ જ એકમાત્ર વિકલ્પ રહે છે; કારણ કે મારા ઉચ્ચ આદર્શો અને વિશાળ ફરજોને ભોગે પૈસા કમાવામા મારી આખી જિંદગી વેડફવાની મને રજમાત્ર ઇચ્છા નથી "૮૮ પોતે એમને ધંધામા કેવા પ્રકારની સહાય કરતા એ વિશે કૃષ્ણલાલ ઝવેરી ખાસ કશું કહેતા નથી પણ એ સમયનાં સંસ્મરણો આલેખતા એકબે વાત કહે છે તે ગોવર્ધનરામના તે સમયના જીવન અંગે ખ્યાલ મેળવવામાં મદદરૂપ નીવડે એવી છે: – "એમના વકીલાતના કામમા હું એમને કેવી ને કેટલી મદદ કરતો તે વિષે હું કાંઈ વિશેષ નહિ કહું કારણ એને સાહિત્ય જોડે કશું લાગતુ વળગતુ નથી. પરંતુ મારે રોજ સવારે એમની પાસે જવાનુ થતું કોર્ટ સબધી કામકાજની તે દિવસ પૂરતી હકીકત પૂરી થયે, 'સરસ્વતીચંદ્ર'નો જે કાંઈ ભાગ એમણે લખ્યો હોય તે વાચી સંભળાવે મલ્હારરાવ

૮૭ 'શ્રી ગો૦', પૃ ૮૪.

૮૮. સ્ક્રે. બુક, તા. ૨૫-૬-૧૮૯૭.

વાડીના એ માળાનો ત્રીજો માળ તદ્દન drab – મામૂલી, ચારે તરફ મકાનો ને છાપરાં. છતાં એવા વાતાવરણમા એમના કલ્પનાના ઘોડા તો એવા દોડે ને મગજમાંથી એવા વર્ણનાત્મક પ્રસંગો કાઢી, તેને એવી ખૂબીથી ચીતરે કે ઘડીભર એમ થાય કે આપણે મ'હારરાવ વાડીમાં નથી: કશેક ઊંચે પહોંચી ગયા છીએ.

આ પ્રમાણે હાઈ કોર્ટના વકીલમંડળના ચેંબરમાં પણ આસપાસ નવરા વકીલોની વાતચીતનો ગમેતેવો ઘોઘાટ થતો હોય તો પણ તેને ન ગણકારતા એકધ્યાનસ્થ થઈ 'સરસ્વતીચંદ્ર'નાં પ્રૂફ સુધારતા જ હોય."[૮૯]

૧૮૯૮માં 'સરસ્વતીચંદ્ર ભા. ૩જો' પ્રસિદ્ધ થયો. ૨૧મી સપ્ટેમ્બરથી ગોવર્ધનરામે નિવૃત્તિના વિચારને અમલમાં મૂકવા માટે નવા કેસો લેવાની ના પાડવાનુ શરૂ કર્યું અને એ જ આ દિવસ હતો કે જ્યારે અમદાવાદમાં જોરદાર અફવા ફેલાઈ કે 'સરસ્વતીચંદ્ર ભા. ૩'-માંના રાજદ્રોહના લખાણ માટે મુબઈમા તેમની ધરપકડ થઈ.[૯૦] આ સમાચારથી નડિયાદમાંના તેમનાં સંબંધીજનોને ઘણી ચિંતા થઈ. ગોવર્ધનરામ કહે છે કે જે કોઈએ કા તો દ્વેષબુદ્ધિથી અથવા તો અટકળથી કે અકસ્માતથી આ અફવાને વનના દાવાનળની જેમ છૂટી મૂકી એનાથી મારી પત્ની, મારી બહેન અને માતાને દુઃખમાં રગદોળવાનુ થયું.[૯૧] ત્રીજો ભાગ પ્રસિદ્ધ થવામાં પ્રેસવાળાઓને કારણે વિલંબ થયો હતો એ સૌ જાણતાં હતાં એટલે આ 'અફવા'ને આધાર મળ્યો. છેવટે મનઃસુખરામને તાર કરીને પુછાવી જોયું. તેમના તરફથી જવાબ મળ્યો કે આ સમાચાર ખોટા છે ત્યારે સૌને શાંતિ થઈ.[૯૨]

---

૮૯. 'શ્રી. ગો. શા મ. અને ગુ સા. પ. ૧૯મું અધિવેશન, નડિયાદ, અહેવાલ અને વ્યાખ્યાનો', પૃ ૩૬.

૯૦. સ્ક્રે. બુક, તા. ૨૪ સપ્ટે. ૧૮૯૮.

૯૧. સ્ક્રે. બુક, તા. ૨૭ સપ્ટેમ્બર ૧૮૯૮.

૯૨. 'શ્રી. ગો૦', પૃ. ૮૮ ૮૯.

નિવૃત્તિપ્રશ્ન અગેનું મંથન ગોવર્ધનરામની સ્ક્રેપબુકોમા લખાયેલી નોંધોમાં જોવા મળે છે, તા. ૯ એપ્રિલ ૧૮૯૧ ની નોધમા ગોવર્ધનરામ એ વિષે લખે છે, તે પછી ૧૮૯૧ ના એપ્રિલની ૧૩ મી તારીખે સાઝે ૭-૩૦ કલાકે તે નોધે છે કે હુ મારા દેશબંધુઓને કેવી રીતે ઘાટ આપીશ? પોતાના જીવનધ્યેય વિષે પણ તે વિચારો કરે છે. તા ૩૦ મે ૧૮૯૧ ની નોધમા તે નિવૃત્તિમા આજીવિકા ચલાવી શકાય એ માટે ઉપાર્જન કરવા અગે વકીલાતના વ્યવસાયને બદલે કોઈ બીજો વિકલ્પ વિચારે છે તા ૧૧ જૂન ૧૮૯૧ ની નોધમા તે કહે છે કે વકીલાતના વ્યવસાયમાથી પોતાને ધાર્યા કરતા વધારે મળ્યું છે, પણ પોતે પૂરતુ બચાવી શકયા નથી તા ૨૯ સપ્ટેમ્બર ૧૮૯૧ ની નોધમાં તે નોકરીનો વિચાર જ ન કરવાનુ વલણ દાખવે છે. તા ૩૦ મે ૧૮૯૨ ની નોધમા ગોવર્ધનરામ નિવૃત્તિકાળમા અભ્યાસ અગેની વ્યવસ્થાનો વિચાર કરે છે પુસ્તકો ખરીદવા અગેનુ પોતાનુ દષ્ટિબિંદુ સ્પષ્ટ કરતાં તે લખે છે કે ઘણી વાર પુસ્તકો ખરીદવા એ વિલાસ હોય છે, કોઈ વાર એ દુર્ગુણ પણ બની બેસે છે. માટે પોતાને વાંચવાના પુસ્તકોની યાદીઓ કરવી અને જ્યારે વાચવાનો ખરેખરો વખત આવે ત્યારે એ યાદી જોવાથી તે તે પુસ્તક પોતે ભૂલી નહિ જાય. અને એ વખતે પોતે શક્ય હશે તો તે પુસ્તક ખરીદી પણ શકશે. પોતાની આર્થિક સ્થિતિ વિષે લખે છે કે પોતે કદાચ પોતાના પુત્ર રમણીયરામને ભણાવવા માટે પૈસા મૂકી પણ જાય, પરંતુ પોતે હયાત ન હોય તો તેને ભણાવી નો શકે નહિ આ જાતનુ સાતત્ય જળવાય એ ફરજ છે એમ માની તે જણાવે છે કે પોતાની લાઇબ્રેરીમા એવાં પુસ્તકો હોવા જોઈએ કે જે જોવામાત્રથી રમણીકને એ વાંચવાનુ મન થાય અને એ રીતે વાચનની પાછળ શિક્ષણ આપોઆપ અનુસરે. તા. ૪ ફેબ્રુઆરી ૧૮૯૨ ની નોધમાં તે લખે છે કે પોતે જો નોકરી સ્વીકારી હોત તો વકીલાતના વ્યવસાય કરતા તે વધારે કમાઈ શકયા ન હોત પણ બચાવી શકયા હોત ઘણું વધારે. વળી તા. ૩૦ જૂન ૧૮૯૩ ની

નોંધમા પોતાની પત્નીની માંદગીને કારણે પોતે વડોદરા નોકરી માટે પ્રયત્ન કરવાનુ વિચારે છે. ૧૬ સપ્ટે. ૧૮૯૩ ની નોંધમા એ આર્થિક ભીંસ વિષે લખે છે.

અગાઉ જોયું તેમ નિવૃત્તિવિચાર અમલમા મૂકવાના એક પગલા તરીકે ગોવર્ધનરામે ૧૮૯૮ ના સપ્ટેમ્બરની ૨૧ મી તારીખથી નવા કેસો લેવાનુ બંધ કર્યું પણ નિવૃત્તિ અંગેની મથામણ તો ૧૮૯૧ થી શરૂ થઈ હતી. આ હૃદયમંથન એટલું તીવ્ર હતુ કે ગોવર્ધનરામની ઊંઘ, ભૂખ અને શાંતિને પણ એણે ઉડાડી મૂકયા હતા તે લખે છે: "જે મહાન વિચારમા મારી જાત અને મારા કુટુંબ બન્નેના મહત્ત્વના પરિણામો રહેલા છે એણે પૂરા અગિયાર દિવસ મને ચિંતાતુર વિચારમા નાખ્યો છે અને જ્ઞાનતંતુઓને કસ્યા છે આ બધા દિવસો દરમ્યાન મારું પેટ રાબેતા મુજબના ખોરાકથી અડધો ખોરાક પણ પચાવી શકતું નથી અને બીજું કશુ કામ કરવાને મને અશક્તિમાન બનાવ્યો છે, અને જે બ્રીફો હું મુંબઈથી પહેલી જુલાઈએ નિકાલ કરવાને લાવ્યો હતો એ બધા આ બધા દિવસો દરમ્યાન મારા ટેબલ પર પડી રહ્યા છે – સાદીસીધી રીતે અને અક્ષરશઃ કહું તો 'અડકયા વિનાના' પડી રહ્યા છે. અને શા માટે? મને એના માટે સમય નથી એટલા માટે તો નહિ. એટલા માટે પણ નહિ કે હુ બીજું કંઈ કરતો હતો. પરંતુ એટલા જ માટે કે મને એ માટે સમય ન હતો અને નિવૃત્તિ વિશેના મારા વિચારો અને ચિંતાઓ એકાગ્ર બન્યાં હતા અને એમના તરફ નજર કરવાની ઇચ્છા સરખી થવા ન દેતા હું અહી આવ્યો એ પછી પહેલી વાર તદ્દન હમણાં જ હું છુટકારાનો દમ લઈ રહ્યો છુ"[૯૩] ૧૬ સપ્ટેમ્બર ૧૮૯૮ ની નોંધમા કહે છે:–"હે જીવ, શી વસ્તુ તને પીડા આપે છે? નિવૃત્તિના વિચારે શા માટે તને ઊંઘ વગરની રાત્રિ પસાર કરાવી છે અને તારા શારીરિક માળખામા માનસિક વ્યગ્રતા ઉત્પન્ન કરી છે? તારી નિવૃત્તિની યોજના એ બનાવટ હતી

૯૩. સ્ક્રે. બુક, તા. ૧૨ સપ્ટે. ૧૮૯૮.

અને એને અમલમાં મૂકવા માટે તારો વિચાર પૂરતો ઉત્કટ થયો નથી એ કારણ છે?"

"જો એમ હોય તો, નિવૃત્ત થવાનો વિચાર કાયમ માટે પડતો મૂકવા માટે કયા દુષ્ટો તને રોકે છે? નિવૃત્ત થવાની અથવા તો વકીલાતમાં ચાલુ રહેવાની એકકે વાતની કોઈએ ફરજ પાડી નથી. તારી ઇચ્છા પ્રમાણે ગમે તે એકને પસંદ કર, પણ સંશયદોલાની પીડા ભોગવીશ નહિ." આવી કડક આત્મપરીક્ષા પછી તે ચુકાદો આપે છે: "અરે, સંશયદોલા જેવું તો છે જ નહિ, આચરણમાં મૂકવા માટે વિચાર પૂરતો ઉત્કટ છે."[૯૪]

ગોવર્ધનરામને સ્વપ્નમાં પણ આ જ ગડમથલ ચાલ્યાં કરતી લાગે છે. તેઓ ૨૭ જાન્યુ. ૧૮૯૨ની એક નોંધમાં લખે છે: ગઈ રાત્રે હું વાલકેશ્વર સૂતો હતો ત્યારે "आत्मा उपाधिभिः कीलितः"[૯૫] એ સૂત્ર ઉપર મારી અને સંન્યાસી કૃષ્ણાનંદ સરસ્વતી વચ્ચે ચર્ચા ચાલી એવું મને સ્વપ્ન આવ્યું. આ સૂત્ર કોઈ ગ્રંથમાં આવતું નથી પણ એ સ્વપ્નાએ જ શોધેલું છે. રા. બા. મોતીલાલ લાલભાઈએ એને વિષે સંન્યાસીને માહિતી આપી ત્યારે સંન્યાસીએ કહ્યું: "માણસ અત્યારે અનધિકારી છે, કેમ કે એ વિશે તે કદી મને વાત કરતો નથી. પણ થોડા ઘણા મહાન સંસ્કાર વગર (આવું) સ્વપ્ન આવે નહિ એટલે એક દિવસ તે ઘણો શક્તિશાળી અધિકારી થશે. 'સૂત્ર' પર તો ઘણુંઘણું લાંબું વ્યાખ્યાન

---

૯૪. સ્ક્રે. બુક, તા. ૧૬ સપ્ટે. ૧૮૯૮.

૯૫. તા. ૪ ફેબ્રુઆરી ૧૮૯૨ની નોંધમાં ગોવર્ધનરામ લખે છે કે અગાઉની [તા. ૨૭-૧-૧૮૯૨ની] નોંધમાં આપેલા સૂત્ર પરથી મેં નીચેનો શ્લોક બનાવ્યો:—

आत्मोपाधिभिरेव कीलित इति स्मृत्या मनः शीर्यते ।
तत्कीलाः सुमनःशरा इव शिवे भस्मीकृतास्तै कृताः ॥
धनुष्के तु हते धनुर्न हि धनुर्बाणा न बाणा इमे ।
मायानाटकभूमिकासु रमतां साक्षी पुनर्वा न वा ॥

થઈ શકે એમ છે. આ સ્વપ્ન પેલા સ્વામીને જેટલું વિનોદદાયક હતું તેટલી એના ઉપરની ટિપ્પણી મને વિનોદદાયક છે."૯૬

ગોવર્ધનરામ નિવૃત્તિ-અભ્યાસનો પોતાનો જીવન આદર્શ સિદ્ધ કરતાં પહેલાં પ્રલોભનો, ભય, ટીકાઓ વગેરે ઘણી મુશ્કેલીમાંથી પસાર થયા છે. કૃષ્ણલાલ ઝવેરીને ધંધામાં સહાયક તરીકે રોકેલા એ વખતે પોતે સંપૂર્ણ નિવૃત્તિ લઈ શકશે કે કેમ એ અંગે તેમના મનમાં ઘણી અવઢવ હતી. કચ્છ રાજ્યની રૂા. ૧૫૦૦ ના માસિક પગારની દીવાનની નોકરી લેવાનું તેમને કહેવામાં આવ્યું હતું એ વિશે તે ૧૫ જાન્યુ. '૯૮ની નોંધમાં લખે છે: " દીવાનને [મોતીલાલને] નુકસાન થાય એ હું ઇચ્છતો નથી. મારે એમની પછી આવવું હોય તોપણ એમની ઇચ્છા હોય તેટલા લાંબામાં લાંબા સમય સુધી છો એ પદે તેઓ સુખથી રહે પરંતુ બધી વસ્તુ ગણનામાં લેતાં મને આ પ્રકારના જીવનની ઇચ્છા નથી અને મારાં જે કાંઈ થોડાંઘણાં આવકસાધનો છે એથી હું સંતુષ્ટ છુ. મારાં સાધનો વધારવા દીવાન થવાની મને ઇચ્છા નથી — અત્યારે કે ક્યારે પણ." અને આગળ ૨૭ જાન્યુ '૯૯ની નોંધમાં કહે છે, "પણ હું મારા વિચારને વળગી રહ્યો અને કાકાને ખબર આપી અને મારા જીવનની મહાનમાં મહાન તક સ્વીકારવાનો ઇનકાર કર્યો – શાન્તપણે, નિરભિમાનપણે, વિચારપૂર્વક, દૃઢપણે અને આનંદમયતાથી."૯૭ ૧૮૯૬ માં પ્લેગ ફાટી નીકળ્યો એથી કરીને નિવૃત્તિ લેવાનો વિચાર એમણે નક્કી કર્યો તે અગાઉ જોયું છે. ૧૪ ડિસેમ્બર ૧૮૯૭ની નોંધમાં તે કહે છે – " આ પ્રમાણે. વાસ્તવિક રીતે તો ન તો હું ભયને લીધે કે લાલચને લીધે નિવૃત્તિ લઈ શકું.....હું ધંધાકીય કીર્તિની ટોચે પહોંચ્યો છુ. દેશમાંની આફતોને કારણે કોર્ટમાં કામકાજ ઓછુ છે એ સાચુ. પણ કામ ઓછુ છે છતાં, હું યાદીમાં પહેલો છુ અને મારુ કામ ગોકુળદાસ,

૯૬. સ્કે. બુક, તા. ૨૭-૧-૧૮૯૨.

૯૭. ' ગોવર્ધનરામ અને એમનું મનોરાજ્ય '—'ગો. રા. સ્મા.-ગ્રં.'-માના અનુવાદની મદદ અહીં તેમ જ આ વિષયની ચર્ચામાં અન્યત્ર લઈ

રાવ અને તમામ ગુજરાતી વકીલો ભેગા કરીએ તોય તેમના કરતાં વધારે છે." તા. ૪ સપ્ટે ૧૮૯૮ના રોજ નોંધે છે, "...પ્લેગને લીધે મારા પૈસાના રોકાણોમાંથી મળતી આવક ઘટી ગઈ છે. વિવિધ કારણોને લીધે મારા પુસ્તકો ઓછા વેચાય છે. અને છતાં આ ચીજો ઉપર તો હું નિવૃત્તિ માટે આધાર રાખવાનું વિચારું છું!" નિવૃત્તિ માટે નડિયાદમા રહ્યા રહ્યા કાયદાના વર્ગો ચલાવવા ? એ વિચાર તો ગોવર્ધનરામ સ્વીકારતા નથી તે પોતે જ કહે છે, "નિવૃત્તિનો એક હેતુ તો એ છે કે મારી ઇચ્છા થાય ત્યારે કામ કરું અને ન થાય ત્યારે ન કરું — એ મહાન હેતુ છે અને હું એને છેહ દઈશ નહિ!" (૨૮ જૂન ૧૮૯૮) "આખો દહાડો પશુની જેમ ગીરોખત, જુદારાં વગેરે અગે કામ કામ ને કામ કરવાના મારા ભાગ્યથી હું પેટ ભરીને કંટાળ્યો છુ. "૯૮ ગોવર્ધનરામે નિવૃત્ત થયા પછી પણ કાયદા અગેના મેગેઝિન મંગાવવાનુ ચાલુ રાખેલુ, એમ માનીને કે જાહેર જનતાને કોઈ વખતે ઉપયોગી થઈ પડાય અને વખતે જરૂરિયાત કે મુશ્કેલીના માર્યા કોર્ટમા જવા વારો આવે તો એ પરિચય જારી રાખ્યો હોય તો સારુ.૯૯

ગોવર્ધનરામ કામ કરી કરીને થાકી ગયા હોય એવું તેમની નિવૃત્તિ ઝંખનાની એક બીજી નોંધમાં પણ જણાય છે. તે કહે છે, "મને ફક્ત નિવૃત્ત થવાની, જરા આરામથી લંબાવવાની, મુક્તપણે દમ લેવાની, વાંચવાની અને લખવાની, પુનઃ સ્વાસ્થ્ય મેળવી લેવાની, ભૂતકાળ અને વર્તમાનથી સંતુષ્ટ રહેવાની, મારી દુન્યવી જાતના ભાવી વિષે વિચાર વાનુ બંધ કરવાની અને મારા કુટુંબના માણસો પ્રત્યે અને મારા આત્મા પ્રત્યેની મારી મહાન ફરજો અદા કરવાની ઇચ્છા છે."૧૦૦ વળી તે સ્ક્રૅપબુકમા કહે છે, "મારી નિવૃત્તિનો સમય પાસે આવતો જાય છે

૯૮. સ્ક્રૅ. બુક, ૯ ઑગ ૧૮૯૮.
૯૯. સ્ક્રૅ. બુક, વો. ૭. પૃ. ૨૫–૨૬.
૧૦૦. સ્ક્રૅ. બુક, તા. ૨૧ જાન્યુ. ૧૮૯૮.

નિવૃત્ત થવું એ જરૂરીછે; એ એક ફરજ છે, અભીપ્સા છે, રાહત છે. એનો હેતુ શો છે ? દેશ પ્રત્યેની ફરજ અદા કરવામાં મને એ સમર્થ બનાવે તો એ બરોબર. એ જો તે ન આપે તો મારી મારા પ્રભુ પ્રત્યેની અને મારા આત્મા પ્રત્યેની ફરજ બજાવવામાં એ મને શક્તિમાન બનાવશે. આ બાબત એવી છે જે માટે પૈસાદાર હોવુ આવશ્યક નથી મૃત્યુ સુધી રળ્યાં કરવુ અને કદી આનંદ કરવો નહિ એનો કશો અર્થ નથી. આ વિચારને અમલી બનાવવા કોઈ શક્તિ ન મળે તો ઓછામાં ઓછું એક ગરીબ માણસ તરીકે તો હું નિવૃત્ત થઈ શકું છુ અને મારી તબિયત, મારું મન, મારી શાંતિ એમને તો એથી ફાયદો થાય – હું નિરાંતનો દિવસ પામુ." નિવૃત્ત થવાનો વિચાર તો ક્યારનોય પાકો કરી રાખ્યો હતો પરંતુ એને અમલમાં મૂકવા માટે સુયોગ્ય પદ્ધતિ તે શોધતા હતા. પોતાના સંભવિત મૃત્યુ બાદ પત્ની અને બાળકો સુખશાંતિથી રહી શકે એ માટે નડિયાદમાં ઘર બાંધવાનો પણ તે વિચાર કરે છે. કુટુંબીજનોના આ વિષે શા પ્રત્યાઘાતો હતા તે પણ તેમની નોંધોમાં અવારનવાર દેખા દે છે. "પત્ની ધારે છે કે નિવૃત્તિ એને અગવડરૂપ થશે પરંતુ ( એ ઉઠાવવા ) એ ઇચ્છે છે અને તૈયાર છે" (૧૭-૬-'૯૮) એમ કહ્યા પછી તે ઉમેરે છે કે "પત્ની ભલે તૈયાર ન હોય પણ એને તો હું સમજાવી શકીશ"[૧૦૧] માતુશ્રીને સમજાવવાં મુશ્કેલ છે એની ગોવર્ધનરામને પ્રતીતિ છે. મનઃસુખરામને તેમણે વાત કરી તો તેમણે તો લાખ રૂપિયા કમાયા બાદ નિવૃત્ત થવું જોઈએ એવો વિચાર દર્શાવ્યો. કુટુંબીજનો પ્રત્યે પોતે પૂરતી ફરજો અદા કરી છે અને હવે ઉચ્ચ આદર્શોને અમલમાં મૂકવા માટે તે કટિબદ્ધ થાય છે[૧૦૨] "પિતા, માતા, પત્ની અને કાકા સુધ્ધાં : છેવટે તો એ મનુષ્યો" એમ પણ તે નોંધે છે. પોતાના નિવૃત્તિના વિચારને, અંગે "બહારનાઓની પાસે વિવિધ ખુલાસા અને ખ્યાલો છે–જેમાં

૧૦૧. સ્ક્રે. બુક, તા. ૧૬ સપ્ટે. ૧૮૯૮.

૧૦૨. સ્ક્રે. બુક, તા. ૧૩ ઑગસ્ટ, ૧૮૯૮.

મારી તબિયત મને નિવૃત્તિ લેવાની ફરજ પાડે છે અને એટલે અંશે મારી નિવૃત્તિ સ્વૈચ્છિક નથી એ ખ્યાલનો સમાવેશ થાય છે"૧૦૩ નિવૃત્તિનિવાસની મુસીબતોથી ડરી જઈને પોતે એ વિચાર પડતો મૂકે તો મૃત્યુ સુધી વકીલાત કરવી એ જ શેષ રહે છે પણ ગોવર્ધનરામ કહે છે તેમ આ વસ્તુ માટે એ બિલકુલ તૈયાર નથી, અને જો તે અત્યારે નિવૃત્તિ ન લે તો "ક્યારે નિવૃત્ત થવુ ?" અને "નિવૃત્તિનો સમય થયો છે કે નહિ" એ પ્રશ્નો તેમને હમેશા નજર સમક્ષ આવે અને જ્યા સુધી તે નિવૃત્ત થાય નહિ કે અવસાન પામે નહિ ત્યા લગી સામે આ યા કરે – પજવ્યા કરે ૧૦૪ આ જ તારીખની નોધમા તે આગળ કહે છે "હુ ધારુ છુ કે મારા કુટુમ્બ પ્રત્યેની લગભગ દરેકે દરેક ફરજ મે બજાવેલી છે, મારે મારા દેશ પ્રત્યેની અને આત્મા પ્રત્યેની ફરજોને વિલબમા નાખવી જરૂરી હોય એમ હુ ધારતો નથી મને ૪૩ તો થયા અને વધુ પાચ-સાત વરસ કામ કરી શકુ, અને પછી આ ઉચ્ચ ફરજોની દિશામા મે કશુ કર્યું નથી એ જ્ઞાન મને દુખ આપે અને મને મારી નાખે અને એ ફરજો બજાવ્યા સિવાય મારે મરી જવાનુ જ રહે "૧૦૫ ગોવર્ધનરામનું મન કેવી સૂક્ષ્મ ચીજો ઉપર ઠર્યું હતું તે તેમના આવા ઉદ્ગારો બતાવી આપે છે – "બીજી બાજુ નિવૃત્તિથી જે આફત ઊતરશે તે તો માત્ર આર્થિક મૂઝવણ હશે અને જરૂરિયાતો પર કાપ મૂકવાથી અથવા કામચલાઉ આવકોની બીજી તડજોડથી એનો ઘોડાવતા ઇલાજ પણ થઈ શકશે અ નિવૃત્તિની આફત તો ઉચ્ચતર ફરજોને અનુસરવાની વાતને આ નહિ પણ હવે પછીના જન્મમા

---

૧૦૩ સ્ક્રૅપ બુક, ૧૭ જૂન, ૧૮૯૮

૧૦૪ સ્ક્રૅપ બુક, તા ૧૬ સપ્ટે ૧૮૯૮

૧૦૫ એજન

પ્રાપ્ત કરવાના નર્યા સ્વપ્નદર્શન જેવી બનાવી મૂકશે."[૧૦૬] નિવૃત્તિના નિર્ણય ઉપર આવતાં ગોવર્ધનરામનું ભક્તહૃદય પ્રાર્થના ભાવમાં સ્થિત થાય છે:–"(નડિયાદ, સવારના ૧૦, ૧૨મી સપ્ટે. ૧૮૯૮) હું હમણાં જ એ નિર્ણય ઉપર આવ્યો કે ઓઇશ્વરની રજાઓમાં મારે નિવૃત્તિ ગ્રહણ કરવી જ. દબાવેલાં આંસુ, પ્રભાવમય શાતા, અભિભૂત કરે એવી નમ્રતા અને સમાધાનવૃત્તિ સાથે હું એમ કરું છું. એને વિશે દુનિયા શું કહેશે? કોઈ એની પ્રશંસા કરશે, પણ સૌ હિતેચ્છુઓ એને માટે અફસોસ કરશે અને એને પંડિતાઈભરી મૂર્ખતા અથવા ફિલસૂફીભર્યું ગાંડપણ કહેશે અને મારા નાનકડા ભંડોળનાં ભયંકર પરિણામો લાવીને નિર્દય કુદરત પણ મને કદાચ સજા કરે. અને છતાં તે (પ્રભુની) મહાન ઇચ્છા મારા હૃદયને આ મહાન અને ભયાનક કૂદકો મારવા પ્રેરે છે. મહાન પ્રભુ! મારી દૃઢતા તારામાંથી આવે છે અને મૂર્ખાઈનું જોખમ એ મારું છે. નાથ, આ ગરીબ જીવને . . . ક્ષમા કરજે."[૧૦૭] "(૧૬ – સપ્ટે. ૧૮૯૮) ચોખ્ખું છે કે સ્વાર્થ એ મારી નિવૃત્તિ પાછળનો હેતુ નથી. એ પાછળનું લક્ષ્ય તો છે ફરજ – ધર્મ . . . પ્રભુમાંની મારી શ્રદ્ધા માત્ર નામની કરતાં કાંઈ વિશેષ હોય અને મારી સંકલ્પશક્તિને ઈશ્વરેચ્છાનુવર્તનની તાલાવેલી લાગી હોય, તો આ બાબતમાં આગળ કશી મુશ્કેલી હોવી ન ઘટે." (૧૧સપ્ટે. ૧૮૯૮) . . . "તો, એમ જ થાઓ, નાથ! હું મારી નહિ પણ તારી આજ્ઞાને અધીન થાઉં છું અને મારી કિસ્તી કઈ તરફ ખેંચાશે એ જોવાનુ કામ પણ તારું જ છે." ગોવર્ધનરામે નિવૃત્તિને અમલમાં મુકવા આડેના સઘળા નિર્બળ વિચારોને મારી હઠાવ્યા છે, અને કોઈ ઊર્મિલ આવેશથી નહિ પણ પાકટ વિચારણાને અંતે તે આ નિર્ણય પર આવ્યા છે. નીચેની તા. ૧૪ ફેબ્રુઆરી ૧૮૯૫ની નોંધમાં સાત્ત્વિક ખુમારીપૂર્વક એ કહે છે:–"સત્તા અને

૧૦૬. સ્ક્રે. બુક, તા. ૪-૯-૧૮૯૮.
૧૦૭. સ્ક્રે. બુક, તા. ૧૨-૯-૧૮૯૮.

સમૃદ્ધિનાં હે સ્વપ્નો! સલામ! તમે મને બનાવી કે આપી શકો તે કરતા જુદી જ વસ્તુઓ સાથે મારું હૃદય પ્રેમગાઠે બંધાતું આવે છે. અને તમારી આકૃતિઓને અપરિચિત એવા સૌન્દર્યોથી હું આકર્ષાઉં તો તમે મને ક્ષમા કરશો. એટલું બસ છે કે આત્માનાં અભિમાન કે ગુમાણી મને તમારી ન્યોછાવરીઓનો તિરસ્કાર કરવા પ્રેરતાં નથી, જેમ બીજે આકર્ષી રહેલી શકિતઓ મને તમારા કબજામા લેવા માટે તમે જે ગમ્ય બાહુ લબાવી રહ્યા છો તેની પહોચમાં મને આવવા દેતી નથી. ભર્તૃહરિની સાથેસાથ હું પણ કહીશ કે–

बाले लीलामुकुलितममी सुन्दरा दृष्टिपाताः ।
किं क्षिप्यन्ते विरम विरम व्यर्थ एष श्रमस्ते ॥"

(હે બાલા, આ લીલાપૂર્વક અર્ધ ઊપડેલા હોય એ રીતે સુન્દર દષ્ટિપાતો શા માટે ફેંકે છે? થોભ, થોભ, આ તારો શ્રમ વ્યર્થ છે વ. વ )... .."પૈસો! જો પ્રભુ મને મારા દેહ અને આત્માને ભેગા રાખવા જેટલો અને મારા આશ્રિતો પ્રત્યેની મારી ફરજ બજાવવા જેટલો આપે તો મારે વધારે જોઈતો નથી 'પૈસા પ્રત્યે ઉપેક્ષા' એ મારો સ્વભાવ રહ્યો છે. ધનિક થવાની મને ઝંખના નથી. સત્તાનો પ્રેમ મારામા નથી. કીર્તિની, મારી નજરમાં, કિંમત નથી બ્રિટિશ હિંદ પ્રત્યેની મારી ફરજ વધુ તાકીદની છે. હું એટલો ઘરડો થયો છુ અને મુશ્કેલીઓમા એટલી બધી મુસાફરી કરી છે કે રાજકારણી જીવનના કાટા કચડવાની ક્ષાત્ર ઝંખના રહી નથી. રાજાઓ અને પ્રધાનો આસપાસ ઘણા બધા લોકો મહત્તાનુ તેજોવલય જુએ છે ; પ્રત્યે મારી આખો અધ છે. હું અંજાઈ જતો નથી. મારી આખે મારી ભીતર અને વસ્તુઓના તત્ત્વની ભીતર વળી છે"[૧૦૮] એ ભીત વળેલી આખોએ વસ્તુઓનો મર્મ પકડી પોતાના જીવનકર્તવ્યનો દિશાદો નક્કી કર્યો છે. ગોવર્ધનરામની જીવન વિષેની અને પોતાના વિષે સમજણ કેવી માર્મિક છે તે નીચેની નોધ પરથી જોઈ શકાય

૧૦૮. સ્ક્રે. બુક, તા. ૧૪ ફેબ્રુ. ૧૮૯૫.

"કેટલાક 'ભલું કરવાના' પ્રસંગો મેળવવા માટે રાજકીય સત્તા શોધે છે. ઘણી વાર આ બીજાઓને છેતરવા માટે હોય છે, અને કેટલીક વાર એ આત્મભ્રમણા હોય છે. કોઈ ઉદાત્ત આત્મા એને, કોઈ પ્રિયતમ જેમ કોઈ સુંદરીનું સંવનન કરે એ રીતે, સેવે છે, જેથી એને મઝાનું જીવન જીવવા મળે અને પોતાની આસપાસ વીંટળાતાં અને પોતાને વધાવતાં ટોળાંની વચ્ચે એકાન્ત માણવા મળે.

"મારે માટે – મારે માટે – આવો પ્રેમ કરવો એનું જીવનના એક તબક્કે આકર્ષણ હતુ; પણ આત્મભોગની ફિલસૂફીએ આખા એ આકર્ષણને ચિમળાવી દીધુ છે કોનુ ભલું કરવું? બીજાનું? 'બીજા' કોણ છે, જ્યાં એક મહાન શક્તિ અને ઇચ્છા દ્વૈતભાવનો નિષેધ કરે છે? મારી ફિલસૂફીમાં હું આ 'બીજાનુ ભલું કરવા'નો કશો અર્થ જોઈ શકું નહિ. હું માત્ર મારા અહમ્ બિન્દુનો ભોગ આપી રહું, મારો ધર્મ અદા કરું, અને દેશી રાજ્યનાં કાંટાળાં વેરાનમાં મને મારું ધર્મદર્શન પ્રવેશ કરાવે એમ નથી.

"મારો 'ધર્મ' બીજે ક્યાંક છે અને મારે પ્રલોભન પાથરનાર સર્પ (સેતાન)ની તર્કદુષ્ટ સમજાવટોથી જો તે મને ક્યારે પણ નોકરીરૂપી વૃક્ષ પાસે લઈ જાય તો, મારે સાવધપણે મારી જાતને રક્ષવી જોઈશે. મારે જોવુ જોઈ શે કે પછી હુ સત્તાનાં પ્રલોભનોથી અભિભૂત ન થઈ જાઉં અને મારા આત્માનાં સુખી આદમ અને ઇવ – મારાં શક્તિમંત તત્ત્વજ્ઞાન અને સુંદર કવિતા – હમેશાં જેને માણી રહ્યાં છે તે ફિલસૂફી વિષયકનિર્દોષતા અને ધનવિષયક નગ્નતા—ના જીવનને હું વિસારે ન પાડું."[૧૦૯]

"... સ્નેહ સંબંધોમાંથી કૌટુમ્બિક સ્વરૂપ ખંખેરાઈ ગયું છે અને હું સ્વજનોને વિશાળ માનવતાના એક ભાગ તરીકે માત્ર જોઉં છું અને પાસે હોવાના અકસ્માત અને તેમાંથી ઊભી થતી

૧૦૯. સ્કે. બુક; એજન.

ફરજો સિવાય બાકીના માનવજગત કરતાં કોઈ વિશેષ સ્નેહભાવ એમને માટે હવે મારા મનમાં નથી."[૧૧૦]

છેવટે ગોવર્ધનરામને તેમના કાકા મનઃસુખરામ તરફથી નિવૃત્ત થવાની રજા મળે છે. ગોવર્ધનરામ નોંધે છે :– (નડિયાદ, ૭ સપ્ટે ૧૮૯૮) "કાકાએ મને નિવૃત્તિ માટે છેલ્લી અનુમતિ આપી. કાલે રાતે આઠ વાગ્યે"[૧૧૧] ગોવર્ધનરામનો અને મનઃસુખરામનો સંબંધ પિતા-પુત્ર જેવો હતો. તેમના માટે ગોવર્ધનરામના સ્નેહાળ હૃદયમાં કેવી માનબુદ્ધિ હતી એ વિશે આપણે અગાઉ જોઈ ગયા છીએ. મનઃસુખરામ તરફથી અનુમતિ મળી એટલે સ્વાભાવિક જ ગોવર્ધનરામનું હૃદય પ્રસન્નતાનો ભાવ અનુભવે છે. આ પ્રસંગને તે મેનાએ ઉમાને તપ કરવાની અનુમતિ આપી હતી એની સાથે સરખાવે છે અને એ પ્રસંગ જેમાં વર્ણવ્યો છે તે કવિ કાલિદાસના 'કુમારસંભવ'ના પાંચમા સર્ગનો પાંચમો શ્લોક ટાંકે છે—

इति ध्रुवेच्छामनुशासती[૧૧૨] सुता शशाक मेना न नियन्तुमुद्यमात् ।
क ईप्सितार्थस्थिरनिश्चयं मनः पयश्च निम्नाभिमुखं प्रतीपयेत् ॥

(આ પ્રમાણે ઉપદેશ આપતી મેના તપ કરવાની અચલ ઇચ્છાવાળી પુત્રીને તપરૂપી ઉદ્યોગથી નિવારવાને શક્તિમાન થઈ નહિ. ઇષ્ટ વસ્તુ માટે સ્થિર નિશ્ચયવાળા મનને અને ઢાળ તરફ ઢળતા પાણીને કોણ પાછુ વાળી શકે ?) – અને પછી ઉમેરે છે : "હુ પણ તરુણ બાળા પાર્વતીની જેમ નિવૃત્તિની અભિમુખ જઈ રહ્યો છુ. અને પરમાત્મા જ જાણે છે કે આ પગલું આશીર્વાદ રૂપે પરિણમશે કે દુઃખરૂપે પરિણમશે. મારા મનને આશીર્વાદની ખાતરી છે અને એ સાશંક હોય તો તે

૧૧૦. સ્ક્રે. બુક, ૧૯-૫-૧૮૯૫

૧૧૧. સ્ક્રે. બુક, તા. ૭-૯-૧૮૯૮.

૧૧૨. બીજો એક પાઠ 'व्रतेच्छाम्' છે. ('કુમારસંભવ' મલ્લિનાથની ટીકા) – જે પાઠ પણ આ મહાન જીવનવ્રતવાળા સારસ્વતના પુરુષાર્થના સંદર્ભમાં બંધ બેસે એવો છે.

એટલા ખાતર કે એ માત્ર માનવી મન છે અને ખોટું જોઈ બેસે અને સાચી રીતનો ખ્યાલ હોવા છતાં અન્યાય્ય રીતે વર્તી બેસે એનો પૂરો સંભવ છે. પણ એનો ધર્મ છે કે એણે પોતાને લાધેલા દર્શન પ્રમાણે દોરવાવું, ભલે પછી ગમે તે પરિણામ આવે'...અને આ બાબતમાં તો વધુમાં મને મારા પ્રેમાળ અને શાણા કાકા તરફથી અનુમતિ મળી છે" (તા. ૧૧ સપ્ટે ૧૮૯૮).

આમ, ગોવર્ધનરામનું વાંછેલું સ્વપ્ન – તેમના જીવનનું મહાવ્રત – સિદ્ધ થતાં તેમનું મન છુટકારાનો શ્વાસ લે છે. "નિવૃત્તિનું સ્વપ્ન અંતે સિદ્ધ હકીકત બન્યું છે. તે (પ્રભુ)ની મહાન ઇચ્છાએ આખરે મારા અહં-બિંદુને એની પોતાની ગતિમાં સંચારિત થવા દેવાની અનુમતિ આપવાનો અનુગ્રહ મુનાસિબ માન્યો છે."૧૧૨ ૧૮૯૮ના ડિસેમ્બરમાં ગગા ઓઝાની અને ૧૮૯૯ના જાન્યુઆરીમાં રા બા. રણછોડલાલ છોટાલાલની જીવનકથાઓ પુરસ્કાર લઈને લખવાનું તેમને કહેવામાં આવે છે એનો પણ તે અસ્વીકાર કરે છે. "આવાં કામો માટે મને વખત નથી. ખરેખર પૈસા માટે હું એ કરવા ઇચ્છતો નથી."૧૧૩ નિવૃત્તિકાળ માટે ગોવર્ધનરામે કઈ કઈ યોજનાઓ ઘડી અને કેટલે અંશે એ અમલમાં આવી શકી એ બધા વિશે આપણે આગળ ઉપર વિચાર કરીશું. પણ ગોવર્ધનરામે નિવૃત્તિ લઈને શું કર્યું અને એમાં એમણે ભૂલથાપ તો નથી ખાધી – આદિ પ્રશ્નો ઉઠાવનારાઓ, ઉમાશંકર જોશી વાજબી રીતે કહે છે તેમ, "ગોવર્ધનરામના જીવનસ્વપ્નને – એમના મિશનને પૂરેપૂરું પિછાનતા નથી, એમ કહેવું જોઈએ"૧૧૪ આ પ્રકારની નુક્તેચીનીઓ ગોવર્ધનરામ જેવાઓના દાખલામાં ભાગ્યે જ ઉપકારક નીવડે એ ગોવર્ધનરામના ટક ઉદ્ગારોમાં આલેખાયેલી નિવૃત્તિ અંગેની કથા પરથી [illegible]

૧૧૨. રોજ. બુ ૨૭-૧-૧૮૯૯.

૧૧૩. રોજ. બુ. તા. ૩૧ જાન્યુ. ૧૮૯૯.

૧૧૪. ગો. શ. સ્મા. ગ્રંથ, પૃ. ૧૯૦.

ખ્યાલમાં આવે એમ છે માણસ શું કરી શક્યો એ નહિ પણ શું કરવા માગતો હતો અને શા માટે એ કરવા માગતો હતો તે અગત્યનું તો છે. ગોવર્ધનરામ હતા પ્રવૃત્તિધર્મી આદર્શવાદી – Practical Idealist, પણ "આદર્શવાદી" પહેલા. ગોવર્ધનરામ આદર્શવાદી નથી તો કશું નથી. 'Sartor Resartus'મા કાર્લાઇલ પ્રો ટ્યુફેલ્સ્ડ્રોખના વચનો ઉતારે છે તે ગોવર્ધનરામને પણ લાગુ પડતાં લાગે છે કે:–"He himself was among the Completest Ideologists, at least Ideopraxists in the Idea (*in der Idee*) he lived, moved and fought "[૧૧૫] ગોવર્ધનરામને પોતાના આ જીવનકર્તવ્યનો – મિશનનો ખ્યાલ ઠેઠ જુવાનીના કાળથી હતો. ગોવર્ધનરામનુ જીવન અખડ રીતે જોતા આ નિવૃત્તિ (સંન્યાસ) એ જાણે કે તેમના જીવનમાથી આપોઆપ નિષ્પન્ન થતી લાગે છે. તેમની અગત નોધોમા જોવા મળે છે તેમ એ નિવૃત્તિનો સંકલ્પ પાર પાડવામા તેમનુ આત્મખમીર પ્રગટ થયું છે સંભવ છે કે તેમની પહેલાં થઈ ગયેલા વાક્‌સમવીર નર્મદની જીવનઘટના પ્રેરણારૂપે ગોવર્ધનરામના ચિત્તમા હમેશ પડેલી હોય નર્મદે ૧૮૫૮ મા કલમની સામે જોઈ "આજથી હુ તારે ખોળે છઉં" એમ કહ્યું હતુ એનુ સ્મરણ થાય છે.

અર્વાચીન ગુજરાતી સાહિત્યમાં નર્મદની જેમ જ યુગમૂર્તિ થવા નિર્માયેલ ગોવર્ધનરામે તરુણાવસ્થામા વીસમે વર્ષે જીવનના ત્રણ સંકલ્પો કર્યા, બાવીસમા વર્ષે 'વ્યવહારુ સંન્યાસ'ની પોતાની ભાવના વ્યાખ્યાનમા શબ્દબદ્ધ કરી અને ત્રીસમે વર્ષે પોતાના જીવનનો નકશો આકર્યો અને યોજના પ્રમાણે ૪૦ મે વર્ષે નહિ તો ૪૩ મે વર્ષે નિવૃત્તિના સકલ્પને અમલમા મૂક્યો – આ બધુ ગોવર્ધનરામના વિશિષ્ટ માનસ બંધારણને અને તેમની બૌદ્ધિક, સાંસ્કૃતિક, આધ્યાત્મિક સજ્જતાને અનુરૂપ છે, એટલુ જ નહિ નર્મદને પોતાની સારસ્વત વ્રતચર્યામા

૧૧૫ 'Sartour Resartus' p. 152.

અનુભવવી પરેલી મુશ્કેલીઓમાંથી ગોવર્ધનરામ શીખ્યા પણ હોય એ જોવું મુશ્કેલ નથી.

નર્મદની નિવૃત્તિ અને ગોવર્ધનરામની નિવૃત્તિ બન્ને ગુજરાતના સાહિત્યિક બલ્કે સાંસ્કૃતિક ઇતિહાસના ગૌરવભર્યા પ્રસંગો લેખાશે. બન્નેમાં તે તે પુરુષની અને તે તે સમયની વિશેષતાઓ પ્રગટ થાય છે. નર્મદે વિદ્યાર્થીઓના "કાહુ કાહુ"થી ત્રાસીને અને સરસ્વતીના આવાહન( call )ને મનોમન વશ વર્તીને કાચી વયે નિવૃત્તિનું ગંજાવર પગલું ભર્યું, ગોવર્ધનરામે ઠરે ઠોકે પૂરી ગણતરીઓ કરીને યથાશક્ય તૈયારીનો સમય પોતાને આપીને પિતાનું દેવું, કુટુંબ પ્રત્યેની ફરજ વગેરે અદા કરીને પોતાની ભાવના મુજબના 'વ્યવહારુ સંન્યાસ'ને મૂર્ત કરતા હોય તેમ નિવૃત્તિના સંકલ્પને અમલમાં મૂક્યો. બન્ને નિવૃત્તિપ્રસંગોનું આગવું આકર્ષણ રહેશે.

પોતાના કાકા મનઃસુખરામે અનુમતિ આપી દીધી એથી ગોવર્ધનરામનું હૃદય સહજ ઉલ્લાસ અનુભવવા લાગ્યું અને હવે તેમણે આ ઇષ્ટ હેતુ અર્થે મુંબઈ છોડવાની તૈયારી કરી. નિવૃત્તિ લીધા પછી કેવી કેવી આફતો આવશે, ધાર્યું કામ થઈ શકશે કે કેમ, વખતે નિર્ણયમાંથી ચલિત થવા વારો આવ્યો તો? – કશી ખબર ન હતી. અજ્ઞાત ભાવિની ચિંતા કર્યા વગર અને વર્તમાનના સંતોષ સાથે ગોવર્ધનરામે પોતાના જીવનનું આ એક મહાન સ્વપ્ન સિદ્ધ કરવા બુધવાર તા ૧૯ ઑક્ટો. ૧૮૯૮, એટલે સં. ૧૯૫૪ના આસો સુદ પાંચમ, જેને જ્યોતિષીઓ લલિતાપંચમી કહે છે તે દિવસે એટલે કે તેમની પત્નીનું મધુર નામ ધારણ કરતા દિવસે, તેમણે રાતે ૯–૩૦ વાગ્યે મેઇલ ગાડીથી વતન જવા માટે હંમેશ સારુ મુંબઈ છોડ્યું.[૧૧૬]

---

૧૧૬. સ્ક્રૅપ બુક, તા. ૨૭ જાન્યુ ૧૮૯૯.

## પ્રકરણ ૫

# 'સરસ્વતીચંદ્ર'

ગોવર્ધનરામના સાક્ષરજીવનની સિદ્ધિરૂપ ગ્રંથ 'સરસ્વતીચંદ્ર'નો પહેલો ભાગ ૧૮૮૭ માં પ્રકટ થયો. બીજો ભાગ ૧૮૯૨ માં, ત્રીજો ભાગ ૧૮૯૮ માં અને છેલ્લો ચોથો ભાગ ૧૯૦૧ માં પ્રકટ થયો.[1] આમ, આ મહાનવલ પંદર વર્ષના ગાળામાં કટકે કટકે પ્રસિદ્ધ થઈ. ચોથા ભાગના અંતમાં કર્તાએ નાયકને ઉદ્દેશીને કહ્યું કે "પ્રિય વાચનાર ! પંદર વર્ષે આપણો સમાગમ હવે સમાપ્ત થાય છે." પરંતુ ગોવર્ધનરામના ચિત્તમાં તો એ કથા પહેલો ભાગ પ્રસિદ્ધ થયા અગાઉ ત્રણ ચાર વર્ષ પહેલાં સળવળ્યા કરતી હતી. આપણે અગાઉ જોઈ ગયા તેમ નવલકથાનું "અસ્થિપિંજર" તો ૧૮૮૩ થી તૈયાર થતું જતું હતું.[2] એ રીતે પ્રો. ઠાકોરના શબ્દોમાં આ કૃતિ લેખકે "ઓગણીશ વર્ષે પૂરી કરેલી છે."[3] (આ નવલકથાનું મૂલ્યાંકન કરતાં એનું પાત્રવિધાન, એનો સંદેશ, આપણાં ગૃહ, કુટુંબ, રાજ્ય, સમાજ, ધર્મ આદિ વિશે કર્તાની મીમાંસા, આ કૃતિનો આકાર, એની ભાષાશૈલી, આપણા સાહિત્યમાં એનું સ્થાન વગેરે દૃષ્ટિબિંદુઓથી એનું અનુશીલન કરવું આવશ્યક છે.) આરંભમાં નવલકથાનું કથાવસ્તુ અને કર્તાએ કરેલી વસ્તુની ગૂંથણી તપાસી ઉપર સૂચવ્યા પ્રમાણેના અનુશીલન તરફ વળવું ઉચિત થશે.

---

૧ આ પ્રકરણમાં 'સર૦' ભા ૧–૧૦ મી આવૃત્તિ (ઈ. સ ૧૯૧૨) 'સર૦' ભા ૨–૧ લી આવૃત્તિ (૧૮૯૨), 'સર૦' ભા ૩–૧ લી આવૃત્તિ (૧૮૯૮) અને 'સર૦' ભા ૪–૧ લી આવૃત્તિ (૧૯૦૧)નો ઉપયોગ કર્યો છે.

૨ રણજિતરામ વાવાભાઈ મહેતા 'સમા૦' ગો સ્મા અંક, પૃ ૧૬ 'સરસ્વતીચંદ્ર' શરૂ ૧૮ સપ્ટેમ્બર ૧૮૮૫ 'ગો સા ૭ અને સ ૭' (૨ ૭ આવૃત્તિ) પૃ ૧૭

૩ 'વિવિધ વ્યાખ્યાનો', ગુચ્છ ૧, પૃ ૭૭

ઉત્તમલાલ ત્રિવેદી કહે છે, "...ગોવર્ધનરામના શબ્દોમાં, 'પ્રાચીન પૂર્વ, અર્વાચીન પૂર્વ, અને પશ્ચિમ — એ ત્રણના ત્રિવેણી-સંગમના કાળમાં,' જનસમાજના શિષ્ટવર્ગના આચારવિચારનો નિર્ણય કરવો, તે આચરવા અને ઉપદેશવા એ મહાવ્રત એમણે સ્વીકાર્યું હતું."[૪] એ કાળે પ્રાચીન પૂર્વ, અર્વાચીન પૂર્વ અને અર્વાચીન પશ્ચિમ એ સંસ્કૃતિસંઘર્ષ આપણે ત્યાં ચાલી રહ્યો હતો એનું તટસ્થ આદર્શરંગી ચિત્ર આપવા માટે કર્તાએ આ ગ્રંથની રચના કરી હતી. પહેલા ભાગની પ્રસ્તાવનામાં જ તે કહે છે, "...ભૂતદશાના

એવી કલ્પના છે."[૫] 'પૂર્વપશ્ચિમનો સંસ્કૃતિ-સંગમ' નવલકથાના

ારક, અને નદી-સમી સનતવાહિની ભારતીય સંસ્કૃતિનો સાગરસમી પાશ્ચાત્ય સંસ્કૃતિ સાથે જે સંગમ થાય છે તેનુ વર્ણન આ ગ્રંથમાં આવશે એવો ધ્વનિ છે."[૬] સંસ્કૃતિના આ ત્રિવેણીસંગમની કથાના પહેલા ભાગમાં કર્તાએ બુદ્ધિધનના કારભારનુ ચિત્ર આપ્યું છે, બીજા ભાગમા ગુણસુંદરીનુ કુટુંબજાળ વર્ણવ્યું છે, ત્રીજા ભાગમાં રત્નનગરીના રાજ્યતંત્રનો ચિતાર આપ્યો છે અને છેલ્લા ચોથા ભાગમાં સરસ્વતીચંદ્રનું મનોરાજ્ય આલેખી પૂર્ણાહુતિ કરી છે. આમ આ કૃતિમાં ગોવર્ધનરામે આપણાં ગૃહ, કુટુમ્બ, રાજ્ય, સમાજ અને ધર્મ વિષેના પ્રશ્નો વીગતે છણ્યા છે. 'સરસ્વતીચંદ્ર'નો નાયક સરસ્વતીચંદ્ર

૪. 'વસંત', વર્ષ ૬. અંક ૩, પૃ. ૨૨૫.
૫. 'સર૦', ૧, પ્રસ્તાવના, પૃ. ૧૦.
૬ 'સંસ્કૃતિ' વર્ષ ૯ અંક ૨ પૃ ૫૧.

સુવર્ણપુર જાય છે અને કથાની એક નાયિકા[7] કુમુદને મળે છે ત્યાંથી કથા શરૂ થાય છે કુમુદ પ્રમાદધનની પત્ની હતી એટલે પ્રમાદધનના પિતા બુદ્ધિધન અને એ જે રાજ્યના અમાત્ય હતા તે સુવર્ણપુરની રાજ્યખટપટોનું બયાન પહેલા ભાગમાં આપ્યું છે પહેલા ભાગના અંતમાં કુમુદ પોતાને પિયર આવવા નીકળે છે એટલે બીજા ભાગમાં આવે છે કુમુદની માતા ગુણસુંદરીનું 'કુટુંબજાળ'—કુમુદના માતા પિતા વિદ્યાચતુર–ગુણસુંદરીની કથા કુમુદના પિતા વિદ્યાચતુર રત્નનગરીના પ્રધાન છે એટલે ત્રીજા ભાગમાં રત્નનગરીના રાજ્યતંત્રનો ચિતાર આપ્યો બીજા ભાગના અંતમાં કુમુદ તણાયાની વાત છે તો તે ક્યાં ગઈ અને બહારવટિયાના પંજામાંથી છૂટીને સરસ્વતીચંદ્ર ક્યાં ગયો એ જાણવાની વાચકને સહજ જિજ્ઞાસા થાય ચોથા ભાગમાં વિષ્ણુદાસના મઠમાં કર્તા નાયક નાયિકાને ભેગાં મેળવે છે. આમ ચારે ભાગમાં અનેક ઉપકથાવસ્તુઓ સાથે મૂળ કથાવસ્તુ ગૂંથાઈને એક સુઘટ્ટ પોત ધારણ કરે છે તો કથાનું મૂળ વસ્તુ શું છે?

## ૧. કથાવસ્તુ

પશ્ચિમ સાગરની સાથે ભદ્રા નદી સંગમ પામે છે ત્યાં આગળ આવેલા સુવર્ણપુરના બંદરમાં એક દિવસ એક વહાણ આવી નાંગર્યું

– ૭ " નાયક સરસ્વતીચંદ્ર છે અને નાયિકાઓ કુમુદસુંદરી અને કુસુમસુંદરી એ બે બહેનો છે તેમાં દીન કરુણરસનું પાત્ર એકલી કુમુદસુંદરી છે, ઉત્સાહક રસતેજના કિરણોનું પ્રભવસ્થાન એકલી કુસુમસુંદરી છે, આટલા ભેદને માટે જે જે જોઈએ તે તે કેળવણી, બુદ્ધિ અને પ્રકૃતિના ભેદ – પરંતુ એટલા જ – કર્તાએ બે બહેનો વચ્ચે રાખેલા છે દિવસ અને રાત એ બે મુખ વારાફરતી ધરતો સૂર્યોદયથી સૂર્યોદય સુધીનો પ્રત્યેક કાલખંડ જેમ દ્વિમુખી પણ એક જ વ્યક્તિ છે અથવા ચંદ્રમાનો આખો ગોળો તેજસ્વી અને ભાગ્યવશાત્ નિસ્તેજ એવા બે ગોળાર્ધનો બનેલો છે, તેમ આ વિચિત્ર નવલમાં નાયિકા છે તો એક, પણ તે એક કાયા ઉપર બે મુખ સોહી રહ્યાં છે, એક સુકાંબલે શ્યામ અને બીજું ગૌર"

—બ ક ઠાકોર 'વિવિધ વ્યાખ્યાનો', ગુચ્છ ૧, પૃ ૯૮-૯૯

અને ત્રેવીશ ચોવીશ વર્ષનો એક તરુણ પુરુષ એમાંથી ઊતર્યો અને ત્યાથી રાજેશ્વર મહાદેવના મંદિરમાં ગયો, જ્યાં એને "ચૌદ પંદર વર્ષની મંપૂર્ણ મુગ્ધાવસ્થામાં પણ જુવાનીના મળરકાના ઉજાસમાં તથા તે સમયને યોગ્ય મદનની વિરલ પણ શીતળ લ્હેરોમા મોજ માણતી" એક નવોઢાનો ભેરો થયો. પેલો તરુણ પુરુષ નવીનચંદ્ર તે નાયક સરસ્વતીચંદ્ર અને પેલી નવોઢા તે નાયિકા કુમુદ. મહાદેવના વાડામાં આ બેની "મળી દ્દષ્ટોદ્દષ્ટ". ત્યાથી કથાનો આરંભ થાય છે. આ નાયક સરસ્વતીચંદ્ર પોતાને નવીનચંદ્ર તરીકે મહાદેવના પૂજારી આગળ ઓળખાવે છે. તેણે નામ કેમ છુપાવ્યું? કારણ કે તેણે ગૃહત્યાગ કર્યો હતો. શા માટે? વાત એવી છે કે મુંબઈના લક્ષ્મીનંદન નામના વેપારીનો આ ગર્ભશ્રીમંત પુત્ર જેવો લક્ષ્મીવાન હતો એવો જ ગુણવાન હતો. એમ. એ. થયો હતો, અને કાયદાની પક્ષમંત્રીની પરીક્ષામાં પણ સફળ થયો હતો. નાનપણમાં માતા ચંદ્રલક્ષ્મી એને ચારપાંચ વર્ષનો મૂકીને મરણ પામી હતી. પણ ચંદ્રલક્ષ્મી ગુજરી ગઈ તે જ દિવસે લક્ષ્મીનંદનનો ગુમાન સાથે વિવાહ થયો. ઓરમાન માતા ગુમાન સરસ્વતીચંદ્રની દિનપ્રતિદિન વધતી કીર્તિપ્રશસ્તિ સાખી શકી નહિ અને પોતાના પુત્ર ધનનંદનની મિલકતમાં આ સરસ્વતીચંદ્ર ભાગ પડાવશે એમ માની તે પોતાના પતિને સરસ્વતીચંદ્ર વિરુદ્ધ ભંભેરવા મંડી. વિદ્યાચતુરે પોતાની પુત્રી કુમુદનું લગ્ન સરસ્વતીચંદ્ર સાથે કરવા લક્ષ્મીનંદનને કહ્યું; લક્ષ્મીનંદનનાં મા ઈશ્વરકોરની મક્કમતાથી લક્ષ્મીનંદને આ વિવાહ સ્વીકાર્યો. સરસ્વતીચંદ્ર પોતે પણ વિદ્યાચતુરને ત્યાં જતોઆવતો અને ભાવિનાં પતિ પત્ની – સરસ્વતીચંદ્ર અને કુમુદ – વચ્ચે પ્રીતિદોર બંધાવા લાગ્યો. "મારા ચંદ્ર" અને "રમણીય પ્રિય કુમુદ" જેવાં સંબોધનોથી એ બે વચ્ચે પત્રવ્યવહાર થવા લાગ્યો. એ બન્નેના લગ્નની તિથિ પણ નક્કી થઈ ગયેલી પણ એ સાથે ગુમાનનું કારસ્તાન પણ વધી પડ્યું. રેંટિયે શેઠના – લક્ષ્મીનંદનના કાન ભંભેરવામાં મણા ન રાખી. પેઅનુપે પ્રસંગો પણ એવા બન્યા કે અંતે શેઠને ગુમાનની વાતનું

સમજાયું એક દિવસે દુકાને જતા તેમણે સરસ્વતીચંદ્રને ઠપકો આપ્યો સરસ્વતીચંદ્રને ખૂબ લાગી આવ્યું તેણે એના મિત્ર ચંદ્રકાન્તની સલાહને પણ અવગણી અને પોતે લગ્ન કરશે તો કુમુદ દુઃખમાં મુકાશે અને પિતાને પણ સતાપ થતા એ વિષ આખા કુટુંબમા પ્રસરશે એ જાતની ગણતરીથી પોતે જ ગૃહજીવનની રંગભૂમિ પરથી ખસી ગયો – તેણે ગૃહનો ત્યાગ કર્યો, અને એ પેલા સુવર્ણપુરના વહાણમા બેસી બંદરે ઊતરી રાજેશ્વરના મંદિરમા આવ્યો. આ તરફ સરસ્વતીચંદ્રના ગૃહત્યાગના સમાચાર દેશમા પ્રસરી ગયા તેના પોતાના પત્રથી પણ એ વાત પાકી થઈ અને બનવાકાળ તે વિદ્યાચતુરે પોતાની પુત્રી કુમુદનુ લગ્ન સુવર્ણપુરના અમાત્ય બુદ્ધિધનના પુત્ર પ્રમાદધનની સાથે કર્યું રાજેશ્વર મહાદેવના નાકામા સરસ્વતીચંદ્ર કુમુદને મળે છે ત્યારે તે તરતમા જ પરણીને સાસરે આવી હોય છે કુમુદને વહેમ તો પડ્યો જ કે આ સરસ્વતીચંદ્ર તો નહિ? દરમ્યાન બુદ્ધિધન અને સરસ્વતીચંદ્ર ઉર્ફે નવીનચંદ્ર વચ્ચે વાત ચીત થાય છે

નવીનચંદ્રના જવાબો ઉપરથી બુદ્ધિધનને તે વિનોદનુ સ્થાન હોય એવો લાગ્યો બુદ્ધિધનને પોતાના કાર્ય માટે અંગ્રેજી ભણેલા માણસની જરૂર તો હતી જ એટલે તેણે નવીનચંદ્રને જમવાનુ પોતાને ત્યા રાખવાનુ કહ્યુ, જેનો નવીનચંદ્રે સાભાર સ્વીકાર કર્યો નવીનચંદ્ર બુદ્ધિધનના કુટુંબીજનો સાથે ઠીકઠીક હળી ગયો હતો પ્રમાદધને એની પાસે અંગ્રેજી લેખ લખાવ્યો જે મુંબઈના કોઈ દૈનિકમા તરત પ્રકટ થયો અને લીલાપુરથી આવેલા સાહેબના શિરસ્તેદારે એના વખાણ કર્યા નવીનચંદ્ર પોતાને ખપનો છે અને સુશીલ છે એવી ખાતરી થતા નવીનચંદ્રને રહેવાનુ પણ બુદ્ધિધને પોતાને ત્યા રાખવા કહ્યુ એ પછી એક પ્રસંગ એવો બન્યો જેથી બુદ્ધિધનના કુટુંબનો નવીનચંદ્ર પર સદ્‌ભાવ ખૂબ વધી ગયો બુદ્ધિધનના ઘરમા તેની પુત્રી અલકકિશોરી પર જમાલે હુમલો કર્યો સરસ્વતીચંદ્રે એને બચાવી અને એ ઝપાઝપીમા એ પોતે

પણ જખમી થયો. અમાત્યનાં કુટુંબીજનોની સરસ્વતીચંદ્ર પર મમતા વધી. જમાલવાળો પ્રસંગ યોજવામા એ વખતના સુવર્ણપુરના કારભારી શઠરાયનો હાથ હતો. શઠરાય અને બુદ્ધિધન આમ મોઢેથી મીઠું બોલતા પણ ઉભયના મનમાં અંદરખાનેથી અવિશ્વાસ કજવ્યા કરતો હતો. બુદ્ધિધનની પૂર્વાવસ્થામાં એના માતુશ્રી અને એની પત્ની સૌભાગ્ય દેવીનું શઠરાયે ગંભીર અપમાન કર્યું હતું એ બધી હેરાનગતિ અને અપમાનનો બદલો લેવાની સાથે સાથે પોતાનો ઉત્કર્ષ કરવાની પ્રબળ વૃત્તિ બુદ્ધિધનના મનમા સળવળ્યા કરતી હતી, એને જમાલવાળા પ્રસંગથી વેગ મળ્યો જમાલવાળા પ્રસંગમા જખમી થયેલા સરસ્વતીચંદ્રની સારવાર કરવાનુ અલકકિશોરીને માથે આવ્યું. પોતાને બચાવનાર સરસ્વતીચંદ્ર તરફ અલકકિશોરીને સદ્‌ભાવની લાગણીમાંથી પ્રેમની લાગણી ઉદ્‌ભવી અને અલકકિશોરી અને સરસ્વતીચંદ્ર એક વાર થોડી ક્ષણ મોહ વિવશ થયાં. વનલીલા મારફતે કુમુદને એની જાણ થતાં તેને પારાવાર દુઃખ થયું. સારંગી પર "શુભ સ્વર્ગમા વસનારી તે ચળી પડી હરશિરે" એ ગીત ગાઈને તેણે સરસ્વતીચંદ્રના આત્માને ઢંઢોળ્યો. સરસ્વતીચંદ્ર જાગ્યો. અલકની મોહનિદ્રા પણ દૂર થઈ. આ પ્રસંગ કર્તાએ સરસ્વતીચંદ્ર દરબારમાંથી અમાત્યને ઘેર પાછો ફરે છે ત્યારે અમાત્યને ઘેર પોતે ગયો એ દરમ્યાન એને "કંઈ કંઈ અનુભવ થયા હતા" એના સ્મરણરૂપે વર્ણવ્યો છે એમા પૂરું ઔચિત્ય છે. મોહવિવશતાનો આ પ્રસંગ માનસિક ભૂમિકાએ વર્ણવવામા લેખકની કલાસૂઝ જોવા મળે છે.

સુવર્ણપુરનો રાણો ભૂપસિંહ કારભારી શઠરાયની ખટપટથી વાકેફ હતો અને શઠરાયને શિક્ષા કરવા માટે વારંવાર બુદ્ધિધનને કહ્યા કરતો હતો. છેવટે ચૈત્ર શુદ પડવાને દિવસે ભરાનાર દરબારમાં આખરી ફેંસલો થવાનો હતો. શઠરાયે બુદ્ધિધનને રાણો શિક્ષા કરે એવા કાવાદાવા કર્યા હતા ખીજી બાજુ બુદ્ધિધને પણ એ ખબાને પહોંચી વળવા પૂરતી તૈયારી કરી રાખી હતી. જમાલવાળો પ્રસંગ બન્યા પછી બુદ્ધિધને

જમાલને કોઈ જાહેર શિક્ષા ન કરતા તેણે તેને એક ભોયરામા પૂર્યો હતો દરબારને દિવસે ખરે સમયે ભોયરું તૂટી પડે અને એનો ભેદ શઠરાયના જ માણસ દ્વારા ભૂપસિંહની સમક્ષ ખુલ્લો થાય અને ભૂપ સિંહની મરણ પામેલી સ્ત્રી રાજમા અને બુદ્ધિધનને આડો વ્યવહાર હતો એ સાબિત કરના શઠરાયે જે બનાવટી પત્રો ઊભા કર્યા હતા એની સામે ભૂપસિંહની રાણી સાથે શઠરાયને આડો સબધ હોવાનો વહેમ આવે એવો પેચ બુદ્ધિધને ગોઠવ્યો હતો અને એ રીતે ગૂઢી પડનાના એ દરબારમા બુદ્ધિધનની સમયસૂચકતા અને રાજરમતમા કુશળ એવી બુદ્ધિએ શઠરાયને પરાસ્ત કરી દીધો અને બુદ્ધિધનનો સપૂર્ણ વિજય થયો એ દરબારમાથી પાછા ફરતા સરસ્વતીચદ્રને ઉપરનો પ્રસગ સ્મરણે ચઢ્યો હતો શઠરાયને માત કર્યા પછી બુદ્ધિ ધનને કારભારી પદ આપવાનુ હતું, હવે શઠરાયને તથા તેના માણસોને કેવા પ્રકારની શિક્ષા કરવી તથા કયા કયા નવા અધિકારીઓની નિમણૂકો કરવી એ વિશે ભૂપસિંહે બુદ્ધિધનની સાથે મ ત્રણા ચલાવી હતી સરસ્વતીચદ્રને પણ એ નવી વ્યવસ્થામા કાઈક લાભ આપવાની બુદ્ધિ ધનને ઇચ્છા હતી તેને અલકકિશોરીના પતિ વિદુરપ્રસાદની સાથે લીલાપુર મોકલવાનુ બુદ્ધિધને વિચાર્યું હતું પણ સરસ્વતીચ દ્રે, બુદ્ધિ-ધનના આશ્ચર્ય વચ્ચે, એ વસ્તુનો અસ્વીકાર કર્યો આ બાજુ અમાત્યનું કુટુંબ બુદ્ધિધનના આ જ્વલંત વિજયથી આન દમા તરબોળ બની ગયું હતું ત્યારે અમાત્યની પુત્રવધૂ કુમુદના હૃદયમા તુમુલ યુદ્ધ ચાલી રહ્યુ હતું પ્રમાદધન આમ તો સ્વચ્છન્દી વર્તનવાળો હતો, તેમા અલક કિશોરીની બહેનપણી કૃષ્ણકલિકા સાથે પ્રમાદધનની પ્રણયચેષ્ટા કુમુદના જોવામા આવે છે કુમુદને પારાવાર દુ ખ થાય છે, પર તુ એનુ સંસ્કારી સમુદાર માનસ તરત જ પ્રમાદધનને ક્ષમા આપે છે એના મનમા વાર વાર સરસ્વતીચદ્રની મૂર્તિ તરવરે છે અને એ સભાનપણે સમજણ પૂર્વક દૂર કરે છે, કોઈક વાર મોહવિવશ પણ તે થાય છે પર તુ પોતા પર કાબૂ મેળવે છે અને "પ્રમાદધન મુજ સ્વામી સાચા, પ્રમાદધન

મુજ સ્વામી સાચા" એમ રટ્યા કરે છે. આમ પોતાના મન ઉપર કાંઈક વિજય મેળવ્યા બાદ (જ્યારે બુદ્ધિધન અને સરસ્વતીચંદ્ર ગાડીમાં પાછા ફરે છે અને રસ્તામા બુદ્ધિધન સરસ્વતીચંદ્રને લીલાપુરની જગ્યા સ્વીકારવાનું કહે છે તે રાત્રે) તે સરસ્વતીચંદ્રની ઓરડીમાં જાય છે અને તેને મુબઈ જવા સમજાવે છે. સરસ્વતીચંદ્રની ઓરડીમાથી પાછા ફર્યા બાંદ તે સરસ્વતીચંદ્રના પોતાની ઉપરના સર્વ પત્રો બાળી મૂકે છે અને એની રાખ એક શીશીમા ભરી એને "મર્મદારક ભસ્મ" એવું નામ આપે છે. સરસ્વતીચંદ્રની શોધમાં નીકળેલો ચંદ્રકાન્ત સુવર્ણપુર આવ વાનો હોય છે, એ પહેલાં સરસ્વતીચંદ્ર સુવર્ણપુર છોડે છે બુદ્ધિધનને કારભારીપદ વિધિસર આપવાનુ હોય છે એ દરબાર માટે પણ તે રોકાતો નથી. સરસ્વતીચંદ્રે બુદ્ધિધનનુ ઘર છોડયું પણ હૃદયને કારભારીને ઘેર મૂકયું. મૂર્ખદત્તના પ્રયાસથી રત્નનગરી ભણી જતા ગાડામાં સરસ્વતીચંદ્ર નીકળ્યો. રસ્તામાં શઠરાયના માણસો બહારવટે ચઢ્યા હતા તે ગાડું લૂટે છે. સરસ્વતીચંદ્ર અથડામણમા આવે છે. છેવટે બહારવટિયા એને ઘાસમા છોડી જાય છે જે ગાડામાં સરસ્વતીચંદ્ર સુવર્ણપુરથી નીકળ્યો હતો એમાં અર્થદાસ નામે વાણિયો પણ હતો. બહારવટિયાઓ સરસ્વતીચંદ્ર અને અર્થદાસને ઘાસમા છોડી ગયેલા. અર્થદાસના પ્રયાસથી, બેભાન થયેલો, સરસ્વતીચંદ્ર શુદ્ધિમાં આવે છે. ઘાગાજરિયાથી સરસ્વતીચંદ્રનો ઘા રુઝાઈ જાય છે. એ પછી અર્થદાસ એકદમ રડવા માડે છે સરસ્વતીચંદ્રને લાગ્યું કે અર્થદાસને પૈસાનુ દુઃખ છે. તેણે જનોઈએ બાધેલી મણિમુદ્રા અર્થદાસની આગળીએ પહેરાવી અને સરસ્વતીચંદ્રને બહારવટિયો કલ્પતો અર્થદાસ, પાછુ જોયા વગર, વિચાર કરવા ઊભા રહ્યા વગર મણિમુદ્રા લઈ મુઠ્ઠી વાળી નાઠો.

જે સાયંકાલે સરસ્વતીચંદ્રે અર્થદાસને મણિમુદ્રા પહેરાવી તે જ સાયંકાળે સરસ્વતીચંદ્રને મળવા આવવા નીકળેલો ચંદ્રકાન્ત લૂંટાયો. સકુટુમ્બ ભદ્રેશ્વર જવા નીકળેલી કુમુદસુંદરી મનહરપુરીમા રોકાઈ હતી. ચંદ્રકાન્તને વિદ્યાચતુરનો સદેશો મળવાથી તે પણ પાછો ફર્યો

જમાલને કોઈ જાહેર શિક્ષા ન કરતાં તેણે તેને એક ભોંયરામાં પૂર્યો હતો. દરબારને દિવસે ખરે સમયે ભોંયરું તૂટી પડે અને એનો ભેદ શઠરાયના જ માણસ દ્વારા ભૂપસિંહની સમક્ષ ખુલ્લો થાય અને ભૂપસિંહની મરણ પામેલી સ્ત્રી રાજબા અને બુદ્ધિધનને આડો વ્યવહાર હતો એ સાબિત કરવા શઠરાયે જે બનાવટી પત્રો ઊભાં કર્યા હતા' એની સામે ભૂપસિંહની ગણી સાથે શઠરાયને આડો સંબંધ હોવાનો વહેમ આવે એવો પેચ બુદ્ધિધને ગોઠવ્યો હતો અને એ રીતે ગૂઢી પડવાના એ દરબારમા બુદ્ધિધનની સમયસૂચકતા અને રાજરમતમા કુશળ એવી બુદ્ધિએ શઠરાયને પરાસ્ત કરી દીધો અને બુદ્ધિધનનો સપૂર્ણ વિજય થયો એ દરબારમાથી પાછા ફરતા સરસ્વતીચંદ્રને ઉપરનો પ્રસંગ સ્મરણે ચઢ્યો હતો. શઠરાયને માત કર્યા પછી બુદ્ધિધનને કારભારી પદ આપવાનુ હતું, હવે શઠરાયને તથા તેનાં માણસોને કેવા પ્રકારની શિક્ષા કરવી તથા કયા કયા નવા અધિકારીઓની નિમણૂકો કરવી એ વિશે ભૂપસિંહે બુદ્ધિધનની સાથે મંત્રણા ચલાવી હતી. સરસ્વતીચંદ્રને પણ એ નવી વ્યવસ્થામા કાંઈક લાભ આપવાની બુદ્ધિધનને ઇચ્છા હતી. તેને અલકકિશોરીના પતિ વિદુરપ્રસાદની સાથે લીલાપુર મોકલવાનુ બુદ્ધિધને વિચાર્યું હતુ પણ સરસ્વતીચંદ્રે, બુદ્ધિધનના આશ્ચર્ય વચ્ચે, એ વસ્તુનો અસ્વીકાર કર્યો. આ બાજુ અમાત્યનું કુટુંબ બુદ્ધિધનના આ જ્વલંત વિજયથી આનંદમાં તરબોળ બની ગયું હતું ત્યારે અમાત્યની પુત્રવધૂ કુમુદના હૃદયમા તુમુલ યુદ્ધ ચાલી રહ્યુ હતું પ્રમાદધન આમ તો સ્વચ્છંદી વર્તનવાળો હતો, તેમાં અલકકિશોરીની બહેનપણી કૃષ્ણકલિકા સાથે પ્રમાદધનની પ્રણયચેષ્ટા કુમુદના જોવામા આવે છે કુમુદને પારાવાર દુઃખ થાય છે, પરંતુ એનુ સંસ્કારી સમુદાર માનસ તરત જ પ્રમાદધનને ક્ષમા આપે છે એના મનમાં વારંવાર સરસ્વતીચંદ્રની મૂર્તિ તરવરે છે એને એ સભાનપણે સમજપૂર્વક દૂર કરે છે, કોઈક વાર મોહવિવશ પણ તે થાય છે પરંતુ પોતા પર કાબૂ મેળવે છે અને "પ્રમાદધન મુજ સ્વામી સાચા, પ્રમાદધન

મુજ સ્વામી સાચા" એમ રટયાં કરે છે. આમ પોતાના મન ઉપર કાંઈક વિજય મેળવ્યા બાદ (જ્યારે બુદ્ધિધન અને સરસ્વતીચંદ્ર ગાડીમાં પાછા ફરે છે અને રસ્તામા બુદ્ધિધન સરસ્વતીચંદ્રને લીલાપુરની જગ્યા સ્વીકારવાનુ કહે છે તે રાત્રે) તે સરસ્વતીચંદ્રની ઓરડીમાં જાય છે અને તેને મુબઈ જવા સમજાવે છે. સરસ્વતીચંદ્રની ઓરડીમાથી પાછા ફર્યા બાદ તે સરસ્વતીચંદ્રના પોતાની ઉપરના સર્વ પત્રો બાળી મૂકે છે અને એની રાખ એક શીશીમા ભરી એને "મર્મદારક ભરમ" એવુ નામ આપે છે. સરસ્વતીચંદ્રની શોધમાં નીકળેલો ચંદ્રકાન્ત સુવર્ણપુર આવવાનો હોય છે, એ પહેલાં સરસ્વતીચંદ્ર સુવર્ણપુર છોડે છે બુદ્ધિધનને કારભારીપદ વિધિસર આપવાનુ હોય છે એ દરબાર માટે પણ તે રોકાતો નથી. સરસ્વતીચદ્રે બુદ્ધિધનનુ ઘર છોડયું પણ હૃદયને કારભારીને ઘેર મૂકયું. મૂર્ખદત્તના પ્રયાસથી રત્નનગરી ભણી જતા ગાડામા સરસ્વતીચંદ્ર નીકળ્યો. રસ્તામા શઠરાયના માણસો બહારવટે ચઢ્યા હતા તે ગાડું લૂંટે છે, સરસ્વતીચંદ્ર અથડામણમાં આવે છે. છેવટે બહારવટિયા એને ઘાસમા છોડી જાય છે જે ગાડામાં સરસ્વતીચંદ્ર સુવર્ણપુરથી નીકળ્યો હતો એમાં અર્થદાસ નામે વાણિયો પણ હતો. બહારવટિયાઓ સરસ્વતીચંદ્ર અને અર્થદાસને ઘાસમા છોડી ગયેલા. અર્થદાસના પ્રયાસથી, બેભાન થયેલો, સરસ્વતીચંદ્ર શુદ્ધિમાં આવે છે. ઘાગાજરિયાથી સરસ્વતીચંદ્રનો ઘા રુઝાઈ જાય છે એ પછી અર્થદાસ એકદમ રડવા માડે છે. સરસ્વતીચંદ્રને લાગ્યું કે અર્થદાસને પૈસાનુ દુઃખ છે. તેણે જનોઈએ બાધેલી મણિમુદ્રા અર્થદાસની આંગળીએ પહેરાવી અને સરસ્વતીચંદ્રને બહારવટિયો કલ્પતો અર્થદાસ, પાછુ જોયા વગર, વિચાર કરવા ઊભા રહ્યા વગર મણિમુદ્રા લઈ મુઠ્ઠી વાળી નાઠો.

જે સાયંકાલે સરસ્વતીચદ્રે અર્થદાસને મણિમુદ્રા પહેરાવી તે જ સાયકાળે સરસ્વતીચદ્રને મળવા આવવા નીકળેલો ચદ્રકાન્ત લૂંટાયો. સકુટુમ્બ ભદ્રેશ્વર જવા નીકળેલી ગુણસુદરી મનહરપુરીમા રોકાઈ હતી. ચંદ્રકાન્તને વિદ્યાચતુરનો સદેશો મળવાથી તે પણ પાછો ફર્યો

અને ગુણસુંદરીનો પાછો મહેમાન બન્યો. આ તરફ કુમુદસુંદરી પણ સુવર્ણપુરથી નીકળી ચૂકી હતી. વિદ્યાચતુરે અબદુલ્લા અને ફતેહસિંગ એ સવારોને સુવર્ણપુર મોકલ્યા હતા, તેમની સાથે કુમુદસુંદરીએ ચિટ્ઠી મોકલી કે "હું આજ સંધ્યાકાળે નીકળી કાલ સવારે આપના ચરણારવિંદને ભેટીશ...હું અત્રે છું તો સુખી, પણ મ્હારું હૈયું આજ ભરાઈ આવે છે તે કાલ તમને મળીશ ત્યારે ખાલી કરીશ." પરંતુ વિધિએ જુદું જ ધાર્યું હતું. બહારવટિયાઓએ કુમુદને પકડવા સંકેત રચ્યો હતો. આ સમાચાર ગુણસુંદરીને ફત્તેહસિંગ ને હરભમજી દ્વારા મળ્યા. ગુણસુદરીના સસરા માનચતુરે કુમુદને બચાવવા વ્યૂહ રચ્યો અને અબદુલ્લાની સાથે પોતે પણ કુમુદનું રક્ષણ કરવા ગયા. બહારવટિયા સાથેની ઝપાઝપીમા છેવટે માનચતુર અને સરદારોને નિષ્ફળતા મળી. કુમુદ નદીમા ડૂબી. ગુણસુદરીના કુટુંબ પર દુઃખનાં વાદળ ચડી આવ્યા. આ તરફ અર્થદાસ સરસ્વતીચંદ્રને છોડી પલાયન થઈ ગયો એ રાત્રે સરસ્વતીચંદ્રને જંગલની ભયાનકતાનો કપરો અનુભવ થયો. એવામા બાવાઓનું એક ટોળું સરસ્વતીચંદ્ર પડયો હતો ત્યાં આવ્યું. એ ટોળાના એક સાધુ જોગીશ્વર – જે ત્રિકાળજ્ઞાની ગણાતા હતા – તેમણે ધ્યાન ધરીને મોહનપુરી નામના બાવાને કહ્યું કે "બચ્ચા, એ પુરુષને ઉંચકી લે. શ્રી જગદીશની ઇચ્છા છે કે સુન્દરગિરિના મઠનો આ પુરુષ ઉત્કર્ષ કરશે અને સાના સાધુગોસાંઈઓ જતે દિવસે એના આશ્રિત થઈ રહેશે. બચ્ચા, એને જીવની પેઠે જાળવજે! એ મહાપુરુષ થશે અને સાધુજન એના ચરણારવિંદની સેવા કરશે!" આ બાવાઓ સુંદરગિરિના વિષ્ણુદાસ બાવાના મઠના હતા. "સરસ્વતીચંદ્રને જોગી લોક લેઈ ગયા ત્યારે કુમુદને આમ નદી લેઈ ગઈ. બેના માર્ગ જુદા હતા; દિશા એક હતી."

ગુણસુંદરીના કુટુંબને જ નહિ પણ સૌ કુટુમ્બીજનોના મિત્ર બની ગયેલા ચંદ્રકાન્તને પણ દુઃખનો આઘાત લાગ્યો. જાતજાતની અટકળો થવા લાગી. ચંદ્રકાન્ત ત્યાં જ રહ્યાં રહ્યાં સરસ્વતીચંદ્રની ભાળ કઢાવવા વિચાર

કર્યા કરતો હતો. ગુણસુંદરીના કુટુંબનાં માણસો સાથે તે ઠીક ઠીક હળીમળી ગયો હતો. સરસ્વતીચંદ્રના ગૃહત્યાગ સંબંધે અવારનવાર ચર્ચા થતી. કુમુદની નાની બહેન કુસુમને ચંદ્રકાન્ત સાથે વાદવિવાદ કરવામાં મઝા પડતી. કુસુમ પણ હવે ઠીક ઠીક મોટી થઈ હતી. બહેનના લગ્નજીવનની જે કરુણતા તેણે જોઈ હતી એ પરથી પોતાની સ્વતંત્ર પ્રકૃતિએ તેણે નિર્ણય કર્યો હતો કે કૌમારવ્રત જ પાળવુ, લગ્ન કદાપિ ન કરવું. અવારનવાર તે ઉચ્ચારતી કે "પરણ્યા એટલે પડ્યા" એનો વિકાસ થયા કરતો હતો. કોઈ વાર ચંદ્રકાન્તને થતુ કે સરસ્વતીચંદ્ર અને કુસુમ લગ્નગાંઠે જોડાય તો કેવુ સારું! પરંતુ હજુ સરસ્વતીચંદ્ર જ ક્યાં? અને કુસુમ? એ ખુશનુમા સ્વભાવની કિશોરી ખ્યાલે મસ્ત હતી. તેમા વળી રત્નનગરીના રાજા મણિરાજની રાણી કમળાવતીને ભણાવવા ફ્લોરા નામની અંગ્રેજ કુમારિકાને રોકી હતી તેની સાથે કુસુમને સારી પેઠે ગોઠી ગયુ હતુ અને તેના સ્વતંત્ર મિજાજને કોઈ ઓર ઢોળ ચડ્યો હતો એકલાં રહેવાનું પસંદ કર્યું હતું એટલે જાડી રીતે કેમ જીવી શકાય એના કુસુમ અખતરા કર્યા કરતી કુસુમના માતાપિતાને કુમુદની ચિંતાએ અડધા કર્યાં હતાં, તેમા પાછી આ નાની છોકરીની ચિંતા થવા લાગી. પ્રમાદધન મરણ પામ્યાના સમાચાર આવ્યા. સૌભાગ્યદેવી ગુજરી ગઈ એના પણ ખબર આવ્યા. સાથે સાથે અલકકિશોરી અને નરભેરામે બુદ્ધિધન માટે કુસુમનુ માગું કરતા પત્રો પણ લખ્યા હતા કુસુમને ચિંતા થઈ. બુદ્ધિધને પોતે વિદ્યાચતુરને પત્ર લખી ફરી લગ્ન માટે નાપસંદગી બતાવી અને પોતે વાનપ્રસ્થજીવન ગાળવા ઇચ્છે છે એમ જણાવ્યું કુસુમને કળ વળી આવી સ્થિતિમાં સરસ્વતીચંદ્રની શોધ ચલાવવાનુ ખોળંભે પડ્યુ. ચંદ્રકાન્ત મનમા ને મનમા મૂંઝાવા લાગ્યો.

સરસ્વતીચંદ્રના ગૃહત્યાગ પછી એના પિતાને પારાવાર વેદના થઈ. તે ગાડા જેવા થઈ ગયા. લક્ષ્મીનંદનના સાળા ધૂર્તલાલનાં કારસ્તાન વધવા માંડ્યાં લક્ષ્મીનંદનની સઘળી મિલકત કબજે લેવાનું કાવતરું તેણે ગોઠવવા માંડ્યુ. સદ્દભાગ્યે એની બહેન અને લક્ષ્મીનંદનની પત્ની

ગુમાનની આંખ ઊઘડી ગઈ. એના તરફથી ધૂર્તલાલને ટેકો મળવા ન લાગ્યો. હરિદાસ નામના જૂના નોકરની પેરવીથી લક્ષ્મીનંદને ધૂર્તલાલને કાઢી મૂક્યો અને સરસ્વતીચંદ્રની શોધ માટે ચાપતા ઉપાયો લેવા માંડ્યા, જોકે તે નિષ્ફળ બનાવવા ધૂર્તલાલ આકાશપાતાળ એક કરતો હતો.

આ તરફ સરસ્વતીચંદ્રને બાવાઓ સુન્દરગિરિ લઈ ગયા. વિહારપુરી, રાધેદાસ આદિ સાધુઓ સાથે તે જ્ઞાનગોષ્ઠિ કરવા લાગ્યો. સુંદરગિરિના સાધુઓના ગુરુ વિષ્ણુદાસ સાથે પણ તેનો મેળાપ થયો અને સરસ્વતીચંદ્રના આગમનથી અને જવાબોથી તે પ્રસન્ન થયા. તેમના મઠના સિદ્ધાંતો અને સંપ્રદાય વિષે તેને માહિતી આપવામાં આવી. સુંદરગિરિના સાધુઓનો લક્ષ્યાલક્ષ્યસિદ્ધાંત તેણે જાણ્યો. આમ બાહ્ય રીતે સરસ્વતીચંદ્ર સુખી જણાતો હતો પણ કુમુદસુંદરી એના મનમાંથી ખસતી ન હતી. માતાપિતા અને મુંબઈ પણ તેને અવારનવાર યાદ આવતાં.

આ તરફ કુમુદ નદીમાં તણાયેલી તે તરતી તરતી સુરગ્રામ આવી. સુરગ્રામ એ સુંદરગિરિની સાધુસંસ્થાનો જ એક ભાગ હતું. એના અધિષ્ઠાત્રી ચંદ્રાવલીનું વાત્સલ્યનિર્ઝરતું આતિથ્ય તે પામી. આમ કુમુદ નદીમાંથી તો ઊગરી ગઈ પણ એના હૃદયમાં જે દુઃખ હતું — સરસ્વતીચંદ્રનું ખાસ કરીને—તે ખસતું ન હતું. એક વાર તો તેણે ચંદ્રાવલીને કહ્યું, "ચંદ્રાવલી બ્હેન ? હું માજીનું ઘણું ધ્યાન ધરું છું, પણ હૃદયનો પુરુષ હૃદયમાંથી ખસતો નથી." કુમુદે પોતાનું ખરું નામ ચંદ્રાવલીને આપ્યું ન હતું, ચંદ્રાવલીએ એનું નામ મધુરી પાડ્યું હતું, આ કુમુદ ઉર્ફે મધુરીના મનનું સમાધાન કરવા ચંદ્રાવલી ઘણો પ્રયાસ કરતી પણ કેમેય કરી કુમુદનું મન માનતું ન હતું. હૃદયવ્યથા વધી જવાથી એક વાર તેણે નદીમાં આપઘાત કરવાનો પ્રયાસ પણ કર્યો, પરંતુ ચંદ્રાવલી જઈ પહોંચ્યાં અને "મધુરી ! મધુરી ! ત્હારો આટલો જ વિશ્વાસ ? બેટા, જો તું પાછી ન ફરે તો તને માજીની આણ છે." એમ કહી તેને નદીમાંથી પાછી લાવ્યા.

એ પછી "નવીનચંદ્રજી" નામે નવીન અતિથિ સુંદરગિરિ પર આવ્યાની અને વિષ્ણુદાસના એના પ્રત્યેના "બડા પક્ષપાત"ની વાત એક બાવી ચંદ્રાવલીને કહેતી હોય છે તે કુમુદ સુણી જાય છે અને તે ભક્તિમૈયા સાથે મદુશૃંગનાં દર્શને જવા માટે ચંદ્રાવલીને કહે છે. એ પ્રમાણે નક્કી થયું. ભક્તિમૈયા અને કુમુદસુંદરી વગેરે સુંદરગિરિ આવવા નીકળ્યાં એ જ સવારે સરસ્વતીચન્દ્ર વિહારપુરી અને રાધે-દાસની સાથે સુરગ્રામ અને સમુદ્રતટ જોવા પર્વત ઉપરથી નીચે આવવા નીકળ્યો. રસ્તામાં બન્ને મળ્યાં. આ પણ "ગળી દશેદશ", પણ સ્થળકાળ, ગંજોગો જુદાં હતાં! ભક્તિમૈયાએ કુમુદને ઉપાડી લીધી અને અન્ય સ્ત્રીઓ સાથે પર્વત ચડવા લાગી. કુમુદ અને સરસ્વતીચંદ્રની એક નજર થઈ એ સંબંધે બંસરીએ મોહનીના કાનમાં કહ્યું, "તારામૈત્રક જ!" મોહનીએ કહ્યું, "શ્રીકૃષ્ણ પર-માત્મા કરે તે ખરું. ક્યાં એ યોગીનો યોગ અને ક્યાં આની પ્રીતિની મધુરતા ?–બાકી તારામૈત્રક તો નિઃસન્દેહ જ!"

સરસ્વતીચંદ્ર અને તેમનું મંડળ સુરગ્રામના શિવાલયમાં આવ્યું. અહીં તેમને એક બ્રાહ્મણ મહેતાજીનો ભેટો થયો. વાતચીતમાં સર-સ્વતીચંદ્રની શોધ અંગે વર્તમાનપત્રોમાં આવતા સમાચાર વિષે તેણે કહ્યું. સરસ્વતીચન્દ્રે બીજા સમાચારો વિષે જિજ્ઞાસા બતાવતાં મહેતાજી તેને પુસ્તકશાળામાં લઈ ગયો અને વર્તમાનપત્રો કાઢી આપ્યાં. સરસ્વતીચંદ્રે પ્રમાદધનના મરણ પામ્યાના, કુમુદ ડૂબી ગયાના, સૌભા-ગ્યદેવીના મૃત્યુના અને બુદ્ધિધન મંન્યરતંનો વિચાર કરે છે એ સમાચાર જાણ્યા.

કુમુદ-સરસ્વતીચંદ્રના "ઉરયોગ"ની વાત સુંદરગિરિ પર પ્રસિદ્ધ થઈ ગઈ. સાધુઓમાં શંકાપુરી જેવા અને સાધ્વીઓમાં પ્રમત્તા જેવાં મલિન દૃષ્ટિએ જોવા લાગ્યાં. ચંદ્રાવલીએ આખી વસ્તુસ્થિતિનો મર્મ સમજી લઈ કુમુદ સાથે હૃદયગોષ્ઠિ કરી, અન્ય સાધ્વીઓ સાથે વિચારણા કરી અને કુમુદ-સરસ્વતીચંદ્રના મિલન માટે દૂતીકર્મ

સમક્ષ સરસ્વતીચંદ્રના પ્રશ્ન – ત્યાગ શ્રેષ્ઠ કે ગૃહસ્થપદ શ્રેષ્ઠ–નું નિરાકરણ કર્યું, અને પંચમહાયજ્ઞનુ રહસ્ય સમજાવ્યું. વિષ્ણુદાસ બાવાએ વિહારમઠના અધિષ્ઠાતા જ્ઞાનભારતી, વિહારપુરી વગેરે સાધુઓ સાથે નક્કી કર્યું કે સરસ્વતીચંદ્રને ચિરંજીવ શૃંગમાં 'પંચરાત્રિ'નો એકાંતવાસ આપવો. ચંદ્રાવલીની સૂચના મુજબ નવીનચંદ્ર મધુરીને મળે અને એમનાં બંનેનાં હૃદયની ગ્રન્થિઓ ભેદાઈ જાય ને એ બન્ને પૂર્ણ શમતા ને પ્રસન્નતા પામે તે માટે આ સ્થાન બધી રીતે અનુકૂળ હતું. આ પ્રમાણે રાધેદાસ, જ્ઞાનભારતી વગેરે ચિરંજીવ શૃંગ પર આવેલી સૌમનસ્ય ગુફામાં સરસ્વતીચંદ્રને લઈ આવ્યા અને ભક્તિમૈયા, વામની વગેરે સાધ્વીઓ કુમુદને વસંતગુફામાં લઈ આવ્યાં. સાધ્વીઓ નીચલે માળે ગઈ. કુમુદ થોડી વાર તો બેસી રહી અને છેવટે હિંમત આણી અને તેણે ગાવા માંડયુ : "જોગીરાજ ! ઊભા રહો જરી, મને વાટ બતાવોની ખરી." સરસ્વતીચંદ્રને લાગ્યું કે "...આ તો તરંગશંકરનું કાવ્ય—કુમુદને જ આપેલું તે કુમુદ વિના બીજું કોણ ગાય ?" અને કુમુદે જ્યારે

"સેવે દૃષ્ટિથી શશીને કુમુદ !
જુવે દૂરથી ને બને ફુલ્લ !"

—એ પંક્તિઓ ગાઈ ત્યારે તો સરસ્વતીચંદ્ર મનોમન બોલી રહ્યો કે "કુમુદ ! મ્હારી કુમુદ ! ત્હારું અભિજ્ઞાન હવે સંપૂર્ણ થયું ! મધુરી અને મધુર કુમુદ તે એક જ. હવે એને પળવાર વધારે આમ વ્હીલી રાખવી ને તરફડીયાં મારતી જોવી એ મ્હારાથી નહી બને ! પ્રમાદધનના ઘરમાં એમ જોવું તે જ ધર્મ હતો–હવે તેમ જોઈ રહેવું એ જ અધર્મ છે." સરસ્વતીચંદ્ર કુમુદની પાસે આવ્યો. કુમુદ તો ગાતાં ગાતાં મૂર્છિત થઈ ગઈ હતી. સરસ્વતીચંદ્રે એને જગાડવા પ્રયત્ન કર્યો. "દીધાં છોડી પિતામાતા, ત્યજી વ્હાલી ગુણી દારા." એ ગીત તે ગાવા માંડયો. વચ્ચે વચ્ચે કંઈ બોલવા માંડ્યો. કુમુદ હજુ અચેતન હતી. "...સરસ્વતીચંદ્રનો જીવ કંઈક

કરવાનું નક્કી કર્યું અને મોહનીની આ અંગે સલાહ લીધી ત્યારે તેણે કહ્યું કે વિષ્ણુદાસ સાધુજનની નિરીક્ષા કરવા આવે ને રાત્રે યમુના-કુંડ પાસે રાસલીલા થાય ત્યારે મોહની વગેરે મધુરીને – કુમુદને – લઈ ને જાય, નવીનચન્દ્ર–સરસ્વતીચંદ્ર–ને શોધી વાર્તાવિનોદ કરે અને તે આઘાપાછા હોય ત્યારે મધુરી સાથે વાર્તાવિનોદ કરે. ચંદ્રાવલીએ આ સર્વનાં માત્ર મૂક સાથી થવુ અને મધુરી સાથે રાતે સૂવુ અને એ એકાંતમાં એનું હૃદય ઉઘાડવુ. થોડીવારે બિન્દુમતીને એની વાતોમાં ભળવા દેવી અને પ્રાતઃકાળે આ બધાનો સાર ચંદ્રાવલીએ એકાતમાં વિહારપુરીને આપવો અને તેમનો અભિપ્રાય લેવો. વિહારપુરીને નવીનચન્દ્રના ઇંગિતજ્ઞ થવા દેવા અને નવીનચંદ્ર ગુરુની ગુફા છોડી અન્યત્ર કોઈ ગુફામાં કે કુંજમાં એકાતવાસ રાખે અને રાત્રિએ એકાંત રાખે એટલી વ્યવસ્થા વિહારપુરી દ્વારા કરવી

ચંદ્રાવલીએ તે મંજૂર રાખ્યું ચન્દ્રોદયકાળે યમુનાકુંડ પાસે ચોકમાં વિહારમઠની સ્ત્રીઓએ રાસલીલા નાટકરૂપે ભજવી. મોહનીએ સાધુમંડળને મધુરીનુ ઓળખાણ કરાવ્યું, "અને તેની બુદ્ધિ, વિદ્યા, રસિકતા અને વિપત્તિઓનુ દર્શન કરાવવા 'માજી, મને કોઈ જોગી મળ્યો ને વાત કરીને વહી'–એ મધુરીનુ જોડેલું ગીત બિંદુમતી પાસે ગવડાવ્યું, અને અન્તે 'નંદકો નંદન એક આનંદ દેત હય' એ ગર્જના કરતું કરતું સર્વ મંડળ લગભગ મધ્યરાત્રિયે છુટું પડ્યું, અને દૃષ્ટ અને શ્રુત પદાર્થોની ચર્ચા કરતું કરતું સ્વસ્થાનકોમાં ગયું અને નિદ્રાવશ થયું" રાત્રે સાધ્વી મંડળમાં જ્ઞાનગોષ્ઠિ થઈ અને કુમુદનું હૃદય ઉઘાડવાનો પ્રયાસ થયો. ચંદ્રાવલીએ કુમુદને કહ્યું, "તું હજી મુગ્ધ છે, પણ હું ત્હારો ને તેનો યોગ કરી આપીશ." આ માટેની યોજના ચંદ્રાવલીએ ઘડી કાઢી અને એ પોતે સરસ્વતીચંદ્રને મળવા ગઈ. વિષ્ણુદાસ પોતે સરસ્વતીચંદ્રને એકાંતવાસની સંમતિ આપે તો સરસ્વતીચંદ્રે એનો અસ્વીકાર ન કરવો એવી કબૂલાત તેણે સરસ્વતીચંદ્ર પાસેથી મેળવી. પ્રાતઃકાળમાં વિષ્ણુદાસે કેટલાક ઉત્તમાધિકારીઓની

સમક્ષ સરસ્વતીચંદ્રના પ્રશ્ન – ત્યાગ શ્રેષ્ઠ કે ગૃહસ્થપદ શ્રેષ્ઠ–નું નિરાકરણ કર્યું, અને પંચમહાયજ્ઞનું રહસ્ય સમજાવ્યું. વિષ્ણુદાસ બાવાએ વિહારમઠના અધિષ્ઠાતા જ્ઞાનભારતી, વિહારપુરી વગેરે સાધુઓ સાથે નક્કી કર્યું કે સરસ્વતીચંદ્રને ચિરંજીવ શૃંગમાં 'પંચરાત્રિ'નો એકાંતવાસ આપવો. ચંદ્રાવલીની સૂચના મુજબ નવીનચંદ્ર મધુરીને મળે અને એમનાં બંનેનાં હૃદયની ગ્રન્થિઓ ભેદાઈ જાય ને એ બન્ને પૂર્ણ શમતા ને પ્રસન્નતા પામે તે માટે આ સ્થાન બધી રીતે અનુકૂળ હતું. આ પ્રમાણે રાધેદાસ, જ્ઞાનભારતી વગેરે ચિરંજીવ શૃંગ પર આવેલી સૌમનસ્ય ગુફામાં સરસ્વતીચંદ્રને લઈ આવ્યા અને ભક્તિમૈયા, વામની વગેરે સાધ્વીઓ કુમુદને વસંતગુફામાં લઈ આવ્યાં. સાધ્વીઓ નીચલે માળે ગઈ. કુમુદ થોડી વાર તો બેસી રહી અને છેવટે હિંમત આવી અને તેણે ગાવા માંડ્યું : " જોગીરાજ ! ઉભા રહો જરી, મને વાટ બતાવોની ખરી " સરસ્વતીચંદ્રને લાગ્યું કે " ...આ તો તરંગશંકરનું કાવ્ય—કુમુદને જ આપેલું તે કુમુદ વિના બીજું કોણ ગાય ?" અને કુમુદે જ્યારે

" સેવે દૃષ્ટિથી શશીને કુમુદ !
જુવે દૂરથી ને બને ફુલ્લ ! "

—એ પંક્તિઓ ગાઈ ત્યારે તો સરસ્વતીચંદ્ર મનોમન બોલી રહ્યો કે " કુમુદ ! મ્હારી કુમુદ ! ત્હારું અભિજ્ઞાન હવે સંપૂર્ણ થયું ! મધુરી અને મધુર કુમુદ તે એક જ. હવે એને પળવાર વધારે આમ વ્હીલી રાખવી ને તરફડીયા મારતી જોવી એ મ્હારાથી નહી બને ! પ્રમાદધનના ઘરમાં એમ જોવું તે જ ધર્મ હતો– હવે તેમ જોઈ રહેવું એ જ અધર્મ છે " સરસ્વતીચંદ્ર કુમુદની પાસે આવ્યો. કુમુદ તો ગાતાં ગાતાં મૂર્છિત થઈ ગઈ હતી સરસ્વતીચદ્રે એને જગાડવા પ્રયત્ન કર્યો. " દીધાં છોડી પિતામાતા, ત્યજી વ્હાલી ગુણી દારા " એ ગીત તે ગાવા માંડ્યો વચ્ચે વચ્ચે કાંઈ બોલવા માંડ્યો. કુમુદ હજુ અચેતન હતી. "...સરસ્વતીચંદ્રનો જીવ કંઈક

ઊંડો ઉતરી પડ્યો હોય એમ એનું બાહ્ય ચેતન એના અંતરાત્મામાં લીન થયું, અને એ આમ નિવૃત્ત થયો એટલે સ્વતંત્ર થયલા પવનની *નિરંકુશ લહરીઓથી કુમુદનું વસ્ત્ર ફરફરવા લાગ્યું."* થોડી વાર પછી કુમુદ ઊઠી. સરસ્વતીચંદ્ર જાગ્યો ને બોલ્યો, "કુમુદસુંદરી, મ્હેં તમને બહુ દુઃખી કર્યાં." બન્ને વચ્ચે વાતચીત થઈ. કુમુદના સવાલો (ખાસ કરીને સરસ્વતીચંદ્રે ગૃહત્યાગ કેમ કર્યો) ના તેણે ઉત્તર આપ્યા. કુમુદના "હૃદયનું મહાશલ્ય દૂર થયું." સરસ્વતીચંદ્ર સૌમનસ્ય ગુફામાં સુવા જવા માટે ઊઠ્યો. કુમુદે પોતાને માટે પાથરેલી પથારી સરસ્વતીચંદ્ર માટે સાથે લઈ લીધી. સરસ્વતીચંદ્રે પહેલાં તો પથારીની ના કહી, પણ અંતે કુમુદના આગ્રહથી હા પાડી અને કુમુદને પોતાનુ વસ્ત્ર ને કન્થા આપ્યાં. સરસ્વતીચંદ્ર સુઈ ગયો. કુમુદ પોતાની ગુફામા આવી. તેને ઊંઘ ન આવી, સરસ્વતીચંદ્રનુ શરીર તપેલું હતું તે યાદ આવ્યું. એને તાવ કેમ છે તે જોવા તે સરસ્વતીચંદ્રની ગુફામાં પાછી આવી. સરસ્વતીચંદ્ર ઊંઘતો હતો અને લવતો હતો. કુમુદ સરસ્વતીચંદ્રના ચરણ પાસે ગઈ. અને ચરણસ્પર્શ કરી ત્યાં જ નિદ્રાધીન થઈ. બન્નેને એકસરખું સ્વપ્ન આવ્યું. સ્વપ્નમાં સૌભાગ્યદેવી, ચંદ્રલક્ષ્મી અને ધર્મલક્ષ્મીની મૂર્તિઓ તેમને દેખાઈ અને એ મૂર્તિઓએ તેમને સંબોધ્યાં. સૌભાગ્યદેવીએ કુમુદને કહ્યું: "મ્હારો પુત્ર તે ત્હારો પતિ નથી." અને પછી કુમુદ-સરસ્વતીચંદ્રનું લગ્ન એ જ સાચુ લગ્ન છે એ મતલબનું એ કહે છે. એ બન્નેને માથે સૌભાગ્યદેવી "તેજોમય સિદ્ધલેપ" રેડે છે જેના બળથી તે બન્નેને સિદ્ધલોકના ભયંકર વિષધરોની વિષજ્વાલાઓ સ્પર્શ નહિ કરે અને તે બન્ને તેમાં નિઃશંક નિર્ભય સહચાર કરી શકશે એમ કહે છે. એ પછી ચંદ્રલક્ષ્મી મળે છે ત્યારે તે "દિવ્ય પાવડો" આપે છે જેના વડે પિતામહપુરના કેટલાક ભાગમાં બાઝેલા રાફડાને તે ખોદી શકશે, તેમાંનાં ભોંયરાંમાં ઊતરવાને નિસરણી આપે છે અને તેજનાં જ્વાળાંમાં તેમ અન્યત્ર તરવાને માટે બન્નેને એક એક પાંખ બાંધે છે. પાવડો અને નિસરણી પોતાની ગતિથી તેમની જોડેજોડે ઊડીને ચાલ્યાં

આવશે ને તેઓ ઇચ્છશે ત્યાં તેમને કામ લાગશે એમ એ કહે છે. એ પછી ધર્મલક્ષ્મીનું દર્શન થાય છે. ધર્મલક્ષ્મી ચિન્તામણિની મુદ્રા સરસ્વતીચંદ્રની આંગળીએ પહેરાવે છે અને કહે છે, " એ મુદ્રાના મણિ ઉપર દૃષ્ટિ કરી સિદ્ધનગરના જે ભાગનું રહસ્ય જાણવા ઇચ્છશો તે તમને બોધિત થશે. એ મુદ્રાથી જે સિદ્ધ કે સિદ્ધાંગનાનુ તમે ચિન્તન કરશો તે તમને દેખાશે અને જે લક્ષ્ય ભણી ગતિ ઇચ્છશો તેનો માર્ગ તમને સુપ્રકાશિત થશે." ધર્મલક્ષ્મી કુમુદને કહે છે, " બેટા કુમુદ! આ સ્પર્શમણિથી – પારસમણિથી – જડેલું મંગલસૂત્ર ત્હારે કંઠે પ્હેરાવું છું તેનો ત્હારી છાતી ઉપર સ્પર્શ થશે ને પ્રકાશ પડશે, અને એ છાતીમાં પવિત્ર અને ધાર્મિક સંસ્કારોના ઉલ્લેખ પાડી તે સ્પર્શ અને પ્રકાશ તને શાંત અને સુખી કરશે " એ પછી સરસ્વતીચંદ્ર અને કુમુદ સિદ્ધલોકની યાત્રાએ જાય છે. પિતામહપુરમાં તેઓ " આર્યસંસારનાં પ્રતિબિંબ " જુએ છે, જેમાં તેમને અશોકના સમયનો ' આ દેશનો ઉગ્ર મધ્યાહ્નકાળ ' જોવા મળે છે, શાસ્ત્રકારો, સ્મૃતિકારો, પુરાણકારોના નાગલોકનો પરિચય થાય છે અને હિંદમાંથી અન્ય દેશોમાં થતા બૌદ્ધ ધર્મના પ્રચાર, અને દૂર દૂર સુધી થતી ભારતના ' પંડિતો અને વ્યાપારીયો 'ની ' દોડાદોડ ' આદિનું દર્શન થાય છે. આ સ્વપ્નને અતે તેમને લક્ષ્મીનંદન, બુદ્ધિધન, વિદ્યાચતુર અને ગુણસુંદરીની છાયાઓ દેખાય છે. બીજા સ્વપ્નમાં મહાભારતનાં પાત્રો આદિના રૂપક દ્વારા લેખક ભારતની વર્તમાન સ્થિતિ, એ સ્થિતિ માટેનાં કારણો અને ભાવિની દિશા – એની ચર્ચા કરે છે. સૌમનસ્ય ગુફામાં સરસ્વતીચંદ્રે ઘણા મંથન પછી સુરગ્રામથી પોતે જે વર્તમાનપત્રો લાવ્યો હતો તે કુમુદને વાંચવા આપ્યાં. કુમુદે કુટુંબીજનોના બધા સમાચાર જાણ્યા, એટલામાં રાધેદાસ સમાચાર આપી ગયો કે ચંદ્રકાન્ત સવારે યદુશૃંગ પર આવશે, ( ચંદ્રકાન્તને બહારવટિયાઓએ લૂંટ્યો પછી એના સામાનમાંથી હાથ આવેલા કાગળો તેમણે રસ્તામાં ફેંકી દીધા હતા તે બાવાઓના હાથમાં આવ્યા હતા. વિહારપુરી તથા રાધેદાસે આણી

આપેલ આ પત્રના પોટકામાંથી બધા પત્રો સરસ્વતીચંદ્રે વાંચ્યા હતા. દેશની સ્થિતિનું એને વાસ્તવદર્શન થયું હતું. ચંદ્રકાન્તના સ્નેહથી એનું હૃદય આર્દ્ર બન્યું હતું. ચંદ્રકાન્તને પોતાના સમાચાર આપવા એક સાધુને તેણે સંકેત આપી મોકલ્યો હતો. ચન્દ્રકાન્તને રત્નનગરીમાં સૌન્દર્યોદ્યાનમાથી બહાર નીકળ્યા પછી તે સાધુનો ભેટો થયો, એ સાધુએ એને ફરી મળવાનુ કહ્યુ, પરંતુ એટલામા સરસ્વતીચંદ્રની શોધ માટે વિદ્યાચતુર તરફથી જેના દ્વારા પેરવી થતી હતી તે પોલીસ અધિકારી સરદારસિંહ અને વિદ્યાચતુરના બીજા બે માણસો પ્રવીણદાસ અને શાંતિશર્મા આવી ચડતાં બાવો ચાલ્યો ગયો હતો. ફરી વાર ચન્દ્રકાન્તનો એને સંપર્ક થયો હતો અને ઉપરના સમાચાર તેણે સરસ્વતીચંદ્રને આપ્યા હતા.)

કુમુદે પોતાના જીવનની ભાવિ દિશા ને કર્તવ્ય મંબંધે સરસ્વતીચંદ્રને પ્રશ્ન કર્યો બન્નેએ ચર્ચાવિચારણા કરી. સરસ્વતીચંદ્રે પોતાની દેશપ્રીતિના મનોરાજ્ય–' કલ્યાણગ્રામ '–ની કલ્પના જણાવી. કુમુદ વિશેનો આખરી નિર્ણય ચન્દ્રકાન્તના આવ્યા પછી તેના પર છોડવો એમ નક્કી થયું. ચન્દ્રકાન્ત આવ્યો ત્યારે સરસ્વતીચંદ્રે તેને કહ્યુ, " ચન્દ્રકાન્ત,...મ્હેં ઘણાક જીવને દુઃખી કર્યા.—ત્હારે પણ અહીં સુધી ધધો છોડી ગંગાભાભીને ઘેર એકલાં મુકી, મ્હારે માટે આથડવું પડયું." બન્ને મિત્રોએ ધરાઈ ને વાતો કરી. સરસ્વતીચંદ્રે પોતાનો અને કુમુદનો ઇતિહાસ કહ્યો, તેમનાં સ્વપ્નની કથા અને તેમની ચર્ચા-વિચારણાનો પણ ખ્યાલ આપ્યો કશું છુપાવ્યા સિવાય તેણે રજેરજ વાત પોતાના આ પરમ મિત્ર સમક્ષ પ્રકટ કરી. ચન્દ્રકાન્તે કુમુદને વિદ્યાચતુર અને કુસુમના પત્રો આપ્યા. રાત્રે ચંદ્રાવલી કુમુદને મળી. મધુરી તે પ્રધાનપુત્રી એમ તેણે જાણ્યું. સરસ્વતીચંદ્ર, ચન્દ્રકાન્ત, ચદ્રાવલી અને કુમુદ ચારે જણાએ ગુફામાં બેસી વાતો કરી. બીજે દિવસે ગુણસુંદરી પોતાના કુટુંબ સાથે ત્યા આવી. માનચતુર, સુંદર, કુસુમ, ગુણસુંદરી વગેરે આવ્યાં. અહીં આવતાં અગાઉ વિદ્યાચતુરના કુટુંબમાં

કુમુદ સરસ્વતીચંદ્ર સાથે રહી છે – ખાસ કરીને એના વૈધવ્યના નવા સંજોગોમાં – એ વિષે અનેક ચિંતાભર્યા વિચારો કુટુંબીજનોએ કર્યા હતા. અને આટલે સુધી આવ્યા પછી પણ ગુણસુંદરી અને સુંદર તો એ જ ચિંતામાં હોય છે. ગુણસુંદરીથી તો કુમુદ પોતાને 'જોવી નહી ગમે'–એમ પણ બોલી જવાય છે. છેવટે ચંદ્રાવલી તેમને બધી વાત સમજાવે છે. કુમુદ અને કુસુમ એકાંતમાં જુદા તંબુમાં મળે છે. પરિવ્રાજિકા જીવન જીવવાની ઇચ્છાવાળી કુસુમને કુમુદ સરસ્વતીચંદ્ર સાથે લગ્ન કરવા ખૂબ સમજાવે છે. પહેલાં તો કુસુમ મક્કમ હોય છે પણ પાછળથી બહેનની ઇચ્છા આગળ તે નમતું આપે છે. દરમ્યાન ગુણસુંદરીના મનનું સમાધાન થઈ ગયું હોય છે. માતાપુત્રી આર્દ્રભાવે મળે છે. કુસુમની સરસ્વતીચંદ્ર સાથે લગ્ન કરવાની તૈયારીની વાત ચન્દ્રાવલી સરસ્વતીચંદ્રને કરે છે અને સરસ્વતીચંદ્રની સંમતિ મેળવે છે. બીજે દિવસે સવારે દશેક વાગ્યે લક્ષ્મીનંદન, ગુમાન, અને હરિદાસ ત્યાં આવનાર છે એના સમાચાર મળ્યા. પહેલાં હરિદાસ આવ્યો, બધાં મળ્યાં અને રોઈ પડ્યાં, સાધુજનોના સંપ્રદાય પ્રમાણે સરસ્વતીચંદ્ર અને કુસુમનું લગ્ન થયું.

બધાં રત્નનગરી જવા નીકળ્યાં. કુમુદે તો શ્વસુરગૃહે જઈ સૌભાગ્યદેવીના નાના પુત્રને ઉછેરવામાં, બુદ્ધિધનને આશ્વાસન આપવામા, અને બાકીનો સમય સુવર્ણપુરનાં કુટુંબોમાં આ નવદંપતીનો લાભ પ્રસારવામાં, થોડોક સમય ગુણસુંદરી પાસે ગાળવામાં અને કંઈક કુસુમ સાથે અને કંઈક ચંદ્રાવલી ને મોહની સાથે ગાળવામાં પોતાનું કર્તવ્ય જોયું હતું. એટલે રત્નનગરીથી જ્યારે બન્ને બહેનો છૂટી પડી ત્યારે કુમુદે કહ્યું, "કુસુમ! ચિંતા ન કરીશ. હું ત્યાં આવતી રહીશ ને નીકર રહીએ સંસારનું આ રત્ન તને સોંપ્યું છે તેને જીવની પેઠે જાળવી રાખજે, અને એ સદ્ભાગ્યની યોગ્યતા ત્હારામાં છે તે વધારજે." સરસ્વતીચંદ્ર મુંબઈ પહોંચ્યો અને પોતાની યોજનાઓ કરવાની પ્રવૃત્તિ તેણે આરંભી. કુમુદના સુવર્ણપુર જવા

સંન્યાસનો વિચાર માંડી વાળ્યો. કુમુદ અને અલક બુદ્ધિધનની સંભાળ રાખતાં અને દેવીએ પોતાની પાછળ મૂકેલા બાળકને ઉછેરવાના કામમાં રત રહેતાં. કુમુદ સદ્‌ગ્રંથો વાંચતી, કોઈ વાર ગુણસુંદરી પાસે જઈ આવતી અને કોઈ વાર ચંદ્રાવલી પાસે પણ જતી. કુસુમના પત્રો ઉપરાઉપરી આવવા લાગ્યા. કુસુમથી છૂટાં પડ્યે એક વર્ષ થવા આવ્યું હતું, એટલે કુમુદે અલકની સાથે મુંબાઈ જવાનું નક્કી કર્યું.

તે બધાં મુંબાઈ આવ્યાં, દેવીના નાના પુત્રને પણ સાથે લેતાં આવ્યાં. મુંબાઈમાં સરસ્વતીચંદ્રની કલ્યાણગ્રામની યોજના પૂરી થવા આવી હતી ને તેનો અમલ પણ હવે શરૂ થયો હતો. ધનનંદન તો ક્યારનોય મરણ પામ્યો હતો અને ગુમાન હવે દ્વેષીલી અપરમાતા મટી ગઈ હતી અને સરસ્વતીચંદ્ર-કુસુમ તરફ ખૂબ સ્નેહભાવ રાખતી હતી. તેમના લગ્નને એક વર્ષ પૂરું થયું તે દિવસે ગુમાને વાલકેશ્વરની મહાપૂજા કરાવી. કથા પૂરી થયા બાદ ગુમાને આરતી લઈ કુસુમને સરસ્વતીચંદ્ર પાસે મોકલી. સરસ્વતીચંદ્ર સૂતો હતો. કુસુમ થોડી વાર ઊભી રહી. કુસુમ દેવને કરવાની આરતી પતિદેવને ઉતારવા લાગી. આરતી બીજાંને લેવાની હજુ બાકી હતી એ તો તે વીસરી ગઈ. ગુમાન એને તેડવા આવી. કુમુદ પણ કુસુમને ખોળતી આવી અને આનંદથી આ દૃશ્ય જોઈ રહી. "કુમુદ, આ સુખસ્વપ્નથી પોતાની મર્યાદા ભુલી જઈ, ઊભી રહી હતી તે હજી વધારે ભુલી ને તેનાથી હસી પડાયું. પરમ આનંદનાં આંસુ તેની આંખોમાં આવી ગયાં ને મુખ વડે મ્હોટેથી કહેવાઈ જવાયું, – ત્યાંથી તો તે પાછે પગલે ખસી ગઈ પણ ખસતાં ખસતાંયે કહેવાઈ જવાયું, – કે,

"ઘેલી મ્હારી કુસુમ!"

---

અહીં મહાનવલ પૂરી થાય છે, અને કર્તા વાચકને ઉદ્દેશીને "પ્રિય વાંચનાર! પંદર વર્ષે આપણો સમાગમ હવે સંમાપ્ત થાય છે" વગેરે વિદાય વ નો કહે

## ૨. કથાવસ્તુની ગૂંથણી

આ મુખ્ય કથાવસ્તુમાં અનેક ઉપકથાઓ કુશળતાપૂર્વક ગૂંથાઈ છે. સરસ્વતીચંદ્ર અને કુમુદ-કુસુમની સાથે ભૂપસિંહ બુદ્ધિધન, બુદ્ધિધન દુષ્ટરાય, વિદ્યાચતુર ગુણસુંદરી, મલ્લરાજ-મણિરાજ-મૂળુ-પ્રતાપ, લક્ષ્મીનંદન ગુમાન, ચંદ્રકાન્ત અને એના કુટુંબીજનો તેમ જ મિત્રો, સુંદરગિરિના સાધુઓ આદિનાં જીવન વિષેની કથાઓ લેખકે ગૂંથી છે. અગાઉ જોયું તેમ પ્રત્યેકની કથા સમગ્ર નવલકથાના વસ્તુવિકાસમાં યથાસ્થળે પ્રસ્તુત થાય છે, અને સામાન્ય રીતે વસ્તુ-પ્રવાહ સળંગ ચાલ્યા કરે છે અલબત્ત, કેટલીક જગ્યાએ મુખ્ય કથા-વસ્તુને જાણે કે વિસારે પાડવામાં આવ્યું હોય એ રીતે ઉપકથાવસ્તુને વિકસાવવામાં લેખક જાણે કે એકધ્યાન થઈ જાય છે. એથી કેટલીક વાર સળંગ કથાપ્રવાહમાં બાધા ઊભી થાય છે. કથાની વસ્તુગૂંથણીમાં કુશળ કળાકાર વાચકમાં કુતૂહલ જગાડે અને પછી આગળ જતાં એ કુતૂહલને સંતોષે એ સામાન્ય વ્યાપાર છે પણ કુતૂહલ જગાડવા અને તે પોષવા વચ્ચેનો ('સસ્પેન્સ'નો) ગાળો ઔચિત્યસભર્યો હોવો જોઈએ.

'સરસ્વતીચંદ્ર'ના પહેલા ભાગના પહેલા પ્રકરણમાં સરસ્વતી-ચંદ્ર સુવર્ણપુર આવી પહોચ્યો અને સાતમા પ્રકરણમાં વર્ણવ્યા પ્રમાણે બુદ્ધિધન સાથે એને રાજેશ્વરના મંદિરમાં મેળાપ થયો એ વચ્ચેનાં પ્રકરણોમાં કર્તાએ બુદ્ધિધનના પૂર્વજીવનને સંક્ષેપમાં વર્ણવ્યું છે. નવીનચંદ્ર નામધારી સરસ્વતીચંદ્ર બુદ્ધિધનને ત્યાં રહેવા લાગ્યો એ પછી બુદ્ધિધન-ભૂપસિંહ અને બુદ્ધિધન શઠરાયનાં કથાવસ્તુની સાથે સરસ્વતીચંદ્ર-કુમુદની હૃદયોર્મિઓની અનેકવિધ ઘુમરીઓનું આલેખન પણ સાથોસાથ જ ચાલતુ હોય છે, પણ આ બધા ભાગમાં કથાવસ્તુ જાણે કે બુદ્ધિધનની આજુબાજુ ગૂંથાયું હોય એ રીતે આલેખન થયું છે. પ્રો. બળવંતરાય ઠાકોર કહે છે કે "પહેલી જટામાં નાયક બુદ્ધિધન છે, ઉપનાયક ભૂપસિંહ છે, અને પ્રતિનાયક

શઠરાય છે.–એ કથાનો આરંભ બુદ્ધિધન પિતા મરતાં અને પોતાનું લગ્ન કરતાં કરજદાર થાય છે, અને પછી માંદો પડે છે તે દરમિયાન વર્ષાસન અટકે છે, માતાને પોતાનું પલ્લું વેચી નાખવાની વારી આવે છે, અને કારભારી શઠરાય તરફથી અસહ્ય અપમાન ગળી જવું પડે છે, એ બનાવોથી શરૂ થતા વૈરાગ્નિમાં, અને એક જબરા માણસના નબળા શત્રુઓ એકબીજાને મળી જાય એ ન્યાયે બુદ્ધિધન અને ભૂપસિંહની મંડાતી મિત્રતામાં છે. બુદ્ધિધનની રાજ્યનીતિ ધીરી, મિત્રતાને ટકાવી વધારી ખીલવી મિત્રને ખરેખર સુધારવાનું શ્રેષ્ઠ અને સ્થાયી ફલ વાંછનારી, અને શત્રુ ઉપર સામો ઘા ન કરતાં તેનાં દુષ્કૃત્યોની ધસી પડતી ઇમારતના ઢગલા તળે જ તેને કચરાવા દેવાની હોવાથી, એ નીતિના ફલને પાકતાં પાકતાં ચોવીશેક વર્ષ વહી જાય છે ખરાં. પરંતુ પરિપક્વ ફલ જ્યારે ખરે જ હાથમાં આવે છે ત્યારે તે – ચૈત્ર સુદ પડવાને દિવસે – ઘાટ, તેજ, રંગ, રસ, ગંધ, અને માધુર્ય, સર્વ વાતે અનુપમ જ નીવડે છે. કર્તા એ આખું ફલ ત્રણ જુદી જુદી ક્ષણોનાં ત્રણ ચિત્રો વડે આલેખે છે. પહેલું ચિત્ર 'શઠરાયની ખટપટનું ઊંડાણ જોઈ અમાત્ય આભો ન બન્યો. ' ત્યાંથી માંડીને 'રાણો અમાત્યને આંગળીએ લઈ ચાલ્યો અને સૌને અદૃશ્ય થયો.', ત્યાં સુધીનું પંદર પાનાંનું છે. (૧ – ૧૫૩–૧૬૮). આમાં શઠરાય હાર્યો, જમીનદોસ્ત થયો, એ પ્રધાન વક્તવ્ય છે. ભૂપસિંહના બુદ્ધિધન ઉપરના ભાવ આથી વધારે સ્પષ્ટતાથી અને હૃદયના સુકોમલ રંગોમાં વ્યક્ત કરતું બીજું ચિત્ર, તેજ ઓરડાનું છે, જ્યાં બુદ્ધિધન ગૂંચવાડાથી શ્રાન્ત થયેલો જરા પવન ખાવા બાંક ઉપર આવીને બેઠેલો, વા આડો-પડેલો, પળો પળો જ આપ મળતાં સાત્ત્વિક સ્વપ્નાવસ્થાનો આનંદલહરો માણતો હતો, અને ભૂપસિંહે ત્યાં આવી, એને જગાડવાને બદલે એના માથા તળે ઉશીકું ગોઠવાવ્યું, અને એની જ આસપાસ ગાલીચા અને સોનેરી રૂપેરી વાલસરોની બેઠક જમાવી

( ૧ –૨૭૮–૨૮૩ ), એ છે. અને ત્રીજું ચિત્ર આ બે વચ્ચેનું, પાછલે પ્રહરે બુદ્ધિધન, સૌભાગ્યદેવી પોતાની ખાનગી મેડીમાં મળે છે, અને સૌભાગ્યદેવીની સાત્વિક વાંછનાઓ તૃપ્ત કરી, બુદ્ધિધન એની સાથે શુદ્ધ ગૃહસ્થાશ્રમના દીર્ઘ તપને અંતે તેના પરિપાકરૂપ શુદ્ધતર વાનપ્રસ્થાશ્રમમાની પ્રવેશક્ષણની આનંદસમાધિ અનુભવે છે, તે છે. (૧–૨૬૨–૨૬૪)."[૮] આ ભાગની વસ્તુમંડલનામાં બુદ્ધિધનના જીવનમાં શઠરાય અને દુષ્ટરાયનાં કાવતરાંને કારણે જે સતત ચિંતા રહ્યા કરી એમાં એક મુખ્ય બનાવ બન્યો તે જમાલે બુદ્ધિધનની પુત્રી અલકકિશોરીની લાજ લેવા બુદ્ધિધનના ઘરમાં પ્રવેશ કર્યો તે છે. સમયગણતરીની દૃષ્ટિએ જમાલના ગૃહપ્રવેશની તિથિ તે ફાગણ સુદ છઠ કે સાતમ હશે એમ પ્રો. ઠાકોરે આજુબાજુના પ્રસંગોને ધ્યાનમાં લઈ બતાવ્યું છે.[૯] બીજો એક એવો મુદ્દો તે અલકકિશોરીની એ વખતે શી ઉંમર હતી, ભૂપસિંહ કેટલાં વર્ષનો હતો એ, જેની ચર્ચા બળવંતરાયે કરી છે. "અલકકિશોરીને આરંભમાં વીસબાવીસ વર્ષની કહી છે (૧ – ૭). અજરમાન કાયાનું વય ખીલતી જુવાનીમાં લોક હોય તે કરતાં વધારે મોટું ધારે, એ કારણથી એનું ખરું વય આપણે વીસ જ લઈશું. પ્રમાદધન બ્હેન પછી તેર કે ચૌદ માસે જન્મ્યો છે. (૧ – ૫૭) અલકકિશોરી વીસની ત્યારે પ્રમાદધન ઓગણીસ લગભગ. હવે તે જ વખતે રાણા ભૂપસિંહને [ની] સાડત્રીસ આડત્રીસની ઉંમર જણાવી છે (૧–૨૧). આ પ્રમાણે રાણાથી અલકકિશોરી સત્તર વર્ષ અને પ્રમાદધન અઢાર વર્ષ નાનાં થાય." આગળ તેઓ કહે છે, "પરંતુ કર્તાએ આ વયોની ગણતરી બીજી રીતે પણ આપેલી છે. ભૂપસિંહ સગીર મટતાં અને પોતાની જાતનું રક્ષણ કરી શકે એવડા થતાં મોસાળથી સુવર્ણપુર આવે છે અને લાગલો બુદ્ધિધન જોડે સંબંધ આરંભે છે. (૧ – ૪૫). આ ક્ષણે એની ઉંમર અઢારથી ઓછી ન

૮. 'વિવિધ વ્યાખ્યાનો', ગુ. ૧, પૃ. ૭૭-૭૮.

૯. એજન, પૃ. ૮૨.

જ હોય. થોડા વખત પછી ભૂપસિંહ અને બુદ્ધિધન બંને લીલાપુરવાસી બને છે (૧ – ૪૬). આ ગાળો ઓછામાં ઓછો ૭ માસનો ગણવો પડે. લીલાપુર ગયા પછી ચાર વર્ષે અલકકિશોરી અને પાંચ વર્ષે પ્રમાદધન જન્મ્યા એમ પણ કર્તાએ લખ્યું છે (૧ – ૫૭). એટલે આ ત્રણે આંકનો સરવાળો લેતા અલકકિશોરી અને પ્રમાદધન રાણાથી સત્તર અઢાર નહીં પણ ઓછામાં ઓછાં બાવીસ અને ત્રેવીસ વર્ષ નાના ઠરે છે.

"વાર્તારંભે અલકકિશોરી વીસથી નાની ગભવતી જ નથી, અને આખા સંકલના તપાસતાં બીજી રીતે પણ આ બીજી ગણતરી જ બેસતી આવે છે. ભૂપસિંહ બુદ્ધિધનને ચૈત્રી બીજને દિવસે કામદારપદનો સિરપાવ આપે છે ત્યારે તે બેતાળીસ કે તેંતાળીસ વર્ષનો, અને સાડત્રીસઆડત્રીસનો તો એ તેથી ત્રણચાર વર્ષ પહેલાં (૧ – ૨૧) જડસિંહના પછી ગાદીએ આવી રાણો બન્યો ત્યારે, એમ લેતાં જ સર્વ સચવાય છે બંનેએ વીસેક વર્ષ લીલાપુરમાં કાઢ્યાં; તેમાંનાં છેલ્લા સોળ તે અલકકિશોરીનાં પહેલા સોળ, તથા બુદ્ધિધને લીલાપુર ગયા પછી એકબે વર્ષે સનંદ મેળવી, ત્રણચાર વર્ષ વકીલાત કરી, આશરે પંદર વર્ષ શિરસ્તેદારી કરી, અને પછી તે રાણાનો હજૂર સેક્રેટરી (૧ – ૬૯) અને અમાત્ય થયો, એમ બધો મેળ મળી રહે છે."[10] આમ કહ્યા પછી પ્રો. ઠાકોર યોગ્ય રીતે જ કહે છે કે બુદ્ધિધનની તીવ્ર મહત્ત્વાકાંક્ષા જોતાં એની શિરસ્તેદારીનો સમય ચૌદ પંદર વર્ષનો રાખવામાં આવ્યો છે તે લાંબો છે.

'સરસ્વતીચંદ્ર'ના બીજા ભાગમાં 'ગુણસુંદરીનું કુટુંબજાળ' વર્ણવતા લેખક ગુણસુંદરી વિદ્યાચતુરની કથા આલેખે છે. વિદ્યાચતુરના પિતા માનચતુર અને માતા ધર્મલક્ષ્મી, માનચતુરની વિધવા પુત્રવધૂ સુંદરગૌરી, માનચતુરનો મોટો પુત્ર ગાનચતુર, ગાનચતુરની પત્ની ચંડિકા, વિદ્યાચતુરની મોટી બહેન દુઃખબા, દુઃખબાનો પતિ સાહસરાય,

૧૦. એજન, પૃ. ૮૨–૮૪.

વિદ્યાચતુરની બીજી એક બહેન ચંચળબા, ચંચળબાનો દીકરો યશપ્રસાદ, યશપ્રસાદની પત્ની સાલસબા, ચંડિકાનો મોટો પુત્ર હરિપ્રસાદ, હરિપ્રસાદની પત્ની મનોહારી આદિ માનચતુર ધર્મલક્ષ્મીના કુટુંબપરિવારની કથા આમાં ગૂંથી લેવાઈ છે. પહેલા ભાગમાં કથાસ્થળ તરીકે સુવર્ણપુર હોય છે તો આ બીજા ભાગમાં કથાસ્થળ તરીકે 'મનોરીયું' અને 'રત્નનગરી' છે. પહેલા ભાગના અંતમાં કુમુદ સુવર્ણપુરથી એની માતાને મળવા આવવા નીકળી હોય છે એટલે સ્વાભાવિક રીતે જ એના પિતાના કુટુંબની કથા પ્રસ્તુત બને છે. સરસ્વતીચંદ્ર પણ એના મિત્ર ચંદ્રકાન્તને મળવા માટે સુવર્ણપુરથી કુમુદના નીકળતાં પહેલાં નીકળ્યો હતો તે રસ્તામાં બહારવટિયાઓ સાથે અથડામણમાં આવે છે, અને પાછળથી અર્થદાસ નામના વાણિયાને તે જે સાયંકાળે મણિમુદ્રા પહેરાવે છે તે જ સાયંકાળે ચંદ્રકાન્ત પણ લૂંટાય છે સકુટુંબ ભદ્રેશ્વર જવા નીકળેલી ગુણસુંદરી પણ મનહરપુરીમાં રોકાઈ હતી. ચંદ્રકાન્ત પણ વિદ્યાચતુરનો સંદેશો મળવાથી ત્યાં આવે છે. આ રીતે ગુણસુંદરીના કુટુંબની કથા સાથે ગુણસુંદરીના મહેમાન બનેલા ચંદ્રકાન્તની પણ થોડી કથા આપોઆપ આ વિભાગમાં સમાવિષ્ટ થાય છે. હવે આ કથામાં આમ તો મુખ્ય વાત તરીકે વિદ્યાચતુરનું સ્થાન છે. એટલે વિદ્યાચતુરનો ભૂતકાળ આલેખી કર્તા એના વર્તમાન કાળની વાત પર આવે છે. વિદ્યાચતુર મુબઈની પાઠશાળામા વિદ્યાભ્યાસ કરી રત્નનગરીની અંગ્રેજી શાળામા માસ્તર નિમાયો. મલ્લરાજના મંત્રી જરાશંકરની વગથી તે મલ્લરાજના પુત્ર મણિરાજનો આચાર્ય નિમાયો. આ રીતે રત્નનગરીના રાજતંત્રને કથામાં પ્રસ્તુત કરવામાં આવ્યું છે. બીજી તરફ સરસ્વતીચંદ્ર જંગલમાં ઘાસમાં પડ્યો હતો ત્યાથી એને ઉપાડીને સાધુઓ વિષ્ણુદાસ બાવાના મઠમા લઈ ગયા. એ રીતે સુદરગિરિ અને રત્નનગરી બન્ને સ્થળોએ આ કથાનો ઉત્તરાંશ આલેખવાનો છે એને આમ પ્રસ્તુત કરી, ત્રીજા અને ચોથા ભાગમા અનુક્રમે મુખ્યત્વે રત્નનગરીનુ રાજતંત્ર અને સુંદરગિરિનું અધ્યાત્મતંત્ર કર્તાએ આલેખ્યું,

છે. આ બધે કથાતંતુઓ બીજા ભાગની કથાવસ્તુ ગૂંથણીમાંથી આપો-આપ ફૂટે છે, અને બીજા ભાગનું કથાવસ્તુ પહેલા ભાગના કથાવસ્તુ સાથે ગૂંથાઈ જાય છે એમ આ નવલકથાના ચારે ભાગમાં મુખ્ય કથા-તંતુની ચીવટભરી ગૂંથણી તરત નજરે ચડે છે.

તેમ છતાં સ્પષ્ટ જ છે કે બીજા ભાગમાં મુખ્યત્વે વિદ્યાચતુર-ગુણસુંદરીની કથા બલકે માનચતુર ધર્મલક્ષ્મીના કુટુંબપરિવારની કથા આલેખાઈ છે. " 'ગુણસુંદરીનું કુટુંબજાલ' એ બીજા ભાગમાં નાયિકા ગુણસુંદરી, નાયક માનચતુર, ઉપનાયક વિદ્યાચતુર અને ઉપનાયિકાઓ ધર્મલક્ષ્મી અને સુંદરગૌરી છે" એમ પ્રો. ઠાકોર કહે છે.[૧૧]

"સરસ્વતીચંદ્રને જોગી લોક લેઈ ગયા ત્યારે કુમુદને આમ નદી લેઈ ગઈ. બેના માર્ગ જુદા હતા; દિશા એક હતી."–એ બીજા ભાગના છેલ્લા પ્રકરણના શબ્દો વાચી વાચકને સહજ એ 'દિશા' અને એ 'માર્ગ' જાણવાનુ કુતૂહલ થાય. ત્રીજા ભાગમાં એ 'દિશા' અને એ 'માર્ગ'ની વાત આવે છે. 'દિશા' વિશે હજુ હવે પછીના ચોથા ભાગમાં વિગતે વાત કરવાની હોઈ પંદર પ્રકરણના આ 'ભાગ'માં એને થોડો જ અવકાશ આપવામાં આવ્યો છે તેમ છતાં સુન્દરગિરિના સાધુઓની દુનિયાનો, તેમની દિનચર્યાનો, તેમના શાસ્ત્રસિદ્ધાંતનો, તેમની સંસ્થાઓનો, પરિચય લેખકે આપી દીધો છે. પરંતુ પુસ્તકનો અધઝાઝેરો ભાગ તો રત્નનગરીનું રાજતંત્ર આલેખવા પાછળ જ લેખકે રોકચો છે. દેશી રજવાડાંનું એક ચિત્ર લેખકે પહેલા ભાગમાં સુવર્ણપુરનું રાજ્યતંત્ર આલેખતાં આપ્યું હતુ, અહીં ત્રીજા ભાગમાં દેશી રજવાડાંની કાળી બાજુ બતાવવા ઉપરાંત એ તંત્રને ધીરે ધીરે સમુત્ક્રાન્ત થતું પણ લેખકે બતાવ્યું છે. પહેલા ભાગમાં બુદ્ધિધનનું કુટુંબમંડળ આલેખીને તો બીજા ભાગમાં ગુણસુંદરીનું કુટુંબજાળ તારેતાર આલેખીને એક સંકુલ અને આદર્શમયતાના પાસ-વાળું ચિત્ર આપવા લેખકે પ્રયાસ કર્યો છે. એ જ રીતે પહેલા ભાગમાં

૧૧. એજન, પૃ. ૮૫.

ધર્મનું કાંઈક રૂઢાચારવાળું સ્વરૂપ રાજેશ્વરના મંદિરમાં તો સુંદરગિરિના સાધુઓમાં એનું વધારે સમુત્ક્રાન્ત સ્વરૂપ જોવા મળે છે કુટુંબ, રાજ્ય અને ધર્મ સમાજનો કેવો પરિપોષ કરે છે તેનું પહેલા ત્રણ ભાગોમાં યથાપ્રસંગે દર્શન કરાવ્યા બાદ ચોથા ભાગમાં સંપૂર્ણ આકલન પૂર્વકનું ચિત્ર આપવા પ્રયાસ થયો છે

પહેલા ભાગના કથાતંતુને લંબાવતા જીવનસમગ્રના વિવિધ પ્રશ્નો, એ પ્રશ્નોની સંકુલતા અને એ પ્રશ્નોના ઉકેલો બતાવવામાં લેખકનું આદર્શવાદી માનસ એટલો બધો ભાગ ભજવે છે કે નવલકથાની સપ્રમાણતા પૂરેપૂરી જળવાઈ શકી નથી પ્રો ઠાકોર કહે છે કે, "નવલકથા નવલકથાપણું આ ભાગથી જ ત્યજતી જાય છે. ક્રમીઓ પાડતી પાડતી પીંછી અટકી જાય છે, આંખ સન્મુખ સૃષ્ટિ જોતી જોતી બીજું જ કંઈ જોઈ રહે છે, અને પીંછી એ 'દર્શન' (Vision) ચીતરવાને મથે છે આ બિંદુથી કર્તા નવલના ભૂલોકમાંથી પુરાણના ભુવર્લોક તરફ વધારે તણાય છે, અને બને છે એમ કે સજ્જન પાત્રોના સુખ દુ ખ, રાગદ્વેષ, ભોગ યોગ આદિના ચિત્રોને ઠેકાણે વા તેમની સાથે સાથે, એમના ગ્રંથસદૃશ્યા પ્લેટોના સંવાદોનું અથવા ફિલસૂફ, રાજપુરુષ, પક્ષવાદી, નિબંધલેખક, ટીકાકાર, એના એનાના વાદપ્રતિવાદ અને વ્યાખ્યાનોનું, કે પત્રકારની કટારોના જેવી થીંગડિયા, ઉપલકિયા વાક્યમાલાઓનું પણ સ્મરણ કરાવે, એવું એવું ઘણુંયે આવી જાય છે "૧૨

અગાઉ ઉલ્લેખ કર્યો તેમ રત્નનગરીના રાજ્યતંત્રની કથા આ બીજા ભાગમાં સવિશેષ જગ્યા રોકે છે એનું કારણ, પ્રો બળવંતરાય ઠાકોરે જ ઉપર સૂચવ્યું છે તેમ, રાજ્યતંત્રનું વાસ્તવિક આલેખન કરવા તરફ જ લેખકનું વલણ નથી પરંતુ એનું આદર્શીકરણ – આઇડિયાલિઝેશન – આપવું એ પણ તેમનો આશય લાગે છે એ કેટલે અંશે બરોબર છે તે નિરાળો પ્રશ્ન છે અને લેખકે આ ભાગની પ્રસ્તાવનામાં એનો કાંઈક ખુલાસો પણ આપ્યો છે તેમ છતાં કથાવસ્તુની ગૂંથણીને

૧૨ એજન, પૃ ૯૦-૯૧

લાગેવળગે છે ત્યા સુધી ગૂથણી ઢીલી પડી જાય છે બીજા ભાગમા ગુણસુંદરીનુ કુટુબજાલ વર્ણવાયું ત્યા સુધી સરસ્વતીચંદ્ર અને કુમુદની કથા સાથે એક જાતનુ સાતત્ય રહેતું હતું, જ્યારે આ ભાગથી તો રત્નનગરીની રાજ્યખટપટ અને મલ્લરાજની નીતિ એ જ આગળ પડતુ સ્થાન લે છે કથાપ્રવાહ આ ભાગથી જાણે બે માર્ગે વહે છે, એક રત્નનગરીના રાજ્યતંત્રની સૃષ્ટિ છે અને બીજી સુન્દરગિરિના સાધુઓની તદ્દન નિરાળી સૃષ્ટિ છે. પહેલા ભાગમા સરસ્વતીચંદ્રના પિતા લક્ષ્મીનંદન અને ગુમાનની કથાનો પ્રસ્તુત ભાગ આપવામા આવ્યો હતો, અહીં તેમના જીવનનો સરસ્વતીચંદ્રના ગૃહત્યાગ પછીનો ભાગ આપવામાં આવ્યો છે ચંદ્રકાન્ત સરસ્વતીચંદ્રને શોધવા માટે નીકળ્યો હતો અને અગાઉ જોઈ ગયા તેમ ગુણસુંદરીનો તે મહેમાન બન્યો હતો એટલે સ્વાભાવિક જ તે આખા કુટુબના નિકટના પરિચયમા આવે છે આ નવલકથાની એક બીજી ' નાયિકા ' કુસુમના વ્યક્તિત્વની કેટલીક રેખાઓ પણ અહીં બતાવવામા આવી છે સરસ્વતીચંદ્રને ચંદ્રકાન્ત વગેરેના સમાચાર સુન્દરગિરિમા સાપડ્યા હતા અને તેણે સુન્દરગિરિના એક બાવાને ચંદ્રકાન્તની તપાસ અર્થે મોકલ્યો પણ હતો તે બાવો ચન્દ્રકાન્તને મળે છે અને પ્રાથમિક વાત થાય છે એ બિંદુએ કથાવસ્તુ લાવ્યા બાદ નવલકથાના છેલ્લા ભાગમા લેખક અગાઉના બધા કથાતંતુઓને ગ્રહે છે અત્યાર સુધીના ત્રણે ભાગમા ઉપકથાના ભારણને લીધે દરેકમા નિરનિરાળા નાયકનાયિકા સ્ફુટ થતા હતા એને બદલે હવે ચોથા ભાગમા ગ્રથના મુખ્ય નાયકનાયિકા પોતે જ પ્રધાનતા પામે છે, અને ઉપકથાના વહેણોથી પુષ્ટ થયેલો મુખ્ય કથાપટ વાચકની નજર સમક્ષ વિલસે છે પેલા ઉપકથાપ્રવાહોમાની કુટુંબ, રાજ્ય, ધર્મવિષયક ધારાઓ હવે આ વિશાળ પટમા ઉચ્ચીકૃત થતી પણ જોવા મળે છે પ્રો બળવતરાય ઠાકોર કહે છે તેમ, "જડસિંહ ભૂપસિંહના રાજકુળ, રાજદરબાર અને ત ના કરતા જેમ રત્નનગરીના રાજાઓ અને પ્રતિહાસની ભૂમિકા ઊચી છે તેમ ગુણસુંદરીધર્મ

લક્ષ્મીના કુટુંબજાલ કરતા વિષ્ણુદાસ અને વિહારપુરી ચંદ્રાવલી અને મોહનીમૈયાની સાદ્રિપુટીનો-સંસાર અને તેની ઘટમાળ અત્યંત ઊંચા કલ્પેલા છે" બળવંતરાય ઠાકોર ઉમેરે છે, "રત્નનગરીના ઇતિહાસના અભિત્તિ ચિત્રમાં તે ઇતિહાસ હોવાથી મલ્લરાજની કારકિર્દીના આરંભ, મધ્ય અને અંત જેવા આદિ, મધ્ય અને અંત બતાવી શકાય એમ છે પણ યદુશૃંગ ઉપરના વિષ્ણુદાસજીની મીઠી, સાત્ત્વિક આણુ તળેના મઠ, વિહારમઠ અને પરિવ્રાજિકામઠનુ તેજોમય ચિત્ર કોઈ ઠેકાણે, કોઈ કાળે હેતુ જ નહિ છતાં 'સરસ્વતીચંદ્ર'ના કાલ્પનિક દેશકાલમાં છે, રત્નનગરીના ભુવર્લોકમાંયે નથી છતા છે, ચમત્કારભૂ સુંદરગિરિનો જ મોટામાં મોટો સુંદરમાં સુંદર ચમત્કાર જ છે, તેને વળી આદિ, મધ્ય, અંત કેવા અને નાયક, નાયિકાદિ પણ ક્યાંથી હોય!"[૧૩] યોગ્ય રીતે જ બળવંતરાય ઠાકોર સુંદરગિરિના સાધુમંડળમાંથી ચોથા ભાગ માટે નાયક નાયિકા કલ્પતા નથી.

લેખકની વાસ્તવિક ચિત્રણની શક્તિ પૂરી ખીલેલી જેમાં જોવા મળે છે તે "પત્રોનું પેટકુ" ખોલીને તેમ જ મલ્લમહાભવન અને સરસ્વતીચંદ્ર કુમુદના સિદ્ધલોકના દર્શન આલેખીને, કુસુમની તપશ્ચર્યા અને સુંદરગિરિના સાધુઓની સાત્ત્વિક જીવનપ્રભાનો પરિચય કરાવીને, ગ્રંથના અંતભાગમાં મુખ્ય પાત્રોનુ મિલન, સરસ્વતીચંદ્ર કુસુમનુ લગ્ન અને કલ્યાણગ્રામની યોજનાનો પ્રારંભ નિરૂપીને અને કુમુદને હાથે બુદ્ધિધન અને દેવીના બાળકનો ઉછેર સૂચવીને લેખકે બધી જ અતીત પ્રસંગરેખાઓ તેમ જ ભાવિની ઉજ્જવળ આશાનુ અંતે કુશળતાપૂર્વક સંકલન કર્યું છે.

## ૩. પાત્રાલેખન

'સરસ્વતીચંદ્ર' જેવી બૃહત્ નવલમાં અનેકાનેક પ્રસંગો, ઘટનાઓ અને તેથી મોટી સંખ્યામાં પાત્રો આવે તે સ્વાભાવિક છે નવલકથાની આખી સૃષ્ટિ તે અલબત્ત કલ્પનાની સૃષ્ટિ છે પણ વસ્તુ-

૧૩ એજન, પૃ ૯૫-૯૭

અને પાત્રોમાં સમકાલીન જીવનની છાયાઓ ઊતરી હોય એ પૂરું સંભવિત છે. આ કૃતિએ પંદર વર્ષથી પણ વધારે સમય કર્તાના ચિત્તને રોક્યું છે. આવા લાંબા ગાળામાં પથરાયેલી આ કૃતિના રચનાકાળ દરમ્યાન અને રચનાકાળ પહેલાં કર્તાને જીવનના વિવિધ અનુભવો થયેલા તે રચનામાં ઊતરે એ સ્વાભાવિક છે. બનેલી અમુક વિશિષ્ટ ઘટનાઓ અને અમુક જીવતાં પાત્રો આ ગ્રંથમાં ઝડપાયાં છે એ જાતની વાતો એ વખતમાં વહેતી થઈ હતી. આ પ્રશ્ન જ્યારે ઉપસ્થિત થયો જ છે તો એ વિષે વિચાર કરવાનું પ્રાપ્ત થાય છે.

ગોવર્ધનરામે મુંબઈમાં વકીલાત શરૂ કર્યા બાદ, તેમના 'ભાણાકાકા'ની વગથી, તેમ જ પોતે ભાવનગરમાં હતા ત્યારે દેશી રજવાડાં સાથે તેમને પણ પરિચય થયો હતો એને લીધે, તેમને દેશી રજવાડાંનું સારું એવું કામ મળવા લાગ્યું. આ વ્યવસાયથી માત્ર દેશી રજવાડાંમાં જ નહિ પણ દેશના વિવિધ વર્ગો અને સંસ્થાઓમાં શું ચાલી રહ્યું છે એનો લેખકને સારો એવો પરિચય થયો. 'સરસ્વતીચંદ્ર'-માં ખંભાત કે મહીકાંઠાની રાજ્યખટપટોનું ચિત્ર પણ ઝિલાયું છે એમ બોલાતું હતું. આ અંગે પ્રો. બળવંતરાય ઠાકોરની ગોવર્ધનરામ સાથેની ૧૯૦૬ની મુલાકાતમાંથી ઘણી રસપ્રદ વીગતો મળે છે: "હું નડિયાદ ગયો હતો તે એમની સાથે મુખ્યત્વે કરીને 'સરસ્વતીચંદ્ર' અને જીવન્મુક્ત વિષે વાત કરવા. આ વિષે પણ એમણે – અમયના પ્રમાણમાં – ઘણું કહ્યું. 'સરસ્વતીચંદ્ર' વિષે ઘણાનું એવું માનવું છે કે એમાંના કોઈક પાત્રો અને કોઈક પ્રસંગો કર્તાના જાણીતા ખરા માણસો અને બનાવો ઉપરથી લીધેલા હોવા જોઈએ. ગઈ તારીખ ૫ મી જાન્યુઆરીના 'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા' માં એમનાં મૃત્યુ અને જીવનકાર્યની આપેલી ટૂંકી નોંધમાં તો લખનાર એથી વધારે આગળ જઈને લખે છે કે 'He accepted a post at Bhavnagar, and here he got opportunity to study the best and worst characteristics of the Native States.

He utilised these materials to write his novel of Sarasvatichandra.' મતલબ કે 'સરસ્વતીચંદ્ર'માંનાં દેશી રાજ્યોના સારાં નરસાં ચિત્રો કર્તાની કલ્પનાએ એમના ભાવનગરના અનુભવ અને અભ્યાસ ઉપરથી ઉપજાવ્યાં . . . મારી તે વખતની નોંધમાથી નીચેની કલમ લગભગ જેવી ને તેવી ઉતારું છુ, જેથી વાંચનારની ખાતરી થશે.

'સરસ્વતીચંદ્ર'માં કોઈ પણ સ્થલે કોઈ પરિચયમાં આવેલાં સ્ત્રીપુરુષનુ કે કોઈ હકીકતનુ કે કોઈ ગામ કે જંગલ કે નદીનું પણ ઓળખાય એવુ ચિત્ર ન આવે તે'માટે ખાસ સંભાળ રાખી છે. પહેલો ભાગ છપાતો હતો તે વખતે તેનાં પ્રૂફ વાચનારાઓને પોતપોતાના અનુભવ પ્રમાણે લાગેલુ કે આમાં કર્તાએ કાઠિયાવાડ કે રેવાકાંઠા કે ખંભાત કે મહીકાઠાની રાજખટપટોનું ચિત્ર ઉતાર્યું છે. ખંભાતનો તો તે વખતે કેસ જ ચાલતો હતો અને પોતે તેમાં વકીલ હતા. તથા ખંભાતના જે માણસે એમને કેસની સર્વ માહિતી અને કાગળો આપેલા, તેણે પ્રૂફ વાંચી એમના ઉપર વાતચીતમા ચોખ્ખો આરોપ મૂકેલો, કે 'આ privileged informationનો ગેરઉપયોગ કરો છો ' તે વખતે ગોવર્ધનભાઈએ એમને પોતાનાં પ્રકરણો રચાયાં તેના પ્રથમલેખનના કાગળો બતાવી તે ઉપર નાખેલી તારીખો દેખાડી અને એમના આરોપની અસત્યતા વિષે એમની ખાતરી કરી આપી. મુબાઈ ઇલાકાના ઘણા ભાગોમા ગોવર્ધનભાઈ ફરેલા છે અને ખટપટો, બનાવો, જનસ્વભાવ, ગૃહસંસાર, તેમ જ જંગલ, ગિરિ, નદી, ગામડા વગેરે કુદરતની અનેક સ્થલથી જાણેલી માહિતીમાંથી તેના typical (સમષ્ટિ-) અંશ સ્વીકારી તથા accidental (વ્યક્તિ-) અંશ છોડી દઈને એમણે પોતાની વાર્તાની ગૂંથણી કરેલી છે અને તેથી કરીને જ ભાવનગર, ખંભાત, મહીકાઠો, રેવાકાંઠો એમ જુદા જુદા પ્રદેશના લોકો ઉપર છાપ પડવા પામી કે કર્તા

અમારા પોતાના અનુભવમાં આવેલી વાતોનો જાણભેદુ અને અમારી પોતાની ઓળખાણનાં સ્ત્રીપુરુષોને જાણતો હોવો જોઈએ."[૧૪]

એ જ રીતે 'સરસ્વતીચંદ્ર'માં બુદ્ધિધનનું પાત્ર આવે છે તે ભાવનગરના દીવાન શામળદાસ ઉપરથી છે, વિષ્ણુદાસનુ પાત્ર નડિયાદના મંતરામ મહારાજ ઉપરથી છે, ગુણસુંદરીનુ પાત્ર લેખકનાં પત્ની લલિતાગૌરી ઉપરથી છે, અલકકિશોરીનું પાત્ર શામળદાસનાં "જાજ્વલ્યવેલ પુત્રી" અનુપકુંવરબા ઉપરથી છે એમ કહેવાય છે...એ ઉપરાત બુદ્ધિધનનુ મકાન તે ભાવનગરમાનુ શામળદાસનું જૂનુ મકાન, રાજેશ્વર મહાદેવનુ મંદિર તે ભાવનગરના જશોનાથના મંદિર પરથી ચીતર્યું છે, બહારવટિયાઓનુ જીવન તે ખુમાણ બહારવટિયા પરથી છે કે ભાનનગર નજીક ગઢેચી નામનો વડ તે જ 'સરસ્વતીચંદ્ર'-માનો ત્રિભેટાનો વડ છે એમ પણ ઉમેરાતું હોય છે.[૧૫] 'સરસ્વતીચંદ્ર'નુ પાત્ર લેખકે પોતા પરથી તો નહિ નિપજાવ્યું હોય એ પ્રશ્ન પણ રજૂ થાય છે સરસ્વતીચંદ્રનો ગૃહત્યાગનો પ્રસંગ એ ગોવર્ધનરામના જીવનના ગૃહત્યાગ કરવાના પ્રયાસ ઉપરથી તો નહિ યોજ્યો હોય એવો પ્રશ્ન પણ રજૂ થાય છે. દયારામ ગિદુમલ સાથેના પત્ર-વ્યવહારમાં ગોવર્ધનરામે કુમુદ કુસુમને પોતાની માનસપુત્રીઓ તરીકે વર્ણવી હતી તો સરસ્વતીચંદ્ર ગોવર્ધનરામનો માનસપુત્ર તો નહિ? વગેરે સવાલો પણ ઊભા થાય છે. આ બધા સવાલો વિશે જે માહિતી ઉપલબ્ધ છે તે જોઈએ

શામળદાસના પુત્ર સર લલ્લુભાઈએ પોતાની નોંધપોથીમાં લખ્યું છે: "મેં 'સરસ્વતીચંદ્ર' પહેલવહેલું વાચ્યું, ત્યારે મને લાગેલું કે એમાનુ વસ્તુ એમણે અમુક પ્રમાણમા ભાવનગરમા કરેલ દર્શન ઉપરથી

૧૪. 'વસંત', વર્ષ ૬, અંક ૩, પૃ. ૧૯૦–૧૯૧.

૧૫ જુઓ, 'ગો. શ. મ. તથા ગુ સા. પ સ'. ૧૯મુ અધિવેશન નડિયાદ: અહેવાલ અને વ્યાખ્યાનો', પૃ. ૧૮૯–૧૯૦.

લીધેલું. મેં એમને આ બાબતમાં સીધો પ્રશ્ન પૂછ્યો ત્યારે એમણે સ્વાભાવિક રીતે જ ઉડાવનાર જવાબ આપેલો અને કહેલું કે બીજાં રાજ્યોનો પણ મને થોડોક અનુભવ થયો છે એટલે તેમાંથી પણ થોડું-થોડું મેં લીધું છે. એ ગમેતેમ હો પણ મને તો લાગે છે કે ગોવર્ધનરામે બુદ્ધિધનનું પાત્ર મારા પિતા ઉપરથી ઉપજાવેલ છે."[૧૬]

કવિ નાનાલાલ 'ભાવાંણાનાં કાળવહીના બોલ તથા ઇતિહાસ-ચકાવો' એમાં કહે છે, "...ભાવનગરને પૂછું છું કે અલક-કિશોરી કોણ હતી?...સાહિત્યઇતિહાસના Secret નો પડદો હું ઉઘાડતો નથી; દસબારેક વર્ષો ઉપર એમના જ એક કુટુંબીજનુએ ઉઘાડેલો છે. 'જમાલ' એ રવેશે ચડીને માળમાં પ્રવેશ્યો હતો એ દીવાનપરામાનો રવેશ એમણે ત્યારે સ્વ. ચંદ્રશંકરને દાખવ્યો હતો. ...ભાવનગરનાં અલકકિશોરી હતાં દીવાન સામળદાસભાઈનાં જાજવલ્યવેલ પુત્રી, ને દીવાન વિઠ્ઠલદાસભાઈનાં ને સર લલ્લુભાઈનાં પ્રભાવપ્રતાપી ભગિની, અનુપકુંવરબા."[૧૭]

નવલકથાના નાયક સરસ્વતીચંદ્રનું આલેખન કર્તાએ "પોતાના ઉપરથી જ કરેલું છે." એમ પ્રો. બળવંતરાય ઠાકોર કહે છે અને પછી ઉમેરે છે કે "પોતા ઉપરથી એટલે પોતાના જીવનની સ્થૂલ વીગતો ઉપરથી નહિ, પણ પોતાના અધ્યાત્મ અનુભવ ઉપરથી."[૧૮] આનંદશંકર ધ્રુવ લખે છે કે:-" ...રા. ગોવર્ધનરામે કાશીનાથ ત્ર્યંબક તેલંગની વિદ્વત્તા-વાળો નાયક – સરસ્વતીચંદ્ર – કલ્પ્યો હતો."[૧૯]

ગુણસુંદરીનું પાત્ર કોના પરથી ચીતરાયું છે એ વિષે ગોવર્ધન-રામની સ્ક્રૅપબુકોમાં કેટલીક રસપ્રદ માહિતી મળે છે. ૧૮૯૧ ની એક

૧૬. ધનસુખલાલ મહેતા : 'સ્વ. સર લલ્લુભાઈ શામળદાસ' પૃ. ૭૭.

૧૭. 'ભાવાંણાનાં કાળવહીના બોલ તથા ઇતિહાસચકાવો', ૧૬-૧૭.

૧૮. 'વિવિધ વ્યાખ્યાનો', ગુ. ૧, પૃ. ૪૯-૫૦.

૧૯. 'દિગ્દર્શન', પૃ. ૪૧૯.

નોધમાં ગોવર્ધનરામ લખે છે, "મારાં માતુશ્રી અને લલિતા સમક્ષ માગ 'સરસ્વતીચંદ્ર'ના બીજા ભાગની હસ્તપ્રત મેં વાચી ત્યારે માંગ માતુશ્રી કેટલી બધી વાર અને કેટલા બધા ઉમળકાથી લલિતા તરફ વળીને કહેતા કે 'આ રહ્યા મારા ગુણસુંદરી.'"[20] પરંતુ આ નોધનો સંદર્ભ એ છે કે ગોવર્ધનરામ પોતાના કુટુંબજીવન વિષે લખતાં પોતાના પત્ની લલિતાગૌરીના ગુણોને ભાવપૂર્વક યાદ કરે છે. એ પછી ૧૮૯૨મા તે-સ્ક્રેપબુકમા નોધે છે, "અફસોસ કે તે [લલિતાગૌરી] ગુણસુંદરીની સરખામણીમા ઘણા ઓછા ઊતરે છે. આ આદર્શ નાયિકાનું સૂચન માગ પત્નીમાથી મળ્યું છે, પરંતુ એ બે વચ્ચે વિશાળ અને અનુલ્લ઼ઘનીય અતર છે"[21] ૧૮૯૩ની સ્ક્રેપબુકની નોધમાં ગોવર્ધનરામ ગુણસુંદરી ઉપરાત બીજાં પાત્રો વિષે પણ લખે છે, "મારી નવલકથા 'સરસ્વતીચંદ્ર'મા હું કેટલાક પાત્રો વિષે લાગણીવિષયક ફરજ બજાવુ છુ. વિષ્ણુદાસ દ્વારા હું વેદાતને એક ડગલુ આગળ લઈ જાઉં છુ, અને વિષયને પ્રવેશ કરાવીને મારા કાકા મનસુખરામના ગોપ્યના વિષય મારેના મારા આદર પ્રત્યેની ફરજ બજાવવાનો ખ્યાલ છે, અને એ બતાવવા પ્રયત્ન કરુ છુ કે તેમણે મને જે પ્રેમાળ શિક્ષાસ્તોત્રો આપ્યા તે નિરર્થક નીવડ્યા નથી સાહિત્ય પ્રત્યેના માનસિક સ્વાતંત્ર્યની ફરજ જે વિચારો મારા નથી એનાથી ન બંધાઈને હું બજાવુ છુ, એ જ રીતે હું મારા પિતાશ્રી-પ્રત્યેની ફરજ પણ, વૈષ્ણવ માર્ગનુ દૃષ્ટાંત આપીને અને સમજાવીને, અદા કરુ છુ. ગુણસુંદરીનુ ચિત્ર એ માગ પત્ની પ્રત્યેની મારી ફરજ છે, જોકે ગુણસુંદરી એ મારી પત્નીની બરોબર છે એવી કોઈ કોટિ મારા મનમા નથી અથવા તો

૨૦ સ્ક્રે. બુક, તા ૩ એપ્રિલ ૧૮૯૧.

૨૧. "But, alas, she falls far too short of my Gunasundari This ideal heroine is suggested by my wife, but there is a wide and impassable gulf between the two." સ્ક્રે બુક, તા ૧૮ જૂન ૧૮૯૨

દર્શનની એવી સંકીર્ણતા પણ નથી, જેને લીધે ગુણસુંદરીનાં લક્ષણો તે મારી પત્નીનાં થઈ જાય.

'મારી પત્ની મારી નાયિકા થવા માટે અતિશય રાંક છે. આ નાયિકાનાં કેટલાંક લક્ષણો મારાં માતુશ્રીમાંથી પણ લેવામાં આવ્યાં છે.' બીજી – ઘણી – બાબતોમાં ચિત્ર મૌલિક છે."[૨૨]

જરાશંકરના પાત્રની કેટલીક રેખાઓ દિનકરરાવ પરથી ઉપસાવી હોવાનું શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજી નોંધે છે. "........

---

૨૨. "In my novel 'Sarasvatichandra,' I do my sentimental duties to some of my people. I take the 'Vedanta' a step further through Vishnudas, and while, in introducing the subject, I mean to do a duty to my regard for my Uncle Manassukhram's most favourite subject, and try to show that his loving sermons to me have not fallen on me in vain, I do my duty of independence of mind to literature by not binding myself to views which are not mine. I do a similar duty to my father by illustrating and explaining the 'Vaishnava Marga'.

The picture of Gunasundari is a duty to my wife, though I have neither the conceit to think that the latter is equal to the former, nor that narrowness of vision which would have confined the former to the traits of the latter.

My wife is too poor to be my heroine. Some of the traits of this heroine are also drawn from my mother. In other and many respects the picture is original." સ્ક્રેપબુક, ૪ નવેમ્બર ૧૮૯૩.

ઈ. સ. ૧૮૫૭ના બળવા પ્રસંગે દિનકરરાવ, સર ટી. માધવરાવ, સર સાલારજંગ વગેરે આ દેશના મોટા મોટા મુત્સદ્દીઓએ ઇંગ્રેજનો પક્ષ ખેંચી હિંદુસ્તાનને તેમના હાથમાંથી જતું બચાવ્યું તેનું વિસ્તારથી વર્ણન મારા વાંચવામાં આવ્યું. એ વાંચતાં વાંચતાં મને 'સરસ્વતીચંદ્ર'ના ત્રીજા ભાગમાં મલ્લરાજ અને જરાશંકરનો – એ પ્રસંગનો જ (બળવા) વાદ સાંભર્યો હતો અને ગોવર્ધનરામભાઈના મારે ત્યાં રહેવાના પ્રસંગનો લાભ લઈ મેં એ સંબંધે એમની સાથે ચર્ચા ચલાવી. તે પ્રસંગે તેમણે કહ્યું કે જરાશંકરનો પ્રસંગ એમણે દિનકરરાવ પરથી વિશેષ લીધો હતો અને તે પ્રસંગમાં જણાવેલા બેઉ પક્ષના વિચારો તે સમયના મુત્સદ્દીઓને થયા હતા, અને તે વિચારોને પરિણામે તે સમયની સ્થિતિ જોતાં 'સરસ્વતીચંદ્ર'ના ત્રીજા ભાગમાં આપણે જરાશંકર જે પરિણામ પર આવેલો જોઈએ છીએ તે પર જ તેઓ આવેલા હતા."૨૩

ગમે તેમ, આ બધા પ્રસંગો કે મનુષ્યોની અમુક છાયાઓ કૃતિનાં પાત્રો કે પ્રસંગોમાં પડી હોવા છતાં, ગુણસુંદરીના પાત્ર અંગે લખતાં ગોવર્ધનરામે પોતે જ ઉમેર્યું છે તેમ, અંતે તો એ બધાં "મૌલિક" છે. સર્જકના ચિત્તકોષમાં અનેક અનુભવો સંગ્રહાતા હોય છે પણ સર્જક જ્યારે પોતાની કૃતિને કલાઘાટ અર્પે છે ત્યારે એ બધા અનુભવોમાં એક રાસાયણિક ફેરફાર થાય છે અને એમાં એક જાતની બિનંગતતા પ્રવેશે છે. 'સરસ્વતીચંદ્ર'નાં કેટલાંક પાત્રો અને એમાં આવતા કેટલાક પ્રસંગોની અમુક રેખાઓને ગોવર્ધનરામના અંગત જીવનનિરીક્ષણ સાથે સંબંધ છે એ જોયા પછી ઉમેરવું જોઈએ કે આખી કૃતિને અખંડ રીતે જોતી વેળા આ મુદ્દા પર વધુ ભાર મૂકવો લાગ્યે જ રસાસ્વાદનમાં ઉપકારક નીવડે.

'સરસ્વતીચંદ્ર' જેવી બૃહત્ નવલકથાઓમાં સ્વાભાવિક રીતે જ

૨૩. 'વસંત', વર્ષ ૬, અંક ૩, પૃ. ૨૦૦.

પાત્રોની સંખ્યા વધારે હોય. "ચારે ભાગનાં પાત્રોની સંખ્યા ગણી જોશો તો દોઢસોની ઉપર થશે."૨૪ કોઈ કોઈ પાત્રો એકથી વધુ ભાગોમાં આવતાં હોય છે. પહેલા ભાગમાં સરસ્વતીચંદ્ર ઉર્ફે નવીનચંદ્ર, [illegible] ઘાચતુર, પ્રમાદધન, [illegible] પુંદરસિંહ, રામરાય, [illegible], બરિકન્ સાહેબ, સદાશિવ પંત, રમાબાઈ, પર્વતસિંહ, ગરબડદાસ, નરભેરામ, ખલકનંદા, રૂપાળી, જમાલખાન, મેરુલો, રસલ સાહેબ, રાધા, વનલીલા, કૃષ્ણકલિકા, મ્હાવો, જમનાકાકી, કરસતરાય, કલાવતી, નીચદાસ, જગાભાઈ, રધી, રણજિત, સમરસેન, ખોડો, વિજયસેન, કાજી સાહેબ, તર્કપ્રસાદ ઉર્ફે ડાહ્યાભાઈ, વિદુરપ્રસાદ, જયમલશંકર, પદ્મા, ચંદ્રલક્ષ્મી, ઈશ્વરકોર, ગુમાન, ચંદ્રકાન્ત, બુલ્વર - સાહેબ, ઉદ્ધતલાલ, તરંગશંકર, શાંતિશર્મા, વીરરાવ ધમ્પાટે, સમશેરજી, ગંગાભાભી, ધનનંદન, દુર્ગા, ધૂર્તલાલ, કુસુમસુંદરી, ડોબક સાહેબ, ગાડાવ.ળા વગેરે પાત્રો આવે છે. બીજા ભાગમાં અબદુલ્લા, ફત્તેહસિંગ, હરભમજી, સુરમંગ, રાણો ખાચર, પ્રતાપસિંહ, વાઘજી, સામંત, મુળુ, મણિરાજ, ભીમજી, ચંદનદાસ, શંકર મહારાજ, અર્થદાસ, ધનકોર, જરાશંકર, મલ્લરાજ, માનચતુર, સુંદરગૌરી, ગાનચતુર, ચંડિકા, દુઃખબા, સાહસરાય, ચંચળગા, યશપ્રસાદ, સાલસબા, ધર્મલક્ષ્મી, બાણુ અશરણશરણ, યશોદા, કુમારી, હરિપ્રસાદ, મનોહરી, જોગીશ્વર, મોહનપુરી, અલખપુરી વગેરે નવાં પાત્રો આવે છે, ત્રીજા ભાગમાં વિષ્ણુદાસ, વિહારપુરી, નાગરાજ, કર્નલ ગ્રેવ, વિશ્વાસરાય, હરિદંત, મેનારાણી, સુભાજીરાવ, કેશવ પંત, મધુમક્ષિકા, મણિરાજ, ફાક્સસાહેબ, કમળા, રત્ની, આરજા, પૂજારણ ને ગૌંસાઇયણ, અને બાવો વગેરે નવાં પાત્રો કર્તા દાખલ કરે છે તો છેલ્લા ભાગમાં ચંદ્રાવલી, મધુરી (કુમુદ), ભક્તિમૈયા, ફ્લોરા, વામની, બંસરી, મોહની, મહેતાજી,

૨૪. અ મ. રાવળ: 'ગંધાક્ષત', પૃ. ૬૭

સિન્દુમતી, જમની, પ્રવીણદાસ, શાંતિશર્મા, હીરાલાલ, જ્ઞાનભાગ્તી, શંકરશર્મા, મસારીવાલ, ફ્રીફ્રી, શ્રીમતી, રાવેદાસ, વણિક ગૃહસ્થ, જનફ્રીદાસ, શાંતિદાસ, શંકાપુરી, સુન્દરદાસ, માયાપુરી, બુદ્ધિમયા, પ્રીતિમાનિની વગેરે પાત્રો તેમ જ સરસ્વતીચંદ્ર અને કુમુદને થતા સિદ્ધલોકના દર્શનમા લેખકે દખલ કરેલા પાચાલી, હનુમાન આદિ પૌરાણિક પાત્રો ઉમેરાયા છે આમ આ પાત્રસૃષ્ટિ વિશાળ છે એક હજાર સાતસો ને છાસઠ પાનાની આ કૃતિ (ભા ૧–છઠ્ઠી આવૃત્તિ પૃ ૩૫૪, ભા ૨–પહેલી આવૃત્તિ, પૃ ૨૦૩, ભા ૩ પહેલી આવૃત્તિ, પૃ ૩૫૬, ભા ૪ પહેલી આવૃત્તિ, પૃ ૮૫૩)[૨૫]મા પાત્રસખ્યા સ્વાભાવિક રીતે જ મોટી છે આ પાત્રોમાથી કેટલાકનો તો માત્ર ઉલ્લેખ જ આવે છે, ઘણાખરા પાત્રો ગૌણ જ છે પણ એથી નવલકથામા તેઓ તદ્દન બિનજરૂરી છે એવુ નથી "એ પાત્રો નવલકથાના વસ્તુવિકાસમા કોઈ ને કોઈ રૂપે પોતાનો ફાળો આપતા જ હોય છે આ પાત્રો સામાન્યત વ્યક્તિચિત્રો (Individuals) છે, જાતિચિત્રો (Types) નથી. સભવત વ્યાસના દુર્યોધન, દુ શાસન જેવા ગુણદર્શક નામોને અનુસરી લેખકે દુષ્ટરાય, શઠરાય, બુદ્ધિધન, સરસ્વતીચદ્ર, ગુણસુદરી, વિદ્યાચતુર આદિ નામો યોજ્યા છે પણ તેથી તે તે સદ્ગુણ કે દુર્ગુણ ઢાળીને કરેલા જાતિચિત્રો નથી (જેમ વ્યાસમા પણ નથી) માત્ર લેખકે એવા નામ પસદ કર્યા એ ઉપરથી તે જાતિચિત્રો છે એમ માનવા પ્રેરાવુ એ કર્તાને અન્યાય કરવા સરખુ છે કર્તાએ કરેલી નામોની પસદગી આપણને ભુલાવામા નાખે, પણ આપણે વાચકોએ વિચાર કરવા રોકાવુ જોઈએ કોઈ પણ નવલકથાકારની નજર એક હાલતીચાલતી સજીવ મનુષ્યસૃષ્ટિનુ નિર્માણ કરવા ઉપર હોય છે નવલકથાકારે ઓછામા ઓછા શબ્દોનો ઉપયોગ કરી પાત્રોના સંવાદો અને ઊર્મિઓ દ્વારા ત્રેવડ સાધવાની

૨૫ છેલ્લી શતાબ્દી આવૃત્તિમા ચારે ભાગની પૃષ્ઠ સખ્યા અનુક્રમે ૩૬૬, ૨૩૪, ૩૭૭ અને ૮૮૦ છે કુલ પૃષ્ઠસખ્યા ૧૮૬૦

હોય છે. આ રીતે પાત્રપ્રધાન નવલકથાઓમાં નાટ્યાત્મકતા પણ સારા પ્રમાણમાં પ્રવેશી શકે છે.

'સરસ્વતીચંદ્ર'માં જે મુખ્ય પાત્રો છે એની અસર વાચકહૃદય પર થાય જ છે. આપણી રોજબરોજની જીવનસૃષ્ટિ કરતાં એ પાત્રો આપણને વધારે વાસ્તવિક જણાય છે. સરસ્વતીચંદ્ર કે કુમુદ, કુસુમ કે ગુણસુંદરી, ચંદ્રકાન્ત કે તરંગશંકર કોઈને આપણે ક્ષણવાર વીસરી શકીએ એમ નથી. આ પાત્રો વિષે લેખક રજેરજ જાણે છે. એથી જ તો એ પાત્રોને સજીવ કરી શક્યા છે.

પાત્રો નિરૂપતી વખતે વાસ્તવદર્શન અને ભાવનામયતા એ બંને વસ્તુઓ પર ગોવર્ધનરામની એકસરખી પકડ છે. માનવીની અંદર રહેલાં દુરિતને અને કુત્સિતને તે પિછાણે છે. ભૂપસિંહ, મુગ્ધ, અલક જેવાં પાત્રોનું નિરૂપણ કરતા પ્રસંગો પણ તેમણે આલેખ્યા છે, અલક અને નવીનચંદ્રના પ્રસંગ ઉપરાંત રમા અને ભૂપસિંહના, રાજબા અને બુદ્ધિધનના, પ્રમાદધન અને કૃષ્ણકલિકાના, જમાલ અને ખલકનંદાના, ભૂપસિંહ અને કલાવતીના પ્રસંગો એના ઉદાહરણરૂપ છે. કેટલાંક પાત્રોનું ઉર્ધ્વીકરણ થતું પણ ગોવર્ધનરામે બતાવ્યું છે.

જૂના નવા જમાનાનાં વાસ્તવિક અને ભાવનારંગી પાત્રો ગોવર્ધનરામે ચીતર્યાં છે તે પહેલા ભાગની તેમની પ્રસ્તાવનામાં કરેલી એક મુખ્ય પ્રતિજ્ઞાને અનુરૂપ જ છે. વિશ્વનાથ ભટ્ટે સ્ફુટ કર્યું છે તેમ, "ગૃહ, રાજ્ય અને ધર્મ એ ત્રણ મુખ્ય ક્ષેત્રો એ દરેક ક્ષેત્રની ભૂત, વર્તમાન અને ભાવિ એ ત્રણ પેઢીઓ, અને એ ત્રણે પેઢીઓના પણ પાછાં વાસ્તવદર્શી અને ભાવનાદર્શી એમ ઉભયવર્ગનાં પાત્રોનુ આલેખન, ઉદાહરણ તરીકે ગૃહક્ષેત્રમાં લક્ષ્મીનંદનની માતા, બુદ્ધિધનની માતા, અને વિદ્યાચતુરની માતા એ ત્રણે ભૂતકાળનાં પાત્રો, ગુમાન અને સૌભાગ્યદેવી એ વર્તમાનનાં સારામાઠાં વાસ્તવદર્શી પાત્રો, તો ગુણસુંદરી વર્તમાનનુ ભાવનાદર્શી પાત્ર, અને કુમુદ કુસુમ

વર્તમાનમાંથી ભવિષ્યમાં સંક્રમણ દર્શાવનારાં ભાવનાદર્શી પાત્રો. પછી રાજ્યક્ષેત્ર લો તો એમાં જડસિંહ ભૂતકાળનું વાસ્તવદર્શી તો નાગરાજ અને તેનો પુત્ર હરિદંત એનાં ભાવનાદર્શી પાત્ર, ભૂપસિંહ વર્તમાનનું વાસ્તવદર્શી તો મલ્લરાજ એનું ભાવનાદર્શી પાત્ર, અને મણિરાજ ભવિષ્યનું ભાવનાદર્શી પાત્ર. એ જ રીતે પ્રધાનો જુઓ તો શઠરાય ભૂતકાળનું વાસ્તવદર્શી પાત્ર, બુદ્ધિધન વર્તમાનનું વાસ્તવદર્શી તો જરાશંકર એનું ભાવનાદર્શી પાત્ર, અને વિદ્યાચતુર ભવિષ્યનું ભાવનાદર્શી પાત્ર."[૨૧]

"ઈશ્વરલીલાનું સદર્થ ચિત્ર" આપવા લખાયેલી આ કૃતિમાં અનેક થરમાંથી ઊંચકાયેલા પાત્રો આવે તે દેખીતું છે. રાજાઓ, પ્રધાનો, ગોરા સાહેબો, શિરસ્તેદારો, સાધુઓ, સામાન્ય મધ્યમવર્ગનાં ને હલકી ગણાતી કોમોનાં મનુષ્યો, પત્રકારો, કવિઓ, ગુમાસ્તાઓ, શેઠિયાઓ, બહારવટિયાઓ, અંગ્રેજી વિદ્યાસંપન્ન સંસ્કારી વ્યક્તિઓ એમ વિવિધ કક્ષાનાં ને સમાજથરનાં પાત્રો ગોવર્ધનરામે અહીં ચીતર્યાં છે. તત્કાલીન સમાજનું વાસ્તવિક ચિત્ર આપવા સાથે એને આદર્શનો પુટ આપી એ સમાજ કેવો થવો જોઈએ એનું સૂચન

લગ્ન પછી સરસ્વતીચંદ્ર અને કુમુદ સુવર્ણપુર બુદ્ધિધનને ત્યાં ભેગાં થાય છે ત્યારે પણ એ બન્ને એકબીજા તરફ "મળી દષ્ટોદષ્ટ"ના રસથી વળગેલાં રહેતાં લાગે છે. અલકકિશોરી સાથેના પ્રસંગમાં સરસ્વતીચંદ્ર ઘડીભર મોહવિવશ થઈ જાય છે તો કુમુદ પ્રમાદધનનું પોતાની પ્રત્યેનું "વિરુદ્ધ" વલણ અને સરસ્વતીચંદ્ર તરફની પ્રીતિને લઈને એના તરફ આકર્ષાય છે. સરસ્વતીચંદ્ર અને કુમુદના આ બંને પ્રસંગો તેમને સુંદરગિરિની ગુફાઓમાં કામથી પરાસ્ત ન થવામાં

૨૧. 'નિકષરેખા', પૃ. ૮૭-૮૮.

સહાયભૂત થાય છે. સુંદરગિરિ પર આ બન્ને ખૂબ જ દઢ રહે છે અને અંતે સિદ્ધલોકમાં દર્શનના અધિકારી બને છે એ સ્નેહજીવનના વિજય માટે અગાઉના પ્રસંગો કારણભૂત હોય છે તેમનો પ્રેમ સમુત્ક્રાંત થઈ ઉચ્ચોચ્ચ "માનસસ્નેહ"રૂપે પરિણમે છે તેમાં અગાઉના પ્રસંગોથી મળેલી ચાનક મદદરૂપ થઈ હોવા સંભવ છે સરસ્વતીચંદ્ર અને કુમુદના પાત્રોનું આલેખન એ રીતે થયું છે કે તેઓ ઉચ્ચ ગુણોથી સમ્પન્ન હોવા છતાં માનવસહજ નિર્બળતાઓ પણ ક્યારેક તેમનામાં ડોકિયા કરતી નિરૂપાઈ છે, આ રીતે જીવનસંઘર્ષમાં ટકી રહેવાના પ્રસંગો ઊભા થતા બતાવાયા છે આ એ પાત્રોનાં નિરૂપણ અંગેની વિશેષતા છે ઉત્તમલાલ ત્રિવેદી લખે છે, "સરસ્વતીચંદ્ર અને કુમુદ એ બન્નેના પ્રથમ એકાંત સમાગમમાં આટલો કરુણ: આ ગ્રંથકારની કલ્પનાશક્તિની પરિસીમાં છે ક્યાં પરોક્ષમાં સરસ્વતીચંદ્ર માટેનો કુમુદનો ઉગ્ર મદનાવેશ! ક્યાં સરસ્વતીચંદ્રનો પોતાનો પણ, તેને સ્પષ્ટ સૌજન્યધર્મ છોડાવીને અહીં સુધી લઈ આવનારો કુમુદ પ્રતિનો ગંભીર, અને તેના ઉપર ગુજરતા દુઃખપ્રસંગોમાં પણ તેણીની ઉન્નત અવસ્થા જોઈ વ્યક્ત અને ઉગ્રતર થયેલો, તે જ પ્રથમનો કામ! અને ક્યાં અપરોક્ષ થયા પછી એકાન્તમાં મળ્યા પછી આ અત્યુત્કટ કરુણનો આવિર્ભાવ! આ ગતિ કવિની સૃષ્ટિમાં જ સંભવે છે આવી જ કાલ્પનિક સૃષ્ટિ દ્વારા કવિ, વિધાતાની સૃષ્ટિના પામરજનોના કપાળમાં લખેલા માયિક સ્વભાવના અક્ષરો ઉપર હરતાલ મારી તેમનામાં પરમાત્મતત્ત્વના વિશુદ્ધ સત્ત્વપ્રધાન સ્વભાવનુ ઉદ્ઘાટન કરે છે. કવિત્વશક્તિનો આ પરમ વિજય રા ગોવર્ધનરામના અક્ષરશરીરને અમરતા અર્પે છે"[૨૭] કુમુદ સરસ્વતીચંદ્રને મળાઈ પાછા જવાનુ સમજાવવા એની ઓરડીમાં જાય છે એ પ્રસંગનુ ચિત્રણ કરવામાં પણ ગોવર્ધનરામની ઉપર સૂચવાયેલી શક્તિ પ્રતીત થાય છે પ્રો ઠાકોર કહે છે, "મનોદશાઓની ચાવી વંટોળચક્રી (સાઇક્લોન Cyclone)

૨૭. 'વસંત', વર્ષ ૫, અંક ૧૦, પૃ. ૩૭૪.

કોઈ પણ કર્તાએ ચીતરી હશે ખરી ? એ ચિત્રમાં નવીનતા હો વા ન હો. એ ચિત્રની વાંચનાર સ્ત્રીપુરુષોનાં હૃદય વલોવી નાખવાની શક્તિ નિર્વિવાદ છે, અને રવૈયાની ઘુમરીએ ઘુમરીએ જેમ ગોળીમાંથી મધુરતા અને સુવાસ, તેમ બિચારી કુમુદના મંથનમાંથી પલે પલે કરુણતા અને મુલાયમી જ ઊડી રહે છે.''[૨૮] ઉત્તમલાલ ત્રિવેદી પ્રો. બળવંતરાય ઠાકોરની જેમ જ એ પ્રસંગચિત્રને વખાણતાં કહે છે, "પ્રથમ ભાગના ઓગણીસમા પ્રકરણના પ્રસંગો જગતના એક મોટા કાવ્યકલાધરને પણ શોભા આપે તેવા છે.''[૨૯]

ગોવર્ધનરામ, આ રીતે, પોતાનાં પાત્રોના માનસને અનેક વૃત્તિઝંઝાવાતોમાં અટવાતા, સંઘર્ષ અનુભવતાં અને અંતે એમાંથી બહાર નીકળતાં ચીતરે છે એમાં એમની પાત્રનિરૂપણકળાની પરાકોટિ જોવા મળે છે.

'સરસ્વતીચંદ્ર'ના અંત અંગે ત્રણ બાબતો વિષે વિચારવાનું રહે છે: ૧ કુમુદનું ફરીથી લગ્ન સરસ્વતીચંદ્ર સાથે કેમ થયું નહિ? ૨. કુસુમ સરસ્વતીચંદ્ર સાથે લગ્ન કરવા શા માટે તૈયાર થઈ? ૩. કુસુમ સરસ્વતીચંદ્ર સાથે લગ્ન કરવા તૈયાર થાય તોપણ કુમુદ સાથે માનસસ્નેહ ધરાવનાર સરસ્વતીચંદ્ર કુસુમ સાથેના લગ્ન માટે શા માટે સંમત થાય છે?

કુમુદનો પાત્રવિકાસ લક્ષમાં લેતાં લાગે છે કે આ કારુણ્યમૂર્તિને માટે હવે ફરી વાર લગ્ન સંભવતું નથી. એના હૃદયની ગાંઠો છૂટી ગઈ છે. હવે તો બુદ્ધિધનના સૌભાગ્યદેવીએ મૂકેલા નાના છોકરાને અલકની સાથે ઉછેરે, કોઈ વાર સુંદરગિરિ આવી ચંદ્રાવલી આદિ સાથે સત્સંગ કરે અને કોઈ વાર બહેન પાસે મુંબઈ જાય એ જાતની જે યોજના વિચારાઈ હતી તે જ કુમુદના શેષજીવન માટે યોગ્ય છે. કુમુદ તો છે

૨૮. 'વિવિધ વ્યાખ્યાનો', ગુચ્છ ૧, પૃ. ૧૦૯.
૨૯. 'વસંત', વર્ષ ૫, અંક ૬, પૃ. ૨૦૬.

"દિવ્ય અશ્રપ્રતિમા", આ કક્ષાએ હવે એને માટે ફરી લગ્ન સભવતું નથી 'સરસ્વતીચંદ્ર'ના અંત વિષે લેખકને દયારામ ગિદુમલ સાથે પત્ર વ્યવહાર થયો હતો તેમણે દયારામ ગિદુમલને લખેલું કે "પ્રકરણ ૫૦ મા-મોટી બ્હેન નાની બ્હેનના હૃદયના તારને સ્પર્શ કરે છે, તેને આંદોલન કરાવે છે, હલાવે છે, પણ જે આંદોલનની કદર એ બન્ને બ્હેનોના અંતઃકરણમાંથી જે શબ્દ નીકળે છે તે ધ્યાનમાં ન રાખીએ તો બુઝી શકાય તેમ નથી બ્હેન તરીકે એકબીજાના પ્રેમ તથા લાગણી પરસ્પર હૃદયના ગૂંચળા પેઠે વીંટળાઈ જાય છે, અને બેમાં વધારે ડાહી, અનુભવી અને દુ:ખી બ્હેન નાની બ્હેન પાસે પોતાનો નિર્ણય કબૂલ કરાવે છે, અને તે નિર્ણયનો પાયો શુદ્ધ પ્રેમ, ડહાપણ, અને સંસારના ખરેખરા કિંચ ભાવ પર રચાયેલો છે એમ પણ તેની પાસે સ્વીકારાવે છે કુસુમ પોતાની બ્હેનને ચાહનારને ચાહતી હતી ખરી યા ચાહી શકે ખરી? આ વાતનો નિશ્ચય શુદ્ધ પ્રેમના જ્ઞાતા એટલે સાધુઓએ જ કરવો એવું ઠરાવ્યું છે (પૃ ૮૩૭, પંક્તિ, ૩-૪ ભાગ ૪) એ નિશ્ચય એ સાધ્વીઓની ઉપરી ચંદ્રાવલીને મુખે પ્રસિદ્ધ થાય છે (પૃ ૮૩૭-૮ ભાગ ૪) તે કહે છે કે, કુમુદે પરિવ્રાજિકા, જેને હાલ આપણે Sister of Mercy – સેવિકા યમુના મૈયા કહીએ છીએ તે–થવું, કુસુમે તેની ગંગામૈયા થવું, કે જેના વડે મહાસાગરમાં (એટલે કે સરસ્વતીચંદ્ર તરફ) દુનિયાના ભલા માટે મોટા મોટા વિચારો તરતા હતા તે મહાસાગરમાં યમુનાના તેમ જ પોતાના પ્રાણી-જઈ મળે, એ ઔષધ ચંદ્રાવલીએ એ બ્હેનોના હૃદય સૂક્ષ્મ ચિકિત્સા વડે તપાસી, શોધી કાઢ્યું હતું (પૃ ૮૩૮, પૅરેગ્રાફ ૧ લો). બીજા પૅરેગ્રાફમાં ચંદ્રકાન્ત પણ એ જ નિર્ણય કરે છે, જો કે સંસારના વધારે અનુભવને લીધે એને એમ લાગતું કે સરસ્વતીચંદ્રના પોતાના સિવાય આ સંબંધથી સર્વના મન આનંદ પામશે બીજા શબ્દોમાં કહીએ તો જેને તમે માયક પ્રત્યે નિર્દયતા કહો છો તે જ તેના કહેવાનો આશય છે પ્રકરણ ૪૬ મા ગુરુએ જે ઉપદેશ આપ્યો

છે તે ધ્યાનમા રાખી પોતાની જિંદગીના આશય તરીકે નહિ એવુ પ્રેમ ગણેલો કે નહિ સાધુતા (વૈરાગ્ય) ગણેલી પણ (લોકકલ્યાણના) મહાયજ્ઞ, શખનાદ અને પૂજાને આદર્શ તરીકે લીધેલા, કે જેને માટે વિષ્ણુદાસ કહે છે કે 'તમારા જેવા સમર્થ સાધુજનોના શંખનાદ એ પૂજનની કીર્તિના સંગીત, લય અને પ્રતિધ્વનિ વડે - એ મંદિરને તળથી તે ઘુમ્મટ સુધી ભરે છે' (પૃ ૮૦૩) નિસ્વાર્થ, નિષ્કામ જિંદગીના સુખનું સંગીત, આના આશયવાળી જિંદગીના નાયકથી માત્ર ત્યારે જ ભોગવી શકાય, કે જ્યારે તેની આસપાસના 'સર્ફ' મનુષ્યના એકતનાદ અને ઇચ્છાઓ વડે તેને માટે પ્રવાહપતિત ધર્મ બનાવી શકાય – આ 'સર્ફ' તે; તે શુદ્ધતમ આત્માઓ કે જેઓ ઉચ્ચતમ પ્રેમ અને સુંદરતાથી સંપૂર્ણ થયેલા હોય "[30] આ પત્ર વ્યવહાર અંગે આનંદશંકરે લખેલું કે "અમે તો માનીએ છીએ કે એ પત્રવ્યવહારમા ગ ગોવર્ધનરામે પોતાના બયાનમા ગમે તે દલીલ કરી હોય તે સાથે પણ આપણે સબંધ નથી, કારણ કે કવિ પોતાની કૃતિ જગત આગળ મૂકે પછી એના ઉપર કવિનો હક રહેતો નથી, જગત એ કૃતિને નિહાળવાને અને એને [?] એનો અર્થ કરવાને સ્વતંત્ર છે અત્યારે એ પત્રવ્યવહાર અમારી પાસે નથી, પણ સ્મરણ આવે છે કે અમે જ્યારે એ વાચેલો ત્યારે અમને થયેલું કે સાદા રસના પ્રશ્ન ઉપર અહીં મગજ અને શાહી કાગળનું વધારે પડતું ખર્ચ થયું છે "[31]

રમણભાઈ નીલકંઠનો આ પ્રશ્ન અંગેનો અભિપ્રાય નીચેના શબ્દોમા જોવા મળે છે "કુમુદસુંદરીનું લગ્ન સરસ્વતીચંદ્ર સાથે થઈ શક્યું નહિ એ વાચનારને વસમુ અને ગૂંચવણભરેલું લાગે છે સરસ્વતીચંદ્ર માટે નહિ પણ કુમુદસુંદરી માટે સમભાવ થવાથી આવી

30 'સમાલોચક', પુ ૧૪, અ ૨, પૃ ૭૫ ૭૭

31 'સાહિત્યવિચાર', પૃ ૪૭૯

વૃત્તિ થાય છે."૩૧ વળી એક જગ્યાએ તે એમ પણ ઉમેરે છે કે જો કુમુદ અને સરસ્વતીચંદ્રનુ લગ્ન કર્તાને કરાવવાનુ હોત તો વાર્તા જ આગળ ન ચાલત

કુમુદનુ ફરીથી લગ્ન સરસ્વતીચંદ્ર સાથે કેમ ન થયું એ પ્રશ્નની સાથે જ વળગેલો બીજો પ્રશ્ન રમણભાઈ ઉઠાવે છે "કુમુદસુંદરીની ફરી લગ્ન કરવાની ઇચ્છા નહોતી તેથી એ પ્રશ્ન ત્યાં અટકે છે, પણ કુસુમસુદરી અને સરસ્વતીચંદ્ર બંનેની ઇચ્છા ન છતાં સંબંધીઓના આગ્રહથી તેમનું થયેલુ આ લગ્ન ભાગ્યે જ પ્રશંસનીય ગણાશે."૩૩ આનંદશંકર ધ્રુવ કહે છે: "સરસ્વતીચંદ્ર છેવટે કુસુમને પરણી જાય છે એથી ઘણા રસિક હૃદયોને ધક્કો લાગ્યો છે અને અમે પણ એ સબંધમા રા. ગોવર્ધનરામની કૃતિને નિર્દોષ માનીએ છીએ એમ નથી." અને પછી તે ઉમેરે છે કે "પણ રા. ગોવર્ધનરામનો એક બચાવ હું અત્રે નોંધવા જેવો ગણુ છુ: રા. ગોવર્ધનરામે એક વખત આ ચર્ચાને અંગે મને પૂછ્યુ હતું કે 'સરસ્વતીચંદ્ર કુસુમને પરણ્યો ન હોત તો કુમુદ અને સરસ્વતીચંદ્ર, શુદ્ધ પ્રેમથી પણ, એકઠાં શી રીતે રહેત?'... (વિધવા વિવાહ તો રસિક દષ્ટિએ જોતાં નિર્વિવાદ રીતે દૂરાપાસ્ત હતો; અને નાયક કે નાયિકાના મરણમા પર્યવસાન ન લાવવું એમ મારુ પણ કહેવુ હતું. એટલે આ બે માર્ગ બંધ હતા) આ પ્રશ્ન સાથે હું એક પ્રશ્ન મારા તરફથી પણ ઉમેરુ છુ કે– સરસ્વતીચંદ્ર કુસુમને પરણી ગયો ન હોત, તો ભગવી ચૂંદડીએ શોભતી 'મધુરી મૈયા'મા મૂર્તિમંત થતું સ્ત્રીનુ માહાત્મ્ય – પુરુષને શરમાવનાર અને નારીપ્રતિષ્ઠાને ઉચ્ચતર કરનાર સ્ત્રીનું દૈવી લક્ષણ શી રીતે પ્રત્યક્ષ કરાત? અને શુ નારીપ્રતિષ્ઠા એ જ વર્તમાન સમયના હિન્દુસ્થાનનો એક મોટામાં મોટો પ્રશ્ન નથી?"૩૪

૩૨. 'કવિતા અને સાહિત્ય', વૉ. ૨જું (બીજી આવૃત્તિ), પૃ ૩૫૧.
૩૩. એજન, પૃ. ૩૬૫–૩૬૬.
૩૪. 'સાહિત્યવિચાર', પૃ ૪૭૬.

મુનશીએ 'સરસ્વતીચંદ્ર'ના અંત વિષે લખ્યું છે કે "The lovers swear eternal love and companionship but *decide not to marry, evidently for no better reason than that Kumud is a widow*.......The end is inartistic in the extreme."[૩૫]

એ અભિપ્રાયનો જવાબ આપતાં આનંદશંકર લખે છે, "હું માનું છું કે વિધવાવિવાહ સ્ત્રીપુરુષ વચ્ચે ન્યાય ખાતર, તેમ જ મનુષ્યની નિર્બળતાની વ્યાવહારિક દૃષ્ટિએ, ઇષ્ટ છે; અને સંસારસુધારાનો 'propagandist' પ્રચાર માટે નવલકથા લખતો હોય તો તેને એનાં નાયકનાયિકાને વિધવાવિવાહથી જોડવાનો હક છે. પણ શુદ્ધ કવિએ શું કરવું જોઈએ? હું તો નિઃસંદેહ માનું છું કે – લગ્નની ભાવના સાથે વિધવાવિવાહ કે વિધુરવિવાહ એમાંથી એકે સંગત નથી – અને સરસ્વતીચંદ્ર અને કુમુદ પરણ્યા હોત તો એ ઉપસંહાર પ્રમાદધન અને કુમુદ વચ્ચે થયેલા લગ્નાભાસની દૃષ્ટિએ ક્ષન્તવ્ય થાત, પણ રસની દૃષ્ટિએ તો એમાં રસક્ષતિ જ આવત."[૩૬]

ઉપર જોયું તેમ રમણભાઈ નીલકંઠ કહે છે કે "કુસુમસુંદરી અને સરસ્વતીચંદ્ર બન્નેની ઇચ્છા ન છતાં સંબંધીઓના આગ્રહથી તેમનું થયેલું આ લગ્ન ભાગ્યે જ પ્રશંસનીય ગણાશે." સરસ્વતીચંદ્ર-કુસુમનું લગ્ન થયું એ કદાચ ઠેક બરોબર નથી, ખાસ કરીને કુસુમની બાબતમાં. ગોવર્ધનરામે કુસુમનો પાત્રવિકાસ બતાવતાં અનેક પ્રસંગોએ સરસ્વતીચંદ્ર માટે સૂક્ષ્મ પ્રીતિનો અંકુર એના મનમાં મૂક્યો છે. કુસુમની ચંદ્રકાન્ત સાથેની વાતચીતમાં પણ એ દેખાઈ આવે છે. પોતાની બહેનના લગ્નજીવનનો કરુણ અંત જોઈ આ ગભરુ યુવતી વારંવાર ઉદ્‌ગાર કાઢે છે કે 'પરણ્યાં એટલે પડ્યાં.' અંતમાં કુમુદ અને સરસ્વતીચંદ્ર

૩૫. 'Gujarata and its Literature' (૧૯૩૫ની આવૃત્તિ), પૃ. ૨૬૨.

૩૬. એજન, પૃ. ૪૭૭-૪૭૮.

બંનેની ભાળ લાગ્યા પછી એનાં માતુશ્રી વગેરે સુંદરગિરિ ઉપર આવે છે અને કુમુદસુંદરી મળે તે પહેલા બન્ને બહેનો એકાંતમાં મળે છે ત્યારે છેવટે કુસુમ બહેનની ઇચ્છાને માન આપે છે એમાં પોતાની મોટી બહેનની લાગણીને માન આપવા ખાતર જ તે સંમત થાય છે એ કરતાં કાંઈક વિશેષ છે. કુસુમનો સમગ્ર વિકાસ લક્ષમાં લેતાં જણાઈ આવે છે કે કુસુમ એમ પરાણે પરણવા તૈયાર ન થાય. તેમ છતા ઉમેરવુ જોઈએ કે કર્તાએ કુસુમના લગ્ન માટે બંને બહેનો મળે છે એ ગોઠવ્યું છે એના કરતા એ ઉપરાંત કુસુમ અને સરસ્વતીચંદ્રની મુલાકાત યોજી હોત અને બંને પ્રાપ્ત પરિસ્થિતિનો વિચાર કરી પૂરા હૃદયમેળ સાથે લગ્નના નિર્ણય ઉપર આવે એ જાતનું નિરૂપણ કર્યું હોત તો તે વધુ વાસ્તવિક થાત, અને સંસારપ્રશ્નો અંગે આધુનિક – માત્ર આધુનિક નહિ પણ 'સ્નેહમુદ્રા'મા, "રસઐક્ય વણુ નહિ મિત્રતા" "એ મિત્રતા વા સ્નેહ ફળો, તે હાર્દ દંપતીભાવનુ" આદિમાં ગોવર્ધનરામે નિરૂપેલી સનાતન દામ્પત્ય સ્નેહમીમાંસા પ્રમાણે યોગ્ય થાત.

કુસુમને તો સરસ્વતીચંદ્ર માટે ભાવ હતો એમ હજી સમજી શકાય, પણ ઉપર ત્રીજા પ્રશ્નમાં સરસ્વતીચંદ્રને કુસુમ માટે મનોમેળ કે રસઐક્ય હોવાનુ સૂચન પણ થયું નથી એ ઊણપ ધ્યાન ખેંચ્યા વગર રહેતી નથી બળવતરાય ઠાકોરનો અભિપ્રાય એવો છે કે "...નવલમાં નાયક પોતે નાની નાયિકા સાથેના લગ્નને પ્રવાહપતિત દ્વિતીય લગ્ન લેખે જ સ્વીકારે છે એવાં લગ્નમા પણ સ્ત્રીપુરુષ બંને કર્તવ્યપરાયણ હોય, તો એ સહચારમાથી કાલક્રમે વિશુદ્ધ સંપૂર્ણ પ્રીતિ ઊપજે અને ખીલી આવવાની જ, એવી ગોવર્ધનરામની શ્રદ્ધાને વાસ્તવિક અનુભવનો ટેકો નથી શું?"૩૭ બીજાઓએ યોજેલાં લગ્નો અને રસઐક્યમાં પરિણમે એ સંભાવના જરૂર ધ્યાનમા રાખવા જેવી છે, પણ આ દાખલામાં સરસ્વતીચંદ્રનુ હૃદય એ કોરી પાટી નથી બલ્કે કુમુદ માટેના

૩૭. 'વિવિધ વ્યાખ્યાનો', ગુ ૧, પૃ. ૨૬.

"માનસસ્નેહ"થી પૂર્ણ રંગાયેલું" છે એટલે બળવંતરાય ઠાકોરે સૂચવેલા "અવશ્યંભાવિ" રસઐકય અંગે પૂરી પ્રતીતિજનકતા રહેતી નથી.

આ નાયકનાયિકાના લગ્ન અંગેના ઉપર ઉલ્લેખેલા પ્રણયપ્રશ્નોને એકસામટો વિચાર આનંદશંકર ધ્રુવે ચંદ્રશંકર પંડયાના અભિપ્રાયો ટાંકીને જે જવાબ આપ્યો છે તેમા થયેલો જોવા મળે છે: "રા. ચંદ્રશંકર અતભાગનો જે બચાવ કરે છે તે સ્વતંત્ર રસવૃત્તિની કસોટીથી નહિ, પણ હિન્દુજનસમાજના લોકમત અને લોકલાગણી ધ્યાનમાં લઈ સ્વ. ગોવર્ધનરામને અમુક મધ્યમ માર્ગ લેવો પડ્યો એવી સગવડ અને અગતિકતાની દલીલ આગળ ધરીને. . . . અમે કહીએ છીએ કે, 'લોકસેવકે લોકાપવાદને કારણ ન આપવું એ શક્તિમરક્ષણનું શાણપણ છે. સુધારકો અણસમજથી આપત્તિઓને આમંત્રે છે' ઇત્યાદિ રા. ચંદ્રશંકરની સગવડ અને વસ્તુસ્થિતિની દલીલ અમારા હૃદયને સ્પર્શતી નથી. અમે તો સ્પષ્ટ રસદૃષ્ટિએ જ આ પ્રશ્ન વિચારીએ છીએ, અને એ દૃષ્ટિએ ગોવર્ધનરામની કૃતિની પૂર્ણ કદર કરીએ છીએ. રા. ચંદ્રશંકરે કરેલી ક્ષન્તવ્યતાની દલીલમા અમે ભળીશું નહિ—અને રા. ચંદ્રશંકરને અમે એટલું જ પૂછીશું કે 'વિધવાવિવાહ' એ હિન્દુજનસમાજમાં નિન્દ્ય છે અને તેથી સ્વ. ગોવર્ધનરામે કુમુદ અને સરસ્વતીચંદ્રનાં લગ્ન ન કર્યાં, તો શું 'લગ્નમાં બ્રહ્મચર્ય' એ હિંદુજનસમાજમાં ઇષ્ટ કે શક્ય મનાય છે?૮

કવિ જ્યાંથી વસ્તુ છોડી દે ત્યાંથી જ વાચકે પણ છોડી દેવી જોઈએ 'કલ્યાણગ્રામ'ની યોજના કુસુમ અને સરસ્વતીચંદ્રના લગ્નથી સફળ થશે કે કેમ એ વિચારવાનું કામ આપણું નથી. કુસુમ અને સરસ્વતીચંદ્રના પછીના જીવન માટે તો હું કુસુમ કહે છે તે જ ખરું માનુ છું કે–'મારા હૃદયની કેવી વૃત્તિ છે તે હું સમજી શકતી નથી. મારા શરીરમાં માંહ્ય શું છે તે હૂં જાણતી નથી તેમ મારા હૃદયમાં કેવી નાડીઓ છે તે પણ જાણતી નથી' [illegible] શકરો કે કુસુમ આગળ ઉપર 'ઘેલી' ની [illegible] ાય? અ[illegible] [illegible]સ્વતીચંદ્રની અને કુમુદની કથા લ[illegible] [illegible]ન્ત [illegible]કવિ એની

ભવ્ય 'tragedy' (કરુણાન્ત મહાકથા) રચે તો શું અશક્ય છે ? અમને તો આ કથામાં આટલે સુધી સ્ત્રી – કુમુદનું જીવન્ત દેહે દિવ્ય રૂપે સ્વર્ગારોહણ, અને પુરુષ – સરસ્વતીચંદ્રનું કરવુ મનુષ્યજીવન પ્રત્યક્ષ થાય છે."૩૮

ગોવર્ધનરામે અન્ય કારણો – જેવાં કે લીલાવતી આદિ કુટુંબીજનોને કુમુદનું સરસ્વતીચંદ્ર સાથે લગ્ન થાય એ પસંદ ન હતું, કુમુદ સાથે લગ્ન કરાવ્યું હોત તો આ દેશની પરિસ્થિતિ જોતા સરસ્વતીચંદ્રને એની કલ્યાણગ્રામની યોજનામાં પૂરતો સહકાર ન મળત વગેરેને લઈ ને કુમુદનુ ફરી લગ્ન સરસ્વતીચંદ્ર સાથે ન કરાવ્યુ એ આ ગ્રંથને રસદૃષ્ટિએ જોતાં અકિંચિત્કર થઈ રહે છે તે આનંદશંકરના ઉપરના જવાબમાથી સ્પષ્ટ થાય છે.

આ પ્રશ્ન ગુજરાતી સાહિત્યમાં વિવેચન થયા કરશે ત્યાં સુધી ચર્ચાયા કરવાનો. નવા નવા અસંતોષ પ્રગટ થયા કરવાના અને તેના ખુલાસાઓ પણ અપાયે જવાના.

ઉપરના પ્રશ્નના પ્રમાણમાં ગૌણ એક બીજો ચર્ચાસ્પદ પ્રશ્ન તે સરસ્વતીચંદ્રના ગૃહત્યાગ અંગેનો છે સરસ્વતીચંદ્રનો ગૃહત્યાગ કેટલે અંશે યોગ્ય ગણાય ? ઉપલક દૃષ્ટિએ જોતાં સરસ્વતીચંદ્રનું આ પગલું તદ્દન વિચિત્ર જણાય છે. 'સરસ્વતીચંદ્ર'નો પહેલો ભાગ પ્રસિદ્ધ થયા બાદ નંદશંકરે સરસ્વતીચંદ્રને "Philosophic vagabond" તરીકે ગણાવ્યો હતો. રામનારાયણ પાઠક કહે છે, "સરસ્વતીચંદ્રમાં રખડવાનો સ્વભાવ છે એમ ન માનીએ, એની પૂર્ણ પ્રતીતિ ન હોય, તો સરસ્વતીચંદ્રના પાત્રને અને કથાને આપણે પૂરાં નહિ સમજી શકીએ."૩૯ અને તેઓ 'સરસ્વતીચંદ્ર'ની વાર્તાને "પરિવ્રાજકની વાર્તા" કહે છે. પણ સરસ્વતીચંદ્ર પરિભ્રમણ કરે છે એની પાછળ કારણ એ છે કે એનામા વૈરાગ્ય છે, એનો અર્થ હરગિજ એવો નથી

૩૮. 'સાહિત્યવિચાર', પૃ. ૪૭૯–૪૮૦.
૩૯. 'સાહિત્યાલોક', પૃ ૧૩૫

શકું છું. જાતે રંગાયા વિના સઉ રંગ જોઈ શકું છું."

સરસ્વતીચંદ્રે ગૃહત્યાગ કરતાં પહેલાં આખી પરિસ્થિતિનો કયાસ કાઢવા પ્રયાસ કર્યો હતો અને તેનાં પરિણામો વિશે પણ તેનામાં સ્પષ્ટ સમજણ પ્રવર્તતી હતી તે એ સમયની ચંદ્રકાન્ત સાથેની એની વાતચીત પરથી જોવા મળે છે. તેમ છતાં કુમુદની સ્થિતિનો અંદાજ કાઢવામાં એણે થાપ ખાધી હતી તે ગૃહત્યાગ પછી જે જે પ્રસંગો ઊભા થયા અને તે વખતે કુમુદની મનઃસ્થિતિ પ્રત્યક્ષ અવગત થતાં એના મનમાં અપાર દુઃખ અને પશ્ચાત્તાપની લાગણી ઉદ્‌ભવે છે તે પરથી જાણવા મળે છે. પરંતુ આ વખતે એણે થાપ ખાધી એમાં તો શંકા નહિ જ. રામનારાયણ પાઠક કહે છે, "કદાચ પોતે સર્વસ્વ ત્યાગ કરવાના આવેશમાં અન્યને પૂરું મહત્ત્વ આપી શકતો નથી. કદાચ જ્ઞાન, ફિલસૂફી વગેરેના અભ્યાસ અને ચિંતનથી તેનું મન અત્યંત અંતર્મુખ થઈ જતાં બાહ્ય પરિસ્થિતિનું વાસ્તવિક દર્શન તે કરી શકતો નથી કદાચ એ એનું પોતાને પણ અજ્ઞાત રહેલું અભિમાન ન હોય !"[૪૧] સરસ્વતીચંદ્રના ગૃહત્યાગ અંગે કર્તા તરફનો ખુલાસો ચોથા ભાગમાં મળે છે. ગૃહત્યાગ અંગેના કુમુદના પ્રશ્નનો જવાબ આપતાં સરસ્વતીચન્દ્ર કહે છે, "પિતાનો અને લક્ષ્મીનો ત્યાગ મ્હેં શાથી કર્યો પુછો છો ? એ ત્યાગ મ્હેં પિતામાતાને દુઃખમાંથી અને પુત્રયજ્ઞના ઋણમાંથી મુક્ત કરવાને માટે કર્યો, મ્હારી અને તમારી પ્રીતિ થાય તે તેમને ગમતુ હશે અને તેથી જ તેમને સુખ હશે જાણી, તમારું દર્શન કે અભિજ્ઞાન સરખું ન હોવા છતાં પિતાએ તમારી સાથે કરેલા મ્હારા વિવાહ મ્હેં સ્વીકાર્યો. આ સ્વીકાર મ્હેં શા માટે કર્યો એમ તમે પુછશો. હું કહું છું તે માનવું હોય તો માનજો કે પિતાની તૃપ્તિ વિના બીજું કાંઈ. એ પ્રવૃત્તિનું પ્રયોજન મ્હારે ન હતું. ...તમારા વિવાહનો સત્કાર, પ્રથમ પળે, કેવળ પિતૃયજ્ઞમાં મ્હારી સૂક્ષ્મ વાસનાઓની આહુતિરૂપે હતો, પિતાએ માડેલા પુત્રયજ્ઞમાં

૪૧. એજન, પૃ. ૧૪૧.

તેમના ભણીથી આરંભેલા આતિથેયના સ્વીકાર રૂપે હતો. એક મંગળ મુહૂર્તમાં મ્હને તેમણે વિદિત કર્યું ને મ્હેં જાણ્યું કે તમારી પ્રીતિના યજ્ઞમાં આદરેલી મ્હારી આહૂતિ તેમને પ્રિય નથી ;. . . જે કારણથી તમારો વિવાહ સ્વીકાર્યો હતો તે કારણ ખોટું પડયું. જે કારણથી ગૃહ અને લક્ષ્મીનો સ્વીકાર કર્યો હતો તે કારણ ખોટું પડયું. મ્હારા સુખ કરતાં મ્હારો ત્યાગ માતાપિતાની વાસનાઓને વધારે અનુકૂળ થશે એવું સિદ્ધ થયું. એ સિદ્ધ થયું તેની સાથે જ એ ત્યાગ ન કરવાનો ધર્મ વિરામ પામ્યો અને એ ત્યાગ કરવાનો ધર્મ ઉદય પામ્યો. ભાવતું હતું અને વૈદ્યે કહ્યુ. મ્હારો પ્રિય ત્યાગ જ મને શોધતો આવ્યો અને હું તેને ભેટી પડયો." સરસ્વતીચંદ્ર આગળ ઉમેરે છે, "મ્હારા હૃદયનુ મ્હારું પૃથક્કરણ ભુલભરેલું હશે-પણ સત્ય માનજો કે હું હજી એમ જાણું છુ કે હુ પિતા ઉપર રોષ કરી ત્યાગી નથી થયો મને કોઈની અપ્રીતિ તપ્ત કરતી નથી. હું તો તેમના ઉપરની પ્રીતિને લીધે તેમનું દુઃખ જોઈ તપ્ત થયો ને તેમની તપ્તિ ટાળી તૃપ્તિ આપી." સરસ્વતીચંદ્રના નીચેના વચનો પણ અને, ખાસ કરીને એના ગૃહત્યાગના બનાવને, સમજવાની ચાવીરૂપ છે : "મધુરી ! મ્હેં પિતાના કરતાં સ્રીને વધારે ગણી હત તો હુ જુદો આવાસ માંડી સ્રી સાથે તેમનાથી જુદો રહેત, પણ તેથી તેમને જે દુઃખ થાત તેનો પ્રતીકાર, અને તમારું તેમનુ કલ્યાણ, સર્વને સાથે લાગી સાધવાનો મને જે એક જ માર્ગ સુઝયો તે મ્હેં લીધો . . . હું મૂળથી નિષ્કામ છું . . . તેઓ [પિતા] દુઃખી નહી થાય એમ મ્હેં ધાર્યું જ ન હતું. પણ જો એ દુઃખમાથી મુક્ત કરવા હું ઘેર રહ્યો હત તો ગુમાનબાની વૃત્તિના અનુરોધનો તેમનો ધર્મ તેમને વિશેષ દુઃખ કરત અને અત્યારે પાછો જઉં તો તેમને તરત સુખ થાય પણ પરિણામે એનું એ દુઃખ મ્હારા અને તેમના આયુષ્યના સમાગમપર્યંત થાય." પરંતુ સરસ્વતીચંદ્રે "મુગ્ધ" કુમુદનો કેમ ખ્યાલ ન કર્યો એ વિષે કુમુદ આર્જવપૂર્ણ હૃદય ઉપર એક પાતળો, સરખો પણ પડદો

રાખ્યા વિના "સ્પષ્ટ વચન" કહેવાનું જણાવે છે ત્યારે સરસ્વતીચંદ્ર એકરાર કરતાં કહે છે કે "હું એ સર્વ વાતમાં મ્હારો અપરાધ સંપૂર્ણ રીતે સ્વીકારું છું" અને પછી આગળ ઉમેરે છે કે "તમારી પ્રીતિ પ્રજ્વલિત હોય તો તમારી પાસે છતા થઈ તમારા પિતાને મળવું ધાર્યું હતું...સમુદ્રમાર્ગે રત્નનગરી આવતાં પ્રતિકૂળ પવનને લીધે દિવસ વીતી ગયા. ત્યાં આવ્યો ત્યારે તો તમે સુવર્ણપુર ગયાં હતાં."

(ગોવર્ધનરામે પહેલો ભાગ લખ્યો ત્યારે આ રત્નનગરી જવાનો બનાવ કદાચ તેમના ખ્યાલમા ન હતો. 'નાયક રત્નનગરી જવા નીકળેલો એ બનાવ, મને કર્તાની ઉત્તરકાલીન કલ્પના લાગે છે" એમ રામનારાયણ પાઠકે સમયગણતરીને ધ્યાનમા લઈને સયુક્તિક રીતે પુરવાર કર્યું છે.૪૨) અને આ બધુ સાભળ્યા પછી કુમુદ કહે છે, "હા...શ! આજ મ્હારા હૃદયનુ મહાશલ્ય દૂર થયું. મને હાનિ કરનાર તમે ન નીવડ્યા–વિધાતા નીવડ્યો." કુમુદના મનનું સમાધાન થાય છે પણ વાચકના મનનુ સમાધાન, આ પ્રશ્ન અંગે, થાય એવુ તો નથી. વાચકના હૃદયનું શલ્ય, કુમુદની બાબતમાં થયું તેમ, જલદીથી દૂર થતું નથી

નાના પાત્રોની પણ ગોવર્ધનરામ સારી એવી માવજત કરે છે. વિવિધ થરના અને વિવિધ કક્ષાના પાત્રો તેમણે આ કૃતિમા આપ્યા છે. એ સઘળા પાત્રોની મનોવૃત્તિઓનાં સંઘર્ષણો ચીતરીને તેમણે આ કૃતિ પાછળનો પોતાનો એક મુખ્ય ઉદ્દેશ પૂરો પાડ્યો છે. પહેલા ભાગની પ્રસ્તાવનામા કહેલુ છે કે "ઈશ્વરલીલાનું સદર્થે ચિત્ર આપવુ એ જ પ્રયાસ છે .. આ ગ્રથના પાત્ર ઉત્કૃષ્ટામ કર્યાં નથી કે વાચનાર તેમને કેવળ કાલ્પનિક ગણે અને અનુકરણનો વિચાર જ ન આવે, તેમ જ લોકવર્ગના કેવળ સાધારણ મનુષ્યો જ ચીતર્યા

૪૨. જુઓ 'સાહિત્યાલોક'મા "'સરસ્વતીચંદ્ર'ની આકૃતિ અને વક્તવ્ય" લેખ.

નથી કે ઉત્કર્ષને ઉત્સાહક પગથીયું જ જોવામાં ન આવે. આપણા સાધારણ વિકારો—ક્ષમા કરવા યોગ્ય નિર્બળતા—તેથી ડગમગતાં પરંતુ સ્થિર થવા, ઉત્કર્ષ પામવા, યત્ન કરતા માનવીઓનાં ચિત્ર આપ્યાં છે નિર્બળ માનવીમા નિર્બળ માનવી પર સમભાવ ઉત્પન્ન થાય, અને તેમ કરતાં, સંસારસાગરમા આશોરીયા માગ્ગના ઉપાય સુઝે: એ માર્ગનું દિગ્દર્શન અત્રે ઇચ્છયું છે, તેમ કરવામાં મલિન માણસોનાં ચિત્ર શુદ્ધ ચિત્રોમાં કાળા લસરકા પેઠે ક્વચિત્ આણવાં પડયાં છે; કારણ અશુદ્ધિના અવલોકનથી શુદ્ધિના ગૌરવનું માપ સ્પષ્ટ થાય છે." પાત્રોનો આંતરબાહ્ય સંઘર્ષ તેમને જીવંતતા અર્પતો હોય છે, માનવ-જીવનનું સ્વરૂપ જ એવું છે કે એવા સંઘર્ષ વગર જીવન એ 'જીવન' જ રહે નહિ. જીવંત પાત્રોનું નિરૂપણ કલાકારની પાસે અસાધારણ તાટસ્થ્ય અને તાદાત્મ્ય માગી લે છે. ઈશ્વરની જેમ પાત્રોની લીલા-સૃષ્ટિ પણ એવા વિરલ તાદાત્મ્ય-તાટસ્થ્યથી રચાતી હોઈ એ સૃષ્ટિને હાલતી ચાલતી કરવી એ અસાધારણ કલાશક્તિ જ કરી શકે છે.

ગોવર્ધનરામ પાત્રોનો આ જીવનસંઘર્ષ બે રીતે નિરૂપે છે: એક આંતર વૃત્તિસંઘર્ષ અને બીજો બાહ્ય પરિસ્થિતિસંઘર્ષ. આ સંઘર્ષોને ધારદાર બનાવનાર ત્રીજો સંઘર્ષ એમાં ઉમેરાય છે, તે છે તત્કાલીન હિન્દુ સમાજનો સંસ્કૃતિસંઘર્ષ. બાહ્ય પરિસ્થિતિસંઘર્ષ સાંસ્કૃતિક સંઘર્ષના અંશરૂપે પ્રગટ થાય છે. પણ એમ સમજવાનું નથી કે આને લીધે તેમનાં પાત્રો તત્કાલીન હિન્દુ સમાજની માત્ર પ્રતિકૃતિઓ જ બને છે. બુદ્ધિધન, વિદ્યાચતુર, કે સરસ્વતીચંદ્ર અર્વાચીન પાશ્ચાત્ય કેળવણીની અસરની નીપજરૂપ હોવા છતાંયે તેવાં પાત્રો સનાતનતાની મુદ્રાથી પણ અંકિત થયેલાં છે સરસ્વતીચંદ્ર એની આજ સુધીની આગળ તરી આવતી નિષ્કર્મણ્યતાને કારણે હેમ્લેટ જેવા એક સનાતન વ્યક્તિત્વની યાદ નથી આપતો શું? બુદ્ધિધન અને વિદ્યાચતુરના કેટલાક અંશો તાત્ત્વિક રીતે હરકોઈ જમાનાના પાત્રને લાગુ પડે એમ જોઈ શકાય.

સનાતનતાથી અંકિત થયેલાં પાત્રોમાં મોખરે જોવા મળે છે ગોવર્ધનરામનાં સ્ત્રી પાત્રો. કુમુદ, ગુણસુંદરી, ચંદ્રાવલી, કુસુમ, અલકકિશોરી, સૌભાગ્યદેવી–આટલાં ચિરંજીવ સ્ત્રીપાત્રો આપવાં એ જ ગોવર્ધનરામની સમૃદ્ધ સર્જકશક્તિનો પુરાવો નથી શું ? એકંદરે બાહ્યજીવનસંઘર્ષમાં એ પાત્રો તેજસ્વિતાપૂર્વક ટકી રહે છે. કબૂલ કરવું જોઈએ કે બીજા ભાગમાં ગુણસુંદરી કેન્દ્રસ્થાને છે અને પૂર્ણતા ધારણ કરે છે, પણ સાથે એ પણ વિચિત્ર લાગણી જન્મ્યા વગર રહેતી નથી કે એ પાત્રનું નિરૂપણ એથી પણ આગળ જાય છે અને જાણે કે પોતાની અતિપૂર્ણતાથી આખા ગ્રંથ('સરસ્વતીચંદ્ર')ના મધ્યવર્તી વિષયને ક્ષણભર ગ્રહણરૂપ નીવડે છે; બીજા શબ્દોમાં 'સરસ્વતીચંદ્ર'ના દ્વિતીય ભાગમાં કર્તાના મનમાં આપણી કુટુંબસંસ્થાનું ચિત્ર આપવું એ વાત એટલી બધી આગળ પડતી છે કે એ વસ્તુનો આખા ગ્રંથસંયોજનમાં અગાંગીભાવ બરોબર જળવાવાને બદલે એની પ્રધાનતા થઈ જાય છે. અને જો કર્તાની સર્જકશક્તિ સરસ્વતીચંદ્ર અને કુમુદનાં પાત્રોને સભરતા બક્ષી શકે એવી ન હોત તો આખા ગ્રંથમાં ગુણસુંદરી એ જ મુખ્યતા પામી બેસત. આ વસ્તુ બીજી રીતે પણ સ્ફુટ કરી શકાય. ચંદ્રાવલી પણ એવું જ બીજું મહાન પાત્ર છે પણ સદ્‌ભાગ્યે એ પાત્ર ઉપકથાઓમાં નહિ પણ બધી ઉપકથાઓ રૂપી નદીઓ મળ્યા પછી થયેલા સાગરવિશાળ કથાસંદર્ભમાં ઊપસે છે એટલે આખા ગ્રંથમાં એ એને સ્થાને રહે છે અને બીજાઓને ગ્રસી જતી પ્રધાનતા પામી જવાનો પ્રસંગ રહેતો નથી.

'સરસ્વતીચંદ્ર'નાં સ્ત્રીપાત્રો અંગે આનંદશંકર ધ્રુવ કહે છે, "'સ્વ. ગોવર્ધનરામની ઉજ્જવળ કીર્તિ તો 'સરસ્વતીચંદ્ર' ઉપર જ ધ્વજની માફક ફરકયા કરશે, અને તેમાં પણ એમનાં સ્ત્રીપાત્રો ઉપર : એમ અમારી કલ્પના જાય છે. આપણા સ્વદેશી બંધુઓને પશ્ચિમના મહાન પુરુષો સાથે તો કેમ જ સરખાવાય, એવો આપણી વર્તમાન અધમ દશાથી ઉત્પન્ન થયેલી પરદેશપૂજાથી જન્મ પામેલો, સંકોચ

આ ફૂલ
છાંડી કહેવું જોઈએ કે ર ગોવર્ધનરામની 'કુમુદ' શેક્સપિયર અને ડૅન્ટીના ઉત્તમ સ્ત્રીપાત્રો સાથે જરા પણ અતિપ્રશંસા વિના મૂકી શકાય એમ છે."[૪૩] વળી આનંદશંકર ધ્રુવ અન્યત્ર લખે છે, "અમારાથી સહજ આગળના એક વિદ્વાન મિત્રે અમદાવાદમા પ્રસિદ્ધ થતા 'ગૂજરાત ગૅઝેટ' નામના પત્રમાં 'સરસ્વતીચંદ્ર'નું અવલોકન લખ્યું—તેમા એ પુસ્તકની ખામીઓ દર્શાવતા વાપરેલાં એકબે વચનો અત્યારે યાદ આવે છે, 'Kumud is a creture of Romance'—અને સરસ્વતીચંદ્ર 'a philosophic vagabond'! મને લાગે છે કે આ અવલોકનથી સરસ્વતીચંદ્ર ઉપરનો અમારો પ્રેમ જરા પણ કમી થયો નહિ કુમુદના પાત્રની જે ખામી એ અવલોકનકારે બતાવી—તે જ અમારી દૃષ્ટિએ એનો ગુણ હતો, કારણ કે સંક્રાન્તિયુગ વાસ્તવ સ્થિતિ કરતા ભાવનાને વધારે પસંદ કરે છે-ભાવના જ એના જીવનનું 'dynamic force'—સંક્રાન્તિ કરાવનાર ચાલક બળ હોય છે સરસ્વતીચંદ્ર એક 'tragic character' કરુણ રસનુ પાત્ર છે: વાસ્તવ જગતમા એ અસ્થાને છે, અને એની અને જગતની વચ્ચે શાશ્વત વિસંવાદ રહ્યો હોત, તો સરસ્વતીચંદ્રની એક ઉત્તમ 'tragedy' બનત, અથવા તો એ વિસંવાદમાથી, જેણે જગતને વશ કરીને અર્થાત પોતાની ભાવનાને અનુરૂપ કરીને, સંવાદ ઉપજાવ્યો હોત, તો સરસ્વતીચંદ્ર એક ભવ્ય (grand) પાત્ર બનત પ્રથમ ભાગ પ્રસિદ્ધ થયો ત્યાં સુધી આ બેમાંથી એ કયું વલણ લેશે એ નિશ્ચિત ન હતું—અને તેથી, પરિણામે જે વિરસતા ઉત્પન્ન થઈ છે તે ત્યા સુધી ન હતી: માત્ર એ વિરસતામા મને અત્યારે માત્ર એક જ બોધ સમાયેલો દીસે છે અને તે એ કે-પુરુષ કરતા સ્ત્રીને પ્રભુએ ઊંચા તત્ત્વમાથી ઘડી છે—સરસ્વતીચંદ્ર તે કુમુદ નહિ જ આ મર્ત્ય જીવનમા દિવ્યલોકનુ દર્શન કરાવનારી—દિવ્યતાની પ્રત્યક્ષ મૂર્તિ—તે સ્ત્રી જ છે, સ્ત્રી જ એની દિવ્યતા છેક સુધી સાચવી શકે છે; વ્યવહાર માટે ઘડાયેલો પુરુષ ગમે ઉત્તમ સંસ્કાર

૪૩. 'સાહિત્યવિચાર', પૃ. ૪૭૩–૪૭૪.

છતાં વ્યવહારની ઐહિકતામાંથી નીકળી શકતો નથી એ સરસ્વતીચંદ્રના પાત્રનો ચોથા ભાગને અંતે ફલિત થતો બોધ છે."૪૪ અગ્રગણ્ય પાશ્ચાત્ય વિવેચકો શેક્સપિયરનાં પુરુષપાત્રો કરતાં સ્ત્રીપાત્રો વધારે ઉજ્જ્વળ અને સફળ રીતે ચીતરાયાં છે એમ કહે છે તેનું અત્ર સ્મરણ થાય છે.

પ્રો. બળવંતરાય ઠાકોર ગોવર્ધનરામનાં સ્ત્રીપાત્રોની વીગતે ચર્ચા કરે છે. 'સરસ્વતીચંદ્ર'નાં સ્ત્રીરત્નોમાં બુદ્ધિધનની માતા, સૌભાગ્યદેવી, અલકકિશોરી, કુમુદસુંદરી, ચંદ્રલક્ષ્મી, ધર્મલક્ષ્મી, ગુણસુંદરી સુંદરગૌરી, મેનારાણી, કમળારાણી, ગંગા, કુસુમસુંદરી, ચંદ્રાવલી, મોહની, બિન્દુમતી એ પંદર પાત્રોને ગણાવે છે. આ પંદર પાત્રોમા ગુણસુંદરી, ચારનાં ચિત્રો "આખાં અને સૌભાગ્યદેવી, મેનારાણી અને અર્ધ કહેવાં પડે એવાં" છે. ("જોકે આ ચારે પ્રથમ ચારની માફક જ સજીવન જેવાં લાગે છે.") ધર્મલક્ષ્મી, બુદ્ધિધનની માતા, સૌભાગ્યદેવી, ચંદ્રલક્ષ્મી, સુંદરગૌરી અને ગંગા એ ૭ ચિત્રો "અર્ધિયાં કે રેખાચિત્રો છતાંયે આપણાં ઉત્તમ-કુટુંબોમાં ઘણે ઠેકાણે જોવામાં આવે એવાં કુદરતી અને સજીવન લાગે છે."—આમ પણ બળવંતરાય ઠાકોર ઉમેરે છે. સ્ત્રીઓમાં કઈ સ્ત્રીઓ પૂજ્ય ગણાય એ, સરસ્વતીચંદ્ર અને કુમુદને સિદ્ધાંગનાઓનાં દર્શન થાય છે એ પ્રસંગે સૌભાગ્યદેવી, ચંદ્રલક્ષ્મી જે વચનો કહે છે તે ઉતારીને, પ્રો. ઠાકોર જણાવે છે. એ રીતે પ્રો. ઠાકોર તારવે છે કે સૌભાગ્યદેવી પૂજ્ય, ચંદ્રલક્ષ્મી પૂજ્યતર અને ધર્મલક્ષ્મી પૂજ્યતમ છે. એક બીજી રીતે પણ પ્રો. ઠાકોર સ્ત્રીપાત્રોનું વર્ગીકરણ કરે છેઃ "બુદ્ધિધનની માતા, સૌભાગ્યલક્ષ્મી [? દેવી], ચંદ્રલક્ષ્મી, ધર્મલક્ષ્મી, સુંદરગૌરી, ગંગા અને મેનારાણી, આપણી જૂની અને પરંપરાપ્રાપ્ત ભાવનાઓ, જે હજી આપણા સમાજ અને મનોરાજ્યમાં સુપ્રતિષ્ઠિત છે જ તે, પ્રમાણે પૂજનીય. ગુણસુંદરી અને કુમુદસુંદરી, ચંદ્રાવલી અને મોહની, એ ચારઃ- જૂની તેમ નવીઃ હિંદુ, તેમ આર્યઃ

૪૪. 'દિગ્દર્શન'; પૃ ૧૭૭-૧૭૮.

ગૌમ, તેમ સનાતન : ત્રિગુણાત્મક જગતને માટે સ્મૃતિપુરાણોના દક્ષ ગુમ્ફનાર નાગલોકો, તેમ સનાતન ધર્મના પ્રવર્તક બ્રાહ્મણક્ષત્રિય તેજોનો સંવાદ સ્થાપનાર શ્રી પરશુરામ – શ્રીરામચંદ્ર – શ્રીયદુનંદનના અવતાર લેનાર પરમ પુરુષ નારાયણ તથા ત્રિકાલજ્ઞાનરાશિના સાત્ત્વિક ચિરંજીવ શ્રીગાંગેય: – એમ બંને કોટિને માનનીય છે એવી સર્વોપરિ ભાવનાઓ પ્રમાણે પૂજ્ય સ્ત્રીરત્નો."૪૫

ઈ. એમ. ફોર્સ્ટર એના 'Aspects of the Novel'ના ચોથા પ્રકરણમાં પાત્રોના બે વિભાગો પાડે છે: ૧. Flat (સપાટ) અને ૨. Round (ગોળ). સપાટ પાત્રો દ્વિ-પરિમાણવાળાં, જલદીથી ઓળખી શકાય એવાં, વાચકો નવલકથા વાંચ્યા પછી સહેલાઈથી યાદ કરી શકે એવાં, અને એકાદ વાક્યમાં જેનો ઉપસંહાર કરી શકાય એવાં હોય છે. અને જ્યારે તે પાત્રો 'કોમેડી'માં યોજાયાં હોય છે ત્યારે તે ઉત્તમ ખીલતા હોય છે. 'ગોળ' પાત્રો ત્રિપરિમાણ હોય છે અને કરુણરસની નિષ્પત્તિ માટે વધુ સફળતાથી યોજાતાં હોય છે. 'વીર અને છે. મુંદ, કાર-

ાત્રો અને

સ્મૃતિમાં રમ્યાં કરે એવાં આલેખાયાં છે તે વીગત પણ કર્તાની પાત્રાલેખનશક્તિનો વિજય સૂચવે છે. કથાપ્રવાહમાં પ્રત્યક્ષ હાજરી ન

૪૫. 'વિવિધ વ્યાખ્યાનો', ગ્ર. ૧, પૃ. ૧૫૫-૧૫૬.

આપતાં પાત્રો પણ આકર્ષક થઈ શકે છે એના દૃષ્ટાંત રૂપ છે સરસ્વતીચંદ્રની માતા ચંદ્રલક્ષ્મીનું પાત્ર.

## ૪. જીવનદર્શન

કોઈ પણ સર્જકકૃતિનો સંદેશ એ કૃતિ પોતે જ છે. એ કૃતિમાં વ્યક્ત થયેલ જીવનદર્શન એ કોઈ આગવા ભાગ રૂપે જોવાનું નથી, પરંતુ કૃતિમાંનાં બધાં દ્રવ્યો સમરસ થઈ કલાકૃતિ રૂપે ફોરે છે એ જ છેલ્લે પલ્લે મહત્ત્વનુ છે. કળામીમાંસક ક્રોચેએ એક દાખલો આપી સ્ફુટ કર્યું છે તેમ 'હેમ્લેટ'માં પોલોનિયસની ડહાપણભરી ઉક્તિનું મહત્ત્વ 'હેમ્લેટ' એ એક આખી કલાકૃતિથી જુદું તારવીને કરવાનું નથી, કારણ કે 'હેમ્લેટ' કળાકૃતિના સંદર્ભમાં એનું જે કાંઈ મૂલ્ય હોય તે છે —ખાસ કરીને 'હેમ્લેટ'ને એક કલાકૃતિ તરીકે જોતા હોઈએ ત્યારે. 'સરસ્વતીચંદ્ર'માં લેખકનું જે જીવનદર્શન પ્રગટ થાય છે તેમાં એમનું વ્યાપક લોકાવેક્ષણ ખાસ તરી આવે છે. સંક્રાન્તિકાળમાં આપણાં ગૃહ, રાજ્ય, ધર્મના સમગ્ર પ્રવાહોનું આકલન કરતી એક સમધારણ જીવનદૃષ્ટિનો આનંદદાયક પરિચય થાય છે. એ જીવનદૃષ્ટિ 'पुराणमित्येव न साधु सर्वम्'। તેમ, 'નવું' એટલે ત્યાજ્ય એમ લેખતી નથી. 'પ્રાચીન' અને 'અર્વાચીન'ના સઘળા અંશોને જોઈ તપાસી એમાંથી જે જાળવવા જેવા હોય તેમને અપનાવી લેવા અને જે પાયા પર આપણો સમાજ ઊભો છે તેને અનુકૂળ થાય તે રીતે 'અર્વાચીન' અંશોને એમાં સંમીલિત કરવા એ બાબત આ લેખકના મનમાં આગળ પડતી છે. ઉત્તમલાલ ત્રિવેદી લખે છે: "...'પ્રાચીન પૂર્વ, અર્વાચીન પૂર્વ અને પશ્ચિમ—એ ત્રણના ત્રિવેણીસંગમના કાળમાં', જનસમાજના શિષ્ટ વર્ગના આચારવિચારનો નિર્ણય કરવો, તે આચરવા અને ઉપદેશવા એ મહાવ્રત એમણે સ્વીકાર્યું હતું." એ પછી ઉત્તમલાલ ત્રિવેદી ગોવર્ધનરામ અને મણિલાલના જીવનદર્શન અને જીવનકાર્યને તુલનાત્મક દૃષ્ટિએ અવલોકે છે તેમાં ગોવર્ધનરામની

વિશેષતાઓ પ્રગટ થાય છે – " બને વિદ્યામાં સુસંપન્ન હતા બને ઉપર થયેલા ઇંગ્રેજી અને સંસ્કૃતના સંસ્કારોમાં પણ કંઈ બહુ ફેર ન હતો પરંતુ મણિલાલનો થિયોસોફી સાથે સબંધ થવાથી તેમના નિર્ણયો સત્વર અને સબળ થયા તેમની નિશ્ચિત આગ્રહી અને સમર્થ કલમે 'સુધારા'થી ભોળાતી ગુજરાતને સનાતન પક્ષમાં સ્થિર કરી, સનાતન પક્ષને માટે ઉત્તુવાદનું અનુમોદન શોધનારાને તે અનુમોદન આપ્યું અને શાંકર સિદ્ધાંતના નિશ્ચલ પીઠ ઉપર ધર્મ ગૃહ અને રાજ્યના સર્વ વ્યવહારનું પ્રતિષ્ઠાપન કરી પ્રાચીન વ્યવહાર સુસ્થિત કર્યો, અને નવીન ભાવનાઓની વ્યવસ્થા કરી વાદવિવાદથી પ્રાચીન પક્ષનું સમર્થન અને નવીનોનું ખંડન આગ્રહથી શરૂ કર્યું ર૦. ગોવર્ધનભાઈએ આમ એકદમ ન કરતા એક અન્વીક્ષણ કાર્યાધિકારી( Commission of Inquiry )નું કામ હાથમાં લીધું, અને અસાધારણ ધૈર્યથી ત્રિવેણીના ત્રણે પ્રવાહોની અન્વીક્ષા કરવાનું કામ આરંભ્યું આપણા આચાર કાંડનું, ગૃહ ધર્મ અને રાજ્ય એ ત્રણે પ્રદેશોમાં આપણા વર્તનનું, આખું પ્રકરણ ફરી ફાઇલ ઉપર લીધું ( re-opened ) અને નિર્ણય થતા સુધી પૂર્વ પ્રમાણે પોતાનો આચાર કાયમ ( Status quo ante) રાખી બીજાઓને ઉદાહરણથી તેમ જ કરવા ઉપદેશ્યું તેમણે બન્ને પક્ષના પુરાવા લીધા, દલીલો નોંધી, અને સરસ્વતીચંદ્ર દ્વારા પોતાની અન્વીક્ષાના પરિણામો પોતાના સ્વજન આગળ એક પછી એક મૂકતા ગયા

૨૧ મણિલાલે જ્યારે સિદ્ધાંતભાગ ઉપર સ્થિર દૃષ્ટિ રાખી, ઇતિહાસ (સિદ્ધાન્તસાર) અને નિબંધો દ્વારા પોતાના નિર્ણયો મૂક્યા અને પ્રત્યક્ષ રીતે બુદ્ધિને ઉપદેશ્યા, ત્યારે ગોવર્ધનરામે વ્યવહારની ઝીણી ઝીણી ખૂંચો અને મુશ્કેલીઓ ઉપર નજર રાખી નવલકથાના વેશમાં તે આપણી આગળ રજૂ કર્યા આ માર્ગ સ્વીકારવાથી આપણા સાહિત્યને 'સરસ્વતીચંદ્ર'નો અપૂર્વ લાભ થયો તેમણે તલસ્પર્શી વિદ્વત્તા, સૂક્ષ્મ અવલોકનશક્તિ અને અપક્ષપાત અને સર્વગ્રાહી

વિવેકશક્તિનો ઉપયોગ નવલકથા દ્વારા કર્યો અને, અપૂર્વ કલ્પનાશક્તિથી હૃદયના ઊંડા ભાવોના ઝીણા ઝીણા ભેદોને મૂર્તિમાન કરવા સારુ વિવિધ રમણીય પ્રસંગો કલ્પી, ધર્મ ગૃહ અને રાજ્યના પ્રદેશોમાં ત્રિવેણીસંગમના કાળનાં વિવિધ ચિત્રો કુશળ શબ્દચિત્રકારની પીંછીથી આલેખ્યાં અને અત્યંત સૂક્ષ્મતા સાથે ચડતી ઊતરતી આછાશ ઘેરાશવાળા મનોહર રંગો પૂરી – કંઈક ભાવમય, કંઈક ભાવનામય સૃષ્ટિ ઉદ્‌ભાવી; સંગમયુગનો એક સંકુલ પણ રસિક ચિત્રપટ ઉત્પન્ન કર્યો; તેના વિવિધ પાત્રોના ગૂઢ અને પ્રકટ વિચારો, વચનો અને કૃતિઓ દ્વારા વિચારો અને ભાવનાઓના સંગમયુગના આચાર અને સ્વભાવના નાના પ્રકારો પ્રદર્શિત કર્યા; પ્રત્યેકના લાભ-હાનિ તોળ્યા; પ્રત્યેકની સારાસારતા અને શિષ્ટાશિષ્ટતા, અનુભવગોચર કરાવી, ધર્મ (Ethics), અર્થ (Economics), કામ (Aesthetics) દૃષ્ટિએ તપાસી, અને રસ દ્વારા પ્રાચીન નવીન આચારવિચારનાં સત્યોનો સર્વને રુચિકર થાય તેવી રીતે બુદ્ધિને ઉપદેશ કર્યો."૪૬

પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી કહે છે: "'સરસ્વતીચંદ્ર'ની રચનામાં ભૌમિતિક તરેહ કે સપ્રમાણતા નથી, અને મુખ્ય પાત્રોની કથા સુખાન્ત કે દુઃખાન્ત છે એમ પણ ચોક્કસ કહી શકાતુ નથી, એ પણ મને ગોવર્ધનરામના જીવનદર્શનની ખાસ ખૂબી લાગે છે. જ્યાં પ્રસન્ન થઈએ છીએ ત્યા પ્રસન્નતા પણ નિર્ભેળ નથી; જીવનમાં હોય છે તેમ કયાક કશો ખટકો રહી જાય છે. કુસુમ, કુમુદ અને સરસ્વતી-ચંદ્રનું નવુ જીવન મંગલ છે, પાવન છે, હું એને મંગલ ને પાવન ગણું છુ, પણ એ સંપૂર્ણ સુખી નથી; એ એક સમાધાન છે; એક તપ છે."૪૭ ગોવર્ધનરામને જીવનનુ એવુ વૈવિધ્યભર્યુ અને સર્વગ્રાહી દર્શન છે કે માનવજીવન જેવી જ વ્યથામય ગૂઢતા અને અંતે માંગલ્યમાં અવશ્યંભાવિ પરિણમન અંગેની શ્રદ્ધા જોવા મળે છે. કલાકાર

૪૬. 'વસંત' વર્ષ ૯, અંક ૩, પૃ. ૨૨૫-૨૨૭.

૪૭. 'ચૂનીલાલ ગાંધી વિદ્યાભવન વાર્ષિક', અંક ૪, પૃ. ૧૦૨.

તરીકે ગોવર્ધનરામની દૃષ્ટિ વેધક, સૂક્ષ્મમા સૂક્ષ્મ વીગતને ન ચૂકનારી, વ્યાપક અને અખડ ગ્રાહિણી છે ગોવર્ધનરામની જીવનદૃષ્ટિને સોફો ક્લિસને અગે મેથ્યુ આર્નલ્ડે લખેલી પક્તિ "He saw life steadily and saw it whole" લાગુ પડી શકે ચિકિત્સક દૃષ્ટિથી તેમણે વર્તમાન જીવનના પ્રવાહોને અભિલાઈપૂર્વક અવલોકી ભાવિની માગલ્યસૂચક રેખાઓ નિર્દેશી છે

ગોવર્ધનરામની જીવનદૃષ્ટિનો ખ્યાલ આચાર્ય આનદશકર ધ્રુવના શબ્દો ઉતારતા કરતા વધારે માર્મિક રીતે ભાગ્યે જ આપી શકાય — "'સરસ્વતીચદ્ર' એ અર્વાચીન સમયના હિન્દુસ્તાનના સાસારિક, રાજકીય, ધાર્મિક વગેરે મહાપ્રશ્નોની ચર્ચાનો 'આકર ગ્રથ' છે હાલની તરેહની પ્રસ્તાવનાને બદલે પ્રાચીન રીતિની એની પ્રસ્તાવના લખાઈ હોત તો તે કદાચ આ પ્રમાણે લખાત — 'કલિકાલમા જ્યારે ભરતખડના મનુષ્યોની બુદ્ધિનો હ્રાસ થયો અને મહાભારતનુ રહસ્ય સમજી શકાયુ નહિ ત્યારે વ્યાસજીએ પોતે દયા લાવીને મનુષ્યોને દેશકાલાનુસાર ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એમ ચતુર્વિધ પુરુષાર્થ સમજાવવા માટે પ્રાકૃત ભાષામા આ 'સરસ્વતીચદ્ર પુરાણ' રચ્યું ''૪૮

ગોવર્ધનરામનો પોતાનો ઉછેર પ્રાચીન આર્ય પ્રણાલીવાળા કુટુબમા થયો હતો અગાઉ જોયું તેમ મનસુખરામ જેવા કઈક સનાતની કહેવાય તેના પ્રાચીન પરપરાનુયાયી રાજપુરુષના સમાગમ અને સપર્કનો લાભ ગોવર્ધનરામને ઠેઠ નાની વયથી મળ્યો હોઈ તેમની સબળ અસર ગોવર્ધનરામ ઉપર થાય તે સ્વાભાવિક છે પરતુ પાશ્ચાત્ય વિદ્યાપરપરાની ગાઢ અસર પણ ગોવર્ધનરામ ઉપર થયેલી જોવા મળે છે એ પણ એટલુ જ નોંધપાત્ર છે એલ્ફિન્સ્ટન

૪૮ 'સાહિત્યવિચાર,' પૃ. ૪૭૪.

કૉલેજમા પ્રો વર્ડ્ઝવર્થ અને કર્કહામ જેવા વિદ્વાન અધ્યાપકોની અસરથી જાગેલો અને પોતાની અવિરત વિદ્યાસાધનાથી પરિપુષ્ટ થયેલો પાશ્ચાત્ય વિદ્યાપર પરાનો અનુરાગ તેમની જીવનદૃષ્ટિમા સમીલિત છે પૌરસ્ત્ય અને પાશ્ચાત્ય જીવનપદ્ધતિના સદશોને સારગ્રાહી સમન્વય દૃષ્ટિએ સારવી લઈ પોતાના વિશિષ્ટ જીવનદર્શનમા સમરસ કરવા એ ગોવર્ધનરામનો એક ચિંતક તરીકેનો પુરુષાર્થ સુભગ પરિણામ રૂપે વિલસતો 'સરસ્વતીચંદ્ર'મા જોવા મળે છે આ રીતે પૌરસ્ત્ય અને પાશ્ચાત્ય જીવનરીતિઓના ઉત્તમ અશો જેમા યુગપત્ રહ્યા છે એવુ ગોવર્ધનરામનુ તટસ્થ, વ્યાપક, સમુદાર અને સમધારણ જીવનદર્શન 'સરસ્વતીચંદ્ર' એ કલાકૃતિમા પમર્યા કરે છે કવચિત્ આ પ્રકારની જીવનસમીક્ષા રજૂ કરી દેવાના કંઈક આગળ પડતા ખ્યાલને લીધે કૃતિમા કંઈક ક્ષતિઓ દાખલ થઈ છે તે છતા આ જીવનસમીક્ષા રજૂ કરતા કળાકારે જાગૃતિ સેવી લાગે છે 'સરસ્વતીચંદ્ર'મા આવતુ જીવનનુ વિવેચન—એ ગૌરવગ્રથને રસિક બનાવવામા એક રીતનો આગવો ફાળો આપે છે James Gibbons Huneker કહે છે —

"Dostoievsky says there are no old women—to be sure he puts the expression in the mouth of the sensualist Karamazov and as a corollary I maintain that nothing is uninteresting if painted by a master hand, from carrots to Chopin "[૪૯] ગોવર્ધનરામ જેવા એક નૈસર્ગિક કળાકારના હાથમાથી ભાગ્યે જ કોઈ વસ્તુ કળામય થવામાથી છટકી શકે છે

૪૯ 'Literary Opinion In America', Edited by Morton Dauwen Zabel, p 78.

## ૫. સમાજમીમાંસા : ગૃહ, કુટુંબ, રાજ્ય, ધર્મ, આદિની મીમાંસા

ગોવર્ધનરામના જીવનદર્શનનો પરિચય કર્યા બાદ આપણાં ગૃહ, કુટુંબ, રાજ્ય અને ધર્મની વિચારણામા એ દર્શન કેવુ મૂર્ત થયું છે એનો પરિચય કરીએ.

આપણા ગૃહસંસારના પ્રત્યેક પ્રશ્નને ગોવર્ધનરામે સમર્થતાપૂર્વક ચર્ચ્યો છે. 'સરસ્વતીચંદ્ર'ના બીજા ભાગમા ગુણસુદરીનુ કુટુંબઅળ આલેખી તેમણે આપણા ગૃહકુટુમ્બના અનેકવિધ સવાલોને પ્રસ્તુત કરી એના ઉકેલો સૂચવ્યા છે ગોવર્ધનગામે પાત્રો બહુશઃ જાતિચિત્રો (types) આપ્યાં નથી પણ કુટુંબો types (જાતિચિત્રો) લીધાં છે. લક્ષ્મીનંદનનુ કુટુબ, બુદ્ધિધનનુ કુટુબ, વિદ્યાચતુરનુ કુટુંબ આદિ કુટુંબોમા આપણા સસારના વાસ્તવિક ચિત્રો તેમણે રજૂ કર્યાં છે. તત્કાલીન સમાજસ્થિતિનુ તે વાસ્તવરંગી ચિત્રણ આપે છે અને કુટુંબપ્રશ્નોમા સંવાદિતા સાધવા તરફ તેમની વિચારણાનો ઝોક છે.

'સરસ્વતીચંદ્ર અને આપણો ગૃહસંસાર' એ લેખમાળામાં ઉત્તમલાલ ત્રિવેદીએ ગોવર્ધનરામની ગૃહકુટુંબ મીમાંસાની સમર્થ ચર્ચા કરી છે. તે લખે છે, "...રા ગોવર્ધનગામે આ ગ્રંથમાં અનેક કુટુંબો અને પાત્રો ચીતર્યાં છે જેમાના કેટલાંક ભાવાત્મક (real), કેટલાક ભાવનાત્મક (ideal), અને કેટલાક બેના મિશ્રણવાળાં છે અને તે સર્વની ફૂલગૂંથણી કરી આપણા સ્ત્રીપુરુષોના સ્થૂલ અને માનસિક જીવનોનાં બોધદાયક ચિત્રો આપ્યાં છે. વાંચનારને અહીં સ્મરણ કરાવીએ કે આ ગ્રંથમા શઠરાય, બુદ્ધિધન અને લક્ષ્મીનંદનનાં તથા માનચતુર એટલે વિદ્યાચતુરના બ્રાહ્મણ કુટુંબોના પ્રધાનપણે, અને જડસિંહ, ભૂપસિંહ, અને મણિરાજના કુટુંબનાં ચિત્રો ગૌણપણે આવે છે. સહજ વિચાર કરતાં જણાશે કે આ કુટુંબો આપણાં કુટુંબોના નમૂના રૂપે છે. શઠરાયનુ કુટુંબ તે એક રાજ્યલોભી, પ્રપંચી, પ્રાકૃત

અને 'નવા' ગૃહસ્થનું કુટુંબ છે; બુદ્ધિધનનું કુટુંબ તે એક જૂની પણ જીર્ણ થયેલી ગૃહસ્થતાવાળું, કથાપુરાણો, સંસ્કૃત ફારસી સુભાષિતો, અને બુદ્ધિમંત તથા ઉચ્ચાશયવાળી માતાનો બોધ, એ સર્વથી સંસ્કાર પામેલા, અને જીર્ણ થયેલી ગૃહસ્થતા અને ખોયેલો અધિકાર પ્રાપ્ત કરવામાં, બુદ્ધિબળથી વિજયવંત થયેલા 'અનુભવી' ગૃહસ્થનું કુટુંબ છે. લક્ષ્મીનંદનનું કુટુંબ તે એક ધનાઢ્ય પણ અસંસ્કૃત મુંબાઈના વ્યાપારીનું કુટુંબ છે. વિદ્યાચતુરનું કુટુંબ, એ શ્રીમંત મોસાળમાં ઊછરેલા અને રસિક થયલા, સ્વભાવથી બુદ્ધિમાન અને દેશી રાજ્યમાં નોકરી કરેલી છતાં પવિત્ર અને નીતિમાન રહેલા, નવીન પ્રવાહમાં પડેલા ગૃહસ્થનુ કુટુંબ છે. જરાસિંહ ભૂપસિંહ અને મણિરાજનાં કુટુંબો પણ જુદી જુદી સ્થિતિ અને સંયોગોવાળાં જુદા જુદા પ્રકારનાં ક્ષત્રિય કુટુંબો છે. આ સિવાય ચન્દ્રકાન્ત, તરંગશંકર, અને ઉદ્ધતલાલ એ ત્રણે નવીન વિદ્યા, અને પ્રાચીન વ્યવહાર વિષે જુદા જુદા વિચારવાળા જુવાનોનું, પોતાના કુટુંબ પ્રત્યે વર્તન કથનમાત્રથી બતાવવામાં આવ્યું છે અને મિસ ફ્લોરા નામની ઇંગ્રેજ બાનુના મુખથી અને વિદ્યાચતુરની અપ્રતિહત નવીન બુદ્ધિના ફલરૂપ કુસુમસુંદરીના ઇતિહાસ દ્વારા, ઇંગ્રેજ જેવા સંસારવ્યવહારનું પણ કંઈક જ્ઞાન વાંચનારને કરાવ્યું છે. "[૫૦]

શઠરાયના કુટુંબનું વિશ્લેષણ કરતાં ઉત્તમલાલ લખે છે: "શઠરાયની પોતાની ભ્રષ્ટતા, તેના કુટુંબની આ ભ્રષ્ટદશાની કારણભૂત હોવાનું વાંચનારને અનાયાસે જ પ્રતીત થાય છે. તે સિવાય તેમના ઘરમાં ગૃહિણીનો અભાવ એક બીજું કારણ છે, અને તે તરફ નજર કરતાં અલકનન્દા અને રૂપાળીના આ ચિત્રથી સ્ત્રી વર્ગ ઉપર તિરસ્કાર ઉત્પન્ન થવાને બદલે દયા ઊપજે છે. આ ચિત્રથી આપણા સંસારમાં આધેડ ગૃહિણીની જરૂરિયાત અને કીમતી સહાયનું વ્યતિરેકદૃષ્ટાંત રા. ગોવર્ધનરામે આપ્યું જણાય છે. શઠરાય સિવાયનાં બીજાં કુટુંબોમાં આ પ્રકારનો અનાચાર રા. ગોવર્ધનરામે ચીતર્યો નથી. અને તે બધાં

૫૦ 'વસંત' વર્ષ ૧, અંક ૧, પૃ. ૩૩.

કુટુંબોમાંથી આપણા કુટુંબની આધેડ સ્ત્રીઓના સંગમાં જાણ્યે-અજાણ્યે મળતા ગૃહશિક્ષણનું માહાત્મ્યે આપણને પ્રતીત કરાવ્યું છે. વાંચનારને સ્મરણ હશે કે શઠરાયના કુટુંબમાં દુષ્ટરાયની માતા કોઈ ઠેકાણે દષ્ટિગોચર થતાં નથી. એટલે સંસારના અનુભવવાળી આધેડ સ્ત્રીઓની કલ્યાણકારક દેખરેખ વિના કોમળ વયના પુત્ર અને વહુ દીકરીનો સંસારસમારંભ આવો ભ્રષ્ટ અને અવનતિકર નીવડે, એ રહસ્ય આ કુટુંબના ઇતિહાસ ઉપરથી નીકળે છે."[૫૧] લક્ષ્મીનંદનના કુટુંબમાં "અશિક્ષિત સ્ત્રીના ચારિત્ર્યથી આવી પડતી વિષમતાનુ ઉદાહરણ છે", એમ કહ્યા પછી ઉત્તમલાલ ઉમેરે છે, "જરાક વિચાર કરતાં જણાશે કે, સંસારમાં સ્ત્રીનુ પ્રાબલ્ય, પ્રાચીન અને નવીનો વચ્ચેનો વિરોધ, અને તે વિરોધથી નવીનોને જ સહેવી પડતી મુસીબતોનો ચિતાર રા. ગોવર્ધનરામે આ કુટુંબ દ્વારા આપણને આપ્યો છે."[૫૨] લક્ષ્મીનંદનના કુટુંબમાં તેમની માતાનુ ગુમાનના આવ્યા બાદ પણ કેવું વર્ચસ્વ છે એ વિષે ઉત્તમલાલ કહે છે, "ગુમાનનાં કારસ્તાનથી સરસ્વતીચંદ્રને ભારે નુકસાન થશે એ વાતની અગમચેતીવાળી ડોશી વીલ કરી પોતાનું સ્ત્રીધન સરસ્વતીચંદ્રને લખી આપે છે, અને લક્ષ્મીનંદનની સહી કરાવતી વખતે એટલો પ્રભાવ રાખી શકે છે કે શેઠ યંત્રની પેઠે સહી કરીને ચાલ્યા જાય છે. સ્ત્રીઓને 'અબલા' કહેનારાના સામો આ દાખલો બહુ ઉપયોગમાં આવે એવો છે. અને કહેવું જોઈએ કે આ ચિત્રમાં રા. ગોવર્ધનરામની અંશ માત્ર પણ અતિશયોક્તિ નથી. ડોશી પોતાનું ધારેલું બરાબર કરે છે. આપણા સંસારમાં માન અને મર્યાદાવાળા સંસારમાં ઘણી ડોશીઓ પોતાનું ધાર્યું કરવીને બળથી કળથી શક્તિવાન થાય છે."[૫૩] બુદ્ધિધનના કુટુંબ વિષે ચર્ચા કરતાં આધેડ સ્ત્રીપુરુષોના દામ્પત્ય જીવન વિષે ઉત્તમલાલ એક માર્મિક મુદ્દો રજૂ

૫૧. એજન, પૃ. ૩૬.
૫૨. 'વસંત', વર્ષ ૨, અંક ૨, પૃ. ૬૩.
૫૩. એજન, પૃ. ૬૩.

કરે છે: "પતિપત્નીનો પ્રેમ પાશવ ધર્મના પરિશીલનમા જ સમાપ્ત થતો ન હતો એટલું જ નહિ પણ પોતાનાં બે બાળકો અલકકિશોરી અને પ્રમાદધન સંસારી થયા પછી એક વાર પોતાની સગર્ભા સ્થિતિનું ભાન થતાં શીળાં સૌભાગ્યદેવી શરમિંદાં પડી ગયાં અને તે જ ક્ષણે પતિની સંમતિથી બ્રહ્મચર્યવ્રત ગ્રહણ કરી પોતાનું ધર્મપત્નીત્વ સિદ્ધ કર્યું જૂના જમાનાનાં આર્ય સંસારનાં આ દમ્પતીએ આમ માલ્થસની દલીલોને નિરપેક્ષ કરી"[૫૪] બુદ્ધિધન અને સૌભાગ્યદેવીના બે સંતાનો–અલક અને પ્રમાદધન–ના ઉછેરમા બુદ્ધિધનના માતા ગુજરી જવાથી પોતાનો ફાળો આપી શકયાં નહિ અને બુદ્ધિધનનો એ ચઢતીનો કાળ હતો એ કાળમા તેની અસર બાળકો ઉપર પડી અને એથી બાળકોના ઉછેરમાં કેવી તો ઊણપો રહી જવા પામી એ વિષે ઉત્તમલાલ લખે છે, "પિતાની સાથે રહ્યાથી અને પિતાનો જ વ્યવહાર જોવાથી અલકકિશોરીમા કોમળતાનો અંશ ગૌણ રહ્યો; અને પુરુષની રીતભાતના સંસ્કાર ફૂલપાનમા અને લાડમાં ઊછરેલી આ બાળાના મનમાં વધવા લાગ્યા. આથી મોટી થઈ ત્યારે એ સ્વભાવે 'જાજરમાન' – જલદ મિજાજની – નીવડી માતાપિતાની અસ્ખલિત પવિત્રતાના દૃષ્ટાંતથી કોઈ પણ તરેહના અપવિત્ર સંસ્કાર ઉત્પન્ન થવાનો અવકાશ ન હતો, પણ હોશિયાર, અભિમાની અને અમલને ચાહનારી આ બાળાના જીવનની વેગવાળી ગતિમા એના ઉપર કોઈ પણ પ્રકારની નિયંત્રણા (discipline) ન હતી ગૃહનિયંત્રણાના આ અભાવથી બુદ્ધિધનના રાજકાર્યમાં માથું મારવા સુધીની પણ એ હિમ્મત ચલાવતી. આમ અલકકિશોરી ઉગ્ર હતી, અનિયંત્રિત હતી અને ગુમાની હતી. પિતાના અમાત્યપણાની રોમા આખું જગત તણાશે એવી અંતર્ગત બુદ્ધિથી જગતને તુચ્છ ગણી મનમાં આવ્યું તે કહી નાખવાની તેને કુટેવ પડી હતી. પોતાના શબ્દોથી પારકાને શું લાગશે, એનું કેવું હાનિકારક પરિણામ આવશે તેનો વિચાર કરવાની તસ્દી લેવાનું એને

૫૪. 'વસંત', વર્ષ ૧, અંક ૩, પૃ. ૧૦૪.

શીખવ્યું ન હતું. અલકકિશોરીના સ્વામી વિદુરપ્રસાદ પણ મનોબળમાં અલકના કરતાં ઓછા હતા એટલે માનસિક કેળવણીનું આ દ્વાર પણ તેને બંધ હતું. એટલું જ નહિ પણ ક્વચિત્ એની મનોવૃત્તિની અવગણના કરતાં પણ તે શીખી હતી. મનમાં આવ્યું તે બોલી નાખવાની કુટેવે એણે ઘણાનાં મનને માઠું લગાડયું હતુ અને તેવો પ્રસંગ જ્યારે રૂપાળી અને ખલકનન્દાના એમના નોકરો સાથેના આડા વ્યવહારના સંબંધમાં આવ્યો, ત્યારે કિશોરીના ઉપર પોતાના પિતાના જ, સુવર્ણપુરના અમાત્યના જ, ઘરમાં એક નીચ પટાવાળાને હાથે લાજ લેવાવાનો પ્રસંગ આવ્યો. આપણી જીભ આપણા પોતાના અને આપણા કુટુંબ ઉપર કેવા અનિષ્ટ પ્રસંગો લાવે છે એના ઉદાહરણ તરીકે આ પ્રસંગ કંઈક અતિશયોક્ત છતાં, બોધ લેવા લાયક છે આવા અનિષ્ટ પ્રસંગને બુદ્ધિધને નિવાર્યો અને તેમાથી પોતાના શત્રુ શઠરાયને માત કરવાનુ એક સબળ સાધન ઊભું કર્યું વગેરે બુદ્ધિધનના બુદ્ધિવિલાસની વાત જુદી છે, પણ કન્યાઓ – બાળકો – ઉપર યોગ્ય નિયંત્રણા ન રાખવી એ કેવી ગંભીર ભૂલ છે એ અલકકિશોરીનું ચરિત્ર સારી રીતે બતાવે છે."[૫૫] અને પછી અતે કાંઈક ઉકળાટપૂર્વક ઉત્તમલાલ ઉદ્ગાર કાઢે છે કે, "અલકકિશોરીની જગતની અવગણના કરવાની ટેવ, દૂરઅંદેશી વિચારની શૂન્યતા, જનસ્વભાવનું બિલકુલ અજ્ઞાન, ખલકનન્દા અને રૂપાળીની મશ્કરી, તેના કારણનુ સ્પષ્ટીકરણ વગેરે ધ્યાનમાં લેતાં સ્ત્રી તરીકે અલકકિશોરીનું ચારિત્ર્ય અત્યંત અશિષ્ટ કહેવાય. બુદ્ધિધનને બે જ બાળકો અને બન્ને બાળકોનાં ચારિત્ર્ય આવી રીતે દૂષિત, એ વાત ઉપર, સમૃદ્ધિમાં આળોટતાં, બાળકોને જન્મ આપી તેમની બાળચેષ્ટાથી પ્રસન્ન રહેવામાં જ જીવનનું સાર્થક્ય માનનારાં – માબાપોનુ ધ્યાન ખેંચવાની ખાસ જરૂર છે એ કોને વિદિત નથી?"[૫૬]

---

૫૫. એજન, પૃ. ૧૦૫

૫૬. એજન, પૃ. ૧૦૮.

ગુણસુંદરીના કુટુંબજાળનાં ચિત્રો વિષે લખતાં ઉત્તમલાલ ત્રિવેદી કહે છે, "આપણા સંસારમાં બાલવધૂજનની કેવી અવદશા થાય છે તેનું અથથી ઇતિ સુધીનું એક ચિત્ર રા. ગોવર્ધનરામે આપ્યું નથી. પણ સીમન્ત સમયમાં સાસરે રહેતી ગુણસુંદરીના ઇતિવૃત્તમાં રા. ગોવર્ધનરામે એક હૃદયવેધક પટ્ટ આલેખ્યો છે, જે ઉપરથી સાધારણ પ્રસંગોનું અનુમાનિક ચિત્ર બાંધી શકાય છે. પરંતુ આ પટ્ટના સંબંધમાં આટલું કહેવાની ફરજ પડે છે કે તેનો પ્રસંગ અસ્વાભાવિક અને આલેખન અતિશયોક્ત છે."૫૭ વળી ગોવર્ધનરામે ગુણસુંદરીને 'દિવ્ય' નિરૂપવામાં સાસુ નણંદ વગેરેનું જે ચિત્ર આપ્યું છે તે વાસ્તવિક નથી : "કોઈ ઠેકાણે અપવાદ તરીકે આવે પ્રસંગે પણ નિષ્ઠુર રહેનારી કોઈ સાસુ નણંદ હોય, પણ વિદ્યાચતુરનાં ઘરનાં બધાં બૈરાંને એવાં બનાવવામાં સાધારણ સ્ત્રીસમાજ ઉપર જ આક્ષેપ છે એમ માનવું પડે છે. ગુણસુંદરીને અનુપમ ઉત્કર્ષ અર્પવામાં ગ્રંથકારે ધુરંધર ધર્મલક્ષ્મી સુધ્ધાંને રાક્ષસકોટિમાં મૂકી દેવાનું સાહસ કર્યું છે. અમે નથી ધારતા કે પોતાની નાયિકાને દિવ્ય બનાવવામાં આટલો બધો ગેરઇન્સાફ કરવાની જરૂર હોય – અથવા કોઈ પણ ગ્રંથકાર નિર્દયતાથી કરી શકે. અમને લાગે છે કે રા ગોવર્ધનરામનાં સ્ત્રીવાચકો તેમના ઉપર થયેલો આટલો બધો ગેરઇન્સાફ ક્ષન્તવ્ય નહિ ગણે."૫૮ આગળ કુટુંબચિત્રોના આલેખનમાં ગોવર્ધનરામની એક બીજી મર્યાદા બતાવતાં ઉત્તમલાલ લખે છે, "...સગર્ભ સ્થિતિમાં જોઈતી વિશ્રાન્તિને અભાવે ગુણસુંદરીનું શરીર બહુ નબળું પડી ગયું, અને બાળકને જન્મ આપવાને વખતે તે મરણ તુલ્ય થઈ ગઈ. આ વાત ધ્યાનમાં રાખતાં એક એ પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે – વિદ્યાચતુર શું કરતો હતો? ગ્રંથકારે ગુણસુંદરીને એવી તો અલૌકિક બનાવવા યત્ન કર્યો છે કે બે માસથી ગુણસુંદરી પોતાની અવિશ્રાન્તિના સમાચાર વિદ્યાચતુરને જાહેર કરતી નથી. ગુણસુંદરી

૫૭. 'વસંત', વર્ષ ૧, અંક ૫, પૃ. ૧૭૯.
૫૮. એજન, પૃ. ૧૮૦.

પાસે ગ્રંથકાર લખાવે છે કે 'ઘરકામને લીધે બે માસ થયા દિવસે તમારી પાસે વાત કરવા સરખો એ વખત મળ્યો નથી, અને રાત્રિએ તમે થાકયાપાકયા હો તે વખતે તમને મારાં ટાયલાં સંભળાવતાં મને કંપારી છુટતી હતી; એટલે હું તમને સુવા જ દેતી.'[૫૯] ઉપર ઉપરથી જોતાં સ્ત્રીસ્વભાવમાં આટલી બધી સહનશીલતા આપણને બહુ મનોહર લાગે છે. પરંતુ વાસ્તવિક વિચાર કરવા જતાં આમાં અમને આત્માપેક્ષાની સ્વાભાવિક અને આવશ્યક મર્યાદાનુ ઉલ્લંઘન થતું જણાય છે, અને આ રેખા ચીતરવામા રા ગોવર્ધનરામે સ્ત્રીસ્વભાવની અત્યાચરણરૂપ વિષમતાનુ નિદર્શન આપ્યું છે, એવા તર્ક ઉપર આવવુ પડે છે. ગમે તો હો પણ — આટલું બધુ થતા સુધી વિદ્યાચતુર શુ કરતો હતો તે પ્રશ્નનો ઉત્તર આપણને મળતો નથી."[૬૦] પાત્રોને આ પ્રકારની અલૌકિકતા આપવાથી "નવલકથાના સાસારિક વિભાગની કિંમતમાં ઘણી ન્યૂનતા આવી છે" એમ પણ તે ઉમેરે છે

'રાસ્તગોફ્તાર તથા સત્યપ્રકાશ'ના એક અજ્ઞાત અવલોકનકારે 'સરસ્વતીચંદ્ર' ભા. ૧ બહાર પડયા પછી તેનું અવલોકન કરતાં લખ્યું કે "આ નવલમાં હિંદુ સંસારના સાદા પણ સુંદર બનાવો ઉપરથી ભભકપૂર ઠાઠવાળું તો પણ સંસારી કિસ્સાનુ વર્ણ બનાવીને ગોઠવ્યું છે."[૬૧]

---

૫૯. 'સરસ્તીચંદ્ર' ભા. ૨ (પહેલી આવૃત્તિ, પૃ. ૫૩)મા આ વાકય નીચે પ્રમાણે છે :-

"ઘરકામને લીધે બે માસ થયા દિવસે તમારી સાથે વાત કરવાને પા કલાક સરખો મળ્યો નથી અને રાત્રિયે તમે થાકયાપાકયા નિદ્રા શોધતા હો તે પ્રસંગે તમને મ્હારા ટાયલા સંભળાવતા મને કંપારી છુટતી હતી એટલે હું તમને સુવા જ દેતી."

૬૦. 'વસંત', વર્ષ ૧, અંક ૫, પૃ. ૧૮૦.

૬૧. 'રાસ્તગોફ્તાર તથા સત્યપ્રકાશ', પુ. ૩૭, અંક ૧૮૮૩, . ૧૨૮.

ગોવર્ધનરામે 'સરસ્વતીચંદ્ર'ના પહેલા ભાગમાં દેશી રજવાડાનું એક અધમ ચિત્ર આલેખ્યું છે અને ત્રીજા ભાગમાં બીજા એક ચિત્ર દ્વારા એ અધમતાને ધીમે ધીમે સમુત્ક્રાન્ત થતી બતાવી છે અને મલ્લ મહાભવન આલેખી એનું એક આદર્શ ચિત્ર બતાવવા પ્રયત્ન કર્યો છે. ચોથા ભાગમાં સરસ્વતીચંદ્ર અને કુમુદને થતા સ્વપ્નદર્શનમાં અશ્વત્થામા, પાંચાલી, હનુમાન આદિ પૌરાણિક પાત્રોના એક રૂપક દ્વારા ભારતના ઉદ્ધાર અર્થે કયા માર્ગ અપનાવવા જોઈએ એની વાત લેખકે કરી છે. મલ્લરાજને રાજ્યામલ ચલાવતા કેટલા બધા પ્રશ્નો નડે છે — ભાયાતો, પોલિટિકલ એજન્ટો વગેરે સાથેના સંબંધોને લગતા — તેની રજૂઆત પ્રતીતિકારક છે ચોથા ભાગમાં ચન્દ્રકાન્ત કહે છે, " Pax Britannica – બ્રિટિશ શાન્તિ – સૂર્યના ઉદય પેઠે સર્વ તેજને, તારાઓને તેમ ચંદ્રને પણ, અસ્ત કરશે. વૈરાટના મુખમાં અર્જુને કૌરવો અને પાંડવોની ક્રમશઃ ગતિ દીઠી તેવી જ આ શાન્તિના મુખમાં શુદ્ધ અને અશુદ્ધ, પ્રવીણ અને મૂર્ખ, સર્વ રાજાઓએ પોતાની ગતિ જોઈ લેવી. દેશી રાજ્યોની પરસ્પરતકરારોમાં તેમ તેમની પોતાની સાથની તકરારોમાં સરકારે પોતાના હાથમાં ન્યાય રાખ્યો છે એટલું જ નહી પણ ન્યાયનાં ધોરણ પણ નવા કાળનાં વાળ્યા વળે એવાં રાખ્યાં છે. એટલું જ નહી પણ એ રાજ્યોની પ્રજાને ન્યાય આપવાના ત્રાજવાં પણ રાજાઓ જાતે બરોબર ઝાલતાં શીખવાના નથી, અને તેવે પ્રસંગે એ રાજાઓ અને તેમની સારીનરસી પ્રજા વચ્ચે વિરોધના પ્રસંગ સમાયલા છે, એ પ્રસંગોએ આ ત્રાજવાં રાજાઓના હાથમાંથી ઇંગ્રેજના હાથમાં વશે કે કવશે ચાલ્યાં જશે. આ કાળે પ્રજાને દેશી રાજાઓના કરતાં પરદેશીઓનો રંગ અને સંગ વધારે મીઠો લાગશે; અને કોઈ પ્રસંગે સાસરાના જુલમથી ત્રાસેલી, તો અન્ય પ્રસંગે દક્ષિણ નાયક ઉપર મોહેલી, વંઠેલી, પ્રજાઓ પરણેલા ધણીને ત્યજી રંગીલા અને ચતુર પરદેશી અશ્વારોઓ સાથે ચાલી જશે. આપણા રાજાઓ તે હવે રાજા નથી અને માત્ર સરકારે રા

સ્થાનિક અધિકારીઓની દશાને પામ્યા છે—They are already reduced into what Herbert Spencer calls Local Governing Agencies. હવે તો આ ઉદ્યોગપર્વના યુગમાં ન્હાનાં રાજ્યોની પ્રજાઓ મ્હોટા રાજ્યની પ્રજામાં ભળતી જાય છે, અને તેમના પ્રાચીન સ્થાનિક રાજ્યાધિકારીઓ ઉદ્યોગાધિકારીઓ – ઉદાત્ત પુરુષો— Lords and Nobles — a noble aristocracy–થઈ જશે." —ગોવર્ધનરામનુ દર્શન યથાર્થ નીવડ્યું છે.

મલ્લ મહાભવનના રૂપકને કર્તાએ જ સ્પષ્ટ કર્યું છે તેમ અર્જુનનાં ત્રણ અસ્ત્ર તે દૃષ્ટિ, જિષ્ણુતા, અને કર્મ છે. 'માદ્રી' એ રાજસત્તાનુ સ્વરૂપ છે. તેના બે પુત્રો તે સુન્દરતાનું સ્વરૂપ 'નકુલ' અને પ્રાજ્ઞતાનુ સ્વરૂપ 'સહદેવ' છે. 'સહદેવ' એ રાજ્યનો "વસૂલાતી અધિકારી — રેવન્યુ કમિશ્નર" છે. પાંચાલી તે પ્રજા છે. કર્ણ એ "દાનશક્તિ"નું સ્વરૂપ છે. પિતામહ તે "પુરાણ અનુભવીની મૂર્તિ" છે, કુરુક્ષેત્ર તે "કાઉન્સિલ હોલ" છે. ગોવર્ધનરામના સંસ્કૃતિ દર્શન વિશે પ્રો. કેશવલાલ કામદાર લખે છે, "ગોવર્ધનરામ હિંદની તમામ સંસ્કૃતિને મહાભારતનાં પાત્રો મારફત રૂપકરૂપે સમજાવવાનો પ્રયાસ કરે છે...અને તેને માટે માત્ર મહાભારતના 'અશ્વત્થામા'ને આગળ ધરી દે છે.; તે મત પ્રમાણે ભીષ્મપિતાનો બોધેલો રાજમાર્ગ અને પ્રજાધર્મ લોકો સમજી શક્યા નહીં તેથી તેમની દુઃસહ્ય અને નિરુપાય અધોગતિ થઈ ગઈ."[૬૨]

જેમ દેશી રજવાડાંનાં પ્રાકૃત અને સમુત્ક્રાન્ત રૂપ ગોવર્ધનરામે બતાવ્યાં છે તેમ ધર્મનાં પણ બાહ્ય સ્થૂલ સ્વરૂપ અને ઉચ્ચાશય ભાવનાગમ્ય સ્વરૂપ પણ તેમણે આલેખ્યાં છે./દાખલા તરીકે પહેલા ભાગમાં રાજેશ્વર મહાદેવના મંદિરમાં મૂર્ખદત્ત દ્વારા બતાવાયેલું ધર્મનું સ્વરૂપ ઉપલક કોટિનું છે, જ્યારે છેલ્લા ભાગમાં સુંદરગિરિના

૬૨. 'સ્વાધ્યાય', પ્રથમ ખંડ, પૃ. ૨૭.

સાધુઓના જીવનમાં મૂર્ત થતુ ધર્મસ્વરૂપ સમુત્ક્રાન્ત કોટિનું છે[ ખાસ તો ' લક્ષ્યાલક્ષ્ય ' સિદ્ધાતની રજૂઆત કરી ગોવર્ધનરામે જ્ઞાન, ભક્તિ અને કર્મ એ ત્રિમાર્ગનો સુદર સમન્વય કર્યો છે એટલુ જ નહિ ધર્મતત્ત્વજ્ઞાનને ઊંચા ઉત્કર્ષમા નિયોજતું પણ કલ્પ્યુ છે ઇહ જીવનનો તિરસ્કાર નહિ પણ પુરસ્કાર ગોવર્ધનરામને ઇષ્ટ છે, અને આ જીવનમાં જ માણસ ઉચ્ચોચ્ચ આધ્યાત્મિક જીવન જીવી શકે છે એ રીતે વેદાતને તેમણે પોતે રહસ્યપણુકમા એક ટેકાણે નોધ્યુ છે તેમ તે એક ડગલુ આગળ લઈ જાય છે ]

[ " લક્ષ્યાલક્ષ્યરહસ્યવિવરણ " રજૂ કરતા પ્રો બળવંતરાય લખે છે, " વિષ્ણુદાસનો લક્ષ્યાલક્ષ્યવાદ જુઓ પામર દષ્ટિને અપ્રત્યક્ષ તે જ આ વાદમા અલક્ષ્ય. શિષ્ટ દષ્ટિને તો આ વિશ્વપારાવાર એક છેડેથી જેમ અનન્તાનન્ત લખ નામરૂપોનો મેળો છે, તેમ બીજે છેડેથી એ મેળો એક જ સત્સ્વરૂપ સચ્ચિદાનંદનો બનેલો છે, અને એ સત્સ્વરૂપ પણ શિષ્ટ દષ્ટિને અલખ છે નહિ સામાન્ય એટલે જડ દષ્ટિએ આ મેળો મેળારૂપે જ પ્રત્યક્ષ અને સાચો છે ગસારી છુ; આ મારા, આ ઇતર, આ કર્તવ્ય, આ અકાર્ય, આથી મને અને મારાંને સુખ: પેલાથી દુઃખ: એના એવા દ્વન્દ્વ અને તેમના પાયામાં અહંકાર છે, ત્યા લગી સંસાર બધન પણ છે; ત્યા લગી જ. અહંભાવી વ્યક્તિત્વવાળી અવસ્થા છે સ્વપ્નાવસ્થા. એ પૂરી થતા ઊગે છે જાગ્રતાવસ્થા પરંતુ આ લક્ષ્યાલક્ષ્યવાદમા જે વિશેષતા છે તે ઉપર હવે આવીએ સંસારના વિરાગી થવુ, સંસારનો દ્વેષ કરવો, બ્રહ્મના રાગી થવુ, તે ઉપર સ્નેહ કરવો, વગેરે જે જે વાદ ભણાવે છે, તે સર્વે ભ્રમને જ ચાલુ રાખનારા વાદ છે લક્ષ્ય, અલક્ષ્ય વસ્તુતાએ એક છે બ્રહ્મ અને સંસાર અનન્ય છે. તો એમાના એકે પ્રતિ રાગ વા દ્વેષ એકસરખા વર્જ્ય ગણાવાને પાત્ર છે. બંને પ્રતિ સમભાવ જ કર્તવ્ય સંસારરૂપ ઉપાધિમા અણુવર્તુલરૂપે વિહરીએ અને રહીએ, ત્યા પણ સમભાવ કેળવીએ, સુખ = દુઃખ, વિહાર = સહન,

પ્રતીતિ અનુભવે અનુભવે જમાવીએ, એ જ સમદષ્ટિ, સમત્વ, સાચો બ્રહ્મયોગ અને આ પરમ શ્રેય, આ લક્ષ્યાલક્ષ્યવાદથી અન્યત્ર નથી. 'યત્ર યત્ર મનો યાતિ તત્ર તત્ર સમાધયઃ' જેવાં મહાવાક્યોનું પરિપૂર્ણ તથ્ય પણ આમ આ વાદમા જ ખીલી આવે છે. વળી જુઓ કે આ વાદ કર્મજ્ઞાનયોગની બેવડી દોરે જીવેશ્વરબ્રહ્મનુ ત્રેવડું અદ્વૈત સાધે છે, જ્યારે બીજા વાદો કર્મયોગે જીવેશ્વરાદ્વૈતથી અગર જ્ઞાનયોગે જીવબ્રહ્માદ્વૈતથી વિરમે છે. એ સર્વનો મગદૂર આ વાદથી ઊતરે, કેમ જે આ એક વાદમાં જ એ સર્વના સત્ અંશોનો અન્યોન્યપોષક સમન્વય છે."૬૩ વિશ્વનાથ ભટ્ટ ગોવર્ધનરામના સિદ્ધિવિશેષને સ્ફુટ કરતા લખે છે, "ગૃહ, સમાજ, રાજ્ય, અને ધર્મ એમ મુખ્ય મુખ્ય સર્વ અંગોનુ કેવળ હવાઈ કે આસમાની નહિ પણ આપણે આપણી આસપાસની નિત્યની દુનિયામા જોઈએ છીએ તેવુ વાસ્તવદર્શી અને છતા દરેક વિષયમા ઉચ્ચતર જીવનની ઝાખી કરાવે એવી ભાવનાભીની કલાએ આલેખાયેલું ચિત્ર જેવુ ગોવર્ધનરામની નવલકથાએ આપ્યું છે તેવુ એક જ વાર્તાકૃતિમા તો બીજા એક પણ ગુજરાતી લેખકે નથી આપ્યું "૬૪

આ ઉપરાંત 'સરસ્વતીચંદ્ર'મા ગોવર્ધનરામે પ્રીતિમીમાંસા, યુદ્ધમીમાંસા અને શિક્ષણમીમાંસા પણ કરેલી છે. તેમની પ્રીતિમીમાંસા વિશે મનસુખલાલ ઝવેરી કહે છે, "એમણે ગણાવેલા ચાર પ્રકારના કામ – પાશવ, જાર, પરિશીલક અને પુત્રાયિત કામ — તથા ચતુર્વિધ પ્રીતિ – વિષયાત્મિકા, સંપ્રત્યયાત્મિકા, આભિમાનિકી અને આભ્યાસિકી પ્રીતિમાથી ગોવર્ધનરામભાઈ પરિશીલક અને પુત્રાયિત, એ બે પ્રકારના કામને જ ઇષ્ટ ગણે છે; કારણ કે ધર્મની મુદ્રા એ કામને જ મળેલી છે. અને પ્રીતિમાં પણ આભિમાનિકી અને આભ્યાસિકી પ્રીતિ જ, એમની દૃષ્ટિએ, ઉત્તમ છે; કારણ કે એ પ્રીતિ સ્વયંભૂ

૬૩. 'વિવિધ વ્યાખ્યાનો', ગુચ્છ ૧, પૃ. ૪૨-૪૩.
૬૪. 'નિકષરેખા', પૃ. ૬૪-૬૫.

મન્મથના ઉત્કટ બોધના બળથી અને કર્મના પુનઃ પુનઃ અનુષ્ઠાનથી જામેલી હોય છે

કામ, ભોગ અને પ્રીતિ જ્યારે સ્થૂલ શરીરને પોતાનો વિષય કરે છે ત્યારે સ્થૂલ હોય છે, સૂક્ષ્મ શરીરને વિષય બનાવે છે ત્યારે સૂક્ષ્મ અથવા અધ્યાત્મ હોય છે. અને એ સૂક્ષ્મ અથવા સ્થૂલ – સૂક્ષ્મ કામ ભોગ અને પ્રીતિ, ધર્મ ભક્તિ અને જ્ઞાનના જેટલા જ, મોક્ષના સાધન બને છે"[૬૫] ગોવર્ધનરામે પિતૃયજ્ઞ, મનુષ્યયજ્ઞ, ભૂતયજ્ઞ, દેવયજ્ઞ અને બ્રહ્મયજ્ઞની મીમાસા રજૂ કરી છે એનુ વિવરણ કરતા મનસુખલાલ ઝવેરી કહે છે : "ગોવર્ધનરામભાઈની આ યજ્ઞમીમાસામા, આ રીતે, લક્ષ્યયજ્ઞોના કર્મયોગનો અને અલક્ષ્યયજ્ઞોના જ્ઞાન અને ધ્યાનયોગનો સમન્વય કરવામા આવ્યો છે લોકકલ્યાણ એકલા કર્મયોગથી નહિ, એકલા જ્ઞાનયોગથી નહિ કે એકલા ધ્યાનયોગથી પણ નહિ, પણ એ ત્રણેના સમન્વયથી જ સિદ્ધ થાય છે એમ ગોવર્ધનરામભાઈ સ્પષ્ટ રીતે પ્રતિપાદિત કરે છે."[૬૬]

ગોવર્ધનરામે 'સરસ્વતીચંદ્ર'મા કરેલી શિક્ષણમીમાસાનુ વિવરણ કર્યા બાદ જીવાભાઈ અમીચંદ પટેલ તેમના લેખના અંતભાગમા ઉપસંહારરૂપે ગોવર્ધનરામના આ વિષેના વિચારો ટૂંકમા રજૂ કરે છે:—

"૧ બાલક એ આપણો આમંત્રિત અતિથિ છે

૨ આપણે આમંત્રણ કરેલુ હોવાથી તેનુ આતિથેય કરવુ એ આપણો ધર્મ છે, આપણે કઈ તેમા ઉપકાર કરતા નથી.

૩ બાલકને યજ્ઞસામર્થ્ય આપવાનો આપણો મુખ્ય ઉદ્દેશ હોવો જોઈએ

૪ દૈવી સંપત્તિ ને જ્ઞાનથી પશુ – બાલકનો આત્મા પ્રસિદ્ધ થાય છે, શારીરિક સંપત્તિથી તેની વેદી એટલે શરીર પ્રસિદ્ધ થાય છે અને રસ, ભક્તિ, પ્રીતિ, સુંદરતા ઇત્યાદિથી તેની યજ્ઞસામગ્રી

૬૫ 'થોડા વિવેચન લેખો' (બીજી આવૃત્તિ), પૃ. ૭૬–૭૭

૬૬ એજન, પૃ. ૧૦૮.

સંભૂત થાય છે. આ સર્વ સંપૂર્ણ કરવું તે માતાપિતાનુ ને શિક્ષકનું કર્તવ્ય છે.

૫ આપણો ઉદ્દેશ એ પણ હોવો જોઈએ કે બાલક વ્યવહારજ્ઞ પણ બને.

૬ બાલક પિતાના આત્માની પ્રતિકૃતિ છે. માટે તેને આત્મવત્ ગણી આત્મસાત્ કરવાને શિક્ષણ આપવુ.

૭ એ ઉદ્દેશ પાર પાડવા માટે વિષયોની અમુક કારણસર જ યોજના કરવી. હૃદયની સંસ્કૃતિ માટે સાહિત્ય, બુદ્ધિની વિશાળતા માટે શાસ્ત્ર, ચારિત્ર્ય બંધારણ માટે ઇતિહાસ અને પ્રવાસની ગરજ સારી ભણેલાને ગણેલા બનાવવાને માટે ભૂગોળ શીખવવી જોઈએ એ નિરંતર લક્ષમા રાખવુ

૮ ગર્ભવતીની સંભાવના એ બાલકના શિક્ષણની શરૂઆત છે.

૯ માતાનુ જ સ્તન્ય બાળકને પાંુ, પરાયું નહિ.

૧૦ આનંદ એ બાલકનુ ચક્રવર્તી રાજ્ય છે.

૧૧ અનુકારક શક્તિને ખોરાક મળે માટે બાળકને એક જ ગુરુના સહવાસમાં રાખવો

૧૨ બાલકની પરિચય સૃષ્ટિ સદંતર નિર્દોષ રાખવી. સંસારના મલિન પવનનો સ્પર્શ સુધ્ધાં તેને થવા દેવો નહિ.

૧૩ સ્વપ્રવૃત્તિ એ જ જ્ઞાનપ્રાપ્તિની નિસરણી છે.

૧૪ નિયંત્રણ મોક્ષ અને બાળકની ક્રીડાન સહચારિત્વ એ જ શિક્ષણશૈલીનો ઉત્તમ વિધિ છે.

૧૫ શિક્ષક બાલદશાનો રસિક હોવો ૬

૧૬ હાલના અશિક્ષિત શિક્ષકોને કેળ. વલિ કે એના જેવા જ શિક્ષણને લગતા સંશોધી યોજના અમલમાં મૂકવી જોઈએ

૬૭. 'વસંત', વર્ષ ૬

## ૬. આકાર

સર્જકકૃતિમાં આકારનું ઘણું મહત્ત્વ છે. કળાકાર પોતાની કૃતિમાં આકાર લાવે છે એમ કહેવા કરતાં આકાર રૂપે જ તે પોતાનું હૃદ્ગત વ્યક્ત કરે છે એમ કહેવું વધુ ઠીક છે. આકાર એ કોઈ આગંતુક ચીજ નથી. આકાર રૂપે જ કળાકૃતિનો ભેટો સર્જકને થતો હોય છે. કલામીમાંસક ક્રોચે આકાર ઉપર યોગ્ય રીતે જ ભાર મૂકતાં કહે છે, "The aesthetic fact, therefore, is form, and nothing but form."[૬૮]

પરંતુ કેટલાક પ્રકારો એવા હોય છે કે જે આકારની દૃષ્ટિએ શિથિલ ગણાય. નવલકથા એ એક એવો સાહિત્યપ્રકાર છે. કદાચ એને લઈને જ યુરોપના સાહિત્યવિદો નવલકથાને એક કળાશુદ્ધ સાહિત્યપ્રકાર તરીકે પ્રતિષ્ઠા આપવી કે કેમ એની ચર્ચા વારંવાર ઉઠાવતા જોવા મળે છે. ખરી વાત છે કે નાટક જેવા સુશ્લિષ્ટ કળાપ્રકારની તુલનાએ નવલકથાનો કળાદેહ સામાન્ય રીતે શિથિલ ભાસે. નાટકમાં કેન્દ્રાભિગામી ગતિ હોઈ ભારે સુગ્રથિતતા અને તેથી શબ્દોની ત્રેવડના દર્શન થાય છે, જ્યારે નવલકથા તો કેન્દ્રાપગામી ગતિમાં જ રાચતી ઘણુંખરું જોવા મળે છે અને શબ્દોનો વરો પણ એમાં ઝાઝો હોય છે. નવલકથામાં પણ કોઈ ને કોઈ રીતે ગ્રથન તો થયું હશે જ. કેટલીક વાર દેખીતી આકારવિહીનતાની પાછળ કોઈ ને કોઈ આકાર રહ્યો હોય છે. એ આકાર પરિચિત સ્વરૂપનો ન પણ હોય. 'સરસ્વતીચંદ્ર'ને પોતાનો આગવો આકાર છે. અને આ વાત 'સરસ્વતીચંદ્ર'નાં વિદ્વાનોએ કરેલાં વર્ણનોમાં સૂચવાયા વગર રહી નથી. આનંદશંકર ધ્રુવ એને "પુરાણ"[૬૯] કહે છે, વિશ્વનાથ ભટ્ટ એને

૬૮. 'Aesthetic as Science of Expression and General Linguistic', by Benedetto Croce. (translated by Douglas Ainslie), p. 16.

૬૯. 'સાહિત્યવિચાર', પૃ. ૪૭૪.

ગદ્યદેહે અવતરેલું "મહાકાવ્ય"[૭૦] કહે છે, અને સંસ્કૃત :
મીમાંસકોને અનુસરી ઉલ્લાસ માફક એને "સકલકથા"[૭૧]

[આ મહાનવલના આકારના પ્રશ્નને પ્રો રામનારાયણ
વીગતે ચર્ચ્યો છે તે કહે છે "...એક બહુ જ સાદો આ
દોરામા મણકા પરોવવા જેવો આકાર છે અડવાના પરાક્રમો
આવી છે ..આને જ મળતી પણ જરા વધારે વિકસિત આકૃ
માળાની આકૃતિ કહીશ તેમા આદિ ને અંત હોય છે, વાર્તા
એક મેર મૂકી વાર્તા પૂરી કરેલી હોય છે વચમા કેટલાક (
આવે છે, તેમા ખાસ ક્રમ હોતો નથી, તેમા વધઘટ કરી શ
પણ તેના આદિઅંત નિયત હોય છે...ત્રીજી વાર્તાની પદ્ધ
આપણે તપેલીમા તપેલી ગોઠવીએ એવી, કે પટારામા પેટી ને
દાબડી મૂકીએ એવી, વાર્તામા વાર્તા આવે એવી કહી શકા
ઉદાહરણ તરીકે કથાસરિત્સાગર અને રામાયણની વાર્તાને તે
છે આ બધા આકારો તે કેવટ રૂપકો જ છે અને આકાર
દષ્ટિથી જ બધા સૌંદર્યો જોવાના હોતા નથી એ સ્પષ્ટ ક
લખે છે, " દોરા અને મણકા, મેરવાળી માળા, પટારામા
સ્થાપત્યકામ એ બધા રૂપકો જ છે હુ જ્યા અમુક રૂપ આરે
તમે જરૂર બીજું રૂપ આરોપી શકો ...બધા સૌંદર્યો આકાર
નીં જ દષ્ટિએ જોવાના હોતા નથી. ઘરની ફરસબંદીને
આકાર હોય છે. ભરતકામમા સુંદર આકૃતિઓ હોય છે તાજ
અનેક દષ્ટિબિંદુઓથી અનેક સુદર આકૃતિઓ દેખાય છે
આકાશને શો આકાર છે? સમુદ્રને શો આકાર? પર્વતને કોઈ
સૌંદર્ય નથી. તેમ જ વનને પણ કોઈ આકારસૌંદર્ય નથી
એ બધા દશ્ય પદાર્થો છે, અને સુદર છે. તેમ મહાન વાર્તાને

૭૦. 'નિકષરેખા', પૃ ૮૧.
૭૧. 'સંસ્કૃતિ', વર્ષ ૧૦, અંક ૧, પૃ. ૨૩
૭૨. 'સાહિત્યાલોક', પૃ. ૧૩૦-૧૩૧.

ન હોય તો ચાલે. મહાભારત મને ઘણી વાર એક મહાવન જેવું લાગે છે, પણ મહાવન કહેવાથી એક રૂપક આરોપાયું, કોઈને તેથી આકાર-સૌષ્ઠવજિજ્ઞાસા તૃપ્ત થઈ લાગે, પણ વનને આકાર છે ? મહાભારતને વન જેવું કહો તો ખોટું નથી, પણ તે છતાં તે આકાર વિનાનું જ રહે છે.

એમ 'સરસ્વતીચંદ્ર'ને આકાર ન હોય તો એ કૃતિને કોઈ દૂષણ લાગી જતું નથી, તેમ તેના સૌંદર્યને કોઈ ખોટ લાગતી નથી. પણ એ પછી મારું કહેવું તો છે કે તેને આકાર છે, અને તે આકાર તેના મુખ્ય વક્તવ્યને બહુ જ અનુકૂળ છે. એ આકારને હું મહાનદનો આકાર કહું. એક મોટી નદી રસળતી રસળતી ચાલે છે, સમુદ્રને મળે છે, અને વચમા તેને બીજી અનેક નદીઓ મળે છે. મહાનદ તે સરસ્વતીચંદ્રની મુખ્ય વાર્તા અને તેમાં મળતી નદીઓ તે બુદ્ધિધન, ગુણસુંદરી, રત્નનગરી, સુંદરગિરિ, બહારવટિયા વગેરેની મોટીનાની વાર્તા કે પ્રકરીઓ."૭૩

પ્રો. બળવંતરાય ઠાકોર સરસ્વતીચંદ્રના કથાવસ્તુની ગૂંથણીનો પ્રશ્ન ચર્ચતાં એને "પંચજૂટ જટાકલાપ"રૂપે જુએ છે :—"મહાભારતમાં અથવા તો કોઈ પણ પુરાણમા જેમ, તેમ 'સરસ્વતીચંદ્ર'માંય મુખ્ય વસ્તુ પોતે જ એકથી વધારે છે; અને એમાં જેટલી મુખ્ય વસ્તુઓ છે તેટલા આદિ, મધ્ય, અને અંત છે, તેટલાં નાયક, નાયિકા, ઉપનાયક, પ્રતિનાયક છે, તેટલાં જ મુખપ્રતિમુખ, ગર્ભનિર્વહણાદિ પણ હોવા જોઈએ અને છે. કર્તાએ ચોપડી ચાર ભાગે બહાર પાડી એટલું જ નહિ પણ ચાર ક્રમે લખેલી છે, ઓગણીસ વર્ષે પૂરી કરેલી છે, અને દરેક ખંડ યોજતાં તે તે ભાગવિભાગને દૃષ્ટિક્ષેત્રના મધ્યમાં આણી મુખ્યવસ્તુ ગણીને જ રચેલી છે. ચતુર્મુખ બ્રહ્માનાં આપણે ચારે મુખ એક ક્ષણે પ્રકટ થયાં માનીએ છીએ. આ અક્ષરમૂર્તિ બ્રહ્માનાં ચાર મુખ એક પછી એક યોજાયાં અને ઘડાયા છે. એટલે

૭૩. એજન, પૃ. ૧૩૩-૧૩૪.

એ દરેક મુખ ઉપરની એક એક, અને વચલી તાલકી ઉપરની પાંચમી–ચારેમાં ગૂંથાઈ ઉપરતળે પરોવાઈ પાંચેને પાછી એકમાં સાંકળી લેનારી, એ પ્રમાણે આ જટાજૂથમાં પાંચ જટાઓ સંલગ્ન છતાં એક એક સ્વતંત્ર પણ છે, જે બધાંને છૂટી છૂટી ઉકેલવાની અને પાછી ગૂંથવાની છે."૭૪

[પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી આ કથામાં બેરોણ્ડુરનો આકાર જુએ છે:– "સભર જીવનનું વૈચિત્ર્ય ને વૈવિધ્ય ગોવર્ધનરામની કલાથી વ્યવસ્થિત રીતે પુરસ્કૃત અને રસાન્વિત થયું છે. જીવનના કલેશોમાંથી ધીમે ધીમે વાચકને ઊર્ધ્વારોહણ થાય છે:] એનુ મન તો મુખ્ય પાત્રોમાં પરોવાઈ ગયું છે, કુમુદસરસ્વતીચંદ્રનો સંગાથ તેમને ગમી ગયો છે, ને તેઓ જ્યાં જાય — ક્લેશમય જગતમા કે ભાવનાસૃષ્ટિમાં–ત્યાં જવા તે તૈયાર છે. એ રીતે [આ કથા અનેક અગાસીઓવાળા, છેવટે જીવન તરફ કરુણા અને મૈત્રીની દૃષ્ટિ નાખતા સ્તૂપ પર લઈ જતી, બેરોણ્ડુરના મંદિર જેવી થઈ છે."૭૫]

વિશ્વનાથ ભટ્ટ કહે છે, "એમાં સર્જન ને ચિન્તન બન્ને એક એકપે બળિયા મહારથીઓની પેઠે અવિરત રીતે કુસ્તી કર્યા કરે છે અને એ કુસ્તીમા કોઈ કોઈથી ગાંજ્યું જતું નથી."૭૬ અને એ પછી તે પોતે "સર્જનમલ્લ" અને "ચિંતનમલ્લ"ની કુસ્તી વિષે લખે છે. આ બેમાંથી એક ઉપર નજર ઠેરવવાથી કૃતિના આકારનો ખ્યાલ નહિ આવે. રમતમાં બે હોય તો તે જામે. "ચિંતનમલ્લ" અને "સર્જનમલ્લ" એ બન્નેની પ્રવૃત્તિમાંથી ખેલ જામે છે તે કૃતિનો આકાર છે.

કૃતિમાં રહેલા ચિંતનને જુદું તારવવાથી કદાચ 'સરસ્વતીચંદ્ર'ને નવલકથાનો પ્રચલિત આકાર આપી શકાય પણ–તો પછી એ

૭૪. 'વિવિધ વ્યાખ્યાનો', ગુ. ૧, પૃ. ૭૬–૭૭.

૭૫. 'ચૂનીલાલ ગાંધી વિદ્યાભવન વાર્ષિક', અંક ૪, પૃ. ૧૦૪.

૭૬. 'નિકષરેખા', પૃ. ૭૨.

'સરસ્વતીચંદ્ર' રહે નહિ! પ્રસિદ્ધ વિવેચક એ. સી વોર્ડે દોસ્તોયેવ્સ્કીની કૃતિ 'ધી બ્રધર્સ કેરેમેઝોવ' સંબંધે કહ્યું છે તે 'સરસ્વતીચંદ્ર'ને પણ લાગુ પડી શકે એવું છે: – "Certainly we can say with confidence that scores of pages could be cut clean away without injury to the book *as a novel*. It would be a better novel if that were done, yet in becoming a better novel it would cease to be a world-masterpiece."[૭૭]

'સરસ્વતીચંદ્ર'માંથી એ રીતે ચિન્તનના ખંડો કાઢી નાખવામાં આવે તો તે કદાચ વધારે સારી નવલકથા બને પણ masterpiece — ગૌરવગ્રંથ રહે નહિ.

અગાઉ જોયું તેમ 'સરસ્વતીચંદ્ર'ના આકારની ચર્ચા કરતી વેળા પણ પ્રો. રામનારાયણ પાઠકે કૃતિના મૂલ્યાંકનમાં આકાર પર વધુ પડતો ભાર મૂકવો ન જોઈએ એમ સૂચવ્યું જ છે. આચાર્ય આનંદશંકર ધ્રુવ આ અંગે સ્પષ્ટ શબ્દોમાં કહે છે કે "'સરસ્વતીચંદ્ર'ને નવલકથા કહેવી કે નહિ એ શબ્દપ્રયોગનો પ્રશ્ન છે. નવલકથાના બંધારણના આજ પર્યંત અંગ્રેજી સાહિત્યમાં જે નિયમો પ્રચલિત છે તે સર્વથા અર્થહીન છે એમ કહેવાનું તાત્પર્ય નથી. પણ કથાની આકૃતિમાં જ નવલકથાની સઘળી ખૂબી સમાઈ રહે છે એ વાત કબૂલ થાય તેવી નથી. જગતની એક જ પ્રજા – અંગ્રેજ કે ગ્રીક જ – સાહિત્યના જે નમૂના આપે તેમાંથી જ રસશાસ્ત્રના નિયમ બંધાય એમ માનવું એ તો બુદ્ધિનું પારતંત્ર્ય છે. એ પારતંત્ર્યમાંથી મુક્ત રહી 'સરસ્વતીચંદ્ર'ની કિંમત આંકવામાં આવે તો અમને લાગે છે કે એ કિંમત ઘણી ઊંચી થાય."[૭૮]

૭૭. 'Landmarks in Western Literature', p. 150.
૭૮. 'સાહિત્યવિચાર' પૃ. ૪૭૪.

[આચાર્ય આનંદશંકર ધ્રુવે એક બીજે સ્થળે પણ કહ્યું છે, "...શ્રીયુત મુનશીની 'સરસ્વતીચંદ્ર'ની સામાન્ય કદરના સંબંધમાં એટલું કહીશું કે 'form'ની દૃષ્ટિએ ભલે 'સરસ્વતીચંદ્ર' 'inartistic' ઠરે, પણ નવલકથાની કદરમાં 'form' એ જ એક વસ્તુ છે? જગતનાં કેટલાં બધાં નાટકો અને નવલકથાઓ અને મહાકાવ્યો એના 'form'ની દૃષ્ટિએ ન જોવાતાં, એના અનેક બીજાં તત્ત્વોના કારણથી ઉત્તમ કોટિમાં મુકાયાં છે."૭૯]

ગ્યુઇથેની મહાનવલ 'Wilhelm Meister'–જે ગોવર્ધનરામના જોવામાં આવી હોવાનો સંભવ છે — તેનો અંગ્રેજી અનુવાદ આપતા કાર્લાઇલ પ્રસ્તાવનામાં આ ગ્રંથની આકૃતિ વિષે શ્લેગલનું મંતવ્ય ટાંકીને કહે છે, "'To judge', says he, 'of this book, – new and peculiar as it is, and only to be understood and learned from itself, – by our common notion of the novel, a notion pieced together and produced out of custom and belief, out of accidental and arbitrary requisitions, — is as if a child should grasp at the moon and stars, and insist on packing them into its toy–box.' Unhappily, the most of us have boxes; and some of them are very small!"૮૦

[આવી વિશિષ્ટ મહાનવલોમાં ચીલેચાલુ નવલકથાના આકારો જોવા તે શ્લેગલે યોગ્ય રીતે સૂચવ્યું છે તેમ નાનાં બાળકો ચંદ્ર અને તારાને પોતાની રમકડાંની પેટીમાં પૂરવાનો આગ્રહ રાખે એના જેવું છે. શ્લેગલના અભિપ્રાયને ટાંકયા બાદ કાર્લાઇલ જરાક મજાકપૂર્વક

૭૯. એજન, પૃ. ૪૮૦.

૮૦. 'Wilhelm Meister', Vol. I, p. 6.

ઉમેરે છે કે દુઃખની વાત છે કે આપણામાંના ઘણાની પાસે રમકડાં-પેટીઓ છે અને એમાંની કેટલીક ઘણી નાની છે!]

એક સૈકા પૂર્વે સ્લેગલ અને કાર્લાઇલ જેવા પાશ્ચાત્ય વિદ્વાનો ત્યાંના નવલકથાઘાટ અંગે અમુક જ ઢાળાનો આગ્રહ ન સેવવાનું વલણ આગ્રહપૂર્વક દાખવે છે, તો પશ્ચિમના નવલકથાપ્રકારને અપનાવનાં મહાભારત જેવી બૃહદ્-આકારવાળી કૃતિ ઉપર સૈકાઓથી પોષાતા આવતા આપણા દેશમાં 'સરસ્વતીચંદ્ર' જેવા આકારની મહાનવલ રચાય એમાં આશ્ચર્ય શું?

## ૭. ભાષાશૈલી

કોઈ પણ લેખકની ભાષાશૈલી એના વક્તવ્યને અનુરૂપ હોય એ આવશ્યક છે. શૈલીને વક્તવ્યથી ભિન્ન જોવાની હોતી નથી. કલાકૃતિમાં શૈલી એ કોઈ નરી બહિરંગ વસ્તુ નથી. લેખકનાં સંવેદનોને સ્વાભિવ્યક્તિ અર્પતાં શૈલી આપોઆપ બની આવે છે. શૈલી ઉપજાવી ઉપજાવાય નહિ, પરંતુ કોઈ પણ ગણનાપાત્ર લેખકને પોતાની આગવી શૈલી હોય છે, એ શૈલી તે તે લેખકના વાઙ્મયવ્યક્તિત્વની મુદ્રાથી અંકિત હોય છે. ગોવર્ધનરામની ગદ્યશૈલીનાં અનેક લક્ષણો જોવા મળે છે. ગોવર્ધનરામની ગદ્યશૈલી વિશે વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ વીગતે સોદાહરણ ચર્ચા કરી છે. ગોવર્ધનરામની ગદ્યશૈલીની ત્રણ ભૂમિકાઓ પાડતાં તે લખે છે, "ગોવર્ધનરામની શૈલીની પ્રથમ ભૂમિકા આવી છે: વાક્યવિસ્તાર અસરકારક, પણ તેનું સંયોજન સંકુલ નહિ, સાદું – અંકોડામાં અંકોડો નાખી ઉપજાવેલું. આવી રચનાને સંયોજન પણ ના કહેવાય, કરામત જ ગણાય, કેમ જે તેમાં સમાન વિભક્તિવાળાં પદો વા પદસમૂહો કે ગૌણ વાક્યો ગાડીના ડબ્બા[ની] જેમ સંકળાયલાં હોય છે. તેમાં લયની છટા હોય છે કંઈક વક્તૃત્વને યોગ્ય; તેથી આકર્ષકતા આવે છે. વિગતપ્રચુર વર્ણનવિષયને સમમેળ રજૂ કરવામાં તેની સાર્થકતા છે." ગોવર્ધનરામની ગદ્યશૈલીની બીજી ભૂમિકા વિષ્ણુપ્રસાદ ત્રિવેદી કહે છે તેમ,– "ભાનમય, આવેશસ્પૃષ્ટ વાર્તાલાપ, પત્રાલાપ અને ઉદ્બોધક પ્રશ્નો

દેખાય છે." અને ત્રીજી ભૂમિકામાં તેમની ગદ્યશૈલીમાં "નર્યું કવિત્વ જ નીતરે છે" એમ કહ્યા બાદ વિષ્ણુપ્રસાદ ત્રિવેદી ઉમેરે છે કે આ ભૂમિકાના દાખલામાં "બે તત્ત્વોનું સુભગ મિશ્રણ" છે: "પ્રકૃતિ-ચિત્ર કે પ્રકૃતિનું આલંબન અને ઉદાત્ત લાગણીનો આવેગ. બીજી અને વધારે સાચી રીતે કહીએ તો પ્રબળ લાગણીને વશ થયેલા પાત્રના પ્રકૃતિદર્શનમાં ગોવર્ધનરામની ગદ્યકલા અદ્ભુતસુંદર રૂપ ધરે છે."[૮૧] ગોવર્ધનરામની ગદ્યશૈલીમાં આ ઉપરાંત બીજી ભૂમિકાઓ પણ જોઈ શકાય. જ્યારે તે બાહ્યસૃષ્ટિપદાર્થોનું વર્ણન કરે છે અથવા તો પાત્રોના આંતરિક સંઘર્ષોને નિરૂપે છે, અમુક ઘટનાઓ કે બનાવોને આલેખે છે અથવા તો કોઈ પ્રકૃતિદૃશ્યનું વર્ણન કરે છે ત્યારે વિવિધ સ્થળે અને વિવિધ પ્રસંગે ગોવર્ધનરામની ગદ્યશૈલીમાં અવનવા ઉન્મેષો દેખા દે છે. લેખકની ગદ્યશૈલીને સમજવામાં આ જાતના ભૂમિકાવિચારની સહાય લઈ શકાય છે.

ગોવર્ધનરામની ગદ્યશૈલીની ચર્ચા કરતાં તેમની વર્ણનશક્તિ, ચિત્ર ઉપજાવવાની શક્તિ, સંવાદો યોજવાની શક્તિ આદિની ચર્ચા સહેજે પ્રસ્તુત થાય. વિવિધ ભાષાભંગિઓ પણ વિચારવાની રહે જેમાં લેખકે યોજેલા રૂઢ શબ્દપ્રયોગો કે યથા જરૂરિયાત ઉપજાવેલા નવા શબ્દો, કહેવતો વગેરેનો પરિચય આવશ્યક બને.

ગોવર્ધનરામમાં જન્મસિદ્ધ કથાકારની શક્તિ છે એની પ્રતીતિ તો 'સરસ્વતીચંદ્ર'ના પહેલા પ્રકરણથી જ થાય છે. ગોવર્ધનરામમાં કથા કહેવાની નિસર્ગદત્ત શક્તિ અનેક રૂપે આ નવલકથામાં જોવા મળે છે. 'સરસ્વતીચંદ્ર'ના ચોથા ભાગમાં સરસ્વતીચંદ્ર પત્રોનું પોટકું ઉઘાડે છે અને ચંદ્રકાન્ત પર આવેલા મિત્રોના અને કુટુંબી-જનોના પત્રો વાંચે છે એમાં લેખકની કથાકાર તરીકેની શક્તિ જોઈ શકાય છે. આ પત્રો દ્વારા તે તે પાત્રના આંતરિક જીવનમાં ડોકિયું કરવાની તક મળે છે તે વાત નાનીસૂની નથી. (એ પત્રો જોતાં લાગે કે ગોવર્ધનરામ આખી નવલકથા પત્ર રૂપે પણ આપી શક્યા

૮૧. 'વિવેચના,' પૃ. ૭૨-૭૮.

હોત. પહેલા ભાગમાં સરસ્વતીચંદ્રના પત્ર ને બીજા ભાગમાં ગુણસુંદરીએ વિદ્યાચતુર ઉપર લખેલ પત્ર પણ આ સંદર્ભમાં યાદ આવે એવા છે.

પહેલા ભાગમાં ગોવર્ધનરામે ભૂપસિંહના દરબારનું એક ભવ્ય ચિત્ર આલેખ્યું છે, તે તેમની વર્ણનશક્તિનો ઉત્કૃષ્ટ નમૂનો છે. પહેલા ભાગના એ બારમા પ્રકરણ – 'રાજા, રાજદરબાર, અને રાજકારભાર' માં ઝીણી વીગતભર્યાં વર્ણનો અને શૈલીની ભવ્ય સપાટી જોવા મળે છે, તે [illegible] છે. ભૂપસિંહના દીવાનખાનાનું [illegible] નમૂનો છે. સરસ્વતીચંદ્રને બહારવટિયાઓ જંગલમાં છોડી જાય છે એ સમયની વનની ભયાનકતાનુ વર્ણન પણ એવું જ ભવ્ય ગણાય. માનચતુર કુમુદસુંદરીને બચાવવા માટે જે ઝપાઝપીમાં ઊતરે છે એ વર્ણન પણ ખાસ ધ્યાન ખેંચે છે. રાજદરબારના પ્રસંગ પછી બુદ્ધિધન થાકીને સૂતો હોય છે અને ભૂપસિંહની આજ્ઞાથી જયમલ્લ હળવેકથી તેના માથા નીચે ઓશીકું મૂકી દે છે તે વર્ણન, સૌભાગ્યદેવી સૂતી હોય છે તે સમયનુ વર્ણન, સરસ્વતીચંદ્ર ગાડા વાટે સુવર્ણપુરથી નીકળે છે એ વર્ણન જોઈએ અથવા તો છેલ્લા ભાગમા સુંદરગિરિની સાધ્વીઓની રાસલીલાનુ વર્ણન જોઈએ, સુભદ્રા નદીના મગમનું બીજા ભાગમાં આવતું વર્ણન અથવા તો રાજેશ્વર મહાદેવના મંદિરનુ વર્ણન જોઈએ – આ બધાં વર્ણનો ગોવર્ધનરામની સુરેખ ચિત્રણશક્તિનાં ઘણાં જ આગળ પડતા નિદર્શનો છે. કુમુદ પોતાની માતાને મળવા સુવર્ણપુરથી નીકળે છે તે સમયનું ચિત્ર તરત મનમાં વસી જાય એવુ છે, તો બીજા ભાગમા માનચતુરના માણસો સાથે સુરસિંહ આદિને ઝપાઝપી થાય છે એ ધિંગાણાનુ વર્ણન પણ ધ્યાન ખેંચે છે.

રમણભાઈ નીલકંઠ કહે છે કે "મહાન સૃષ્ટિરચનાઓનાં કે ભવ્ય દેખાવોનાં વર્ણન 'સરસ્વતીચંદ્ર'ના ચાર ભાગમાં કોઈ રેખા નથી." અને પછી ઉમેરે છે કે "સુવર્ણપુર અને રત્નન"ની

શહેરોમાં વાર્તાનો ઘણો પ્રસંગ હોવા છતાં એ શહેરોની રચનાનાં વર્ણન કોઈ સ્થળે દેખાતાં નથી."૮૨ ચીગનવાર વર્ણનોમાં રાચનાર ગોવર્ધનરામને સુવર્ણપુરી અને રત્નનગરી, જેને કથાનો ઠીકઠીક ભાગ અવલંબે છે તેમનાં આગવાં વ્યક્તિત્વ નિરૂપતાં ચિત્રો આપવાનો પ્રસંગ આવ્યો નથી એથી આશ્ચર્ય થાય, પણ એ વસ્તુ પ્રસ્તુત થવી જ જોઈતી હતી એમ કહેવું કદાચ વધારે પડતું ગણાય. મહાકાવ્યમાં 'સાહિત્યદર્પણ'કાર વિશ્વનાથ પ્રાકૃતિક અને મનુષ્યજીવનનાં ભવ્ય દશ્યોના આલેખનને આવશ્યક ગણાવે છે અને તે જગતસાહિત્યના એવા ગ્રંથો તરફ દૃષ્ટિ નાખતાં યોગ્ય પણ લાગે છે. ગોવર્ધનરામે આપેલું બીજા ભાગમાંનુ રાત્રિનુ વર્ણન આ કક્ષામાં આવે. આવું વર્ણન આપી શકનાર ગોવર્ધનરામ પાસેથી હજુ વધુ એ પ્રકારના વર્ણનો મળ્યાં હોત તો કેવુ સારું!

ગોવર્ધનરામ કેવળ સૃષ્ટિવર્ણન કે પ્રસંગવર્ણન ઉત્તમ રીતે કરી શકતા હોવા છતાં એટલી જ બાબતમાં રાચતા નથી, પણ વિવિધ પાત્રોનાં આંતરિક મંથનો નિરૂપવામાં તેમને મુખ્ય રસ છે. પહેલા ભાગમાં સરસ્વતીચંદ્ર દરબારમાંથી પાછો ફરે છે ત્યારે અલકવાળો પ્રસંગ મનમાં ભજવાતો હોય તે રીતે નિરૂપ્યો છે. ગોવર્ધનરામની વર્ણનશક્તિનો એ એક ઉલ્લેખપાત્ર નમૂનો છે. ઉપરાંત પહેલો ભાગના 'રાત્રિસંસાર – જવનિકાનું છેદન અને વિશુદ્ધિનું શોધન' એ પ્રકરણમાં સરસ્વતીચંદ્ર-કુમુદનાં હૃદયમંથનનું જે સુરેખ આલેખન ગોવર્ધનરામે કર્યું છે તે અલબત્ત તેમની સર્જકશક્તિનો ઉત્તમોત્તમ પરિચય કરાવવા ઉપરાંત આ પ્રકારના સૂક્ષ્મ માનસિક સંઘર્ષને નિરૂપતાં જગતસાહિત્યનાં વર્ણનોમાં નિઃસંકોચ સ્થાન પ્રાપ્ત કરવાને અધિકારી છે એમ કહી શકાય.

આવી અજોડ વર્ણનશક્તિ દાખવતા સર્જક ગોવર્ધનરામ હતા પંડિતયુગનું ફરજંદ. ગોવર્ધનરામની લેખનશૈલી એકંદરે આલંકારિક

૮૨. 'વસંત', વર્ષ ૬, અંક ૩, પૃ. ૨૧૫-૨૧૬.

છે. ગોવર્ધનરામ અલંકારયુક્ત જ બોલી શકે છે; એ સિવાય વાત કરવી એમને ફાવતી નથી. ગોવર્ધનરામની આ અલંકારપ્રચુર ગદ્યશૈલી ક્યારેક ખૂબ અસરકારક તો ક્યારેક નર્યા પાંડિત્યપ્રદર્શનરૂપ પણ બની જતી લાગે છે. આ મહાનવલમાં આવતાં ઢગલાબંધ અવતરણોથી પણ તેમની બહુશ્રુતતાને અવકાશ મળે છે. ગોવર્ધનરામે જે અવતરણો આપ્યાં છે તે ઘણી વાર તો તદ્દન બંધબેસતાં અને વક્તવ્યને શોભારૂપ ગણી શકાય એવાં છે. કીટ્સ, કાઉપર, ગોલ્ડસ્મિથ, વર્ડ્ઝવર્થ, પોપમાંથી, તો ક્વચિત્ કાલિદાસ, ભવભૂતિ, ભારવિમાંથી તો કોઈ વાર નરસિંહ મહેતા, નિષ્કુળાનંદ, દેવાનંદ કે પ્રેમાનંદમાંથી પણ તે અવતરણો આપે છે. કોઈ વાર સુરદાસના કોઈ પદનો કે ભર્તૃહરિના કોઈ શ્લોકનો પણ તે ઉલ્લેખ કરે છે. નર્મદમાંથી તો અવતરણ આવે જ પણ પોતાથી નાનેરા નવોદિત કવિ નરસિંહરાવમાંથી પણ તે અવતરણ આપે છે. વિક્રમોર્વશીય, રઘુવંશ, ચણ્ડકૌશિક, મેઘદૂત, ઉત્તરરામચરિત, ગીતગોવિંદ, શાકુન્તલ, ભામિનીવિલાસ વગેરેમાંથી પણ અવતરણો આવ્યાં કરે છે.

'સરસ્વતીચંદ્ર'માં આવતાં આ અવતરણો વિષે રમણભાઈ નીલકંઠ લખે છે, "સંસ્કૃત, ઇંગ્રેજી અને ગુજરાતી ગ્રંથોમાંથી 'સરસ્વતીચંદ્ર'માં કરેલા ઉતારા મૂલ્યવાન સંગ્રહરૂપ છે, અને તેટલાનો અભ્યાસ જ સહૃદયતા તથા મીમાંસાને પુષ્ટ કરવા સમર્થ છે. પરંતુ એ ઉતારાનું મૂલ્ય તેમાં રહેલી રસિકતા અને જ્ઞાનમાં જ નથી. વિચારશ્રેણીઓની ઘટના દર્શાવવામાં, પાત્રોના સ્વભાવનાં ચિત્ર રચવામાં, દેખાવો અને બનાવો વર્ણવવામાં, તથા સારાંશનું દોહન કરવામાં એ ઉતારા એકાએક આવી કેટલો પ્રસાદ અને કેટલી ઉજ્જ્વલતા કરે છે-અને તે જ સાથે સમસ્ત સંદર્ભમાં ભળી જઈ કેવા સંવાદી થઈ જાય છે, એ સાક્ષાત્કાર વાંચનારને ચમત્કાર તથા આનંદ પમાડે છે. ગામડિયાનાં ગીતથી માંડીને મહાકવિઓનાં કાવ્ય અને તત્ત્વચિન્તકોનાં વિમર્શનમાંથી કેવાં વિવિધ વચનો ગ્રંથકારના ચિત્તે ગ્રહણ કરી લઈ

સ્મૃતિમાં તરતાં રાખ્યાં છે, અને તેનો કેવો યથાઘટિત કુશલ ઉપયોગ ગ્રંથકાર કરી શકે છે એ દૃષ્ટિથી જોતાં થતો અનુભવ વાચકને વિશેષ આનુષંગિક લાભ કરાવે છે. પ્રથમ દૃષ્ટિએ કદાચ એમ લાગે કે ગ્રંથમાં જોઈએ તે કરતાં વધારે ઉતારા છે, પણ ધ્યાન દઈ વાંચનારને પ્રતીતિ થાય છે કે એકે ઉતારો નિરુપયોગી કે અનુચિત નથી અને એકે ઉતારો વિસ્તાર કરવા અથવા શૈલી શોભાવવા દાખલ કર્યો નથી, પણ, ગ્રંથકારે ઊભી કરેલી ચિત્તવ્યાપારની સૃષ્ટિ વર્ણ્ય વસ્તુના એકેએક અવયવ તથા એકેએક પરમાણુ એવી સૂક્ષ્મતાથી ઘડીને પ્રદર્શિત કરે છે કે પદેપદે ભાવ અને તર્કના પ્રસંગ આવી ઊભા રહે છે અને ગ્રંથકારના ચિત્તમા રમી રહેલી ગુણવન્ત ઉક્તિઓ પ્રાદુર્ભૂત થઈ રચનામાં ઉતરી પડે છે."[૮૩] ગોવર્ધનરામની ગદ્યશૈલી એકંદરે પ્રતિરૂપોમાં રાચે છે ઉપર નોધ્યું તેમ અલંકારોની મદદથી જ વક્તવ્ય રજૂ કરવું તેમને ફાવે છે — મુર્ખદત્તના વર્ણનમા તે "કમળપત્ર જેવુ મુખ" કહે છે. નવીનચંદ્ર રાજદરબારમાંથી પાછો ફરે છે ત્યારે એને જે વિચારો આવે છે તેને લેખક પંખીઓની સાથે સરખાવે છે. "માથા પર પંખીઓ ભમે તેમ આખા રસ્તામાં નવીનચંદ્રના મગજમાં કંઈ કંઈ વિચાર તરવરવા લાગ્યા." — એવી પાણીદાર ઉક્તિઓ 'સરસ્વતીચંદ્ર'માં ઠેરઠેર વેરાયેલી છે:— "કણકની પેઠે શેઠને કાંઈક નરમ કરી દેવા..." "કાલિન્દીમાંના શહરાય - વાસુકીની ફેણા વચ્ચે કૃષ્ણ પેઠે બુદ્ધિધન ઊભો...", "સંકલ્પવિકલ્પ આનંદનિદ્રાના શબ ઉપર ગૃધ્રગણ પેઠે ભમતા નજરે પડચા", "શુદ્ધ ચળકતા લોખંડ ઉપર મોંએ ફૂંક મારવાથી શેવાળ વળે તેમ અતઃકરણની નિર્મળતા ઉપર અધિકારની ફૂંકે આમ પાણી ફેરવ્યું", "આખા આકાશમાં વીજળી પુષ્કળ ચમકારા કરતી ચાલી જાય તેમ એક પળમાં અમાત્યના મનમાં આ સર્વ વિચારનો ચમકારો થઈ રહ્યો", "નિરાશા ક્રૂર લેણદારની પેઠે

૮૩. એજન, પૃ. ૨૧૭.

હૃદયદ્વારની વચ્ચોવચ્ચ ઉમર રોકી બેઠી", "ઘણા દિવસના હવડ પડેલા ગોઝાગ ઘરનાં બારણાં ઊઘડે તેમ માનચતુરના મર્ગજનાં બારણાં ઊઘડ્યાં", "જુવાની સાપની પેઠે ફૂંફાડા મારતી હતી", "પક્ષીઓ પ્રાતઃકાળે ઝાડ ઉપરથી વેરાઈ જાય તેમ ગુણસુંદરીના ઘરમાંથી સર્વ જતા રહ્યા અને તે એકલી પડી", "ઘોડાની ખરીયોના ડાબલાના ડાબકા જમીન પર દેવાતા હોય તેમ કાળરાત્રિ ગાજતી હતી", "ચાચિયાઓની તલવારોની અણીઓ પેઠે ચમકતા તારાઓ...", "સમુદ્ર વચ્ચે ડોકિયાં કરી ઊભેલા ખડકોના શિખરોનાં વચાળામાંથી વચલે ભાગે ઊભેલી સુંદર નાજુક લીલોતરી દેખાઈ આવે તેમ આ સ્ત્રીઓની વચ્ચે તેમના હાથ ઉપર રહેલી કુમુદસુંદરી દેખાતી હતી", "બે કાળા ગણ વચ્ચે ઊભેલા મહાદેવ જેવો...", "હનુમાનસુગ્રીવ વચ્ચે ઊભેલા રામ જેવો...", "સ્ત્રીયોનાં વસ્ત્રોની કોરો જેવી સ્થળે ઉઘાડી – સ્થળે ઢંકાએલી નદીઓ", "હાડીઓ વચ્ચે ડુમ્મર પેઠે", "આ દિવસોમા ધોળી વાદળીઓથી ઢંકાયેલો ચંદ્ર લાગે છે એવું તારું ગખોડીવાળું મોં લાગે છે", "સુંદરગિરિનાં સર્વ શૃંગો – શિખરો જાનનાં માણસો પેઠે એકબીજાના ખભા ઉપર માથા કરી જોઈ રહેતાં હતા", "લપટી કળવાળા તાળા જેવું તમારું કાળજું ઉઘાડો", "બુદ્ધિધનના મુખ ઉપરથી દીનતા પવનની ઉરાડેલી ભરમ પેઠે ઊડી ગઈ", "પશ્ચિમમાં સમુદ્રને તીરે અને સુંદરગિરિની બે પાસ આ ગન્ય પાઘડીપને આવેલું હતું", "સલામોનો વર્ષાદ વર્ષવા લાગ્યો. અગણિત કપાલક્ષેત્રો પર તીડની પેઠે હાથ ઉભરાવા લાગ્યા – ઊંચાનીચા થવા લાગ્યા."—વગેરે. ખૂણેખાચરેથી ઉપમાનો દષ્ટાંતો શોધનાર લેખક જાતીય જીવનમાથી પ્રતિરૂપો ઉપજાવે છે, બલકે એમનું ચિત્ત વારંવાર જાતીય જીવનમાથી ઉપમાન કે દૃષ્ટાંત લાવવા તરફ વળે છે એ નોંધવું જોઈએ ઘણી વાર એ કઠે એમ પણ છે. એક જ ઉદાહરણ બસ છે:—"તેના મુખથી આવી આવી વાતો ઘણીક વા ગુણસુંદરી સાંભળતી અને પતિના ઉત્સાહનું વીર્ય સ્વાભાવિક "

પત્નીના હૃદયમાં ઢોળાતું અને ગર્ભ જેવા પ્રતિધ્વનિરૂપે અન્તરમાં ને અંતરમાં સ્ફુરતું."

ઉપમાઓને કારણે ગોવર્ધનરામની ગદ્યશૈલીને બાણની કાદંબરી-ની શૈલી સાથે સરખાવાય છે, પણ બાણમાં ઉત્પ્રેક્ષાઓની વિપુલતા છે, જ્યારે ગોવર્ધનરામમાં ઉપમા અને રૂપકોની વિપુલતા છે એમ રામપ્રસાદ બક્ષી ઉદાહરણ સહિત નિરૂપે છે. એકંદરે જોતાં ગોવર્ધનરામ પર બાણની શૈલીની છાપ પડી હોવાનું વિષ્ણુપ્રસાદ ત્રિવેદી સ્વીકારે છે તે વાજબી જણાય છે

સંસ્કૃત શબ્દો તો ગોવર્ધનરામ વાપરે જ છે પણ એ ઉપરાંત બોલચાલની ભાષાભંગિઓ પણ તે યોજે છે. અર્થાત્ ગોવર્ધનરામ ભાષાની બાબતમા સવ્યસાચી છે. બુદ્ધિધનની માતા દયાશંકરની સમક્ષ વાત કરે છે એ પ્રસંગની તેની ભાષા એ વિધવાને ઉચિત એવી જીવતી ભાષા છે.

સાક્ષર ગોવર્ધનરામ છૂટથી બોલચાલના પ્રયોગો યોજતાં અચકાતા નથી :—" બીજા બે પે કરતા રહ્યા ", " પોબારા ગણવા ", તુંદો સ્વભાવ (અલકના સ્વભાવ વિશે લખતા), ચોળી (ચાંપલી), આખું વાજું જ નફટ અને દુષ્ટ છે", " એના ચાળા સરત રાખજે ", " તુ પણ મારો ગુરુ મળ્યો ", " પરસેવાના રેબઝેબ ", " બા, શાણી બગલી જેવાં છો". " ફટક્યા જેવું તેનુ કાળજું ", " માથે પડી શિવાય નમઃ ", " ભરી પીજો ", "હવે ઘીકેળાં સમજવાં", "સવાસલાં કરવાની જરૂર પાડે છે?", "ગાલ ચંચવાળતો" વગેરે વગેરે. આ ઉપરાંત 'સટે'નો વારંવાર થતો ઉપયોગ ખાસ ધ્યાન ખેંચે છે. આજે એ શબ્દ ભાગ્યે જ કોઈ વાપરતું હશે. ' અહુણાં ' શબ્દ પણ તેઓ છૂટથી વાપરે છે.

ગોવર્ધનરામને પ્રજાજીવનનો કેવો નિકટનો પરિચય હતો તે આવા શબ્દપ્રયોગો ઉપરાંત તેમણે યોજેલી કહેવતો પરથી પણ જોવા મળે છે.

ગોવર્ધનરામે ઘણી કહેવતો યથાસ્થળે વાપરી છે : "કૂતરું તાણે ગામ ભણી ને શિયાળ તાણે સીમ ભણી", "ભાઈના જોડા ને ભાઈનો જ વાંસો", "ભાંગ્યું ભાંગ્યું પણ ભરુચ", "બાર પૂરબૈયા અને તેર ચોકા", "મોરનાં ઇંડાં ચિતરવાં પડતાં નથી", "ધૂળ ઉપર લીંપણ", "પારકી મા જ કાન વીંધે", "રોતો જાય ને મુઆના સમાચાર લાવે", "હાથી હાથી લડે તેમાં ઝાડનો ક્ષય", "નાકે છી ગંધાતી નથી?", "વહુની રીસ અને સાસુનો સંતોષ", "દયાને ડાકણ ખાધા જેવું થાય", "ગરજ સરી કે વૈદ્ય વેરી", "વિવાહથી રળિયામણું શું ?", "ખીચડીનું ઘી ખીચડીમાં જ", "વિવાહનું વરસી કરી બેસશે", "માયા દેખી મુનિવર ચળે", "છાશમાં પાણી ઉમેરવું", "જસમાં જૂતિયાં", "બોલવે વાઘ પણ અંદરથી ગાય", "શેઠની શિખામણ ઝાંપા સુધી પહોંચે", "ધોબીનો કૂતરો ન ઘરનો ન ઘાટનો", "ઘરનાં છૈયાં ઘંટી ચાટે ને ઉપાધ્યાયને આટો", "ડોશી મુઆની બીક નહિ પણ જમનો રસ્તો પડવાની બીક.", "આવ કુહાડા પગ ઉપર", (દુઃખબાનું પલ્લું) "અત્યારે ગૂમડે ઘસી ચોપડવા કામનું નહિ", "ડાહ્યો દીકરો દેશાવર ભોગવે અને ડાહી વહુ રાંધણાં રાંધે", "પાણીછલ્લી કરી નાખી", "મીઠા ઝાડનાં મૂળ ન કપાય", "ગરીબની વહુ સહુની ભાભી", "ગરજ ગધેડીને મા કહે", "શેઠ આવ્યા તો નાંખો પખાળે", "કાકા મટી ભત્રીજા થજો", "પાંદડે પાણી પાશે", "નબળો સ્વામી સ્ત્રી ઉપર શૂરત્વ દેખાડે", "વાર્યા નહી કરીએ તે હાર્યા કરીશું", "શીરા સારુ શ્રાવક થઈ", "સુખે સાંભરે સોની ને દુઃખે સાંભરે રામ", "કાજી કર્યું દૂબળા કે સારા શહેરકી ચિંતા", "કાગડો દહીંથરું લઈ ગયો" વગેરે.

ગોવર્ધનરામની ગદ્યશૈલીની બીજી લાક્ષણિકતાઓમાં તેમણે યોજેલા અંગ્રેજી શબ્દોના પર્યાયો છે : Sense of duty માટે 'કર્તવ્યભાન', Chivalry માટે 'સ્ત્રીબહુમાન', Instinct of self-preservation માટે 'આત્મરક્ષણની સાહજિક વૃત્તિ', Shaking Hands માટે 'હસ્તમેલન', Theories માટે 'મતતન્ત્ર', Perspective-

drawing માટે 'દિગ્દર્શન ચિત્ર', Creative Constructive માટે 'ઉદ્ભાવક', Nomadic માટે 'જંગમ', Altruism માટે 'પરોપકાર અપ્રદાય', સૂતરની મિલ માટે 'સૂતયન્ત્ર', Shareholder માટે 'ભાગસ્વામી', Highcourt માટે 'ધર્માસન', Counsel Barrister માટે 'પક્ષમંત્રી', Member માટે 'અગભૂત', Cabinet માટે 'શિષ્ટાધિકારી મડળ', Assistant માટે 'ઉપકારક', Vulgar People માટે 'પૃથગ્જન', Drawing Room માટે 'પ્રધાનખડ', Copy માટે 'પ્રતિલેખ', Table માટે 'લેખનપીઠ', Barrister માટે 'પક્ષવાદી', Lunatic Asylum માટે 'ગાડા માણસની ઔષધશાળા', Head quarters માટે 'મુખ્યસ્થાન', Truce માટે 'અવહાર', Jolly Boat માટે 'વિહારનૌકા', Martial spritit માટે 'ક્ષાત્રોદ્રેક', Halo માટે 'કિરણ પરિવેશ' આદિ પર્યાયો તેમણે યોજ્યા છે આ પર્યાયો બતાવે છે કે પોતાના કથ્ય વસ્તુને માટે યોગ્ય ભાષા ઉપજાવવાનો પુરુષાર્થ ગોવર્ધનરામે ટાળ્યો નથી, એટલુ જ નહિ એ પુરુષાર્થ એમને યશસ્કર પણ નીવડ્યો છે

બોલચાલની ભાવાભંગિઓ, રૂઢ શબ્દપ્રયોગો ને વાક્પ્રયોગો, લોકજીભે રમતા કહેવતો આદિને લઈને 'સરસ્વતીચદ્ર'મા શૈલીની સરળતા સિદ્ધ થઈ છે, અને કેટલીક વાર ઉક્તિની વેધકતાને કારણે પણ રસવહનમા મદદ મળતી જોવા મળે છે તેમ છતા શમવાહિની, સુવિક્ષેપ, સુતર્ક, અમક્ષ, સતતગતિ (પવન), ઉન્મત્તપ્રમત્ત, નવીન જૈનાતૃક, વિષૂચિકા, ન્યગ્રોધચેષ્ટા, પૂર્ણાયમાન જેવા શબ્દપ્રયોગો કરતા પણ તે ખચકાતા નથી 'બાયસ', 'આર્ટિકલ', 'સ્ટોકિંગ્ઝ' જેવા અગ્રેજી શબ્દો, તો કોઈ વાર મરાઠી શબ્દો પણ તે લખાણમા ગૂથી લે છે 'સરસ્વતીચદ્ર'મા અગ્રેજી-સસ્કૃત ઉતારાઓ આપ્યા છે અને ગુજરાતી ભાષાતરો આપ્યા નથી એ વિષે લેખકના કાળમા જ ટીકા થયેલી તે નોધપાત્ર છે ૧૯૦૫મા કરીમઅલી રહીમઅલી

નાનજીઆણીએ તેમના વાર્તાપુસ્તક 'નણંદ કે બહેન ?'માં – યોગ્ય રીતે જ – તેમના એક સ્ત્રીપાત્ર દિવાળીને મોઢે એ ટીકા રજૂ કરી છે:– "નર્મદા પૂછે છે, 'બાઈ, સરસ્વતીચંદ્ર પુસ્તક તમને આપ્યું હતું તે વાચી રહ્યાં કે ?' દિવાળી: –'હા, આજે જ પૂરું કર્યું. બહુ રસિક છે...ગ્રંથકારે અંગ્રેજી નહિ જાણનાર એવાં વાંચનાર પ્રતિ નિર્દયપણું રાખ્યું છે, કેમ કે અંગ્રેજી ભાષાનો મોકળે હાથે ઉપયોગ કર્યો છે અને તેનું ભાષાંતર આપ્યું નથી. જાણે ગુજરાતી દરેક વાંચનાર અંગ્રેજીથી વાકેફ હોયની ?'"[૮૪]

ગોવર્ધનરામની ગદ્યશૈલીનો વિજય 'સરસ્વતીચંદ્ર'માં જોઈ શકાય છે એની પાછળનાં કારણોમાં તેમની શૈલીના અગાઉ ગણાવ્યા તે ગુણો ઉપરાંત કૃતિનાં અંગભૂત બનેલાં મૌલિક અને અનૂદિત કાવ્યોએ પણ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. 'દીધાં છોડી પિતામાતા'-વાળી દર્દીલી ગઝલ, 'શશી જતાં પ્રિય રમ્ય વિભાવરી'વાળો શ્લોક, 'શુભ્ર સ્વર્ગમાં વસનારી તે ચળી પડી હરશિરે' જેવો ભર્તૃહરિનો અનુવાદ, 'જોગીરાજ ઊભા રહો જરી'થી શરૂ થતો ગોલ્ડસ્મિથના કાવ્યનો વેધક અનુવાદ–આ કાવ્યોએ સરસ્વતીચંદ્રની લોકપ્રિયતા અને રસતર્પકતામાં નાનોસૂનો ભાગ ભજવ્યો નથી, એમ નિઃશંકોચ કહી શકાય. 'અવની પરથી નભ ચ્હડયું વારિ પડે જ પાછું ત્યાં ને ત્યાં' એ કાવ્યની અન્યોક્તિ સ્ફુટ કરતાં ચન્દ્રશંકર પંડ્યા લખે છે: "'અવનિ' શબ્દ સામાન્ય લોકો ગાળે છે તેવા પ્રાકૃત–સાધારણ – જીવન – Common life of ordinary mortalsનો સૂચક હોય, ને 'નભ' શબ્દ 'પરોપકારની મહેચ્છાઓવાળા ઉદાત્ત સાધુજીવન'નો સૂચક હોય એમ લાગે છે. કુમુદને 'વારિ' રૂપે કલ્પી છે."[૮૫]

૮૪. 'નણંદ કે બહેન ?', પૃ. ૬૧.

૮૫. 'સમાલોચક', પુ. ૧૩, અંક ૧, પૃ. ૨૧.

## ૮ મૂલ્યાંકન અને ગુજરાતી નવલકથાસાહિત્યમાં સ્થાન

ઈ સ ૧૮૮૭મા 'સરસ્વતીચદ્રભા ૧' બહાર પડયો એ ગુજરાતી સાહિત્યની એક ઘટના છે એ પહેલા ખાસ ઉલ્લેખપાત્ર કથાઓમા મહીપતરામકૃત 'સાસુવહુની લડાઈ' (૧૮૬૬), 'વનરાજ ચાવડો' (૧૮૮૧), હરગોવિન્દદાસ કાંટાવાળા કૃત 'અંધેરી નગરીનો ગર્ધવસેન' (૧૮૮૧) અને નદશકર કૃત 'કરણઘેલો' (૧૮૬૮) હતી 'કરણઘેલો' એ આપણી પહેલી સિદ્ધ નવલકથા છે અર્થાત્ 'સરસ્વતીચદ્ર' પ્રગટ થયા પહેલા ગોવર્ધનરામને આપણી ભાષાના નવલકથા સાહિત્યનો કોઈ સમૃદ્ધ વારસો ન હતો તેમ છતા તેમણે યુરોપીય નવલકથાઓ – ખાસ કરીને મહાનવલો–નો પરિચય કર્યો હશે જ એમ તેમની ઊંડી અભ્યાસ પરાયણતા જોતા લાગે છે તેમના સ્વાધ્યાયની જે વીગતો સાપડે છે એમા ગ્યુઇથેનુ 'ફાઉસ્ટ (પ્રથમ ભાગ પ્રસિદ્ધ ૧૮૦૬) નો ઉલ્લેખ એ કરે છે ગ્યુઇથેના 'વિલ્હેલ્મ માઇસ્ટર (પ્રથમ ભાગ ૧૭૭૮) તેમણે જોયું હોય–ખાસ કરીને 'વિલ્હેલ્મ માઇસ્ટર'નો અનુવાદ કરનાર કાર્લાઈલના 'સાર્ટર રેઝાર્ટસ'નો ગોવર્ધનરામને નિકટનો પરિચય છે એ જોતા 'સરસ્વતીચદ્ર'ના છેલ્લા ભાગમા કલ્યાણ ગ્રામની યોજના સાથે ડૉ ફાઉસ્ટના અત ભાગમાના ખેતીપ્રયોગનુ પણ સ્મરણ થાય છે અગ્રેજી નવલકથાઓમાથી ગોલ્ડસ્મિથની 'વિકાર ઑફ વેકફિલ્ડ' તો તેમણે જોઈ હશે જ, એ ઉપરાત જ્હોનસનની 'રાસેલાસ'(૧૭૫૯)નો ઉલ્લેખ તે પોતે જ એક જગ્યાએ આપે છે ફિલ્ડીંગ, ડિકન્સ, થેકરે, સ્કૉટ આદિની નવલ કથાઓ પણ તેમણે જોઈ હોવા સભવ છે (જોકે કોઈ પણ મહાન સર્જક જ્યારે ખરેખરી ઉત્તમ રચના આપી હશે ત્યારે તે પહેલો જ સર્જક હશે)

અગ્રેજી સાહિત્યમા પણ નવલકથાનો સાહિત્યપ્રકાર પ્રમાણમા મોડો વિકસ્યો છે વિવેચકો સેમ્યુઅલ રિચાર્ડસનની ૧૭૪૦ માં

પ્રસિદ્ધ થયેલી ' Pamela 'થી અંગ્રેજી નવલકથાસાહિત્યની શરૂઆત થઈ ગણે છે. એ જોતાં અંગ્રેજી નવલકથાસાહિત્ય છેલ્લાં બસો સવાબસો વર્ષમાં જ વિકસ્યું છે. એ ગણતરીએ જોતાં ૧૮૬૮ માં ' કરણઘેલો ' જેવી કૃતિ અને ૧૮૮૭ માં ' સરસ્વતીચંદ્ર ભા. ૧ ' જેવી સુવિકસિત નવલકથા આપણને સાંપડે છે. એ ઘટના – ખાસ કરીને ગુજરાતી ગદ્ય પણ નવા યુગમાં જ વિકસ્યું છે એ સંજોગોમાં – ગુજરાતી નવલકથાસાહિત્યના વિકાસમાં નોંધપાત્ર લેખાય. ' સરસ્વતીચંદ્ર 'નો પહેલો ભાગ બહાર પડ્યો ત્યારે, આપણા નવલકથા-સાહિત્યમાં એ વખતે તે એક પ્રભાવક ગ્રંથ લેખાયો. ગ્યુઇથેનું ' સોરોઝ ઑફ વર્ટર ' બહાર પડ્યું ત્યારે યુરોપમાં એનો જે પ્રભાવ પડ્યો હતો તેની સાથે ' સરસ્વતીચંદ્ર 'ની પ્રસિદ્ધિથી ગુજરાતમાં થયેલી અસરને નાનાલાલ કવિ સરખાવે છે; અને ' સોરોઝ ઑફ વર્ટર 'માં પ્રેમની કરુણતાનું વર્ણન છે એવું ' સરસ્વતીચંદ્ર 'ના પહેલા ભાગમા પણ હોઈ એમ બન્યું હોવા સંભવ છે. વિશ્વનાથ ભટ્ટ કહે છે, " આમ ' સરસ્વતીચંદ્રે ' પ્રસિદ્ધ થતાંને વાર જ આપણા વાચક વર્ગને સર કરી લીધો એટલું જ નહિ, પણ તે પછી લગભગ પંદર વરસે તે પૂરી થઈ ત્યાં સુધી જ નહિ, પણ ત્યાર પછી પણ ઓછામાં ઓછાં વીસ વરસ સુધી એણે ગુજરાતી પ્રજા અને સાહિત્ય પર એક-ચક્રવે રાજ્ય કર્યું. એટલે આજની વાતને મંદિગ્ધ ગણીએ તોપણ છેક ગઈ કાલ સુધી તો આપણે ત્યાં એ સાહિત્યકૃતિનું શાસન અપ્રતિહત હતું. . . . કેવળ સાહિત્યક્ષેત્રનો વિચાર કરીએ તો ગોવર્ધનરામે પોતાના જ આયુષ્યકાળમાં જેટલી નિષ્કંટક અને અવિચળ કીર્તિ ભોગવી છે તેટલી આજ સુધીમાં આખા ગુજરાતમાં બીજા કોઈએ ભાગ્યે જ ભોગવી હશે. સ્વ. નરસિંહરાવની ' કુસુમમાળા ' વાચીને મણિશંકર, રમણભાઈ, આનંદશંકર આદિ આપણા વિદ્યાપીઠવિનીત નવયુવકોનો વર્ગ જેમ નાચી ઊઠેલો, તેમ કવિતા કરતાં નવલકથા વિશેષ લોકભોગ્ય સાહિત્યપ્રકાર હોવાથી, ' સરસ્વતીચંદ્રે ' ગુજરાતના સમસ્ત શિક્ષિત

વર્ગને ઘેલો કરી મૂકેલો, તે એટલે સુધી કે એના નવા નવા ભાગો ક્યારે બહાર પડે છે અને તેમાં નાયકનાયિકાનું આગળ શું થાય છે એ જાણવાને સૌ સતત રીતે અત્યંત આતુરતા સેવતાં અને આગગાડીમાં મુસાફરી કરતા 'સરસ્વતીચંદ્ર'નો કોઈ નવો ભાગ પ્રકટ થયાના તાજા સમાચાર સાંભળે તો તરત પૂછાપૂછ શરૂ થાય કે 'એમાં આગળ શું આવે છે? કુમુદનું પછી શું થયું? સરસ્વતીચંદ્રને પછી લેખક ક્યાં લઈ ગયા?' આમ આખી વાચકઆલમના કૌતુકનો, ચિન્તાનો અને પૃચ્છાનો વિષય બની જાય એવું પ્રભુત્વ ગુજરાતમાં બીજી એક પણ વાર્તાએ મેળવ્યું નથી "[૮૬] ... ાઈ દેરાસરી લખે છે કે "'સરસ્વતીચંદ્ર'ના પાત્રના નામ ( ... ાક છોકરાનાં નાં ... રી પડ્યા છે "[૮૭] આ વાત પણ ... 'ની લોકપ્રિયતા ... છે. 'સર ... ચંદ્ર'નું આ કા ... દિન સુધી ... કારણ ... ચંદ્ર'માં જ ... 'ર' એ ...

ઘેરો પાસ વાચકને લાગે જ છે. ગોવર્ધનરામે પ્રણયરસનું એવું તો પાન કરાવ્યું કે એ કૃતિની આ એક ગાઢ અસરે વાચકના હૃદયને કબ્જે કર્યું.

પાશ્ચાત્ય વિવેચકો અમુક ચોક્કસ ગાળાની નવલકથા–Period novel–નું સ્થાન કલાદષ્ટિએ મહત્ત્વનું લેખતા નથી. એડવિન મ્યૂરે 'The Structure of the Novel'માં નવલકથાઓના વિવિધ પ્રકારોનું વિવરણ કર્યું છે. પાત્રપ્રધાન નવલકથા (Character novel), નાટ્યપ્રધાન નવલકથા (Dramatic novel) અને The Chronicle એવા ભેદો રજૂ કરતાં Period novel વિશે પણ ચર્ચા કરી છે. આ પ્રકારની નવલકથાઓ સંક્રાન્તિકાળમાં સ્ફુરતા સમકાલીન સમાજના એક ભાગનું દર્શન કરાવે છે. સર્વકાળમાં હોય એવું માનવીય સત્ય આ પ્રકારની નવલકથાઓ બતાવતી નહિ હોવાથી મહાનવલોથી એ ફક્ત ગુણવત્તામાં જ જુદી પડતી નથી પરંતુ પ્રકારમાં પણ જુદી પડે છે. અમુક ચોક્કસ સમયગાળામાં સંક્રાન્તિકાળના સમાજનાં એદર્શન કરાવે છે એટલું જ, અને એ કારણે એનાં પાત્રો પણ તત્કાલીન સમાજનાં પ્રતિનિધિ રૂપ જ હોય છે. સાર્વભૌમ સત્યોનું પ્રકટીકરણ એ નહિ કરતી હોવાને કારણે એ કૃતિઓની અસર પણ અમુક સમય સુધી જ ટકે છે. અમુક ચોક્કસ સમયગાળાનું એને બંધન છે એને કારણે આ નવલપ્રકાર નીચે ઊતર્યો છે. ફ્રેન્ચ વિવેચક Ramon Fernandezને ટાંકીને મ્યૂર ઉમેરે છે કે 'પિરિયડ નોવેલ' મરણશરણ થઈ છે. 'સરસ્વતીચંદ્ર'માં પણ 'પિરિયડ નોવેલ'નાં તત્ત્વો ઠીકઠીક પ્રમાણમાં છે. તે સમયનાં દેશી રજવાડાંના પ્રશ્નો અને એના ઉકેલો, પરદેશી શાસને ઊભા કરેલા સવાલો અને એ અંગેનો વિમર્શ, સંક્રાંતિકાળમાં ગૃહકુટુંબ અને સમાજની સ્થિતિ આદિ અનેક મુદ્દાઓ જેમાં છેડાયેલા છે તે બધા અંશો 'પિરિયડ નોવેલ' સાથે સંબંધ ધરાવે છે. તેમ છતાં સર્વકાલીન રસસ્થાનોને લીધે એકંદરે આ નવલકથા 'પિરિયડ નોવેલ' થવામાંથી બચી ગયેલી લેખી શકાય. વિશેષતઃ

[illegible] આંતરમંઘર્ષ [illegible] રુણ્ય એ આ [illegible] ના સનાતન ભાવોનુ કલાત્મક નિરૂપણ કરતા એ પૃષ્ઠો હ ગે કોઈ જમાનાના સાહિત્ય પ્રેમી વર્ગને આકર્ષવા માટે અને શુદ્ધ રસાનન્દ આપવા માટે પુરતા શક્તિશાળી છે ગોવર્ધનરામનુ માનસ આદર્શરંગથી એવુ તો રંગાયેલુ [illegible] દર્શન આપતી વેળા પણ તે [illegible] પરિણામ એ આવે છે કે જે [illegible] પિરિયડ નોવેલ' સાથે સામ્ય [illegible] હાનવલ' તરફ પણ એ ઢળતા [illegible] નિત્તે સસ્કૃતિકથા છે '૮૮ અને આપણી પ્રાચીન ભારતીય, અર્વાચીન ભારતીય અને અર્વાચીન યુરોપીય સસ્કૃતિના પ્રશ્નોને ગોવર્ધનરામે આ ગ્રથમા નિરૂપ્યા છે, તેમ છતા એ સાસ્કૃતિક કથાશ સાસ્કૃતિક ઇતિહાસ રૂપે કે સાસ્કૃતિક ચિંતન રૂપે પ્રજા આગળ રજૂ થયેલ નથી પણ એક કળાકૃતિના રુધિરહાડમાસ રૂપે એને યોજીને કર્તાએ રજૂ કર્યો છે

ગોવર્ધનરામમા સર્જકશક્તિ ઘણા માતબર પ્રમાણમા હતી ઉત્તમલાલ ત્રિવેદી યોગ્ય રીતે જ લખે છે, "ગોવર્ધનભાઈના માનસિક બધારણમા જ 'કવિ વ'ના પરમાણુઓનો સગ્રહ મોટો હતો તેમના તે સ્વરૂપે એમને આ માર્ગ ઉપદેશ્યો અને તેથી ગુજરાતી સાહિત્યને એથી અપૂર્વ લાભ થયો. 'સરસ્વતીચદ્ર'માના વિચારોની ગમે તે તુલના થાઓ, પણ તેમા પ્રકટ થતી ગોવર્ધનરામની કલ્પનાશક્તિ, જનસ્વભાવનુ જ્ઞાન, ભાષા ઉપરનુ ઐશ્વર્ય – ઇત્યાદિ કવિત્વની જે અમીરી સામગ્રીની પ્રતીતિ તે ગ્રથોએ આપણને કરાવી છે, તે સામગ્રી સ્વ ગોવર્ધનરામની લોકપ્રિયતાની ખરી કૂચી છે, અને તેણે જ ગુજરાતી ભાષા જ્યા સુધી રહેશે ત્યા સુધી ગોવર્ધનરામને માટે ગુજરાતી

૮૮ '[illegible] ની રૂપરે[illegible]' પૃ ૧૯૬

સાહિત્યસંસદમાં સર્વ કાળને માટે એક ઊંચું અને અભેદ્ય સ્થાન સંપાદન કરી આપ્યું છે."૮૯

[illegible]

કાર્ય
રણા
સંગમાં અવનવાં રૂપ ધારણ કરે છે. ગાંધીજી પહેલાં કોઈ ગુજરાતી
વ્યક્તિએ ગુજરાતી
સંસ્કારવામાં અનન્યસાધ
વર્તમાનની ત્રુટિઓ,

આપણા જીવનનાં પરસ્પર સંઘર્ષક બળો; તેના નીતિ અને સંસ્કારિતાની માત્રાની વિવિધતાથી પડતા અનેક સ્તરો; ક્લેશ અન્યાય પાપ અને જડતા વચ્ચે ટકી રહેલું, પ્રીતિ સમભાવ મર્મગામી કલ્પના અને સર્વસ્પર્શી વિદ્વત્તા જ જોઈ શકે એવું સૌન્દર્ય : એ સર્વ દાખવવામાં ગોવર્ધનરામના જેટલી સમગ્રતા કે તલસ્પર્શિતા ગુજરાતના કોઈ સાહિત્યકારે બતાવ્યાં નથી. કુટુંબ અને સમાજ, પ્રીતિ અને નીતિ, રાષ્ટ્ર સ્વદેશવાત્સલ્ય ને રાજકારણ, સાધુતા ભક્તિ ને યોગ, પરમતત્ત્વમીમાંસા ને ધર્મ : જીવનનાં એ બધાં અંગો ઉપર અનેક રીતે ગોવર્ધનરામે પ્રકાશ પાથર્યો છે અને સામાજિક વૃત્તિને સૌન્દર્યવિમર્શ દ્વારા ઇષ્ટ પુરુષાર્થની અભિમુખ કરી છે. તેમણે લોકની સદ્દવૃત્તિઓનાં યોગ્ય ભાજન શોધી આપ્યાં, તથા લાગણીને સંવેદનપટુ કરી ઉચિત માર્ગે વાળી.

પ્રજાના હૃદયને સુદ્દ[illegible]

કાર્ય ગોવર્ધનરામે કર્યું. તે
વિશેષ કવિવર નાનાલાલે :

તેમણે લોકની ભારતીય દૃષ્ટિ ખીલવી. દેશસમગ્રનો વિચાર કરીએ તો જે કાર્ય બંકિમચંદ્ર, વિવેકાનંદ, ટાગોર, રાનડે આદિએ કર્યું તે ગુજરાતમાં આ સાક્ષરોએ કર્યું અને તે યજ્ઞના ગરવા ઋષિ તે ગોવર્ધનરામ.

૮૯. 'વસંત', વર્ષ ૬, અંક ૩, પૃ. ૨૨૭.

'સરસ્વતીચંદ્ર' પૂર્વપશ્ચિમના મિલનનું, પ્રબોધકાળની સન્ધ્યાનું 'મહાકાવ્ય' છે. તેની મહાનાયિકા હિન્દી સંસ્કૃતિ છે અને નાયક છે પંડિતબુદ્ધિ પર્યંષક યુગસત્ત્વ એ ભવ્યોજ્જ્વલ દેહમા ભારતની નાડીનો ધબકાર છે. તેની વાસનાઓના મૂલ સરસ્વતીને ઓળંગતા ઋષિઓ ને અટવિ વીંધતા રામ અને અર્જુનમા છે. એના પરાક્રમના પગલા સોમનાથથી હસ્તિનાપુર ને હરિદ્વારથી કન્યાકુમારી સુધી પડેલા છે. એની દષ્ટિમાં યાજ્ઞવલ્ક્યથી વલ્લભાચાર્યના કિરણો છે હજારો ઓથારોમાં પણ એ ગુપ્તયુગનુ સુવર્ણસ્વપ્ન ભૂલે એમ નથી. સંસ્કૃતિનુ ચક્રવર્તિત્વ એનુ જાગ્રત સ્વપ્ન છે કઈ જડતા આ પુરાણપુરુષ ઓગાળે એમ નથી ? એની જ સમૃદ્ધિ જગતમા ઢોળાઈ છે ત્યા એને નાનમ કે દૈન્ય કશુ ? આવી સ્થિરવૃત્તિના શિખર પર આ 'મહાકાવ્ય' ગુજરાતી માનસને મૂકી આપે છે [૯૦].

ઝીણુ વીગતે અવલોકન અને વર્ણન, આજન્મ-વાર્તાકારની પ્રતીતિ કરાવતી રસાળ કથનશૈલી, કલ્પનાવૈભવ, પાત્રોના આંતરસંઘર્ષનુ કલામય નિરૂપણ, ભવ્ય ગૌરવાન્વિત શૈલીનાળું સૌષ્ઠવયુક્ત ગદ્ય, ભાષાની તાજગી અને નાવીન્ય એ ઉપરાંત અસાધારણ સમર્થ પ્રણયમીમાંસા, ગૃહ, રાજ્ય, ધર્મ આદિની વિચારણામાં પ્રગટ થતું સભર અને વ્યાપક જીવનદર્શન, દેશોદ્ધારની ભાવનાથી સ્થાને અને અસ્થાને, વાર્તાના કળા-દેહને કવચિત્ ઉપેક્ષીને પણ કરેલાં અનેક સૂચનોમા છતું થતુ લેખકનું દેશહિતચિંતકનુ દષ્ટિબિંદુ, પાત્રોના માનસવિશ્લેષણમા પ્રતીત થતું લોકાવેક્ષણ – આ બધાને કારણે કૃતિ એક ગૌરવગ્રંથ બની છે. તે સાથે સાથે જ નવલકથાકાર તરીકે અનેક સ્થળે લેખકમાં ગંજદર્શિતાનુ પ્રાચુર્ય હોવા છતા, તે એક 'મગ્ન' કલાકાર રૂપે જ સમગ્રતયા પ્રતીત થાય છે 'સરસ્વતીચંદ્ર' એ અર્વાચીન ગુજરાતી સાહિત્યની એક પ્રથમ Classic – પ્રશિષ્ટ કૃતિ છે સમાજના રંગઢંગમા પરિવર્તન થતાં અન્ય ક્ષેત્રોમાં તેમ જ સાહિત્યમાં પણ ફેરફારો થાય છે. આજે

૯૦. 'અર્વાચીન ચિન્તનાત્મક ગદ્ય', ઉપોદ્ઘાત, પૃ. ૨-૪.

કોઈ સર્જક 'સરસ્વતીચંદ્ર'ની ધાટીએ નવલકથા લખવા ન પ્રેરાય અથવા તો ગોવર્ધનરામને પોતાને પણ જો આજે નવલકથા આપવાની હોય તો તે કદાચ 'સરસ્વતીચંદ્ર'ની ધાટીએ ન લખે સર્જકો વિવિધ આકારો પોતાની કૃતિઓમા નિપજાવ્યા કરે છે તેમ છતાં એકંદરે ગોવર્ધનરામના જેવી મહત્ત્વાકાંક્ષાથી પ્રેરાઈને કોઈ ગુજરાતી સર્જકે તેમના પછી એવો આરંભ કર્યો જોવા મળતો નથી 'સરસ્વતીચંદ્ર'મા જીવનનુ માધુર્ય જેવુ અનુભવાય છે તેવુ જગતના થોડા ગ્રંથોમાં અનુભવાય છે, અને એના કુમુદ જેવા પાત્ર શેક્સપિયર અને ડેન્ટીના ઉત્તમ સ્ત્રી પાત્રો સાથે જરા પણ અતિપ્રશંસા વિના મૂકી શકાય એમ છે, એમ આનંદશંકરે સૂચવ્યું છે પ્રો વિષ્ણુપ્રસાદ ત્રિવેદી કહે છે, "કલાકાર તરીકે ગોવર્ધનરામની મોટી વિશિષ્ટતા એ છે કે 'સરસ્વતીચંદ્ર'મા જીવનના પ્રવાહનો અને એની ઘનતાનો અનુભવ થાય છે આટલી સઘનતાનો અનુભવ જગતની ઓછી નવલકથાઓમા થતો હશે"૯૧

ગુજરાતી સાહિત્યના અને ભારતીય જીવનના ઐતિહાસિક સદર્ભમા આ મહાન કૃતિને મૂલવતા ઉમાશંકર જોશી લખે છે, "૧૮૮૬ મા નર્મદનુ અવસાન થયુ ને પછીના વરસમા તો ગોવર્ધનરામ 'સરસ્વતીચંદ્ર'-નો પ્રથમ ભાગ ગુજરાતને નિવેદિત કરી ચૂકયા હતા નર્મદનુ ચિત્ત-લોલક પાશ્ચાત્ય અને અન્રત્ય બંને સંસ્કૃતિઓના છેડાને સ્પર્શ્યું હતુ, પણ સમન્વય સાધવાનો એને અવકાશ ન હતો, કદાચ પૂરી ગુજાશ પણ ન હતી ગોવર્ધનરામ એને માટે યોગ્ય પુરુષ હતા એને માટે સજ્જ થવાનો પણ એમને અવસર હતો ૧૮૫૭ મા સ્થપાયેલી મુબઈ યુનિવર્સિટીનુ એ ફરજદ હતા કારકુનો ઘડવાના યત્ર જેવી યુનિવર્સિટીએ, ઉપર સૂચવ્યુ તેમ કોઈ નિસર્ગનિયમથી, આપણા સદ્ભાગ્યના દ્વાર ઉઘાડવામા એક મોટો ફાળો આપ્યો અને તે ફાળો તે ભારત-વર્ષના આત્મા પ્રત્યે પ્રસંગવશાત્ નવશિક્ષિતોને અભિમુખ કરવાનુ એનામા

૯૧ 'ચૂનીલાલ ગાધી વિદ્યાભવન વાર્ષિક', અંક ૪, પૃ

થયું તે પાટણમા પુરાતત્ત્વ ખાતાએ હમણા [રચનાસાલ ૧૯૪૮] સરસ્વતી નદી તરફના સહસ્રલિંગ સરોવરના છેડા પર નિશાળ રુદ્રકૂપને ખોદી કાઢ્યો છે આ નવી સ્થપાયેની યુનિવર્સિટીએ પાશ્ચાત્ય સંસ્કૃતિપ્રવાહને દેશના જીવનસરોવરમા લઈ જતા પહેલા, રુદ્રકૂપ સરસ્વતીના જળને ફરતો તેમ, પોતામા એના વેગને શમાવી સ્થિર કરી અનાઘાતક રીતે એને આગળ મોકલવાનુ કામ કર્યું પશ્ચિમના જીવનનુ ડહોળાણ આપણે ત્યા પ્રવેશતું અટક્યુ કાઈક ગળામણ જેવી પ્રક્રિયાનો આરંભ થયો તે સાથે સાથે બીજી મોટી વાત તો એ બની કે યુરોપીય વિદ્વાનોએ અહીંના જે વાઙ્મયધનને અહોભાવથી વધાવ્યુ હતુ તેનો વિદ્યાલયોમા અભ્યાસ થવા માડ્યો જૂનામા જાણે મીઠા પાણીના પાતાળઝરણા ફૂટ્યા હોય એવુ થયું મૂયો માટે પશ્ચિમમા ફાંફા મારવાને બદલે આપણા દેશના – ભલે પ્રાકૃતન – જીવનમા એ શોધવા માટે નવશિક્ષિતો પ્રેરાયા બહિર્દૃષ્ટિ મટીને તેઓ અંતર્દૃષ્ટિ બન્યા અને એમા એમને અનન્ના ભંડાર લાધ્યા ગો મા ત્રિ ની માનસસૃષ્ટિમા આ ભર્યા ભંડાર ઠલવાયા છે એમણે પશ્ચિમ તરફ પીઠ ન ફેરવી સમકાલીન હીન દેશસ્થિતિ સામે આખ આડા કાન પણ ન કર્યા ! સમકાલીન ભારતની અધોદશા, પ્રાચીન ભારતીય મહત્તા અને સમકાલીન પાશ્ચાત્ય પુરુષાર્થ એ ત્રણે પ્રવાહના સંગમઘાટ ઉપર એમણે આસન જમાવ્યુ, અને એમની ધીર ચિકિત્સક આર્ષ દૃષ્ટિએ સમન્વય સાધ્યો આ સો વરસનુ યુગકાવ્ય ગદ્ય દેહે 'સરસ્વતીચંદ્ર' રૂપે જ પ્રગટ્યુ છે,"૯૨

'સરસ્વતીચંદ્ર' પ્રસિદ્ધ થયા બાદ એની પુરવણી રૂપે વાર્તાઓ આપવાના પ્રયાસોમા ૧૯૦૪ મા ઈડરના લક્ષ્મણસિંહ નગાજી યાદવે લખેલી 'ઘેલી કુસુમ કિંવા સરસ્વતીચંદ્રનો ગૃહસ્થાશ્રમ' અને ૧૯૧૩મા ભરૂચના વકીલ ધીરજલાલ નરભેરામ દેસાઈએ લખેલી 'પ્રમાદધનની પ્રભુતા અથવા સરસ્વતીચંદ્રનો ઉપસંહાર' બે લેખપાત્ર છે પહેલા પુસ્તક વિષે તો ગોવર્ધનરામે પોતે ૨૭ જાન્યુઆરી, ૧૯૦૫ની સ્ક્રેપબુકની

૯૨ 'નિરીક્ષા', પૃ ૨૫૨-૨૫૩

નોંધમાં લખેલું કે, 'Somebody has published a volume V of my novel – a miserable book, which I lay down in disgust, determined to take no legal action of it or of my copyright question anent it. Let the writer earn the few rupees he may be able to make by this scramble!'"[૯૩]

આ ચોપડીમાં વાર્તાતત્ત્વ નહિવત્ છે. કુસુમ અને સરસ્વતીચંદ્રના રેઢિયાળ સંવાદો રૂપે પરદેશગમન, બાળલગ્ન, બ્રહ્મચર્ય આદિ પ્રશ્નો વિષે લેખકે પોતાના વિચારો રજૂ કર્યા છે. 'પ્રમાદધનની પ્રભુતા' એ આના કરતાં કાંઈક વધુ વ્યવસ્થિત પ્રયત્ન છે. પ્રમાદધન સમુદ્રમાં તણાયા બાદ કોઈ સ્ટીમરનો કેપ્ટન એને બચાવી લે છે અને તે ઇંગ્લંડ જાય છે. ઇંગ્લંડમાં તેને સારી સોબત મળે છે અને 'પ્રમાદધન'માંથી તે જાણે કે ઉદ્યમધન બને છે. અને મહાપુરુષાર્થથી યુરોપમાં કીર્તિ કમાય છે અને તે મોટો વેપારી બને છે. તે પછી તે પોતાની પત્નીની શોધ કરે છે અને કુમુદને તે ફરી વાર સંસારમાં પ્રવેશ કરાવે છે એ જાતનુ નિરૂપણ કર્યું છે. આ પુસ્તકનું અવલોકન કરતાં 'સમાલોચક'ના અવલોકનકારે લખ્યું કે "'પ્રમાદધનની પ્રભુતા અથવા સરસ્વતીચંદ્રનો ઉપસંહાર' એ નામ સાથે અમને તો એટલી મોટી આશા હતી કે સરસ્વતીચંદ્રનુ ગૌરવ દ્વિગુણિત કરનાર આ પુસ્તકમાં અપ્રતિમ ઉચ્ચ ચમત્કાર હશે? પરંતુ સરસ્વતીચંદ્રના મૂળ પુસ્તકના અનુરૂપ કે પૂર્તિરૂપ આ પુસ્તક ગણી શકાય તેમ નથી. વાચકો 'સરસ્વતીચંદ્ર' સાથે આ પુસ્તકને સંબંધ નથી એવું સ્મરણમાં રાખી જો આ વાંચી જાય તો તો બેલાશક તેમને તેના ગુણો નિરાળા નજરે પડશે."[૯૪]

---

૯૩. સ્ક્રે. બુ. વૉ. ૭, પૃ. ૨૫.

૯૪. 'સમા૦', પુ. ૧૯, અંક ૨, પૃ. ૬૮.

સરસ્વતીચંદ્ર-કુસુમનો ગૃહસંસાર કેવો ચાલ્યો એ બતાવવાનો પ્રયત્ન ગોવર્ધનરામે પોતે 'ક્ષેમરાજ અને સાધ્વી' એ નામે તેમના અપ્રગટ નાટકમાં કરેલો છે.[૯૫] ક્ષેમરાજ શેઠને રંગીલ, કાફર, લતીફ આદિ સુવર્ણ ટોળીના માણસો ફસાવે છે ત્યારે સરસ્વતીચંદ્ર અને કુસુમ તેને આ ફંદામાંથી બચાવી લઈ ક્ષેમરાજની પત્ની સાધ્વીની પત રાખે છે અને આ જાતની તેમની પ્રવૃત્તિ એ સરસ્વતીચંદ્રની કલ્યાણગ્રામની યોજનાના ભાગરૂપ છે એ રીતે લેખકે વસ્તુ નિરૂપ્યું છે.

'સરસ્વતીચંદ્ર'નાં ઉપસંહારપ્રકરણોમાંથી સમકાલીન નાનામોટા લેખકો વાર્તા કરવા પ્રેરાયા એ આ મહાન નવલની સમકાલીન લેખકો પર થયેલી અસરના નિદર્શન રૂપ છે. ડાહ્યાભાઈ દેરાસરીના જણાવ્યા પ્રમાણે 'સુંદર અને વિદ્યાનંદ', 'વિક્રમની વીસમી સદી' વગેરે પુસ્તકો પર પણ 'સરસ્વતીચંદ્ર'ની છાપ પડી છે.[૯૬] 'એશિયા યૂરોપ વગેરે ખંડોમાની મહાપ્રજાઓમાં જનસ્વભાવનાં લાક્ષણિક દષ્ટાંત' એ ભાષણમાં ગોવર્ધનરામે જેમને પોતાના મિત્ર તરીકે ઓળખાવેલા તે મુરાદઅલીના 'Lalan the Beragan'ના ભાષાંતર રૂપે 'પેશ્વાઈની પડતીનો પ્રસ્તાવ' એ પુસ્તક 'ગુજરાતી' સાપ્તાહિકના ૧૯૦૮ ના ભેટપુસ્તક તરીકે પ્રગટ થયું હતું. આ નવલકથા બ્રિટિશરોએ હિંદ છત્યું એની તરત પહેલાંના સમયનો ચિતાર આપે છે. પણ એની પ્રસ્તાવનામાં મૂળ લેખકે જે આખી યોજના રજૂ કરી છે તેમાં હિન્દુસ્તાનના સાંસ્કૃતિક સંઘર્ષને ઐતિહાસિક કથા-પટના આલેખન રૂપે જોવાનો ઉપક્રમ ધ્યાન ખેંચે છે; એમાં પણ 'સરસ્વતીચંદ્ર'ની પ્રસ્તાવનાઓમાં ગોવર્ધનરામે રજૂ કરેલી પોતાની પ્રતિજ્ઞાઓ અથવા પોતાના દૃષ્ટિબિંદુઓની અસર જોવાનું કદાચ દૂરાકૃષ્ટ લેખીએ તોપણ આ દિશામાં ગોવર્ધનરામના પ્રયાસો સમકાલીનોને કેટલે અંશે પ્રેરણાદાયી થયા હશે એનો અણસારો તો મળે જ છે.

---

૯૫. જુઓ, પ્રકરણ ૮.

૯૬. 'સાઠીના સાહિત્યનું દિગ્દર્શન' પૃ. ૧૮૫.

આવી લોકપ્રિય નવલકથાનું નાટ્ય રૂપાંતર થાય તો તે તદ્દન સ્વાભાવિક છે. ૧૯૧૨માં આર્યનીતિદર્શક નાટકમંડળીએ મહેમદાવાદ તાલુકાના સરસવણી ગામના છોટાલાલ રૂખદેવ શર્માએ કરેલું 'સરસ્વતીચંદ્ર 'નુ નાટ્ય રૂપાંતર સુરતમાં ભજવ્યું હતું.[૯૭] ૧૯૫૫માં ઊજવાયેલી ગોવર્ધન શતાબ્દી પ્રસંગે નડિયાદમાં 'સરસ્વતીચંદ્ર 'નું રસકવિ રઘુનાથ બ્રહ્મભટ્ટે તૈયાર કરેલું નાટ્ય રૂપાંતર રજૂ થયું હતું. શંકરભાઈ ત્રિકમભાઈ પટેલે ૧૯૨૩ના 'સમાલોચક 'માં 'સરસ્વતીચંદ્ર (નવીનચંદ્ર)' રૂપે એક 'પદ્યાત્મક લેખ ' પ્રગટ કર્યો હતો. જેમાં 'ચન્દ્ર ' એટલે ગોવર્ધનરામ પોતે એક પાત્ર રૂપે ગૂંથાયા છે. ગોવર્ધનરામ એ 'સરસ્વતીએ સ્નેહલગ્નથી સ્વીકારેલા પતિ ' રૂપે નિરૂપાયા છે! પરંતુ આ પદ્ય રૂપાંતરમાં સરસ્વતીચંદ્રના લેખકની પ્રશસ્તિ આપવાનો જ પ્રયાસ છે.[૯૮]

'સરસ્વતીચંદ્ર 'ની સમકાલીન લેખકો પર અસરો પડી તેવી જ અનુગામીઓ ઉપર પણ સ્વાભાવિક રીતે પડેલી છે – ખાસ કરીને સ્નેહલગ્ન અને લગ્નસ્નેહની ભાવના પરત્વે. ગોવર્ધનરામ પછી ગુજરાતી નવલકથાક્ષેત્રે મોટા નવલકથાકાર તરીકે સ્થાન લીધુ કનૈયાલાલ મુનશીએ. નવલકથા ઉપરાંત બીજાં સાહિત્ય સ્વરૂપોને પણ લક્ષમાં લઈએ તો બે સર્જકો – મુનશી અને નાનાલાલ – ગોવર્ધનરામના અનુગામી તરીકે ધ્યાન ખેંચે છે. આ વિષે ઉમાશંકર જોશી લખે છે, "તેમની પછી આવનાર નાનાલાલ અને મુનશી જાણે ગોવર્ધનરામના જ ફાંટા છે: નાનાલાલ ભાવનાબિંદુને વળગી રહેનાર, મુનશી વાસ્તવબિંદુને વળગી રહેનાર. એમાં એકની ભાવના જીવનમાં ન રોપાઈ શકવાને કારણે પાંગળી બની જાય છે,
સાર્થકતાની દીપ્તિ ગુ

૯૭. 'શ્રી. ગો. શ. મે. તથા ગુ. સા. પ. સં. ૧૯મુ અધિવેશન નડિયાદ, અહેવાલ અને વ્યાખ્યાનો ', પૃ. ૪૬.

૯૮. 'સમા૦', પુ. ૨૮, અંક ૯ – ૧૦, પૃ. ૫૮૬ – ૫૯૪.

ધકેલવામાં જે યથાર્થ સંસારદર્શન હતું તે જાણે નાનાલાલને ખૂંચ્યું. એમને તો સરસ્વતીચંદ્ર, મધુરીમૈયા આ કાંઠે મઠ સ્થાપે તો, સામે કાંઠે મઠાધિષ્ઠાતા બને એ જોઈએ. ('જયાજયંત'મા એ ભાવના મૂર્ત કરવા એમણે પ્રયત્ન પણ કર્યો છે. અને એમની સમગ્ર સૃષ્ટિ ઉપર આ ભાવનાનો ઓછાયો પડેલો છે.) મુનશી ને, કોડીલી કુમુદ ભગવાંધારી મધુરીમૈયા બને એ ખૂંચ્યું. કુમુદ ફરી સંસારરસિયણ બને તો જ એમને ટાઢક વળે. આ રીતે નાનાલાલ અને મુનશી બંનેની સૃષ્ટિઓને ગોવર્ધનરામની સૃષ્ટિના પ્રત્યાઘાતો રૂપે જોવી સુકર છે. એકની આદર્શપ્રિયતા અને બીજાની રસિકતા, ગોવર્ધનરામે નિરૂપેલા સમન્વયમા તે જેવા શોભે છે એવા સજીવ રૂપે તે તેની સૃષ્ટિમા પ્રત્યક્ષ થતા નથી."૯૯ ગોવર્ધનરામ પછી મુનશી, રમણલાલ દેસાઈ, ધૂમકેતુ, પન્નાલાલ પટેલ, 'દર્શક' આદિ નવલકથાકારોની નોંધપાત્ર કૃતિઓ આપણને મળી છે તેમ છતાં 'સરસ્વતીચંદ્ર' એની કેટલીક ક્ષતિઓ અને મર્યાદાઓ છતા અદ્યાવત્ અદ્વિતીય મહાનવલ રહી છે, અને ગુજરાતના સર્જકોને મહાનવલ આપવા પ્રેર્યા કરતી રહી છે અને પ્રેર્યા કરશે.

'સુદર્શન ગદ્યાવલિ'ની પ્રસ્તાવના લખવા પ્રસંગે ૧૯૦૯માં આનંદશંકર ધ્રુવે ઓગણીસમી સદીના ઉત્તરાર્ધના ગુજરાતી સાહિત્યનું વિહંગાવલોકન કરતાં ગોવર્ધનરામ અંગે જે ઉપમા યોજી છે તે ગોવર્ધનરામની સિદ્ધિનું સાચું ચિત્ર આપે છે:– "આ સમયનો આપણો સાહિત્યપ્રદેશ પૂર્વભાગ કરતાં ઉત્તરભાગમાં જરા પણ ઓછો રસાળ નથી આપણે આપણી વાટમાં નર્મદ અને નવલરામરૂપી જે જળાશયો પાછળ મૂકયા તે કરતાં ગોવર્ધનરામ અને મણિલાલનાં જળ કાંઈ ઓછાં મનોહર નથી. આ ચારમાં જો નર્મદનો જળધોધ સૌથી વધારે વેગ અને જુસ્સાવાળો હતો અને નવલરામનું શાન્ત તળાવ વધારે નિર્મળ

૯૯. 'નિરીક્ષા', પૃ. ૨૫૪.

હતું – તો મનુષ્યબુદ્ધિ અને હૃદયના અસંખ્ય તરંગોથી છવાયેલો ગોવર્ધનગમનો 'મીઠો મહેરામણુ' સૌથી વધારે વિશાળ અને ગંભીર, અને મણિલાલની મહાનદી આડાંઅવળાં વહેતા અનેક નાના ઝરણાને પોતામા ખેંચી લઈ આસપાસના ખેતરોને વધારે ફળદ્રુપ કરતી જોવામા આવે છે" ૧૦૦ વિશાળ પ્રતિભાવાળા ગોવર્ધનરામ ખરે જ મહેરામણુનો ખ્યાલ આપે છે. પણ એ દેશનત્સલ સારસ્વતનુ હૃદયમાધુર્ય એ મહેરામણુને, આનંદશંકર ધ્રુવ કહે છે તેમ, "મીઠા મહેરામણુ" રૂપે પ્રતીત કરાવે છે.

'સરસ્વતીચંદ્ર'ના ચારે ભાગોની મહાત્મા ગાધીજીએ કરેલી માર્મિક સમીક્ષા 'મહાદેવભાઈની ડાયરી'મા નોધાયેલી મળે છે, જે ગોવર્ધનરામની સમગ્ર કળાશક્તિનું સંક્ષેપમાં મૂલ્યાકન કરે છે :– "[સરસ્વતીચંદ્રના] પહેલા ભાગમા એમણે પોતાની શક્તિ ઠાલવી. નવલકથાનો રસ પહેલામા ભરેલો છે ચરિત્રચિત્રણ એના જેવુ ક્યાય નથી; બીજામા હિંદુ સંસાર સરસ ચીતરાયો છે, ત્રીજામાં એમની કળા ઊડી ગઈ, અને ચોથામા એમને થયું કે હવે મારે જગતને જેટલું આપવુ છે તે આ પુસ્તક દ્વારા જ આપી દઉં તો કેવુ સારું!" ૧૦૧

---

૧૦૦. 'સાહિત્યવિચાર', પૃ. ૪૮૨

૧૦૧. 'મહાદેવભાઈની ડાયરી' પુ ૧, પૃ, ૩૭

ધકેલવામાં જે યથાર્થ સંસારદર્શન હતું તે ભાણે નાનાલાલને ખૂચ્યું. એમને તો સરસ્વતીચંદ્ર, મધુરીમૈયા આ કાંઠે મઠ સ્થાપે તો, સામે કાંઠે મઠાધિષ્ઠાતા બને એ જોઈએ. ( 'જયાજયંત 'મા એ ભાવના મૂર્ત કરવા એમણે પ્રયત્ન પણ કર્યો છે. અને એમની સમગ્ર સૃષ્ટિ ઉપર આ ભાવનાનો ઓછાયો પડેલો છે. ) મુનશીને, કોડીલી કુમુદ ભગવાધારી મધુરીમૈયા બને એ ખૂચ્યું. કુમુદ ફરી સંસારરસિયણ બને તો જ એમને ટાઢક વળે આ રીતે નાનાલાલ અને મુનશી બંનેની સૃષ્ટિઓને ગોવર્ધનરામની સૃષ્ટિના પ્રત્યાઘાતો રૂપે જોવી સુકર છે. એકની આદર્શપ્રિયતા અને બીજાની રસિકતા, ગોવર્ધનરામે નિરૂપેલા સમન્વયમા તે જેવા શોભે છે એવા સજીવ રૂપે તે તેની સૃષ્ટિમા પ્રત્યક્ષ થતા નથી."૯૯ ગોવર્ધનરામ પછી મુનશી, રમણલાલ દેસાઈ, ધૂમકેતુ, પન્નાલાલ પટેલ, ' દર્શક ' આદિ નવલકથાકારોની નોંધપાત્ર કૃતિઓ આપણને મળી છે તેમ છતાં ' સરસ્વતીચંદ્ર ' એની કેટલીક ક્ષતિઓ અને મર્યાદાઓ છતાં અદ્યયાવત્ અદ્વિતીય મહાનવલ રહી છે, અને ગુજરાતના સર્જકોને મહાનવલ આપવા પ્રેર્યા કરતી રહી છે અને પ્રેર્યા કરશે.

'સુદર્શન ગદ્યાવલિ 'ની પ્રસ્તાવના લખવા પ્રસંગે ૧૯૦૯માં આનંદશંકર ધ્રુવે ઓગણીસમી સદીના ઉત્તરાર્ધના ગુજરાતી સાહિત્યનું વિહગાવલોકન કરતાં ગોવર્ધનરામ અંગે જે ઉપમા યોજી છે તે ગોવર્ધનરામની સિદ્ધિનું સાચું ચિત્ર આપે છે :– " આ સમયનો આપણો સાહિત્યપ્રદેશ પૂર્વભાગ કરતાં ઉત્તરભાગમાં જરા પણ ઓછો રસાળ નથી. આપણે આપણી વાટમાં નર્મદ અને નવલરામરૂપી જે જળાશયો પાછળ મૂક્યાં તે કરતાં ગોવર્ધનરામ અને મણિલાલનાં જળ કાંઈ ઓછાં મનોહર નથી. આ ચારમાં જો નર્મદનો જળધોધ સૌથી વધારે વેગ અને જુસ્સાવાળો હતો અને નવલરામનું શાન્ત તળાવ વ [illegible] જ

૯૯. 'નિરીક્ષા ', પૃ. ૨૫૪.

હતું – તો મનુષ્યબુદ્ધિ અને હૃદયના અસંખ્ય તરંગોથી છવાયેલો ગોવર્ધનરામનો 'મીઠો મહેરામણ' સૌથી વધારે વિશાળ અને ગંભીર, અને મણિલાલની મહાનદી આડાંઅવળાં વહેતા અનેક નાનાં ઝરણાંને પોતામાં ખેંચી લઈ આસપાસના ખેતરોને વધારે ફળદ્રુપ કરતી જોવામા આવે છે." ૧૦૦ વિશાળ પ્રતિભાવાળા ગોવર્ધનરામ ખરે જ મહેરામણનો ખ્યાલ આપે છે. પણ એ દેશવત્સલ સારસ્વતનું હૃદયમાધુર્ય એ મહેરામણને, આનંદશંકર ધ્રુવ કહે છે તેમ, "મીઠા મહેરામણ" રૂપે પ્રતીત કરાવે છે.

'સરસ્વતીચંદ્ર'ના ચારે ભાગોની મહાત્મા ગાધીજીએ કરેલી માર્મિક સમીક્ષા 'મહાદેવભાઈની ડાયરી'માં નોધાયેલી મળે છે, જે ગોવર્ધનરામની સમગ્ર કળાશક્તિનુ સંક્ષેપમાં મૂલ્યાંકન કરે છે:– "[ સરસ્વતીચંદ્રના ] પહેલા ભાગમાં એમણે પોતાની શક્તિ ઠાલવી. નવલકથાનો રસ પહેલામાં ભરેલો છે. ચરિત્રચિત્રણ એના જેવું ક્યાંય નથી; બીજામા હિંદુ સંસાર સરસ ચીતરાયો છે, ત્રીજામા એમની કળા ઊડી ગઈ, અને ચોથામાં એમને થયું કે હવે મારે જગતને જેટલુ આપવું છે તે આ પુસ્તક દ્વારા જ આપી દઉં તો કેવુ સારું!" ૧૦૧

૧૦૦. 'સાહિત્યવિચાર', પૃ. ૪૯૨.
૧૦૧. 'મહાદેવભાઈની ડાયરી' પૃ ૧, પૃ, ૩૭.

પ્રકરણ ૬

## જીવનકથા–૩ (૧૮૯૯–૧૯૦૭)

ગોવર્ધનરામે ૧૮૯૮ ના ઑક્ટોબરની ૧૯મીએ લલિતાપંચમીના દિવસે મુંબઈ છોડ્યું એ આપણે જોઈ ગયા. અને તે પોતાના વતન નડિયાદમાં નિવૃત્તિ નિવાસ અર્થે આવીને રહ્યા. નડિયાદ આવ્યા પછી કચ્છની દીવાનગીરીની રૂ. ૧૫૦૦ના પગારની નોકરીની જે ઑફર કરવામાં આવી એનો તો તેમણે અસ્વીકાર કર્યો, પરંતુ નડિયાદ આવ્યા પછી બીજે કે ત્રીજે જ દિવસે તેમને બેચાર સારા કેસો મળતા હતા એનો પણ તેમણે અસ્વીકાર કર્યો.[૧]

૧૮૯૮ના ડિસેમ્બરમા ગોવર્ધનરામ પોતાના પુત્ર રમણીયરામને લઈને કાઠિયાવાડ ગયા. લાઠી દરબાર કલાપી સાથેના તેમના સંબંધ વિષે અગાઉ સૂચવાયું છે. લાઠી રજવાડાનાં કામોમા મદદ કરી ગોવર્ધનરામ જૂનાગઢ ગયા. જૂનાગઢમાં તેમને પોશાક આપવામાં આવ્યો હતો[૨] જૂનાગઢનું કામ પતાવીને ૧૮૯૯ની શરૂઆતમા તે નડિયાદ

૧. જુઓ, 'શ્રી. ગો૦', પૃ. ૯૧.

૨. આ વીગત ગોવર્ધનરામની 'હિસાબની ચોપડી નં. ૨' આધારે છે. ગોવર્ધનરામ ઘરખર્ચ, પોતાના પ્રકાશનો વગેરેનો હિસાબ રાખતા. આવા હિસાબની બે ચોપડીઓ નં. ૧ અને નં. ૨ જોવા મળી છે. આ ચોપડીઓમા પોતે કયા કયા કેસો લડ્યા એની યાદી છે અને પછી વીગતવાર હિસાબ નોંધેલો છે. ગોવર્ધનરામના સ્વભાવની ચીવટ જોઈ શકાય છે. પોતાના જીવન અંગેની કેટલીક બાહ્ય વીગતો પણ એમા નોંધાયેલી જોવા મળે છે. પ્રસ્તુત વીગત આ પ્રમાણે છે: "રૂ. ૨૫૦–૦–૦ જૂનાગઢ ગયો ત્યારે ત્યાંથી પોશાક [તા.] ૨૦–૧–૯૯."

પાછા આવ્યા.[3]

૧૮૯૯ના મે માસમાં તેમણે તેમની સૌથી નાની પુત્રી જયંતીનાં લગ્ન કર્યાં. લગ્નનો દિવસ સંવત ૧૯૫૫ના વૈશાખ સુદ ત્રીજનો હતો. લગ્ન અત્યારે થયાં પરંતુ જયંતીનો વિવાહ તો સાત વર્ષ પહેલાં થયો હતો. તા. ૨૫-૧-૧૮૯૨ ની સ્ક્રેપબુકમા ગોવર્ધનરામ નોંધે છે કે આગલે દિવસે રતિરામ દુર્ગારામ ગોવર્ધનરામની પાસે આવેલા અને તેમના પુત્ર સાથે જયંતીનો વિવાહ કરવાનુ જણાવેલું ગોવર્ધનરામે ઉત્તરમાં જણાવેલું કે એ બાબત પોતે વિચારશે, પણ પછી જયંતીનો વિવાહ એકાએક કરવો પડેલો. તાર આવેલો માતુશ્રી ગોવર્ધનરામ સાથે વાત કરવા વાલકેશ્વર આવેલા. વાતચીતને અંતે નક્કી થયા મુજબ પેટલાદના ઝવેરશંકર મયાશંકરને ત્યાં તેમના પુત્ર સાથે તે વિવાહ કરવાની સંમતિ તારથી આપી હતી વગેરે.[4] આ લગ્ન વખતે આવેલ ચાંલ્લાઓની યાદીમાં લાઠી દરબાર તરફથી રૂપિયા બસોનો ચાલ્લો તાત્યા સાહેબ મારફતે આવ્યો એવી નોંધ છે. એ જોતાં કલાપી અને તેમના સંબંધો કેવા ગાઢ હશે એ જોવા મળે છે. પોતાની ત્રણે પુત્રીઓ લીલાવતી, જમુ અને જયંતીને દરેકને બસો બસો રૂપિયા કન્યાદાન

---

૩. આ વખતે તેમને મુસાફરી ખર્ચ ૭૨-૬-૦ થયુ હતુ એમ તે પોતે નોંધે છે.

'હિસાબની ચોપડી નં. ૧:'

"રૂ. ૧૨-૬-૦ લાઠી ના. જૂનાગઢ જવા આવવાનુ મુસાફરી ખર્ચ.
રૂ. ૭૨-૬-૦ તેમાથી રૂ. ૬૦ લાઠી દરબારે આપ્યા તે જતા ખરચના પડયા.
તા. ૨૧-૧-૯૯.
રૂ. ૯-૯-૨ સદરહુ મુસાફરીમાં પરચુરણ ખરચ તા. ૨૧-૧-૯૯."

૪. સ્ક્રેપબુક: તા. ૨૫-૧-૯૨.

પેટે આપવાનો નિર્ધાર પણ ચોપડીમાં જણાવેલો છે.[૫]

આ લગ્નમાં શું ખર્ચ થયું એ પણ ગોવર્ધનરામે નોંધેલું છે.[૬]

જયંતીના 'લગ્નનાં તોરણ હજી તો લીલા હતા' તેવામાં ગોવર્ધનરામ માંદા પડી ગયા. તેમના એક સ્નેહી ભાવનગરના ડૉક્ટર શિવનાથ રામનાથની દવાથી તબિયત સુધરી.[૭] આ વર્ષના અંતભાગમાં કલાપી અને લલિત નડિયાદ આવ્યા એ અંગેનું સ્મરણ આલેખતાં ચન્દ્રશંકર પંડ્યા લખે છે :– "કલાપી નડિયાદમાં ગોવર્ધનરામભાઈને ત્યાં પધારેલા કવિ જટિલ અને કવિ લલિત પણ સાથે હતા. ચકવાજ હોવાથી હું ય હાજર હતો. જમનામાં પણ સાથે હોઉં જ

૫. 'હિસાબની ચોપડી નં. ૨' :

"રૂ. ૨૦૦ ૦–૦ ચિ લીલાવતી,
રૂ. ૨૦૦–૦–૦ ચિ જશવતી,
રૂ. ૨૦૦–૦–૦ ચિ જયંતી
ત્રણે જણને આ ત્રણ બાબાશાહી રકમો મળી કુલ રૂ ૬૦૦ બા૦ કન્યાદાન પેટે આપવા આજરોજ ખરચ ખાતે ઉધારી તેમને ખાતે જમા તે મ્હારે દેવી. ૪–૬–૧૯૦૦."

૬. 'હિસાબની ચોપડી નં. ૨' :

"અનાજ વ. ન ગણતા જયંતીના લગ્ન વખતનું ખરચ.

| જ | ઉ |
|---|---|
| ૬૧૫ મું. ચાલ્લા | ૮૧–૧૧–૩ માહામા ખરચ. મુ. |
| ૧૩૨ બા. ચાલ્લા | ૩૨૧–૧૨–૩ ચૈ. વ. મું. |
| ઉકટામણી | ૨૩—૭–૦ માહા. બા. |
| | ૭૯૬–૧૫–૯ ચૈ. વ. બા. |
| મુ=મુબાઈગરા. | ૪૦૩—૭–૬ [મુ.] |
| બા=બાબાશાહી. | ૮૨૦—૬–૯ બા." |

૭. 'શ્રી ગો૦', પૃ ૯૩.

ને ? ગોવર્ધનભાઈના ડહેલાના દીવાનખાનામા 'સરસ્વતીચંદ્ર' વંચાતું હતું અને ગોવર્ધનરામભાઈના જમાઈ ભાઈ બળવંતરાય બુલાખીદાસ ત્રિવેદી ગોવર્ધનરામભાઈના રચેલા કાવ્યો ગાતા હતા તે સર્વનુ મને તાદૃશ સ્મરણ છે"[૮] આ જ વર્ષે ગોવર્ધનરામે 'સમાલોચક'મા 'સાક્ષર જીવનનો' લેખ આરંભ્યો, અને અમદાવાદમા 'ગુજરાતી કવિતાનુ ભવિષ્ય'[૯] એ વિષય પર તેમણે ભાષણ આપ્યું આ જ વર્ષે ગોવર્ધનરામે 'હિન્દના ધર્મમા પ્રસારવ્યવહારનુ પાસુ' (Secular Side in Indian Religion)[૧૦] ભાષણ આપ્યુ

મુંબઈ યુનિવર્સિટીએ એમ એ ની પરીક્ષામા દેશી ભાષાઓને એક વિષય તરીકે સ્થાન આપતા ગુજરાતી ભાષાને પણ નિયત અભ્યાસક્રમમા સ્થાન મળ્યું એ અગેના ગુજરાતી બોર્ડમા અબાલાલ સાકરલાલ, કેશવ હર્ષદ ધ્રુવ અને ગોવર્ધનરામ હતા આ વખતે એમ એ ના અભ્યાસક્રમમા 'સરસ્વતીચંદ્ર'ને સ્થાન આપવાની દરખાસ્તનો વિરોધ કરતા ગોવર્ધનરામે જણાવેલુ કે જીવતા લેખકોના પુસ્તકો અભ્યાસક્રમમા મૂકવા જોઈએ નહિ[૧૧]

ઈ સ ૧૯૦૦નુ ગોવર્ધનરામનું મુખ્ય કાર્ય તે તેમના 'સરસ્વતીચંદ્ર'ની પૂર્ણાહુતિનું છે આ વરસે ૨૩ મી ડિસેમ્બરે તેમણે 'સરસ્વતીચંદ્ર'નો ચોથો ભાગ પૂરો કર્યો ૧૮૯૯ મા ગોવર્ધનરામને માદગી આવી હતી તે પછી એમને 'સરસ્વતીચંદ્ર' પૂરો કરવાની તાલાવેલી લાગી હતી ડૉ કાન્તિલાલ પડ્યા લખે છે, "મદવાડમાથી જ એમને બહુ ચિન્તા પેઠી હતી કે 'જો મ્હારાથી ચોથો ભાગ પૂરો થઈ શકશે નહિ તો મ્હારે માથે એક મોટું લોકઋણ

---

૮ શ્રી ગોવર્ધન-પુણ્યતિથિ-પચાસી પ્રસંગે પ્રસિદ્ધ થયેલી 'ગોવર્ધનભાઈ સ્મરણાજલિ' પુસ્તિકા, પૃ ૪.

૯ જુઓ, પ્રકરણ ૮

૧૦ અપ્રગટ-અસુલભ

૧૧ જુઓ, 'શ્રી ગો૦', પૃ ૧૦૨.

(Public debt) રહી જશે '...સને ૧૯૦૦મા રાત્રિએ બાર એક વાગ્યા સુધી જાગી જાગીને પણ 'સરસ્વતીચદ્ર'નો ચોથો ભાગ એમણે પૂરો લખી નાખ્યો "[૧૨] આ વર્ષે ગોવર્ધનરામ અને તેમના ભાઈ નરહરિરામના સયુક્ત પ્રયાસ રૂપે તેઓના સદ્ગત પિતાના સ્મરણાર્થે નાગર જ્ઞાતિના વસતિપત્રકની પુસ્તિકા 'માધવરામસ્મારિકા'[૧૩] પ્રગટ કરી બંને ભાઈઓની સહીથી આ પુસ્તિકાની પ્રસ્તાવના પણ એમા સામેલ કરવામા આવી પોતાના પિતાશ્રીને નિવાપાન્જલિ રૂપે ગોવર્ધનરામે સસ્કૃતમા લખેલા નીચેના શ્લોકો પણ એમા સામેલ કરવામા આવ્યા છે —

न चलित हरितो हरिभक्तितो विपदि सपदि वा गुणसाधुना ।
जगदसारपदात् कलितात् क्षणात् चलितमेव च तेन मुमुक्षुणा ॥१॥
स मम माधवराम इति श्रुत स्मरणशेषपद गमित पिता ।
हरिपदे गतदेहतया वसन् वसति साधुतया हृदि मादृशाम् ॥२॥
धर्मैकनिष्ठ सुखमाप साधुगति सता सत्पुरुषैकाम्याम् ।
स ज्ञातिबन्धुस्मरणीयतासु विराजतामित्ययमल्पयत्न ॥३॥

" જે ગુણસાધુ સપત્તિ વા વિપત્તિમા હરિથી કે હરિભક્તિથી ચળ્યા ન હતા, તે મુમુક્ષુ આ ક્ષણિક જગતના અસારપદમાથી ચાલ્યા ગયા (૧) સ્મૃતિશેષ થઈ ગયા છે એવા, 'માધવરામ'ની સજ્ઞાથી વિદિત મારા પિતા પોતાના દેહત્યાગથી હરિપદમા વસે છે, અને પોતાની સાધુતાથી મારા જેવાના હૃદયમા વસે છે (૨) ધર્મમા જ નિષ્ઠા રાખનાર તે સાધુપુરુષે સાધુપુરુષો જ જેની કામના કરી શકે તેવી સત્પુરુષોની ગતિને સુખથી પ્રાપ્ત કરી છે જ્ઞાતિબધુઓએ સ્મરણ કરવા યોગ્ય વસ્તુઓમા તેઓ વિરાજે એવા આશયથી આ અલ્પ પ્રયત્ન કરાયો છે (૩) "[૧૪] જ્ઞાતિસેવામા પણ ગોવર્ધનરામ પૂરતો રસ લેતા

૧૨ એજન, પૃ. ૧૧૦
૧૩ જુઓ, પ્રકરણ ૮
૧૪ અનુ० ચન્દ્રશકર પડયા 'સમા०' ગો સ્મા અક, પૃ ૮૯.

હતા એના એક વધુ દષ્ટાંત રૂપે ચન્દ્રશંકર પંડ્યાએ આ જ વરસના એક બનાવનું બયાન આપ્યું છે આ વરસે – સંવત ૧૯૫૬ –મા દુકાળ પડ્યો હતો – 'છપ્પનિયા દુકાળ' તરીકે તે જાણીતો છે આ સમયમા જ્ઞાતિજનો ખાસ અનિવાર્ય હોય એટલી જ ન્યાતો કરતા અને બાકીની રહેવા દેતા લોકો જેમની ન્યાતો કરવાની બાકી હોય તેમને મહેણા પણ મારતા કોઈ સજ્જને એવી સૂચના કરી કે જેમની ન્યાતો બાકી હોય તેમની પાસેથી દર વર્ષે આઠ આના પ્રમાણે દંડ લેવો "આથી ગોવર્ધનભાઈએ પોતાની સમર્થ સાહિત્યશક્તિથી એક પ્રભાવશાળી પત્ર જ્ઞાતિના અગ્રેસરો ઉપર લખ્યો હતો, જેથી ચાલુ વર્તમાનપત્રોની ભાષામા 'આખી ન્યાતમા સનસનાટી ફેલાઈ ગઈ' અમુક સ્થાને બેશક, ગોવર્ધનભાઈ ટીકાના પાત્ર બન્યા હતા, પણ તેમની જ્ઞાતિસેવા જેટલી સ્પષ્ટ તેટલી જ સમયોચિત હતી જ્ઞાતિ ઉપર એ સમર્થ રીતે લખાયેલા પત્રની સચોટ અને ગભીર અસર થઈ હતી તેનુ મને તાદશ સ્મરણ છે'[૧૫] ચન્દ્રશંકર પંડ્યા આગળ નોંધે છે કે તે ઉપરાંત 'શ્રીનાગર યુવક મંડળ'ના વાર્ષિક સંમેલનોમા તેમ ઇતર પ્રસંગોએ પ્રમુખપદ સ્વીકારી, તેમણે બોધભર્યા ભાષણો આપ્યા હતા "સંક્ષેપમા, મોટાઈનો આડંબર કરનાર કેટલાક પુરુષો ની માફક ગોવર્ધનરામભાઈ નાતથી અલગ રહેતા નહિ પણ જ્ઞાતિ જનોને ભાઈ માની યથાશક્તિ સર્વને ઉપયોગી થતા એઓ કહેતા કે 'જ્ઞાતિ એટલે વિસ્તૃત સયુક્ત કુટુંબ'" અને પછી ચન્દ્રશંકર પંડ્યા ઉમેરે છે કે "જ્ઞાતિના ઉન્મૂલનના નહિ, જ્ઞાતિની સુધારણાના તેઓ હિમાયતી હતા"[૧૬]

આ વર્ષની બીજી સાહિત્યપ્રવૃત્તિઓમા 'આક્ષરજીવન'નો લેખ 'સમાલોચક'મા આગળ લખાવ્યો તેને અને અમદાવાદમા 'સોશિયલ ઍન્ડ લિટરરી ઍસોસિયેશન'ના ઉપક્રમે અગ્રેજીમા 'આપણી સામાજિક

૧૫ ચન્દ્રશંકર પંડ્યા 'ગોવર્ધનભાઈ–સ્મરણાંજલિ', પૃ ૫

૧૬ એજન, પૃ ૫–૬

તથા કૌટુંબિક સંસ્થાઓનાં કેટલાંક ઐતિહાસિક પાસાં' ( Some Historical Aspects of Our Social and Domestic Institutions)[૧૭] એ વિષય પર, અને નડિયાદમાં ' અંગ્રેજનો અને હિંદુનો જીવન પ્રવેશ' ( An Englishman's and a Hindu's Entrance into Life )[૧૮] એ ભાષણો આપ્યાં એને ગણી શકાય.

નિવૃત્તિનિવાસ દરમ્યાન ગોવર્ધનરામ નડિયાદમાં ક્યાં ફરવા જતા હશે, પોતાના વતનીઓમાંથી કોને મળતા હશે, શી શી પ્રવૃત્તિ કરતા હશે વગેરે જાણવાની સહજ જિજ્ઞાસા રહે. એ અંગે મગનભાઈ ચતુરભાઈ પટેલે થોડીક માહિતી આપી છે :—" નડિયાદમાં ધનાઢ્ય ભાઉ સાહેબ દેસાઈનું જૂનું કુટુંબ છે; અને તે કુટુંબ વિદ્યા અને વિદ્વાનનો સદા સત્કાર કરનારું છે. વિદ્વાનોનો ત્યાં જીવ ઠરે છે અને નડિયાદના ઘણાખરા સાક્ષરોનુ એ આનંદની સાથે ઘણી વખત વિશ્રાન્તિનું સ્થાન થયું છે. પંડિત મણિલાલ ત્યાં હંમેશ જતા અને સાયંકાળનો આનંદ ત્યાં જ જમાવતા. સાક્ષરવર્ય મનઃસુખરામનુ તો એ બાલ્યાવસ્થાથી જ વિશ્રાન્તિનું સ્થાન હતું. રા. ઝવેરીલાલ યાજ્ઞિક, દીવાન હરિદાસ વિહારીદાસ દેસાઈ અને દીવાન મણિભાઈ જસભાઈ જ્યારે જ્યારે નડિયાદ આવતા ત્યારે તેમનુ મંડળ પણ ત્યાં જ જામતું, અને આપણા સાક્ષરને [ ગોવર્ધનરામને ] વાનપ્રસ્થાવસ્થામાં હંમેશ ત્યાં જ જવું ગમતું, ત્યાં જઈને વિવિધ વિષય ઉપર વાર્તાપ્રસંગ કરી કુટુંબના યુવકોને શિખામણ આપતાં તેમને તથા પોતાને આનંદ કરાવતા, શ્રોતાની વિદ્યા ઉપર પ્રીતિ ઉત્પન્ન કરી તેમને વિદ્યાવિલાસી બનાવતા. એમના શરીરની શિથિલતા વધ્યા પછી અને પ્લેગ ફાટી નીકળ્યા પછી ઘણીક વખત તો એ કુટુંબની સાથે એમના બાગમાં જ જઈને પ્લેગના વખતમાં વસતા અને આંગાવાડિયામાં તંબુની પર્ણકુટીમાં સાયંકાળે એક ઋષિની પેઠે પોતાની પાછળ શિષ્યમંડળ ભેળું કરી બેસતા, તેમને હસાવતા,

---

૧૭. જુઓ, પ્રકરણ ૮.

૧૮. અપ્રગટ – અસુલભ.

વખતે શિખામણની સાથે મર્મવચન કહી યુવકને સીધ્ધે રસ્તે દોરવાને ટપકારતા પણ ખરા. સાયંકાળનો સમય ગાળવાને માટે વળી કેટલીક વખત ગામની ભાગોળે આવેલાં રમણીય દેવાલયોમાં જતા તો કેટલીક વખત નડિયાદમાં થોડાક વખતથી સ્થપાયેલી ત્યાંના ગંભાવિત ગૃહસ્થોની કલબમાં પણ ભાગ લેતા. તે ગંસ્થાના આપણા સાક્ષર અધ્યક્ષ (પ્રેસિડેન્ટ) હતા. રાજેશ્રી કેશવલાલ હર્ષદરાય ધ્રુવની નડિયાદમાં બદલી થયા પછી ગોવર્ધનરામનો સાયંકાળ ઘણી વખત માસ્તર સાહેબના નાના બગીચામાં જ વીતતો. બે ચાર મિત્ર ભેળા થઈ સાક્ષરતાની વાતો ચલાવતા; વળી પ્રસંગે સંસારની કથાઓની પોથી પણ ઉકલી પોતાનાં અંતર ટાઢા કરતા. સુખ.દુખની વાતોમા એકબીજાના સહભાગી થતા."[૧૯]

ગોવર્ધનરામે આમ નિવૃત્તિ સ્વીકારી હતી તેમ છતાં કાયદાનાં સામયિકો વગેરે મંગાવવાનાં તેમણે ચાલુ રાખ્યા હતાં. તેમની હિસાબની ચોપડીમાં પણ આ અંગે ઉલ્લેખ મળે છે.[૨૦] તા. ૨ જાન્યુઆરી ૧૯૦૫ ની સ્ક્રેપબુક–નોંધમાં તે લખે છે તેમ તે દિવસથી 'ઇન્ડિયન લૉ રિપોર્ટ્સ' અને 'ગવર્નમેન્ટ ગૅઝેટ'ના ગ્રાહક મટી જાય છે. અને ફક્ત 'બૉમ્બે લૉ રિપોર્ટર' થોડા મહિના મંગાવવાનુ ચાલુ રાખે છે. આ બધાં સામયિકો તેમણે જનતાને કાંઈક ઉપયોગી થઈ પડાય અને અડચણો કે જરૂરિયાતોને કારણે ધંધો ફરી શરૂ કરવાની ફરજ પડે તો તે કરી શકાય એ કારણે ચાલુ રાખ્યાં હતાં એમ પણ તે એ નોંધમાં ઉમેરે છે.[૨૧]

---

૧૯. 'વસંત', વર્ષ ૬, અંક ૩, પૃ. ૧૩૨.

૨૦. 'હિસાબની ચોપડી નં. ૨':—" રૂ. ૧૩-૦-૦ ભાઈ નરહર. ગુજરાતીનું લવાજમ રૂ. ૩, બૉમ્બે લૉ રિપોર્ટનું લવાજમ રૂ. ૧૦, – ૧૯૦૦ની સાલમાં તમે ભરેલાં ને એન. એમ. કં. ખાતે તમારો પત્ર તા. ૨૯-૯-૦૦ના પ્રમાણે જમા કરી તમારે ખાતે ઉધાર્યા" તા. ૨૯-૯-૦૦.

૨૧. 'સ્ક્રે. બુક', વૉ. ૭, પૃ. ૨૫-૨૬.

આ ઉપરાંત પ્રત્યક્ષ રીતે પણ કાયદા અંગેની બાબતોમાં તે સલાહસૂચન આપતા ૧૯૦૧ માં આ જાતનો પ્રસંગ આવેલો એનું વર્ણન ચન્દ્રશંકર પંડયાએ આપેલું છે :— "૧૯૦૧ નું વર્ષ. નડિયાદની મિલના માલેક શેઠ મનોરદાસ હરખચંદ ભાવનગરીના આગ્રહથી એક 'ટ્રસ્ટ'ના સંબંધી અપીલ કાઉન્સેલરને સોંપવા પોતે વકીલાતમાંથી નિવૃત્ત થયેલા હોવા છતાં ખાસ મુંબાઈ આવેલા. તેમના નાનાભાઈ નરહરિરામને ત્યાં ઊતરેલા. હું તે વખતે એલ્ફિન્સ્ટન કૉલેજમાં પ્રિવિયસનો અભ્યાસ કરતો ને નરહરિરામને ત્યાં જ રહેતો . . . ગોવર્ધનરામભાઈને મારા ઉપર વિશેષ પક્ષપાત હોવાથી પોતે જ્યાં જ્યાં જાય ત્યાં મને સાથે લઈ જતા. તે વર્ષે તેઓ મને હાઈકોર્ટમાં સાથે લઈ ગયેલા. મિ ઇન્વેરારિટી રોકાયલા હશે કે પરદેશ ગયા હશે, એટલે મિ. બ્રેન્સનને કાઉન્સેલ તરીકે રાખવા વિચાર કર્યો . . . ગોવર્ધનભાઈએ મુદ્દો મિ બ્રેન્સનના મગજમાં ઠસાવવા માગતા હતા કે નડિયાદની મનોરદાસની મિલને ખાનગી મિલકત ગણી તેના ઉપર ભારે ટૅક્સ લીધો છે તે વાજબી નથી કારણ કે મિલ એક 'ટ્રસ્ટ' છે, અને તેના ઉપર અનેક મજૂરોની રોજીનો આધાર હોવાથી તે સાર્વજનિક છે એ મિલમા માત્ર મનોરદાસનું જ હિત સમાયેલુ નથી પરંતુ સાર્વજનિક હિત સમાયેલુ છે ગોવર્ધનભાઈ એવી ખૂબીબંધ સમજાવટથી પોતાનુ વક્તવ્ય રજૂ કરતા હતા કે ઘણાખરાને તો એ ગળે ઊતરે – ગોવર્ધનભાઈની સમજાવવાની રીત બહુ અસરકારક હતી, પણ બ્રેન્સન તો વાઘ જેવા દેખાવના હતા – હૃષ્ટપુષ્ટ અને પ્રચંડ તેમણે પોતાનુ મોટું સફેદ વાળવાળું માથું ધુણાવ્યું ને હસ્યા, હસતે હસતે કહ્યું :–' મિ. ત્રિપાઠી, તમે વકીલાતમાથી નિવૃત્ત થયા છો, હું નથી થયો. હજી મારે ધંધો કરવો છે એટલે તમે કરો છો તેથી હસવા જેવી દલીલ કોર્ટ આગળ હું કેવી રીતે કરી શકું ?' ગોવર્ધનભાઈએ એમની પદ્ધતિ પ્રમાણે બીજી રીતે એ દલીલ રજૂ કરવાનો પ્રયત્ન કર્યો, પણ બ્રેન્સન તો માથું જ ધુણાવ્યા કરે અને હસે. ગોવર્ધનભાઈ કહે છે :–' બ્રેન્સન, શું કરું કે

નિવૃત્ત થયો છુ, નહિ તો તમારી ખુદ હાજરીમાં આ દલીલ જાતે કરી તમને પુરવાર કરી આપત કે તમે ધારો છો એવો આ મુદ્દો હસવા જેવો નથી' પછી સમાધાનરૂપે સૂચવ્યું : 'વારુ, મિ ગ્રેન્સન, એક કામ કરશો? કેસ તમને સોપુ છુ તમને ઠીક લાગે તેની રીતે તમે શરૂઆતમા દલીલ કરજો પણ જો તમને તે દલીલથી એમ લાગે કે તમે કોર્ટને ગળે તમારો મુદ્દો તમારી રીતે રજૂ કરવા છતા ઉતારી શકતા નથી તો પછી તો મારો મુદ્દો હુ કહુ તેમ રજૂ કરશો ને?' ગોવર્ધનભાઈની આત્મશ્રદ્ધાનો અને દૃઢતાનો પ્રભાવ પડયો અને ગ્રેન્સને આ વાત મંજૂર રાખી. કોર્ટમા ચીફ જસ્ટિસ સર લૉરેન્સ જેન્કિન્સ પાસે એ અપીલ નીકળી હુ પણ હાજર હતો ગ્રેન્સને પોતાની રીતે પુન પુન. દલીલ કરી, પરન્તુ ફાવ્યા નહિ એટલે ગોવર્ધનભાઈ એ ઊભા થઈ ને ગ્રેન્સનના કાનમા કઈક કહ્યુ મિ· ગ્રેન્સને ગોવર્ધનભાઈનો મુદ્દો બીતે બીતે મંકોચથી રજૂ કર્યો અને તે પણ કહીને કે 'મને એક બીજી દલીલ રજૂ કરવાનુ સૂચવવામા આવે છે.' એ દલીલ રજૂ થતા જ સર લારેન્સ જેન્કિન્સે એ ઉપાડી લીધી. પરિણામે અર્ધો સ્ટૅમ્પ માફ થયો, કારણ કે મિલમા માલેકનુ થોડુંઘણુ હિત હોવાથી તેટલે અંશે એ ખાનગી મિલકત ગણાય, પણ જેટલે અંશે આસપાસના ગામડાઓના લોકોના ગુજરાનનુ એ સાધન હોઈ તે સંબન્ધમા 'ટ્રસ્ટ' કરવામા આવ્યુ હતું તેટલે અંશે તે સાર્વજનિક ગણાય કેસલો અપાયા પછી મિ ગ્રેન્સને કહ્યુ : 'મિ ત્રિપાઠી, તમે તો ધાર્યા કરતા વધારે ખરા નીકળ્યા' ગોવર્ધનભાઈ એ કહ્યુ : 'તમને કાઉન્સેલરને વકીલોની કદર ક્યા છે જે? તમે લોકો તો માની જ બેઠા છો કે તમે કહો તે ખરું'. પછી મારે મોએ કહ્યુ . 'શુ કરુ કે નિવૃત્ત થયો છુ. નહિ તો કાઉન્સેલરો પાસે મારું ધાર્યું જ કરાવનારાનુ પ્રભુનો પાડ તે ચીફ જસ્ટિસ મર્મજ્ઞ હતા એટલે આપણે કંઈક ફાવ્યા'"[22] ચન્દ્રશંકર પંડયા આગળ લખે છે, "અપીલ થઈ રહ્યા પછી નીચે વકીલ રૂમમા મને લઈ ગયા. ત્યા બધા વકીલો

22 'ગોવર્ધનભાઈ સ્મરણાંજલિ', પૃ. ૬–૭.

હતા તે ગોવર્ધનભાઈને જોતાં જ ખુશી ખુશી થઈ ગયા ને એમની આસપાસ વીંટળાઈ વળ્યા સરકારી વકીલ કીર્તિકરે ગોવર્ધનભાઈને પોતાની પાસે બોલાવ્યા, બેસાડ્યા અને આ મંગાની ચૌબલ, રાવ, અને ગોકુળદાસભાઈ, માર્કંડરાય, કૃષ્ણલાલભાઈ, લલ્લુભાઈ વગેરે પણ દોડી આવ્યા અને એકઠા થઈ ગયા વકીલવર્ગમાં ગોવર્ધનભાઈ કેટલા બધા પ્રિય હતા તેનો એ પુરાવો હતો ગોકુળદાસભાઈએ તો ગોવર્ધનભાઈની પીઠ ઉપર જોરથી મુક્કો જ લગાવી દીધો. ગોવર્ધનભાઈ નાજુક તબિયતના ને ગોકુળદાસભાઈ તો જબરદસ્ત, એટલે એમનાથી સહેવાયુ નહિ પણ થોડી વાર પછી હસતે હસતે કહ્યુ: 'ગોકુળદાસ ભાઈ, હુ કાંઈ તમારી માફક જબરો નથી ને ડમ્બેલ્સ ફેરવતો નથી કે દંડબેઠક કરતો નથી' મિ એન એમ સમર્થ એક ખૂણામા વિક્ટોરિયાવાળા જોડે ગાડીભાડા માટે લડતા હતા તે જોઈ ગોવર્ધન ભાઈએ કહ્યુ કે, 'મુબઈના વિક્ટોરિયાવાળા તો કદાપિ સુધરવાના જ નહિ — મારે રોજ તકરાર કરવી પડતી'

કોર્ટમાથી ગોવર્ધનભાઈ મને લઈને યુનિવર્સિટી બિલ્ડિંગની સામેના મકાનમા પહેલે મજલે આવેલી સર ફિરોજશાહ મહેતાની ચેમ્બરમા ગયા. સીડી આગળ સર ફિરોજશાહના પાટિયા ઉપરથી અક્ષરાનો સફેદો સુકાઈ ગયો હતો તે દેખાડી ગોવર્ધનભાઈએ કહ્યુ · 'જુઓ ચન્દ્રશંકર, જેમ વકીલ પ્રતિષ્ઠિત તેમ એનુ પાટિયુ આવુ જૂનુ હોય અને એનો ઝભ્ભો જૂનો કે ફાટેલો હોય' ચેમ્બરમા દાખલ થતા જ સર ફિરોજશાહે એમનો બુલદ અવાજે સત્કાર કર્યો 'હલો, મિ ત્રિપાઠી'.. ...સર ફિરોજશાહે ગોવર્ધનભાઈને અમદાવાદમા કોંગ્રેસ ભરાવાની હતી તેની તૈયારીઓ કેમ ચાલે છે તે પૂછ્યુ હતુ મન સુખરામભાઈ વિષે પણ લાગણીથી સમાચાર પૂછ્યા હતા... બીજી એક વાર ગોવર્ધનભાઈની સાથે ગયેલો ત્યારે સાથે ગોવર્ધનભાઈના પુત્ર ભાઈ રમણીયરામ પણ હતા ગોવર્ધનરામભાઈને સર ફિરોજશાહે પૂછેલુ:–'કેમ મિ ત્રિપાઠી, તમે કોંગ્રેસની રિસેપ્શન

કમિટીના મેમ્બર થઈ ચૂક્યા છો ને?' ગોવર્ધનભાઈએ તરત જ જવાબ દીધો: 'હારતો, અમદાવાદ કોંગ્રેસ આવે અને એ થયા વિના મારા જેવાને ચાલે?' સર ફિરોજશાહે પાછું પૂછ્યું: 'અને પેલા દેશી રાજ્યોના વૃદ્ધ રાજપુરુષ મનઃસુખરામ અને તેમના પેલા જાડા પુત્ર – that fat fellow? તનસુખરામ પણ રિસેપ્શન કમિટીના મેમ્બર થયા છે ને? એમની શક્તિ પ્રમાણે ઠીક રકમ ભરી છે ને?' ગોવર્ધનભાઈએ ઉત્તર આપ્યો: 'હાજી.'"[૨૩]

આ પ્રસંગે ગોવર્ધનરામ પ્રો. ગજ્જરને ત્યાં ગયેલા ત્યારે પ્રો. ગજ્જરે એની બેસન્ટ વિષે કાંઈક અઘટિત ટીકા કરેલી એના જવાબમાં ગોવર્ધનરામે જે જવાબ આપેલો તે ચંદ્રશંકર પંડ્યા નોંધે છે. "... અને ગોવર્ધનભાઈનો પિત્તો ઊછળ્યો. કહે: – 'ગજ્જર, તમે તે કોણ કે એ બાઈને માટે આવું અણુછાજતું બોલો છો? તમે તે કરી કરીને એક રાણીનું બાવલું સાફ કર્યું – બીજું તમે એવું તે શું ઉકાળી નાખ્યું છે કે એ પ્રભાવશાળી બાઈને ગાળો દ્યો છો. અને એમનું કામ ઉતારી પાડો છો? એ બાઈ તો જાહેર ભાષણોની પરંપરાથી લોકમત કેળવે છે, તમે તો ઘરમાં બેસી તડાકા મારો છો કે ટીકા કરો છો. ક્યાં એ બાઈનું જબરદસ્ત લોકકાર્ય અને ક્યાં તમારા શેખચલ્લીના તરંગો? હા, મતભેદ હોય, પરન્તુ કોઈના કામને આમ ઉતારી પાડવું એ તો ગંભીર ગેરઇન્સાફ છે.' ગજ્જર સાહેબ તો સડક જ થઈ ગયા ને એકદમ મૂગા જ બની ગયા. ગોવર્ધનભાઈને ધર્મ્ય ક્રોધ (righteous anger) થતો ત્યારે એવી છટાથી જોરદાર વાગ્ધારા છૂટતી કે કહેવાની વાત નહિ. વાગીશ્વરી તો પ્રસન્ન જ, અને તેમાં ધર્મ્ય ક્રોધનો આવેશ ઊભરાતો ત્યારે એમનું ગૌર લલાટ ગુલાબી થઈ જતું અને એમનું નાજુક શરીર ધ્રૂજતું. ગોવર્ધનરામની તીક્ષ્ણ ન્યાયવૃત્તિ ગેરઇન્સાફ સહી શકતી નહિ એનું આ એક દૃષ્ટાંત માત્ર છે."[૨૪]

---

૨૩. એજન, પૃ. ૭–૮.

૨૪. એજન, પૃ. ૯.

આ વર્ષે ગોવર્ધનરામની મોટી પુત્રી લીલાવતી માંદી પડી. લીલાવતી એમના પતિ સાથે જૂનાગઢ હતી. લીલાવતી ક્યારે જૂનાગઢ ગયેલી એની માહિતી ગોવર્ધનરામની 'હિસાબની ચોપડી નં. ૨'-માંથી મળે છે.[૨૫] જૂનાગઢથી લીલાવતી અને એમના પતિ નડિયાદ આવ્યાં. એ પછી ગોવર્ધનરામ એને આબુ લઈ ગયા.[૨૬] "સને ૧૯૦૧ના ઉનાળામાં હવાફેર માટે ગોવર્ધનરામ એમને આબુ લઈ ગયા... અને, લાખો માણસોના જેણે નિસાસા લીધા છે એવા ક્ષયરોગનાં ચિહ્નો દિવસે દિવસે દૃઢ થતા ગયાં"[૨૭]

આ વર્ષે 'સરસ્વતીચંદ્ર' ભા. ૪ પ્રગટ થયો. 'સમાલોચક'માં 'સાક્ષરજીવન'નો આગળનો હપતો પ્રગટ થયો. 'ઈસ્ટ ઍન્ડ વેસ્ટ'માં એમણે 'Marriage Forms under Ancient Hindu Law'[૨૮] એ લેખ શરૂ કર્યો અને બીજે વર્ષે તે પૂરો કર્યો.

આ વર્ષે લૉર્ડ કર્ઝનના યુનિવર્સિટી કમિશન સમક્ષ ગોવર્ધનરામે જુબાની આપી હતી. ગોવર્ધનરામે જુબાનીમાં શુ કહ્યુ તે તેમના શબ્દોમા જાણવા મળતું નથી પણ ડૉ. કાંતિલાલ પંડ્યાએ એ વિષે સાંભળેલી એક બે વાત નોંધી છે:-"કમિશન આગળ પોતે શી જુબાની આપી હતી તે વિષે એ જે કહેતા તેમાંથી એક બે વાત અહીં ઉતારવા જેવી છે. એક એ કે યુનિવર્સિટીમા ગુજરાતી તથા

---

૨૫ "રૂ. ૩૦-૦-૦ ચિ. લીલાવતીને જૂનાગઢ ગઈ ત્યારે હા. ઇચ્છાશંકર. મહા ૧૯૫૬.....રૂ. ૧૦-૦-૦ ચિ. લીલાવતીને જૂનાગઢ જતા હા ઇચ્છાશંકર. ભાદ્ર વદ ૧૧."

૨૬. આ મુસાફરીમા કેટલું ખર્ચ થયુ તે ગોવર્ધનરામે 'હિસાબની ચોપડી નં. ૧'મા નોંધ્યું છે:—"રૂ. ૨૨૮-૩-૬ તા. ૧૦ મે ૧૯૦૧ ને રોજ નડિયાદથી આબુ ગયા હુ તા. છોકરાં તા. સૌ. તા. બેન બાપા તા. બાનુ તા. સત્યવતી તા. બે નોકરને તા. ૯ જૂનને રોજ પાછા આવ્યા તે મહિનાનુ ગાડીભાડા તા. ખાવા ખરચ સુધ્ધાત કુલ ખરચ થયુ તે"

૨૭. 'શ્રી ગો૦', પૃ. ૯૪.

૨૮. જુઓ, પ્રકરણ ૮.

બીજી દેશી ભાષાઓને મુખ્ય સ્થાન આપવું જોઈએ એમ એમણે આગ્રહથી સિદ્ધ કર્યું હતું તથા તે મુજબ યુનિવર્સિટી શિક્ષણની આખી યોજના પોતે ઘડી કાઢી હતી બીજું એ કહ્યું કે 'કૉલેજના પ્રોફેસરોની નિમણૂક પહેલેથી જ સ્થાયી કરી નાખવી નહિ એક બે વર્ષ શીખવ્યા પછી એ કેવું શીખવી શકયા છે તે જોવું અને તેમના વિદ્યાર્થીઓની લાગણી તથા અભિપ્રાય આ વિષે શું છે તે તપાસવા હાલમા પ્રોફેસરો માટે વિદ્યાર્થીઓ નિરન્તર અસન્તોષ જાહેર કરે છે, છતા નથી તેમને બદલે બીજા સારા પ્રોફેસરો નિમાતા ' નથી તેઓ જાતે સુધરતા ' આ સાભળીને, વિલ્સન કૉલેજના પ્રિન્સિપાલ ડૉ મેક્કિન જે આ કમિશનમા હતા, તેમનાથી બોલ્યા વિના રહેવાયુ નહિ કે 'પણ, મિ ત્રિપાઠી, એ તો જરા ઢગ વગરનુ લાગે છે છોકરાઓના કહેવા પ્રમાણે તે કઈ શિક્ષકને કાઢી મુકાય ?' [ગોવર્ધનરામે] તરત જ જવાબ વાળ્યો કે, 'પણ ડૉ મેક્કિન મને ધી મે કદી પણ છોકરાઓને મોઢેથી ફરિયાદ સાભળી નથી તેથી, ડૉ મક્કિન, તમારે રજ પણ ગભરાવાનુ નથી તમને કદીયે કાઢી મૂકવામા નહિ આવે' "૨૯

સને ૧૯૦૨ ના જાન્યુઆરીની આઠમીએ સાજે સાડા પાચ વાગ્યે ગોવર્ધનરામની મોટી દીકરી લીલાવતીનુ અવસાન થયુ સુજ્ઞ દીકરી પિયરની મદદ લેવામા સકોચ કરતી એ સકોચ તોડીને તેને રોગમુક્ત કરવા માટે ગોવર્ધનરામે તનમનધનથી થઈ શકે તેટલું કર્યું પણ અતે તે બચી નહિ ગોવર્ધનરામના જીવનનો આ એક ઘણો કરુણ બનાવ છે આ ઘટનાથી તેમને તીવ્ર આઘાત લાગ્યો એ પછીથી તેમણે લીલાવતીના જીવન ઉપરથી 'લીલાવતી જીવનકલા' પુસ્તક લખ્યું, એ લખતા લખતા લીલાવતીના ગુણો સભારી સભારીને "પુષ્કળ રોતા" અને "ડૂમો ભરાઈ આવતો" એ હકીકત પ્રો ઠાકોરે નોંધેલી છે ૩૦

૨૯ 'શ્રી ગો૦', પૃ ૧૦૩-૧૦૪

૩૦ 'વિવિધ વ્યાખ્યાનો', ગુ ૧, પૃ ૧૮૦

સને ૧૯૦૨ માં ગોવર્ધનરામે અમદાવાદના પ્રેમાભાઈ હૉલમાં દી. બા અમાલાલ સાકરલાલના પ્રમુખપદે 'The Practical Aspects of Our Ideals of Life'[31] એ ભાષણ આપ્યું. આ ભાષણ સને ૧૯૦૧ માં અપાયાનું કાન્તિલાલ પંડયા કહે છે તે યોગ્ય નથી. (જુઓ, 'ગો. નું સા. જી. અને સ. જી. બીજી આવૃત્તિ. પૃ. ૩૦) આ વર્ષે "મુંબઈ ગુજરાતી નાટક કંપનીના આગ્રહથી" તેમણે 'ક્ષેમરાજ અને સાધ્વી'[32] નાટક લખ્યું. આ વર્ષની ગોવર્ધનરામની અન્ય વિદ્યાકીય પ્રવૃત્તિઓમાં 'ઇસ્ટ ઍન્ડ વેસ્ટ'મા 'Chuni the Suttee: A Story of Hindu Life'[33] કટકે કટકે પ્રસિદ્ધ થઈ, જૂનની સાતમીએ સુરતના 'નાગર ઍસોસિયેશન' સમક્ષ નંદશંકર મહેતાના પ્રમુખપદે 'The Aptitudes and Duties of the Leading Communities of Surat'[34] એ વિષય ઉપર ભાષણ આપ્યું, 'ધ ઇન્ડિયન રીવ્યૂ'મા 'The Hindu Sovereign as Parent of His People'[35] એ લેખ લખ્યો અને 'અધ્યાત્મજીવન અથવા અમરજીવનનો શ્રુતિબોધ'[36] એ અપૂર્ણ કૃતિનો સમાવેશ થાય છે.

આ વર્ષે ઍમ એ. ની ગુજરાતી વિષયની પરીક્ષા લેવા ગોવર્ધનરામ મુંબઈ ગયા.

ઈ. સ. ૧૯૦૨ માં રાષ્ટ્રીય મહાસભાનુ અધિવેશન ગુજરાતમાં અમદાવાદ ખાતે મળ્યું તે ગુજરાતના જાહેરજીવનનો એક નોંધપાત્ર બનાવ છે. આ અધિવેશનમાં ગોવર્ધનરામે હાજરી આપી હતી. એ

૩૧. જુઓ, પ્રકરણ ૮.
૩૨. એજન.
૩૩. એજન.
૩૪. એજન.
૩૫. એજન.
૩૬. જુઓ, પ્રકરણ ૯.

અંગેનાં સ્મરણો.ચન્દ્રશંકર પંડ્યા આપે છે :—" અમદાવાદની કોંગ્રેસ વખતે ગોવર્ધનભાઈ સાથે અમે બધા પણ ખરા. પોતે આનન્દશંકરભાઈને ત્યાં ઊતર્યા હતા અને ભાઈ કાન્તિલાલને તથા મને આનન્દશંકરભાઈની ઘોડાગાડીમાં સાથે લઈ જતા. કોંગ્રેસમાં ત્રણ વક્તાઓ ગુજરાતીમાં બોલેલા — ગોકુળભાઈ, લાલશંકરભાઈ, ગોવર્ધનભાઈ. બેશક ત્રણેયમા ગોવર્ધનભાઈ બધી રીતે સારામાં સારું બોલેલા. એમની બોલવાની ઢબ વાતચીત જેવી હતી, પણ તે એવી સમજાવટથી પોતાનો મુદ્દો રજૂ કરતા કે શ્રોતાઓના હૃદયમા સોંસરો પેસી જ જાય. કેળવણી માટે બહુ ખર્ચ કરવુ પડે છે, માટે સરકારે તે ગમે તેમ કરીને સસ્તી કરવી જ જોઈએ એ વિષે ગોવર્ધનભાઈ બોલ્યા હતા.[૩૭] તેમણે કહ્યું હતું :—' પૈસાદારના પુત્રોને ભણવુ નથી ને સરકારને ગરીબના છોકરાઓને ભણવા દેવા નથી – નહિ તો કેળવણી આટલી બધી ખર્ચાળ આ દીન દેશમા શુ કરવા બનાવે ? ' એમના બોલવાની સચોટ અસર થઈ હતી. તેઓ અમદાવાદની કોંગ્રેસમાં વ્યાસપીઠ ઉપરથી બોલતા હતા તે વખતની તેમની આકૃતિ અને તેમની ચેષ્ટાઓ મને તાદૃશ સ્મરણમાં છે. – હું સદ્‌ભાગ્યે સાંભળી શકાય એવે સ્થાને હતો. ગોવર્ધનભાઈ નો અવાજ ખુલંદ ન હતો, તીણો હતો. એમની બોલવાની ઢબ વક્તાની ન હતી, વકીલની હતી. ગંભીર વક્તવ્ય સચોટ સમજાવટથી શ્રોતાને ગળે ઉતારતા. ભાષા ઉપર જબરદસ્ત પ્રભુતા – સૂક્ષ્મ ભેદોપભેદને સમર્થતાથી વ્યક્ત કરે એવી સમૃદ્ધ વાણી. એમને સાંભળવા સર્વ કોઈ ઉત્કંઠા રાખતું – એક તો સમર્થ વિચારક ને વિદ્વાન, બીજું ગુજરાતી ભાષાના શ્રેષ્ઠ સાહિત્યકાર રૂપે તેમ જ હાઈકોર્ટના ફતેહમંદ આગેવાન વકીલ તરીકે પ્રથમ પંક્તિની એમની પ્રતિષ્ઠા. ગોવર્ધનભાઈ બોલ્યા તે જાણે દેવ બોલ્યા એમનો પ્રભાવ પુષ્કળ પડતો."[૩૮] આ

૩૭. ગોવર્ધનરામના વક્તવ્યનો અહેવાલ 'પ્રજાબંધુ'ના ૨૮ ડિસેમ્બર ૧૯૦૨ના અંકમાં પૃ. ૧૪ ઉપર મળે છે.

૩૮. 'ગોવર્ધનભાઈ : સ્મરણાજલિ', પૃ. ૧૦.

બનાવ વિષે કાંતિલાલ પંડ્યા લખે છે, "તે વર્ષે કૉંગ્રેસે જે ઠરાવો પસાર કર્યા તેમાં એક ઠરાવ લૉર્ડ કર્ઝનના યુનિવર્સિટી સંબંધી કેટલાક કાયદાની સામે વાંધો લેના બાબત હતો. આ વાંધાનો ઠરાવ રજૂ થયા પછી તેને પુષ્ટિ[૩૯] આપી તેનો મુદ્દો ગુજરાતીમાં સમજાવવાનું કામ ગોવર્ધનરામને સોંપવામાં આવ્યું હતું. આ કામ બજાવતી વેળાએ વ્યાવહારિક ડહાપણથી ભરેલું જે સચોટ તથા હાસ્યરસયુક્ત ભાષણ એમણે આપ્યું હતું તે હજી પણ ઘણાને તાજું જ હશે. કૉલેજની ફી વધારી ભણતર ઊંચુ કરવાનું – કે ઊંચુ મૂકવાનું ? [૪૦] – સરકારે ધાર્યું હતું તે વિષે બોલતા, અંગ્રેજ લોકોના સ્વભાવનું આબેહૂબ વર્ણન, સ્પષ્ટ, સરળ તથા રસદાર રીતે એમણે કર્યું: 'ભાઈઓ, અંગ્રેજ લોકો તો મૂળથી વેપારી તરીકે આપણા દેશમાં આવ્યા છે. આપણામાં વેપારનું કામ વાણિયા કરે છે એટલે અંગ્રેજો પણ જાતે વાણિયા જેવા છે. હવે એ રાજ્યકર્તા થઈ આપણને 'ઊંચી' જાતની કેળવણી આપવા માંડે છે, તોય પણ આખરે એ વાણિયા તે વાણિયા જ ! એમની નજર પૈસા ઉપર અને એમના નફા ઉપર !' કેળવણી મોંઘી થયાથી શું પરિણામ આવશે તે જણાવતાં કહ્યું કે 'જુઓને, આપણા દેશમાં – જ્યારે ભણવા માટે બહુ પૈસાની જરૂર નહોતી ત્યારે ઘણા ગરીબ માણસો સ્વાશ્રયથી ઊંચામાં ઊંચી કેળવણી સંપાદન કરતા. આ પ્રમાણે આપણા ઘણા મોટા માણસો નાનપણમાં એવા દરિદ્ર હતા કે જો ભણવા માટે બહુ પૈસાની જરૂર હોત તો તેઓ કદી ભણીને મોટા થઈ શકત નહિ. માટે ભણવાની ફી વધારવામાં આવશે તો આવા માણસોને ભણવું પોસાશે નહિ, એટલે એ વર્ગનો ઘણો ભાગ અટકી જશે. આપણો

૩૯. યુનિવર્સિટી કમિશનના રિપોર્ટ અંગેની દરખાસ્ત મિ. જે. ચૌધરીએ મૂકી હતી અને ડી. જે. પારેખે, એન. વી. રાનડે અને ગોવર્ધનરામે ટેકો આપ્યો હતો, જુઓ 'મનબંધુ', ૨૮ ડિસેમ્બર ૧૯૦૨, પૃ. ૧૪.

૪૦. નાગરી મેં ક્યું છે.

પૈસાદાર વર્ગ છે તે, અલબત્ત, ભણી શકશે. પણ એને તો આમે ને તેમે ભણવું જ નથી! એક લાચારીથી નહિ ભણે, બીજો ખુશીથી નહિ ભણે. એકને ભણવાનું મન નથી, ત્યારે બીજાને સરકારને ભણવા દેવા નથી. ત્યારે ભણનાર રહ્યું કોણ? આ પ્રમાણે ફી વધારવાથી—જ્ઞાનની બાબતમાં પણ વાણિયાપણું રાખવાથી—કેળવણીની વૃદ્ધિ થવાને બદલે ઊલટો વિનાશ જ થશે. આનુ પરિણામ કેવું અનિષ્ટ અને ભયંકર થશે એ સૌ કોઈ સમજી શકે એમ છે."[૪૧]

કોંગ્રેસની બેઠક પૂરી થયા બાદ અમદાવાદમાં 'નાગર કૉન્ફરન્સ' ભરાઈ હતી. એના પ્રમુખસ્થાને ગોવર્ધનરામ હતા[૪૨] આ પ્રસંગે નાગર જ્ઞાતિના ખાવાપીવા અંગેના કેટલાક "રિવાજો સંબંધી એ પોતે શું ધારતા તથા શું કરતા, તેનુ સ્પષ્ટ, હિંમતભરી રીતે એમણે વર્ણન આપ્યું, તો બીજી પાસથી એમના આચાર વિચાર તથા વાણીમા એમણે કેવી રીતે એકતા જાળવી હતી તે એમણે બતાવી દીધુ. આ ભાષણ સબંધી ગોવર્ધનરામ પોતે[૪૩] લખે છે કે 'I spoke rather plainly.' 'મેં કેટલીક વાત સ્ડ ને ફ્ડ કહી હતી.'"[૪૪]

૧૯૦૩ની સાલમા ગોવર્ધનરામની વિદ્યાપ્રવૃત્તિ સારી ચાલે છે. 'સમાલોચક'માં 'સાક્ષરજીવન'નો[૪૫] આગળનો હપતો પ્રગટ થાય છે. એ નિબંધ એ પછી આગળ લખાયો નહિ અને અપૂર્ણ જ રહ્યો. એ ઉપરાંત જુદા જુદા સામયિકોમા પણ તેમના લેખો પ્રગટ થાય

૪૧. 'શ્રી. ગો૦', પૃ. ૧૦૫.

૪૨. આ વિગત 'શ્રી. ગો૦' આધારે છે. 'શ્રી. ગો૦'ના લેખકે જ 'ગો. સા. જી. અને સ. જી.' (બીજી આવૃત્તિ) પૃ. ૩૧ ઉપર આ સંમેલનના અધ્યક્ષ શેઠ ચીનુભાઈ હતા એમ કહ્યું છે.

૪૩. ગોવર્ધનરામે ક્યા લખ્યુ છે તે જાણવા મળતું નથી.

૪૪. 'શ્રી. ગો૦', પૃ. ૧૦૬.

૪૫. જુઓ પ્રકરણ ૭.

છે. 'ઈસ્ટ ઍન્ડ વેસ્ટ 'માં 'The Hindu Ideal of Poverty',[૪૬] એ લેખ પ્રકટ થયો. નડિયાદની નજીક આવેલા વસો ગામે ત્યાંની સંસ્થા ' મિત્રમંડળ ' સમક્ષ 'Public Activity'[૪૭] એ વિષય પર અને અમદાવાદમાં 'Higher Brahmanism in Ancient India' ( ' પ્રાચીન હિંદનો ઉચ્ચ બ્રાહ્મણ ધર્મ ')[૪૮] એ વિષય ઉપર ભાષણ આપ્યાં. 'લીલાવતી જીવનકલા ' લખવાનું કામ તો ચાલુ હતું જ, ઉપરાંત ' બૉમ્બે લૉ રિપોર્ટર 'માં પ્રસિદ્ધ થયેલા ગોવર્ધનરામના લેખો ' Conflict of Laws between Converts and Non-converts in India '[૪૯] એ પુસ્તિકારૂપે પ્રગટ થયા.

આ વર્ષે શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજી સાથે ગોવર્ધનરામને પત્રવ્યવહાર થયો હતો જે પાછળથી પ્રત્યક્ષ સંપર્ક રૂપે પણ પરિણમ્યો. સાહિત્યના ઉત્કર્ષ માટે શું શું કરવું જોઈએ એ માટે પુરુષોત્તમ વિશ્રામ માવજી શેઠે કેટલાક પ્રશ્નો ' સાહિત્યપ્રેમી વિદ્વજ્જનો 'ને અભિપ્રાય અર્થે પૂછ્યા હતા. એના પ્રત્યુત્તર રૂપે ગોવર્ધનરામે ૧૯૦૩ના ઑક્ટોબરની ૯મી તારીખે એક વિસ્તૃત પત્ર તેમને પાઠવ્યો હતો.[૫૦]

આ બધા ગાળામાં ગોવર્ધનરામનો વિવિધ વિષયોનો સ્વાધ્યાય ચાલુ રહ્યો છે. પોતે વાંચેલા અગત્યના ગ્રંથોની નોટ્સ લેવાની આદત તેમને હતી. ૨૩મી સપ્ટેમ્બર ૧૯૦૪ની તેમની સ્ક્રૅપબુકને આધારે જાણવા મળે છે કે વાગ્ભટ્ટના ' અષ્ટાંગહૃદય 'ની તે નોટ્સ કરે છે.

---

૪૬. જુઓ પ્રકરણ ૮. આ લેખ ૧૯૦૫માં પ્રકટ થયો એમ કાન્તિલાલ પંડ્યા કહે છે. ('શ્રી. ગો૦' પૃ. ૧૧૬) લેખોની તારીખો ઉપરાંત તેમણે આપેલા લેખોના શીર્ષકો પણ કેટલાક દાખલામાં યથાસ્થિત નથી.

૪૭. અપ્રગટ–અપ્રાપ્ય

૪૮. જુઓ પ્રકરણ ૮.

૪૯. એજન

૫૦. જુઓ પ્રકરણ ૮માં ' ઉદ્યોગ હુન્નર વિષયક સાહિત્યનો પ્રચાર '.

'યોગવાસિષ્ઠ' આદિમાંથી નોંધો અને 'યોગવાસિષ્ઠ'ની સૂચિ તૈયાર કરે છે 'હિન્દુ ફિઝિયોલોજી'ની પણ નોટ્સ લે છે.[૫૧] આ રીતે તેમનો સ્વાધ્યાય ચાલુ લેખન ઉપરાંત આગળ વધતો હતો તબિયતને કારણે પોતે પ્રાણાયામ કરતા પ્રેરાયા હતા અને એ પછી જિજ્ઞાસાવૃત્તિ વિશેષ જાગતા યોગસાધનામાં આગળ પ્રયોગ કરતા રહ્યા તે વધ્યા હતા અને 'અનાહતનાદ', સૂક્ષ્મ દર્શનો (Visions) સુધી પણ તે પહોંચ્યા હતા એવા ઉલ્લેખો 'સ્ક્રેપબુક'ના સાતમા વોલ્યુમમાં મળે છે પ્રાણવિનિમયનો અભ્યાસ અને આચાર કરવા તરફ પણ તેમનું મન જાય છે[૫૨] ૮ ઓક્ટોબર ૧૯૦૫ની નોંધમાં કોઈ હિપ્નોટિસ્ટ અમીવર સાથે પરિચય થવાનું પણ તે કહે છે[૫૩] આમ એક તરફ સ્વાધ્યાય તો બીજી તરફ યોગક્રિયાઓ અને પ્રાણવિનિમય આદિ તરફ તેમનું મન વળે છે એમાં વિશેષ કરીને જિજ્ઞાસાવૃત્તિથી પ્રવૃત્તિ થઈ હોય એમ લાગે છે જ્ઞાનનો કોઈ પણ પ્રદેશ ગોવર્ધનરામને ત્યાજ્ય ન હતો એટલે એવા સર્વગ્રાહી માનસ બંધારણ ઉપરાંત તેમની લથડતી તબિયત, કૌટુમ્બિક પરિસ્થિતિ વગેરેને લઈને તેમના રસો આ દિશામાં સવિશેષ વળ્યા હોય એમ કહી શકાય ગોકુળ પુરુષોત્તમ વિશ્રામ માનજી ગોવર્ધનરામ સાથેના પ્રત્યક્ષ વાર્તાલાપ પ્રસંગ પરથી લખે છે, "ગોવર્ધનભાઈએ પોતાની શિથિલ પ્રકૃતિને લીધે શારીરિક નિયમોનો અને વૈદકશાસ્ત્રનો સારો અભ્યાસ કર્યો હતો હમેશ કહેતા કે યોગાદિકથી જે શરીરસ્થિતિ સુધરે છે, તેવી અન્ય માર્ગથી નથી સુધરતી, અને યોગાદિક પાળવાના માર્ગોનો તથા આપણા વૈદકશાસ્ત્રનો રૂડો અભ્યાસ કરીને, વર્તમાન સમયમાં પાશ્ચાત્યશાસ્ત્રોના પરિણામ સાથે તેને સરખાવવાથી બહુ લાભ થશે એમ કહેતા એમણે પોતાને મળેલા અવકાશમાં આ વિષયમાં સારો અભ્યાસ કર્યો હતો.

---

૫૧ 'સ્ક્રેપ બુક', વૉલ્યુ ૭, પૃ ૯, ૨૧
૫૨ એજન, પૃ ૫૪
૫૩. એજન, પૃ ૫૫

અને 'પ્રાણાયામ' વગેરેની ક્રિયા કરવાથી પોતાની શારીરિક પ્રકૃતિમાં તથા બંધારણમાં કેટલેક અંશે સુધારો થયો હતો એમ તેઓ માનતા તથા કહેતા હતા."[૫૪] પરંતુ આ ઉપરાંત પોતાના દેશ પ્રત્યેની પોતાની ફરજો અને મૃત્યુનાં એંધાણ ગોવર્ધનરામને વરતાતાં હતાં. કોઈ વાર સંન્યસ્ત લેવાના વિચારો ઉદ્ભવે છે ત્યારે તે આત્મપરીક્ષાપૂર્વક એ પ્રશ્નની સઘળી બાજુઓ તપાસે છે અને એવા તારણ પર આવે છે કે તેમણે જે નિવૃત્તિ લીધી છે તે તેમનું પોતાનું મિશન પાર પાડવા અર્થે જ છે, અને ઉમેરે છે કે "હું સંન્યાસીની જેમ જીવું છું."[૫૫] [તા. ૧૯ ઑક્ટોબર ૧૯૦૪ની નોંધ]. આર્થિક સ્થિતિનો પણ તે ગંભીરપણે વિચાર કરે છે અને પોતાની શ્રદ્ધાને દૃઢ રાખે છે. ૧૯૦૫ ના મે માસમાં ગોવર્ધનરામના મિત્ર પ્રો. ગજ્જરે તેમને નડિયાદને બદલે મુંબઈ આવી વસવા જણાવેલું. કોઈ શેઠિયાના ગુરુમિત્ર તરીકે તેમને મુંબઈનો ખરચ જોગા ત્રણસો રૂપિયા દર મહિને મળે એવી ગોઠવણ થઈ પણ હતી. પરંતુ ગોવર્ધનરામે એનો સ્વીકાર કર્યો ન હતો.[૫૬]

ગોવર્ધનરામની નાજુક તબિયત ઉત્તરોત્તર લથડતી ચાલી અને પોતાનો અંતકાળ પાસે હોય અને જાણે કે પોતાનાં કામો તે સમેટતા હોય એ રીતે, આ છેલ્લા ગાળામાં તેમની સાહિત્યપ્રવૃત્તિ ચાલ્યાં કરી છે. ૧૯૦૪ માં પ્લેગ આવ્યો. ગોવર્ધનરામ નડિયાદની નજીક આવેલા 'પાટિયા' બાગમાં રહેવા ગયા. આખું કુટુંબ ત્યાં ગયું હતું. ફક્ત તેમનાં માતુશ્રી શિવકાશીએ ત્યાં જવાની ના કહી. "ગોવર્ધનરામે અને તથા બીજાં બધાંએ એમને ઘણી આજીજી કરી, પણ 'પ્લેગ મને તે શું કરવાનો છે?' અને 'મન્દિરની પૂજા મૂકી દઈ મારાથી ન અવાય' એમ કહી એ તો

૫૪. 'વસંત', વર્ષ ૬, અંક ૩, પૃ. ૨૦૦-૨૦૧.
૫૫. 'સ્ક્રે. બુક', વૉ. ૭, પૃ. ૧૩.
૫૬. 'શ્રી. ગો૦', પૃ. ૯૬.

ગામમાં જ રહ્યાં. ઈશ્વરને કરવું તે શ્રીનાથજીનું મન્દિર જ્યાં તે રહેતાં હતાં ત્યાંની હવા બગડી. તોપણ એમણે પોતાનો વિચાર ફેરવ્યો નહિ. છેવટે મરકીએ એમના પોતાના શરીર ઉપર હુમલો કર્યો. ત્યાંથી એમને તરત પાંટીએ લઈ જવામાં આવ્યાં; અનેક ઉપચાર કર્યા, પણ સર્વ વૃથા ગયા. છેવટે એપ્રિલ માસમાં, ઉંમરે વૃદ્ધ પણ શરીરે અને હિંમતે જુવાન, એવાં આ ડોશી પંચત્વ પામ્યાં."[૫૭] આ પ્લેગમાં જ ગોવર્ધનરામનાં માતુશ્રીની સાથે તેમનાં પત્ની લલિતાનાં માતુશ્રી લહેરલક્ષ્મી પણ મરણ પામ્યાં.[૫૮] ૨૩ મી સપ્ટેંબર ૧૯૦૪ની નોંધમાં ગોવર્ધનરામ લખે છે, "મને નિવૃત્ત થયે છ વર્ષ થયાં. હું ઓગણપચાસ વર્ષનો છુ. મારી તબિયત પાછળ હઠતી જવાનાં ચિહ્નો વર્તાય છે અને અત્યારે હું માતા વિહોણો છુ. ભાઈ, બહેનો અને પુત્ર પૂરતાં મોટા થયા છે, અને હું અને મારો પરમાત્મા, અને મારાં પુસ્તકો અને મારી કલમ બધુ મળી પોતાની મેળે સંપૂર્ણ એવી આગવી દુનિયા રચે છે. કોઈ આંતરિક કે બાહ્ય બળથી આ દીવાલો અને આ ઇમારત ખખડી પડે અને આવતી કાલે મરણ આવી લાગે તોપણ કશો વાંધો નથી."[૫૯] વળી તા. ૧૮ ઑક્ટોબર ૧૯૦૪ની એક નોંધમાં તે કહે છે કે જ્યોતિષશાસ્ત્ર પ્રમાણે તેમને ૭૨ વરસનું આયુષ્ય છે પણ પોતાના શરીરની સ્થિતિ જોતાં પોતે ૧૦ વર્ષથી વધારે જીવી શકે એમ જણાતું નથી. એથી અડધાં (૫) વર્ષ એ સંભવિત આયુષ્ય ગણાય અને તેમાંય વચ્ચે કાંઈ ગાડું બની આવે તો ગમે ત્યારે અંત આવી જાય, અને તો એ માટે પોતે સંપૂર્ણ તૈયાર છે.[૬૦] પરંતુ એ પછી ૨૩ ડિસેમ્બર ૧૯૦૪ની એક નોંધમાં પોતાના "જીવનનો સૂર્ય આથમી રહ્યો" હોય એવું સ્પષ્ટ દર્શન તેમને થાય છે. ગોવર્ધનરામ

---

૫૭. એજન, પૃ. ૯૫.

૫૮. 'ગો. સા. જી. અને સ, જી', પૃ. ૩૪.

૫૯. 'સ્ક્રે. બુક' વૉ. ૭, પૃ. ૧.

૬૦. 'સ્ક્રે. બુક', વૉ. ૭, પૃ. ૧૦.

લખે છે, "મને લાગે છે કે મારા જીવનનો સૂર્ય આથમી રહ્યો છે, અને રાત પડે એ પહેલાં મારે મારાં સઘળાં કામો સંકેલી લેવાં જોઈએ. જે શાંતિ એ નિવૃત્તિનું ધ્યેય હતું એને બદલે આ ૭ વર્ષ હું જીવ્યો તે આફતોને કારણે એકધારાં ગયાં નથી. એ માટે મારી તૈયારી ન હતી એમ નથી, અને હવે અંતિમ વિપત્તિને માટે મારે તૈયાર થવું ઘટે."[૬૧]

ઈ. સ. ૧૯૦૪ માં ગોવર્ધનરામે સામયિકોમાં છૂટક લેખો અને કાવ્યો લખ્યાં. 'સમાલોચક'માં 'પાશ્ચાત્ય હાસ્યરસ અને તેનું એતદ્દેશીય રૂપાંતર'[૬૨] અને "મિ. કેખુશરો નવરોજજી કાબરાજીની 'ટૂંક પિછાન'"[૬૩] એ બે અવલોકન લેખો પ્રગટ થયા, 'વર્તમાન'માં 'ગુજરાતી ક્રિયાપદની વ્યુત્પત્તિના નિયમો'[૬૪] એ લેખ ગોવર્ધનરામે લખ્યો, ઉપરાંત, 'આધ્યાત્મિક કવિ અને તેની કવિતા',[૬૫] 'કવિભોગ્ય કવિતા'[૬૬] 'અનુપમ તિમિર'[૬૭] અને 'અનુપમ તેજ'[૬૮] આદિ કાવ્યો પણ પ્રગટ થયાં, 'ઇન્ડિયન રીવ્યૂ'માં "શ્રી મલ્લિક કૃત 'The Problem of Existence'નું અવલોકન"[૬૯] પ્રગટ થયું.

એમ. એ. ની પરીક્ષાના કામ અંગે ગોવર્ધનરામને ૧૯૦૪ ના નવેમ્બરમાં મુંબઈ જવાનુ થયું. શેઠ પુરષોત્તમ વિશ્રામ માવજી સાથે તેમને અગાઉ પત્રવ્યવહાર થયેલો, પ્રત્યક્ષ પરિચય આ વખતે થયો. આ વખતે તેમના આગ્રહથી ગોવર્ધનરામે મુંબઈનાં રોકાણો દરમ્યાન શેઠ

૬૧. એજન, પૃ. ૨૧-૨૨.
૬૨. જુઓ પ્રકરણ ૮.
૬૩. એજન.
૬૪. એજન.
૬૫. એજન.
૬૬. એજન.
૬૭. એજન.
૬૮. એજન.
૬૯. એજન.

પુરષોત્તમ વિશ્રામ માવજીને ત્યાં તેમના મહાલક્ષ્મીના બંગલે ઊતરવાનું રાખ્યું હતું. પરીક્ષા કાર્ય ઉપરાંત મુંબઈની 'હિન્દુ યુનિયન ક્લબ' સમક્ષ ગોવર્ધનરામે 'રાજકીય વિષયોમાં સાત્વિક વૃત્તિ'[૭૦] એ વિષય ઉપર ભાષણ આપ્યું હતું. આ પ્રસંગે પ્રમુખસ્થાને ગોકુળદાસ કે. પારેખ હતા. શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજીએ આ સમયનાં સ્મરણો લખ્યાં છે. આ ભાષણ તો સુલભ નથી પણ પુરુષોત્તમ વિશ્રામ માવજી શેઠે આપેલાં સંસ્મરણો પરથી એ વિષે કેટલીક વિગતો જાણવા મળે છે. તે લખે છે, "ભાષણ આપવાને આગલે દિવસે ભાષણના વિષય પર ચર્ચા ચલાવી હતી અને પોતાના ભાષણમાં વિસ્તારથી સિદ્ધ કર્યું તેમ અમને પણ કહ્યું હતું કે વ્યક્તિ અને સમષ્ટિ સર્વેની ઉન્નતિ માત્ર સાત્વિક વૃત્તિથી જ છે અને તે સાત્વિક વૃત્તિ માત્ર શિક્ષણ અને સંસ્કારથી બંધાય છે. એ શિક્ષણ અને સંસ્કાર સંબંધે ચર્ચા ચલાવતા એમણે ઇંગ્રેજોના મુત્સદ્દીપણા વિષે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો હતો. જ્યારે હિંદુસ્તાનમાં કેળવણીનો વિશેષ પ્રચાર કરવાનો પ્રશ્ન નીકળ્યો ત્યારે અમલદાર વર્ગનો અભિપ્રાય પૂછવામાં આવ્યો હતો તે સમયે કેટલાક અમલદારોએ એમ અભિપ્રાય દર્શાવેલો જણાય છે કે વિશેષ કેળવણીપ્રસાર કદાચ નુકસાનકારક પણ થઈ પડે. એ અમલદારોમાં સર ફિલિપ ટ્રેવેલ્યને એ પ્રશ્ન સંબંધના પોતાના અભિપ્રાયનું બહુ લંબાણથી ટિપ્પણ આપ્યું છે. તે ટિપ્પણ ગોવર્ધનરામે બહુ મનનીય ગણ્યું છે એ ટિપ્પણમાં એ મહાન ઇંગ્રેજી મુત્સદ્દીએ જણાવ્યું છે કે હિંદુસ્તાનના દેશીઓને જો અજ્ઞાન રાખીશું તો તેઓને સંભાળવા મુશ્કેલ પડશે, પરંતુ જો તેમને શિક્ષિત કરીશું તો તેઓ પોતાના હકો શિક્ષિત માર્ગે માગશે અને તેમ કરવામાં તેઓ હમેશાં ઉત્તમ બંધારણોને માન આપીને વર્તશે, માટે ઇંગ્રેજી રાજ્યના સ્થાયીપણા માટે ઇષ્ટ છે કે હિંદુસ્તાનની પ્રજાને સુશિક્ષિત કરવી."[૭૧]

૭૦. અપ્રગટ–અસુલભ

૭૧ 'વસંત', વર્ષ ૬, અંક ૩, પૃ. ૨૦૦.

ફલજ્યોતિષ સંબંધે કોઈકે ગોવર્ધનરામને પ્રશ્ન પૂછેલો. એ સંબંધી શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજી લખે છે, "ફલજ્યોતિષ સંબંધે પાસે બેઠેલા મિત્રમંડળમાંથી કોઈએ તેમનો અભિપ્રાય પૂછતાં એમણે પોતાની પદ્ધતિ મુજબ એકદમ હા કે ના નો પ્રત્યુત્તર નહિ આપતાં એ સંબંધે ચર્ચા આરંભી. ચર્ચાના આરંભમાં જ એમણે કહ્યું કે ફલજ્યોતિષ ખરું હો કે ખોટું હો પરંતુ બહુધા એ શાસ્ત્ર જનસમાજને ઉપયોગી નથી. કારણ કે એ જાણીને, બીજાં શાસ્ત્રો – ઉદાહરણ તરીકે રસાયનાદિ શાસ્ત્રો – જાણવાથી જે લાભ થાય છે તે આ શાસ્ત્ર જાણવાથી નથી થતા. આ શાસ્ત્રથી નવાં સાધનો, નવી પદાર્થ રચના, નવા માર્ગો, ઉત્પન્ન નથી કરી શકાતા. આ કારણથી જનસમાજને ઉપયોગીપણાની દૃષ્ટિથી એ શાસ્ત્ર એમના શબ્દોમાં કહીએ તો 'Fruitless' છે. આ પ્રમાણે જણાવીને ફલજ્યોતિષ ખરું હોઈ શકે તે સંબંધમાંનાં કેટલાંએક કારણો જણાવ્યાં હતા. દૂરના રહેલા ગ્રહો તે મનુષ્યજીવન પર શી અસર કરી શકે એવી આ શાસ્ત્ર સંબંધે બહુધા શંકા કરાય છે અને તેના સંબંધમા દૂર રહેલા ચંદ્ર, સૂર્ય પૃથ્વી પરના મહોદધિ પર ભરતીઓટ કરીને અસર કરે છે, તેમ સૂર્યમુખી કમલ વગેરે પુષ્પો પર સૂર્ય ચંદ્ર અસર કરે છે, અને તેના દૃષ્ટાંતો અપાર છે – એ દૃષ્ટાંતો તેમણે આપીને વિશેષમા ઉમેર્યું કે સૂર્ય ચંદ્ર સમુદ્ર ઉપર કેમ અસર કરે છે, અને અન્ય જલાશયો ઉપર કેમ નથી થતી તથા અમુક પ્રકારનાં ફૂલો પર તેમની અમુક પ્રકારની જ કેમ અસર થાય છે ? એ વિષે વિચાર કરીશુ તો રસાયનશાસ્ત્રમાં જેને 'affinity' – રસાયનસંયોગ વા આકર્ષણ કહેવામાં આવે છે તે કારણરૂપે સમજાશે. તો મનુષ્યના શરીર, મન, વૃત્તિમાં રહેલા જે પરમાણુઓ – તત્ત્વો છે તેના પર જેવા જેવા પ્રકારનાં તથા જે જે પ્રમાણમા તે પરમાણુઓ અને તત્ત્વો રહેલાં છે તે પ્રમાણે ગ્રહોમા પણ પરમાણુઓ અને તત્ત્વો રહેલાં હોવાથી પરસ્પર આકર્ષણાદિ કરવાના નિયમે અસર કરે તે માનવાજોગ છે. અને તે અસરના નિયમો બહુ સૂક્ષ્મ હોવાથી

સમજતા નથી પણ પ્રાચીન ઋષિમુનિઓએ તે નિયમોનો સારો સૂક્ષ્મ અભ્યાસ કર્યો હોવો જોઈએ, અને તેના પરિણામરૂપે આ શાસ્ત્ર રચાયું હોવું જોઈએ."૭૨

આ ઉપરાંત એક પુરુષોત્તમ વિશ્રામ માવજીએ ગોવર્ધનરામને "પ્રતિજ્ઞા" વિષે પ્રશ્ન પૂછ્યો હતો અને ગોવર્ધનરામે એનો જે જવાબ આપેલો તે પોતે "અક્ષરશઃ" આપે છે, એમ જણાવીને તેમણે ગોવર્ધનરામનું કથયિતવ્ય આ પ્રમાણે આપ્યું છે:– "સામાન્ય મનુષ્યો પ્રતિજ્ઞા લે છે તે 'અહંતા'નું પરિણામ છે અને અહંતાહીન જ્ઞાની પુરુષો એટલું જ જાણે છે કે અમે તો સર્વના કર્તા પરમાત્માની ઇચ્છાના નિમિત્ત છીએ અને ઈશ્વર જે કરાવે તે કરીએ છીએ ને ન કરાવે તે નથી કરતા આવા જ્ઞાની પુરુષો ભવિષ્યને ઉદ્દેશી જે કાંઈ કરવાનું ધારે છે તેને માત્ર પોતાનો સંકલ્પ કહે છે અને એ સંકલ્પને સિદ્ધ કરવાનું ઈશ્વરને સોંપે છે જ્ઞાની પુરુષો કોઈ વાર મોહના ક્ષણિક આવરણથી ભૂલમાં પ્રતિજ્ઞા લેઈ બેસે છે તો મોહ નષ્ટ થતાં તે પ્રતિજ્ઞાનું ઉપર પ્રમાણે સંકલ્પ રૂપ ગણી પોતાના ધર્માધર્મનો વિચાર કરી તે સંકલ્પ સાધે છે, અથવા પડતો મૂકે છે, કારણ ધર્માધર્મમાં ઈશ્વરના આજ્ઞાનિષેધ રહેલા છે તે પાળવામાં મનુષ્યે સ્ખલન કરવાનો અધિકાર નથી. મહાભારતના યુદ્ધકાળે શ્રીકૃષ્ણે જાતે અસ્ત્રમાત્રનો ત્યાગ કરી અર્જુનના સારથિપણાનો સ્વીકાર કરેલો હતો પરંતુ ભીષ્મપિતામહ સાથે અર્જુનને માથે આવેલું અરિષ્ટ નિવારવા રથના ચક્રને અસ્ત્રરૂપે ધાર્યું અને અસ્ત્રત્યાગની પોતાની કહેવાતી પ્રતિજ્ઞા પડતી મૂકી; એ દૃષ્ટાંત જ્ઞાનીઓને ઉપરનો જ ઉપદેશ આપવાને માટે છે કે શ્રીકૃષ્ણ જેવાની પ્રતિજ્ઞાઓ પણ સંકલ્પરૂપ છે અને માત્ર ધર્મવિચારને ઉદ્દેશી એ સંકલ્પના સ્વીકાર કે ત્યાગ થાય છે આથી સંકલ્પ કરનાર જ્ઞાનીઓ પોતાના સંકલ્પ કરતાં કે જણાવતાં એટલી શરત મૂકે છે કે ઈશ્વર કરાવશે તો હું આમ કરીશ; અને સંકલ્પ પાળતાં ધર્માધર્મ અને ઈશ્વરદત્ત

૭૨. એજન, પૃ. ૧૯૮–૧૯૯.

શક્તિ અશક્તિનો જ વિચાર કરી અહંતા મમતાને ત્યજે છે.

'વ્રત' શબ્દનો અર્થ એવો થાય છે કે ધર્મના અમુક ઉદ્દેશને સિદ્ધ કરવાના અમુક સાધનનો સ્વીકાર કરવો. એવો સંકલ્પ કરી જ્યાં સુધી તે સાધન એ ધર્મને અંગે આવશ્યક હોય ત્યાં સુધી એ સાધનથી સ્ખલિત થવુ નહિ"૭૩

આ વર્ષે ગોવર્ધનરામે પ્રો. ગજ્જરની એક બાબતમા કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી સાથે લવાદ તરીકે કામ કર્યું. આ બનાવ અંગે ડૉ. કાન્તિલાલ પંડ્યા લખે છે, "આ વર્ષમાં પ્રો ગજ્જરે શોધી કાઢેલાં પીળાં મોતીને ધોઈ સફેદ બનાવવાના હુન્નર સંબંધી પ્રો. ગજ્જર તથા એમના એક ભત્રીજા વચ્ચે તકરાર ઊભી થઈ. તેનો ફેંસલો કરવા માટે પંચ નિમાયું અને તેમાં ગોવર્ધનરામ તથા રા રા કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી બે જ જણ હતા. આ પંચનો ચુકાદો પ્રો. ગજ્જરની તરફેણમા ઊતર્યો એ વાત પ્રસિદ્ધ છે."૭૪

આ વર્ષે ગોવર્ધનરામે પાઠ્યપુસ્તકો તપાસનારી સમિતિ (રિવિઝન કમિટી)ના સભ્ય તરીકે કામગીરી બજાવી હતી અને કમિટીના બીજા સભ્યોના આગ્રહથી સાતમી ચોપડીના કેટલાક પાઠો પણ તેમણે લખ્યા હતા.૭૫

ઈ. સ. ૧૯૦૫ માં પહેલી ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ તરીકે ગોવર્ધનરામ ચૂંટાયા પરંતુ ખરાબ તબિયતને કારણે તેમણે આ ચૂંટણીનો ફરી વિચાર કરવાનુ જણાવ્યું હતુ એવું તે તા ૧લી માર્ચ ૧૯૦૫ ની નોંધમાં લખે છે.૭૬ પરંતુ છેવટે તેમને જ પરિષદમાં પ્રમુખસ્થાને જવાનુ થાય છે. પહેલી ગુજરાતી સાહિત્યપરિષદના પ્રમુખ

૭૩. એજન, પૃ. ૨૦૧.
૭૪. 'શ્રી. ગો૦', પૃ. ૯૬.
૭૫. 'ગો. સા. જી. અને સ. જી.' બીજી આવૃત્તિ, પૃ ૩૩-૩૪.
૭૬. 'સ્ક્રે. બુક', વૉ. ૭, પૃ. ૩૯.

તરીકે તેમણે 'ગુજરાતના પ્રાચીન સાહિત્યના ઇતિહાસનું દિગ્દર્શન'[૭૭] એ ભાષણ આપ્યું હતું. ગોવર્ધનરામ એ અંગે તા. ૯ મી ઑગસ્ટ ૧૯૦૫ ની નોંધમાં લખે છે:–"સાહિત્યપરિષદના પ્રમુખ તરીકેનું મારું કાર્ય પ્રશંસા પામ્યું છે. મને ડર છે કે તેમણે મારા કાર્યને વધુ રંગીન કરીને જોયું છે."[૭૮]

આ વર્ષે અન્ય જાહેર કાર્યોમા તેમણે પોતાની સેવાઓ આપી. નડિયાદની ડાહીલક્ષ્મી લાયબ્રેરીના નિયમો ઘડી એને વ્યવસ્થિત બંધારણનુ સ્વરૂપ આપ્યું. 'ડાહીલક્ષ્મી લાયબ્રેરી ને ઉમેદકુમારી કથા મન્દિર'ના પહેલા પ્રમુખ પણ ગોવર્ધનરામ થયા. નડિયાદમાં 'સ્વદેશી કોઑપરેટિવ સ્ટોર્સ'ની યોજના સ્થિર કરવામા ગોવર્ધનરામે સહાય કરી અને એ સ્ટોરનુ ઉદ્‌ઘાટન પણ તેમના હાથે થયું.[૭૯]

આ વર્ષની સાહિત્યપ્રવૃત્તિઓમાં 'લીલાવતી જીવનકલા'[૮૦]નું પ્રકાશન નોંધપાત્ર છે. "૭ મી ઑક્ટોબર ૧૯૦૫ ની નોંધમાં આજે 'લીલાવતી જીવનકલા'નાં છેલ્લા પ્રૂફ મારી પાસે છે" એમ તે લખે છે અને તા. ૧લી જાન્યુઆરી ૧૯૦૬ની નોંધમાં 'લીલાવતી જીવનકલા' ગયા અઠવાડિયે પ્રસિદ્ધ થયાનુ જણાવે છે.[૮૧] આ વર્ષે 'સમાલોચક'માં 'કુરુક્ષેત્ર'[૮૨] અને 'પ્રણુત્ર પુરુષ'[૮૩] અને 'વસંત'માં 'રસસુંદરી અને તત્વાનન્દ સ્વામી'[૮૪] એ કાવ્યો પ્રગટ થયાં. 'ઇસ્ટ ઍન્ડ વેસ્ટ'મા 'The Keystone of the Economics of

૭૭. જુઓ પ્રકરણ ૮.
૭૮. 'સ્ક્રૅપ બુક', વૉ. ૭, પૃ. ૫૧.
૭૯. 'શ્રી. ગો૦', પૃ. ૧૦૮ – ૧૦૯.
૮૦. જુઓ પ્રકરણ ૭
૮૧. 'સ્ક્રૅ. બુક', વૉ. ૭, પૃ. ૫૪ અને ૫૯.
૮૨. જુઓ પ્રકરણ ૮.
૮૩. એજન.
૮૪. એજન.

Hinduism '[૮૫] અને 'ધ ઇન્ડિયન રીવ્યૂ'માં 'The Hindu Ideal of Sovereignty and State'[૮૬] એ લેખ પ્રગટ થયા.

એમ. એ. ની પરીક્ષાને માટે આ વર્ષે પણ ગોવર્ધનરામને મુંબઈ જવાનું થયેલું. પ્રો. ગજ્જર સાથે ગોવર્ધનરામ એક મહિનો રહ્યા હતા. [૮૭] પ્રો. ગજ્જરની માંદગીમાં તેમણે હોમિયોપેથીની દવા લેવાની સલાહ આપી અને પ્રો. ગજ્જરની કેટલીક અગત બાબતોમાં પણ ગોવર્ધનરામે દિશાસૂચન કર્યું હતું. ઉનાળામાં તે આબુ ગયા હતા.'

ઈ. સ. ૧૯૦૬ માં ગોવર્ધનરામે અમદાવાદની 'સાહિત્યસભા" માટે 'કવિ દયારામનો અક્ષરદેહ'[૮૮] નિબંધ તૈયાર કર્યો. તબિયતને કારણે પોતે અમદાવાદ જઈ શકેલા નહિ એટલે એ નિબંધ તેમના વતી કેશવ હર્ષદ ધ્રુવ જે એ વખતે નડિયાદમાં હેડમાસ્તર હતા તેમણે અમદાવાદ જઈ વાંચ્યો હતો. 'સરસ્વતીચંદ્ર'ના અંત વિશે – ખાસ કરીને નાયક સરસ્વતીચંદ્રનું લગ્ન કુમુદ સાથે ન થતાં કુસુમ સાથે થાય છે એ વિશે – તેમને દયારામ ગિદુમલ સાથે લાબો પત્રવ્યવહાર થયો હતો. એ પત્રવ્યવહાર ઈ. સ. ૧૯૦૯–૧૯૧૦ ના 'સમાલોચક'ના અંકામાં[૮૯] અંકામાં પાછળથી પ્રસિદ્ધ થયો હતો. આ પત્રવ્યવહાર સંબંધે ગોવર્ધનરામ તા. ૨૯ માર્ચ ૧૯૦૬ ની નોંધમાં કહે છે કે પોતાના પત્રોએ દયારામ ગિદુમલને "સંતોષ આપ્યો નથી" અથવા તો એ મુદ્દો તેમના "ગળે ઊતર્યો નથી."[૯૦] 'ઇસ્ટ ઍન્ડ

૮૫. એજન. આ લેખ ૧૯૦૪માં પ્રગટ થયાનું કાન્તિલાલ પંડ્યા કહે છે ('શ્રી. ગો૦' પૃ. ૧૧૫) જે બરાબર નથી.

૮૬. એજન.

૮૭. 'સ્ક્રે. બુક', વો. ૭, પૃ. ૫૮.

૮૮. જુઓ પ્રકરણ ૭.

૮૯. જુઓ 'સમા૦', પુ. ૧૪, અં. ૨, પૃ. ૬૮–૭૮; પુ. ૧૪, અં. ૩, પૃ. ૧૩૨–૧૩૮; પુ. ૧૪, અં. ૪, પૃ. ૧૯૪–૧૯૯; પુ. ૧૫, અં. ૧, પૃ. ૨–૮; પુ. ૧૫, અં. ૨, પૃ. ૬૭–૭૨૩.

૯૦. 'સ્ક્રે. બુક', વો. ૭, પૃ. ૬૯.

વેસ્ટ 'માં ગોવર્ધનરામે આ વર્ષે ' The Gulf between Englishmen and Indians '[૯૧] એ લેખ લખ્યો, ઉપરાંત ' Physics in Ancient India '[૯૨] એ લેખ અપૂર્ણ અને અપ્રગટ રહ્યો. આ વર્ષે તેમણે ' સરસ્વતી અને માયા '[૯૩] એ નામે નાટક લખવાનો પ્રયત્ન કરેલો. એ નાટક પણ અપૂર્ણ રહ્યું છે. પાછળથી આ નાટક ૧૯૨૪ માં ' સમાલોચક 'માં છપાયું હતું. ' દમયન્તી દમનાન્ત '[૯૪] નાટક પણ તેમણે લખેલું પણ એ જોવા મળતું નથી.

પોતાના ' સરસ્વતીચંદ્ર ' વિષે ઉત્તરકાળમાં ગોવર્ધનરામ શું વિચારતા હતા એ ઈ. સ. ૧૯૦૬ના ચંદ્રશંકર પંડ્યાએ નોંધેલા એક સ્મરણ પરથી જાણવા મળે છે. ચન્દ્રશંકર લખે છે : " ૧૯૦૬નું વર્ષ. એક પ્રસંગે ગોવર્ધનભાઈ ડહેલામા નીચે ખડકીમાં બેઠા હતા અને હળુ હળુ હીંચતા હતા. હું ડાબે હાથે ભીંત પાસે પડેલા લીલા રંગના બાંકડા ઉપર બેઠો હતો મારાથી પુછાઈ જવાયું: ' ગોવર્ધનભાઈ, ત્યારે અત્યાર સુધીમા તો ગુજરાતી સાહિત્યમાં શ્રેષ્ઠ ગ્રન્થ 'સરસ્વતીચંદ્ર' ને ? મને લાગે છે એ શ્રેષ્ઠતા સ્થાયી રહેશે. ' એ હું પૂરું કરું ત્યાં બોલી ઊઠ્યા :—' જો તેમ થાય તો મારી દિલગીરીનો પાર રહે નહિ. જો ' સરસ્વતીચન્દ્ર ' શ્રેષ્ઠ સાહિત્યકૃતિ હોય તો તેના વાચને 'શ્રેષ્ઠતર' સાહિત્યકૃતિ પ્રેરવી જોઈએ. નહિ તો એ કૃતિ શ્રેષ્ઠ શેની ? ' સરસ્વતીચન્દ્ર ' કરતાં વધારે સફલ સાહિત્યકૃતિઓ ગુજરાતી સાહિત્યદેશે પ્રકટે અને ' સરસ્વતીચન્દ્ર ' ભુલાઈ જાય તો મારા જેટલો પ્રસન્ન કોઈ પણ નહિ થઈ શકે ! ' "[૯૫] ૧૯૦૬ના જૂન માસમાં ગોવર્ધનરામ

૯૧. જુઓ પ્રકરણ ૮.
૯૨. અપ્રગટ-અસુલભ.
૯૩. જુઓ પ્રકરણ ૮.
૯૪. અપ્રગટ-અસુલભ.
૯૫. ' ગોવર્ધનભાઈ : સ્મરણાંજલિ ', પૃ. ૧૪.

આબુ ગયા. 'સરસ્વતીચન્દ્ર' અને પહેલી ગુજરાતી સાહિત્યપરિષદના ભાષણથી જેને ગોવર્ધનરામનો પરોક્ષ પરિચય થયો હતો તે જયપુર-નિવાસી ચંદ્રધર ગુલેરાયને આબુમાં ગોવર્ધનરામને મળવાનું થયું હતું. વિવિધ વિષયો પર બન્ને વચ્ચે વાર્તાલાપ થયો હતો. એ પછી જુલાઈમાં ગોવર્ધનરામ પોતાના ભાણેજ મોતીશંકર અને પત્ની લલિતાગૌરીની સાથે ઉત્તર હિન્દુસ્તાનની યાત્રાએ ગયા ત્યારે એ જ ભાઈનો તેમને જયપુરમાં મેળાપ થયો હતો. આ બન્ને વારના પરિચયોનું વર્ણન ચંદ્રધરે પાછળથી લખ્યું હતું. પ્રથમ દર્શને તેમને ગોવર્ધનરામ "ફિક્કા", "પાતળા", "નાના", "આંખમાં આનંદી ચમકાર" અને "બુદ્ધિશાળી ભાલપ્રદેશવાળા" લાગ્યા હતા.[૯૬]

ગોવર્ધનરામની નાદુરસ્ત તબિયત વિષેના ઉલ્લેખો તેમની સ્ક્રેપ-બુકમાં પણ મળે છે. તા. ૨૯ ઑગસ્ટ ૧૯૦૬ની નોંધમાં તેઓ જણાવે છે કે ૯૯ થી ૧૦૧ ડિગ્રીના ત્રણ દિવસના તાવ પછીની એકાદ મહિનાની માંદગીને કારણે પોતે પથારીવશ થયા છે, શારીરિક નબળાઈ ખૂબ વરતાય છે. લોહી પડતું હતું તે તેમને હરસનો જૂનો રોગ છે એથી પડે છે એમ માનેલું પરંતુ ડૉ. રામસિંગે શોધી કાઢયું કે તે લોહી બસ્તિમાંથી પડે છે. પોતાનો હિસાબો અને બીજી બાબતો તે પોતાના ભાઈ નરહરિરામને સોંપે છે અને પોતાના પુત્રની જવાબદારી લલિતાગૌરી અને નરહરિરામને સોંપે છે અને સંતોષ વ્યક્ત કરે છે. આ રીતે પોતે નિશ્ચિંત થાય છે એને પણ પ્રભુની કૃપા લેખે છે. ચારપાંચ મહિના થયા પોતે કાંઈ કામ કરી શક્યા નથી કે નથી કરી શક્યા યોગ પણ, અને છતાં પોતે યૌગિક શાંતિ અને નિવૃત્તિ આ દિવસોમાં અનુભવે છે એમ તે લખે છે. વળી તે કહે છે, "દેશ માટેનો મારો સાહિત્યવિષયક ઉત્તમ કાર્યક્રમ અટકી જાય અને અંતરિયાળ રહે, કદાચ સદાને માટે, એવું વિધિએ નિર્મ્યું છે. મારી વર્તમાન સ્થિતિ આ વસ્તુઓને લઈને ઘણી સુખી છે.–કારણ કે મારું સઘળું કાર્ય અને

૯૬. 'સમા૦', ગો. સ્મા. અંક-અંગ્રેજી લખાણો, પૃ. ૩૭-૩૮.

એને પાર પાડવુ તે મારે લીધે નથી, પણ તે મહેચ્છાને લીધે છે. "[૯૭]

અજમેર, પુષ્કરજી, જયપુર ગોકુળ મથુરાં વગેરે સ્થળોના પ્રવાસેથી પાછા આવ્યા બાદ ગોવર્ધનરામની તબિયત ખૂબ બગડી એવામા જ એમનાં પત્ની લલિતાગૌરી દાદરનુ પગથિયું ચૂકી જવાથી નીચે પડયાં અને પથારીવશ બન્યા. ગોવર્ધનરામની તબિયત તો લથડી હતી જ એમા તેમના પત્ની અકસ્માત્ માદા પડવાથી તેમને બમણી ચિંતા થઈ. ચન્દ્રશંકર પંડયા લખે છે કે, "ગોવર્ધનભાઈની છેલ્લી બીમારી સમયે તપાસ કરવા આવનાર ડોક્ટરોમાંના એકને આ લેખકે પૂછયું હતું કે 'તમને ગોવર્ધનરામભાઈના સબંધમા ખાસ કાઈ લાગ્યું હતું?' ડૉક્ટરે ઉત્તર આપ્યો કે 'હા, તેમની ઈશ્વરશ્રદ્ધા અને તેમનાં પત્નીને માટેની તેમની ચિતા' "[૯૮] ગોવર્ધનરામની તબિયત વધુ બગડયાના સમાચાર ફેલાતા અનેક સ્નેહીઓ તેમની ખબર કાઢવા આવ્યા. પ્રો. ગજ્જર, આનદશંકર ધ્રુવ, અને બળવંતરાય ઠાકોર[૯૯] વગેરે આવ્યા. આનંદશંકર ધ્રુવના ગોવર્ધનરામ સાથેના દુઃખદ છેલ્લા મેળાપનુ વર્ણન આપતા ડૉ. કાંતિલાલ પંડયા લખે છે. " . . . પ્રો. આનંદશંકર એમની તબિયત જોવા અમદાવાદથી નડિયાદ આવ્યા. ગોવર્ધનરામને ત્યા આ વખતે ઊતરવાથી એમને અગવડ પડે એમ ધારી, હમેશની માફક ત્યા ઊતરવાને બદલે, પોતાના ભાણેજને ત્યા એ ઊતર્યા. પછીથી ગોવર્ધનરામને એ મળવા આવ્યા, ત્યારે થોડોક સમય આ બન્ને રસિક સાક્ષરો વચ્ચે વિવિધ વિષય સબંધી બહુ રસકારક વાર્તાલાપ ચાલી રહ્યો. ગોવર્ધનરામ પણ, બહુ માંદા છતા, પોતાની રીત મુજબ ઘણા ઉત્સાહથી તથા ઘણા રસથી એમાં ભાગ લેતા. આ જોઈને, એમની તબિયતની ચિંતા રાખવામાં તત્પર એવાં લલિતાગૌરી ધીમે

૯૭. 'સ્ક્રે બુક', વૉ. ૭, પૃ. ૭૪-૭૫.

૯૮. 'સમા૦', ગો. સ્મા. અંક, પૃ. ૯૨.

૯૯. પ્રો. બ. ક. ઠાકોરે ગોવર્ધનરામ સાથેની મુલાકાતનું વર્ણન 'મારો છેલ્લો મેળાપ' એ લેખમાં આપ્યુ છે. જુઓ, 'વસંત', વર્ષ ૬, અંક ૩, પૃ. ૧૯૯-૧૯૩.

રહીને બોલ્યાં કે 'આનંદશંકરભાઈ, બહુ વાતો કરવાથી શ્રમ પડશે અને નબળાઈ વધશે એમ ધારી દાક્તર સાહેબે વાતો કરવા દેવાની ના પાડી છે.' પ્રો. આનંદશંકર તરત સમજી ગયા, અને, જમવાનો વખત થયો હશે, એવું નિમિત્ત કાઢી, 'પાછો બપોરે આવીશ' એમ કહી રુખસદ લીધી. બપોર થયો એટલે એમણે કહેવરાવ્યું કે 'હું આવીશ તો વાતો વધારે કરશે, વાસ્તે હું અત્યારની જ ગાડીએ બારોબાર અમદાવાદ જાઉં છું.' આ સાંભળીને ગોવર્ધનરામના દિલને ઘણું દુઃખ થયું, અને એ તરત બોલ્યા કે 'કોઈ વાત કરવા જેવું માણસ આવે તે આમ ચાલ્યું જાય એમ કરાય? એમની સાથે વાત કરવામાં મને કેટલો આનંદ થતો હતો! તત્ત્વજ્ઞાન વગેરેની ચર્ચામાં કેવી મઝા પડતી હતી! અરેરે, કાંઈ દાક્તરોયે ગાંડા થયા કે વાતો કરવાથી માણસ વધારે માંદું થાય એમ કહે છે!'...બેનો મેળાપ ફરીથી થયો નહિ."[100]

મનઃસુખરામની પોતાની તબિયત બરોબર નહિ હોવા છતાં પોતાના વહાલા 'ગોરધન'ની ખબર જોવા માટે પોતે ખાસ નડિયાદ આવ્યા. ગોવર્ધનરામની અને મનઃસુખરામની આ મુલાકાતનું હૃદયસ્પર્શી ચિત્ર ડૉ. કાન્તિલાલ પંડ્યા આપે છે :—"ગોવર્ધનરામની પોતાની સ્થિતિ તો એવી બગડી હતી કે બેત્રણ માણસની મદદ સિવાય એમનાથી ઉઠાય તેમ પણ ન હતું. છતાં 'ભાણા કાકા આવ્યા' એ વીજળીની અસરવાળા શબ્દો કાને પડયા કે તરત, કોણ જાણે કયાંથીયે બળ આવ્યું ને એકદમ સફાળા બેઠા થઈ, પોતાને માથે રહેલા હવે એકના એક શિરચ્છત્રને પગે લાગ્યા. તે જ સમયે ગળગળા થઈ જઈને બોલ્યા કે, 'તમારી આવી નબળી અવસ્થામાં મારે માટે આટલો બધો શ્રમ લઈ મુંબાઈથી શું કરવા આવ્યા? મારે તમારી સેવા કરવી જોઈએ તેને બદલે આ શું?' મનઃસુખરામે એમને વાર્યા, તથા, એમને ફરીથી આવો શ્રમ પડે નહિ કરીને, એમની પાસે આવવાને બદલે બીજા ઓરડામાંથી ખબર પૂછીને સંતોષ પામતા. . . . આ સમયે

100. 'શ્રી. ગો૦', પૃ. ૧૨૧-૧૨૨.

મન સુખરામનુ કુટુબ મુબઈ હોવાથી, મન સુખરામને જમવા માટે ગોવર્ધનરામે સીધુ[૧૦૧] વગેરે પોતાને ત્યાંની મોકલ્યુ પરતુ, મન સુખ રામ નડીઆદ હોવાથી, લોકરીત પ્રમાણે, એમનાથી તે લેવાય નહિ કરીને એમણે તે પાછુ મોકલ્યુ આ ઉપરથી ગોવર્ધનરામે પોતાના ભાઈ નરહરિરામને બોલાવી ગદ્ગદ કઠે કહ્યુ કે 'નાના, એમને કહે કે તમારી આ છેલ્લી જ સેવા હુ કરુ છુ, અને મારા અન્ત કરણની તીવ્ર ઇચ્છા છે કે એનો સ્વીકાર થાય' ("Tell him these are my last services to him and it is my earnest longing that he should accept them ) આ સાભળી લૌકિક રિવાજ કરતા હૃદયની શુદ્ધિને વધારે વજન આપી, મન સુખ રામે તેનો સ્વીકાર કર્યો[૧૦૨]

ગોવર્ધનરામના આ મદવાડમા પ્રો ગજ્જર મુબઈથી ડૉક્ટરો મોકલતા ગ્રાન્ટ મેડિકલ કૉલેજના લેક્ચરર ડૉ દાતેને તેમણે મોકલ્યા હતા સ્થાનિક ડૉક્ટર રામસિંહ સાથે મ ત્રણા કરીને તેમણે ગોવર્ધન રામની સારવાર કરવા માટે પેટલાદના વતની અને વડોદરા રાજ્યના ડૉ સેવકલાલ માણેકવાલે આવીને અર્ષ ઉપર ઇન્જેક્શન આપ્યુ જેથી થોડો સમય રાહત મળી પણ ખાસ સુધારો નહિ વરતાતા ગોવર્ધનરામ સહકુટુબ મુબઈ જવા તૈયાર થયા ૨૫મી ડિસેમ્બરે ગોવર્ધનરામને મુબઈ લાવવામા આવ્યા તેમને વાલ્કેશ્વર તરફ નેપિયન સી રાડ ઉપરના પ્રો ગજ્જરના બગલામા રાખવામા આવ્યા હતા ડૉ ભેર, ડૉ રેલે, ડૉ દાતે, ડૉ સેવકલાલ, ડૉ દેશમુખ આદિની સારવાર ચાલતી હતી

૧૦૧ ગણપતરામ અનુપરામ ત્રવાડી લખે છે, કે ગોવર્ધનરામે 'કેટલીક ચીજો તેમને આગ્રહપૂર્વક અર્પણ કરીને કહ્યુ કે 'These are my last services to you and it is my earnest longing that you should accept them' , નાગરી મે કર્યુ છે—'સમા૦', ગો સ્મા અક પૃ ૮

૧૦૨ 'શ્રી ગો૦, પૃ ૧૨૩–૧૨૪

છેવટે ડૉ ચાઇલ્ડ અને ડૉ ખરેઘાટને પણ બોલાવવામા આવ્યા હતા[૧૦૩] પણ ન્યર્થ, ગોવર્ધનરામની તબિયત વળી નહિ તેમનો અતકાળ પાસે આવતો લાગ્યો એ સમયનુ તાદશ વર્ણન ડૉ કાન્તિલાલ પડ્યા આપે છે "સન ૧૯૦૭ના જાન્યુઆરીની પહેલી તારીખે ડૉ ટરોના હાથ હેઠા પડ્યા લાબી મસલત કરી તેઓ ઠરાવ ઉપર આવ્યા કે હવે વાત ઈશ્વરના હાથમા છે શરીર બહુ કષ્ટાતુ હતુ વાણી લગભગ બધ થઈ ગઈ શ્વાસ પણ શરૂ થયો એક પળનો પણ વિશ્વાસ રહે એમ ન હતું એમની ઇચ્છાનુસાર તથા હિંદુઓની એક શુભ રૂઢિ અનુસાર, એમની શય્યા પાસે આ સમયે વેદાન્તસ્તોત્ર, દક્ષિણામૂર્તિસ્તોત્ર, શ્રીમદ્ ભગવદ્ગીતા વગેરેના પવિત્ર શ્લોકોના પાઠ ચાલી રહ્યા હતા આવી સ્થિતિમા ત્રણ દિવસ નીકળી ગયા તા ૩જી ની રાત્રિએ તો ચિન્તા તથા બેચેનીની પરાકાષ્ઠા થઈ એક ઘડી પણ કોઈની આખ મળે એમ રહ્યુ નહિ આવી રીતિએ આખી રાત્રિ પસાર થઈ

તા ૪થી ને શુક્રવારનુ પ્રભાત થયુ જેમાનું બધુયે તેલ બળી ગયું છે એવો દીવો હોલવાઈ જતા પહેલા, જેમ ધીમે ધીમે નાનો નાનો થઈ છેવટે ફરીથી એક વાર મોટો થઈ, ક્ષણ એક પૂર્ણ પ્રકાશ નાખી, પછી પાછો પૂરેપૂરો હોલવાઈ જાય છે, તેમ ગોવર્ધનરામના જીવનરૂપી દીપનુ થયુ 'આટલુ લબાયુ છે, ખરી અણીનો સમય ગયો છે, તો હવે કદાચ મટશે ' એમ સ્નેહી હૃદયમા, પ્રાત કાળના સૂર્યની સાથે, આશા પ્રગટી પણ આ મોઘી આશા વ્યર્થ હતી જેમ દિવસ ચડતો ગયો તેમ ચેતન ક્ષીણ થવા લાગ્યુ, નાડી ધીમી થવા લાગી બપોરના અઢી વાગ્યા, અને ગોવર્ધનરામનો પુણ્યઆત્મા, અનેક કલ્યાણકાર્યોના સાધનરૂપ, પણ હવે અનેક વ્યાધિથી પીડિત, એવા દેહને ત્યજી ચાલતો થયો !"[૧૦૪]

ગોવર્ધનરામનું અવસાન થતાં દેશપરદેશના છાપાએ તેમને

---

૧૦૩ એજન, પૃ ૧૨૪

૧૦૪ એજન, પૃ ૧૨૪-૧૨૫

ભાવભરી અજલિઓ અપી' 'ઈસ્ટ ઍન્ડ વેસ્ટ', 'ઇન્દુપ્રકાશ' (અગ્રેજી), 'માડર્ન રીવ્યૂ', 'ધી ઇન્ડિયન સ્પેક્ટેટર', 'ધી ઇન્ડિયન મૅગેઝીન ઍન્ડ રીવ્યૂ', 'ધી ટાઇમ્સ ઑફ ઇન્ડિયા'–અઠવાડિક, 'ગુજરાત', 'વર્તન', 'પ્રજાબધુ', 'ગુજરાતી', 'સમાલોચક', 'મુબઈ સમાચાર', 'આર્યપ્રકાશ, 'લડન ટાઇમ્સ', 'એલ્ફિન્સ્ટોનિયન', 'સરસ્વતી' (હિન્દી) આદિ સામયિકોમા સ્વર્ગસ્થના જીવનકાર્યને વિવિધ દષ્ટિએ અવલોકતા અજલિલેખો પ્રગટ થયા અનેક જાહેર સસ્થાઓએ તેમને અજલિ અર્પી, અને તેમના વતન નડિયાદમા પણ જાહેર રીતે શોક પ્રદર્શિત થયો સામયિકોમા આવેલા કેટલાક અજલિલેખો અને નડિયાદની જાહેર સભાએ પસાર કરેલો ઠરાવ 'સમાલોચક'ના 'ગોવર્ધન સ્મારક અક'મા સુલભ છે ગોવર્ધનરામની માતૃસસ્થા એલ્ફિન્સ્ટન કૉલેજના મુખપત્ર 'એલ્ફિન્સ્ટોનિયને' તેમને "વિશિષ્ટ એલ્ફિન્સ્ટોનિયન (એલ્ફિન્સ્ટન કાલેજના વિશિષ્ટ વિદ્યાર્થી) તરીકે ઓળખાવ્યા 'લડન ટાઇમ્સે' ૧૩ ફેબ્રુઆરી ૧૯૦૭ના અકમા લખ્યુ કે સુપ્રસિદ્ધ ગુજરાતી નિબધકાર, કવિ, નવલકથાકાર અને વેદાત ફિલસૂફીના અને હિદુ કોમના સામાજિક અને ધાર્મિક રિવાજોના વાર્તિકકાર ગોવર્ધનરામ મા ત્રિપાઠીનુ અવસાન થયુ છે, તેમના પિતાશ્રીએ મુબઈના શેરબજારમા પૈસા ગુમાવ્યા હતા અને ગોવર્ધનરામે બહાદુરીપૂર્વક એ ખોટ પૂરેલી એમ કહી ઉમેરે છે કે ગોવર્ધનરામે પિતાનુ દેવુ ચૂકવવા માટે મુખ્યત્વે વકીલાતનો ધધો કર્યો હતો એક દેશી રાજ્યની નોકરી લેવા માટે આગ્રહ કરવામા આવ્યો હોવા છતા જેની રુચિ એકાતપ્રિય સાક્ષરની હતી તેવા ગોવર્ધનરામે તક મળતા સાહિત્યવિષયક પ્રવૃત્તિ પાછળ જ સપૂર્ણપણે પોતાનુ જીવન અર્પ્યુ હતુ અને ૧૮૯૭ અને જૂનાગઢ જેવા મોટા રાજ્યોની દીવાનગીરી માટે તેમને આગ્રહ થયો હોવા છતા એ પ્રલોભક નોકરીઓનો તેમણે સ્વીકાર કર્યો ન હતો એમ જણાવી 'લડન ટાઇમ્સ'ની એ નોધ ગોવર્ધનરામના એક મુખ્ય ગ્રથ 'સરસ્વતીચદ્ર' વિષે કહે છે કે –"તત્ત્વજ્ઞાનના ઘણા વિશાળ

ક્ષેત્રને આવરી લેતા અને અર્વાચીન કેળવણીની હિંદુ-સમાજ પરની અસરો સમેત હિંદુસ્તાનના ઘણા ચાલુ પ્રશ્નોની છણાવટ કરતા, ૧૮૮૭થી ૧૯૦૧ સુધીમાં કટકે કટકે પ્રસિદ્ધ થયેલા 'સરસ્વતીચંદ્ર'-ના ચાર ભાગ તે એમનાં અનેક લખાણોમાં સૌથી વધુ સુપ્રસિદ્ધિ પામેલા છે." હિંદી અને મરાઠીમાં એ ગ્રંથનું ભાષાંતર થયું છે અને બંગાળીમાં એનું ભાષાંતર થઈ રહ્યું છે એમ પણ એ નોંધમાં ઉમેર્યું છે. [મરાઠીમાં બે ભાગનું ભાષાંતર થયું છે, પણ હિંદી અનુવાદનો પત્તો મળ્યો નથી. પછીથી બંગાળી અનુવાદ થયો હોય એવું જણાતું નથી.] આ પછી નોંધને અંતે, કહેવામાં આવ્યું છે કે ચાલુ બનાવો અંગેના વિવરણમાં ગોવર્ધનરામનું માનસ હમેશાં ઉદારમતવાદી, સંવાદી અને શુભેચ્છા પ્રવર્તાવનારું હતું અને "બ્રિટિશ અમલે હિંદુસ્તાનને બક્ષેલા લાભોનો તે નિખાલસ સ્વીકાર પ્રગટ કરતું હતું."[૧૦૫]

---

૧૦૫. 'લંડન ટાઇમ્સ' ફેબ્રુઆરી ૧૩, બુધવાર, ૧૯૦૭ની એ આખી નોંધ નીચે મુજબ છે: – "The death occurred in Bombay recently at the age of 52, of Mr. Govardhanram M. Tripathi, the well-known Gujarati essayist, poet, novelist, and expounder of *Vedantic philosophy*, and of the social and religious customs of the Hindu race. His father, an affluent Nagar Brahmin was ruined by the Bombay share mania of the early sixties, and Govardhanram bravely faced this turn of the tide. He practised at the Bombay Bar for a few years mainly in order to pay off the ancestral debts, and later was persuaded to enter the service of a Native State. But his tastes were those of the recluse and the scholar, and as soon as circumstances permitted he devoted himself entirely to the literary pursuits which in the years of legal and official work had absorbed his leisure. Tempting offers to take up the dewanship of

'ધી ઇન્ડિયન સ્પેક્ટેટરે' લખ્યું કે ગોવર્ધનરામ જવલ્લે જ જોવા મળે એવી ઊંચી કક્ષાના ફિલસૂફ અને સાહિત્યસર્જક હતા અને પોતાના ઇલાકાની બહાર તે ભાગ્યે જ જાણીતા હોવા છતાં ગુર્જરજનતાને અવારનવાર જેનો લાભ મળતો હતો તે એમનાં સ્વસ્થ અને ગંભીર ચિંતનો દ્વારા ગોવર્ધનરામની જનતા પર વ્યાપક અસર પડતી.[૧૦૬] 'ગુજરાતી'એ છઠ્ઠી જાન્યુઆરી ૧૯૦૮ ની ગુજરાતી નોંધમાં લખ્યું કે, "ગુજરાતમાં બહુમાન્ય અને પ્રસિદ્ધ થયેલા વિદ્વાન સાક્ષર શ્રી ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી બી. એ., એલએલ. બી. જેઓ કેટલોક વખત થયાં માંદા હતા અને નડિયાદથી ખાસ સારવારને માટે અત્રે આવી વાલકેશ્વર ખાતે રહ્યા હતા, તેઓ ગયા શુક્રવારે આ ક્ષણભંગુર જગતનો ત્યાગ કરી ગયાના માઠા સમાચાર ગુજરાતમાં સર્વ કોઈ દિલગીરી સાથે સાંભળશે. ગોવર્ધનરામના ચરિતનો

---

states, such as Kutch and Junagadh, were made to him in vain The best known of his many writings is the Saraswatichandra in four volumes, produced at intervals between 1887 and 1901, a work covering a very wide field of philosophy and discussing many current Indian problems including the effects of modern education Hindu society The book has been translated into Hindi and Marathi, and is being translated into Bengali. His comments on current affairs always made for *moderation, harmony, and good will, and he displayed* a frank recognition of the benefits conferred on India by British rule "

૧૦૬ ' Govardhanram was a philosopher and a literary artist of rare excellence and though hardly known over his own presidency, he wielded a wide influence through the calm, sober reflections with which he favoured the public from time to time '

એક અપૂર્વ ભાગ તો એ જ છે કે તેઓ એકનિશ્ચયવાળા, ધાર્મિક જીવનને શ્રેષ્ઠતર માનનાર સુશીલ નર હતા. શારીરિક જોમ અને વકીલાતના ધંધાનું જોમ બેઉ ચઢતાં અને ખીલતાં હતાં તેવે ખરેખરે સમયે તેમણે વાનપ્રસ્થ થવાના પોતાના નિશ્ચયને અમલમાં મૂકી, ગુજરાતના બહુ પ્રવૃત્તિવાળા નરોને એક ઉદાહરણ આપ્યું હતું એમ કહીએ તો ખોટું નથી." એ જ પત્રે તા. ૧૩ જાન્યુઆરી ૧૯૦૭ની અંગ્રેજી નોંધમાં કહ્યું કે એક વ્યક્તિ તરીકે ગોવર્ધનરામના ચારિત્ર્યની ભારોભાર સાદાઈ, તેમના ઉદાત્ત હૃદયની સાચી ઉષ્મા, તેમના મનનું ખુલ્લાપણું અને તેમની સહૃદયતા, તેમની નમ્રતા, તેમના જીવનની નિષ્કલંક પવિત્રતા આદિને લઈને જે કોઈ તેમના નિકટના સંપર્કમાં આવતું તેને તેમના પર પ્રેમ થતો. શિક્ષિત વર્ગે એમના જવાથી યુનિવર્સિટી શિક્ષણની એક ઉત્તમ પેદાશ રૂપ વ્યક્તિ ગુમાવી છે અને ગુજરાતી સાહિત્યે એનું એક સૌથી વિશેષ તેજોમય આભરણ ગુમાવ્યું છે.[૧૦૭]

'મોડર્ન રીવ્યૂ'એ લખ્યું કે ગોવર્ધનરામના મૃત્યુથી હિંદુસ્તાને એના સૌથી મહાન સાહિત્યકારોમાંનો એક અને અથાય વિશેષ અર્વાચીન સમયનો સૌથી ગંભીર વિચારક ગુમાવ્યો છે.[૧૦૮]

૧૦૭. "As a man, the extreme simplicity of his character, the genuine warmth of his noble heart, his open-mindedness and sincerity, his modesty and the spotless purity of his life made him liked, nay loved by all those who came into close contact with him. The educated community has lost in him one of the best products of University education and Gujarati Literature one of its brightest ornaments "

૧૦૮. " In the death of Mr. Govardhanram Tripathi, in January last, India loses one of her greatest literary men and by far the profoundest thinker of modern times."

'સરસ્વતી' હિન્દી સામયિકમાં કહેવાયું છે, "ગોવર્ધનરામજી એકાંતવાસી અને મનનશીલ પ્રકૃતિવાળા હતાં. યશઉપાર્જનની લાલસાથી કોઈ કામ કરવું એમને પસંદ ન હતું. તેમ છતાં પ્રસંગ પ્રાપ્ત થતાં દેશસેવા, જનસેવા, અને સાહિત્યસેવા કરવામાં તેઓ સંકોચ પણ કરતા નહિ. . . . શ્રી ગોવર્ધનરામજીનો સ્વભાવ બાલ્યાવસ્થાથી જ શુદ્ધ, પવિત્ર અને અનુકરણીય હતો." 'મુંબઈ સમાચારે' તા. ૫ જાન્યુઆરી ૧૯૦૭ ના અંકમાં લખ્યું કે, "તેમનું ખાનગી જીવન શુદ્ધ, નિષ્કલંક, અને બિનખટપટી જીવનના નમૂનારૂપ હતું. તેમનાથી ગુજરાતને અવશ્ય કરીને ભારે ખોટ ગઈ છે અને તે હાલ તો પુરાવી મુશ્કેલ લાગે છે."

'પ્રજાબંધુ'એ તા. ૬ જાન્યુઆરી ૧૯૦૭ ના અંકમાં અંગ્રેજી તેમ જ ગુજરાતીમાં ગોવર્ધનરામને અંજલિ આપી હતી. ગુજરાતીમાં અપાયેલી અંજલિમાં ગોવર્ધનરામના મૃત્યુએ તત્કાલ જગાવેલી લાગણીઓનો સ્પન્દ અનુભવાય છે :—

"ગુજરાતી સાહિત્યનો એક તેજસ્વી અને દિવ્ય તારક ગઈ તા. ૪થી ના મધ્યાહ્ને મુંબાઈમાં અસ્ત પામ્યો છે. 'સરસ્વતીચંદ્ર'ના પ્રસિદ્ધ લેખક મિ. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીના અકાળ મૃત્યુની નોંધ લેતાં આજે અમારી કલમ કંપે છે, અમારી આંખોમાંથી અશ્રુ વહે છે, અમારું હૃદય ચિરાઈ જાય છે અને શોક તથા દિલગીરીથી અમારું અંતર અત્યંત દગ્ધ થાય છે . . . મિ. ગોવર્ધનરામનું જીવન પવિત્ર, નિષ્કલંકિત, ઉદ્યોગી તથા કર્તવ્યપરાયણ હતું. દેશ, સમાજ અને સાહિત્યની સેવા કરીને તેઓ તેમની જિંદગી સફળ કરી ગયા છે. તેમના મરણથી આપણને આજે અલબત્ત શોક થાય છે, અને તેમ થવું જ જોઈએ, પરંતુ તેઓ તો કૃતકૃત્ય થઈને સ્વર્ગે સિધાવ્યા છે. તેઓ ગુજરાતના એક સુનંદા રત્ન અને હિંદના એક સત્પુત્ર હતા. તેમના મરણથી દેશને એક મોટી અને વર્ષો સુધી ન પુરાય તેવી ખોટ ગઈ છે. અમે તેમના કુટુંબના દુઃખમાં ભાગ લઈએ

છીએ અને તે સ્વર્ગીય મહાત્માના આત્માને શાંતિ મળે તેમ ઇચ્છીએ છીએ "

'આર્યપ્રકાશે' ૧૯૦૭ના ફેબ્રુઆરીની ૧૭મી તારીખની નોંધમાં કહ્યું કે, "ગુજરાતી સાહિત્યની ઉન્નતિ માટે થયેલા મંથનનું નવનીત તારવનાર, ભારતના નવા અને જૂના વિચારનું સૂક્ષ્મ પૃથક્કરણ કરનાર, જગતના ઇતિહાસનુ અધ્યયન કરી વિશ્વલક્ષણના નિયમોનુ નિયમન કરનાર, સંસારમા સ્વર્ગ રચવાની ભાવના ભાવનાર, પુરાણા પિતૃઓના અક્ષરોને અનુભવ કરાવવાની ઉત્કટ જિજ્ઞાસા ધરનાર, સાક્ષર સાધુ ગોવર્ધનરામ ત્રિપાઠી તા. ૪–૧–૦૭ને રોજ પંચત્વ પામ્યા છે. હજુ તો ભારતના રાજવીર વ્યોમેશ, આનંદ અને બદરૂ, વૈશ્યકળાપ્રવીણ પ્રેમચંદ, હિંદની રમણીઓની મૂર્તિની કલ્પનીય છાયા આલેખનાર ચિત્રકલાવીર રાજા રવિવર્માની સદ્‌ગતિના વર્તમાનો કર્ણને અથડાતા, નયનનાં આંસુઓ સુકાયાં નહોતા, તેટલામા આ સમાચાર જાણવા નિર્માણ થઈ ગયા છે . . .

. . . એમનું તત્ત્વચિંતન, એમનું સૂક્ષ્મ પૃથક્કરણ અને શુદ્ધ ન્યાય, તથા એમની તાત્ત્વિક કવિતા સંબંધે અમને બહુ માન છે, અને એમના હૃદયના ઊંડાણ જોનાર જ 'ઊગ્યો પ્રફુલ્લ અમીવર્ષણ ચંદ્રરાજ' એમ સત્ય જગતના ચોકની વચ્ચે મૂકવાને અધિકારી છે.

ગુર્જર સાહિત્યની ઉન્નતિ ઇચ્છનારાઓને હવે એનુ સ્મારક કરવાની આવશ્યકતા છે. અને તે સ્મારક એમની ઇચ્છાનુસાર 'કલ્યાણગ્રામ'ની યોજના યોજવી એ જ છે "

આનંદશંકર ધ્રુવે 'વસંત'મા ગોવર્ધનરામના સ્વર્ગવાસ વિષે લખતા કહ્યુ, "ગુર્જરસાક્ષરશિરોમણિ ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીના વિદેહ થયાની વાત સાભળી સમસ્ત ગુજરાત શોક પામ્યું છે. એ અનુપમ ગુણનિધાન તરફ સહુ કોઈ – પ્રાચીનો અને નવીનો, સ્ત્રીઓ અને પુરુષો, યુવાનો અને વૃદ્ધો, સામાન્ય વાચકજન અને વિદ્વાન લેખકમંડળ – પ્રેમ અને પૂજ્યભાવની દૃષ્ટિથી જોતુ, અને એમના

પવિત્ર આત્માની શીળી છાયા નીચે ગુર્જરગિરા અનેક રીતે, ભાષા અને વિચાર ઉભય અંગમાં, પોષાતી.

દેહત્યાગ સમયે તેમનું વય માત્ર બાવન વર્ષનું હતું એ દરમ્યાન એમણે મનુષ્યજીવનના વિવિધ પરિવર્તો અનુભવ્યા છે એમના દીવાનખાનામાં એમણે 'તોફાની સમુદ્રની અને 'શાન્ત ગિરિ ઉપત્યકા'ની એમ બે છબીએ સામસામી ગોઠવી છે,[૧૦૯] અને એમાં તેએ પોતાની આ પૂર્વાશ્રમની આફતોનું અને પાછળથી વિસ્તરેલી શાન્તિનું સ્વરૂપ નિહાળતા બાલ્ય અને તરુણાવસ્થામાં અસાધારણ કષ્ટ વેઠી એમણે વિદ્યા સંપાદન કરી હતી, વધારે યોગ્ય શબ્દોમાં બોલીએ તો, જીવનની દૃષ્ટિને સંસ્કારી બનાવી હતી – કારણ કે ગોવર્ધનરામમાં વિદ્યા એ જીવનને અવલોકવાની આત્મદૃષ્ટિને સંસ્કાર આપનાર એક અદ્ભુત શક્તિ હતી આ સંસ્કાર પામેલી દૃષ્ટિને લક્ષ્મીની છોળ સમુદ્રના ફીણ જેવી નિઃસત્ત્વ લાગતી, અને તેથી તેઓએ વકીલાતનો ધંધો બંધ કરી, મુંબાઈ છોડી, પોતાના મૂળ સંકલ્પ મુજબ સાહિત્યની સેવા અર્થે, નડિયાદમાં નિવૃત્તિનિવાસ કર્યો હતો, અને આપણા પ્રાચીન શાસ્ત્રોના મનન અને નિરીક્ષણમાં ઘણો ખરો કાળ કાઢતા સરસ્વતીની ભક્તિનો વેગ એમને એવો બંધો લાગ્યો હતો કે શરીર અનેક વ્યાધિથી ગ્રસ્ત થયા છતાં, દિવસના દશ–બાર કલાક એ જ વ્યવસાયમાં મગ્ન રહેતા હાલમાં કેટલાક વખત થી મૃત્યુ સમીપ છે એ ભાન એમને વારંવાર થવા માંડ્યું હતું, અને 'મ્હારા જીવનનો સૂર્ય આથમવા ઉપર છે', એમ આ લેખકને એક બે વાર લખી પણ ગયા હતા એ દેહાભિમાન રહિત આત્માને 'મૃત્યુ–શબ્દ અર્થહીન હતો તથાપિ તત્ત્વચિંતને એમના હૃદયની કોમળતાને હણી ન હતી, અને તેથી મૃત્યુના ઉલ્લેખથી સગાં સંબંધીએ અને મિત્રનું ચિત્ત દુભાતું જોઈ એમનું હૃદય આર્દ્ર

૧૦૯ ૧૯૫૭માં ખુલ્લા મુકાયેલા ગોવર્ધન-સ્મૃતિમંદિર નડિયાદ'માં એ છબીએ આજે પણ જોઈ શકાય એમ છે

થતું, તથા પોતે કરેલા ઉચ્ચાર માટે પશ્ચાત્તાપ કરવું. પોતાનું જીવન અસાધારણ ઉચ્ચતા, પવિત્રતા અને લોકોપકારથી ભરેલું હતું, છતાં એમના પરગુણદર્શી આત્માને હંમેશાં બીજાના જીવનમાં ઉત્કૃષ્ટ ભાવનાઓનુ ચિંતન કરવામાં આનંદ આવતો. 'આ તેલંગની છબી ઉપર રજ ચઢી હોય છે તે ધીમે રહીને હાથે વતી લ્હોવી મને બહુ ગમે છે!'–એમ પોતાના જૂના સહવાસીઓ ઉપરની પ્રીતિ દર્શાવતા, તથા મહેતા, રાનડે વગેરેના ગુણાનુવાદ વારંવાર કરતા, એટલું જ નહિ, પોતા કરતાં ઊતરતા જનોની છબીઓ પણ ચોતરફ રાખી એમાં વિવિધ ગુણોનુ દર્શન કરવામાં તેઓ આનંદ માનતા – એવી એમના હૃદયની અસાધારણ ઋજુતા અને નમ્રતા હતી.

ગોવર્ધનભાઈએ આખું જીવન જીવનનો બહુ ગંભીર અર્થ કરીને ગાળ્યું હતું. છતાં જીવનની આનંદી મીઠાશ એમના હૃદયને અને કલ્પનાશક્તિને અજ્ઞાત ન હતી. 'સરસ્વતીચંદ્ર'માં જીવનનું માધુર્ય જેવું સમજવામાં આવ્યું છે, તેવું હિંદુસ્તાનના તો શુ બલ્કે આખા જગતના થોડા જ ગ્રંથોમાં સમજાયેલું જણાશે – એમ કહીએ તો અતિશયોક્તિ નથી. પણ જીવનની ગંભીરતાના વિચારે રા. ગોવર્ધનભાઈના હૃદય ઉપર એવી ઊંડી અસર કરી હતી, કે દિનપ્રતિદિન ઊર્ધ્વપ્રયાણ કરતા એમના આત્માએ દેહરૂપી મૃત્પિંડને અવગણવા માંડ્યો, અને એને પરિણામે એ મહાન પુરુષનો ભૌતિક દેહ એમનાં બાલ્ય, બ્રહ્મચર્ય અને ગૃહસ્થાશ્રમની પ્રિયભૂમિ, અને એમના ભાવનાગુરુ તેલંગ અને રાનડેની અવસાનશય્યા અને સંસ્મરણોથી પવિત્ર અને આકર્ષ થયેલી એવી મુંબાઈ નગરીમાં, સમુદ્ર કાંઠે અગ્નિનારાયણને શરણ થયે અને વિભૂતિરૂપ બની અનંત–મહોદધિમાં ભળી ગયો!

આખરે એ મધુર પ્રેમાળ સાત્ત્વિક તેજથી ભર્યાં નયનો ગુજરાત ઉપરથી, હંમેશ માટે ઊડી જ ગયાં?! – આ વિચાર હૃદયભેદક છે પણ રા. ગોવર્ધનભાઈના સંબંધમાં આવી દેહાભિમાની વિચારસરણ અનુચિત છે એમ સમજી એ વિચારને આગળ વધવા ન દેતા

શાન્તિ ધરીએ છીએ ''૧૧૦

ગોવર્ધનરામના અવસાન બાદ કેટલાક સામયિકોએ તેમની સ્મૃતિમા વિશેષાંકો પણ પ્રગટ કર્યા હતા, એમા 'સમાલોચક' અને 'વસત' ના સ્મારક અંકો ખાસ ઉલ્લેખપાત્ર છે 'સમાલોચક'ના સ્મારક અકના આરભે મુકાયેલા 'આભાર દર્શન'મા ગોવર્ધનરામના ભાઈ નરહરિરામે નોધ્યુ છે કે "આ અક પ્રગટ કરવાનો વિચાર સુઝાડનાર તરીકે 'વસત' પત્રના વિદ્વાન તત્રીનો ઉપકાર માનવાની અંત કરણની પ્રેરણા હુ નિવારી શકતો નથી " એ 'વસત'ના તત્રીની અગાઉ ટાંકેલી ગોવર્ધનરામની અવસાન નોધમા જ 'વસત'ના 'ગોવર્ધનરામ સ્મારક અક'ના સકલ્પનો ઉલ્લેખ કરવામા આવ્યો હતો એ પ્રમાણે 'વસત'નો ગોવર્ધનરામ સ્મારક અક પ્રગટ કરતા આનદશકરે લખ્યું કે, "આ પુરુષોત્તમ માસમા [અધિક ચૈત્ર, સવત ૧૯૬૩] પુરુષોત્તમ સ્વરૂપ ગોવર્ધનરામજીના ગુણાનુવાદ પ્રસિદ્ધ કરવાનો પ્રસગ આવ્યો એમા અણધાર્યું ઔચિત્ય છે

સ્વ ગોવર્ધનરામજીને પુરુષોત્તમસ્વરૂપ કહેવાથી પરમાત્માની નિરવધિ મહત્તાની અમે અવગણના કરતા નથી, બલ્કે એ મહત્તા અમને એવી નિરવધિ પ્રતીત થાય છે કે કોઈ પણ મગળ ગુણ પરમાત્મા સિવાય અન્યનો હોઈ શકે એમ અમે કલ્પી જ શકતા નથી આવી સમજણથી સ્વ ગોવર્ધનરામના મગળ ગુણોમા અમે પરમાત્માની જ વિભૂતિનુ દર્શન કરીએ છીએ, અને અમારા મિત્રોની મદદથી પુરુષોત્તમ માસમા એ વિભૂતિનુ અભિધાન કરવાનો અમારા વાચકોને અમે એક પ્રસગ આપી શકીએ છીએ-એ વિચારી અમને હર્ષ થાય છે " ૧૧૧

આ સ્મારકઅંકોમા ગોવર્ધનરામ વિશે લખાયેલા કાવ્યોમા નાનાલાલ, ખબરદાર, લલિત, નરસિંહરાવ આદિના કાવ્યો નોધપાત્ર છે

૧૧૦ 'સાહિત્યવિચાર', પૃ ૨૯૮-૩૦૦

૧૧૧ એજન, પૃ ૪૬૪

પ્રકરણ ૭

# 'સાક્ષરજીવન' આદિ સુદીર્ઘ રચનાઓ

## ૧. 'સાક્ષરજીવન'

ગોવર્ધનરામે 'સાક્ષરજીવન'નો 'નિબંધ' નિવૃત્તિ પછી તરત જ એટલે કે એમા બીજા વર્ષે જ ૧૮૯૯માં 'સમાલોચક'મા લખવાનો શરૂ કર્યો હતો, અને ૧૯૦૩ સુધી એમા કટકે કટકે પ્રસિદ્ધ થયો હતો. આ નિબંધ અપૂર્ણ રહ્યો હતો. જેટલો ભાગ લખાયો હતો તે ગ્રંથસ્વરૂપે કર્તાના અવસાન બાદ ૧૯૧૯માં પ્રો. બળવંતરાય ઠાકોરના પ્રવેશક તથા ટિપ્પણ સાથે પ્રગટ થયો હતો.[૧]

નિબંધના પહેલા પ્રકરણમાં લેખકે 'સાક્ષરજીવન'ના પ્રકાર દર્શાવ્યા છે. પ્રાચીન કાળમાં સમાજના કયા કયા વર્ગો સાક્ષરજીવન જીવતા એ વિષે લેખક કહે છે, "ક્ષત્રિયોને અને વૈશ્યોને પોતાના વ્યવહારકાળને એટલે ગૃહસ્થાશ્રમને અંતે વાનપ્રસ્થ આશ્રમ પાળવા અને પરમાત્મચિંતનમાં આયુષ્યશેષ ગાળવા આદેશ હતા. એ ચિંતન શાસ્ત્રાદિના સાધનથી જ, થતુ અને શાસ્ત્રાક્ષરમાં ગાળેલાં આ જીવન સાક્ષરજીવન જ હતાં. દ્વિજોના આ બે વર્ગથી જુદો પડી ત્રીજો એટલે બ્રાહ્મણ વર્ગ ઉપનયન કાળથી તે મરણું સુધી સાક્ષરજીવનમા જ આયુષ્ય ગાળતો, અને વ્યવહારનુ દ્રવ્યરૂપ સાધ્ય વ્યવહારમાં ભળ્યા વિના તેમને મળી શકે એ દૃષ્ટિ ધર્મશાસ્ત્રના આચારપ્રકરણમા સ્થળે સ્થળે પડે છે." અને પછી અર્વાચીન કાળમાં બ્રાહ્મણોએ શાસ્ત્રાદિને ઉપજીવિકાનું સાધન માન્યું છે એ વિષે ટકોર કરતાં લેખક ઉમેરે છે કે, "મલેચ્છ વિદ્વાનો અને આપણા દેશના આધુનિક વિદ્વાનોનો કેટલોક અંશ એમ માને છે અને તિરસ્કારથી બોલે છે કે બ્રાહ્મણોએ

૧. ૧૯૫૮મા એની બીજી આવૃત્તિ પ્રગટ થઈ છે. આ પુસ્તકમા 'સાક્ષરજીવન'ની ૧૯૧૯ની પહેલી આવૃત્તિનો ઉપયોગ કર્યો છે.

શાસ્ત્ર રચ્યાં અને શાસ્ત્રોમાં અન્ય વર્ણોને ઠગી પોતાની દ્રવ્યવૃદ્ધિની ઇચ્છાથી જ્યાં ત્યાં એવી જ આજ્ઞાઓ આપી કે ગમે તેમ કરી અમારા જ પુત્રોને દાનદક્ષિણા આપો. જે કાળે બ્રાહ્મણો સાક્ષરજીવન ધરતા હતા તે કાળને બાદ કરી અક્ષરશૂન્ય બ્રાહ્મણોને માટે જ આ શાસ્ત્ર રચાવાં હોય તો આ આરોપમાં સત્ય ગણવું જોઈએ પણ અક્ષરશૂન્ય બ્રાહ્મણોને આ લાભ અર્વાચીન કાળમા મળે છે એ તો માત્ર કાકતાલીય છે અને અર્વાચીન પુસ્તકકારો બ્રાહ્મણોની નિરક્ષરતા જોયા છતાં તે લાભ તેમને આપવાના માર્ગ વધારતા ગયા છે તેટલે જ વિષયે આ આરોપ સત્ય છે." હાલના બ્રાહ્મણો "બ્રાહ્મણ" મટી "બ્રામણ"–ભ્રમણ કરનાર અથવા ભ્રમરૂપ – થયા છે." એ વિશે લેખક યોગ્ય રીતે જ પોતાની નાપસંદગી વ્યક્ત કરે છે જે સાક્ષરજીવનનો નાશ આ દેશમા થયો એનો ઉદ્ધાર પાશ્ચાત્ય દેશમા થયેલો જોવા મળે છે લેખક કહે છે, "'Truth for truth's sake', 'Knowledge for knowledge's sake', આદિ શબ્દથી જ્યારે યુરોપની વિદ્યા ગાજે છે ત્યારે લક્ષ્મીના દાસીકર્મમા આપણા વિદ્વાનોની સરસ્વતીનુ જીવન સમાપ્ત થાય છે." પણ એનો અર્થ હરગિજ એવો નથી કે લક્ષ્મીનો તિરસ્કાર કરવો. લક્ષ્મીની જરૂર વિદ્યાદિ કાર્યોમાં પણ છે જ. "પરંતુ લક્ષ્મી પાસે સરસ્વતીનું દાસીકર્મ કરાવવુ છોડી સરસ્વતી પાસે લક્ષ્મીનુ દાસીકર્મ કરાવવાનો દોષ ચારે પાસ થતો જોવામાં આવે છે તેને માટે જ આ કથન છે."

હવે લેખક સાક્ષરજીવનના સર્વસામાન્ય સ્વરૂપ અંગે પોતાની વિચારણા રજૂ કરે છે. "સાક્ષરજીવનનું પ્રથમ લક્ષણ સર્વન એ જોવામા આવેલું છે કે દ્રવ્યની ચિંતા જગતને કરવી પડે છે તે સાક્ષરજીવન ગાળનારને કરવી ન પડે. આ ચિંતાભાર પામર જીવોને આનંદ આપે છે અને એ ભારના વહનથી જ તેમના જીવનના પ્રાણનું વહન થાય છે. દ્રવ્યને માટે દ્રવ્ય, દ્રવ્યના દર્શનથી [illegible] દ્રવ્યના લાભથી ભોગ, દ્રવ્યના વિયોગથી દુઃખ [illegible] સંસા[illegible] દ્રવ્યજીવન આ

લોકમાં અનેક જીવોને પ્રિય થઈ પડે છે, અને દ્રવ્યલોકમા જ્ઞાનમાત્ર દ્રવ્યના સાધનરૂપે જ ઇષ્ટ છે અને અન્યદા[થા] બાળકની રમન જેવુ ગણાય છે. એ જ રીતે સાક્ષરજીવનમાં પણ દ્રવ્ય માત્ર સાક્ષરજીવનના સાધનરૂપે જ ઇષ્ટ હોય છે અને અન્યદા[થા] બાળકની રમત જેવું ગણાય છે." ખપ પૂરતુ દ્રવ્ય સાક્ષરજીવનને જરૂરી છે. એને લેખક "અન્નપૂર્ણાનો પ્રસાદ" કહે છે. અને ઉપરની મર્યાદા બહાર ધન હોવુ એને તે "લક્ષ્મીનો પ્રસાદ" કહે છે. એ પછી એ અગે પોતાનો સાધારણ મત રજૂ કરતાં લેખક કહે છે, "અન્નપૂર્ણાના પ્રસાદ શીવાય જ્ઞાન કે વૈરાગ્યની સિદ્ધિ થતી નથી. લક્ષ્મીના પ્રસાદની કોઈ ને આવશ્યકતા નથી; ઇચ્છા હોય તે જુદી વાત. સાક્ષરજીવનને અન્નપૂર્ણાના પ્રસાદની આવશ્યકતા છે; લક્ષ્મીનો પ્રસાદ એ જીવન સાથે ભળે તો સરસ્વતીના આરાધનમા તે જાય પણ એ જીવનને તેની આવશ્યકતા નથી." અલબત્ત સાક્ષરજીવનનુ સ્પષ્ટ નામ આપ્યા સિવાય પણ લેખકે 'ધ હિંદુ આઇડિયલ ઓફ પોવર્ટી' અને 'ધ ફાઉન્ટેન ઓફ ધી ઇકોનોમિક્સ ઓફ હિન્દુઇઝમ' એ લેખોમાં હિંદુઓના ગરીબાઈના આદર્શની યોગ્ય રીતે તારીફ કરી છે એનુ સ્મરણ થાય છે લેખક આગળ કહે છે, "ગ્રીસ દેશમા પણ પ્રાચીન કાળમા સાક્ષરજીવન આવી જ જાતનાં હતા. પેરિક્લીસ, અને થેમિસ્ટોક્લીસનાં જીવન જગત જાણે છે તેવાં સૅાક્રેટીસ્ અને ઍરિસ્ટૅાટલના જીવન કોઈ જાણતુ નથી. તેમના તો માત્ર અક્ષરોદ્‌ગાર જ જણાયા છે." એ પછી યુરોપમા સ્ફુરતા સાક્ષરજીવન અગે અને અહીંની પરિસ્થિતિ વિષે કહે છે, "હાલની પાશ્ચાત્ય વિદ્યાએ સાક્ષરજીવનમાં ઘણો વિપર્યય કરી દીધો છે, અને અન્નપૂર્ણાના મંદિરમાં લક્ષ્મીદેવીને પણ જોડેજોડે પધરાવી દીધા છે એ સાક્ષરજીવનમા જ્ઞાનપણ્ય વાણિજ્ય આવશ્યક થઈ ગયું છે, અને સંસારના કોલાહલ એ જીવનની શાંતિમાં વિઘ્ન નાંખે છે. એવુ છતાં ત્યાં પણ ઉચ્ચગ્રાહી સાક્ષરજીવન સ્ફુરે છે,' અને ત્યાના પ્રકાશનાં પ્રતિબિંબ આ દેશમાં થોડાંઘણાં પડવાનાં માટે, તે વિષયનો વિચાર પણ આવશ્યક

છે આપણા પ્રાચીન સાક્ષરજીવન અને તેમની કુળદેવી અન્નપૂર્ણા ઉભય આ દેશમાંથી અસ્ત થયાં છે," પણ તેમના નવા અવતારના પગલાં કેવા અને કેટલા ભળાય છે તે જાણવાનુ છે. 'આપણી પ્રાચીન સરસ્વતી અને વર્તમાન પાશ્ચાત્ય સરસ્વતી એ ઉભય ગંગાયમુનાનો પ્રવાહ કેવી રીતે અને કયા મળશે ઇત્યાદિ પણ વિચારવા જેવુ છે"

સાક્ષરજીવન જીવવા ઇચ્છનારે જાતે સાધનો ઊભા કરવાનાં છે. આ જમાનામા પણ સાક્ષરજીવન જીવી શકાય છે સાક્ષરજીવન સિદ્ધ કરવા માટે નીચેની વ્યવસ્થા લેખક સૂચવે છે :– "તેમના [ગુજરાતી શાળાઓના મહેતાજીઓનાં] સાધન ટુંકા હોય છે પણ તેમને અક્ષરવાસના હોય છે એ વાસના તૃપ્ત કરવા જેટલા સાધન તેમ અવકાશ તેમને દુર્લભ નથી પણ ઇગ્રેજી અથવા સસ્કૃતના જ્ઞાનની ઉપેક્ષા રાખે ત્યાં સુધી તેમની સાક્ષરતા ઉચ્છિષ્ટ જ સમજવી. શાસ્ત્રીપુરાણીઓને તો દ્રવ્યોપાર્જન અને અક્ષરજીવન ઉભયકાર્યને માટે -ઉભયસામાન્ય એક જ પંથ છે. શોચનીય એટલુ જ છે કે એવી સ્થિતિનો સદુપયોગ કરનાર અને વિદ્યાનદનુ આસ્વાદન કરનાર તેઓમાં વિરલ હોય છે અને તેમા પણ અન્નપૂર્ણાથી સંતુષ્ટ રહેનાર તો ક્વચિત જ હોય છે . . . . ત્રીજો વર્ગ શ્રીમતોનો છે. તેમણે ગૃહસ્થાશ્રમના શાસ્ત્રીય આચાર પાળવા આ દેશકાળને અનુકૂળ નથી. . . . એ વર્ગે વૈશ્યધર્મ પાળવાનો છે. વૈશ્યોને અને ક્ષત્રિયોને માટે સંતોષ વિહિત નથી પોતાને અજરામર ગણી બ્રાહ્મણે વિદ્યાનુ ચિંતન કરવું, વૈશ્યે અર્થનુ ચિંતન કરવુ, અને ક્ષત્રિયે રાજ્ય-અર્થનુ ચિંતન કરવુ આ કાળમા યજ્ઞોપવીતધારી નિરક્ષર બ્રાહ્મણ વ્યાપારી હોય તો તે વૈશ્ય છે અને રંક અનુપવીતધર વણિક સાક્ષર હોય તો તે આ કાળનો બ્રાહ્મણ છે અને તે પ્રમાણે પોતપોતાની જાતિ ગણી સાધ્ય ગણવું, અને સાધ્ય ગણી સંતોષ અસંતોષનો ઉપર પ્રમાણે શાસ્ત્રવિચારે વિવેક કરવો યોગ્ય છે – એથી ઉલટા પ્રયોગ કરવાથી અવ્યવસ્થાનુ ભય છે. શ્રીમતોએ લક્ષ્મીને સાધન ગણી તેનુ સત્ય સાધ્ય લક્ષ્યમાં રાખવુ એ જ ધર્મ્ય

છે સાક્ષરોએ અન્નપૂર્ણાથી તૃપ્ત થઈ યથાકાલે અક્ષરસેવન કરવુ એ જ ધર્મ્ય છે, અને એ તૃપ્તિકાળે સાધનાને વ્યવહારની ઉપાસના આયુષ્યના મધ્યકાળમા કરવી એ તેમને જેવી આવશ્યક છે તેવી જ રીતે તૃપ્તિકાળના દર્શન થતા તેને તરત ઓળખી ઝડપી લેવો આવશ્યક છે એ તૃપ્તિકાળ પ્રત્યક્ષ છતા જે સાક્ષર તેને લેવા પ્રયત્ન નથી કરતો તે અતૃપ્તિના મુખમા ખેચાય છે, અને એ રાક્ષસી સૂચવે તેવા વિતણ્ડાવાદના ઉદ્‌ગાર કરી પોતાની અશક્તિનો પક્ષવાદ કરે છે"

- આત્મકલ્યાણ અને લોકકલ્યાણ એ બેમાથી સાક્ષરજીવનનું લક્ષ્ય કયું એ વિશે વિચાર કરતા લેખક આત્મકલ્યાણ અને લોકકલ્યાણ શામા રહ્યા છે એની ચર્ચા કરે છે '"આ મનુષ્યભાગનો વિશેષ – જે વૃત્તિઓનો નિયામક વિચાર વિહિત ધર્મ છે – धर्मो विशेषो हि नरस्य राजन् – તે ધર્મ પૃથ્વીના અનેક દેશકાળમા નવે નવે રૂપે પણ એક આત્માથી" સ્ફુરી રહે છે એ ધર્મથી દેહનુ કલ્યાણ છે, એ ધર્મથી આત્મકલ્યાણ છે, એ ધર્મથી લોકકલ્યાણ છે"' મનુષ્યધર્મ બજાવતા સાક્ષરો અન્ય મનુષ્યોથી આ બાબતમા કયા જુદા પડે છે ? :– "જ્યારે શિષ્ટ મનુષ્યોનો મ્હોટો ભાગ, આ મનુષ્યધર્મ સાથે જ્ઞાત અથવા અજ્ઞાત અભેદ પામી, એ અભેદ-સ્વરૂપથી બંધાયલી અનેક નાડીઓમા પ્રવાહપતિત અને પ્રેરિત થાય છે અને પ્રવાહમા પડી ગતિમાન્ થાય છે, ત્યારે એ મનુષ્યોનો અવશિષ્ટ ભાગ, એ પ્રવાહમા ન પડતા તેના તટ ઉપર ઉભો રહી, એ આખા પ્રવાહને અથવા એ પ્રવાહના કોઈ ભાગને, તટસ્થરૂપે પ્રત્યક્ષ કરે છે. આ પ્રત્યક્ષીકરણ કરનાર તટસ્થ મનુષ્યોનુ જીવન તે–

-ઉપયોગ છે-લય છે-અન્ત છે-અને શમ છે. આ વિધિ, આ જીવન, તેના ભોક્તાના પશુભાગનુ, મનુષ્યભાગનુ અને આત્માનુ કલ્યાણુ સાધે છે. આ જીવન જીવનાર તટસ્થપ્રવાહને અને પ્રવાહમા પડેલા જીવોને ઉપયોગી થઈ શકે છે અને લોકકલ્યાણનું જાતે સ્વશક્ત્યાનુસાર સાધન થઈ શકે છે." સાક્ષરજીવનની સિદ્ધિ અર્થે સંપૂર્ણ નિવૃત્તિ અનિવાર્ય છે કે કેમ અને આ કાળમાં [લેખકના કાળમાં] એ કેટલે અંશે શક્ય છે, એની તપાસ કરતા લેખક કહે છે. "સાક્ષરજીવનની સિદ્ધિ, આયુષ્યને ઇતર પ્રવૃત્તિઓમાથી પૂર્ણ નિવૃત્તિ મળવા વિના, પ્રાપ્ત થાય એમ નથી. દ્રવ્યોપાર્જન માટેની પ્રવૃત્તિમાથી નિવૃત્તિ મળવી આ દેશકાલમા અતિ કઠિન છે . . . પાશ્ચાત્ય તંત્રોએ સરસ્વતી દેવીના મંદિરમા પ્રવેશ કરતા પ્હેલા દ્વારમા જ વચ્ચોવચ દ્વારપાલસ્થાને લક્ષ્મીદેવીની મૂર્તિને પધરાવી દીધી છે તેની પૂજા કર્યા પ્હેલાં સરસ્વતીદેવીની ષોડશોપચાર પૂજા કેવળ દુઃખસાધ્ય છે. આપણો લોકસમુદાય ઘણુંખરું લક્ષ્મીદેવીની જ પ્રદક્ષિણા કરી રહે છે ને તે પ્રદક્ષિણાથી જ તૃપ્ત થાય છે નિરક્ષરવર્ગને તો આટલા પરિક્રમણમાં અહોનિશ આયુષ્ય ગાળવુ અનિવાર્ય હોય પણ સાક્ષરવર્ગને તે વસ્તુ અનિવાર્ય નથી. સરસ્વતીની માત્ર દ્વારપાલિની સ્થાને અન્નપૂર્ણારૂપે જ લક્ષ્મીની પૂજા સાક્ષરોને ઉચિત છે, સંભાવ્ય છે, અને ધર્મ્ય છે."

લેખક સાક્ષરજીવનના ઉત્તમ અધિકારીઓના બે વિભાગ પાડે છે. એક વર્ગ એવા સાક્ષરોનો છે જે રાજકીય, સાંસારિક અને અન્ય વ્યવહારકાર્યોમાં ગૂથાયેલો હોવા છતાં "સરસ્વતીદેવીની પ્રતિષ્ઠા" કરે છે, જ્યારે બીજો વર્ગ એવો છે જે "તે દેવીના ચરણ પાસે નિવૃત્તિ પામી સ્વસ્થ રહી એની વીણા અને એનું ગાન" હૃદયમાં ઉતારે છે. આ વર્ગ અન્નપૂર્ણાના પ્રસાદથી તૃપ્ત રહી અન્ય પ્રવૃત્તિઓથી નિવૃત્ત થાય છે. પહેલા પ્રકારના સાક્ષરને લેખક સરસ્વતીના વાહન મયૂરની ઉપમા આપે છે અને બીજા પ્રકારના સાક્ષરને "વીણાધારિણી દેવીના ગાનનુ સાક્ષિત્વ" કરનાર કહે છે. આ બન્ને વર્ગના સાક્ષરો "અન્યોન્યાશ્રય આપી અને અન્યોન્યાશ્રય પામી, સંગત રહી,

વિધાતાની પ્રિય પુત્રીની શ્રેયસ્કરિણી યોજનાઓનો નિર્વાહ" કરી શકે એમ લેખક કહે છે.

"સાક્ષરજીવનની તટસ્થતા અને સાક્ષિતા" વિષે ગોવર્ધનરામ કહે છે: "બ્રહ્મજ્ઞાન, પ્રવૃત્તિ અને નિવૃત્તિ ઉભયને અનુકૂલ છે; પ્રવૃત્તિમાન જનક અને કૃષ્ણ, અને નિવૃત્ત શુકદેવ અને શંકરાચાર્ય, એ સર્વ મહાત્માઓ જ્ઞાનસ્વરૂપ થયાનાં દ્રષ્ટાંત છે. પણ સાક્ષરજીવનને તો નિવૃત્તિની જ આવશ્યકતા છે. પ્રવૃત્તિના અને નિવૃત્તિના, ઉભયના, પ્રવાહોને તટે ઉભા રહી, એ પ્રવાહોનુ અવલોકન કરવુ એ જ સાક્ષરજીવનનું તત્ત્વ છે. પ્રવૃત્તિના પ્રવાહમાં પડવાને આ જીવનને અવકાશ નથી એટલું જ નથી, પણ નિવૃત્તિના પણ પ્રવાહ છે તેને નિવૃત્તતર થઈ સાક્ષરજીવન સુદષ્ટ કરે છે આ અવલોકન, આ દશ્યપાત્રનુ સુદર્શન, એ જ સાક્ષરજીવનનું સાક્ષિત્વ છે. એ સાક્ષિત્વને સાધનરૂપે એ જીવનની તટસ્થતા છે." "એ તટસ્થતા અને સાક્ષિત્વનાં વર્ણન અને દષ્ટાંત" આપતાં કાર્લાઇલે પોતાના પુસ્તક 'સારટર રેઝાર્ટસ'મા ટ્યૂફેલ્સડ્રૉખ નામના કલ્પિત પંડિતનુ જીવન આપ્યું છે. એમાથી કેટલોક ભાગ અને 'પંચદશી' વગેરેમાંથી કેટલાક ઉતારા લેખકે આપ્યા છે આ ચર્ચાનો ઉપસંહાર કરતા લેખક કહે છે, "જે સાક્ષરજીવન પોતાના ઇષ્ટ પ્રવાહનો તટસ્થ સાક્ષી થવા યત્ન કરે છે તેના જીવનને તે કાર્યથી વિરોધી પ્રવાહમાં ગુંચવાવુ પડે ત્યારે પણ તે જીવન જીવનારો જીવ ઇષ્ટદર્શનમા જ રૂહે છે, પોતાના સર્વ વ્યાપારો મધ્યે પણ એ જ દર્શન તેના હૃદયમા સ્ફુરે છે અને તેને વિશ્રાન્તિ આપે છે, અને સર્વ સુખદુઃખમાં એનો જ આનંદ એના બાહ્ય જીવનને દૂર રાખે છે અને એને એના અન્તર્જીવનમાં રમમાણ રાખે છે જ્યારે એ પ્રવાહ આ જીવનને પ્રતિકૂલ નથી હતો ત્યારે તેનો સાક્ષી દૂધ અને દહીં એમા પગ રાખી ઉભો રૂહે છે. શમદમાદિના ભંગરૂપ માનસિક શત્રુ અને ઉપાધિવ્યાધિરૂપ સ્થૂલ શત્રુ જ્યારે આ જીવનને તેને ઉભા રહેવાના ' ઉપરથી ધકેલી અથવા તટ તોડી નાંખી પ્રવાહમાં નાંખી

દે, છે ત્યારે એ જીવનનું અતર્નેત્ર ઉઘડે છે અને તેમા પેરેલાં સત્વ એનો ઉધ્ધાર કરી શકે છે એ નેત્રમા એટલી દષ્ટિ ઉવડે – એટલો સાક્ષી જાગે – કે તેની સાથે આનદ જાતે ઉદિત થાય છે એ આનદ હોય તો અન્ય વિષયોની નિ સ્પૃહતા એ જ એની તૃપ્તિ, અને પોતાને ન મળતા એવા વિષયના આનંદ અન્યજનોને મળતા જોવા, પોતે દુ:ખના પ્રવાહમાં હોવા છતા અન્ય મનુષ્યો સુખમા જોવા, એ સુખદુ ખના પ્રવાહમા ડુબના ડુબતા પણ પારકા સુખમા આત્માનંદ અનુભવવો એ જ – આ જીવનનું બીજું કાઈ ફળ ન નીવડે તો પણ – સાફલ્ય છે "

સાક્ષરજીવનની સ્પષ્ટાર્થતા કરતા લેખક કહે છે, "પ્રવાહ, તટ, અને પ્રવાહનો ગુણાનુરાગી સાક્ષર સાક્ષી – એ ત્રિપુટીના સયોગથી સાક્ષરજીવન આવિર્ભાવ પામે છે એ સયોગવાળું જીવન એ જ સાક્ષર જીવન – એ જ Contemplative life, એ જ Literary life, એ જ Philosopher's seclusion, એ જ Scientific men-ની Laboratoryમાનુ જીવન, એ જ ઘટપટથી ભરેલી કોટડીમા નૈયાયિકનું જીવન, એ જ યોગીનો યોગ, અને એ જ વેદાતનુ સ્વાનુભૂતિ જીવન"

આવુ સાક્ષરજીવન એ કાઈ સહેલુ તો ન જ હોય. સાક્ષરજીવનને માથે પણ ભય છે, "જ્યા મનુષ્યની વસ્તી ન હોય તેવે સ્થાને તપ કરનારા તપસ્વીને અપ્સરાઓથી જે ભય છે તેવુ જ આ ભય છે તેમા કવિઓને માથે તે સવિશેષ છે જ્ઞાનીજનો પણ તે ભયથી મુક્ત નથી તે Goetheના 'Faust'મા સૂચવ્યુ છે એકાતવાસને માથે એકાત ભય છે, પ્રવાહમા પડનારને તણાવાનું ભય છે, તટસ્થને તટ ઉપરથી પડવાનું ભય છે, અને સાક્ષીને મોહનુ ભય છે" "સાક્ષરજીવનના ભયસ્થાન" ના ચોથા પ્રકરણનો સાર આપતા પુસ્તકના પ્રવેશકમા પ્રો બળવતરાય ઠાકોર કહે છે, "પણ – પણ – દઢવ્રત રહેવુ રમતવાત નથી વળી પ્રાકૃત માણસ સામાન્ય રીતે બુઠ્ઠા, બીકણ, પક્કા, અને થાઘા હોય છે ત્યારે આ રસલોલુપ, નીડર, સાહસિક, આત્મબળશ્રદ્ધાળુ, ભોળા, અને ખાસ કરીને તીવ્ર જિજ્ઞાસુ હોય છે એમની વાસનાઓનુ

બાળ જેટલું પ્રબલ તેટલું નાજુક હોય છે (પૃ., ૮૩-૬). તટસ્થતા સ્વીકાર્યા પછી પાછા તેઓમાંના અનેક પ્રવાહમાં પડે છે, તણાય છે, લગભગ ડૂબે છે. પ્રાકૃત માણસોના કદાપિ ન થાય એવા પણ એમાંના કોઈ કોઈના હાલહવાલ થાય છે. કર્તાના વહાલા કવિ ભર્તૃહરિ વિશે કહે છે કે એણે સંસાર અને સંન્યાસ વચ્ચે સાત ગોથાં ખાધાં. બર્ન્સ, શેલી, બાઈરન, અને ગથ(Goethe)ની કથાઓ જાણીતી છે. રસો, ટોલ્સ્ટોય, અને બીજાઓએ પોતાનાં પ્રલોભનોની કહાણી હાથે લખેલી છે. જગન્નાથ પંડિત અને કવિ દયારામના દાખલા કર્તાએ જ નોંધ્યા છે. કવિ નર્મદના અને પોતાના સમયના કોઈ કોઈ દાખલા એઓ ખાનગી વાતચીતમાં કવચિત્ છેડતા. યોગભ્રષ્ટતા ભ્રષ્ટતા છે, ભયંકર છે, નિંદ્ય છે, કડક બહિષ્કારની સજાને પાત્ર છે; સાક્ષર વીફર્યો તે રાક્ષસ તો શુ પણ બ્રહ્મરાક્ષસ; સામાન્ય માણસોના પાપાચરણ કરતાં એનુ ઘણું જ વધારે અકલ્યાણકર, કેમ કે એવાનુ તો બધુ જ અનુકરણીય ગણાય; એવાનો સૌ વિશ્વાસ કરે એટલે એ તો સંખ્યાબંધ નિર્દોષોને ફસાવે અને લેતો પડે; એ મતમાં કર્તાએ કદાપિ ઢીલું મૂક્યું નથી. પરંતુ સાથે સાથે આવા દાખલાઓમાં એઓ સંપૂર્ણ ચિકિત્સા અને સંપૂર્ણ ન્યાય હંમેશાં માગતા. અને ખાસ કરીને ચાર બાબત ઉપર વિશેષ ભાર મૂકતા.

(૧) ખૂનીને ખૂન કરવાના પ્રેરક કારણો જેમ વધારે બળવાન તેમ – ખૂન તે ખૂન એ મુદ્દાને વળગી રહીએ તોપણ – તેને સજા ઓછી ઘટે. હવે આ માણસોનું આખું બંધારણ એવું અપવાદરૂપ હોય છે, કે તેમને પોતાના રસવિષયમાં સંયમ સામાન્ય માણસોના કરતાં ઓછો સાધ્ય છે, એ નિઃસંશય. એમનું અસાધારણ મનોબલ પણ એમની અતીવ સતેજ વૃત્તિઓનો નિગ્રહ કરવામાં ન ફાવે તેમાં કશી નવાઈ નથી માટે આ વર્ગમાથી જેમનો મનોનિગ્રહ પૂરતો જણાય તેઓ અસાધારણ માનને પાત્ર છે, અને જેમનો ઓછો દેખાય તે કંઈક દયા, ક્ષમા, અને ઉદારતાને પાત્ર છે.

(૨) લોકનીતિનું ધોરણ અવગણવાનો કે નમળુ પાડવાનો એમને પણ અધિકાર નથી, એટલે આ દયા ક્ષમા અને ઉદારતા વૃત્તિ આપણે સામાન્ય જનસમૂહ એમનાં પ્રતિ રાખીએ, તો તેમાં આપણું ભૂષણ છે, પણ તેનો લાભ માગવાનો તેમને પોતાને લેશ પણ હક્ક નથી

(૩) દોષૈકદૃષ્ટિ તે ન્યાય નથી એમના દોષ આપણને ગમે એટલા ખૂચે, તથાપિ એમના જે ગુણ છે, એમનો જે સૌ ઉપર ઉપકાર છે, એમની પ્રવૃત્તિનિવૃત્તિ બનેમાથી જે કલ્યાણ પ્રવાહ વહે છે, તેમ એમની પદવી સમાજના નેતાઓ અને ગુરુઓની છે (પૃ ૮૦, ૮૭-૮), તે સર્વ જમા પાસે મુજરે આપવાનુ છે આપણે એમનો ન્યાય કરનાર એમના ઋણ તળે દબાયેલા છીએ, એમના અનુચર અને બાલક જેવા છીએ, એ ભુલાવુ ન જોઈએ વળી કોઈ કોઈ વાર એમના વ્રતભગમાથીયે અતર્ક્ય કલ્યાણ ફૂટે છે (પૃ ૭૬ અને ૮૯–૯૯), એ વિધિની લીલા પણ લક્ષ બહાર રહી જવી ન જોઈએ

(૪) અને, છેવટ, એમને દડ દઈએ તે એવો ન હોવો જોઈએ કે નાળિયેર ભાગતા કપાળ ફૂટે એમની જાતને સજા કરતા એમના અક્ષરદેહની ,સિદ્ધિને, એમના લોકોત્તર વાણીપ્રવાહને રજ પણ ઈજા કે વિકાર થઈ જાય, એ તો મસો કાઢતા ધોરી નસ કાપ્યા જેવુ થાય "૨

લેખક "સાક્ષરદૃષ્ટિ"ના મુખ્ય બે ભાગ પાડે છે – ૧ લક્ષ્યદૃષ્ટિ ૨ લક્ષણદૃષ્ટિ દેશકાળ પ્રમાણે તે બીજી બે દૃષ્ટિનો પણ સમાવેશ કરે છે તે છે ૩ બાલદૃષ્ટિ અને ૪ શુકદૃષ્ટિ આ ચાર કક્ષાના સાક્ષરોને ગોવર્ધનરામ અનુક્રમે લક્ષ્યદ્રષ્ટા, લક્ષણદ્રષ્ટા, બાલદ્રષ્ટા અને શુકદ્રષ્ટા કહે છે આ ચાર પ્રકારોની સાક્ષરદૃષ્ટિને સમજાવતા લેખક કહે છે, 'આજના સામાન્ય સાક્ષરો લખતાવાચતા જાણે છે તેમ ઘણા કાળથી બ્રાહ્મણોનો એક ભાગ અક્ષરવિષયને કઠસ્થ કરતો આવ્યો

૨ 'પ્રવેશક', પૃ ૩૩-૩૫

એ વર્ગ પુસ્તકના અક્ષરોના ઉચ્ચાર કરે છે, અક્ષરો વાંચે છે, તેનું સ્મરણમાં ધારણ કરી શકે છે. આ વર્ગની દૃષ્ટિને માત્ર દૃષ્ટિ કહીએ તો ચાલે. આનાથી ચડતો એક વર્ગ એવો છે કે જે કેવળ દૃષ્ટિ નથી પણ વાચેલુ સમજી વિચારી શકે છે અને તેની બુદ્ધિમર્યાદા આગળ વધતી નથી. આ વર્ગની દૃષ્ટિને બાલદૃષ્ટિ કહીશુ. જેઓ તે પુસ્તકોને જ નહી પણ કોઈ શાસ્ત્રને સમજી શકે છે અને તેનાં દર્શાવેલા લક્ષણથી દૃષ્ટ પદાર્થમા શાસ્ત્રના નિયમનુ દર્શન કરી છે તેની દૃષ્ટિને આપણા શાસ્ત્રોમા લક્ષણદૃષ્ટિ કહી છે જે સમર્થ રો દૃષ્ટ અને દૃશ્ય પદાર્થો ઉપર દૃષ્ટિ નાખી તેમનાં લક્ષણ શોધે અને એવાં લક્ષ્યના લક્ષણો ઉપરથી સામાન્ય નિયમ – General ws – રચે છે તેઓ શાસ્ત્ર રચે છે અને તેમની દૃષ્ટિને શાસ્ત્રકારો દૃષ્ટિ કહે છે." પછીથી આ ચાર દૃષ્ટિઓવાળા ચાર પ્રકારોના રો સમજ્યવનાં લેખક વધારે સ્પષ્ટતાથી તેમના લક્ષણ સ્ફુટ કરે છે:– ુકદ્રષ્ટાઓ પાસે થઈને અક્ષરપ્રવાહ ચાલ્યો જાય છે, પણ તે હના ગર્ભરૂપે રહેલા અર્થપ્રવાહમાં સ્નાન તો શુ પણ તેના ઉપર ટ સરખી તેઓ નથી કરતા. તેમના સ્મરણમાં માત્ર અક્ષરપ્રવાહનું નેબિંબ પડે છે. બાલદ્રષ્ટાઓ કેવળ પુસ્તકપ્રવાહના એટલે તેના ર્થના અને રસના સાક્ષી હોય છે. જેમ બાલકને દૃશ્યની દૃષ્ટિ નામાં અને તેનાથી થતા અવ્યક્ત સંસ્કારોના લાભમા જ તૃપ્તિ રહે દૂરથી સંભળાતા પણ સુસ્વર સંગીત ગાનનો સ્વર જેમ શ્રોતાના ણપુટમાં પ્રવેશ કરે છે, તેમ પુસ્તકોના અર્થ અને રસનો અપૃથક્કૃત- હ કવચિત્ અસ્પષ્ટ તો કવચિત્ અવ્યક્ત રૂપે બાલદૃષ્ટિમા સચાર છે, અને અદૃશ્ય સીતાના કરસ્પર્શે મોહવશ રામમા જેવો બોધ અને હ ઉત્પન્ન કરેલો ઉત્તરરામમા વર્ણવેલો છે તેવો જ બોધ અને હ બાલદ્રષ્ટા અનુભવે છે અને સૂક્ષ્મતર સંસ્કારોને પામે છે. ણદ્રષ્ટા પાસે એના જ પ્રવાહ ચાલ્યા જાય છે અને તેનો ક્ષી થાય છે; પણ બાલદ્રષ્ટાઓને મળતી સામગ્રીથી તે તૃપ્ત

નથી. એ તો પાસે થઈને જતા આવના પુસ્તકપ્રવાહમાં – તેમાંના અર્થના અને રસના પ્રવાહનાં તત્ત્વોનુ પૃથક્કરણ કરે છે, એ પુસ્તકોમાં લખેલાં લક્ષણો ધરનાર વસ્તુને પુસ્તક બ્હારની લક્ષ્યસૃષ્ટિમા શોધે છે, અને તેમાં એ લક્ષણોનો આવિર્ભાવ જાણી લે છે. આવી રીતે લક્ષણદ્રષ્ટા પ્રથમ પુસ્તકપ્રવાહ ઉપર દૃષ્ટિ કરી પછીથી લક્ષ્ય પદાર્થ ઉપર પણ દૃષ્ટિ નાંખે છે. મહાત્માઓના વાક્યોના બોધની યથાર્થતા તેઓ, શ્રવણ મનન આદિ સર્વ ક્રિયાઓના અથવા દેશકાળ પ્રમાણે તેના જેવી જ બીજી ક્રિયાઓથી, ગ્રહી લે છે અને પ્રક્રિયાથી ઉદ્‌ભૂત થયેલી નવી સૃષ્ટિને આ ચર્મચક્ષુગોચર સૃષ્ટિના જીવરૂપે સ્ફુરતી આ લક્ષણદ્રષ્ટાઓ દેખે છે– તેના સાક્ષી થાય છે. દેખીતા સંસારના પ્રવાહ નીચે આવી રીતે લક્ષણદૃષ્ટિથી નવા પ્રવાહો ગોચર થાય છે. લક્ષણદ્રષ્ટા પ્રથમ લક્ષણ જોઈ લે, પછી તેનુ વિષયભૂત લક્ષણ જુવે, અને અંતે લક્ષણ વડે લક્ષ્યને સંસ્કારો કરે." લક્ષ્યદ્રષ્ટામા આ સર્વથી ભિન્ન એવી જુદી જ શક્તિ હોય છે : "લક્ષણદ્રષ્ટા પ્રથમ લક્ષણ જોઈ અંતે લક્ષણનો અનુરોધ કરી તે વડે લક્ષ્યને સંસ્કાર આપે છે. તેને સાટે લક્ષ્યદ્રષ્ટા પ્રથમથી જ લક્ષ્યને જુવે છે અને 'મુન્જમાંથી ઇષિકા' નીકળે તેમ એ લક્ષ્યના ગર્ભમાં થી લક્ષણ ખેંચી કહાડે છે અને એ લક્ષણ વડે પણ લક્ષ્યના અનુરોધથી – લક્ષ્ય અને લક્ષણ – ઉભયને સંસ્કાર આપે છે." આપણે ત્યાં અત્યારની Induction પદ્ધતિના અથવા પ્રાચીન રીતિના લક્ષ્યદ્રષ્ટાઓનો અભાવ છે એમ લેખક કહે છે. "લક્ષ્યદ્રષ્ટા સાક્ષી" ના લેખક બે વિભાગ પાડે છે : ૧. ઉત્સર્ગદ્રષ્ટા અને ૨. ચમત્કારદ્રષ્ટા. ઉપરના ચાર દ્રષ્ટાઓ ઉપરાંત પાંચમો પર્યેષણદ્રષ્ટા છે. આ દ્વારા લેખકને તત્ત્વજ્ઞાન દ્રષ્ટા અભિપ્રેત હોય એમ લાગે છે. 'કવિતા, કાવ્ય અને કવિ એ વિષયે મિતાક્ષર' એ લેખમા "Poets are the heralds of Philosophy" એ વર્ડ્ઝવર્થની પંક્તિનો અનુવાદ તેઓ "કવિઓ પર્યેષક શાસ્ત્રના અગ્રયાયી દૂતો છે" એમ આપે છે એ ઉપરથી ગોવર્ધનરામને મતે "ફિલોસોફી"=પર્યેષણ શાસ્ત્ર. અને તેથી આગળ પર્યેષકદૃષ્ટિ=

philosophical eye – એમ પણ કહ્યુ છે. " તે આ ચારે જાતની દૃષ્ટિઓથી અથવા તેમાંની ગમે તે એક અથવા અનેક દૃષ્ટિઓથી જુવે છે. જોતાં જોતાં અથવા જોઈને દૃશ્ય વસ્તુની ચારેપાસે – પરિતઃ ફરી વળી એ વસ્તુનું તત્ત્વ પામવા એષણ કરે છે, અને તે પર્યેષણ કરી તે વસ્તુનુ તત્ત્વ જોનાર પર્યેષકદૃષ્ટિ– philosophical eye –થી એ તત્ત્વને પામે છે. નિબન્ધો, શાસ્ત્રની ઉત્સર્ગ પૂર્વેની અવસ્થાના ગ્રંથો, વિચાર, વિવેચન ઇત્યાદિ પર્યેષક લેખન આ દૃષ્ટિના પરિણામ હોય છે. આ દ્રષ્ટા શુ જુવે છે? ક્વચિત્ શુકદૃષ્ટિથી તૃપ્ત થતો તો ક્વચિત્ બાલદૃષ્ટિથી પ્રમોદ પામતો, ક્વચિત્ લક્ષણપ્રવાહના આરંભ શોધતો તો ક્વચિત્ લક્ષ્યસાગરના તે પ્રવાહનો સંગમ જોતો, ક્વચિત્ લક્ષ્યસાગરની તરંગમાળાના ઉત્સર્ગ શોધતો તો ક્વચિત્ તેના ચમત્કારોથી ચમકતો, આ પર્યેષક સાક્ષી, ભિન્ન ભિન્ન દેશકાળમાં ભિન્ન ભિન્ન રૂપોથી સ્ફુરે છે, અને બીજી જાતના સર્વ દ્રષ્ટાઓએ માંડેલા સમુદ્રમંથનનુ ક્વચિત્ મંદરાચલ જેવું મધ્યચક્ર બને છે તો ક્વચિત્ એ સર્વ સુરાસુરગણના જ બલોન્માદનુ પોતાના મુખથી અને પુચ્છથી ઉભયથી મંથન કરનાર વાસુકીના જેવુ વિષગુચ્છ બને છે, અને ક્વચિત્ સર્વ મંથનસામગ્રીના ભાર વ્હેનાર અને સર્વને અધોગતિમાંથી અટકાવનાર વજ્રપૃષ્ઠ કૂર્મ થાય છે."

શુકદ્રષ્ટાઓ, બાલદ્રષ્ટાઓ અને લક્ષણદ્રષ્ટાઓનાં મુખ્ય મુખ્ય લક્ષણો દર્શાવ્યા બાદ લેખક આ મુદ્દાઓને વ્યાપક ઉદાહરણો અને સંદર્ભો આપીને વિસ્તારથી ચર્ચતાં કેટલીક વાર કીમતી સૂચનો પણ કરે છે. દાખલા તરીકે મુદ્રણયંત્રના આવવા સાથે શુકદૃષ્ટિને માથે ભય ઊભો થયો છે એમ કહ્યા બાદ શુકદૃષ્ટિવાળા સાક્ષરો પણ "પૂજનીય" છે અને વિદ્યાને તેઓ જિહ્વાગ્રે રાખે છે એ પણ જેવીતેવી શક્તિ નથી, લોકકલ્યાણમાં એનો પણ વિનિયોગ થઈ શકે છે, આજની કેળવણીએ આ શક્તિનો પણ યથોચિત ઉપયોગ કરવો જોઈએ એમ લેખક સૂચવે છે. બાલદ્રષ્ટાઓ દેશને કલ્યાણકારક છે

કારણ કે તેમના જેવા અગ્રગ વાચકોમાંથી જ ઊંચી કોટિના લક્ષણદ્રષ્ટા અને લક્ષ્યદ્રષ્ટા સર્જાય છે. "કોઈ પણ દેશમાં લક્ષણના અને લક્ષ્યના દ્રષ્ટાઓ બાલદ્રષ્ટાના વર્ગમાં તેમના અગ્રેસર પુરુષોમાંથી ઉત્પન્ન થાય છે, અને તેવા અગ્રેસરો ન હોય તો આ બે દ્રષ્ટાઓની જાતિ મનુષ્યોના અદ્રષ્ટાઓમાંથી સહસા ઉત્પન્ન થઈ શકતી નથી. બાલદ્રષ્ટાઓ સામાન્ય રીતે વાચક વર્ગમાં હોય છે. પણ વાચનારાઓના અગ્રેસરો જ પ્રથમ લક્ષણનાં અને લક્ષ્યના દર્શન કરી શકે છે, અને તે પછી તેઓ પોતાનો વિષય લખી વર્વાવી [ ? ][3] શકે છે. આવા દ્રષ્ટાઓ અને લેખકોના ગ્રાહકો પણ બાલદ્રષ્ટાઓ જ હોય છે, અને એના ગ્રાહકો જ્યાં મ્લાન થાય છે ત્યાંથી આવા દ્રષ્ટા લેખકો પણ, ગ્રાહક વિનાના વ્યાપારી પેઠે, ધીમે ધીમે અસ્ત થાય છે." આ દેશના વિદ્યમાન બાલદ્રષ્ટાઓમાથી કેવળ સંસ્કૃત વિદ્યાના ઉપાસકોનુ "લક્ષ્ય–લક્ષણ–દૃષ્ટિ ઉઘડવાની અને વિકસવાની આવશ્યકતા" તરફ લેખક ધ્યાન દોરે છે, 'કેવળ ઇંગ્રેજી વિદ્યાના અને મિશ્ર વિદ્યાઓના ઉપાસકોની દૃષ્ટિ' વિષે લેખક કહે છે કે,..."એ દૃષ્ટિના વિષયમાં આવેલા અધમ વિષય એમને છેતરી લોભાવી એમની વાસનાઓમાં પ્રતિબિંબિત થાય નહી અને એમને અધોગતિ આપે નહી એ સાચવવાનુ છે." 'ઉભયના મિશ્રણના ઉપાસકો' – 'શાળાઓમાંથી અને યુનિવર્સિટીની પરીક્ષાઓમાં ઉતરી કેવળ ઉદરાર્થે, ઉદ્યોગમાં પડેલા ઘણા સાક્ષરો' – વિષે લખતાં લેખક યોગ્ય રીતે જ તેમની એદાકુ, સ્વાધ્યાય નહિ કરવાની વૃત્તિને વખોડે છે. "પોતે બી. એ. આદિ પરીક્ષાઓમાં પાસ થયા તે દિવસથી જ પુસ્તકો સાથે પ્રીતિ બધાઈ એવું ગણવાને સ્થાને તે દિવસથી જ એ બલાત્કારની પ્રીતિને અને પુસ્તકોને નવ ગજના નમસ્કાર કરી, એક મ્હોટા કેદખાનામાંથી છુટયા હોય ને નીરાંતે શ્વાસ ખાવાનો સુખકારક અવકાશ મળ્યો હોય એવું અનુમાન કરવાનું કારણ આ વર્ગના કેટલા સાક્ષરોના કાળક્ષેપના

૩. બીજી આવૃત્તિમાં 'વર્ણવી' પાઠ મળે છે.

વિધિમાથી મળે છે? આવા પુરુષોમાથી વિદ્યાના વ્યસનીઓ ચાળી ફુંઢાડતાં કોઈને વાર લાગે એમ નથી એવી એ વ્યસનીઓની સંખ્યા થોડી છે" પ્રવૃત્તિમાથી વખત મળતો નથી એવું કહેનારાઓ સમક્ષ લેખક તેલંગ, રાનડે અને ચંદાવરકરના દૃષ્ટાંત રજૂ કરે છે અને ઉમેરે છે કે "Where there is will, there is way." આગળ લેખક કાંઈક અકળાઈને કહે છે કે, "આમને વાંચવાની વાસના તો શુ પણ ઇચ્છા પણ નથી. વાચવાથી પોતાનુ કલ્યાણ થવાનુ માનતા હોય તો વાચ્યા વિના રૂહે નહી. વાચવાથી દેશનું કલ્યાણ જોવાની શક્તિ આવે છે એટલું જો તેઓ કહી શકતા હોય તો આ કલ્યાણ થાવ કે ન થાવ, દેશમા હોળી લાગો કે દીવાળી થાવ, તેની તેમને પરવા જ નથી. એ સર્વ માનવા છતાં, તેમની ઉદ્યોગવૃત્તિ આ દિશામા જાગી શકતી જ ન હોય – તો તેમની ઇચ્છા પ્રવૃત્તિની શક્તિ – will-power નપુસક છે એમ જ કહેવું જોઈયે, અને દેશને માથે દુષ્કાલાદિક વિપત્તિઓમા જેવુ દેશનું હીન પ્રારબ્ધ રહેલું ગણીયે છીએ તેવુ જ છતે દીવે અધકારમા આરામ કે આનંદ માનતા કે પામતા આ સર્વ અદ્રષ્ટા સાક્ષરોની આ અપ્રવૃત્તિમાં પણ દેશનુ એવુ જ હીન પ્રારબ્ધ રહેલુ ગણવુ જોઈએ." છેલ્લા 'એમાંથી એક પણ ભાષા ન જાણનાર પણ કેવળ ગુજરાતી ભાષાના ઉપાસકો' માટે અંગ્રેજી–સંસ્કૃતનાં સારાં શ્રદ્ધેય ભાષાંતરો આપવાનુ લેખક સૂચવે છે ભાષાંતરો બરોબર થતા નથી તેમાંય અંગ્રેજીનાં તો જવલ્લે જ ભાષાતરો જોવા મળે છે એમ કહ્યા બાદ લેખક ઉમેરે છે કે, "આ માર્ગે યત્ન કરવાને નિમિત્તે આપણા કેટલાક ગુજરાતી બાલદ્રષ્ટા લેખકો, સંસ્કૃત અને ઇંગ્રેજી ઉભય ભાષાઓમા ગદ્ય અને પદ્યના ઉત્તમ ગ્રન્થોના માર્ગને પડતા મુકી, સરલ ભાષાને નામે, કાવ્યચમત્કારને નામે, શ્રોતાવર્ગની સંમતિ અને અનુમતિને નામે, રૂપવાળા અને જનમનરંજક લેખો લખ્યાં જાય છે અને પોતાના વાંચનારની સંખ્યાથી અને સ્તુતિથી ભુલાવો ખાઇ, પોતાના

લેખમાં ભાવી સાહિત્યને ઉત્પન્ન કરે એવું વીર્ય કે બીજ છે કે નહી તેનો વિચાર કરી શકતા નથી" આ રીતે ઝટઝટ લખવા મંડી જવાની વૃત્તિને લેખક બાલદ્રષ્ટાઓનુ એક મોટું ભયસ્થાન લેખે છે. સાક્ષરજીવનને લેખકે અખંડ રીતે નીરખ્યું છે અને એના વિભાગો કર્યા છે તે તો સાક્ષરજીવનની સમગ્ર પ્રક્રિયા દર્શાવવાના હેતુથી કર્યા છે. બીજી રીતે કહીએ તો શુકદ્રષ્ટા અને બાલદ્રષ્ટા એ બે પ્રકારના સાક્ષરો સાધકદશાના સાક્ષરો છે અને બાકીના પરિપક્વ દશાના સાક્ષરો છે. ગોવર્ધનરામ કહે છે, "બાળક સ્ત્રીમુખાદિના બાહ્યલાવણ્યથી આનંદ પામે તેટલાથી તે ગૃહસ્થ થવાને યોગ્ય થતો નથી,' કારણ કે સ્ત્રીની અને અન્ય બાલકોની સુંદરતાના મોહ તેને મન સરખા જ છે. તે જ પ્રમાણે લક્ષણાદિના વિવેકશૂન્ય બુદ્ધિવાળો બાલદ્રષ્ટા પોતાના દશ્ય પ્રવાહના તટનો તટસ્થ મટી એ પ્રવાહ જેવા અન્ય પ્રવાહોને ઉત્પન્ન કરવા ઇચ્છે તો પોતાનામાં લક્ષણાદિના દ્રષ્ટાઓના જેવા સત્ત્વને અભાવે તે માત્ર બાલિશ લેખનો જ લેખક થાય છે" — તે યોગ્ય છે.

આ નિબંધ અધૂરો રહ્યો છે એ નિબંધનાં છેવટનાં વાક્યો ટાંકીને બતાવ્યા બાદ આ પુસ્તકના પ્રવેશક લેખક પ્રો. બળવંતરાય ઠાકોર આ નિબંધ કયાં કારણોએ અપૂર્ણ રહ્યો એ બીજો પ્રશ્ન ઉઠાવે છે. આ નિબંધ અધૂરો રહેવાનું કારણ શું હશે એની કલ્પના કરતાં લખે છે, " છતાંયે એ નિબંધ પૂરો નથી થયો. કારણ ? શક્તિનો અભાવ: નિબંધના હવે પછીના ભાગ માટે એમણે જે વિષય નક્કી કરી રાખેલો હતો તે વિષયને એમનુ હજી જ્ઞાન – પાકું અનુભવસિદ્ધ જ્ઞાન થયેલું ન હતું. એ જ્ઞાન મેળવવાને માટે એમનો હરએક પ્રયાસ ચાલુ હતો; પણ તે દુનિયા – અશ્રદ્ધાળુ દુનિયા આગળ નિર્ણયાત્મક રૂપમાં મૂકી શકે ત્યારે જ એમને એ લખવો હતો, અને એ સ્થિતિ આવે – એમનો આત્મા એ ભૂમિકા સુધી ચડે – તે પહેલાં તો દેહ પડી ગયો." પોતાના આ અભિપ્રાયના સમર્થનમાં પ્રો. બળવંતરાય ઠાકોર ૧૯૦૬માં

ગોવર્ધનરામની તેમણે લીધેલી મુલાકાતનો હેવાલ આપતા પોતાના લેખ 'મ્હારો છેલ્લો મેળાપ'માંથી થોડાક વાક્યોભાગો ઉતારે છે:— "એમના પોતાના રાજયોગના પરિચય વિશે, આ પ્રમાણે જણાવ્યું:—

'પ્રાણાયામ — વિવેકાનંદનાં ભાષણો અને યોગના મૂલ સંસ્કૃત-ગ્રંથો તેમાં મુખ્યત્વે કરીને પાતંજલ અને યોગવાસિષ્ઠ ઉપરથી જ. ગુરુ કોઈ નહીં — એ વિચિત્ર. હઠયોગ જરા પણ નહિ:

ધારણા સુધી પહોંચ્યા છે. અનાહત નાદ સંભળાવા માંડ્યો હતો. પણ પછી . . . એકાદ વર્ષનો કે વધારે ગાળો પડ્યો છે'"[૪]

પ્રો. ઠાકોરના આ અભિપ્રાયને અત્યારે આપણે ગોવર્ધનરામનાં સ્ક્રેપબુકમાંનાં ટાંચણોના પ્રકાશમાં તપાસવાનું શક્ય છે. તા. ૭-૧૦-૧૯૦૫ની નોંધમાં ગોવર્ધનરામ કહે છે,"— તેમ છતાં વરસની મોટામાં મોટી પ્રાપ્તિ તે યોગ આચરવામાં મેં કરેલી પ્રગતિ છે. તે પ્રગતિનો રોજબરોજનો અહેવાલ છેલ્લા સમયમાં મેં ડાયરીમાં આપ્યો છે. શારીરિક કસરતની અવેજીમાં પ્રાણાયામ ઠીક રીતે ચાલે કે કેમ એ જોવાની ફરજ પડતાં ગયા ડિસેમ્બરમાં મેં બહુ ગાઢી રીતે યોગ આચરવાનું શરૂ કર્યું. . . . આ 'અભ્યાસ'ની અસર નીચે મારા સ્વાસ્થ્યને અને માનસને સ્થિરપણે ગુરુદૃષ્ટિએ લાભ થયો છે, અને લાગલાગટ પંદર દિવસ હું બહાર ફરવા જઈ શકું છું અથવા ફરવાનું માંડી વાળી શકું છું — બન્ને સ્થિતિઓમાં, પરિણામદૃષ્ટિએ, કાંઈ ફરક નથી. 'વૈદક' અંગેની મારી તપાસણીઓ પૂરી થાય પછી યોગ અંગેની તપાસણીઓ હાથ પર લેવાનો મારો ખ્યાલ છે અને મને આશા છે કે અત્યારનું મારું યોગાચરણ યોગનાં રહસ્યો ખોલવામાં અને સમજવામાં સહાયભૂત થશે."[૫]

સ્પષ્ટ જ છે કે આ જાતની ક્રિયાઓ પાછળ તંદુરસ્તી ઉપરાત

---

૪. 'સાક્ષરજીવન'નો પ્રવેશક, પૃ. ૫૮.
૫. 'સ્ક્રેપબુક', વૉ. ૭, પૃ. ૫૨-૫૩.

જિજ્ઞાસાવૃત્તિ પણ છે જ, અને ગોવર્ધનરામના વ્યાપક રસો જોતાં એ હોવી અસંભવિત નથી આવી જ કોઈક વૃત્તિથી તે હિપ્નોટિઝમને અજમાવવા પ્રેરાયેલા એ પણ ઉપરની તારીખના અન્ય ટાંચણ પરથી જાણવા મળે છે [૬]

'સાક્ષરજીવન' અધૂરું રહ્યાના કારણમાં પ્રો ઠાકોર વળી આગળ લખે છે, " કર્તાનો અભિલાષ સમાધિદષ્ટિનો વિષય અશ્રદ્ધાળુ જગત તેનું ગૌણ કઈક સ્વીકારે એવા પ્રત્યક્ષાનુભવજન્ય રૂપમાં લખવાનો હતો, સમાધિદષ્ટિ જાતે પ્રસિદ્ધ કરવાને માટે પોતે બન્યો તેટલો પ્રયાસ કર્યો હતો, અને તેવો કે તેથી વધારે પ્રયાસ પહેલી તકે કરી પાછો આદરવા પોતે સજ્જ હતા જ એઓ ઈ સ ૧૮૯૮ની આખરે નિવૃત્ત થયા તેના પ્રેરક હેતુઓમાં પણ આ સિદ્ધિ બને તો મેળવવી એવી અભિલાષાને બહુ ઊંચું સ્થાન ઘટે છે એમ ધારું છું.' [૭]

જોઈ શકાશે કે ગોવર્ધનરામ પોતાના આશયોનું સૂચન કરે છે એના કરતા બળવંતરાય ઘણા આગળ નીકળી ગયા છે નિબંધ અપૂર્ણ કેમ રહ્યો એ પ્રશ્ન થયા કરે તે સમજી શકાય એમ છે, અંગ્રેજી-ગુજરાતી સામયિકોમાં તેમણે લખેલા ઠીક ઠીક લેખો, ૧૯૦૩ થી 'લીલાવતી જીવનકલા' લખવાનું શરૂ કરેલું તેનું ૧૯૦૫ મા કરેલું પ્રકાશન, અનેકવિધ સામાજિક પ્રવૃત્તિઓ, એ સમયમાં આપેલા ભાષણો વગેરે[૮] જોતા નિવૃત્તિ પછી 'સાક્ષરજીવન' જેવા 'સરસ્વતીચંદ્ર'ની પૂર્ણાહુતિ પહેલા આરંભી દીધેલા આ એક મહત્ પ્રયત્નને પૂર્ણાહુતિએ પહોંચાડવા વખત કેમ નહિ મળ્યો હોય એ પ્રશ્ન ઉદ્ભવે જ એનું શું કારણ હશે એ વિચારતા કદાચ ઉપર નિર્દેશેલી પ્રકીર્ણ પ્રવૃત્તિ જ એમની લથડતી તબિયતના એ સમયમાં બાધારૂપ નીવડી હોય ગમે તેમ પણ વધુ આધ્યાત્મિક અનુભવની રાહ જોઈને

૬ એજન, પૃ ૫૪
૭ 'પ્રવેશક', પૃ ૬૦
૮ જુઓ 'ગો નુ સા જી અને સ જી' (બીજી આવૃત્તિ), પૃ ૩૨-૩૭

ટાપી રહેલાને કારણે 'સાક્ષરજીવન'નુ લખાણ આગળ વધ્યુ ન હોય એવો તર્ક કાઇક દૂરાકૃષ્ટ લાગે છે આ વાતને ટેકો મળે છે તેમની સ્ક્રૅપબુકમા[૯] ૧૯૦૬ ના આરભે વરસમા કરવાના કામોની લેખકે યાદી આપી છે તે પરથી તેમા ૧ "'સાક્ષરજીવન'ની પૂર્ણાહુતિ" ૩ "યોગશાસ્ત્ર અને યોગપ્રક્રિયાઓની તપાસણી" એ ક્રમ બતાવી આપે છે કે લેખકના મન ઉપર 'સાક્ષરજીવન' પૂરુ ન થયાનો ભાર વચગાળામા રહ્યા કર્યો હોવો જોઈએ અને હવે તે જેમ બને તેમ જલદી 'સાક્ષરજીવન'ને કાર્યક્રમમા પહેલી પસદગી આપીને પૂરું કરવા ચાહે છે. ઉઘાડુ છે કે 'સમાધિદૃષ્ટિ' અને 'પ્રત્યક્ષાનુભવ' સિદ્ધ કર્યા પછી જ ગ્રથની પૂર્ણાહુતિ કરવી એવો આશય તો દૂર રહ્યો પણ જે સમયમા યોગશાસ્ત્ર અને પ્રક્રિયાની તપાસણી કરવા માગે છે તે જ ગાળામા 'સાક્ષરજીવન'ની પૂર્ણાહુતિ તરફ પોતાના પ્રયત્નોને વાળવાનો તે નિર્ણય કરે છે

'સાક્ષરજીવન'ની ભાષા વિષે લખતા પ્રો બળવતરાય ઠાકોરે યોગ્ય રીતે જ આ પુસ્તક પરના 'પ્રવેશક'ની શરૂઆતમા કહ્યુ હતુ કે મગનલાલ હરગોવિંદદાસ કાટાવાળા આદિ "સરલ ગુજરાતીની હિમાયત કરે છે ત્યારે ઘણુખરું 'કાનફાડુ' 'જડબાતોડ' શબ્દો સામે અને સસ્કૃતમય શૈલી સામે ફરિયાદ કરે છે" કોઈ ગ્રથની ભાષા અઘરી છે એમ ગણવા પાછળ તે ગ્રથ અંગેની વાચકની પાત્રતા પણ કેટલે અશે કારણભૂત છે એ પણ વિચારવા જેવુ છે,—"મતલબ કે આવા વિષયોમા સુગમતા અને રસનો ઘણો આધાર વાચનારની પોતાની પાત્રતા ઉપર છે આવા વિષયોના લેખકોમા કોઈ મુકાબલે સરલ અને કોઈ અઘરો ગણાવાને કારણ આપે છે એ ખરુ, પરતુ જે વાચનારે પ્રયાસ કરીને એ વિષયમા ચચુપાત કરવાની જ શક્તિ મેળવી નથી હોતી, તેને તો એ ઉપરના સરલ અઘરા સર્વ ગ્રથો 'તૂમડીમા કાકરા' જેવા છે અને

૯ 'સ્ક્રૅપ બુક', વૉ. ૭, પૃ ૫૯

આ ઉપરથી એ વાત તરી આવે છે, જે વિજ્ઞાનના વિષયોને માટે ખરી છે તે સાથે સર્વ પ્રકારનાં લખાણો માટે વત્તીઓછી ખરી છે, કે સરલતા રસિકતા આદિનો આધાર કોઈ પણ લેખકના પોતાના ગુણદોષ ઉપર છે તે કરતાં વાચનારની પોતાની પાત્રતા ઉપર વધારે છે."૧૦

'સાહિત્ય' માસિકના અવલોકનકારે આ પુસ્તકનું અવલોકન કરતાં કહ્યું કે, "વિદ્વાન પ્રોફેસરની ટીકાથી ડરી ન જતાં અમે હજી ફરી કહીએ છીએ કે જરૂર વગર કોઈએ કાનફાડુ ને જડબાતોડ શબ્દો વાપરવા નહિ . . . આ ગ્રંથની પ્રસ્તાવનામાં ભાઈ રમણીયરામે 'વિદ્દ્ભોગ્ય' શબ્દ વાપર્યો છે, તેની શી જરૂર હતી? અગર જ્યારે આ ગ્રંથના કર્તા આ ગ્રંથના પૂઠા ઉપર મૂકેલી પોતાની સહીમાં બતાવ્યા પ્રમાણે 'ગોવર્ધનરામ' લખતા હતા, ત્યારે મુખપૃષ્ઠ ઉપર 'ગોવર્દ્ધનરામ' એમ અતિશુદ્ધ શા માટે છાપ્યું હશે?" અને એ પછી અવલોકનકાર અભિપ્રાય આપે છે કે "આ સાક્ષરજીવનની 'સંસ્કૃત' શૈલી પ્રોફેસરના 'પ્રવેશક'ની ભાષા કરતાં વધારે સરળ, તથાપિ વધારે પ્રૌઢ છે."૧૧

'સાહિત્ય' માસિકના સરળતાના પક્ષપાતી અવલોકનકારને 'સાક્ષરજીવન'ની ભાષા જો સ્વીકાર્ય થઈ શકી હોય તો સુરેખ અને વિષયાનુરૂપ ગૌરવયુક્ત શૈલીમાં લખાયેલા પ્રવેશકની ભાષા પણ સ્વીકાર્ય નીવડવામાં શી બાધા નડી હશે તે સમજવું દુર્ઘટ છે.

## ૨. ચરિત્રવિષયક કૃતિઓ

ગોવર્ધનરામનાં ચરિત્રવિષયક લખાણોમાં પ્રસ્તાવનારૂપ લેખ 'સ્વ. સાક્ષર નવલરામ લંક્ષ્મીરામનું જીવનવૃત્તાંત' અને પુસ્તકાકારે પ્રસિદ્ધ થયેલ 'લીલાવતી જીવનકલા' અને 'કવિ દયારામનો અક્ષરદેહ' આગળ પડતાં છે. આ ઉપરાંત પોતાની સંક્ષિપ્ત વંશકથા

૧૦. 'પ્રવેશક', પૃ. ૨૭.

૧૧. 'સાહિત્ય', પુ. ૭, અંક ૧૧, પૃ. ૭૮૩.

'માધવરામસ્મારિકા'નો અને પોતાનાં મનોમંથનોની પાછળથી પ્રગટ થયેલ અંગ્રેજી નિત્યનોંધ 'સ્ક્રૅપ બુક્સ'નો પણ આ સાથે જ વિચાર કરવો ઠીક પડશે જનશ્રુતિ બની ચૂકેલ ભરૂચની એક સન્નારીની જીવનકથા અંગ્રેજીમાં 'સતી ચૂની' રૂપે ગોવર્ધનરામે લખેલી છે પણ એનું સ્વરૂપ વૈજ્ઞાનિક હકીકતનું હોય એમ લાગતું નથી એટલે એનો પરિચય અહીં નહિ કરતાં હવે પછીના વિભાગમાં આપવામાં આવ્યો છે.

'માધવરામસ્મારિકા'માંનાં નખચિત્રો અને નવલરામના અંતકાળના ચિત્રમાં નવલકથાકાર ગોવર્ધનરામની વર્ણનશક્તિની છટા પુરબહારમાં જોઈ શકાય છે, તેમ છતાં એકંદરે એમનાં ચરિત્રવિષયક લખાણોમાં કથાપ્રવાહ ઉપર ધ્યાન કેન્દ્રિત કરવાના વલણ કરતાં ચરિત્ર વિષયક વ્યક્તિના આંતર સ્વરૂપને નિરૂપવાનુ વલણ જોવા મળે છે; ખાસ કરીને 'લીલાવતી જીવનકલા' અને 'કવિ દયારામનો અક્ષરદેહ'માં. ('સતી ચૂની'ની કથામાં પણ એ જ વલણ પ્રધાનતા ભોગવે છે.) 'કવિ દયારામનો અક્ષરદેહ'માં ગોવર્ધનરામ દયારામનું ક્ષરજીવન આપવા પ્રવૃત્ત થયા નથી પણ દયારામના 'અક્ષરદેહ' ઉપર જ વિશેષે તેમણે નજર ઠેરવી છે. 'લીલાવતી જીવનકલા'માં પણ લીલાવતીની ક્રમબદ્ધ જીવનકથાને બદલે લીલાવતીના ઉચ્ચ સદ્ગુણો અને તેની સૂક્ષ્મ આત્મશ્રી વર્ણવવાનો જ ગોવર્ધનરામનો ઉપક્રમ છે. આમ, ગોવર્ધનરામ પોતાના ચરિત્રનાયક કે ચરિત્રનાયિકાના સૂક્ષ્મ દેહને જ વિશેષે નજરમાં રાખતા હોઈ સૂક્ષ્મદેહનું આલેખન કરતા જણાય છે. 'સ્ક્રૅપ બુક્સ' એ પોતાના જીવનની સ્થૂળ હકીકતો કરતા ગહનતમ અનુભૂતિઓ અને મંથનોને જ વિષય કરે તો એમાં કશું અસ્વાભાવિક નથી કર્તાએ એ કદી પ્રસિદ્ધિ પામે એમ પણ ઇચ્છ્યું ન હતું; એ પોતાના સૂક્ષ્મજીવન અંગેની પોતાની સાથેની વાતચીત છે. નવલરામ અંગેનો લેખ પ્રસ્તાવના રૂપે નિર્માયો ન હોત તો રીતસરના જીવનચરિત્ર જેવો કદાચ થાત.

## ૧. સ્વ. સાક્ષર નવલરામ લક્ષ્મીરામનું જીવનવૃત્તાંત

ઈ સ ૧૮૮૪મા ગોવર્ધનરામનો નવલરામ સાથે ફક્ત અડધો કલાક જ મેળાપ થયો હોવા છતા નવલરામના લેખોને વ્યવસ્થિત ગ્રંથ સ્વરૂપે પ્રજાને સુલભ કરી આપવામા સહાય કરવી એ એક બન્ધુકૃત્ય છે, અને એ જો ન કરવામા આવે તો "ગુજરાતી સાક્ષરવર્ગને શિર મ્હોટા કૃતઘ્નતાદોષ ' આરોપાય એમ લાગવાથી ગોવર્ધનરામે "અરણ્યમાના શિવાલયમા અપૂજિત રહેવા પણ પૂજનીય બાણની કાંઈ પૂજા કરે તેવી જ જાતની પૂર્ણ શ્રદ્ધાથી" આ કામ માથે લીધુ હતું 'નવલગ્રથાવલિ' ની પ્રસ્તાવના રૂપે આ લેખ મૂકવામા આવ્યો હતો[૧૧] સને ૧૮૩૬ના માર્ચ માસની નવમી તારીખે લક્ષ્મીરામ પડ્યા અને નદકોરના એકના એક સતાન તરીકે નવલરામનો જન્મ થયો ત્યાથી આરભી ૧૮૮૮ના ઑગસ્ટની સાતમી તારીખે તેમનુ અવસાન થયું ત્યા સુધીના બાવન વર્ષના આયુષ્યકાળમા નવલરામનો વિકાસ કેમ થતો ગયો તે તેમના સ્થૂળ જીવનની લેખકને સુલભ થયેલી માહિતીને આધારે ગોવર્ધનરામે બતાવ્યું છે

નવલરામની મહેચ્છાઓ જુવાનીના કાળમા કેમ ઊછળતી ઓસરતી હતી, સગાંઓના મૃત્યુ અને આકસ્મિક ઘટનાઓ જોઈ તેમને કેવુ તીવ્ર આત્મમથન થયુ, પ્રીતિની ક્ષણભગુરતા તેમના ચિત્તમા કેવી દૃઢ જડાઈ ગઈ, નવલરામનો 'આત્મમથનકાળ' ધીમે ધીમે સ્વસ્થતાકાળમા સક્રાત શી રીતે થયો, ગૃહસસારની ચિંતાએ અને કામરાજના રાજ, ગીતની પારસી-ગુજરાતી શૈલીની તકરારમાથી જે મનદુખ થયુ એ પ્રસગે નવલરામે કેવુ વલણ લીધુ, "I was a perfect stoic at twenty" એમ કહેનાર નવલરામ "પ્રારબ્ધવાદ" વિષે કેવા વિચારો કરે છે, જીવનની તડકીછાયડીમા પણ એમનુ ચિત્ત કેવી રીતે અવારનવાર વેદાત પ્રત્યે ખેચાય છે, વગેરે બાબતો લેખકે આ જીવનવૃત્તાતમા સ્પર્શી

---

૧૧ ૧૯૫૭મા આ પ્રસ્તાવના લેખ સ્વતત્ર પુસ્તક રૂપે પ્રગટ થયો છે અહીં 'નવલગ્રથાવલિ ની શાળોપયોગી આવૃત્તિ(ઈ સ ૧૯૨૧)ની સાથે જોડેલી પ્રસ્તાવનાનો ઉપયોગ કર્યો છે

છે. પોતાની જીવનપદ્ધતિ અને વર્તનની રીતરસમ વિષે વિચારો કરતા નવલરામનું ચિત્ર, તો ક્વચિત્ પોતાની ટેવો અને સ્વભાવનું વિશ્લેષણ કરતા નવલરામનું ચિત્ર, — તેમની અનેક પ્રસંગોએ મનુષ્યસહજ નિર્બળતાના ચિત્ર સાથે — આપવા તરફ આ લેખના લેખકનું વલણ લાગે છે. ખાસ તો નવલરામના અન્તકાળનું સુરેખ ચિત્રણ ગોવર્ધનરામે આપ્યું છે તે તો હરકોઈ વાચકના હૃદયને સ્પર્શી જાય એવું છે. " હવે હું પરવારી ચુકયો, ચાલો હવે ઇશ્વરસ્મરણ કરિયે; – નરભેરામ Now be on your guard–સચ્ચિદાનંદ! દીનબંધુ! દીનાનાથ " એમ અન્તકાળે બોલતા નવલરામની છબી વાચકનાં મનશ્ચક્ષુ સમીપ જાણે કે તરવરી રહે એ રીતે એ આખા પ્રસંગનું આલેખન કરકસર અને ઔચિત્ય-બુદ્ધિથી થયું છે. નવલરામના જીવનકાર્યનો ઉપસંહાર કરતાં લેખક કહે છે, " જુના હોલકરો વિષે કહેવાતું કે તેમનું રાજ્ય તેમના ઘોડાના પલાણ ઉપર હતું તેમ જ નવલરામનું જીવન તેમના મગજમાં અને હૃદયમાં હતું. વાંચવું, વિચારવું અને લખવું : એ ત્રણ ક્રિયાઓ, સમુદ્રમાં નિરંતર પાણી ઉછળે છે એમ, તેમના જીવનમાં ઉછળતી હતી. વેદાંતના સંપ્રદાય પ્રમાણે વેદાંત તેઓ ભણ્યા ન હતા, પણ તેમના ગજા પ્રમાણે – બુદ્ધિ પ્રમાણે – જે વેદાંત સમજતા હતા (તેને આપણે વેદાંત કહિયે કે ન કહિયે તો પણ) તે એમને શુદ્ધ રાખવાને સમર્થ હતું, એમનુ મરણ એના જેવું મરણ પામવાનો બીજાઓને અભિલાષ કરાવે એવું સુંદર હતું. ઇશ્વિર અને બ્રહ્મ ઉભયનુ સ્વરૂપ સ્વીકારતા; ઇશ્વરની પ્રાર્થના કરતા; છતાં આત્મા, ઇશ્વિર અને બ્રહ્મનું ઐક્ય માનતા. આવું છતાં પ્રવૃત્તિના ઉપાસક હતા, અને એ પ્રવૃત્તિ પરમાર્થ – આ દેશના કલ્યાણને અર્થે – રાખતા " અને લેખને છેક અંતે ગોવર્ધનરામ કહે છે, " નવલરામે આ યુગનો આશ્રમ પાળ્યો છે; તે જ્ઞાની હો કે ન હો, પણ એના નિષ્કલંક જીવનમાં પ્રથમથી છેલ્લે સુધી અહોનિશ ઉદ્યોગ-તપ તપાયું છે, એ તપનુ ફળ પરમાર્થ શિવાય ઇચ્છયું નથી, " સર્વભાવ "થી એ કર્મ-તપ ' ઇશ્વિરશરણે ' રહ્યુ છે, અને દીવાની

જ્યોત મર્યાદા ઉભી ને ઉભી રહી હોલાતી વખત પણ ઉભી જ રહે છે તેમ નવલરામને અવસાનસમયે પણ ઈશ્વરવાસના સ્ફુરી છે. ઈશ્વર અને બ્રહ્મમાં કયા ભેદ ગણ્યો છે? સર્વથા પવિત્ર અને સુંદર ગત કહાડતું વાજું બંધ થઈ ગયું તેના ભણકારા પણ પવિત્ર અને સુન્દર જ છે, અને વાચનારને એ ભણકારા એવા લાગે તો તે લાભ પણ ઓછો નથી ''

લેખક, ઉપર જે ''ભણકારા''ની વાત કરે છે તે ભણકારા આપણા કર્ણ સુધી પહોંચે એ માટે પૂરતી કાળજી તેમણે રાખી જણાય છે. નાયકનું ચિત્ર સુરેખ દોરવામાં એના જીવન કે સ્વભાવની ખાસિયતો વિશે પૂરતી વાકેફગારી અને લભ્ય વીગતો પ્રત્યેની વફાદારી એ આ જાતના લખાણોમાં તદ્દન અનિવાર્ય છે આપણે શરૂઆતમાં જ જોઈ ગયા તેમ આ લેખના લેખકને નાયકનો પ્રત્યક્ષ પરિચય તો નહિવત હતો પણ નાયકના આંતરજીવનના દસ્તાવેજરૂપ જે વિશાળ લખાણો હતાં એનો લેખકે પૂરા સમભાવથી પરિચય કર્યો છે અને એ વીગતો ઉપરાંત નાયકના સ્થૂળ જીવન અંગે તેમને જે કાંઈ માહિતી ઉપલબ્ધ થઈ એ બેનો વિનિયોગ કરીને નાયકના જીવનને એક કડીબદ્ધ રીતે આલેખતા રહેવા સાથે એના સૂક્ષ્મદેહ પર સતત નજર રાખતા રહીને એનું એક હૃદયંગમ ચિત્ર ઉપસાવવાનો તેમણે પ્રયાસ કર્યો છે આ પ્રયાસમાં લેખકના ઉપરના ગુણો ઉપરાંત પ્રાપ્ય વીગતોનો તેમણે જે સમધારણ દૃષ્ટિએ વિનિયોગ કર્યો છે, પોતાના નાયક પ્રત્યે એક તરફ પ્રીતિ અને બીજી તરફ સંપૂર્ણ તટસ્થતા – બંને તેમણે વિવેકપૂર્વક દાખવ્યા છે, અને '' यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा '' પ્રમાણે નાયકના જીવનમાં જે જે કાંઈ સુંદર, શોભાવાળું કે પ્રકાશવાળું જણાયું એ તરફ લેખકનું હૃદય સ્વાભાવિક ઉમળકાથી જાણે કે ધસે છે એ બધાને લઈને આ લેખમાં નવલરામના આંતરજીવનનું ચિત્ર પ્રામાણિક અને હૃદયંગમ તો બને જ છે, પણ નવલરામના કુટુંબીજનો પાસેથી કે બીજેથી મળેલી વીગતો પણ એ ચિત્રમાં ગૂંથાઈ જવાને

કારણે નવલરામના સ્થૂલ જીવનની પણ તે સારી એવી માહિતી પૂરી પાડે છે. આ લેખના આરંભમાં ગોવર્ધનરામે નવલરામને શુક્રના તારા સાથે સરખાવ્યા હતા, એ હકીકત પરથી ગોવર્ધનરામ પછી વિજયરાય વૈદ્યે લખેલુ નવલરામનું જીવનચરિત્ર "શુક્રતારક" નાયકના જીવનની વીગતોમાં કાંઈ ઉમેરણવાળું અને ગોવર્ધનરામની ચિત્ર દોરવાની શક્તિના અનુકરણમાં તેમણે દોરેલાં ચિત્રોને ક્યાંક વિસ્તારવાના તો ઘણે સ્થળે બહેલાવવાના પ્રયાસરૂપ હોવા છતાં ગોવર્ધનરામની નાયકના હૃદયમાં પ્રવેશ કરવાની સાહજિક વૃત્તિને કારણે અને લેખમાંનાં કરકસરભર્યાં ચિત્રોને કારણે તેમણે કરાવેલું નવલરામનું દર્શન હજુ અનુત્તમ છે.

નવલરામના નર્મદ, દલપત અને પ્રેમાનંદ વિશેના અભિપ્રાયો કેમ બદલાતા ગયા એ અંગેનાં કારણો રજૂ કરવામાં લેખકની પોતાની વિવેચનશક્તિ પણ જોવા મળે છે. "સુધારાવાળા શેઠિયાઓએ મુંબાઈના 'રાસ્ત ગોફ્તાર અને 'સત્યપ્રકાશ 'માં ૧૮૬૨ના સપ્ટેંબરમાં જાહેરખબર છપાવી લાયબલ કેસ બાબત ઉત્તમ કવિતા લખી મોકલનારને રૂ ૨૫૦ નું ઇનામ" આપવાનું જાહેર કર્યું. નવલરામે સુરતથી ૨૫૦ પાનાં ભરી આ કવિતા લખી મોકલી અને નર્મદ ઉપર પત્ર લખી "પોતાનો આ પ્રથમ સરસ્વતી-પ્રસાદ પ્રસિદ્ધ થાય ત્યારે" તેમને તે અર્પણ કરવાની માગણી કરી. નર્મદે તો આના પર ઠંડું પાણી રેડયું. પરીક્ષકોએ નવલરામને અર્ધું ઇનામ આપવાનું ઠરાવ્યું. નવલરામે તેનો સ્વીકાર ન કર્યો અને ગોવર્ધનરામના શબ્દોમાં "આ ઠરાવથી નારાજ થઈ તેમણે ઇનામ આપનાર ઉપર એક લાંબો પત્ર ગુસ્સે થયેલા જુવાનિયાઓ લખે છે તેવો લખ્યો, નિબંધ પાછો મંગાવી લીધો, અને પ્રથમ 'માઇ ડીયર' હતા તેને ઠેકાણે 'સાહેબ' શબ્દે સંબોધી 'મી. નર્મદાશંકર લાલશંકર કવિ' ઉપર, તેમ જ પ્રથમ 'The Ahmedabad Fellow of the old school' હતો તેને ઠેકાણે 'મી. દલપતરામ ડાહ્યાભાઈ ગુજરાત પ્રાંતના કવીશ્વર' ઉપર—એમ બે લાંબા પત્ર ૧૮૬૪માં લખ્યા, પ્રશ્નમાળા પુછી તેમને આ કવિતાની પરીક્ષા કરવા વિનંતી કરી.[૩૪]

નવલરામનું નર્મદ અને દલપતરામ પ્રત્યેનું આ વલણ કેટલુંક ઊછળતી વયની અંગત લાગણીથી પ્રેરાયેલું હોઈ એને લેખામાં ન લઈએ તો પણ ચાલે એ કોટિનું છે પરંતુ એ વલણોમાં જેમ પલટા આવતા ગયા એ સમજવા પૂરતી એની અગત્ય હોઈ અહીં એનો નિર્દેશ કર્યો છે "નર્મદાશંકર પર ઇંગ્રેજીમાં પ્રથમ લખેલા પત્રમાં તેમણે નવી 'સ્કુલ'ને ઉદ્દેશી લખ્યું હતું કે 'I am very ambitious to have the merit of being the critic who first perceived its existence and beauties ' એની હયાતી અને સુંદરતાને પહેલ વહેલી પરખનાર પરીક્ષક હોવાનું માન લેવાની મને ઘણી અભિલાષા છે ' આ મહેચ્છાને મુંબાઈના પરીક્ષકોએ તિરસ્કાર કરી સવિશેષ ઉશ્કેરી અને ઉછાળી તેમ છતાં સુરતનિવાસ દરમ્યાન નવલરામને નર્મદ માટે ઘણો અહોભાવ હતો, પણ સુરતથી અમદાવાદ ખસતાં તેમના અભિપ્રાયમાં ફેરફાર થયો છે આ ફેરફાર નોંધતાં ગોવર્ધનરામ લખે છે "અમદાવાદમાં આવ્યા પછી સુરતવાળા કેટલાક વિચાર બદલાયા જણાય છે સુરતમાં પ્રેમાનંદ કરતાં નર્મદ રસમાં ચ્હડિયાતો લાગતો હતો, અમદાવાદમાં લખેલા પ્રેમાનંદ પરના વિવેચનમાં નામ દેઈને તુલના નથી કરી, પણ એવું તો લખે છે કે 'રસની બાબતમાં કોઈ પણ ગુજરાતી કવિ' પ્રેમાનંદના 'પેંગડામાં પગ ઘાલે એવો નથી'–'હજી લગી એના જેવી પાત્રતા બજાવી શકે એવો કોઈ ગુજરાતી કવિ થયો નથી' એક ખાનગી પત્રમાં તો પ્રેમાનંદને ગુજરાતનો હીરો ગણ્યો છે — નર્મદના વિરુદ્ધ કાંઈ લેખ નથી પણ જેને વાસ્તે સુરતમાં આટલું માન હતું તેનું કવિત–તેનું કોઈ પણ કાવ્ય સરખું – અમદાવાદમાં સાંભરતું પણ નથી દલપતરામ હજી એના મ્હોટા કવિ લાગતા નથી, પણ એ Rougish face વાળો લાગેલો પુરુષ વધારે human લાગતો હોય તેમ તેમનું નામ કાળક્રમે કંઈ વધાર પ્રીતિ અને માન સાથે લેવામાં આવે છે આગળ ગોવર્ધનરામ જણાવે છે, "એક વખત એવો હતો કે નર્મદાશંકરની

મોહજાળ આખા મુંબાઈ અને સુરત ઉપર પથરાઈ હતી, અને તે જાળમાંથી નવલરામ પણ બચ્યા ન હતા. . . . નવલરામ સુરત હતા ત્યારે નર્મદ એમની આંખ આગળ મિત્રરૂપે, કવિરૂપે, સંસારસુધારકરૂપે, જનમંડળના અગ્રણીરૂપે, સુઘડ રસિકજનરૂપે અને વિદ્વાનરૂપે તરતો હતો. પણ જેમ બાળક જાતે મ્હોટું થાય છે તેમ મ્હોટું લાગતું જગત ક્રમે ક્રમે ન્હાનું થતું જાય છે તેમ નવલરામની આંખમાં નર્મદને પણ થયું છે. સુરતમાં જે નર્મદનો મોહ હતો તે અમદાવાદમાં ધીમેધીમે ખરયો જણાય છે; નર્મદ સ્મરણમાંથી ખસે છે; પ્રથમ પ્રેમાનંદ મ્હોટો ખરો પણ નર્મદ તેથી મ્હોટો લાગ્યો હતો – અમદાવાદમાં એમ લાગ્યું કે પ્રેમાનંદનો જોડિયો કોઈ નથી રાજકોટ આવ્યા પછી ૧૮૭૮ મા 'મનવિચાર' ઉઠે છે, 'શું તે નર્મદાશંકર અર્ધભણેલા માણસની પંક્તિને જ યોગ્ય છે?' . . . 'નર્મદાશંકર તો માત્ર man of the mass જ છે.'" આ વિશે ટીકા કરતાં લેખક લખે છે, "છેક ૧૮૮૭ મા નવલગમે કવિ નર્મદાશંકરની જીવનકથા લખી તેની પ્રસ્તાવનામા આ જ તુલના ફરી લખી છે. એમાં માત્ર શબ્દ છેક આવા ઉઘાડા નથી; નર્મદને 'man of the mass' ને ઠેકાણે 'સમયમૂર્તિ' ~~કહ્યો અને એના~~ કાવ્યમાં પણ સમયનું ચિત્ર પડયું ગણ્યું. નર્મદના જીવનમા મિત્રવિયોગના શોકની અને કવિ ઉપરની પ્રેમભક્તિની રમણીય છાયા પડેલી છે. એમાં કવિના દોષને ઠેકાણે ગુણની જ પરીક્ષા કરી છે, છતા એ ગુણપરીક્ષામાં અતિશયોક્તિ ન કરતાં પોતાના ઠરેલ વિચારો જ લખ્યા છે, એ પરીક્ષામાં – એ તુલામાં – નર્મદની જે તુલના થઈ છે તેને, નવલરામની પ્રીતિના ઉભરાથી ઉભરાતી ભાષાના ટકા બાદ કરતા, કોઈ છેક યથાર્થ નહી ગણે તો ઘણીખરી યથાર્થ તો ગણશે જ." ગોવર્ધનરામની "કવિજીવન"ની આ માર્મિક ગુણપરીક્ષા એ કૃતિનું યથાર્થ મૂલ્યાંકન આપવાનો પ્રયત્ન કરે છે

નવલરામ અમદાવાદ આવ્યા એ પહેલા તેમણે દલપતરામ વિષે ઘણું ઘણુ સાભળ્યું હતું, તે એમને રૂબરૂ મળવા ગયા અને એમની "બુદ્ધિ તથા

કવિત્વશક્તિ વિશે વૃત્તિઅનુસારે " " ક્ષુદ્ર વિચારોઃથયા " પરંતુ પાછળથી ૧૮૮૩ માં 'સંસ્કૃતમય ગુજરાતી' એ લેખમાં તેમણે દલપતરામ વિશે લખતાં અભિપ્રાય ઉચ્ચાર્યો કે " . . . એ વાતનો નિશ્ચય છે કે લોકના સાધારણ સમૂહમાં સર્વોપરી જનપ્રિય કવિ આ જમાનામાં આપણા ગુજરાત પ્રાંત ખાતે દલપતરામ જ છે." 'નર્મકવિતા'ની પ્રસ્તાવના લખતી વખત, ગોવર્ધનરામ કહે છે કે, નવલરામની " તુલા હજી વધારે સ્થિર થઈ. નર્મદનું પદ છીનવી લીધા વગર દલપતરામની તેમના ન્યાય્ય પદે પ્રતિષ્ઠા કરી." ગોવર્ધનરામ આગળ ઉમેરે છે કે "નવલરામનું મન, નિષ્પક્ષપાત થતા, ઉભયની ગુણપરીક્ષા કરે છે. ઉભયની શૈલીને એકબીજા સાથે 'Incommensurable' [અમેય] ગણે છે. તેમજ તેમની કવિતાને પણ ગણી હત તો આ તુલના સંપૂર્ણ થાત."

ગોવર્ધનરામે નવલરામના ગ્રંથપરીક્ષક સ્વરૂપની વીગતે ચર્ચા કરી છે. નવલરામના અન્ય અવલોકનો, અભિપ્રાયો અને વલણોની ચર્ચા-છણાવટ કરી છે. ગોવર્ધનરામના પોતાના વિવેચનવિષયક વિચારો પણ એ ચર્ચામાં ગૂંથાયા છે વિવેચન કોને કહેવાય એ અંગેનો ભાગ નોંધ-પાત્ર છે. નવલરામ 'શ્રવણપિતૃભક્તિ નાટક', 'કાન્તા નાટક' અને 'બુદ્ધિ અને રૂઢિની કથા' ઉપરનાં વિવેચનોમાં " ગ્રંથના કથાભાગનો સાર આપવા બેસે છે " એ વિશે ગોવર્ધનરામ લખે છે, " કથાનો સાર આપવાથી ગ્રંથનો ગુણ જણાતો નથી એમ નથી, પણ કથાપ્રપંચ દરેક વાચનાર સમજી શકે એવી વસ્તુ હોય છે અને એનુ અમૃત ચખાડવું એ પરીક્ષકનુ કામ નથી, અને એ કામમાં ઘણું લંબાણ થાય છે ત્યારે પરીક્ષા કંઈક ઢીલી પડી જાય છે તોપણ આ લંબાણની સાથે ગ્રંથના અવયવોની તપસીલના ગુણદોષ બતાવવાના પ્રસંગ શોધેલા માલૂમ પડે છે." વિવેચનના એક અનિવાર્ય ભાગરૂપે વિવેચક કથાસાર આપતો હોય છે એમ ગોવર્ધનરામ જુએ છે તે નોંધપાત્ર છે. કોઈ વાર એ કથાસાર આપતાં જ વિવેચક ઘણા મુદ્દાઓ વિશે ચર્ચા કરી લેતા હોય છે. કમમા કમ એટલું તો નિર્વિવાદ કે વિવેચક જે દૃષ્ટિએ કથાસાર આપે

છે એ દષ્ટિનો પરિચય વાચકને કરાવવો એ પણ વિવેચનના કાર્યોમાનું એક કાર્ય અવશ્ય છે દા ત શરદ્‌ચંદ્ર ચટ્ટોપાધ્યાયની નવલકથાઓના ગુજરાતી અનુવાદોની પ્રસ્તાવનાઓમા રામનારાયણ પાઠક સાર આપવાનો ઉપક્રમ રાખીને જે માર્મિક આલોચના કરે છે તે આ સદર્ભમા સંભારવા જેવી છે.

ગોવર્ધનરામનો ગ્રથપરીક્ષક – વિવેચકનો આદર્શ આ પ્રસ્તાવના-લેખમા મળે છે ગોવર્ધનરામ કહે છે, "ગ્રથ લખવો એ વધારે કઠણ કામ છે કે ગ્રથની પરીક્ષા કરવી એ વધારે કઠણ કામ છે એ પ્રશ્નનું નિરાકરણ કરવુ હોય, અને ગ્રથપરીક્ષા એટલે ગ્રથના દોષ બતાવી આપવા એટલુ જ હોય, તો તે ગ્રથપરીક્ષાનુ કામ પ્રમાણુમા ઘણુ રહેલુ છે એ ઉત્તરમા ઘણી સત્યતા છે પણ આ દેશના તેમ પરદેશના સર્વ વિદ્વાનોનો મત એવો છે કે ગ્રથપરીક્ષા એટલે ગ્રથમા સારુ શુ તે જાણવુ અને જણાવવુ ગ્રથમા તો શુ પણ સર્વત્ર પરીક્ષાનો એ જ હેતુ છે કે ફલાણાએ શુ કામ કર્યું તે જોવુ, શુ કામ કર્યું એટલે શુ સારુ કામ કર્યું કાઈએ શુ કામ નથી કર્યું તેની પરીક્ષા હોતી નથી કોઈએ કેટલુ નઠારુ કર્મ કર્યું એટલુ જ માત્ર જોવા જવુ એવી પરીક્ષા કોઈ સુપરીક્ષક માથે લેતો નથી ફૂલની સુવાસના જોનાર હોય છે – દુર્ગંધ શોધનાર અભાગિયા હોતા નથી ગ્રથપરીક્ષક એ ગ્રથરૂપ પુષ્પોનો ભોગી ભ્રમર છે તે સ્થળે સ્થળેથી પરાગ અને મધુના પરમાણુ શોધી કહાડી તેનો સચય કરે છે, અને એના રચેલા મધપુડાઓનુ મધ તેને પોતાને તેમ અન્ય લોકોને કામે લાગે છે ગ્રથના ગુણની પરીક્ષા કરવી, એ ગુણનો જાતે ઉપભોગ કરી આનદ અનુભવવો, અને એ આનદ પામવા ગ્રથના વાચનારાઓને સમર્થ કરવા, પોતે સુરસ અન્ન જમવુ અને બીજાને જમાડવા,– આ આનદની ઉજાણી આપવી, એ જ ગ્રથપરીક્ષકનો અભિલાષ હોય છે, એ અભિલાષ જેને ન હોય તે પરીક્ષક જ નથી" વિવેચનકાર્યને 'આનદની ઉજાણી'રૂપે વર્ણવીને ગોવર્ધનરામે પોતાની રસિકતા અને ઊંડી સાહિત્યસૂઝ પ્રકટ કરી છે વિવેચક જે સર્જકચેતનામાથી કળાકૃતિ પ્રસવે છે એ

સાથે વધુમાં વધુ તાદાત્મ્ય સાધી કલાના આનંદનો ઉપભોગ કરે છે, એ આનંદને બૌદ્ધિક રીતે સમજાવવા જે પ્રવૃત્ત થાય છે, વિશાળ જનસમુદાયને પોતાના કલાનુભવના પ્રતીતિકારક કારણો આપે છે,– અને એ રીતે વાચકો પોતે, ગોવર્ધનરામે યોગ્ય રીતે કહ્યું છે તેમ, એ આનંદ પામવા 'સમર્થ' બને એમ જે કરે છે તે વિવેચક છે. આ રીતે વિવેચન એક સામાજિક પ્રવૃત્તિ છે એ વાત ગોવર્ધનરામે માર્મિક રીતે કહી છે. ગ્રંથપરીક્ષામા ગુણદર્શનને તેમણે પ્રધાનતા આપી છે, દોષદર્શન પણ વાચકોની ગુણ વિશેની સમજણ પાકી કરે અને એ દૃષ્ટિએ ઉપકારક થઈ રહે માટે થતુ હોય છે. ગોવર્ધનરામ કહે છે, "આનો અર્થ એવો નથી કે પરીક્ષક દોષ જુવે પણ નહી અને દેખાડે પણ નહી પણ એ તો ગુણને અગે દોષ જુવે છે, એને સોનાની થાળીમા લ્હોડાની મેખ ગમતી નથી, સુગંધ સાથે દુર્ગંધનો અંશ હોય તો જાતે જુવે છે અને જોનારને બતાવી આપે છે કે 'ભાઈ, જુવો આ દુર્ગંધ છે, એને આવી રીતે જુદી પાડી નાખી દ્યો, અને એકલી સુગન્ધ લ્યો.' જ્યાં એકલો દોષ છે તેની પરીક્ષા નથી; જ્યા ગુણનો અંશ અલ્પ અથવા છુટો પાડી શકાય એમ નથી તેની પરીક્ષા નિષ્ફળ છે."

ગોવર્ધનરામે દર્શાવેલો વિવેચકનો આદર્શ આચરી બતાવવો એ ઘણુ કપરું કામ છે એમ તેમણે પોતે જોયું છે. "સ્થૂલ રાગદ્વેષથી, મમતથી, અને એવા અનેક વિચારોથી પરીક્ષાઓ દૂષિત થાય છે એ વાત તો રહી", પણ વિવેચક પાસે "સૂક્ષ્મ દૃષ્ટિ", "ગ્રંથકાર ઉપર નહી" પણ વિવેચ્ય વસ્તુ ઉપર "અનુકંપા" ન હોય ત્યાં સુધી "ગુણ જોવાની દૃષ્ટિ ઉઘડતી જ નથી." ગોવર્ધનરામ કહે છે કે, "...સર્વ જાતના ગ્રંથોના પરીક્ષકની બુદ્ધિમાં સર્વ અનુભવનુ ગ્રાહકત્વ હોવુ જોઈએ અને સર્વ દશાના રસની રસિકતા, અથવા રસિકતા નહી તો રસજ્ઞતા તો હોવી જ જોઈએ" આગળ તે ઉમેરે છે કે, "આ સર્વગ્રાહિત્વ અને સર્વરસિકત્વ અથવા સર્વરસજ્ઞત્વ વિના પરીક્ષકની દૃષ્ટિમા સૂક્ષ્મતા, શુદ્ધતા, અને શક્તિ આવતાં જ નથી, એ પરીક્ષકની

પરીક્ષક-દૃષ્ટિ જ ઉઘડતી નથી.'' સાચી વિવેચના વિવેચકની પાસે કેવી સજ્જતા માગી લે છે એ વાત ગોવર્ધનરામે વિધેયાત્મક રીતે નિરૂપી છે અને વિવેચનાને દૂષિત કરનારાં તત્ત્વોને ગૌણતા આપી છે એમા તેમની ઔચિત્યબુદ્ધિ રહેલી છે.

બીજો મહત્ત્વનો મુદ્દો તે વિવેચકના માનસ પર ભૂતકાળના અનુભવોની અસર અગેનો છે. જુવાનીના કાળમાં ઉત્સાહથી તરવરતા નવલરામને પહેલી ઇનામી કવિતા અગે અને બીજી રીતે પણ નર્મદ સાથેના પ્રસંગમા તેમના ઉત્સાહ પર ઠંડુ પાણી રેડાયું હોય એવું લાગ્યું અને આ ઉદ્યોગી પુરુષે પોતાનુ સ્થાન પોતાની સાહિત્યસાધનાથી સિદ્ધ કર્યું એ પરથી ગોવર્ધનરામ કલ્પે છે કે નવલરામે ઊગતા ગ્રંથકારોને પ્રોત્સાહન આપવાનુ વલણ રાખ્યું એની પાછળ અગાઉ એમના ઉમંગનો ભંગ થયેલો એ કારણભૂત હોય. પરંતુ એ પછી નવલરામ સુરતથી અમદાવાદ બદલાયા એ માટે તે તે શહેરોનું વાતાવરણ જવાબદાર હોય એમ તે સૂચવે છે. સ્થળ બદલાતાં દૃષ્ટિ વધારે વ્યાપક બને છે અને વયના વધવા સાથે વધતી પરિપક્વતાના પરિણામરૂપે યથાર્થ મૂલ્યાકન શકય બને છે એમ ગોવર્ધનરામના સૂચવનાનો આશય લાગે છે.

'વીરમતી નાટક' વિશે લખતાં ગોવર્ધનરામ કહે છે, ". . . . વિવેચનોમાં તેમ અન્યત્ર પણ વીરમતી નાટકને ચ્હડતી પંક્તિમાં મુકવામાં આવ્યું નથી અને તેની છસો નકલો ખપતા વાર લાગી તે કંઇક પ્રમાણ છે" કોઈ પણ પુસ્તકની નકલો ખપે તો જ તે સારું પુસ્તક એવી ગણતરીથી કોઈ અવલોકનકાર ભલે ચાલે, પણ ગોવર્ધનરામ જેવા એમ માનવા લલચાય તે બરોબર નથી આવા સ્થૂલ માનદંડ ઉપર ભાર મૂકવાનુ વલણ અન્યત્ર પણ દેખાય છે. ૧૮૯૬મા 'આ કાળના આપણાં આદિ નાટક'—એ લેખમા પણ ગોવર્ધનરામ આવુ જ વલણ દાખવે છે.

ઉપર કહ્યુ કે ગોવર્ધનરામના વિવેચન વિષેના વિચારો આ લેખમા ગૂંથાયા છે, તેમ અન્ય વિષયો પરની તેમની વિચારણા પણ આ

લેખનો સાગે એવો ભાગ રોકે છે.[૧૨] આમાંના કેટલાક પરિચ્છેદો ચાલુ ચર્ચામાં બરોબર ગોઠવાઈ જાય છે. પણ કેટલાક વિષે કહેવું જોઈએ કે, એ તે તે સ્થાને તદ્દન અનિવાર્ય નથી; જોકે સ્વતંત્ર અવતરણો રૂપે વાપરી શકાય એ બરના છે. પણ આમ કહેતી વેળા એક વાત ખ્યાલમા રાખવા જેવી છે કે મૂળ આ લેખ 'નવલગ્રંથાવલિ' ની પ્રસ્તાવના રૂપે લખાયો હોઈ 'નવલગ્રંથાવલિ' માં મૂકવામાં આવેલી સામગ્રી વિશે ટીકા–ચર્ચા કરવી એ પણ લેખના આયોજનમાં તદ્દન બંધબેસતી વસ્તુ લેખાવી જોઈએ.

પ્રો. બળવંતરાય ઠાકોર લખે છે, " . . . આ જીવનકથા લખતાં ગોવર્ધનરામ જેવા એકંદરે સાત્ત્વિક પુરુષ પણ જરા હૃદમાં તણાઈ ગયા લાગે છે, એટલી ટીકા આજે પ્રસંગોપાત્ત જાહેર કરું છું, તેનુ તથ્યાતથ્ય સૌ પોતપોતાની મેળે સ્વતંત્ર રીતે તપાસી જોશે."[૧૩] "ગો. મા. ત્રિ ની એ જીવનકથા વિષે કંઈક અસંતોષ" નું કારણ આપતાં આગળ તે ઉમેરે છે: "નવલરામ જેવી ઉદાસીપ્રધાન અને કાર્ય-સ્ફૂર્તિમાં મંદ પ્રકૃતિનુ આલેખન ગોવર્ધનરામે પોતાના ચિત્તની આ નિરભ્ર ઉલ્લાસભરી દશામાં કર્યું, એ કારણથી જ તેમાં નાયકના

૧૨. નીચે એવી કેટલીક કંડિકાઓ દર્શાવી છે :—
પોતાનો દોષ હોય . ..વિણ્યંયતે. (પૃ. ૧૬)
આજ પાઠશાળાઓમાથી પણ ગણિત .....થાય. (પૃ. ૧૬)
મહેચ્છાઓ હોય છે......પાછા પડે છે. (પૃ. ૨૦–૨૧)
મહેચ્છાઓ જુવાનીમા ઉછાળા .....વધે છે. (પૃ. ૨૧–૨૨)
પણ માણસનુ મન ....માડે છે. (પૃ. ૨૮–૨૯)
આપણા કેટલાક વિદ્યાર્થીઓ,......ખોટું હોય છે. (પૃ. ૨૯–૩૦)
અને જેવી જાતની આતુરતા .....નથી. (પૃ. ૪૩–૪૪)
ગુજરાતમા ટ્રેનિંગ કૉલેજો .....જોઈએ. (પૃ. ૬૩)
ગ્રંથ લખવો......નિષ્ફળ છે. (પૃ. ૬૬–૬૭)
આપણો દેશકાળ વિચારી......નથી. (પૃ. ૭૧–૭૨)

૧૩. 'વિવિધ વ્યાખ્યાનો', ગુચ્છ ૨, પૃ. ૫૯.

સામર્થ્યની રેખાઓ નબળી દોરાયેલી છે.'' બળવંતરાય નવલરામને ઉદાસી અને કાર્યસ્ફૂર્તિમા મંદ પ્રકૃતિના શા આધારે કહે છે તે કોયડો છે. ગોવર્ધનરામ તો એથી ઊલટા ગુણો નવલરામમાં જુએ છે અને ઉઠાવ આપે એવુ આલેખન કરે છે નવલરામ વિષે ગોવર્ધનરામ તો કહે છે, "એના નિષ્કલંક જીવનમા પ્રથમથી છેલ્લે સુધી અહોનિશ ઉદ્યોગ તપ તપાયું છે.'' આગળ પ્રો ઠાકોર લખે છે, "નવલરામ જેવા ગુજરાતના અર્વાચીન યુગની પહેલી પેઢીના નરરત્ન વિષે જીવન ચરિત્રકારને હાથે 'ઘરદીવડા શું ખોટાં' જેવુ લખાઈ ગયું છે.''[૧૪] અલબત્ત, કૉલરિજ, મેથ્યુ આર્નોલ્ડ જેવા જગતદીવડાઓના સંદર્ભમાં આપણા તેજસ્વી પુરુષની તેજસ્વિતા સ્વીકારીને પણ તેનું યોગ્ય સ્થાન, પ્રમાણભાનપૂર્વક, નિર્દેશવુ એ અરાગમૂલક સત્યનિષ્ઠાનો પરિચય ગોવર્ધનરામ કરાવે છે અને નવલરામના સઘળા ઉચ્ચ ચારિત્ર્યગુણોને નિરૂપે છે તે યોગ્ય જ છે.

## ૨. લીલાવતી જીવનકલા

ગોવર્ધનરામની જ્યેષ્ઠ પુત્રી લીલાવતી ૧૯૦૨ ના જાન્યુઆરીની આઠમીએ ગુજરી ગઈ. ૧૯૦૩ મા તેમણે 'લીલાવતી જીવનકલા' લખવા માડી અને ૧૯૦૫ મા એ પ્રગટ કરી.[૧૫]

આ વિભાગના અન્ય પુસ્તકોની જેમ આ પુસ્તકમા ગોવર્ધનરામે લીલાવતીના સૂક્ષ્મદેહને જ નજરમા રાખી રચના કરી છે. લીલાવતીના ઉચ્ચ સદ્ગુણોનુ ચિત્ર દોરવુ એ આ પુસ્તક લખવા પાછળ લેખકનો આશય રહ્યો હોય એમ લાગે છે. આ પુસ્તકમા જે જીવનપ્રસગોનુ આલેખન થશે તે અમુક જ જીવનપ્રસગોનુ થઈ શકશે એ અગેની ચોખવટ લેખકે પ્રસ્તાવનામા કરી છે, "પિતા પુત્રીના જીવનપ્રસંગોનો

૧૪. એજન, પૃ. ૫૯-૬૦.

૧૫. આ પુસ્તકમા ૧૯૨૩ મા પ્રસિદ્ધ થયેલી ત્રીજી આવૃત્તિનો ઉપયોગ કર્યો છે.

સગ્રહ અપૂર્ણ રીતે જ કરી શકે છે એની અપૂર્ણતાથી પ્રથમ ભાગની જીવનકથા લખાઈ છે એટલુ જ નહી, પણ એ જીવનના જેટલા અશ લોકહૃદયમા પ્રતિષ્ઠા પામવા યોગ્ય લાગ્યા તેટલાનો જ સગ્રહ એ કથામા છે" આ પુસ્તકને લેખક "જીવનકથા" કહે છે તે વિશિષ્ટ અર્થમા કહે છે "...પ્રસ્તુત લેખની વિષયભૂત લીલાવતીના જીવનમા ઐહિક પરાક્રમ હતુ નહી, અને તે દર્શાવવાનો ઉપક્રમ છે જ નહી ઐહિક પરાક્રમ વિનાની જીવનની કથાને માટે 'ચરિત' સજ્ઞા કરતા 'કથા' શબ્દથી જ સતોષ પામવો ઉચિત છે" પણ આ 'જીવન કથા'મા નાયિકાના સૂક્ષ્મદેહની સમૃદ્ધિનુ જ આલેખન લેખક કરવા ધારે છે એ સ્પષ્ટ કરતા તે ઉમેરે છે કે, "પરતુ તેના [લીલાવતીના] જીવનની સ્થૂલદષ્ટિગમ્ય અવદશના પડદા પાછળ પરોક્ષ રહેલી તેની સૂક્ષ્મ જીવનસંપત્તિઓના વૃક્ષનો ફાલ દર્શાવવા આ ઉપક્રમ થયેલો છે તે ફાલના સુગન્ધઅવથી વાચનારનુ ઘ્રાણેન્દ્રિય તૃપ્ત થયું હોય તો જ તે વાચનાર પાસે એ વૃક્ષના થડમૂળ દર્શાવવા યોગ્ય છે"

આ રીતે આ પુસ્તકમા લેખક લીલાવતીના આતરચિત્રને ઉપ સાવવા પ્રવૃત્ત થયા છે આ પુસ્તક ચીલેચાલુ જીવનકથાની ધાટીનુ નથી તે ઉપર સ્ફુટ કર્યું છે. પુસ્તકની લેખનશૈલી પણ લેખકે મોટે ભાગે બનાવોની ગૂથણીની રાખી નથી પોતે લીલાવતીને જાણે સબોધી રહ્યા ન હોય એ રીતની લખાવટ છે. પુસ્તકની નાયિકા તે લેખકની પુત્રી લીલાવતી જ માત્ર નથી પણ અનેક પિતાઓની પુત્રીઓ અહીં નાયિકાને સ્થાને છે દસઅગિયાર વર્ષની ઉંમરે લીલાવતીએ પ્રશ્ન કર્યો, "મ્હોટા કાકા, આ પરણવાનું શુ કારણ હશે? લોક ન પરણે તે કુમારા રહે તો ન ચાલે?" આ પ્રશ્નનો જવાબ વત્સલ પિતાએ આ રીતે આપ્યો, "બ્હેન, આપણે ત્યા તું જન્મી અને આપણે આપણા લોકના વ્યવહારમા છીયે માટે ત્હારે પરણ્યા વિના ન ચાલે માબાપ જન્મારો ન પ્હોંચે માટે દીકરીયોને માબાપ ન હોય ત્યારે કોઈ બીજ જોઈએ" પણ આ જવાબ આપ્યા પછી લેખક વિચારે

ચડે છે, અને તેમના હૃદયમા કેવુ સવેદન થાય છે એ વ્યક્ત કરતા તે કહે છે, "લીલાવતી! મ્હારા હૃદયના અન્તર્ભાગમા ઉઠેલો આશીર્વાદ ત્હારા હૃદયમા કેવી રીતે ફળ્યો એ દર્શનનો પ્રભાવ હુ આજ જોઉં છુ ત્હારા આ પ્રશ્ન પુછ્યા પ્હેલા, ત્હારા જન્મ પ્હેલા, મ્હારી કલ્પનામા જન્મેલા એક પિતાને એ જ કલ્પનામા જન્મેલી તેની પુત્રીએ આવો સજાતીય પ્રશ્ન પુછ્યો હતો, અને પિતાએ યોજેલા વિવાહને વિષયે મ્હારી કલ્પનાએ એ પુત્રી પાસે એવુ વર્ણન કરાવ્યું હતું કે" એમ કહી એ વર્ણન–'સ્નેહમુદ્રા'ના પ દરમા કાંડની પ ક્તિઓ–તે ઉતારે છે આ પુસ્તકની નાયિકાને સ્થાને લીલાવતીનો સૂક્ષ્મદેહ છે એટલુ જ નહિ પણ હિંદુસ્તાનની સ્ત્રી – સુશીલ સ્ત્રી–નો સૂક્ષ્મદેહ છે એટલે સુધી લેખક કહે છે, "આ લેખ હું કાંઈ ત્હારા સ્તુતિગાનને માટે લખતો નથી, પણ ત્હારા જીવનના મર્મભાગના અને ઉદ્ગારોના પ્રકટીકરણમા અ સારને માટે કંઈક બોધ રહેલો છે એવી ભાવનાથી આ લેખને પ્રયોજુ છુ બાકી એ લેખની વાસ્તવિક કર્ત્રી તો તું જ છે વળી ત્હારા અવસાન પછી જગતમા ત્હારા જેવી અનેક પુત્રીઓ અનેક માતાપિતાને પેટ અવતરી જીવતી હશે અને જીવશે તે સર્વના હૃદયસત્ત્વમા ત્હારુ જ સત્ત્વ હું જોઉં છુ અને તે સર્વને લીલાવતીઓ જ ગણુ છુ તો પ્રિય વાચનાર! આ લેખમા હુ 'લીલાવતી' શબ્દથી અનેક સબોધન યોજુ તો તે આ સર્વ લીલાવતીઓને ઉદ્દેશી કહેલા સમજજે અથવા આ લેખની વાસ્તવિક કર્ત્રી લીલાવતીને આ સર્વ લીલાવતીઓના ધર્મપિતારૂપે સબોધુ છુ એમ સમજજે'

આ પુસ્તક વિષે લખતા પ્રો બળવતરાય ઠાકોર કહે છે, "આપણે છબી વગેરે અન્ય પુરાવાથી જાણીએ છીએ કે લીલાવતી પિતામાતાના જેવી કાઠીમા મધ્યમ કદની, સામાન્ય રીતે આપણા લોકમા અતિ સ્વરૂપવાન કે કદરૂપી ના ગણાય એવી દેખાવડી યુવતી હતી આ જીવનચરિત જો તેના પતિએ લખેલુ હોત તો તેમા કંઈક યાદગાર પ્રસંગે પત્નીના રૂપનો અમુક અંશ કે તેની અમુક છટાએ

પોતા ઉપર ખાસ અસર ઉપજાવી એ પ્રકારનું વર્ણન તેમા કોઈ કોઈ સ્થલે આવ્યું હોત "[૧૬] સ્થૂલ જીવનનું ચિત્ર આપવું એ આ પુસ્તકના લેખકનો આશય જ નથી એટલે પુસ્તકની નાયિકા તરીકે લેખકની 'પુત્રી' છે માટે એ નથી આપ્યું એમ કહેવાનો બહુ અર્થ નથી વળી પ્રો. બળવતરાય ઠાકોરે આગળ કહેલું જ છે કે, " . . . આ ચિત્ર માત્ર પાર્શ્વચિત્ર છે, આખુ ચિત્ર ગણાવાને પાત્ર નથી "[૧૭] ભલે આને "પાર્શ્વચિત્ર" ગણવામા આવે, પણ લેખકને કોઈ એક અમુક નામની વ્યક્તિનુ ચિત્ર આપવાની પ્રતિજ્ઞા જ નથી તે તો એ વ્યક્તિમા જોવા મળેલા વિશિષ્ટ આર્ય નારીસ્વરૂપનું રેખાંકન આપવા પ્રવૃત્ત થયા છે, અને એ વસ્તુ જીવનકથા માટે કાંઈક પાતળા પડે એવા પ્રસંગોની હૃદયંગમ રજૂઆત દ્વારા તેમણે સિદ્ધ કરી છે

લીલાવતીના આછાપાંખા જીવનપ્રસંગોની મદદથી સનાતન આર્યનારીની ચારિત્ર્યગુણોથી સમ્પન્ન મૂર્તિ સાક્ષાત્ થાય છે! 'લીલાવતી જીવનકલા' આલેખવા પાછળ લેખકનુ એ પણ એક અગત્યનુ ઇંગિત છે કે એ ગુણો હરકોઈ હિંદુકુટુબની કોઈ પણ દીકરીની પહોંચમા છે

ગોવર્ધનરામ પોતાની સ્મરણમંજૂષાનો કેવી વેધકતાથી ઉપયોગ કરે છે! અગાઉ જોયું તેમ એક સ્મરણ દસઅગિયાર વર્ષની નાની બાળકી વત્સલ પિતાને "લોક ન પરણે ને કુમારા રહે તો ન ચાલે?" એ પ્રશ્ન પૂછે એનુ છે, તો બીજું સ્મરણ પિતામાતાના શિખામણના પત્રોમાથી સારભાગ પોતાના પ્રિય પુસ્તક 'સાવિત્રીચરિત નાટક'માં જાળવી રાખતી પુત્રીનું છે, તો વળી બીજું સ્મરણ શ્વશુરગૃહની નિર્ધનતાને લક્ષમા લઈ પિતૃગૃહે ઘીદૂધ ઓછા ખાવાનો સંકલ્પ પોતે અમલમા મૂકતી એનું છે, તો કોઈ અન્ય પ્રસંગે રાત્રિના ભોજનમા હળદરના રંગની ખબર પડે નહિ એટલે હળદર ન નાખવાનો પ્રયોગ

૧૬. 'વિવિધ વ્યાખ્યાનો', ગુચ્છ ૧, પૃ ૧૮૨.
૧૭. એજન, પૃ. ૧૮૨.

શ્વશુરગૃહે અજમાવી કરકસર કરતી એનું છે પિયરમા પોતાની માતા લીલાવતીના સાસુ માટે કાંઈ અઘટતુ બોલે છે ત્યારે એથી દુ ખ પામી અશ્રુપાતને ધર્મ લેખી જે વચનો માતાને તે કહે છે એમા પ્રતીત થતી એની મક્કમતા અને નિખાલસતાનુ સ્મરણ પિતૃહૃદયમા ચમકે છે, તો કોઈ વેળા પોતાના પતિ હીમતભાઈ વિશે કોઈ ખોટુ બોલે ત્યારે "મ્હોટીમા, કોઈ આપણને સ્વામીની નિંદા સભળાવે તેન તો માથુ જ કાપી નાખવુ જોઈએ!" એ ઉગ્ર પુણ્યપ્રકોપનુ પિતાને સ્મરણ થાય છે, તો વળી ક્ષયરોગમાથી પતિ માડ બચે છે અને એમની શુશ્રૂષા વગેરેને લઈને લીલાવતી પોતે એ રોગમા સપડાય છે ત્યારે પોતાના માતુશ્રીને લીલાવતી આશ્વાસન આપે છે એ સ્મરણ તાજુ થાય છે, તો કોઈ સ્મરણ લીલાવતી પિતામાતાને કોઈ વાર પ્રશ્નો પૂછીને તો કોઈ વાર વાતવાતમા પોતાના ઉચ્ચાભિલાષ પ્રગટ કરતા ઉપદેશ આપે છે એન છે કોઈ અન્ય પ્રસંગે લીલાવતી પોતાની બહેનો વિશે ચિંતા કરે છે, ઊંચી ભાવનાઓ અને વિચારોમા રમમાણ લીલાવતી પ્રશ્ન પૂછે છે, 'દક્ષિણામૂર્તિ'નુ સ્તોત્ર સમજાવવાની પિતાને વિનતી કરે છે એ બધુ તેમને સાભર છે આ સ્મરણોમા લેખકનો ગાઢ શોકાનુભવ ધબકે છે પ્રો બળવતરાય ઠાકોર લખે છે, "લીલાવતીને અગ્નિસંસ્કાર પછી થોડા જ સમયમા શરૂ કરેલી આ ચોપડી લખતા લખતા, કહે છે કે, લેખકપિતા પુત્રીના ગુણો અને ખાસ કરીને એની નિ સ્વાર્થતા શ્વશુરકુલ સાથે અભિન્નતા અને ત્યાગવૃત્તિના દાખલા સાભરે તેમ તેમ રોવુ દબાવી જ શકતા નહિ, ફરી ફરીને પુષ્કળ રોતા, વળી ગજ્જર કુટુબીઓના નાના મડળ આગળ એઓને નવા પાના વાચતા ડૂમો ભરાઈ આવે અને આસુની ધારા વહે ત્યારે સાભળનાર સ્ત્રીપુરુષો-માથી પણ કેટલીક આંખો સજળ થઈ જતી"[૧૮] જેમની આગળ

૧૮ એજન, પૃ ૧૭ -૧૮૦

લીલાવતીની ઉચ્ચ સદ્ગુણસપત્તિ અને એના મૃત્યુથી ગોવર્ધનરામને થયેલી વેદના સ્ક્રૅપબુકના પૃષ્ઠોમા વેધકતાથી વ્યક્ત થઈ છે જુઓ, સ્ક્રૅપબુક

૪

તેઓ પ્રત્યક્ષ 'લીલાવતી જીવનકલા'ના લખાતા પૃષ્ઠો વાચતા તેમની જેમ જ અન્ય ભાવકોના હૃદયને પણ હૃદયસ્પર્શી નીવડે એવા આ સ્મરણો છે

લીલાવતીના જીવનમા પિતાલેખક આપણને ડોકિયું કરાવે છે પણ તે બધા પાછળ એમનો આશય તો લીલાવતીનુ આતરદર્શન કરાવવાનો છે પુસ્તકના ચોથા પ્રકરણમા લીલાવતીના જીવન અગેની બાહ્ય વીગતો મળે છે "લીલાવતીનો જન્મ નડીઆદમા સવત્ ૧૯૩૭ના ચૈત્ર શુક્લપક્ષની દ્વિતીયાને દિવસે એટલે ઈ સ ૧૮૮૧ ના માર્ચની ૩૧ મી તારીખે હતો, અને સવત ૧૯૫૮ ના માર્ગશીર્ષ કૃષ્ણપક્ષની ચતુર્દશી એટલે ઈ સ ૧૯૦૨ ના જાન્યુઆરીની તારીખ ૮ ને દિવસે સાય કાળે તેનુ જીવન પૂર્ણ થયુ. વીશથી એકવીશ વર્ષનુ આયુષ્ય તેમણે આ સસારમા આ સમયમા ગાળ્યુ તેના ચાર ભાગ કરીયે તો તેમાના પ્રથમ બે ભાગ અને છેલ્લો ચતુર્થ તેણે પિતૃગૃહમા ગાળ્યા અને ત્રીજો ભાગ શ્વશુરગૃહધર્મમા પ્રવર્તવામા ગાળ્યો" ઉપર જે ચિત્રો વિશે વાત કરી તે ત્રીજા અને ચોથા ભાગને લગતા છે ચોથા પ્રકરણમા લેખક

• વૉલ્યુમ ૨, પૃ ૮૬-૮૮ સ્ક્રૅપબુક વૉલ્યુમ ૧, પૃ ૨૫૧, ૨૮૪ ૧૧ મી જાન્યુઆરી ૧૯૦૩ની સ્ક્રૅપબુકની નોધમા તેઓ લખે છે

"*No misery that will reach me now can be higher or more excruciating than that borne by my Lilavati* and I can do no better reverence to her sacred memory than by walking in her gentle and yet firm, steady, virtuous, and heroic footsteps in facing any circumstances that may befall me Her sweet and lofty virtues be my divine beacon light in my mundane struggles henceforth! May her example inspire my Soul and draw me closer unto hers wherever and whatsoever she *now may be!*"

—સ્ક્રૅપબુક, વૉ. ૨, પૃ ૨૫૬

લીલાવતીના મનના વિકાસકાળની "બીજદશા" અને "બાલદશા" વિશે કહે છે. સને ૧૮૮૪ માં મુંબઈમાં કાળકાદેવીના રસ્તા ઉપર ઝવેરબાગ અથવા તેલવાડીમાં આવેલી કન્યાશાળામાં લીલાવતીને ભણવા મૂકી હતી, પણ પ્રતિકૂળ સંજોગોને કારણે એને શાળામાં મોકલવાનું બંધ કરવું પડ્યું હતું. પછી તો લીલાવતીનું વય કાંઈક વધવાથી એને ઘેર જ શિક્ષણ આપવાનું કઠ્ઠી કર્યું. "પ્રાથમિક વિદ્યા, ગૃહકાર્ય, સંસ્કૃત સાહિત્ય" આદિ વિષયોનું શિક્ષણ તેને ઘરમાં જ મળે એવી વ્યવસ્થા થઈ. "થોડા દિવસ તેના શિક્ષક પાસે ભાંડારકરની સંસ્કૃત માર્ગોપદેશિકા અને ઈંગ્રેજી પ્રથમ પુસ્તક રાત્રિયે તે શીખતી અને દિવસે ગુજરાતી પુસ્તકો જાતે વાંચનામાં, ભરતકામ શીખનામાં, અને વિશ્રાન્તિમાં તેમ વિનોદમાં તે કાલક્ષેપ કરવા લાગી." પછી તો કાશીની પાઠશાળાની પરીક્ષામાં આચાર્ય પદ પામેલા વિદ્વાન શાસ્ત્રી જીવરામ લલ્લુભાઈ, મળી જવાથી લીલાવતીના સંસ્કૃત અભ્યાસ માટેની સારી અનુકૂળતા થઈ ગઈ. 'લઘુકૌમુદી', 'નીતિશતક', 'ચણ્ડકૌશિક', 'શાકુન્તલ' આદિ ગ્રંથોનો અભ્યાસ આરંભાયો. લીલાવતીની કેળવણી માટે પિતાએ વિચાર્યું કે તેમના દેશકાળમાં સ્ત્રીજીવનને કઈ કઈ વિદ્યાઓનો ખપ છે અને કઈ વિદ્યાઓ અનુકૂળ થઈ શકે એમ છે અને એ વિચારનો તેમણે લીલાવતીના જીવનમાં પ્રયોગ કર્યો, એમ તેમણે પોતે નોંધ્યું છે. અંગ્રેજી વિદ્યા ઉપર લીલાવતીને અરુચિ થવાથી લેખકને એ પ્રશ્ન ઉપસ્થિત થયો કે "એ મહાભાષામાં ભરેલા ગહન ભંડારોનું દર્શન કરવાનાં સાધન આપણી ભાષામાં હાલ પણ ન્યૂન છે" અને તેમણે લીલાવતીના હાથમાં કરસનદાસ મૂળજીએ લખેલું પુસ્તક 'ઇંગ્લાંડમાં પ્રવાસ' મૂક્યું. 'ગુજરાતી' વર્તમાનપત્ર, ભોળાનાથની 'પ્રાર્થનામાળા' અને 'ભામિનીભૂષણ' પણ તે વાંચતી. સ્ત્રીઓને કેળવણી આપવાના પ્રશ્ન અંગે વિચારતાં લેખક એવો અભિપ્રાય આપે છે કે પાશ્ચાત્ય વિદ્યા પણ સ્ત્રીઓને યથાશક્તિ યથામતિ આપવી તે એક કલ્યાણકારક ધર્મ છે, અને અંગ્રેજી વિદ્યાના સંસ્કાર

પણ લીલાવતીને આપવામાં આવ્યા. સંસ્કૃત-અંગ્રેજી બન્ને વિદ્યાઓનાં સંસ્કાર એની જીવનરહેણીમાં વણાઈ ગયા હતા. લેખકે પાંચમા પ્રકરણમાં એક દૃષ્ટાંત આપ્યું છે :—" એના વ્યાધિના કાળમાં એના ખાટલા આગળ આપણા લોકના વ્યવહાર પ્રમાણે આસમંડળ ભેગું થતું હતું તે વાત કોઈ વેળા એને રુચતી હતી અને કોઈ વેળા એ જરી અસ્વસ્થ હોય ત્યારે કોઈના પગનો ઘસારો સરખો એને ત્રાસ આપતો એ વ્યાધિને કાળે એની માતા એક પાસેના ખંડમા બેસી એક પાસથી પૂજા કરતી, બીજી પાસથી એની પ્રકૃતિની ખબર રાખતી, અને ત્રીજી પાસથી ગૃહકાર્ય ઉપર દેખરેખ ગખી સૂચનાઓ કરતી કોઈ કોઈ વેળા તેનાથી આ સૂચનાઓ જરી બુમ પાડી થઈ જાય અથવા કોઈ ચાકર અથવા સંબંધી જન પગરવ સભળાય એમ એની પાસે આવે જાય એટલું લીલાવતીને બહુ ભારે પડતુ, સુતી સુતી બોલે નહી ને થાય તે થવા દે. એમ કરતાં એક દિવસ આ લેખકને પાસે જોઈ તે બોલી ઉઠી :–' મ્હોટા કાકા, આપણા લોકને તે શુ કરીયે ? તેમને શાંતિ જાળવવાની તો સમજણ જ નથી. સાહેબ લોકના ઘરમાં કેવી શાતિ રહે છે અને આપણે ત્યા તો માણસ માદું હોય ત્યા પણ કળારોળ શીવાય બીજી વાત નહીં.' "

' ભાવનાઓ-ભરેલી સૃષ્ટિ '(પ્રકરણ ૫)મા લીલાવતીની માત પિતા પ્રત્યેની ભાવનાઓનુ દર્શન થાય છે. પોતાના પિતા નાસ્તિક છે એવું કોઈ ખોટી રીતે માને એ પણ એને ગમતું નથી. લેખકને પણ તે પ્રશ્ન કરે છે. ' સરસ્વતીચંદ્ર 'માં કુમુદનો શો અંત લાવવો એ વિષે તે સૂચના પણ કરે છે લીલાવતીનાં માતુશ્રી લીલાવતીના બાળકને અથવા તો એની બહેન જયંતીને લડતાં ત્યારે લીલાવતીને ખૂબ દુઃખ થતું, એક દિવસ તો તેણે કહ્યું પણ ખરું કે, " બા, તમે મ્હોટા કાકાની [એના પિતાની] પ્રતિષ્ઠા જાળવવી સમજતા નથી! સંસારમા તેમની પ્રતિષ્ઠા કેવી છે તે તમે જાણો છો ?" લેખક કહે છે કે " ' મ્હારી માતાનુ માનસિક સ્વરૂપ અને સત્ત્વ આવુ જોઈએ'

એવી ભાવના લીલાવતીના માતૃવત્સલ હૃદયમાં કેવે પ્રકારે સ્ફુરતી હતી તેનાં આ દૃષ્ટાંતો છે." શરીરસૌન્દર્ય માટે પણ સૂક્ષ્મ બાબત તરફ જ એની દૃષ્ટિ રહેતી. વસ્ત્રાલંકારમાં પણ ઠાઠમાઠ કરતાં તે જરૂરિયાતનો આગ્રહ રાખતી અને અન્ય જનોને સારાં વસ્ત્રો પહેરાવવામાં આનંદ માનતી લીલાવતીના સસરાના ગામ પેટલાદનાં લોકો એના ઉચ્ચ સદ્ગુણોની પ્રશંસા કરતાં, (જોકે લીલાવતીને કોઈની સાથે ત્યાં સહીપણાં ન હતાં.) એના સદ્ગુણોની સુવાસ કેવી હતી એ લીલાવતીના મરણ બાદ લીલાવતીનું પેટલાદનુ જીવન નજરે જોનારે લેખક સમક્ષ કાઢેલા ઉદ્ગારો પરથી જોવા મળે છે.

લીલાવતીમાં સૌથી આગળ પડતો ગુણ તે ડહાપણ છે. સંસારવ્યવહારમાં તે ધૈર્યથી વર્તે છે. સંસ્કૃત સાહિત્યના સંસ્કારે એનું હૃદય આર્યતાથી સભર કર્યું છે. ઔદાર્ય, સમભાવ, સહનશીલતા, ત્યાગ, ઈશ્વરશ્રદ્ધા, માયાળુપણું — લીલાવતીના આ ગુણો તો પુસ્તકને પાને પાને વરતાય છે, પણ એ સૌમાં ઈશ્વરશ્રદ્ધા અને ધાર્મિકતાની વૃત્તિ ખાસ ધ્યાન ખેંચે છે. લેખક એના ચારિત્ર્યગુણો વિશે કહે છે. "... લીલાવતીએ પોતાના દુઃખને પ્રસંગે વજ્ર જેવી કઠિનતા રાખી છે અને દુઃખને પણ અનુકૂળ ગણી લીધું છે — મીરાબાઈ પેઠે વિષને અમૃત ગણી પીધું છે . . . એણે પોતાના હૃદયમાં જગન્મિત્રતા ધારી છે અને જગતમા મરકી અને દુકાળ જોઈ, જે પ્રાર્થના પોતાને માટે કરી નથી તેવી પ્રાર્થના જગતને દુઃખમુક્ત કરવા કરી છે જગતના દુઃખની નિવારણા માટે તેની શક્તિ માત્ર પ્રાર્થનામાં જ સમાસ થતી હતી તો યથાશક્તિ તેટલું કર્યું, અને તેના સ્ત્રીજનાનુરૂપ પ્રવાહમા શ્વશુરકુટુંબના અને પિતૃકુટુંબના જે જે ન્હાનામ્હોટા સમવિષમ મનુષ્યો આવી ગયાં તે સર્વના ઉપર ઉદાર પ્રીતિ રાખી, ઉંચી ભાવનાઓ રાખી, તેમને — તે સુખી થઈ છે અને તેમને દુ:ખે તે દુઃખી થઈ છે તેમના સુખ વધારવા અને દુઃખ શાન્ત કરવા મરતા સુધી

પ્રમાણે મહાભારત પ્રયત્ન તેણે કર્યાં કર્યા છે તેનાં કેટલાંક જ દૃષ્ટાન્તોથી આ જીવનકથા ભરેલી છે. આ સર્વ પ્રયત્ન તેણે પોતાને માટે વાસના રાખ્યા વિના કર્યા છે, પોતાનો ભોગ આપી કર્યા છે, અને સંસારને મિથ્યા ગણીને કર્યા છે. ખંડ ૬ અને ૧૦ માં લખ્યા પ્રમાણે તેની પોતાની ભાષામાં આ સર્વ વાત સંક્ષેપમા કહી દેઈએ તો તે 'ભવની ભવાઈ'ને ભવાઈ જાણીને પુરી રીતે રમી છે, પોતાની વિપત્તિને માટે ઈશ્વરે 'આપેલા દુઃખનો તિરસ્કાર કરી' એણે 'કોઈ દિવસ' એની 'આંખોમાથી આસુ' ન પાડવાનો પરમ 'ટેક' જાળવ્યો છે. 'પરાઈ દાઝ' પોતાનાં સુખને તેમ દુઃખને પ્રસંગે અનેક રીતે મધુરતાથી, કોમળતાથી, અને સદાગ્રહથી જાણી છે, અને એ 'દાઝ' જાણવામાં એના 'ભવની ભવાઈ'ના સર્વ વેશ પૂર્ણ રંગથી ભજવાયા છે."

આ બધા ગુણોના વિકાસમાં લેખકે લીલાવતીને આપેલી કેળવણીએ મોટો ભાગ ભજવ્યો હશે જ, તેમ છતાં લેખક પોતે પણ લીલાવતી પાસેથી ઘણું શીખતા રહ્યા હોય એ રીતે તેમણે અનેક પ્રસંગોએ લીલાવતીનાં વાક્યોનુ અર્થઘટન કર્યું છે. લીલાવતીના મૃત્યુ બાદ ગોવર્ધનરામે કૃષ્ણલાલ ઝવેરીને લખેલા પત્રમાં નીચેનાં વાક્યો છે : — " She had inherited not only the best triats that I am conscious of *having* within me or within her mother, but she had more valuable additions in her own intellectual calibre and moral stamina – things for which credit was due to her own soul rather than to any heredity."[૧૯]

સાચે જ લીલાવતીનો આત્મા ઘણો ઊંચો હતો. સસરાના ઘરની નિર્ધનતા સામે આ સુશીલ સ્ત્રી જીવનભર ઝૂઝી અને યત્નમાં તે હોમાઈ ગઈ, એની આજુબાજુ સર્વત્ર સંસ્કારિતાની સૌરભ

૧૯. 'લીલાવતી જીવનકલા' (ત્રીજી આવૃત્તિ ૧૯૨૩), (પરિશિષ્ટ) પૃ ૧૨૭.

પ્રસારતી ગઈ આ 'જીવનકલા' વાચ્યા પછી લીલાવતીને માટે "मूर्तिमती च सत्क्रिया" એ ઉદ્ગાર નીકળે છે।

લીલાવતીના કટલાક વાકયો પણ એના શીલની પ્રતીતિ કરાવે છે પત્રોમા અને વાતચીતમા બોલાયેલા એ વાક્યોમાથી થોડાક નીચે ઉતાર્યા છે:—

"મ્હારુ કહ્યુ માનો તો મ્હારી બ્હેનપણીયો થઈ દુઃખને ગાઠશો જ નહી।" (પૃ. ૯)

*

"સાસુજીની સેવા એ પણ અભ્યાસ છે" (પૃ. ૧૧)

*

"વડીલોની આજ્ઞા માનવી તે ધર્મ છે પણ ઈશ્વર સહુનો વડીલ છે અને તેની આજ્ઞાથી વિરુદ્ધ વર્તવા માતાપિતા કે કોઈ પણ વડીલ આજ્ઞા કરે તો તે ગમે તે થાય તો પણ પાળવી–નહી." (પૃ ૨૧)

*

" પીયરમા એવી ટેવ પાડીયે કે સાસરે છાજે " (પૃ ૨૨).

લેખક કહે છે, "લીલાવતી આવી અકળ કળા કેવી રીતે ખેલી અને ખેલતી ખેલતી અદશ્ય થઈ ગઈ તે સ્વપ્નનો સાક્ષી આ લેખક થયેલો છે, એ સ્વપ્નનુ શુદ્ધ ચિત્ર દર્શાવવુ તો અનેક કારણોથી અશક્ય છે, અને એ ચિત્રનાં રહસ્ય વિચારતા આ લેખક પોતાના વિષયમા એટલો જ ઉદ્ગાર કરે છે કે,

'મુગેકુ' સુપનો ભયો, સમજ સમજ પસ્તાય!'"

લેખકે આ સ્વપ્નનું વર્ણન એવુ સુરેખ કર્યું છે કે લીલાવતીના આતરજીવનના નિકટ સપર્ક વગર એવુ ચિત્ર આપવુ સાચે જ અશક્ય ગણાય નાયિકાના સૂક્ષ્મદેહ પ્રત્યેની લેખકની અપૂર્વ પ્રીતિ નીચેના જેવા ઉદ્ગારોમા જોવા મળે છે—

"યશ ઇચ્છવો નહી, ઉપકૃતજન ઉપકાર માને એમ ઇચ્છવુ નહી, અને પોતે નિષ્તૃષ્ણ રહી શ્વશુરગૃહને પોતાના ક્ષુદ્ર ધનસગ્રહ-માથી (નિર્ધનનો ધનસગ્રહ ક્ષુદ્ર હોય પણ તેને પોતાને માટે

અમૂલ્ય છે – એ તેનું સર્વસ્વ છે) અવિજ્ઞાત દાન કરવાની શક્તિ વૃત્તિ રાખવી, તે જ આ સ્થૂલ શરીરમાં રહેલા સૂક્ષ્મશરીર અને વાસના-શરીરરૂપ આવરણને ભેદી નાખી ઈશરૂપે પ્રકટ થતું આવિર્ભૂત થતું આત્મજ્યોતિ જ્યારે હું લીલાવતીમા આમ જોતો ત્યારે તે જ્યોતિને નમસ્કાર કરતો. એ નમસ્કાર કોને? લીલાવતીના હૃદયમાંથી ફુવારા પેઠે ફુટી નીકળેલા આ જ્યોતિને."

આ "આત્મજ્યોતિ"નુ – લીલાવતીના સૂક્ષ્મદેહના જ્યોતિનુ – જે ચિત્ર આ પુસ્તકમાં રજૂ થયું છે તે હૃદયસ્પર્શી છે એટલું જ પ્રબોધક પણ છે.

*

## ૩. કવિ દયારામનો અક્ષરદેહ અથવા ગૂર્જરભાષાના પ્રાચીન મહાકવિઓમાંના છેલ્લા મહાકવિના હૃદયના ઉદ્ગારોના મર્મભાગનું શોધન

આ પુસ્તકમાં ગોવર્ધનરામ નાયકના સ્થૂલદેહ અંગેની ચર્ચા કરવા પ્રવૃત્ત થતા નથી, પણ એના સૂક્ષ્મ દેહનું અવલોકન કરવા પ્રયાસ કરે છે. આ વાત તેમણે શીર્ષકમાં જ સ્પષ્ટ કરી છે દયારામનો સૂક્ષ્મદેહ એ જ જાણે ચરિત્રનાયકને સ્થાને હોય એમ લાગે છે. મૂળ આ લખાણ અમદાવાદની 'ગુજરાત સાહિત્યસભા' સમક્ષ વાંચવા નિબંધ રૂપે તૈયાર કરેલું. કર્તાના મૃત્યુ બાદ તે પુસ્તક રૂપે ૧૯૦૮માં પ્રગટ થયું હતુ.[૨૦] ૧૯૫૭ માં એની બીજી આવૃત્તિ પ્રકટ થઈ છે.

૨૦. આ પુસ્તકમા ૧૯૦૮ની નાગરીમાં છપાયેલી પહેલી આવૃત્તિને ઉપયોગ કર્યો છે. લેખ નાગરીલિપિમાં "મુદ્રાકિત કરાવવો ઉચિત ધાર્યો છે' એવી ગો. મા. ત્રિ ની નોધ છે. 'પ્રસ્તાવના'માં કહ્યું છે, "કલકત્તાનગરીમ ત્યાંના અને અન્યદેશોના વિદ્વાન અને પ્રતિષ્ઠિત ગૃહસ્થોની 'એક લિપિ વિસ્તા પરિષદ્' નામની સભા સ્થપાઈ છે. તેના ઉદ્દેશને અનુસરી આ લેખ દેવનાગ લિપિમાં મુદ્રાંકિત કરાવવો ઉચિત ધાર્યો છે. આટલા પ્રયોગના અનુભવ

પુસ્તકની અગાઉ મૂકેલા ચન્દ્રશંકર પંડ્યાના લેખ "'દયારામનો અક્ષરદેહ'—એ સંબંધી કેટલાએક છૂટક સ્મરણો'"માંથી પુસ્તકના શીર્ષક સંબંધે કેટલીક ખુલાસો મળે છે તેઓ કહે છે, "મેં એક દિવસ પૂછ્યું કે ''અક્ષરદેહ' એવું નામ શા માટે રાખ્યું હશે?' તેમણે જવાબ દીધો કે, '...સગવડની ખાતર લેખકોના હું ત્રણ વિભાગ પાડું છું. પ્રથમ વર્ગમાં એવા લેખકોનો સમાવેશ થાય છે કે જેઓના લેખોયે સારા હોય છે ને જેમનાં જીવન પણ સારાં હોય છે, તેમના આચારવિચાર બન્ને સાત્વિક હોય છે ને તેમના લેખોમાં પણ સાત્વિકતા જ દષ્ટિગોચર થાય છે.. બીજા વર્ગમાં એવા લેખકોનો સમાવેશ થાય છે કે જેમનાં પુસ્તકોમાં સારા હિતકર વિચારો પ્રકટ કરેલા હોય છે પણ ગમે તે કારણથી તેમનું જીવન રાજસ કે તામસ હોય છે .. લેખકોના લેખ સારા હિતકર વિચારોથી પૂર્ણ હોય ને કદાચિત્ તેમનુ જીવન બહુ પ્રશંસા કરવા યોગ્ય ન હોય તો તેવા લેખકોના લેખ પણ ન વાંચવા એ મને બરાબર લાગતું નથી ... ત્રીજા વર્ગના લેખકોનાં તો લખાણો તેમ જ જીવન બન્ને લોકોને અહિત કરે તેવા હોય છે .. દયારામના સંબંધી હજી સુધી જે કાંઈ લખાયું છે તે ઉપરથી મને તે બીજા વર્ગના ગણવા જેવા લાગે છે... તેમના જે લેખો વિગેરે છે તેને હું 'અક્ષરદેહ'નુ નામ આપુ છુ. તમે રઘુવંશ ભણ્યા હશો તો તમારા વાંચવામાં સિંહ અને રાજાનો સંવાદ આવ્યો હશે ને તેમાં રાજા સિંહને કહે છે કે, "यशःशरीरे भव मे दयालुः। એ તમને સ્મરણમાં હશે. તેણે જેમ યશઃશરીર કલ્પ્યું તેમ હું આ અક્ષરશરીર કલ્પું છું '"

'ઉપોદ્દ્ઘાત'માં વિષયસ્ફોટ કરતાં કર્તા લખે છે, "સામાન્ય મનુષ્યોને માત્ર સ્થૂલ, સૂક્ષ્મ, અને કારણ એવા ત્રણ દેહ હોય છે

---

અંતે બીજા મ્હોટા ગૂર્જર ગ્રન્થોને પણ આ લિપિ અનુકૂળ પડશે કે તેનો વિચાર થશે."

એની વ્યવસ્થા આપણા લોકને પરિચિત છે. તે ઉપરાંત મહાપુરુષોને કીર્તિદેહ હોય છે...સાક્ષર લેખકોને આવા કીર્તિ દેહના ઉપરાંત અક્ષર દેહ હોય છે જે તેમના બાકીના દેહોના અવસાન પછી પણ ચિરંજીવ રહી શકે છે." આ નિબંધની વિષયમર્યાદા જણાવતાં લેખક કહે છે, "આથી આજના વિષયમા એ કવિના લેખોથી બંધાયલા તેના અક્ષરદેહનુ અને તેની સાથે એ લેખોમા જણાઈ આવતી એના સૂક્ષ્મ તથા કારણદેહોની છાયાનુ અને એ લેખોથી બંધાયલા તેના કીર્તિદેહનુ નિરીક્ષણ કરવામા પ્રસ્તુત વિષયની મર્યાદા રાખીશુ "

શરૂઆતમા લેખક દયારામના સ્થૂળ દેહની ચર્ચાનો સમાસ આ લખાણમા કેમ કર્યો નથી એ વિશે લખતા જણાવે છે કે જેમ આપણે કાલિદાસ, બાણ, બાયરન આદિના લખાણો તેમનુ જીવન તપાસ્યા વિના સ્વીકારી શકીએ છીએ તેમ અર્વાચીન ગ્રંથકારોના સ્વીકારવા જોઈએ. "The man won't pray to God if it is the devil that asks him to do it — ઈશ્વરની પ્રાર્થના કરવાની સૂચના સેતાને કરી એટલા જ માટે આ માણસ ઈશ્વરની પ્રાર્થના કરતો નથી" એ અગ્રેજી વાક્ય લેખક કહે છે તેમ, "સમર્થ ગ્રથકારો સ્થૂળ જીવનની નીતિમાં શિથિલ હોય તેટલા જ કારણથી તેમના ગ્રથોના ઉત્તમ અંશોની અવજ્ઞા કરનારને" લાગુ પડવાનો પ્રસંગ છે."

આમ, આ પુસ્તકમા લેખક "દયારામનુ સ્થૂલજીવન દૂષિત હતું કે નહી તે વિષયે ઉક્ત કારણોને લીધે કેવળ તટસ્થતા અને ઉદાસીનતા રાખી એના ભવ્ય અને મનોહર અક્ષરદેહને" જોવા પ્રયાસ કરે છે. કોઈ પણ લેખકના સ્થૂલજીવનની હકીકતો ગમે તેવી હોય તોપણ એના લખાણમા ઉચ્ચતા હોઈ શકે છે, જેને લક્ષમાં ન લેવી એ વાચકપક્ષે આત્મઘાત ગણાય. આ પુસ્તકમાં લેખકે પોતે જ જણાવ્યુ છે કે તેમના 'સાક્ષરજીવન' પુસ્તકના 'સાક્ષરજીવનના ભયસ્થાન' એ પ્રકરણમાં તેમણે આ મુદ્દાની વધારે ચર્ચા કરેલી છે.

અંતઃશક્તિ હોય છે તેમ તેની બહારના પદાર્થોના સંયોગવિયોગ પણ હોય છે.'' દયારામના અક્ષરદેહમાં વલ્લભાચાર્યનો સંપ્રદાય ચારે પાસ વાતાવરણ પેઠે રહેલો છે એમ કહ્યા પછી લેખક ઉમેરે છે કે, ''સંપ્રદાયમાંથી મળેલું આધારરૂપ જ્ઞાન કવિના જ્ઞાનવૃક્ષની રગોમાં પ્રસરી જાય છે અને લૌકિક શ્રદ્ધા જે પૌરાણાદિક કથાઓને પ્રતિહાસરૂપ જુએ છે તેમાં કવિની અંતઃશક્તિ શુદ્ધાદ્વૈતજ્ઞાનના બ્રહ્મસ્વરૂપને પ્રત્યક્ષ કરે છે. કવિની શ્રદ્ધા મૂર્ત પદાર્થોના પૂજનમા મૂર્તિમતી થાય છે પણ તેની અંતઃશક્તિ તેમાંથી દેવરહસ્ય શોધી લેવા સૂક્ષ્મ પ્રયત્ન કરે છે. કવિની રસવૃત્તિ સંપ્રદાયની પ્રેમભક્તિના ગાન સાંભળે છે પણ કવિની અંતઃશક્તિ એ ગાન સાંભળી નવાં ગાન જાતે ગાવા મંડી જાય છે અને તેમાં ભક્તિરહસ્યના સૂક્ષ્મ તત્ત્વ સ્થૂલ ગાનના સમસ્વર પેઠે પરિણામ પામે છે.'' લેખક દયારામના પદોમાં રહેલી આ ભક્તિની, ઉદાહરણો આપી, ચર્ચા કરે છે. પ્રસંગોપાત્ત 'રસિકવલ્લભ'માંથી તે છૂટથી ઉદાહરણો આપે છે. કવિની આ કાવ્યસૃષ્ટિમા બે સૃષ્ટિઓ – એક નિત્યસૃષ્ટિ અને બીજી અવતારસૃષ્ટિ – છે એમ લેખક જણાવે છે' અવતારસૃષ્ટિમાં કૃષ્ણ, વૃંદાવન, રાસ આદિ અંશોને લેખક અવતારકૃષ્ણ, અવતારવૃંદાવન, અવતારરાસ વગેરે સંજ્ઞાઓ આપીને ઓળખાવે છે અને ''નિત્યસૃષ્ટિ''માં નિત્યકૃષ્ણ, નિત્યવૃંદાવન, નિત્યરાસ[૨૧] આદિ સંજ્ઞાઓ આપીને એ અંશોને ઓળખાવે છે. ઉદાહરણ તરીકે દયારામની નીચેની પંક્તિઓ લેખક આપે છે :—

''દુષ્ટ સંગ પ્હેલો પરનારી જી, નિજની પણ નહુ પ્રિય નહી સારી જી,
કામ દામ બે માયા ધામ જી, સદા અવિદ્યા ત્યાં વિશ્રામજી,
વિશ્રામ જ્યાં નિત્ય અવિદ્યા, ત્યાં સઉ અમંગળ હોય,
શ્મશાન સ્થળ ત્યાં પ્રેત હોય, કૌતુક ન માને કોય.
તરુણી જ માયા મોહની, તરવા ન દે જ્યાં સંગ,

૨૧. સરખાવો : ''નિત્યરાસ નારાયણનો દેખે તે અનંત અપાર.'' 'અખેગીતા', કડવું ૧૧.

અણુમળ્યા કદી કો ઉગરે, મળતા સકળ બળભગ
તે માટ એવુ ન્હાસવુ, જ્યમ છાયા સ્પર્શ ન થાય,
જ્યમ છાયામગરી છાયા અડતા કાયા કરડી ખાય"
(રસિકવલ્લભ, પદ ૭૪, ૨-૫)

—આ પક્તિઓ વિષે ગોવર્ધનરામ લખે છે, "કવિના સ્થૂલ જીવનને કલકિત ગણવુ કે ન ગણવુ તેની તુલના કરનારને કવિના આ ઉદ્ગાર બહુ મનન કરવા યોગ્ય છે . वेदान्त आत्मवत्सर्वभूतेषु यः पश्यति स पश्यति એમ કહે છે ત્યારે સપ્રદાયનો સર્વભૂતાત્મભાવ પણ એવુ જ કહે છે, અને જે જગતને વેદાન્ત અધ્યાસરૂપ ગણી માયા નામ આપે છે તે જગતને દયારામ સત્ય ગણીને પણ તે જગત્ રૂપ ફળના રસને માયાનુ નામ આપી એ રસને અને ક[ ]ળીમાને[22] તેમ છોતરાંને સાથે લાગા એક ન્યાયે જ ફેંકી છે છે" નવધા ભક્તિની ચર્ચા બાદ 'આવરણદોષ' ની ચર્ચા કરતા લેખક કહે છે, "આપણામાં પ્રારબ્ધાદિક ત્રિવિધ કર્મ અને તેના પરિપાકરૂપ સુખદુખમય અને પુણ્યપાપમય જન્મપરંપરાનો સંસાર માનેલો છે પાશ્ચાત્ય દેશમાં પૂર્વજન્મ નથી મનાતો અને પાશ્ચાત્ય ધર્મો મનુષ્યના જીવનને આ જીવનના સુખદુ:ખોથી ઘડાતુ માને છે અને એવા ઘડાતા જીવનને Life of Discipline નુ વિશેષણ અપાય છે. સપ્રદાયના કવિ બીજા જીવોને માટે વિવિધ કર્મના પરિપાકરૂપ જન્મપરપરાના સંસારને માને છે અને ભક્તિશુદ્ધ જીવોને માટે પાશ્ચાત્ય ધર્મોના જેવી શ્રદ્ધાથી એ જીવોના જીવનને દુ:ખથી ઘડાતા માને એટલુ જ નહી પણ એ દુ ખોને ઈશ્વરની કૃપારૂપ માને છે."

ગોવર્ધનરામ કહે છે, "દયારામ કવિના સમયમા અનેક માર્ગો અને કવિઓ એટલા બધા હતા કે સામાન્ય મનુષ્યના મન વિક્ષેપ ન પામે તો જ નવાઈ જેવુ ગણાય . . . વેદાન્તી અને યોગી કવિઓ, તેમ શૈવ શાક્ત વગેરે પથના કવિઓ અને બોધકો વચ્ચે આ સમયનુ

૨૨. ૧૯૫૭ની બીજી આવૃત્તિમા 'ઠળિયાને' પાઠ મળે છે.

ગુજરાત દોલાયમાન થાય છે, તેમાં ઉભેલો વૈષ્ણવ કવિ હિંદોલાને સ્થિર રાખવા પ્રયત્ન કરે તે જેવું સ્વાભાવિક છે તેવું જ એ પ્રયત્નદષ્ટિબિંદુ જોવું યોગ્ય છે." – આ દૃષ્ટિએ દયારામ જેવા કવિએ કેવળ સાંપ્રદાયિકતાથી ભિન્ન રીતે કલાનિર્મિતિ દ્વારા વૈષ્ણવ-ભક્તિને પ્રજાજીવનમાં પ્રતિષ્ઠિત કરી એ તેમનું જીવનકાર્ય દયારામના સ્થૂલ જીવનના દોષોમાં તણાઈ ન જાય એ માટે ગોવર્ધનરામ દયા-રામના અક્ષરદેહ ઉપર પોતાની વિવેચનપ્રતિભાને કેન્દ્રિત કરે છે અને એ કવિપ્રતિભાનું આંતરદર્શન કરાવે છે તે આજે પણ અનુત્તમ છે.

આ વખતે દયારામ કેવો પ્રયત્ન કરે છે તે લેખક બતાવે છે. દયારામ स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः એ ન્યાયે વૈષ્ણવ-ભક્તિના ગાનમાં જ સ્થિર રહે છે. "દયારામ પોતે વેદાન્ત સમજવા જેટલા વિદ્વાન હતા કે નહી તે સમજવાનું એવું સાધન નથી પણ તેમની બુદ્ધિ એવી હતી કે તેમણે ધાર્યું હોત તો તે પંથે પણ જોઈ શકત, પરંતુ અખો ભક્ત કહે છે કે, 'જ્ઞાનીને કવિમાં ન ગણીશ' તેમ દયારામને પૂછ્યું હોત તો ઉત્તર આપત કે 'રસિકને જ્ઞાની ન ગણીશ'. સંપ્રદાય માર્ગનું જ્ઞાન પણ જેને તત્ત્વનું 'ડુંપણું' અને 'તુચ્છ' લાગે છે એવા આ પ્રેમભક્ત રસિકને વળી બીજા સંપ્રદાયનું જ્ઞાન જોવું ક્યાંથી ગમવાનું હતું? નરસિંહ મ્હેતો જ્યારે જ્ઞાની, ભક્ત અને કવિ ત્રણે પદને પાત્ર હોઈ 'જ્યાં લગી આત્મનું તત્ત્વ ચીન્યું નહી ત્યાં લગી સાધના સર્વ જુઠી' એવો જ્ઞાનોત્કર્ષ ગાય છે ત્યારે દયારામને જ્ઞાનમાત્રમાં ડુંપણું લાગે છે અને ભક્તિ જેવા અચલ રત્નપ્રદીપને મુકી જ્ઞાન જેવા દીવા ઉપર આધાર રાખવામાં મૂર્ખતા જ લાગે છે. આવા રસિક કવિ વેદાન્તનું ખંડન કરવામાં વેદાન્તીઓને ગાળો દે, વેદાન્તનો પૂર્વપક્ષ કરનાર શિષ્યનું ટોળ કરી તેને બનાવે, અને મારી મચરડી માતા બાળકને સમજાવી ફોસલાવી ઘરબ્હાર ન્હાસતું અટકાવી ઘરમાં આણે તેમ કવિ પોતાના શ્રોતાઓને અને વાચકોને વિક્ષેપની આગમાં ઝંપલાઈ પડતા અટકાવવાને જે પ્રયત્નો

કરે તે સર્વ ચિત્ર આ પ્રેમાળ કવિના હૃદયને યોગ્ય જ છે." ગોવર્ધનરામ અહીં દયારામ વિષે કાંઈક સદ્ભાવથી પ્રેરાઈ ને લખતા લાગે છે બાકી દયારામમા શાંકર વેદાંત જેવા વિષયને શાસ્ત્રપુરઃસર અવગત કરીને તેનું નિરસન કરવા જેટલી બૌદ્ધિક તાકાત હતી કે કેમ એ પ્રશ્ન વિચારવા જેવો છે અને એનો ઉત્તર દયારામના લાભમાં ભાગ્યે જ હોવાનો સંભવ છે. "નવધા ભક્તિ" અને "ભક્તિયોગ અને યોગના અન્ય પ્રકાર" એ ખંડોની ચર્ચા સારી છે. દયારામના શૃંગાર વિષેની ચર્ચા હાથ ધરતા પહેલા લેખક જાણે કે ભૂમિકા રૂપે પોતાનુ દષ્ટિબિંદુ સ્ફુટ કરતાં લખે છે, "દયારામના સ્થૂલ જીવનમાં છિદ્રદૃષ્ટિ દોષ જુએ છે તેવા જ દોષ નરસિંહ મ્હેતાના જીવનમાં એ જીવનસમયે કોઈએ જોયા, હશે પણ તે પછીનાં સર્વ શતકોમા મ્હેતાનુ જીવન કેવળ સાધુતાની અને ભક્તિની મંજુષા જેવું સર્વત્ર ગણાયું છે. આથી એ કવિએ લખેલા શૃંગારમાં ઉક્ત પ્રકારનો વિરોધાભાસ જ હોવો જોઈએ અને તે શોધી કહાડી એના શૃંગારજળમાં કેવળ ભક્તિનુ અને સાધુતાનું જ સત્ત્વ હોવુ જોઈએ એવી ભાવના રાખી આપણે એના લેખોનું તત્વ શોધીશુ તો અક્ષરદેહના પરીક્ષકનો ધર્મ નહી સચવાય એવુ કહેવા જેવું નથી." લેખક કહે છે, "શૃંગારશાસ્ત્રની પરિભાષામાં ભક્તિમાર્ગની પદ્ધતિ આવી રીતે સંપ્રદાય પ્રમાણે કવિ સમજાવે છે અને અન્યથા સમજાય છે તેનાં દૃષ્ટાંત શ્રીકૃષ્ણ અને ગોપીઓના સ્પષ્ટાસ્પષ્ટ પ્રસંગો વિસ્તારી ગાય છે, ગાતાં ગાતા પોતાની ઉપમાઓ અને ઉત્પ્રેક્ષાઓમાં લીન થઈ તેમનું ઉપમાપણું અને ઉત્પ્રેક્ષાપણું ભુલી જાય છે, પ્રાકૃત શૃંગારભોગનું વર્ણન કરતા હોય એમ ભક્તિશૃંગારની કોઈ પણ કોટિમાં ન આવે એવાં શૃંગારસ્થાનોમાં લપસી પડે છે, અને શ્રોતાઓ તેમની પેઠે ભક્તિલીન ન હોય તો તેમને ભ્રાંતિમાં નાંખી ભમાવે એવા ઉદ્ગાર કરે છે. એક નાટકશાળાની રંગભૂમિ ઉપરનો એક ખેલાડી નૃસિંહાવતારનો ખેલ ભજવી રહી પડદામાં ગયા પછી પણ પોતાના કૃત્રિમ વેશનું ભાન ન ભુલતાં ચારે પાસ તરવાર વીંઝતો મટયો નહી એવી વાત

છે, તે જ પ્રમાણે ભક્ત કવિઓથી ભક્તિમાર્ગનાં રૂપકાદિકનાં ગાન આરોપી રહ્યા પછી પણ ગાનના લલકારા ભુલી જવાતા નથી અને કંદમા તેઓ અન્ય ગાન કર્યા કરે છે તેમાં અર્થહીન ગાન પેઠે ભક્તિહીન શૃંગાર ઉભરાયા કરે છે.” કવિના શૃંગારરસ દર્શાવતા કાવ્યોની ઉદાહરણ સાથેની ચર્ચાના ઉપસંહારમા લેખક કહે છે, “સંપ્રદાય પ્રમાણેનુ એ સ્વરૂપ શુદ્ધાદ્વૈતસિદ્ધાન્તપ્રદીપના કર્તાએ અલંકારરહિત અને યથાક્ષરાર્થ ગણેલુ હોય તો એવા સાક્ષાત્કારપ્રત્યયમા ખડું થતુ ચિત્રસ્વપ્નના લૌકિક શૃગારમા જેવો દોષ ગણીયે તેવા જ દોષનુ સ્થાન થાય છે, કારણ તેમા અસ્થૂલ પણ સંચેષ્ટ અવયવોના પ્રત્યય છે. પરંતુ જે ભાવનાના અભિપ્રાયો અને ભાષાના અલકારાદિક સાધનો આપણા કવિના હૃદયને પ્રદીપ્ત કરે છે તેવી ભાવાના જાળ ભેદી એ અભિપ્રાયો પ્રમાણેની ભાવનાઓમા આવા પ્રકટ સ્વરૂપનો આત્મા જાણી તે આત્માને પ્રેમસમાધિથી પામવાનો ઉદ્દેશ હોય તો તો પ્રેમભક્તિના શિખર સુધી ચ્હડવાના શ્રમના પ્રમાણમા ફળનો ઉત્કર્ષ પૂજનીય ગણાવા જેવો છે. જે ઉચ્ચ દૃષ્ટિથી કવિએ નવધા ભક્તિઓનાં સ્થૂલ સ્વરૂપના જાળ ભેદી તેમના સૂક્ષ્મ મર્મ પ્રક[ ટ કા ]ર્યાં છે [ ખંડ ૫૮–૬૬ ] તે જ દૃષ્ટિનો ત્યાગ એ નવધા ભક્તિના શિખરરૂપ પ્રેમસમાધિના વિષયમાં કવિ ઉકત ચેષ્ટાપ્રત્યયોને સ્વીકારીને, કરતા હોય તો તો કવિને વિષયે આપણે એવુ જ કહેવું પડે કે કવિ મહાસાગર તરી જઈ ખાબોચીયામા ડુબ્યા અથવા He passed from the sublime to the ridiculous.” આમ, દયારામની કવિતામા પૌરાણિદિક કથાઓનો વિસ્તાર, દેવરહસ્ય, સજીવ ભક્તિનિરૂપણ, સાંસારિક ઉપમા આદિ અલંકારોથી અલંકૃત શૃંગારનિરૂપણ જોવા મળતું હોય છે. આ પુસ્તકમાં આ રીતે અનેક પાસાંની ચર્ચા જોવા મળે છે. ‘પ્રેમયોગ અને તેની પરિભાષા’ ( વિભાગ ૧૩ )માં લેખક ભક્તિમાર્ગના પારિભાષિક શબ્દોને દયારામનાં કાવ્યોમાથી ઉદાહરણ આપી સમજાવે છે દયારામના પ્રેમવિષયક કાવ્યોની સાથે

નરસિંહ મહેતાનાં એ પ્રકારનાં કાવ્યોની તુલના કરે છે. 'જારપ્રીત' વિષે લેખક લખે છે, "આ દેશની ભાષામાં યોગીઓ જેને 'સુરતા લગાવવી' કહે છે તેની જ ભક્તિયોગની પરિભાષામાં આ 'જારપ્રીત' છે. ભક્તની આ 'સુરતા'ની પરિપૂર્ણ દશાથી પ્રેમસમાધિ પ્રાપ્ત થાય છે માટે જ ભક્તિની એ દશાને પહોંચેલી ગોપીઓના સંબંધમાં આ પરિભાષા યોગ્ય છે."

ગોપિકાઓના વસ્ત્રાહરણના પ્રસંગમાં તેમને સર્વ ઉપાધિઓથી – સર્વ આવરણથી – મુક્ત કરવાનો આશય છે એમ લેખક જણાવે છે અને ઉમેરે છે કે, "પ્રેમયોગની દશાવાળા ભક્તની આ સર્વ દશાઓ આપણા કવિરાજ સૂક્ષ્મ અનુભવથી વર્ણવે છે અને વિસ્તારે છે ત્યારે એના અનુભવહીન શ્રોતાઓ એની શૃંગારપરિભાષા વિના અન્ય સમજવાની અશક્તિને લીધે ભ્રાન્ત થાય છે." "પ્રેમસમાધિના પૂર્વરંગરૂપે વેણુનાદ, કૃષ્ણસ્વર વગેરે અનેક રમણીય અનાહત સ્વર પ્રથમ સંભળાવા લાગે છે અને મેઘની ગર્જના મયૂરને ઉન્મુખ કરે તેમ પ્રેમયોગીની વૃત્તિઓને આ પૂર્વરંગ કરે છે." એમ કહ્યા પછી લેખક દયારામની આ વર્ણન કરવાની શક્તિ વિશે કહે છે, "દયારામની ભાવના આદિ કવિના શિખર સ્થાન જેટલી ઉંચી પ્હોંચી નથી, તો પણ તેમાં ઉંચી ભાવના છે. સામાન્ય દૃષ્ટિએ જોઈએ તો રાસલીલામા ઇંગ્રેજોના અથવા ભીલ લોકના સ્ત્રીપુરુષના ભેગા નૃત્ય કરતા વિશેષ નથી...પાશ્ચાત્ય શાસ્ત્રનું એક સર્વવ્યાપિ ઇથર (Ether) અસંખ્ય પરમાણુઓના અતરાલ ભાગોમા સરી જઈ એક છતા અસંખ્ય ભાગમય દેખાઈ એ અસંખ્ય પરમાણુઓને નચાવી જાતે તેમના ભેગું તેમને વળગી નૃત્ય કર્યાં કરે છે અને તે નૃત્ય અનાદિ અનંત છે એ ચમત્કાર અનંત ઉત્સવના સાક્ષી આદિ કવિએ અનાદિ રાસલીલાને નામે વર્ણવ્યો છે એવો પક્ષવાદ કરનાર કોઈ મળે તો તેનો ઉત્તર-પક્ષ પણ સહસા થાય એમ નથી. દયારામનાં વાક્ય આ અનાદિ અનંત પરમાણુરાસને લાગુ પડે એવા છે; બાકી તે લાગુ પાડવા જેવી ભાવના

એ કવિના લેખમાં કે હૃદયમાં છે એવો આશય નથી જ; કારણ ગોપીઓમાં એ કવિ માત્ર ભક્તભાવના દેખે છે, અને એ ભાવના સિદ્ધ કરી શુકદેવ અને ચરણદાસ જેવા ભક્તો તેમ શિવજી પોતે પણ ગોપીરૂપ ધારણ કરીને જ રાસલીલાના સાક્ષી બની શક્યા છે એની કથાઓ સ્થૂલ વૃન્દાવનમા હજી શ્રવણગોચર થાય છે."

આમ, ગોવર્ધનરામ આ પુસ્તકમા દયારામના અક્ષરદેહની ચર્ચા કરે છે. સ્થૂળ દેહની વીગતો વિશે કાઈ લખવુ એ એમનો ઉપક્રમ જ ન હતો. પણ તેમણે એ ઉપક્રમ ન ગણ્યો એટલે દયારામને તે સમજ્યા જ નથી અથવા તો દયારામના સ્થૂળ જીવન વિષે તેમને વિરુદ્ધમા જ કહેવાનું હતું એ જાતનુ વલણ બરોબર નથી. દયારામ વિષેના એક બીજા પુસ્તકના લેખકો પ્રસ્તાવનામા કહે છે, "સ્વ ગોવર્ધનરામભાઈએ દયારામભાઈને થતા અન્યાયમાથી કંઈક અંશે બચાવી લેવા માટે દયારામભાઈના અક્ષરદેહ વિષેનો પોતાનો નિબંધ લખ્યો અને તેમાં તેમના સ્થૂળ જીવન અને અક્ષરદેહને છૂટાં પાડ્યાં અને જણાવ્યું કે તેમનુ સ્થૂલ જીવન ગમે તેવું હોય તોપણ તેમનો અક્ષરદેહ ખરેખર સુંદર છે ગોવર્ધનરામભાઈનો મત પણ તે કવિચરિત્રને શુદ્ધરૂપે પિછાણી શક્યો નહિ. મહાપુરુષોનાં જીવન અને કવન ઉત્તર ધ્રુવ અને દક્ષિણ ધ્રુવની માફક એકબીજાથી નિરાળાં હોતા નથી"[૨૬] સ્પષ્ટ જ છે કે ગોવર્ધનરામના આશયને આ લેખકો યથાર્થ સ્વરૂપે સમજી શકયા લાગતા નથી, પણ એટલાથી સતોષ માનીને એ અટકયા નથી. દયારામના અક્ષરદેહને સન્માની શકનાર પણ એમના ક્ષર જીવનને સ્પષ્ટપણે ઉત્તમ કહેવાની તક ન લેનાર ગોવર્ધનરામને, તો પછી, સાક્ષર કેટલે અંશે ગણવા એ પ્રશ્ન લેખકો પુસ્તકમાં પ્રસ્તુત કરે છે. "સાક્ષર લેખકને પ્રથમ તો વિદ્યાનો અતિવ્યાસંગ થવો જોઈએ. તેણે સદ્ભાવથી સર્વ સાહિત્યને અવલોકવું જોઈએ; તથા પર્યટણરૂપી અનુભવથી તે ગ્રંથસ્થ

૨૬. 'ભક્ત કવિશ્રી દયારામભાઈનું આન્તરજીવન અથવા દિવ્ય અક્ષરદેહ', મૂ. હ. તેલીવાળા અને પ્રો. જે. ગો. શાહ, પૃ. ૨૧.

જ્ઞાનને વિકસાવવું જોઈએ. તેનામાં પ્રૌઢ વિચારો અને ઉદાત્ત ભાવો સુંદર અને સંસ્કારી ભાષામા ઉતારવા જેવી કલા આવવી જોઈએ. ગોવર્ધનરામભાઈનામાં એ કલા ઊતરી હતી, પણ તેમાં જે પ્રસાદાદિ ગુણો જોઈએ તેનો ક્વચિત્ અભાવ હતો. આથી તે કલા ઉત્તમ સ્વરૂપમાં ગોવર્ધનભાઈની કૃતિઓમા જણાઈ નહિ; તો પણ તેઓ સાક્ષર તો હતા, પણ દયારામભાઈ તો પોતાના વિચારો સુંદર રીતે ઉતારી શક્યા છે એટલુ જ નહિ પણ પ્રસાદાદિ ગુણો તેમા લાવી શક્યા છે."[૨૭] પણ એ વાત આગળ કરવાથી ગોવર્ધનરામે કરેલા દયારામના મૂલ્યાંકનમા શો ફેર પડે તે સ્પષ્ટ થતું નથી. 'સદ્ભાવ' અંગે તો કદાચ એ ફરિયાદ કરવાની રહે કે ગોવર્ધનરામ દયારામ તરફ ક્યારેક વધુ પડતી ઉદારતા દાખવે છેઃ—દા. ત. નરસિંહના જીવનમાં તેના સમયના લોકો, વર્તમાન સમયના લોકો દયારામના સ્થૂલજીવનમાં "છિદ્રદષ્ટિ"થી જુએ છે, તેવા દોષો જોતા હશે એમ ગોવર્ધનરામ નિર્દેશ છે તેમાં ઇતિહાસદૃષ્ટિએ અત્યારે જેને પુરવાર કરવાનું જરીક શક્ય નથી તેવી નરસિંહના સ્થૂલ જીવનમાં કાંઇક દોષ હોય એવી વાતનુ તેઓ સૂચન કરે છે—એ કોઈ તટસ્થ વિચારક માટે ન્યાય્ય નથી, ઊલટું દયારામના સ્થૂલજીવનના "દોષ"ને નિર્વાહ્ય લેખાવવા માટેનો ગોવર્ધનરામનો પ્રયત્ન છનો થયા વગર રહેતો નથી

## ૪. માધવરામસ્મારિકા [૧૯૦૦]

ગોવર્ધનરામના પિતા માધવરામ ધીરજરામ ત્રિપાઠીનુ સને ૧૮૯૭ ના જુલાઈની આઠમી તારીખ ને ગુરુવારે અવસાન થતા ગોવર્ધનરામે અને તેમના ભાઈ નરહરિરામે પોતાના સદ્ગત પિતાના સ્મરણાર્થે "નડિયાદના વડનગરા નાગર બ્રાહ્મણોની જ્ઞાતિની સઘળી વંશાવળીઓ તથા તે સંબંધી અન્ય વૃત્તાન્ત વિસ્તાર"વાળી 'માધવરામસ્મારિકા'[૨૮]

૨૭. એજન, પૃ. ૨૬૮-૨૬૯.

૨૮. ગોવર્ધનરામના ભાઈ નરહરિરામે સને ૧૯૧૭ મા પોતાનાં સ્વ. માતુશ્રી શિવકાશી અને પત્ની વિષ્ણુલક્ષ્મીના સ્મરણાર્થે 'માધવરામ-

ઈ સ ૧૯૦૦મા પ્રગટ કરી જ્ઞાતિજનોને એનુ અર્પણ કર્યું હતું એની બીજી આવૃત્તિ અગાઉની આવૃત્તિના એક સહયોજક નરહરિરામે ઈ સ ૧૮૭૬મા પ્રકટ કરેલી છે આ આવૃત્તિમા અગાઉની આવૃત્તિ માની પ્રસ્તાવના, જે ગોવર્ધનરામ અને નરહરિરામની સહીથી લખનામા આવી હતી તે પણ મૂકનામા આવી છે બીજી આવૃત્તિના 'ઉપોદ્-ઘાત'મા અ તર્ગત એવા ચદ્રશકર પડયાના લેખમા કહ્યુ છે તેમ એમા ગોવર્ધનરામનુ જ કતૃત્વ છે – "ગોવર્ધનરામભાઈ જેવી પ્રતિભા શાળી વ્યક્તિ જ્ઞાતિના નગ્તીપત્રક જેવી દિશામા પોતાની અસામાન્ય શક્તિઓનો ઉપયોગ કરવાનુ કર્તવ્ય સ્વીકારે અને તે નરતીપત્રકની પ્રસ્તાવના લખે, એ કાઈ જ્ઞાતિનુ જેવુ તેવુ સદ્ભાગ્ય નથી"[૨૯] એ ભાઈઓએ પોતાના પિતાના સ્મરણાર્થે આ કાર્ય કર્યું એટલે ઔપ ચારિક રીતે નરહરિરામનુ નામ મૂકવામા આવ્યું હોય આ પ્રસ્તાવનામા નાગર બ્રાહ્મણોના પ્રકારો, ગુજરાતમા જુદે જુદે સ્થળે તેમના રહેઠાણ અને વ્યવસાય, નડિયાદના નાગરોના કુળધર્મ, નડિયાદના નાગરોના જ્ઞાતિરિવાજો વગેરે વિશે પ્રસગોપાત્ત લખ્યુ છે પુસ્તકના સ્વરૂપ વિશે પ્રસ્તાવનામા લખ્યુ છે – "પુસ્તકના બાકીના ભાગના ચાર વિભાગ પાડયા છે પ્રથમ વિભાગમા નડિયાદમા આ નાતમા પળાતા સ્નાન-સૂતકના તથા વિવાહને માટે ખપતી ગણાતી પેઢીઓના નિયમ આપ્યા

સ્મારિકા'ના જેવી 'શિવવિષ્ણુસ્મારિકા' પ્રકટ કરી હતી તેની પ્રસ્તાવનામા નોધ્યુ છે કે સદ્ગત પિતાની પાછળ રચાયેલી સ્મારિકાને 'માધવરામસ્મારિકા' નામ આપ્યુ હતુ તેમ આનુ નામ 'શિવકાશીસ્મારિકા' રાખી એ રીતે માતાનુ નામ જોડવાનો ખ્યાલ હતો પણ છેવટે નરહરિરામે 'શિવવિષ્ણુસ્મારિકા' નામ રાખી 'બન્ને વહાલાઓનુ નામ આ સાથે જોડયુ હતુ' આ પુસ્તકને તેર પ્રકરણો છે અને જ્ઞાતિરિવાજો વિશે એમા માહિતી આપી છે જનોઈથી આરભી મરણ પર્યંતના પ્રસગો વિશે માહિતી આપવામા આવી છે અને 'ષટ્પિંડવિધિ' સસ્કૃતમા આપી નીચે ગુજરાતી નોધ આપેલી છે

૨૯ 'માધવરામસ્મારિકા', (બીજી આવૃત્તિ) પૃ ૨૦

છે. ત્રીજા ભાગમાં નડિયાદના વડનગરા નાગર બ્રાહ્મણ સમસ્તની વંશાવળીઓનાં વૃક્ષ છે. ચોથા ભાગમાં એમના વિદ્યમાન પુરુષોનું અને બાળકોનું પ્રથમાક્ષરને અનુક્રમે નામવાર સૂચીપત્ર આપેલું છે અને તે સૂચીપત્રમાં વંશાવળીના સંબંધ તથા બીજી કેટલીક વીગતો આપી છે. બીજા ભાગમાં આ વંશાવળી અને સૂચીપત્રનો કેવી રીતે ઉપયોગ કરવો તે આપેલું છે. દરેક વંશવૃક્ષની સાથે તેનાં ગોત્ર આદિ નવ વાનાંમાંથી જેટલી વીગત નક્કી થઈ શકી તેનાં નામ સંસ્કૃત પ્રમાણે શુદ્ધ કરી આપેલાં છે."૩૦ ગોવર્ધનરામે પોતાના પિતાને 'નિવાપાંજલિ' રૂપે લખેલા ત્રણ શ્લોકો પણ એમાં આપવામાં આવ્યા છે, જે બીજી આવૃત્તિમાં પણ ઉતાર્યા છે.

બીજી આવૃત્તિમાં પહેલી આવૃત્તિની પ્રસ્તાવના ઉપરાંત ચન્દ્રશંકર પંડ્યા, દોલતરામ કૃપારામ આદિનાં લખાણો છે. પણ એનું એક મુખ્ય આકર્ષણ તે ગોવર્ધનરામની "ખાનગી નોંધપોથી"માંથી "મારો જન્મ, પ્રપિતામહ મોહનરામ નરભેરામ નંદરામ, પિતામહ ધીરજરામ અને તેમનું કુટુંબ, મ્હારા પિતા માધવરામ" – એ ઉપશીર્ષકો તળે આપવામાં આવેલું લખાણ છે. અને આ ભાગ 'સંસ્કૃતિ' (વર્ષ ૧૨ અંક ૫–૬) દ્વારા ડૉ. કાન્તિલાલ પંડ્યાએ સુલભ કર્યો છે. 'માધવરામસ્મારિકા'ની બીજી આવૃત્તિમાં રૉયલ સાઈઝનાં પાંચ પાનાં જેટલું (પૃ. ૭ થી ૧૧) આ લખાણ તા. ૨૫ જૂન ૧૮૮૯ થી તા. ૧લી સપ્ટેમ્બર ૧૮૯૨ સુધીની નોંધોનું છે. આ ઉપરથી જોવા મળે છે કે સ્ક્રેપબુક ઉપરાંત ગોવર્ધનરામે ગુજરાતીમાં પણ નોંધપોથી – સંભવ છે કે કુટુંબજનોના બયાન પૂરતી – રાખેલી. આ લખાણ અત્યંત રસપ્રદ છે અને એની લખાવટ પણ 'સરસ્વતીચંદ્ર'ના સર્જક પાસેથી અપેક્ષા રાખીએ એવી છે. ગોવર્ધનરામની કલમે આલેખાયેલાં તેમના પિતામહ, પિતા આદિનાં નખચિત્રો સુરેખ છે. એ વખતની સામાજિક સ્થિતિ ઉપર પણ તે પ્રકાશ પાડે છે. ગોવર્ધનરામના જીવન અંગે (ખંડ ૨ વિભાગ ૧) લખતાં આમાંના કેટલાક ભાગોનો ઉપયોગ કર્યો છે.

૩૦. એજન, પૃ. ૪.

## ૫. સ્ક્રેપ-બુક્સ [૧૮૮૮–૧૯૦૬]

ગોવર્ધનરામની 'સ્ક્રેપબુક્સ' એ તેમની કૃતિઓમાં વિશિષ્ટ સ્થાન ધરાવે છે. આ પ્રકારની ટાંચણ–નોંધો લખવાની શરૂઆત તેમણે ૧૮૮૫ના જાન્યુઆરીથી કરી હતી અને ૩ નવેમ્બર ૧૯૦૬ સુધી તે લખી હતી. આ સ્ક્રેપબુકો લખવા પાછળ લેખકનો શો ઉદ્દેશ હતો તેના પર પ્રકાશ પાડતો ખંડ પ્રગટ કરતાં ડૉ. કાન્તિલાલ પંડયા કહે છે, "આ નોંધોને માટે ગોવર્ધનરામે 'સ્ક્રેપબુક' એ અંગ્રેજી શબ્દ વાપર્યો છે તે શરૂમાં—સન ૧૮૮૫ માં તદ્દન યથાર્થ હતો. આ નોટબુકો વકીલાત શરૂ થયા પછી તરત શરૂ થઈ, ને પહેલા એ પોતાના વાચનની નોંધો, કાપલીઓ (છાપેલી) વગેરે એમા સંગ્રહતા. પાંચ–છ વર્ષ પછી પોતાના વિચારો, ખાસ અનુભવો વગેરે એમાં ઉતારવા લાગ્યા."[31] આ સ્ક્રેપબુકો લખવાની પાછળનો લેખકનો ઉદ્દેશ પ્રગટ કરતો ઉપર્યુક્ત ખંડ આ પ્રમાણે છે: –"આવી નોટબુકોમા આમ લખ લખ કર્યાનો શો અર્થ છે? આમ કરીને મારી વિચારણાઓનાં પરિણામો ખોવાઈ ન જાય તે માટે હું એમને સાચવી રાખું છું. કેટલીક વાર આમ લખીને મને પોતાને તથા મારા વિચારોને વધારે ચોક્કસ બનાવું છું. બીજે વખતે, મારા દિલને આ કાગળોની ઉપર રેડીને હું એને લગાર હળવું-કરું છું. મારે વાતો કરવા પૂરતોય કોઈ દોસ્ત હોય તો તે હું પોતે જ છું. આ પાનાંઓ જ્યારે હું ઉથલાવું છું ત્યારે મારી સ્મૃતિ પાછી તાજી થાય છે; મને દિલસોજી મળે છે, મને આશ્વાસન મળે છે. આમાં પ્રગટ થતી મારી નબળાઈની ક્ષણો હું નિહાળું છું અને શરમાઉં છું. આમાંથી હું બળ પામુ છું ને હિંમત મેળવું છું. જે પ્રવાહ કદી આગળ તો કદી પાછળ વહ્યો જાય છે તેમાં કાંઈક સળંગપણું અહીં દેખાય છે. મારું બળ અહીં છે, મારી નિર્બળતાઓ અહીં છે; એકના ઓથાર વખતે બીજામાંથી હું બોધ મેળવું છું.

---

૩૧. 'સંસ્કૃતિ', વર્ષ ૧૧, અંક ૫, પૃ. ૨૦૦.

ભવિષ્યમાં બીજા કોઈના હાથમાં આ પડે તો એ મને શું કહેશે એની શરમ કે બીક રાખવાની મને જરાય જરૂર નથી. હું જાતે તો એ બીજાનાં વચનો સાંભળવાનો જ નથી! ફિલસૂફીથી બોલતાં, એમ પણ કહેવાય કે મારા જેવાના ચિત્તના અંદરના પ્રવાહનો અભ્યાસ કર્યાથી એને ફાયદો થાય. પણ જો કદી એને ઊલટું નુકસાન થાય તો હું એમાં શું કરી શકું? હું તો માનતો જ નથી કે આમાં કશું નુકસાન હોય. પણ દુરુપયોગ તો બધી ચીજોનો થઈ શકે છે, અને જે આદમી ગંભવિત દુરુપયોગથી પોતાને બચાવી શકતો નથી તે પોતે દોષપાત્ર જ છે. ખેર, આખરે આ બધી વાતો તો મારી ખાનગી વાતો જ છે, અને આ ખાનગી વાતો કદી બીજાના હાથમાં જવા નિર્માઈ હોય તો એ બીજાઓ પોતાની વિવેકબુદ્ધિ વાપરીને અયોગ્ય વાતોનો નાશ કરે!

ઈશ્વરેચ્છા જ આ બધું લખવાને મને પ્રેરે છે. મારું કર્તવ્ય આટલેથી જ પૂરું થાય છે." (તા. ૧૦ જુલાઈ ૧૮૯૧ ની નોંધ)[૩૨]

સ્ક્રેપબુકો અત્યાર સુધી અપ્રગટ રહી હતી. છેલ્લાં વર્ષોમાં ડૉ. કાન્તિલાલ પંડ્યાએ એનું સંપાદન હાથ ધર્યું હતું. પ્રથમ છપતા રૂપે ૧૯૫૭ માં એનો છેલ્લો ભાગ સાતમા પુસ્તક તરીકે પ્રગટ થયો છે. બાકીના બે ભાગ ૧૯૫૯ માં પ્રગટ થયા છે. ડૉ. કાન્તિલાલ પંડ્યા પાસેથી અપ્રગટ સ્ક્રેપબુકોના જે ભાગો જોઈ શકાયા છે તે તેમ જ બીજેથી મળેલા અંશ[૩૩] અને હવે પ્રગટ થઈ ચૂકેલા ઉપર જણાવેલા કુલ ત્રણ ગ્રંથો પરથી જણાય છે કે આ સ્ક્રેપબુકોમાં મુખ્યત્વે ચાર પ્રકારનાં લખાણો છેઃ—(૧) તેમના પોતાના વિષે (૨) કુટુંબજીવન વિષે (૩) સમકાલીન બનાવો વિષે અને (૪) અન્ય ચિંતન મનન.

૩૨. અનુ. ડૉ. કાન્તિલાલ છ. પંડ્યા, એજન, પૃ. ૨૦૦.

૩૩. 'ગો. શ. સ્મા. ગ્રંથ'માં ઉમાશંકર જોશીના 'ગોવર્ધનરામ અને એમનું મનોરાજ્ય' લેખમાં ગોવર્ધનરામના નિવૃત્તિપ્રકરણ અંગેની ગોવર્ધનરામની નોંધો ઉતારેલી છે તે અને બીજી નોંધો મૂળ અંગ્રેજીમાં લેખક પાસેથી મને સુલભ થયેલી છે.

પહેલામાં ગોવર્ધનરામનાં સ્વભાવ-લક્ષણો, તેમના અંગત પ્રશ્નો, તેમની ભાવનાઓ, આદર્શો, ઝંખનાઓ, ભવિષ્યમાં કરવાનાં કામો, ભવિષ્યમાં નડનારી મુસીબતો, વર્તમાનની વિટંબણાઓ વગેરેનો સમાવેશ થાય છે. પોતાની સાહિત્યિક પ્રવૃત્તિઓનો અહેવાલ પણ તે આપે છે, પોતાનાં સ્વપ્નોનું વિશ્લેષણ કરે છે, અન્ય વ્યક્તિઓ સાથેના સંબંધો અને ઊભા થતા પ્રશ્નો અંગે યથાતથ રજૂઆત કરી એ પ્રશ્નોની તત્ત્વચર્ચા પણ કરે છે અને એમાંથી બોધ તારવે છે. બીજા પ્રકારનાં લખાણોમાં સ્ક્રેપબુકોનો ઠીક એવો ભાગ રોકાય છે. કૌટુમ્બિક પ્રશ્નોનું તે વિશ્લેષણ આપે છે, એ પ્રશ્નોની પણ તે તત્ત્વચર્ચા કરે છે. કુટુંબજીવનના વિવિધ પ્રસંગોનું બયાન પણ રજૂ થયું છે. ગોવર્ધનરામ કુટુંબની વ્યક્તિઓના સ્વભાવનું પૃથક્કરણ કરે છે અને પોતાના આદર્શને વફાદાર રહી કુટુંબના પ્રશ્નોને વધારેમાં વધારે સમન્વયથી કેમ ઉકેલી શકાય એની વાત કરે છે. આમ કરતાં ગોવર્ધનરામ કુટુંબીજનોનું કોઈ વાર ગુણદર્શન કરે છે તો કોઈ વાર કુટુંબીજનોનાં અમુક લક્ષણોની કડક ચિકિત્સા પણ કરે છે, અને છતાં પણ આ બધામાં કુટુંબીજનો પ્રત્યેની તેમની સહાનુભૂતિ ચાલુ વ્યક્ત થયાં કરે છે. ત્રીજા પ્રકારનાં લખાણોમાં તેમણે કોઈ વાર આપેલ વ્યાખ્યાન કે કોઈ વ્યક્તિ સાથે કરેલ જ્ઞાનચર્ચાનો નિષ્કર્ષ રજૂ થાય છે.

જીવ, જગત અને ઈશ્વર એ તત્ત્વજ્ઞાનના ત્રણ પાયાના પદાર્થ અંગે ગોવર્ધનરામની સ્ક્રેપબુકોમાં માતબર કહી શકાય એવી વિચારણા પડેલી છે. ઉત્સર્ગસિદ્ધિ, મૃત્યુ પછી આપણે જીવીશું ?, ધાર્મિક ફિલસૂફીના કેટલાક પ્રશ્નો, અંતરાત્મા, સ્વતંત્ર-સંકલ્પશક્તિ, પૂર્વ-નિશ્ચિત માનસિક વલણ, પ્રાતઃસંધ્યા, સદ્‌ગુણ અને દુર્ગુણ, ચિત્, આનંદ અને બ્રહ્મ, ચિત્ સંવિત્ અને નિર્ગુણ, સત્ત્વ, રજસ્ ને તમસ્, સંકલ્પબળ, વગેરે વિષે તેમના વિચારો જોવા મળે છે.

સ્ક્રેપબુકનો એક મહત્ત્વનો અંશ તે એમના ઉત્સર્ગસિદ્ધિના સિદ્ધાંતનું નિરૂપણ છે. ('સરસ્વતીચન્દ્ર'માં આ સિદ્ધાંત આ રૂપે મુકાયો નથી.)

સમષ્ટિના શ્રેયાર્થે વ્યક્તિએ કરેલા સમર્પણને ગોવર્ધનરામ 'ઉત્સર્ગ' એવું નામ આપે છે. એવા ઉત્સર્ગથી જ વ્યક્તિના જીવનની સાર્થકતા છે. આ સમર્પણમાંથી જે સિદ્ધિ પરિણમે એને તે ઉત્સર્ગસિદ્ધિ કહે છે. સ્ક્રૅપબુકમાં 'The Great Will', 'The Great Force'-નો ઉલ્લેખ વારંવાર આવે છે. તા. ૧૦ નવેમ્બર ૧૮૯૨ ની સ્ક્રૅપબુક-નોંધમાં ૨૧ સંસ્કૃત શ્લોકોમાં તે સિદ્ધાંત સંક્ષેપમાં એકસાથે નિરૂપાયો છે, ત્યાં 'महेच्छा'નું સ્વરૂપ તેઓ સમજાવે છે. ઈશ્વરની ઇચ્છા – આ સૃષ્ટિના મૂલગત કારણમાં રહેલી ઇચ્છા – ને ગોવર્ધનરામ 'The Great Will' કહે છે. આ જ 'महेच्छा' છે. ગુણદૃષ્ટિએ પરમ તત્ત્વ શક્તિરૂપ છે, પરંતુ જ્યારે એ ક્રિયામાં પ્રવૃત્ત બને ત્યારે તે મહેચ્છા સ્વરૂપ થાય છે, અને પોતે તત્ત્વતઃ એક હોવા છતાં અનેકરૂપે ભાસે છે. કાષ્ઠમાં જેમ અગ્નિ તેમ ગુણરૂપે મહેચ્છા અલક્ષ્ય રહેલી છે. પરમાત્મ તત્ત્વની તે સંકલ્પશક્તિ છે. આમ તો તે ગુણાત્મક–Latent– છે પણ કાર્ય દ્વારા Patent બને છે. વ્યક્તિ જ્યારે પોતાની ઇચ્છાને મહેચ્છાના ભાગરૂપ બનાવે ત્યારે તેનુ અહંબિંદુ (The Ego-point) સંક્ષય (Consumption) પામે – એટલે કે તેનો જીવભાવ ટળે. મરણ પછી શું? – એ પ્રશ્ન ગોવર્ધનરામે સ્ક્રૅપબુક લખવા માંડી ત્યારે ૧૮૮૮ના આરંભમાં ચર્ચ્યો હતો. પછીથી સ્ક્રૅપબુકમાં 'ઉત્સર્ગ-સિદ્ધિ'ના પોતાના સિદ્ધાંતના પ્રકાશમાં એમણે એની ચર્ચા તા. ૨૨–૧૦–૧૮૯૨ના રોજ કરી છે.[૩૪] આ ગોવર્ધનરામનો 'Philosophy of Consumption'નો સિદ્ધાંત છે. ઉત્સર્ગ દ્વારા જ સાચી શાંતિનો અનુભવ થાય. આત્મતત્ત્વને જાણનાર શોકને તરી જાય છે, એને માટે પુનર્જન્મ નથી. તેમની અનુપમ વાણીમાં:— महेच्छा समीरस्य शान्ता लहर्यो भवेयुर्यदा सा महेच्छा मदिच्छा ॥ — જ્યારે આ મહેચ્છા એ જ મારી ઇચ્છા બને (મહેચ્છાથી ભિન્ન મારી વ્યક્તિગત ઇચ્છા ન રહે), ત્યારે મહેચ્છાના સમીરની લહરીઓ શાંત થઈ

૩૪. જુઓ પ્રકરણ ૮.

જાય છે. (સ્ક્રેપબુક, તા. ૧૦ નવેમ્બર ૧૮૯૨).

શોપનહોરના Will Forceના સિદ્ધાંતની જાણ થતાં પોતે તા. ૧-૩-૧૮૯૩ની સ્ક્રેપબુક નોંધમાં લખે છે કે મને પહેલી વાર જાણવા મળે છે કે મારા માનસ કરતા બીજા કોઈ માનસને આ સિદ્ધાંત સૂઝયો છે.

'રામાયણ' કે 'પંચદશી', વેદાંત કે ભક્તિમાર્ગ અંગે પણ ગોવર્ધનરામ વિચારે છે. ધર્મ અંગેની ઘણીખરી ચર્ચાઓ તેમના કાકા મનઃસુખરામ સાથે થયેલી, એનું બયાન પણ ગોવર્ધનરામ આપે છે. ચોથા પ્રકારની નોંધોમા 'સંમતિવયનો કાયદો' એ અંગે, કોંગ્રેસ અંગે, લોર્ડ કર્ઝન અંગે, અને ૧૮૯૩ મા મુબઈમા થયેલા મુસલમાનોના હુલ્લડો અંગે તે લખે છે. 'સરસ્વતીચંદ્ર' કે 'સ્નેહમુદ્રા' અંગેના પ્રશ્નો વિષે પણ તેમના ઉદ્‌ગારો કયાક કયાક જોવા મળે છે. સમકાલીન બનાવો કે સમકાલીન વ્યક્તિઓ વિષે પણ પ્રસંગોપાત્ત તે પોતાના વિચારો રજૂ કરે છે. કોઈ ખ્યાતનામ વ્યક્તિના મરણ અંગે નોંધ કરતા તેને અંજલિ પણ આપે છે.

પણ આ બધી નોંધોમાં ખાસ ઉલ્લેખપાત્ર છે ગોવર્ધનરામનાં પોતાના અંગત જીવન અંગેનાં કથનો. પોતાના અભ્યાસ અંગેના, પોતે વાંચેલી કોઈ ચોપડીના મુદ્દા અંગેના, પોતાના વ્યાપક રસવિષયો અંગેના ઉલ્લેખો ખાસ નોંધપાત્ર છે. ગોવર્ધનરામના હૃદયમાં પોતાના દેશ માટે કેવી તીવ્ર લાગણી છે અને પોતાની રીતે દેશોત્કર્ષ સાધવા માટે તેમના આદર્શવાદી હૃદયમા કેવું તીવ્ર મંથન ચાલે છે તે અંગેનાં ટાંચણો ખૂબ પ્રતીતિકર અને હૃદયંગમ બન્યાં છે. "મારા દેશ પ્રત્યેની મારી ફરજો" એ શીર્ષકથી તેમણે તા. ૩-૪-૧૮૯૧ની એક લાંબી નોંધ લખી છે, એ સિવાય પણ દેશોદ્ધારની ભાવનાનો તાર સ્ક્રેપબુકમાં ચાલુ-ગુંજયાં કરે છે. ગોવર્ધનરામે વિદ્યાના ક્ષેત્રમાં સ્વધર્મ જોયો હતો અને એ સ્વધર્મને જીવનમા વધુ સિદ્ધ કરવા માટે તેમણે જુવાનીના આરંભમાં જ ત્રણ સંકલ્પો કર્યા હતા એમાનો ત્રીજો સંકલ્પ "લગભગ ચાળીસમે વર્ષે ધંધામાંથી નિવૃત્ત થઈ, બાકીની જિંદગી સાહિત્યની

સેવામાં અને સાહિત્ય દ્વારા જનસમાજની સેવામાં ગુજારવી," અમલમાં મૂકવાનો સમય જેમ જેમ પાસે આવતો ગયો તેમ તેમ તેમને જે તીવ્ર મનોમંથન થયું એની રજૂઆત તે સ્ક્રેપબુકોમાંના લખાણનો એક મહત્ત્વનો અંશ છે. ગોવર્ધનરામ અને સ્ક્રેપબુકોના વાચકો વચ્ચેનો પડદો ત્યારે તદ્દન પાતળો થઈ જાય છે અને લેખકના ઉત્તમોત્તમ તત્ત્વનો સહજ સંપર્ક સધાય છે આ નિવૃત્તિપ્રશ્નની કથા સ્ક્રેપબુકોના ઘણાં પૃષ્ઠોમાં રજૂ થઈ છે. નિવૃત્તિ લીધા પછી પણ નોકરી કે નિવૃત્તિ અંગે તેમને જે મનોમંથન થયું એ ભાગ પણ પૂરતો રોચક છે. લેખકના અંતરંગનો પરિચય કરાવતા સ્ક્રેપબુકોનાં આવાં કેટલાંક પૃષ્ઠો લેખનના પણ સારા નમૂના છે.

પ્રકરણ ૮

# સર્જક રચનાઓ, લેખો-વ્યાખ્યાનનિબંધો આદિ

## પ્રકીર્ણ કૃતિઓ

## સર્જક કૃતિઓ

### ૧. છૂટક કાવ્યો

કાવ્યગ્રંથ 'સ્નેહમુદ્રા' અને નવલકથા 'સરસ્વતીચંદ્ર' માનાં સુપરિચિત કાવ્યો ઉપરાત ગોવર્ધનરામે થોડાક પરચૂરણ કાવ્યો લખ્યા છે 'કવિભોગ્ય કવિતા', 'આધ્યાત્મિક કવિ અને તેની કવિતા' આ બે કાવ્યો ૧૯૦૪ મા 'સમાલોચક'મા પ્રગટ થયા હતા.[૧] 'કવિભોગ્ય કવિતા'નો ઉપાડ હૃદ્ય છે.–"સરસ કવિતા ચિત્તે ચિત્તે સરસ્વતી રહેલથી, ભમતી ઠરતી સ્વેચ્છાચારી ભરી મદ ખેલથી" પછી આગળ જતા કાવ્યમાં શિથિલતા આવે છે. કવિતાનો સાચો ભોગી તે કવિ જ છે એવો વિચાર તેમણે રજૂ કર્યો છે.–

"ઇતર જન કવિતા–ભોગી કહાવે ભલેને,
સકલ જન કવિતા વાચી રાચે ભલેને,
કવિઉર શું કવિતા ખેલતી તે જ કાળે,
રસ બસ થઈ જાતી ભોગની સીમ ભાળે."

'આધ્યાત્મિક કવિ અને તેની કવિતા' એ કવિ અને કવિતાના સંવાદરૂપે લખાયેલુ કાવ્ય છે. એમા કવિ અને કવિતાનો સંબંધ જુદી જુદી રીતે બતાવાયો છે. કવિ તે રવિ અને કવિતા તે એનુ રશ્મિ, કવિ તે પરમ પુરુષ અને કવિતા તે માયા, કવિતા તે પતંગ અને કવિ તે એને ઉડાડનાર એમ વિવિધ રીતે કવિ અને કવિતાના સંબંધો

૧. 'સમા૦', પુ. ૯, અંક ૨, પૃ. ૮૬.

દર્શાવ્યા છે. આ બે ઉપરાંત આ જ વર્ષે 'અનુપમ તિમિર' અને 'અનુપમ તેજ'[૨] એ બે કાવ્યો પ્રસિદ્ધ થયાં હતાં. આ બે ગરબીઓ છે. પણ એમાં કાવ્યત્વની દૃષ્ટિએ કોઈ ખાસ ઉલ્લેખપાત્ર ઉન્મેષ નથી. બીજે વર્ષે એટલે ૧૯૦૫મા 'સમાલોચક'માં બીજાં બે કાવ્યો ગોવર્ધનરામે લખ્યાં: – એક 'પ્રણુવપુરુષ'[૩] અને બીજું 'કુરુક્ષેત્ર'.[૪] 'પ્રવણુવપુરુષ'નુ વર્ણન સામાન્ય કક્ષાનુ છે. ચોવીસ પંક્તિના આ કાવ્યમાંની પહેલી ચાર જોઈએ:-

રમત તિમિર કેરી ચિત્રખેલો ભરેલી,
ભરતી ભરત–વેલી, નેત્રમાં જામી રેલી;
ઘન તિમિરથી ઘેર્યું નેત્ર એ જોતું સ્વપ્ન;
પુઠ પુરુષ ઉભો કો તજસીવૃત્તિમગ્ન.

પરંતુ "તૈજસીવૃત્તિમગ્ન" "પુરુષ"નું કોઈ ખાસ વર્ણન કાવ્યમા દેખા દેતું નથી! એ જ પ્રમાણે 'કુરુક્ષેત્ર'ના નાનકડા કાવ્યની ઉપાડની પંક્તિ જ સારી છે: –"કાલ ઘસે ને ઘસતો એથી જગમાં લોકસમાજ, હીન્દુઓ! જોજો નિજ ઇતિહાસ." કાળના વારાફેરામાં આર્ય સંતસંસ્કૃતિના થયેલા હ્રાસનુ દર્દપૂર્વક સ્મરણ કરાવીને એમાં પણ કોઈક ગૂઢ ઈશ્વરી 'મહેચ્છા' કાર્ય કરતી કર્તા જુએ છે.

આ ઉપરાંત ગોવર્ધનરામે બે લાંબાં કાવ્યોના પ્રયાસ કરેલા છે. એક 'સંસાર પ્રતિબિંબ'[૫] અને અપૂર્ણ 'રસસુન્દરી અને તત્ત્વાનંદ

---

૨. 'સમા૦', પુ ૯, અંક ૩, પૃ. ૧૭૪.

૩. 'સમા૦', પુ ૧૦, અંક ૧, પૃ. ૫૮.

૪. 'સમા૦', પુ. ૧૦, અંક ૪, પૃ, ૨૨૫.

૫. આ કાવ્યના ખંડ ૧ અને ૬ હજી સુધી મળી શક્યા નથી. બાકીના ખંડો 'અરુણોદય'ના જાન્યુઆરી ૧૯૦૧ થી મે ૧૯૦૨ સુધીના અંકોમા પ્રગટ થયા છે.

સ્વામી'.[૬] પહેલું કાવ્ય એલએલ. બી.ની પરીક્ષામાં મળેલી નિષ્ફળતામાંથી સઝયું હતું (જુઓ પૃ. ૬૬–૬૭). જગતના અવનવા રંગઢંગ પર ગોવર્ધનરામે પોતાની કાંઈક ઊર્મિલ વિચારણા પહેલા કાવ્યમાં રજૂ કરી છે. આ કાવ્યના ચોથા ખંડમાં "નાનાત્વ" માં જગતનું વિવિધરંગી દર્શન કવિને કેવી તો મૂંઝવણ કરાવે છે :–

"અહો જગત ! તું વિરોધી ગુણ ભરેલું ભાસે !
વિરોધ ત્હારા જોઈ જોઈ પામર બુદ્ધિ થાકતી
પડે આખડી, શાકય ત્હારુ શી રીતે ભોળાં
એક રંગ જોનારા નયનો સમજી શકે કદિ ?
સહસ્ર ઉરધર શેક્સ્પિયર જન ઉર જ સમજ્યો
પણ જન ઉર સમ અગણિત ઉરમય તુંને સમજના
શક્ત કોણ દીસે ? તડિત સમ દિગન્તમાં હિંચે
તું, તે જોઈ જનો નેત્ર મીંચે !"

અને અંતે કવિ સમાધાન શોધે છે કે :–

"અહો વિશ્વ ! ત્હારા વિરોધી ઢંગ શા આવા ?
હશે ! આવા જ તો આવા ! નભે ત્યાં સુધી નભનારા !"

સંસારનાં વિવિધ સ્વરૂપોનુ દર્શન કર્યા બાદ લેખક અંતે તત્ત્વ સારવે છે કે :–

"સમુદ્ર પણ ધરતી પર રહે,
ભરતી ઓટ ઘડી ઘડીયે ધરે,
એમાં લય પામે તે વહે,
લય મધ્યે પણ સંસૃતિ રહે,
'લય–સંસૃતિ' બંધાઈ ગાંઠ,
ઢીલી કાંઈક, કંઈ તંગ ચુસાય,
સૂત્ર જુદાં કંઈ બેનાં પડયાં,
પણ અંતે દેખાતાં મળ્યાં."

૬. 'વસંત', વર્ષ ૪, અંક ૨, પૃ. ૩૧–૪૮, અંક ૪, પૃ. ૧૨૧–૧૨૮.

'રસસુન્દરી અને તત્ત્વાનંદ સ્વામી' એ કાવ્યના બે અંશો ૧૯૦૫ માં 'વસંત'મા પ્રગટ થયા હતા:–(૧) 'પ્રાસ્તાવિક' અને (૨) 'ઐરાવત–અર્જન'. બીજા અંશને અંતે કર્તાએ નોંધ મૂકી છે કે "ગયા અંકમા આવેલા આ કાવ્યનો ભાગ મ્હોટે ભાગે ઈ. સ. ૧૮૮૯ માં રચાયો હતો, બાકીનો ભાગ આ વર્ષમાં રચાયેલો તે સર્વ આ અંકમાં છપાઈ ગયો છે. કાવ્ય અપૂર્ણ છે, પણ પૂર્ણ કરવાનો વિચાર તરતમાં નથી. તંત્રીની સૂચનાથી તેમને 'વસંત' માટે આપ્યું છે"

કાવ્યની શરૂઆતમાં "આર્ય દેશની અસ્ત દિશા" ના ઉલ્લેખ બાદ એ ઘોર રાત્રિ સમયે પણ નીલગિરિના ઉચ્ચ શિખર પર આનન્દરૂપ ઉર દેખી આનન્દતા યતિનુ ચિત્ર આપ્યું છે. બાર કડી સુધી કુદરત વર્ણન ચાલે છે, એ પછી એક 'સુંદરી'ને કવિ દાખલ કરે છે. પેલો 'યતિ' તે તત્ત્વાનંદ અને 'સુંદરી' તે રસસુંદરી. એ બન્નેના પારસ્પરિક સંબંધ અંગેની વિચારણા આ કાવ્યમાં સ્ફુટ થઈ છે. રસસુંદરીની સુંદરતા જગત ઉઘાડી આંખે જુએ છે પણ એના રસના ઉપભોગ મીંચેલી આંખે કરે છે :–

"રસસુન્દરીની સુન્દરતા જગ જોતુ ઉઘાડી આંખે;
રસસુન્દરીના રસ ભોગવતું જગત મીંચેલી આંખે"

અને પછી જેમ શુક્ર તારિકા ચંદ્રમાના ખોળામા સંક્રમણ કરતી હોય તેમ આ રસસુન્દરી તત્ત્વાનદ યતિ ભણી ધીરે ધીરે સરવા લાગી. રસસુન્દરીના વિશ્વસૃષ્ટિ પરના પ્રભાવની વાત લેખકે રજૂ કરી છે. રસસુન્દરીના કવિઓ પરના પ્રભાવને વર્ણવતાં ગોવર્ધનરામ કહે છે:–

"રસસુન્દરીની ગાનજાળમાં કવિગણ સહુ લપટાયા,
ઝરતું ગાન નભથી તે હૃદયે લખી લેવા લલચાયા"

• • •

"શશીવદનીની પ્રભા ચન્દ્રિકા સમી કોમળ ફેલાતી –
કવિલોચનની કીકી વીશે તે કવિતા બની ઉભરાતી."

(૧:૨૭, ૨૯)

એ પછી રસસુન્દરી તત્ત્વાનન્દને સંબોધે છે :–

"ઓ પથિક જગતના ! રહે ઉભો ઘડી વાર ! શુણ મુજ ગાથા;
તુજ ઉરે વસે જે કૃષ્ણ તેની હું રાધા " (૧ : ૩૯)

એ પછી સુન્દરીને સ્વામી સાથે સંવાદ થાય છે એમા કેટલાક માર્મિક વિચારો રજૂ થયા છે રસસુન્દરી કહે છે :–

"રસ રેલાતો ભૂગોળ વીશે; યુરોપ જીતે રસ જીત્યો
રસ પીયે નહીં આ દેશ આળસુ બન્યો, નહી એ ખીલ્યો
નહી દેખાયે અહીં હોય ભક્તિરસ ઉંડો સાધુને જીતે,
દશ અવતરીઆ અવતાર ભક્તિરસ તણા, શીખ એ લીજે. "
(૧ : ૬૨, ૬૩)

રસસુન્દરી અને તત્ત્વાનંદના સાયુજ્યને વર્ણવતા કવિ કહે છે :–

"યતિ–ઉરમા રચી સપ્રતા,
જગવી ત્યા વિકલ્પ–સંતા,
યતિ–ઉરમા સ્વપ્ન ભરે એ,
એ સ્વપ્નની કુંચી ફરે છે,

નથી નયન ઉઘાડા, નથી ભાન સસાર બાહ્યનુ હોયે,
દિગ્ગજને જુવે યતિ, જીવ–અણુ માહી વિશ્વ બધુ રહોયે !"
(૨ : ૧૧)

એ "જીવ–અણુ" માં યતિ પૃથ્વીદર્શન કરે છે, અને રસસુન્દરીના અગઅગમાથી 'ભૂપતિવંશ', 'ગ્રહઉપગ્રહના અંશ', વ. પ્રગટ્યા એનુ બયાન પછી રજૂ થયુ છે સમગ્ર ચરાચર સૃષ્ટિમા રસસુન્દરીના પ્રભાવથી રેલાઈ રહેલા ગાનના વર્ણન આગળ કાવ્યનો બીજો અંશ પૂરો થાય છે :

"સવ્યાપસવ્ય જગમા રચી સૃષ્ટિ ,આવી,
સ્ફટિક મૂર્તિ તરતી નદી–ઉર માહી,
આકાશમાં ચલવતી રમણીય નાવ,
બાળા સઉ જગતમા ભરતી જ ગાન.

ગંભીર એ મધુરતા રસથી ભરાય,
દેખે ન લ્હોય. યતિનું ઉર ઉભરાય;
પ્રસ્વેદને ઝરતું પ્રાણ – યતિ – શરીર
કમ્પે ધરાથી મ્હડી શિર સુધી શરીર !
કોમળ કમળ–કરથી લ્હોતી ત્યાં બાળા એ પ્રસ્વેદ,
મદન–વહ્નિથી તપ્ત રમણનો ભાસી ઉનારતી મેદ.
કણ્ઠદાન કરી કરી એ કરતી યતિ કમ્પને શાંત,
મદન દમન પામે છે કે યતિ? જગત થાય એ ભ્રાંત !"
(૨ : ૫૫, ૫૬, ૫૭, ૫૮)

આ કાવ્યમાં ગોવર્ધનરામની હથોટીની ખૂબીઓ જોવા મળે છે. સામાન્ય રીતે તે પ્રાસ પણ મેળવે છે. તેમણે યોજેલાં પ્રતિરૂપો તાજગીભર્યાં છે. કાવ્યાંતર્ગત પ્રકૃતિવર્ણન 'સ્નેહમુદ્રા'નુ સ્મરણ કરાવે છે.

આ ઉપરાંત અપ્રગટ 'ક્ષેમરાજ અને સાધ્વી', તેમ જ 'સમાલોચક'માં પ્રગટ થયેલ 'સરસ્વતી અને માયા' નાટકમાં પદ્યો છે જેનો ઉલ્લેખ આગળ તે તે કૃતિઓની ચર્ચામાં કર્યો છે.

ગોવર્ધનરામની એકંદર કવિતાસિદ્ધિની દૃષ્ટિએ જોતાં ઉપરની બધી પ્રકીર્ણ કાવ્યકૃતિઓ તેમનાં 'સ્નેહમુદ્રા' અને 'સરસ્વતીચંદ્ર' અંતર્ગત કાવ્યોમાં મળેલી સફળતામા કોઈ વિશેષ ઉમેરારૂપ નથી. ગોવર્ધનરામના કવિ તરીકેના મૂલ્યાંકનમાં જે કોઈ એમના આ પદ્યો ઉપર જ ધ્યાન કેન્દ્રિત કરશે તે એમને અન્યાય કરશે. પદ્યની દ્વારા પણ એમનું કવિત્વ બેશક પ્રગટ થાય છે અને એનો પરમ આસ્વાદ્ય પરિચય 'સરસ્વતીચંદ્ર' ગદ્યગ્રંથમાંના પદ્યોમાં થાય છે, બલ્કે એમ કહી શકાય કે ગોવર્ધનરામની કવિત્વશક્તિને પદ્યનું વાહન સિદ્ધ ન હોત તો 'સરસ્વતીચંદ્ર' એ મહાગ્રંથની કુલ સમૃદ્ધિમાં એટલી ઊણપ રહેત કારણ કે 'સરસ્વતીચંદ્ર'ના સમગ્ર આકર્ષણમાં તદંતર્ગત પદ્યોનો ફાળો નાનોસૂનો નથી.

## (૨) નાટકો

### ૨. ક્ષેમરાજ અને સાધ્વી [૧૯૦૨]

ગોવર્ધનરામે નાટક લખવાના પ્રયાસો કરેલા છે 'ક્ષેમરાજ અને સાધ્વી'ની પ્રસ્તાવના ૧૯૦૨મા લખાઈ હતી આ ઉપરાત 'સરસ્વતી તથા માયા' અપૂર્ણ રહ્યુ હતું. 'દમયન્તી દમનાન્ત' સુલભ નથી 'ક્ષેમરાજ અને સાધ્વી'ની કર્તાના હસ્તાક્ષરવાળી પ્રત હજુ મોજૂદ છે, પણ છપાઈ નથી આ પ્રત મુબઈમા ડૉ. કાન્તિલાલ પડ્યા પાસેથી જોવા મળી હતી આ નાટક 'છપાવવા જેવુ નહિ લાગવાથી' લેખકે છપાવ્યુ ન હતુ[૭] તેની હસ્તપ્રત જળવાયેલી છે. સરસ્વતીચદ્ર અને કુમુદ કુસુમના જીવન ચોથા ભાગ પછી કર્તાએ કેવા કલ્પ્યા હશે તેનો ખ્યાલ આ કૃતિમાથી મળતો હોઈ એ દષ્ટિબિંદુથી પણ એનો પરિચય કરવો જરૂરી છે

'ક્ષેમરાજ અને સાધ્વી'ની પ્રસ્તાવનામા ગોવર્ધનરામ લખે છે, "મારા મુબાઈના ધન્ધણી છોટાલાલ મૂળચદ ગુજરાતી નાટકકંપનીના માલીક છે તેણે મુબાઈમા મારી પાસે નાટક લખાવવા આગ્રહ ઘણી વાર ભાઈ નરહર દ્વારા કરેલો તેને મ્હે ઉત્તર કહાવ્યો હતો કે 'સરસ્વતીચદ્ર'ના ચોથા ભાગમાથી છૂટો થાઉં' તે પછી કહાવશો તો હું વિચાર કરીશ તે પ્રમાણે તેમણે કહા યું ત્યારે લીલાવતીનો મદવાડ પૂરવેગમા હતો ને તેને માટે ઘણુ ખરચ થઈ ગયુ હતું ને તે હજી ઘણું જીવશે ને આપણે ખરચ કરીશુ એવી આશા હતી તે પુરી

૭ ગોવર્ધનરામે નાટકો લખવાના જે પ્રયાસો કર્યા છે તે વિષે રણજિતરામ વાવાભાઈ મહેતા લખે છે, "સરસ્વતીચદ્ર અને કુસુમનો ગૃહસ્થાશ્રમ બતાવવા કલ્યાણગ્રામની યોજના વ્યવહારમા કેમ ચાલી તે દેખાડવા 'ક્ષેમરાજ અને સાધ્વી' નામનુ નાટક લખ્યુ હતુ 'દમયન્તી દમનાન્ત' અને 'સરસ્વતી તથા માયા'ના અપૂર્ણ નાટકોએ બતાવી આપ્યુ હતુ કે ગોવર્ધનરામમા નાટ્યકારની શક્તિ નહોતી 'ક્ષેમરાજ' પણ નિર્માલ્ય જેવુ લખાયુ હોવાથી અપ્રસિદ્ધ રહ્યુ છે." 'સમા૦', ગો સ્મા. અંક, પૃ ૨૦.

પાંડવાને પૈસાનો જોગ કરવા તેમ છોટાલાલને આપેલો બોલ પાળવા આ નાટક લખ્યું પણ એના મંદવાડના વખતમાં નાટક લખવાં તે કઈ શક્તિથી? વગર શક્તિએ ને પૂરી ચિન્તાને કાળે જેમતેમ કરી આ નાટક લખી ફહાડયું. અને તેમાં પણ નાટકશાળાના ભદ્ર દ્રષ્ટાવર્ગને રૂચે ને ભારે ન પડે એવી કૃત્રિમ કળા વાપરવાનો પ્રયત્ન કર્યો. લખતા મગજને શ્રમ ને કલેશ ઘણો થયો તો પણ લખ્યુ ને તેની સાથે મગજમા હતુ કે આમા નાટકવાળો કંઈ કમાશે નહી માટે ભાઈને કહ્યુ કે નાટકવાળાઓને વંચાવવુ ને તે પ્હેલાં નહી પણ પછીથી પઈસાની વાત કરવી કે, તેઓ છેતરાય નહી મણિલાલ નભુભાઈનું નાટક લખાયા પહેલા તેણે પૈસા લીધા હતા ને નાટક કામમા લાગ્યુ નહી ને નાટકવાળાના પૈસા ડૂબ્યા રખેને આ નાટકથી તેઓ આમ છેતરાશે એવો સંભવ લાગવાથી મ્હેં તેમને સૂચના કરી કે પૈસા આપવા હોય તો આપજો ને ન આપવા હોય તો આપશો નહી પણ પ્રથમ પુસ્તક વાંચી જાવ ને ખાતરી કરો કે પૈસા આપવા જેવુ આ નાટક છે ખરૂ? તેમણે વાચ્યું ને નાટક નપાસ પડયું. ને હુ ધારતો હતો તે ખરૂ પડયું. નાટક નકામુ પડયું, જેના ખરચને માટે લખ્યુ હતું તે લીલાવતી સંસારમાથી ચાલી ગઈ, ને નાટકવાળા સાથેનો મ્હારો આટલો પણ અયોગ્ય સંબંધ કે સંસર્ગ થતો અટકયો. બાકી લીલાવતીને માટે કરવુ પડેલું ખરચ તો તે મને બીજી રીતે આપતી ગઈ ને મ્હારું દેવુ પતાવતી ગઈ—કારણ નાગપુર કંપનીનો મફતનો શેર મને તેના મરણના અરસામાં જ મળ્યો ને તેની બજાર કિંમત લીલાવતી પાછળ થયેલા ખરચ જેટલી છે!

આ નાટક છપાવવાને માટે લખ્યું ન હતું. ને છપાવવા યોગ્ય નથી એમ સ્નેહીયોનો અભિપ્રાય થયો તે મને યોગ્ય લાગ્યાથી છપાવતો નથી. તા. ૧૧-૧-૧૯૦૨.—ગો. મા. ત્રિ."[૮]

---

૮. ડૉ. કાન્તિલાલ પંડયા આ નાટકની સાલ ૧૯૦૧ (જુઓ 'ગો. નું. સા. જી. અને સ. જી.', ૨જી આવૃત્તિ ૪-

આ નાટકમાં ક્ષેમરાજ, કાફરલાલ, રંગીલ, લતીફ, શાપુર, વિચારશર્મા, ગભાજીરાવ, રામો, સુબ્બરાવ, પેદરૂ, ટેકચંદ, નથુમલ્લ, સરસ્વતીચંદ્ર, કૃપણશા, ઇન્સ્પેક્ટર, કાગકુન, જમાદાર, હવાલદાર, કાનાજી આદિ પુરુષપાત્રો અને સાધ્વી, કુસુમસુંદરી, કુમુદસુંદરી આદિ સ્ત્રી-પાત્રો આવે છે ક્ષેમરાજ શેઠ એક પૈસાદારનો નબીરો છે એની સ્ત્રી સાધ્વીમાં એના નામ પ્રમાણે ગુણો છે — સાધ્વી એ તો સાધ્વી જ છે. જૂના ધાર્મિક વિચારોનું પાલન એને સહજ છે. ક્ષેમરાજ એથી ઊલટા સ્વભાવનો છે. એના પિતા કૃપણ સાથે એને બનતુ નથી અંગ્રેજોની રહેણીકરણીની વિકૃત અસરો એનામા પ્રવેશી છે એક સોનેરી ટોળીના પંજામાં એ સપડાયો છે. મિલકતનો દસ્તાવેજ કરી આપી તેને કોઈ અંગ્રેજ મડમ ઈમી સાથે પરદેશ મોકલવાની ગોઠવણ સોનેરી ટોળી-વાળાએ કરી હોય છે ક્ષેમરાજ પોતાના એક શુભેચ્છક મિત્ર વિચારશર્માની સક્રિય સહાયથી સરસ્વતીચંદ્ર આદિના પ્રયાસોને પરિણામે—ખાસ તો કુસુમની કાબેલિયતથી—અને સૌથી વિશેષ તો સાધ્વીના ઉદાત્ત ચારિત્ર્ય-ગુણોને કારણે તે આ મહાકોળાહમાથી ઊગરી જાય છે.

કુસુમ સાથેના લગ્ન પછી સરસ્વતીચંદ્રનો ગૃહસંસાર પણ કર્તાએ આલેખ્યો છે સરસ્વતીચંદ્ર ક્ષેમરાજના બંગલાની બાજુમાં જ રહે છે. સાધ્વીની સાધુતાને કારણે કુસુમ સાથે એને ઠીક મેળ હોય છે. સાધ્વી તરફની કુસુમની પ્રીતિને કારણે ક્ષેમરાજ તરફ પણ સરસ્વતીચંદ્રને મમતા હોય છે ક્ષેમરાજ જો કોઈનુ પણ માને તો તે સરસ્વતીચંદ્રનું એવો અભિપ્રાય વિચારશર્મા ધરાવે છે આમ, ક્ષેમરાજ અને સરસ્વતી-ચંદ્રના સંબંધના નિરૂપણના માળખામાં કર્તાએ સરસ્વતીચંદ્રના ઉત્તર-જીવનની કથા વણી છે. લગ્ન થયાં છતા કુસુમ કુમુદ પ્રત્યેની લાગણીને કારણે હજુ પણ કન્થા પહેરે છે અને સાધ્વી જેવુ જીવન ગુજારે છે.

---

નાટક ખરેખર ક્યારે લખાયુ તેનો સમય નિર્દેશ છે, ગોવર્ધનરામ નાટકની પ્રસ્તાવના ૧૯૦૨મા લખી કૃતિને બાજુએ મૂકે છે, એ ઉપરથી આ પુસ્તકમા બધે જ ૧૯૦૨ની સાલ આપી છે.

ગુમાનને એ જરાય ગમતું નથી, છતાં એ મક્કમ રહે છે સાધ્વી જ્યારે તેમને ત્યા ક્ષેમરાજને સમજાવવા વિષે વાત કરવા જાય છે ત્યારે કુમુદ કુસુમ વચ્ચે વાત થાય છે એમાં કુમુદ, કુસુમ અને સરસ્વતીચંદ્રની 'હૃદયત્રિપુટી' કયે માર્ગે હતી એનો અણુસારો મળે છે:

કુમુદઃ—"બ્હેન! જે મહાત્માના સમાગમથી તને આવાં પુણ્ય કરવાના પ્રસંગ મળે છે ને આવા સાધુ જનના સત્સંગ થાય છે તે મહાત્માની પાસે તું આ કન્યા પહેરવી મુકી દે અને ગુમાનબાનું મન માને છે તે હીરા મોતીના શૃંગાર શાને સજતી નથી?

કુસુમ:— સંસારમાં આવાં દુઃખ જુવે તેણે શૃંગાર શા સજવા? કુમુદબ્હેન, એક પાસથી તમે મને આવા મહાત્માનો સમાગમ આપ્યો છે ત્યારે બીજી પાસથી તમારો સંસાર મ્હેં ભગવો કરી દીધો છે તે કેમ ખમાય? સંસાર અસાર હતો જ તેનું મ્હો હવે મને જોવું ગમતું જ નથી. કુમુદબ્હેન, કુસુમના જેવી પાપી બ્હેન જગતમા જન્મી નહી હોય—તમારે નીરસ અન્ન ને કઠણુ પૃથ્વી પર શય્યા ને મારે સર્વ ભોગ અને કોમળ મશરૂની તળાઈ! તમારે આના દુઃખ ને મ્હારે સુખ! તે કેમ ખમાય?

... ... ...

કુમુદ:— કુસુમ, ત્હારામાં સ્વાર્થની વાસના હતી નહી પણ કુમુદબ્હેનને પરમ દુઃખમાથી મુક્ત કરવાની વાસના થઈ ને સંસારના અંધકારનો નાશ કરવાની શક્તિવાળો જે એક જ મ્હારો ચંદ્ર તેનુ આચ્છાદન કરનાર વાદળા વેરવાનુ વિકટ કામ ત્હે માથે વ્હોરી લીધુ તે પણ મારે માટે! બનેલા બનાવ સ્મરણમા આણુ ને તું આ ચંદ્રને ગ્રહણમુક્ત કરનાર ન થઈ હત તો ત્હારી કુમુદની કેવી વ્હલે થાત તે સંભારી ફહાડ.

કુસુમ —(વિચારમા પડી) હા, તે સત્ય છે! પણ—પણ તમને આંસુ કેમ આવે છે?

કુમુદ:— મ્હારા હૃદયની આશાને સફળ કરનારું વચન બેલી આ મહાત્માના પાણિગ્રહણનો યોગ ત્હેં સ્વીકાર્યો હતો તે દિવસે જે આસુ આવ્યા હતા તે જ આસુ આજ ફરી આવે છે કુસુમ, ત્હારા છેલ્લા શબ્દ સાભળી મને આનંદના આસુ આવે છે..."

સરસ્વતીચંદ્રે કુમુદનો ત્યાગ કરતી વેળા એનો પૂરતો વિચાર કર્યો ન હતો એ અગેનો એકરાર એણે સુદરગિરિ પર તો કર્યો હતો જ, પરંતુ અહીં પણ લેખકે ક્ષેમગજ સાધ્વીનો સંબધ આલેખ્યતા એ વાત પ્રસ્તુત કરી છે સરસ્વતીચંદ્ર કુમુદને કહે છે, "આર્યા કુમુદસુન્દરી! તમારા ત્યાગકાળે મ્હારા મનમા જે વિચારશૂન્યતા રહી હતી તે જ વિચાર શૂન્યતા હજી પણ કોઈ કોઈ પ્રસગે મ્હારી પાસે આના દોષ કરાવે છે – ને મને લાગે છે ક ક્ષેમરાજની અને મ્હારી, એની સુખોની ભાત જુદી છે – પણ જાત એક જ છે"

કલ્યાણગ્રામની યોજના કેમ આગળ ચાલી એ વિષે સરસ્વતીચંદ્રના પોતાના ઉદ્‌ગારો આ નાટકમા મળે છે વિચારશર્મા ક્ષેમરાજની બાબતમા કાઈક કરવાનુ સરસ્વતીચંદ્રને કહે છે ત્યારે ઉત્તરમાં તે જણાવે છે:—"એવા... ક્ષુદ્ર અને દુષ્ટ જીવોને સુધારવાનો અવકાશ શોધુ તો મ્હારા સર્વસ્વ દાનથી વિદ્વાનોના અને સાધુજનોના કલ્યાણને માટે સ્થાપેલ કલ્યાણગ્રામને માટે રોકવાનો મ્હારો કાળ હાલ જ ઓછો પડે છે તે હજી વધારે ઓછો પડે" વળી આગળ તે કહે છે, "આર્યા કુમુદસુદરીનુ દુ ખ જોઈ દુઃખી અને અનાથ આર્યાઓના ઉદ્ધારને માટે કલ્યાણગ્રામમા યથાશક્તિ આશ્રમ રાખવાની વ્યવસ્થા કરી છે" વિચારશર્મા ક્ષેમરાજને સન્માર્ગે લાવવાનો આગ્રહ કર્યા કરે છે ત્યારે સરસ્વતીચંદ્ર ગ્મભળાવી દે છે કે "રજોગુણની એ સૃષ્ટિમા પડવાનો ધર્મ મ્હેં મુકી દીધેલો છે." વિચારશર્મા કહે છે: "જે સૃષ્ટિમા આપ પડતા નથી તેમા ચદ્રકાન્ત શી રીતે પડશે?" સરસ્વતીચંદ્ર:—"આ ચર્ચા કાળક્ષેપ જેવી છે, પણ ટૂંકમા કહું તે

સાંભળી લ્યો. આપણી પાસે આ ગેસલાઈટના દીવાના થાંભલાઓ અને તે ઉપરના દીવાઓ જેવા આપણા વિદ્વાનોને ગણી લ્યો. આ ચારે પાસની અંધકારભરેલી સૃષ્ટિ જેવી આપણા ક્ષેમરાજ જેવાઓની રજોગુણ અને તમોગુણ ભરેલી સૃષ્ટિને ગણી લ્યો. એ સૃષ્ટિને પ્રકાશ આપનાર એ પ્રકાશમય દીવાઓનુ કામ આપણા નિર્ધન વિદ્વાનો કરવા ઇચ્છે ત્યારે તેમ કરવાની તેમને શક્તિ આપનાર ગેસનું કારખાનું હું મ્હારી સાત્ત્વિક ગુણની સૃષ્ટિમાં ઉભોઉભો ચલાવું છું. મ્હારા કલ્યાણગ્રામની યોજના આ ગેસના કારખાના જેવી સમજી લ્યો. વિચારશર્મા, જે આશ્રય તમારે ક્ષેમરાજ શેઠ જેવા પાસે શોધવો પડે છે તે જ આશ્રય જીવે। ત્યા સુધી આ મ્હારા કલ્યાણગ્રામમાંથી તમને મળે એમ હોય તો હું તેને માટે યોજના કરીશ, અને એ દીવા પેઠે તમે ક્ષેમરાજ જેવાને વધારે સ્વતંત્રતાથી પ્રકાશ આપજો.''

આ નાટક ત્રિઅંકી છે. પહેલા અંકના પહેલા પ્રવેશમાં " કાફર-લાલ સૂત્રધારને વેશે બાઇસીકલ ઉપરથી ઉતરતો ઉતરતો આવે છે ને બાઇસીકલ એક હાથે અર્ધાંગી પાસે ઉભો રહે છે " ! એ વખતની નાટકકંપનીઓમાં નાટકો સૂત્રધારથી શરૂ થતાં એને ગોવર્ધનરામ આ નાટકમાં અનુસર્યા છે. એકંદરે સંવાદો મોળા છે. લેખક પ્રસ્તાવનામાં જે " કૃત્રિમ " ઢબે લખ્યાનું કહે છે તે સાચું હોવાનું પ્રતીત થાય છે. પાત્રો ક્યાંક અંગ્રેજી ભાષામાં વાત કરે છે. 'કોન્ફિડન્સ', 'લાઈફ' જેવા શબ્દો છૂટથી વપરાય છે. મરાઠીભાષાભાષી પાત્રો મરાઠીમાં બોલે છે. નાટકના સંવાદો અંગે એક વસ્તુ કહેવા જેવી છે. ઉપર ઉતારેલા જેવા દાખલાઓ બાદ કરતા કેટલીક વાર પાત્રોની ઉક્તિઓ સુરુચિનો ભંગ કરે છે ગીતો પણ નાટકમાં છે, પણ તે ગીતોમાં ગોવર્ધનરામના કાવ્યત્વનો કોઈ ઉન્મેષ જોવા મળતો નથી; બીજા અંકના છઠ્ઠા પ્રવેશમા સાધ્વી 'સઉથી સમરથ રાધાવરનો આશરો' ગાતી હોય છે તેના જેવા કોઈ ગીતખંડને અપવાદરૂપ લેખી શકાય.

## ૩. સરસ્વતી તથા માયા

'સરસ્વતી તથા માયા' નાટકનાં બે દશ્યો 'સમાલોચક'માં કર્તાના અવસાન બાદ ૧૯૦૭[૯] ૧૯૭૪માં છપાયેલાં અભ્યાસીઓને સુપ્રાપ્ય છે આ નાટક ૧૯૦૬માં લખાયેલુ મનાય છે[૧૦] બીજા દશ્યનો અંત જોતાં એ નાટક અપૂર્ણ હોવુ જોઈએ એમ સ્પષ્ટ લાગે છે. રણજિતરામે એને અપૂર્ણ તરીકે ગણાવ્યું છે તે યોગ્ય છે

પહેલા દશ્યનુ સ્થળ છે 'એક મહાઅરણ્યમા તંબુઓની છાવણી' અને 'સમય' છે 'સૂર્યોદય પહેલાંનો' લશ્કરી પોશાકમાં ધનુષ્યને અઢેલી સરસ્વતી ઊભી છે ત્યાથી એ દશ્ય શરૂ થાય છે. આ બે દશ્યોમા પુરુષરાજ, સરસ્વતી, માયા, જુવાની, મનપ્રધાન, ધર્મસિંહ, ભક્તિસિંહ એટલા સાત પાત્રો આવે છે વડીલ દેવદેવની આજ્ઞા હોય છે કે જ્યા સુધી પુરુષરાજ માયાને જીવતી કેદ કરીને ન લાવે ત્યા સુધી પુરુષરાજને વડીલ યુવરાજ થવાને યોગ્ય નહિ માને અને જ્યાં સુધી એ યુવરાજ ન થાય ત્યા સુધી એને માયાના સ્ત્રીયારાજ્યમા દેશવટે મોકલે છે પુરુષરાજ પરાક્રમી છતા પ્રમાદનાળો છે, એને સચેત રાખવા માટે એની પત્ની સરસ્વતીને પણ માયાના રાજ્યમા મોકલવામા આવે છે આ બન્ને પોતાના લાવલશ્કર સાથે માયાના રાજ્યમા આવે છે. સાથે પ્રધાન 'મન' અને યોદ્ધાઓ 'ધર્મસિંહ' 'ભક્તિસિહ' અને 'જ્ઞાનસિહ' આવે છે. સરસ્વતી જાગ્રત છે. તે કહે છે :—"આટલા આટલા સુભટો સાથે આવી મ્હોટી સેના મોકલી છે અને મહાયુદ્ધ મચવાનુ એ પણ નક્કી! પ્રાણપ્રિય પુરુષરાજને જંગમા ઘુમતા જોઈશ અને સાથે ઉભી ઉભી 'રંગ છે! રગ છે' એમ કહીશ અને એ મ્હારા સામુ જોશે ત્યારે જ હું કૃતકૃત્ય થઈશ.

---

૯. 'સમા૦' પુ. ૨૯, અક ૨, પૃ. ૬૯-૭૪.

૧૦. 'ગો નુ સા જી અને સ જી.' (બીજી આવૃત્તિ), પૃ ૩૬: "૧૯૦૬: 'સરસ્વતી અને [તથા] માયા' નાટક, અપૂર્ણ ને હજુ અપ્રગટ." એના બે દશ્યો પ્રગટ થયેલા છે, પાદ૦ ૯ પ્રમાણે

બાકી મ્હારે સરત રાખવાની તો માત્ર બે વાત છે, એક તો પ્રિય પોતે બહુ ઉતાવળા, અધીરા, અને સાહસિક છે અને બીજુ એ કે એમને સોપેલા પ્રધાન મનલાલ ઘણા જ વેગવાળા હોય છતા એવા તો પારા જેવા છે કે આમે ખસે ને આમે ખસે! કંઈ પણ કામ એમના હાથમા આવે તો देह पातयामि अर्थं साधयामि કરે અને શુદ્ધ ભક્તિભાવે બુદ્ધિને અત્યત ચલાવે એવા એ મનપ્રધાન છે, પરતુ કેઈ પાસ ઢળશે તેની સાવચેતી રાખવાની મ્હારે છે એ બેની અને સુભટોની મતલસ આખી રાત્ત ચાલી હતી અને તેથી બેમાથી કોઈ વ્હેલુ ઉઠે એમ નથી” આમ કહી સરસ્વતી તપાસ કરવા જાય છે ત્યા આઘે ગાડીમા બે સ્ત્રીઓને તે જુએ છે આ બે સ્ત્રીઓ તે ‘માયા’ અને ‘જુવાની’ હોય છે, આ બે સ્ત્રીઓના “મોહન સ્વરૂપ” જોઈ સરસ્વતીને ઘડીભર વિચાર આવે છે કે “એમને દેખીને પુરુષરાજ મને ભૂલી જાય તો એમા કાંઈ નવીન નથી” અને પછી તે કૃતનિશ્ચય બને છે કે એ લોકોને ફાવવા દેવા નહિ, પણ પુરુષરાજની એના પ્રત્યેની પ્રીતિ ઝ્‌ઝી દૃઢ છે તે પણ જણાશે એમ તે કહે છે પોતાની દૈવી શક્તિથી સરસ્વતી એવો વેશ ધારણ કરે છે કે જેથી તે બધાને જોઈ શકે પણ બીજા એને જોઈ શકે નહિ એ પછી માયા જુવાનીને ખભે હાથ મૂકી આગળ આવે છે આ બન્ને વચ્ચે સંવાદ ચાલે છે માયાને ડર છે કે રખે કોઈ એને ઓળખે અને ત્યા ને ત્યા પૂરી કરે! જુવાની માયાને પાનો ચડાવે છે પુરુષરાજને હરાવવા માટે મન પ્રધાનને સાધવો એમ એ લોકો નક્કી કરે છે માયા કહે છે કે, “આખા વ્હાણની નીચે એક કાણુ હોય તો તેને ડુબાવવાને બસ છે તેમ પુરુષને અને તેની આખી સેનાને ડુબાવવા એનો મન્ત્રી મન બસ છે!’ જુવાની પૂછે છે કે એ મન કોણ છે ત્યારે માયા એનો જવાબ આપતા કહે છે કે “પુરુષને જે કાંઈ ઇચ્છા થાય તે ગમે તેટલા યત્નથી પ્રાસ કરાવી આપે એવી મતની રાજભક્તિ છે પુરુષ પોતે આજ્ઞા કરે કે મ્હારે આ જોઈએ ત્યા સુધી તો સઉ કામ ઠીક

ચાલે પણ શાની ઇચ્છા કરી એ બાબત વિચાર કરવાનુ મનને સોપ્યું તો પ્રધાન ખરેખરા લાલાજી છે અને દેખે તેના પર મોહી પડે એવા છે' આ કામ માયા એના જમણા હાથરૂપ જુવાનીને સોપે છે બન્ને જાય છે

તે દરમ્યાનમા સરસ્વતી આ બધુ સાભળતી હોય છે તે દાન કચડતી ધનુષ્ય કપાવતી આગળ આવી કહે છે—"દેવદેન! સ્ત્રી વિના સ્ત્રી જિતાય નહિ એવુ ધારી જ આપે મને મોકલી હશે તે બહુ દીર્ઘદષ્ટિ વાપરી છે રડા માયા! સ્ત્રીચગિન કરી મ્હ રા ભોળા પુરુષરાજના સૈન્યમા તુ જઈ આવી મનને ઓળખી લીધો! પણ તને ખબર નથી કે હુ પણ સ્ત્રી છુ—જોગણી છુ—અને મ્હારી જાગતી જ્યોતનો જ્યા સુધી તને તાપ લાગ્યો નથી ત્યાસુધી મા ફુલાશો! પુરુષરાજ, દુ પતિવ્રતા છુ ને મ્હારા પ્રેમનુ માહાત્મ્ય તમે જોશો" અને પછી સરસ્વતી જાય છે

બીજુ દશ્ય 'એક પર્વતના ઢોળાવ ઉપર, પુરુષરાજની છાવણીના બીજા ભાગ મા શરૂ થાય છે સમય અગાઉના 'પ્રવેશ' નો જ છે પુરુષરાજ પ્રધાન મન અને એના ત્રણ યોદ્ધાઓ ધર્મસિંહ, ભક્તિસિંહ અને જ્ઞાનસિંહ સાથે વાત કરતો હોય છે ત્યા સરસ્વતી આવી પહોચે છે જેને ઉઠાડવા માટે પોતે વિચાર કરતી હતી તે પુરુષરાજને જાગેલો જોઈ સરસ્વતી પ્રસન્નતા અનુભવે છે બન્ને વચ્ચે વાત થાય છે પુરુષ કહે છે કે માયાના કનકકોટ ઉપર આપણે જ ઠરાવ અનુસાર પ્રથમ ચઢાઈ કરવી છે પુરુષ આગળ કહે છે, "પુરુષની પ્રાણપ્રિય સરસ્વતીના પ્રસાદ વિના ધર્મ, ભક્તિ અને જ્ઞાન સર્વ અધ છે! પ્રિયે! પ્રસન્ન થા અને આ સર્વ સેનાને ત્હારા પ્રસાદથી સચેત કર! લાલાજી! પગે લાગો દેવીને અને એનો પ્રસાદ માગો ' મન સરસ્વતીને પગે પડે છે સરસ્વતી મનને માયા અને જુવાનીના "ગુપ્ત મ ત્ર"ની વાતથી ચેતવી દે છે અને સૂચના કરે છે કે "માયાની પ્રધાન સખી જુવાની છે, તેનો ચ્હડાવો પ્રથમ મન ઉપર થશે, તે એકલા ઉઘાડા યુદ્ધમા જ

નહી પણ કપટવિદ્યામાં કુશળ છે, જ્યાં સુધી જુવાની મ્હડાઈ કરી રહેશે ત્યાં સુધી એના અસહ્ય બળનો પ્રતિરોધ કરવો અતિ કઠણ પડશે. મનનું લાલાજીપણું તે જાણે છે અને એ જાણીને જ એ ઉમંગમાં રહે છે, અને મ્હારો અભિપ્રાય એવો છે કે મન અને જુવાની બેની વચ્ચે આપણી સેના રાખવી, અને મને તો માત્ર સાક્ષીભૂત રહેવું. પ્રિય પ્રાણનાથ! ત્હમે મારાથી છુટા ન પડશો—મ્હારી પાછળ રહેજો, મનને તમારા હાથમાં જ રાખજો. હું ભોગજોગે છુટી પડી તો મ્હારું ધ્યાન ધરજો—હું તો તમારાથી પણ આગળ ઉંચી ઉંચી રહી માયાની સેના જોતી રહીશ અને આપણા આ મહા વીર ધર્મ, ભક્તિ, અને જ્ઞાન દ્વારા તેમની સેનાઓને આજ્ઞા આપતી રહીશ!" મન કહે છે કે, "જુવાની જેવી સ્ત્રીથી શું હું હઠીશ?" સરસ્વતી હસી પડે છે અને મનનો આ અહંકાર છે એમ કહે છે અને ચેતવે છે કે જો મન સરસ્વતીનો બોલ ઉથાપશે તો પશ્ચાત્તાપ કરીને પણ છૂટનાર નથી. પુરુષ સરસ્વતીને આ વાતે નચિંત રહેવાનું કહે છે. સર્વ સેના 'જય જય જય દેવદેવ!' કરતી ધસે છે. બધા સરસ્વતીની સૂચના પ્રમાણેનો વ્યૂહ રચે છે. સરસ્વતી કહે છે કે તેમની સેના પહેલાં જુવાનીની સેના નીકળી ચૂકી છે અને આકાશમાર્ગે જુવાનીનું જ છોડેલું અહંકારઅસ્ત્ર મનને વાગ્યું હતું. સરસ્વતી મનને સાવધાન થવાનું કહે છે અને હસીને પુરુષરાજને કહે છે કે અત્યારે તો સેનાને ધસવા દેવી અને બાણ છોડવાનો સમય આવશે ત્યારે પોતે જણાવશે. સરસ્વતી "વધારે ઉંચે ચ્હડી દૂર જોઇ—આકાશમાં મ્હોટે સ્વરે—[ કહે છે ], "ધર્મસિંહ, ધર્મસિંહ! વિલાસન રંગની પલટણને જુવાની આગળ કરે છે તેના સામી ચલાવો. તમારી 'ઉદ્યોગ' ની ઘોડેસ્વાર પલટણ—કે એક પણ વિલાસને આપણી સેનામાં ઉભા રહેવાની જગા ન મળે—વાહ! વાહ! ધર્મસિંહ! ધન્ય છે!"

આગળ આ નાટક ચાલ્યું હોત તો એનો અંત કેવો આવત એ કહેવું મુશ્કેલ છે, પણ અત્યાર સુધીના ભાગ પરથી અનુમાન થઈ શકે કે લેખક માયા પર પુરુષરાજના વિજયનુ આલેખન કરત અને તો

માયા-જુવાની અને એના સૈન્યનું પુરુષરાજ મનપ્રધાન અને યોદ્ધાઓ વગેરે સાથે જે યુદ્ધ થાત એનુ આલેખન એ કદાચ આ નાટકનું એક મુખ્ય આકર્ષણ હોત ગમે તેમ, આ બે દૃશ્યો ઉપરથી પણ સ્પષ્ટ સમજાય છે કે લેખક આ નાટક દ્વારા એક રૂપક રજૂ કરવા માગે છે અલબત્ત 'દેવદેન' કોણ છે તે સ્પષ્ટ થયું નથી, લેખક એટલુ જણાવે છે કે સરસ્વતી એની પુત્રવધૂ છે બાકી 'પુરુષરાજ', મન પ્રધાન અને ધર્મસિહ, ભક્તિસિહ અને જ્ઞાનસિંહ એ યોદ્ધાઓનુ રૂપક બંધબેસતું જણાય છે માયા સાથેના યુદ્ધમા સરસ્વતીની શક્તિ વિના પુરુષરાજ જીત ન મેળવે, પુરુષરાજને પ્રમાદમાથી જાગ્રત કરનાર સરસ્વતી છે એવુ નિરૂપણ થયું છે પુરુષરાજના ત્રણ યોદ્ધાઓમા 'જ્ઞાનસિહ' નો સમાવેશ લેખકે કર્યો છે એટલે 'સરસ્વતી' એટલે 'જ્ઞાન' નહિ એમ માનવુ પડે તો પછી 'સરસ્વતી' એટલે 'વિદ્યાશક્તિ', 'પુરુષ એટલે 'આત્મા' આત્માના ઉદ્ધારમા મન સાબૂત જોઈએ મન પ્રધાનને સ્થાને છે માયા સાથેના યુદ્ધમા સેના ઉપરાતના યોદ્ધાઓ પણ જોઈએ ધર્મ, ભક્તિ ને જ્ઞાન એ ત્રણ યોદ્ધાઓ છે માયાનુ મુખ્ય હથિયાર તે જુવાની છે નાટકમા જુવાનીને માયાની મુખ્ય સખી–'આંખની કીકી'–તરીકે પણ વર્ણવી છે! આત્મા ગાફેલ રહે તો માયા તો ગમે ત્યારે ચડાઈ કરે એટલે પહેલો હુમલો આત્મા તરફથી લઈ જવો જોઈએ માયા સાથેના સગ્રામમા જુવાની વિલાસને આગળ ધરે છે ધર્મ સતત ઉદ્યોગશીલ ન રહે તો વિલાસને હાંકી કાઢવાનું શી રીતે બને? નાટકમા સરસ્વતી ધર્મસિહને વિલાસને હાંકી કાઢવાનુ કહે છે તે સૂચક છે

આ બે દૃશ્યોનો સમય સૂર્યોદય પહેલાનો છે એ પણ સૂચક છે ભરભાખળાનો સમય આ નાટકના વસ્તુને તદ્દન અનુરૂપ છે કારણ કે સૂર્યોદય થાય છે કે તરત જ પુરુષરાજ માયાની સાથે યુદ્ધે નીકળે છે જ્ઞાનનો ઉદય થતા તરત જ ક્રિયા શરૂ થઈ જાય છે લેખકે

પુરુષરાજના યોદ્ધાઓ તરીકે 'જ્ઞાન' અને 'ભક્તિ'ની સાથે 'કર્મ'ને નહિ મૂકતા 'ધર્મ'ને મૂક્યો છે કદાચ લેખકને એમ સૂચવવુ હોય કે માયાને જીતનાની આત્માની પ્રવૃત્તિ તે જ 'કર્મ' છે

આ બે નાટકના દશ્યોમા તો વસ્તુનિકાસ ઝડપી થાય છે તે નોધવા જેવુ છે મર્યાદા પણ સારા છે ગદ્ય ઉપરાત પદ્યોનો (ગેય ઢાળોનો) ઉપયોગ પણ ગોવર્ધનરામે કર્યો છે ખાસ કરીને જ્યારે પ્રભાત થવાની તૈયારીમા હોય છે ત્યારે યુવરાજ નિત્ય ઉપાસના કરવાનુ કહે છે તે વખતે યોદ્ધાઓ દેવદેવની પ્રાર્થના કરે છે તે પદ્યમા છે પણ એ ભાગમા ઉક્તિનું બળ નથી પરતુ,

> "દેવદેવની વર્તાવો સઉ આણ! અગાડી ધસો! અગાડી ધસો!
> સ્ત્રીપારાજ્યના કીલ્લા સર કરી, શત્રુસૈન્યને દળો! દળો!
> માયાને તો હણો હણો!"—

સેનાનો ઉલ્લાસ વર્ણવતી આ વાણી ધ્યાન ખેચે છે

આ અપૂર્ણ નાટકનુ વસ્તુ સદ્ગુણો અને દુર્ગુણોને વ્યક્તિઓ તરીકે રજૂ કરતી આપણા દેશની અને યુરોપની નીતિકથાઓ અને Morality Playsનુ સ્મરણ કરાવે છે અગિયારમા શતકના કૃષ્ણ મિશ્રકૃત સસ્કૃત પ્રબોધચન્દ્રોદયના સારાનુવાદ ભીમકૃત ગુજરાતી 'પ્રબોધ પ્રકાશ'નું અને જયશેખરસૂરિકૃત સસ્કૃત પ્રબધચિતામણિના તેમણે જ કરેલા ગુજરાતી રૂપાતર 'ત્રિભુવન દીપકપ્રબધ'નુ વાચકોને સ્મરણ થશે ઉત્તરાવસ્થામા રવીન્દ્રનાથ ઠાકુરે લખેલા માયા, આનદ વગેરે પાત્રોવાળા 'ચણ્ડકૌશિક' નાટકને પણ આ સદર્ભમા યાદ કરવા જેવુ છે

## (૩) વાર્તા

### ૪. ચૂની સતી: હિંદુ જીવનની કથા [ ૧૯૦૨ ]

ગોવર્ધનરામે આ વાર્તા ૧૯૦૨ માં અંગ્રેજીમાં લખી હતી.[૧૧] 'સતી' વિષે સમાજમાં અગાઉ અવનવા ખ્યાલો પ્રવર્તતા હતા. જુનવાણી માનસના એ ખ્યાલોનો આધાર લઈ લેખકે એક સુશીલ નારીની જીવનકથા આ વાર્તામાં આલેખી છે વાર્તાની નાયિકા ચૂની સતીની મરકાગસૌરભ આહ્લાદક છે ચૂની પોતાની સજ્જતા અને કાબેલિયતથી કુટુંબને આફતમાથી ઉગારી લે છે વાર્તામા પાત્રો તો થોડાક જ છે દેસાઈજી, એમના પત્ની દેસાઇયણ, દેસાઈજીનો પુત્ર, એની પત્ની ચૂની, ચૂનીની માતા – આટલા મુખ્ય પાત્રો છે. વાર્તાનુ આયોજન કાંઈક શિથિલ છે પ્રસ્તાર પણ થયો છે. અમુક સ્પષ્ટ આદર્શનુ આલેખન કરવા લખાયેલી આ વાર્તા એના હેતુમા સફળ થઈ છે.

---

૧૧. આ વાર્તા 'ચૂની ધ સતી' એ સ્ટોરી ઑફ હિન્દુ લાઈફ' ઈ. સ ૧૯૦૨ મા 'ઈસ્ટ ઍન્ડ વેસ્ટ'મા પ્રસિદ્ધ થયેલી છે. વાર્તાને આઠ પ્રકરણ છે પહેલુ પ્રકરણ 'An ancient pedigree and infant match-making (જૂનુ ખાનદાન કુટુંબ અને બાળકોની સગાઈઓ) 'ઈસ્ટ ઍન્ડ વેસ્ટ' વૉ. ૧, નં. ૯, જુલાઈ ૧૯૦૨, પૃ. ૯૮૮–૯૯૨, બીજુ પ્રકરણ 'How the first ideas dawned' (પહેલા ખ્યાલોનું ઉદય પામવુ), ત્રીજુ પ્રકરણ 'The mission of womanhood' (સ્ત્રી જીવનનુ મિશન), ચોથુ પ્રકરણ 'A conjunction of good and evil stars' (શુભ ગ્રહો અને રિષ્ટ ગ્રહોનો યોગ), 'ઈસ્ટ ઍન્ડ વેસ્ટ' વૉ ૧, નં. ૧૧, સપ્ટેમ્બર ૧૯૦૨, પૃ. ૧૨૧૨–૧૨૧૭, પાચમુ પ્રકરણ' 'The peace of the mother' (માતૃહૃદયની શાતા), છઠ્ઠું પ્રકરણ 'The Saviour of the family' (કુટુંબની તારણહાર) 'ઈસ્ટ ઍન્ડ વેસ્ટ' વૉ ૧, નં. ૧૨, ઑક્ટોબર ૧૯૦૨, પૃ. ૧૩૩૮–૧૩૪૨, સાતમું પ્રકરણ 'The Resignation' (ત્યાગ) અને આઠમુ પ્રકરણ 'The Ascension' (આરોહણ) 'ઈસ્ટ ઍન્ડ વેસ્ટ' વૉ. ૧, નં. ૧૩, નવેમ્બર ૧૯૦૨, પૃ. ૧૪૫૪–૧૪૫૮.

ગોવર્ધનરામે જીવન રૂપે કથા ( Tale ) આપી છે.

ગોવર્ધનરામમાં કથા આપવાની કેવી નિસર્ગદત્ત શક્તિ હતી તે અહીં પણ જોવા મળે છે. 'દેસાઇયણુ', 'ખટપટ' જેવા શબ્દો લેખક અંગ્રેજીમાં પણ વાપરે છે.

એક ખરેખરી થઈ ગયેલી સ્ત્રી ઉપરથી આ કથા લખાયેલી છે. પછીથી ભરૂચના બ્રહ્મક્ષત્રિય દેસાઈએ ૧૯૦૩માં અંગ્રેજી ઉપરથી ગુજરાતીમાં કથા આપતા 'સતી ચૂની'[12] પુસ્તિકાના 'ઉપોદ્ઘાત'માં સૂચવ્યું છે તેમ ગોવર્ધનરામનું વલણ જીવનકથા આપવા કરતાં તેમની હમેશની રીત પ્રમાણે સૂક્ષ્મજીવન આપવાનું રહ્યું છે:–" આ કથાનો ઇતિહાસ કાલ્પનિક નથી, પણ ભરૂચના પ્રસિદ્ધ સ્વર્ગવાસી દેસાઈજી કલ્યાણરાયજી હુકુમતરાયજીનાં પ્રિય પત્ની ચૂનીગૌરીની જીવનકથાને આધારે રચાયેલી છે. ચૂનીગૌરી સૌભાગ્યાવસ્થામાં સ્વર્ગવાસી થયાં હતાં અને તેમના ઉચ્ચ સદ્‌ગુણોને લીધે ભરૂચ નગરમાં તેમની 'સતી' નામથી પ્રસિદ્ધિ હતી (ને હજુ પણ તેવી જ છે). ઇંગ્રેજી વાચકોને એમના જીવન-

હતી અને તેમનાં માતુશ્રીને ચૂનીગૌરી સાથે જ ગાઢ પ્રીતિ હતી અને દેસાઈજીના તેમ ચૂનીગૌરીના હૃદયના મંત્રો (છૂપા વિચારો) પોતાનાં માતાપિતા પાસે ઊઘડેલા હતા, તેમ દેસાઈજી તેમ ચૂનીગૌરી ગ્રન્થકર્તા ઉપર પોતાના એક કુટુંબના બાળક ઉપર રાખે તેવી પ્રીતિ રાખતાં. આથી અનેક રીતે તેમના હૃદયની અનેક વાર્તાઓ ગ્રન્થકર્તા પાસે આવેલી તેમાથી સાર કાઢી તેમા કલ્પનાનો ભેગ કરી આ કથા લખી છે અને ચૂનીગૌરીની કીર્તિ તેને નામે જ પ્રસરવા યોગ્ય ગણી તેમનુ નામ આ કથાને આપેલુ છે; આથી આ કથા જીવનકથા નથી જ એમ સમજવાનુ નથી. માત્ર ચૂનીગૌરીની હૃદયકથાને મુખ્ય ગણીને અને જીવનકથાને ગૌણ ગણીને ગ્રંથકર્તાએ આટલે વર્ષે જૂનુ ચિત્ર આ કાળની પાસે ખડું કર્યું છે."

ગુજરાતી ઉપરાત આ વાર્તાનુ તેલુગુ ભાષાંતર[૧૩] પણ થયેલું છે. દક્ષિણ હૈદરાબાદ તરફ બ્રહ્મક્ષત્રિયોની વસ્તી હોઈ તેલુગુમાં અનુવાદ થયો હોવા સંભવ છે.

અહીં આપવામાં આવેલો સાર મૂળ અંગ્રેજી કથા ઉપરથી સ્વતંત્ર રીતે નિપજાવ્યો છે :—

### જૂનું ખાનદાન કુટુંબ અને બાળકોની સગાઈઓ

"ગુજરાતના એક સમૃદ્ધ ગામમાં દેસાઈને નામે અથવા તો વધારે માનની ભાષામાં કહીએ તો દેસાઈજીને નામે ઓળખાતુ એક કુટુંબ રહેતું હતું" – આ વાક્યથી વાર્તાનો આરંભ થાય છે. વરસે ૪૦–૫૦ હજારની આવક થાય એટલી તેમની વિશાળ મિલકત હતી. એ જમાનામાં મોગલ સૂબાઓ અને પેશ્વાઓના સિપાઈઓ વારાફરતી દેશ પર કાબૂ રાખતા. સતીનો ચાલ એ વખતે કાયદાથી બંધ થયો ન હતો. એ પ્રથા કેવી હતી, એની પ્રક્રિયા શી હતી, લોકોમાં એ વિશે કેવા ખ્યાલો પ્રવર્તતા હતા, એ વિશે વાત કર્યા બાદ લેખક કહે છે કે આ વાર્તામાં એવી એક સતીની કથા વર્ણવાશે કે જેના ગુણોએ

૧૩. 'ગો. રા. ગ્રંથ', પૃ. ૫૮.

કરીને ગામડાના જુનવાણી માનસવાળા લોકો માનતા હતા કે આપણી નાયિકા એ સતીનો અવતાર હતી.

આપણી આ 'સતી' દેસાઈજીની હવેલીના પાડોશના કુટુંબમાં જન્મી હતી. એ દેસાઈ કુટુંબમાં સાઠેક વર્ષ પહેલાં એનુ લગ્ન થયું હતું. એના પતિને અને એની મિલકતને બચાવવા માટે તેણે દુન્યવી સુખોપભોગનો ત્યાગ કર્યો હતો. અને બાળપણમાં એના પતિને આપેલું વચન પાળ્યું હતું આ બન્ને ઘર પાસેપાસે હતાં. અને બન્નેની માતાઓ બહેનપણીઓ હતી. આ બન્ને નાના ખેલાડીઓ શેરીનાં બીજાં બાળકો સાથે સંતાકૂકડીની રમત રમતાં તે તેમની માતાઓ જોતી ને આનંદ પામતી. જ્યારે બાળકોમાં કાંઈ તકરાર થતી ત્યારે ચૂની હમેશ દેસાઈનો પક્ષ લેતી. આજુબાજુના માણસો કોઈ વાર મશ્કરી પણ કરતાં. એક વાર કોઈ છોકરી મશ્કરી કરતી હશે તે જોઈ ચૂનીએ દેસાઈને કહ્યુ, "દેસાઈ, ચાલો ઘેર જઈએ અને તમારાં બાને કહીએ કે આ તોફાની છોકરી આપણને કેવુ કહે છે." બન્યું એવું કે દેસાઈજીનાં પત્ની આ વખતે પાસે જ હતા. તેમણે ચૂનીને કહ્યું, "કેમ ચૂની, મારો પુત્ર મોટો થાય ત્યારે એની પત્ની થવાનુ તને ન ગમે?" પેલી છોકરી કહે છે "એમાં ખોટું શુ છે?" આગળ જતા તેમના સગપણનું ગોઠવાય છે. જોશીને જન્માક્ષર બતાવવામાં આવ્યા. ગ્રહો મળતા આવ્યા. સગાઈનો દિવસ નક્કી થયો. ચૂનીએ જુવાન દેસાઈને કહ્યુ, "હવે આપણે વરવહુ થયા. આપણાથી એકબીજા સાથે બોલાય નહિ, સમજ્યા?" તેમના સગપણના સમારંભમા કલેક્ટર અને તેમનાં પત્ની પણ આવ્યા, અને ભાવી દંપતીને આશીર્વાદ આપ્યા. લેડી સાહેબ પ્રશ્ન કરે છે કે આ રીતે જેમની સગાઈ થાય તેમનામાં પ્રેમ જાગે છે કે કેમ? જવાબ મળ્યો કે દેસાઈ દેસાઈપણુ વચ્ચે પ્રેમ હતો જ. દેસાઈ કહે છે કે જેમ સાહેબ લોકો 'લવ', 'માઈ ડિયર' જેવા શબ્દો વાપરે છે એવા શબ્દો તેમણે કદાપિ વાપર્યા ન હતા છતાં બન્ને વચ્ચે પ્રેમમાં કમીના ન હતી દેસાઈ પોતે

જોશીઓની આ ભવિષ્યવાણીમા શ્રદ્ધા રાખે છે એ જોઈ મડમ સાહેબ ને જરા આશ્ચર્ય થયું દેસાઈએ એ અંગે ખુલાસો કરતાં કહ્યું કે એ તો જ્યારે જોશીઓ ભૂલ કરે છે ત્યારે જ ભવિષ્યવાણી ખોટી ઠરે છે. પરંતુ તેમના કુટુંબના જોશી પૂરું ગણિત કર્યા વગર એક પણ શબ્દ ઉચ્ચારતા નથી સાહેબની કચેરીએ દેસાઈજીને જે મુશ્કેલીમાં મૂક્યા છે એને વિષે જોશીએ તેમને ક્યારનાય ચેતવ્યા હતા અને એમ પણ કહ્યું હતું કે તેમની પુત્રવધૂ ચૂની જ્યારે મોટી થશે ત્યારે આ આફતમાથી તેમને છોડાવશે,–એ બધી વાત પણ દેસાઈએ સાહેબને જણાવી. આ જોશીને સાહેબના બંગલે મોકલવાની દેસાઈએ દરખાસ્ત મૂકી. એ દરખાસ્તનો સાહેબે સ્વીકાર કર્યો. મડમે તો દેસાઈને પૂછ્યું પણ ખરું કે તેમને સાહેબ પર કેમ ગુસ્સો થતો નથી. દેસાઈજીને તો ગ્રહોમાં અટલ શ્રદ્ધા હતી. એ તો આ શ્રદ્ધાની જ વાત કરે છે. દેસાઈજીની મિલકત વિષે સરકારે કડક તપાસ હાથ ધરી હતી. સાહેબ અને દેસાઈજી ઑફિસમા ભલે લડતા હોય પણ તેમના ઘરના સંબંધો સારા રહ્યા હતા. સાહેબ અત્યારે આ પ્રશ્ન અંગે, ભલેને સ્મિત સાથે પણ, પૂછ્યા વગર ન રહ્યા. દેસાઈજીને પણ ચિંતા તો હતી જ. તેમણે ગ્રહો અને પરમાત્મા વિષેની તેમની શ્રદ્ધા વ્યક્ત કરી. એટલામાં એક નોકર દાખલ થયો. યજમાનને અને મહેમાનોને તેણે નમીને નમસ્કાર કર્યા અને સરળ ગુજરાતીમાં સમાચાર આપ્યા કે નાચ શરૂ થવાની તૈયારીમાં છે, બાઈસાહેબ પરસાળમાં મડમ સાહેબનો સત્કાર કરવા ઊભાં છે. બધાં જાય છે

### – પહેલા ખ્યાલોનું ઉદય પામવું

મડમ સાહેબ પરસાળમા ગયાં. લેખક પરસાળનુ અને ચોકનું વર્ણન કરે છે. ચોકમાં તુલસીનો ક્યારો હતો. બારણે પોપટ અને મેનાની જોડી ઝૂલતી હતી. બધાં ત્યાં આવ્યા એટલે એણે 'જય શ્રીકૃષ્ણ' કહી સત્કાર કર્યો. આ બધા વર્ણનમાં લેખકની ઝીણવટભરી અવલોકનશક્તિ જોવા મળે છે કલેક્ટર દેસાઈજીની સાથે ગયા અને

મડમ સાહેબ દેસાઇવહુની સાથે. મડમ સાહેબ આવ્યાં ત્યારે ત્યાં ઘણી સ્ત્રીઓ એકઠી થઈ હતી. સ્ત્રીઓ વિવિધ વિષયો પર વાતો કરતી હતી. દેસાઇયણે મડમ સાહેબને એ સ્ત્રીઓનો પરિચય કરાવ્યો અને એમના પતિ શું કરે છે, તેમને શો પગાર મળે છે વગેરે કહ્યું. એ પછી બધાંને શેરડીના રસના પ્યાલા આપવામાં આવ્યા. શુભપ્રસંગે મીઠાઈ કે શેરડીનો રસ આપવાનો રિવાજ હતો. સ્ત્રીમંડળમાં નાનકડી ચૂની પણ હાજર હતી. ચૂની અને દેસાઇયણ વચ્ચે વાત ચાલી.

ચૂની:—"તમે અત્યારે મારાં બા નથી, ઘર મારું નથી?" દેસાઇયણને હર્ષાશ્રુ આવ્યાં. ચૂનીની પીઠ થાબડતાં તેમણે કહ્યું, "હા, બેટા, ઘર તારું જ છે."

એ પછી ચૂની દેસાઇયણને પૂછે છે કે આ ઘરમાં આપણે બધાં વાતો કર્યાં કરીશું ને?, મારી બા મારી સાથે વાતો કરે છે એ રીતે તમે પણ આખો દિવસ વાતો કર્યા કરશો ને? દેસાઇયણે ચૂનીના માથા પર હાથ મૂકયો અને જવાબમાં કહ્યું કે:—"બેટા, એમ જ. હું મરી જાઉં અને તું જીવે, તું મારે આવી તેમ તારે પણ છોકરાની વહુ આવે ત્યાં સુધી."

"બા, તમે મરવાની વાત શા માટે કરો છો?"—ચૂનીએ જિજ્ઞાસાથી પૂછ્યું.

"જો તું જીવે તો હું શાંતિથી મરું. શ્રીહરિ ઘરડાંને ઉપાડી લે અને જુવાન જીવે અને ભોગવે." દેસાઇયણે કહ્યું.

એક દિવસ એકબીજાથી છૂટાં પડવાનો વારો આવશે એ વિચારે દેસાઇયણને શોક થયો. ભારે મૌન પ્રસરી રહ્યું. સદ્‌ભાગ્યે બહાર ગાતી છોકરીઓના અવાજથી એ મૌનમાં ભંગ પડ્યો. થોડીવારમાં બધાં ચોકમાં આવી ઊભાં. છોકરીઓએ પહેરેલા દાગીના અને સાડીઓથી અને તેમના કંઠમાંથી નીકળતાં ગીતોથી ચોકનું વાતાવરણ રંગીન બની ગયું. ચૂનીએ જાણ્યું કે એને કોઈની સાથે ઘેર જવાનું હતું.

## સ્ત્રીજીવનનું મિશન

થોડા વર્ષો બાદ ચૂનાનું લગ્ન થઈ ગયું. ચૂનીની માતાને પુત્રીઓના ભાવિષ્યની અનિશ્ચિતતાએ દુઃખી કરી. એની સૌથી મોટી દીકરીનું લગ્ન ગરીબ કુટુંબમાં થયું હતું. તે દીકરીએ આદર્શ પત્ની અને પુત્ર વધૂ તરીકે ખ્યાતિ મેળવી એ ગૌરવની વાત હતી પણ એ દીકરીને કુટુંબમાં નિરર્થક મજૂરી કરવી પડતી અને માંદગીઓ આવતી. ઘણી સ્ત્રીઓવાળા એ કુટુંબમાં અનિવાર્યપણે જે ગેરસમજણો અવારનવાર થતી એ જોઈ માતાને દુઃખ થતું. પરંતુ ચૂનીના લગનથી એણે કાંઈક રાહત અનુભવી. આ કુટુંબ ધનિક હતું. તેને લાગ્યું કે દેસાઈજીનો પુત્ર જરા ધૂની હતો દેસાઇપણ પણ સારા સ્વભાવની સન્નારી હતી. ચિંતા માત્ર એટલી હતી કે ચૂની એવી રીતે કેળવાવી જોઈએ કે જેથી તે દેસાઈજીના પુત્રને સમાલી શકે. ધનિક કુટુંબનાં બીજાં માણસોને પણ સમાલવાના હતાં. આથી તે બપોર પછીના ઘણા કલાકો ચૂનીને એની ભાવિ ફરજોનો ખ્યાલ આપવામાં ગાળવા લાગી. ધનિક કુટુંબોમા મુશ્કેલીઓમાં માર્ગ કાઢવામાં ઘણીય વહૂઓ નિષ્ફળ ગઈ હતી વા સફળતા પામી હતી એની કથાઓ તે કહેવા લાગી. ચૂનીને આ રીતે ગૃહકાર્યના વ્યવહારુ પદાર્થપાઠ માતા પાસેથી મળવા લાગ્યા અને પોતાની ગરીબ બહેનના જીવન પરથી પ્રત્યક્ષ પદાર્થપાઠ પણ તેને મળ્યા. આ બીજા પદાર્થપાઠે ચૂનીના હૃદયને કોમળ અને એની આકાંક્ષાઓને સરલ બનાવી. ચૂનીને મનમાં હતું કે આપણે માત્ર વેઠ કરવી નથી. એની સખીઓ પાસેથી તેણે સીવવાનુ અને ભરતગૂંથણનું કામ શીખી લીધું, અને થોડાં ગીતો પણ તે શીખીરતો. એ વખતે છોકરીઓ માટે શાળાઓ ન હતી. પણ ઉચ્ચ કોમમાં છોકરીઓને વાચન લેખન ગણિતમાંથી કમમાં કમ બે તો શીખવવામાં આવતાં જ. પ્રસંગ આવ્યે છોકરી પોતાના પતિને અને માતાને કાગળ લખી શકતી. ચૂનીએ પણ કોઈ સહિયર પાસેથી આ કળા શીખી લીધી. જોકે એના પતિ સાથે તેને વાત કરવાનો વખત આવ્યો ન હતો, તેમ છતાં તેણે જે

કળા શીખી લીધી હતી તે પહેલે તબક્કે જ દેસાઈજીના પુત્રને એટલે કે પોતાના પતિને નાનો પત્ર લખીને અજમાવી જોવાનું તેને મન થયું. તેણે કાગળમાં કોઈ સારી ચોપડી અને ચિત્રપોથી લાવી આપવાની વિનંતી કરી એ ઉપરાત તેણે નરમાશપૂર્વક એ પણ સૂચવ્યું કે અમુક છોકરાઓની સોબત તમે છોડશો તો તમને ફાયદો થાય છે કે નહિ એ જોજો. આ બહાદુર છોકરીએ કાગળને એક લાબા સળિયાને છેડે બાધ્યો અને એક દિવસ જ્યારે એનો પતિ એકલો ઊભો હતો ત્યારે એને પહોચાડ્યો. દેસાઈએ પત્ર ઉપાડ્યો અને ધડકતે હૃદયે એ વાંચ્યો. એણે તરત જ જવાબ લખ્યો. પોતાના વર્તનની ભૂલ કબૂલ કરી અને પોતે સુધરવાનુ વચન આપ્યું. ઉપરાત ચોપડી અને ચિત્ર-પોથી માટે પોતે પ્રબંધ કરશે એમ જણાવ્યું. આ મૂર્ખ છોકરો એની પત્નીના વિશ્વાસને પાત્ર ન હતો. થોડા દિવસો બાદ તેણે પત્રની વાત પોતાના સાથીદારોને કહી દીધી. પેલા ભાઈએ સ્ત્રીઓને કેમ કાબૂમાં રાખવી જોઈએ એ વિષે ભાષણ આપ્યું, અને અગ્રેજી અસંર તળેના જમાનામાં વર કેવા વહુઘેલા હોય છે એની હાંસી ઉડાવી. ચૂનીના પરિણીત જીવનની શરૂઆતમા આવા આવા બનાવો બનતા. દેસાઈ તો બગડતો ચાલ્યો. ચૂની વારંવાર લાંબા પત્રો લખતી પણ એની કશી અસર ન થઈ ચૂની તો નિશ્ચિત ક્રમ પ્રમાણે જીવન જીવ્યે જતી. તે કથા સાંભળવા જતી. પતિવ્રતાને માટે પતિ સમાન દેવ નથી એ તેણે જાણ્યું. સાથે સાથે તેણે એ પણ જાણ્યું કે પતિપત્નીનો સંબંધ ઉપરટપકે તો ક્ષણિક છે, માતાજી અથવા તો પરમાત્મા એ જ માનવ આત્માનું શાશ્વત આશ્રય-ધામ છે. તે પ્રાર્થના પણ કરતી. એક વાર એના માથા પર અપાર્થિવ તેજ ફૂટતું લાગ્યું, અને એ જોયા પછી એને નિદ્રા આવી ગઈ. તે જાગી ત્યારે પ્રફુલ્લ હતી. આ પ્રસંગ એની સ્મૃતિમા સ્વપ્નની જેમ તાજો રહ્યો. થોડા માણસોને તેણે ખાનગીમાં કહ્યું પણ ખરું. એ દેવીએ કહ્યુ કે ચૂની તો ગયા જનમની સતી છે. આ માન્યતા સાથે સ્ત્રીજીવનમાં પ્રવેશ કર્યો. દેસાઈજી અને દેસાઈવણને અને

કે માતાનું મત ચૂની ઉપર આ રીતે ઊતરી આવ્યું છે. તેમને લાગ્યું કે તેમનો પુત્ર હવે તેમના નૈતિક કાબૂની બહાર જતો રહ્યો હતો. ચૂની પણ હવે મોટી થઈ હતી. એટલે દેસાઈને સુધારવા માટે બન્ને પક્ષનાં માતાપિતાએ નક્કી કર્યું કે ચૂની અને દેસાઈએ હવે પતિપત્ની તરીકે રહેવું.

## શુભ ગ્રહો અને નિષ્ટ ગ્રહોનો યોગ

દેસાઈ કુટુંબ પર દુર્દશાનાં વાદળ ઘેરાયાં. તેમની માલમિલકત વિષે સરકારી તપાસ વધી પડી. એક કલેક્ટર પછી બીજા કલેક્ટર આવવા લાગ્યા. એક દેશી ડેપ્યુટી – કલેક્ટર આવ્યો. થોડી મુશ્કેલી ઊકલી. સરકારે ચુકાદો આપ્યો. ચુકાદો એવો આવ્યો કે જમાનાઓથી દેસાઈ કુટુંબને જે દેસાઈગીરી મળતી હતી તે બંધ કરવી. જે શરતોએ જમીન જાગીર ભોગવાતી તે ઘણી હળવી કરવી અને જમીનની મોજણી કરવી. આ ચુકાદાથી દેસાઈજીનું હૃદય ભાંગી ગયું. વિશ્વાસુ સ્થાનિક વકીલે કહ્યું કે સરકારનો ચુકાદો ગિનકાયદેસરનો હતો. કાયદાની કોર્ટમાં લડવા માટે તેણે ભારપૂર્વક સલાહ આપી, પરંતુ એ લાંબી તરખડમાં ક્યાં પડવું એમ માની આ વૃદ્ધ માણસે એ વાત માંડી વાળી. ગ્રહયોગ પણ ખરાબ આવતો હતો. કુટુંબનો વૃદ્ધ જોશી અત્યારે હયાત ન હતો અને બીજા જોશીઓ પર આધાર રખાય એવું ન હતું.

એક દિવસ દેસાઈજીનો મુનીમ આવ્યો. વધી પડેલા ઘરખર્ચ વિષે વાત થઈ. દેસાઈના પુત્રનું ખિસ્સાખર્ચ ખૂબ વધી ગયું હતું. એણે તો દેવું પણ કરવા માંડેલું. થોડા દિવસમાં દેસાઇયણ માંદાં પડ્યાં. દેશી વૈદ્યની દવાથી ફાયદો ન થયો એટલે પારસી ડૉક્ટરને બોલાવવા માટે મુનીમે સૂચના કરી, પણ દેસાઇયણે કુદરત પર છોડી દેવાનું કહ્યું. પોતે દારૂથી મોઢું અભડાવવાનું પસંદ કરતાં ન હતાં: "એ ઝેરે તો મારા દીકરાનો દાટ વાળ્યો છે. કોઈ પણ હિસાબે એનું ટીપું

ખું પણ હું લઈશ નહિ" (આમ આડકતરી રીતે લેખક
ાવી દે છે કે ચૂનીનો વર દેસાઈ દારૂ પીવા સુધી પણ પહોચી
ા હતો.) દેસાઈજી અને દેસાઇયણે રડતી આંખે ઘર બાબતની અને
ર્થિક બાબતોની વાત કરી. હવે તેમને આશા એકમાત્ર ચૂનીમા
ી. હવે તો એમના છોકરાનુ બજેટ ચૂનીના હાથમા સોપવુ અને
ગની બાબતો તેને વધારે ને વધારે સોંપવી એવા નિર્ણય પર
આવ્યા.

### માતૃહૃદયની શાતા

ચૂની હવે ગૃહિણી બની ગઈ. તે પતિ સાથે મુક્તપણે તો રાત્રે
થી ૪ સુધી જ 'રંગમહેલ'માં વાત કરી શકે. બાકીનો સમય
પરસાળમાં, રસોડામાં અને કુટુંબના મંદિરમાં જ ગાળવાનો.
ઘરનું કામકાજ કરતી, ધાર્મિક ફરજો બજાવતી. દેસાઈ કુટુંબમાં
માનો તો વારંવાર આવતા મહેમાનોની સરભરા સાચવવા તે
કરોને સૂચનાઓ આપતી. આ રીતે પચીસેક જીવ એને હવાલે હતા.
ામાં વ્યવસ્થાશક્તિ સારી હતી. દેસાઇયણ પણ સક્રિય ફરજોમાથી
ત થઈ હતી. પુરાણી અને શાસ્ત્રી એના મનને શાસ્ત્રવાચન વગેરેથી
જી તરફ વાળતા. જો ચૂની પુત્રવધૂ તરીકે સફળ હતી તો પત્ની
ીકે તે એટલી સફળ ન હતી દેસાઈ તરફ તે ભક્તાણુ હતી.
લાં જ્યારે એના પતિ સાથે મુક્તપણે વાત થઈ શકતી ન હતી ત્યારે
ો લખીને તેણે ખરાબ સોબતથી દૂર રહેવા સૂચવ્યું હતું. હવે
ારે એનાથી વાત થઈ શકે એમ હતું ત્યારે તે આ વિષે હરફ
ખો ઉચ્ચારતી નહિ, કે જેથી એનો પતિ નારાજ થાય. એના
તેને પણ આથી આશ્ચર્ય થતું જાણે કે એને પોતાના પતિમાં કોઈ
જ જણાયો ન હોય, તેમ તે આનંદી, સુખી અને ગુપ્તપણે
ાતી. તે એના પતિની લાગણીઓમાં ભાગીદાર થતી અને તેણે પોતાના
નમા એવી લાગણી જન્માવી કે તેણે (એના પતિએ) પોતાના
ગ્યનું અને પ્રતિષ્ઠાનું રક્ષણ કરવું જોઈએ. પોતાના અગાઉના

સાથીદારોની સોબતને દેસાઈએ અવગણી અને એ લોકોએ પણ એનો સંગ છોડી દીધો. (સમય આવ્યો ત્યારે ચૂની રિવાજ પ્રમાણે એની માતાને ઘેર ગઈ અને જ્યારે એ ચાર મહિનાના પુત્ર સાથે પતિઘેર પાછી ફરી ત્યારે દેસાઇયણ એમની છેલ્લી માંદગીમાં હતાં. લેખક, આમ, વાર્તાને વિસ્તારે છે, પણ ચૂની સીમંતિની થઈ એ પ્રસંગને વર્ણવવા સહેજ પણ રોકાતા નથી. અને એક વાક્યમા જ એનુ સૂચન કરી દે છે તે નોધપાત્ર છે.)

દેસાઇયણ હવે મરણ માટે તૈયાર હતી. એનો પુત્ર હવે સુધર્યો હતો, અને હવે તો પોતે દાદીમા થઈ હતી. પુત્રના પુત્રનુ મોઢું તેણે જોયું હતું. દેસાઈ પણ હવે ઘરડા થતા જતા હતા. કપાળમા કુમકુમનો ચાંલ્લો રહે અને પોતે મરણ પામે એથી વધુ રૂડું દેસાઇયણ માટે શું હોય? એને એક ઇચ્છા એ હતી કે એના પૌત્રનો વિવાહ થઈ જાય અને એનો વિવાહ કરી દેવામા પણ આવ્યો. દેસાઇયણનો અતકાળ પાસે આવ્યો ત્યારે તેણે ચૂનીને અને પોતાના છોકરાને પાસે બોલાવી કહ્યું, "મારા છોકરાની સગાઈ તારી સાથે થયા પછી તું આ ઘરમા પહેલી વાર આવી ત્યારે મને આમ મોત આવે તો સારું એમ મેં જ ચોકમાં કહેલુ તે યાદ છે કે? તેં મારા છોકરાને મારી કૂખને છાજે એવો બનાવ્યો છે. તું અમારા કુટુંબનો સ્તંભ છે. હવે તું ચૂની રહી નથી. મારી આજ્ઞાથી અહીં દરેક માણસ તને 'રાણી' કહી બોલાવશે."

ચૂનીએ જવાબ આપ્યો:—"એમ બોલો નહીં, બા." ચૂનીએ ડૂસકાં ભર્યાં. "આ બાળક મોટું થાય ત્યાં સુધી તમારે જીવવાનુ છે. અમારે તમારી દોરવણીનો લાંબા કાળ સુધી ખપ પડશે."

દેસાઇયણે કહ્યું, "મારા જીવ પર એક વાતનો ભાર છે તું મને એનાથી છોડાવીશ?"

ચૂનીએ એ શાનો ભાર છે એમ પૂછ્યું. દેસાઇયણે કુટુંબની દુર્દશા કેમ થઈ એનો ખ્યાલ આપ્યો અને અંતમાં દેસાઈની સંભાળ

લેવાનું કહ્યું. ફરી એક વાર દેસાઇવણે કહ્યું, " ચૂની, તું મારા પતિ અને મારા દીકરાની સંભાળ રાખીશ.?"

ચૂની : "હા, હું સંભાળ લઈશ. માતાજીનાં તમને રખવાળાં હો."

દેસાઇવણના પુત્રે મોઢામાં ગંગાજળ મૂક્યું, દેસાઇવણ મૃત્યુ પામી.

### કુટુંબની તારણહાર

દેસાઈની ઇચ્છા પણ પત્નીને પગલે સ્વર્ગે જવાની હતી. એક દિવસ તેણે બધા કારકુનો અને નોકરોને બોલાવ્યા અને કહ્યું કે, ભવિષ્યમાં મારા છોકરાને 'દેસાઈજી' ગણજો અને તે અને 'રાણી સાહેબ' બન્નેની પાસેથી સંયુક્ત રીતે હુકમો મેળવજો. હું પોતે 'બાપાજી' તરીકે ઘરમાં રહીશ. ચૂની બહુ ભણી ન હતી પણ એનામાં વ્યવસ્થાશક્તિ હતી. મુનીમ પાસેથી તે ધીરે ધીરે બધું સમજવા માંડી. દેસાઈને લાગ્યું કે વહુના હાથમાં ઘરની પ્રતિષ્ઠા સલામત છે. તેમણે દરદાગીના, દસ્તાવેજો વગેરે તેને સોંપ્યા. દેસાઈજી મરણ પામ્યા. મરણ પછીના તેર દિવસ દેસાઈના ઘરમાં સ્ત્રીઓ રોવાકૂટવાનું કરતી, અન્ય ક્રિયાઓ પણ ચાલતી, બ્રહ્મભોજન પણ થતું. (પશ્ચિમના માણસોને આ બધું નિરર્થક લાગે એમ કહ્યા પછી લેખક ઉમેરે છે કે આવા રિવાજો શોક કરનારાઓના મનને બીજા કામમાં રોકે છે અને તેમને શોકમાંથી છોડાવે છે. અન્યથા તેમનો શોક વધત. જૂની પ્રથાઓમાં પણ કોઈક સારો હેતુ છુપાયેલો છે એવી લેખકની માન્યતા અહીં પણ જોવા મળે છે.)

દેસાઈની ઉત્તરક્રિયા બાદ વકીલોને બોલાવવામાં આવ્યા. આ પરદે રહેતી બુદ્ધિશાળી બાઈની શક્તિથી વકીલો પ્રભાવિત થયા. સરકાર સામે લડવામાં ૨૦ હજાર રૂપિયાના ખર્ચનો અંદાજ નીકળ્યો. જો કદાચ હારી જવાય તો ઓછામાં ઓછા ૩ સરકારને ભરવા પડે. અને આમાં દસેક વર્ષ નીકળી જાય. ચૂનીને એક વિચાર આવ્યો. જે કલેક્ટર સગાઈના પ્રસંગે આવ્યો હતો તે અત્યારે રેવન્યુ કાઉન્સિલર હતો. સરકાર સામે લડવાને બદલે અરજ ગુજારવી એ

બન્ને પક્ષે સારું છે એમ માની એવો નિર્ણય લીધો. પહેલાં દેસાઈ એક સાહેબને મળવા ગયો, તેની વાત સાંભળી સાહેબે તો કટાક્ષ કર્યો અને દેસાઈને તેના ઉપક્રમમાં ફતેહ ઇચ્છી. આ સાહેબે તો નવા દેસાઈજીને ખુરસી પણ ન આપી. દેસાઈજીને ખૂબ લાગી આવ્યું. તે ત્રમ્બાઈ રેવન્યુ કાઉન્સિલરને મળવા ગયો. તેણે તેને બેસવા ખુરસી આપી, અને સહાનુભૂતિ પ્રગટ કરી. દેસાઈનો કેસ ન્યાય માટે રજૂ થયો. ન્યાયની કોર્ટે તો દેસાઈની વિરુદ્ધમાં ચુકાદો આપ્યો. પણ હિંદુસ્તાન અને ઇંગ્લન્ડના ઉચ્ચ ન્યાયમંદિરમાં એમના પાસા સવળા પડ્યા. ગામમાં સાકર વહેંચવામાં આવી. બ્રાહ્મણોને જમાડવામાં આવ્યા, અને ફતેહ માટે ચૂનીએ જે બાધાઓ રાખી હતી તે અક્ષરશઃ પૂરી કરવામાં આવી.

### ત્યાગ

દેસાઈ અને ચૂનીના ૨૦ વર્ષના પરિણીત જીવનમાં તેમને ૧૦ બાળકો થયાં પણ એકે જીવ્યું નહિ. ચૂનીની ખૂબ ઇચ્છા હતી કે દેસાઈને વારસદાર તો હોવો જોઈએ પણ દેસાઈ બીજી વારનાં લગ્ન માટે તો માને જ શાનો ? તેણે વકીલોને વાત કરી. બીજી વાર લગ્ન કરવાથી કુટુંબની પ્રતિષ્ઠાને હાનિ પહોંચશે એવો અભિપ્રાય પડ્યો. ચૂનીએ શાસ્ત્રી પાસેથી શાસ્ત્રાજ્ઞા જાણી કે પુત્ર તો જોઈએ જ, અને આ શાસ્ત્રજ્ઞાન તેણે દેસાઈ આગળ ઠાલવ્યું. ફરી લગ્ન કરવા ખૂબ આગ્રહ કર્યો. છેવટે દેસાઈ સંમત થયો. લગ્ન થયું. નવી પત્ની અને ચૂની જાણે સાસુ–વહુ કે બે બહેનો હોય તેમ રહેવા લાગ્યાં. ચૂની એક પછી એક ઘરની ફરજો વહુને સોંપવા લાગી અને પોતે વૈરાગિણી બની.

### આરોહણ

ચૂનીએ તો વૈરાગી જીવન ગુજારવા માંડયું. ખોરાક સાદો લેવા માંડ્યો. સૂવાનું પણ પરસાળમાં રાખ્યું. નવી સ્ત્રી જુદા જ સ્વભાવની હતી. દેસાઈ ચૂનીને માન આપતો એથી એને ઈર્ષ્યા થતી. ચૂની ને દેસાઈ વચ્ચે અણબનાવ છે એવી વાત વહેતી થઈ. ચૂની તો પહેલેથી

પતિનું મોઢું જોયા સિવાય જમતી નહિ. હવે તો દેસાઈનું દર્શન દુર્લભ થવા લાગ્યું. ચૂનીને ઉપવાસ ઉપર ઉપવાસ થવા લાગ્યા. કોઈ દેસાઈને કહેતું પણ નહિ. એક દિવસ દેસાઈએ ચૂની પાસેથી ચાવીઓ મંગાવી, પછી પાછી ન મોકલી. નવી વહુ પાસે એ ચાવીઓ ચૂનીએ જોઈ. એક દિવસે વળી એવું બન્યું કે ચૂનીએ દેસાઈ પાસે પોતાને માટે કપડાં મંગાવ્યાં, અને એ કપડાંની પસંદગી પણ દેસાઈ કરે એમ કહેવડાવ્યું. દેસાઈએ કહેવડાવ્યું કે ચૂનીએ કપડાં જાતે જ પસંદ કરવાં. ચૂનીએ હલકા વર્ણની સ્ત્રીઓ પહેરે છે તેવા જાડા સાલ્લા મંગાવ્યા. દેસાઈ આવ્યો ત્યારે તેણે આ જોયું પણ આ ફેરફારની નોંધ જ જાણે કે ન લીધી. ચૂની ટાઢા પાણીએ નાહતી હતી. બગીચાના કૂવામાંથી જાતે જ પાણી લાવતી. તેનો ઘણો સમય ધ્યાનાદિમાં જતો. ચૂની વિષે પડોશમાં વાતો થવા લાગી. મિત્રોએ દેસાઈને ખૂબ ઠપકો આપ્યો. લેખક કહે છે તેમ, "કદાચ તે (દેસાઈ) હૃદય વગરનો હતો એના કરતાં વિશેષ વિચાર વગરનો હતો." એક દિવસ તેણે જોયું કે ચૂની પીપળાના વૃક્ષની પૂજા કરતી હતી. આજુબાજુના લોકો ઉપર ધ્યાન આપ્યા વગર તેણે ચૂનીને હાથમાં ઊંચકી લીધી, અને રડી પડ્યો.

ચૂની બોલી :—"અરેરે, મારા સ્વામીને શું થયું છે ?"

દેસાઈ :—"જે ચૂની રંગમહેલમાં મારી આંખોને આનંદ આપતી હતી તે તું છે ? મેં આ બધું દુઃખ તારા પર નાખ્યું છે !"

ચૂનીએ કહ્યું :—"ઓહો, રડવાનું બધું કારણ આ જ છે ? મારા સ્વામીનાથ, એમ શા માટે ધારો છો કે હું દુઃખી છું ? હું સુખીય નથી ને દુઃખીય નથી. ખોરાક મને સુખી કરતો નથી કે ઉપવાસ મને દુઃખી કરતા નથી. કીમતી કપડાંલત્તાં અને રત્નો મારા રૂપમાં વધારો કરતાં નથી, જાડાં કપડાં મારા મનને જાડું બનાવતાં નથી. રૂપ શું અને કદરૂપાપણું શું ? તંદુરસ્તી શી અને રોગ શો ? ભગવાન મારા સ્વામીમાં વસે છે, અને એ જ ભગવાન પીપળાના વૃક્ષમાં

છે એ પવિત્ર વૃક્ષની છાયામા મારો રંગમહેલ છે, અને હું એમ કહું તો માગ સ્વામી મને માફ કરજો, કે ખખડતા પાદડાંના અવાજો એ રંગમહેલની વાતચીતની જેમ જ આનંદ આપે છે."

નવી સ્ત્રીને છોકરો અવતર્યો સૌના કરતા વધારે આનંદ ચૂનીને થયો. ચૂનીએ ફરી એક વાર મોના અને રત્નોના દાગીના પહેર્યાં. જે જે વધાઈએ આવ્યા તે સૌનો ચૂનીએ સત્કાર કર્યો દેસાઈનું ઘર ફરી એક વાર આનંદથી ગુંજી ઊઠ્યું પરંતુ જે આતશ એની અદર જલી રહ્યો હતો તેણે એને આ પરિશ્રમના દિવસોમા નનગી કરી મૂકી. તે પથારીવશ થઈ સૌ નિરાશામા ડૂબી ગયા હવે એ માદગીના બિછાનેથી કદી ઊઠવાની નહિ ચૂનીનો અંતકાળ નજીક આવ્યો ત્યારે એક સાધુ પધાર્યા તેમણે ચૂનીના કાનમા કાઈક શબ્દો કહ્યા અને પછી અતર્ધાન થઈ ગયા સૌ આશ્ચર્યચકિત થઈ ગયા. ચૂની સમાધિમાં હતી. એની આખો બધ હતી તેના હોઠ પર સ્મિત હતું. તે થોડાં તૂટક વાક્યો બોલી : —"ધન્ય ધન્ય...મઝાના ઘંટ વાગે છે...કેવું સુંદર વિમાન છે...મારા ધનભાગ્ય કે માતાએ મને આમ તેડા મોકલ્યાં. ...રામ રામ દેસાઈજી...આવજો...માગ લાડકવાયા દેસાઈ. બધાને રામરામ...મારાથી કદી કોઈનું દિલ દુભાયું હોય તો માફ કરજો ... ચાલો હું તૈયાર છુ."

ચૂની સ્વર્ગે સિધાવી સાધુના વેશમા વિષ્ણુભગવાન પોતે ચૂનીને મળવા આવ્યા હતા અને તેની અતઘડી આવી લાગી છે ને લક્ષ્મીજીએ એને લેવા માટે વિમાન મોકલ્યું છે એવુ એમણે કાનમા કહેલું એમ લાબા કાળ સુધી મનાતું હતું કેટલાક માણસોએ પાર્ષદોના ઘંટના અવાજો ખરેખર સાભળ્યા હતા અને દૈવી વિમાનમાં સતીને સ્વર્ગે લઈ જવાતી જોઈ હતી.

# લેખો-વ્યાખ્યાનનિબંધો આદિ.

## (૧) સાહિત્યવિવેચન અને જોડણી વિષયક

### ૫. મન સુખરામ કૃત 'ગોકુળજી ઝાલાનું જીવનચરિત્ર'નું અવલોકન [૧૮૮૨][૧૪]

આ અવલોકન લેખ 'રાસ્ત ગોફ્તાર તથા સત્યપ્રકાશ'ના ૧૮૮૨ના ૧૧ જૂન, ૧૮ જૂન, અને ૨૫મી જૂનના અંકોમા કટકે કટકે પ્રસિદ્ધ થયો હતો[૧૫] આ લેખ ઉપરાંત આ જ સાપ્તાહિકમા છપાયેલો 'વેદ અને વેદાંત' લેખ તથા સાપ્તાહિક 'ગુજરાતી'મા છપાયેલો 'Monism or Advaitism–' પરનો લેખ – આ ત્રણ લેખ સાથે લેખકનુ નામ છપાયું નથી તે તે સાપ્તાહિકોમા અવલોકન વિભાગમા સામાન્ય રીતે અવલોકનકારની સહી મળતી નથી ઉપરના ત્રણ લેખોમા પહેલો અને છેલ્લો લેખ અવલોકનનો છે કાન્તિલાલ પંડ્યા આદિ ગોવર્ધનરામના સમકાલીનોએ તે લેખોને ગોવર્ધનરામે લખેલા ગણાવ્યા છે[૧૬] એટલે તેના કર્તૃત્વ વિશે સંદેહ રાખવાનુ કારણ ઘણુ ઓછુ રહે છે, ખાસ કરીને 'વેદ અને વેદાંત' અને 'Monism or Advaitism–'અંગેના લેખની શૈલી તેમ જ બૌદ્ધિક ઇમારત જોતા, અને સુત ગોકુલજી ઝાલા અંગેના અવલોકન લેખના અંતભાગમાના વિચારોની ઘાટી જોતા

આ લેખમા લેખકે મન સુખરામ સૂર્યરામે લખેલા જૂનાગઢના દીવાન ગોકુલજી સંપતિરામ ઝાલાના જીવનચરિત્રનો સંક્ષિપ્ત સાર આપ્યો છે અવલોકનકાર કહે છે કે પુસ્તકના લેખકને ચરિત્રનાયકનો પ્રત્યક્ષ

---

૧૪ ન ૪ પછીના વિષયો, મૂળમા વિસ્તૃત રીતે લખ્યા હોવા છતા ગ્રંથવિસ્તારભયથી અહીં બહુ ટૂંકાવીને આપ્યા છે,–સિવાય કે ન. ૬ અને ૧૬

૧૫ 'રાસ્ત ગોફ્તાર તથા સત્યપ્રકાશ', પુ ૩૧, અંક ૧૫૮૫, પૃ ૪૩૨–૪૩૩, અંક ૧૫૮૬, પૃ ૪૪૮–૪૪૯, અંક ૧૫૮૭, પૃ ૪૬૭–૪૬૮

૧૬ 'શ્રી ગો૦'ના પ્રારંભિક પૃષ્ઠો, પૃ ૨૦–૨૧

પરિચય હોઈ આ પુસ્તકને લાભ થયો છે. અવલોકનમાં નીચેનાં સૂચનો પણ તેમણે કર્યાં છે: પુસ્તકને જુદાં જુદાં પ્રકરણોમાં વહેંચવું જોઈતું હતું, ચરિત્રનાયકના જીવનના બનાવો વિક્રમ સંવતને બદલે ઈસવી સનમાં આપવા જોઈતા હતા. આમ ન કર્યું હોવાથી વાચકને ચરિત્રનાયકના જીવનની ચોક્કસ બાબતો અને તેની ચોક્કસ તારીખો શોધતાં મુશ્કેલી પડે છે.

## ૬. 'કુસુમમાળા'ની પ્રતમાં હાંસિયા-નોંધો

નરસિંહરાવે ગોવર્ધનરામને ભેટ મોકલેલી 'કુસુમમાળા'ની નકલ સચવાયેલી છે અને તે જોતા એ પુસ્તકના પહેલા પાને આ પ્રમાણે લખેલુ છે:– "રા. ગોવર્ધનરામ માધવરામને સ્નેહપૂર્વક ભેટ – નરસિંહરાવ ભોળાનાથ, તા. ૨૩-૧૧-૮૭." આ નકલમાં કેટલાક કાવ્યો અંગે ગોવર્ધનરામે શાહીથી નોંધો ટપકાવેલી છે. કોઈ કોઈ પંક્તિઓ નીચે તેમણે લીટી દોરી છે અને છેક પુસ્તકને છેડે તેમણે 'કુસુમમાળા'નું સમગ્ર મૂલ્યાંકન કરતી નોંધો ઉમેરી છે. બધી નોંધો અંગ્રેજીમાં લખેલી છે. અહીં એ બધી જ નોંધો ઉતારી છે. કાવ્યોના પૃષ્ઠાંકો બધે પહેલી-આવૃત્તિના છે.

'દિવ્ય કાવ્ય' (પૃ. ૧૯) ની શરૂઆતમાં નોંધ્યું છે કે "ભવ્યતાનું ઊંડાણ, અંદર કોમળ ધ્વનિઓ વેરાયેલા છે."[૧૭] "જહીં શબ્દ અનુપમ રૂહે બનિયા," એ પંક્તિ નીચે લીટી દોરી બાજુમા નોંધ કરી છે કે "વધુ સારી રીતે અભિવ્યક્ત કરો."[૧૮] આ કાવ્યની કડી ૨ અને કડી ૩ નીચે પ્રમાણે છે:–

"મન અદ્ભુત ભાવ કળે ન કળે,
કળતું કદી ઈશ્વરદત્ત પળે;
કદી ચાંદનીની રજની નીકળે,
તહીં કાવ્યતણાં સહુ પુષ્પ ખૂલે.

૧૭. "Depth of sublimity interspersed with tender suggestions."

૧૮. "Express better."

જગ શૂન્ય થકી જ રહ્યું ઊપની,
થતી ઝાંખી ઝીણી તહીં તેજ તણી;
કંઈ ગાન ઊંડું લયકાળ તણું,
કદી એ કવિતા મહીં જાય સુણ્યું "

—આ પંક્તિઓ આગળ ગોવર્ધનરામ "ખરેખર ભવ્ય"[૧૯] એવી નોંધ કરે છે. પછીની ચોથી કડીની છેલ્લી બે પંક્તિઓ :–

"ઊંડી વીથિ અનંતપણાની તહીં
શી અગાધ દીસે ઊઘડી જ રહી !"

—માં પહેલી પંક્તિમાં 'વીથિ' શબ્દ નીચે અને બીજી પંક્તિ નીચે લીટી કરી છે અને નોંધ્યું છે કે "પરાકોટિને નીચે ઉતારે છે,"[૨૦] એ પછી કડી ૫ અને ૬ "સહુ તારલિયા ચમકંત ઝીણા......પઢતાં ગૂઢ કાવ્ય જ પ્રેમ ભરે" આગળ નોંધ્યું છે કે, "સારી કવિતા, સુકુમાર ભવ્યતા."[૨૧] એ પછી "નહિ એ વિષયે જ વિવાદ કરો" એ પંક્તિ નીચે લીટી દોરી છે અને તે પંક્તિ તથા તે પછીની પંક્તિ "તહીં પ્રાણી ભલે જ વસો ન વસો" ને કૌંસ } કરી લખ્યું છે:– "ગદ્યાળુ અને સૂરની સઘનતાને વણસાડે છે"[૨૨] કાવ્યની છેલ્લી આઠમી કડી આ પ્રમાણે છે:–

"પણ તારક ઉત્તમ કાર્ય કરે,
બની કાવ્યપદો કંઈ બોધ ઝરે;
લખ્યું કાવ્ય જ જે ગગને વિધિએ
ધરી મર્મ ગભીર કલાનિધિએ."

આ પંક્તિઓની બાજુ પર નોંધ છે કે "અધૂરાં વાક્યો,... પરાકોટિનો નાશ કરે છે."[૨૩] 'વિધવાનો વિલાપ' (પૃ. ૩૮) ના

૧૯. "Really sublime"
૨૦. "Lowers the climax."
૨૧. "Good poetry" ... "Tender sublimity."
૨૨. "Prosaic & mars the intensity of the tone."
૨૩. "Incomplete sentences"... "Ruins the climax."

એક શબ્દ "વડજૂથડું"ની નીચે લીટી દોરી નોંધ્યું છે કે એ શબ્દ કવિ "નર્મદાશંકરમાંથી છે?"૨૪ આ કાવ્યમાં વિધવા ચંદા, અનિલ, આકાશ, સરિતા વગેરેને સંબોધે છે. ૪૧ મા પૃષ્ઠે ગોવર્ધનરામ નોંધે છે કે "સંબોધન અગાઉના વર્ણનની સાથે મળતું નથી. વર્ણન, સત્યની સરળતાની શક્તિને કારણે, સ્વાભાવિક અને કરુણ થયું છે, જ્યારે સંબોધનમાં કલ્પનોત્થ કવિતાની કારીગરી છે. અને એ કારીગરી જેવી છે તેવી આમ તો સારી છે, પણ જેવી છે તેમાં સત્યની સરળતાના કરુણ ભાવો ખૂટે છે, વર્ણન અને સંબોધન એ જ કાવ્યના ઉત્કૃષ્ટ અંશો છે અને તે કઢંગી જોડીમાં સંલગ્ન કરવામા આવ્યા છે."૨૫ 'વિપદમાં ધારણ કરનાર બળ' (પૃ. ૪૭) એ કાવ્યની છેલ્લી કડી આગળ નોંધ છે કે "પરાકોટિ બિલકુલ અપર્યાપ્ત છે."૨૬ 'મિશ્ર થયેલી બે છાયા' (પૃ. ૪૮) એ કાવ્ય આગળ નોંધ છે :- "મસૃણ, ઉચિત અને ધ્વનિમય"૨૭ 'સંસ્કારોદ્દબોધન' (પૃ. ૪૮) કાવ્યની ત્રીજી કડી આ પ્રમાણે છે :-

"દેદીપ્યમાન રજનીમહીં તે જણાય
" જેવા જ બાળભૂતડાં ભૂલી જાતિન્યાય
આવ્યાં નિષિદ્ધ સ્થળમાં તજી અંધકાર,
ને વિસ્મયે ઠરી રહ્યાં સ્થિર તેહ ઠાર."

૨૪. "From Narmadashanker?"

૨૫. "This address does not pair with the description that precedes. The description is natural & pathetic by its force of simplicity of truth; the address has the artifice of imaginative poetry & is good as such but it is as such that is wanting in the pathos of simplicity of truth. The description and the address are only two superb pieces of poetry & are dovetailed into a grotesque match."

૨૬. "The climax is quite inadequate."

૨૭. "Soft : apt & suggestive."

ઉપરની ૫ ક્તિઓ આગળ નોધ્યુ છે કે – "અલકાર અસ્થાને છે "૨૮ 'નિષિદ્ધ' શબ્દની નીચે લીટી દોરી લખ્યું છે કે "આ શબ્દનો સારો ઉપયોગ નથી, શબ્દ બદલો "૨૯ આ કાવ્યના બીજા શબ્દો 'શીળીશી' અને 'શીળી'ની નીચે લીટી કરેલી છે, કાઈ લખ્યું નથી કાવ્યના અ તભાગમા 'અનત ધામે' મળવાની આશા વ્યકત થાય છે ત્યા ગોવર્ધનરામ નોધ કરે છે કે આ જાણે ભવ્યમાથી હાસ્યાસ્પદમા ઊતરી આવ્યુ એ સૂત્રના દૃષ્ટાંતની લગોલગ આવી પહોંચે છે દુન્યવી વિયોગ પર એક લાબુ સભાષણ અને તેની પછી 'અરે, મૃત્યુ પછી આપણે મળીશુ' એમ કહીને આખાને એકાએક અને ટૂંકમા પતાવી દેવુ એ સાવ મજાક જેવુ લાગે છે ૩૦ 'લગ્ન સમયે એક કુસુમપાત્રની ભેટ મોકલતા' (પૃ ૫૧) એ કાવ્યના અતભાગ આગળ નોધ છે કે "આ બધુ ગૂચવાડા ભર્યું છે "૩૧ 'અભિનદનાષ્ટક' (પૃ. ૫૩) એ કાવ્ય વિષે તે કહે છે – "ખરેખર ઘણુ સારુ છે હૃદયસ્પર્શી, ગભીર અને ભવ્ય "૩૨ આ કાવ્યની પાચમી અને છઠ્ઠી કડી આ પ્રમાણે છે –

"પ્રતિનૂતનવર્ષદિને ચરણે
હુ કૃતાર્થ થતો નમી જેહ તણે,

---

૨૮ "The figure is out of place '

૨૯ "Not a good use of the word change the word"

૩૦ This very nearly approaches to illustration of the maxim, 'There is but one step from the sublime to ridiculous ' A long discourse on worldly separation followed by the abrupt & summary short disposal of the whole by saying 'Oh! we shall meet after death! looks very nigh a fun '

૩૧ "This is all confused '

૩૨ "This is really very good touching & solemn & sublime

નહિ તે શુભધર્મની મૂર્તિ હતાં,–
જગ ! રૂપ ધરે તું નવાં જ નવાં !
અહીં ઇન્દ્રધનુ બનતું નીરખું,
રમણીય સુરંગથી શું હરખું ?
નથી આ રચી જ્યાં હું રહ્યો રચના
થઈ લુપ્ત બધી મધુરી ઘટના "

આ પંક્તિઓ આગળ ઊભી લીટી દોરી નોંધ્યું છે કે :– "અલંકારયુક્ત અને તે સાથે જ કરુણ"[33] 'ત્હારી કાન્તિ, પ્રેમ અને આત્મા' (પૃ. ૫૪) એ કાવ્યને મથાળે "ના ! ના !"[34] એવી નોંધ છે. આ જ કાવ્યમાં નાયિકાની કાન્તિમાં એની પ્રેમનદીનું પ્રતિબિંબ નાયક દેખે છે એ પંક્તિઓ :–

"દેખું એવી તારી કાન્તિમાંહી રમ્ય
તારી પ્રેમનદી કેરું પ્રતિબિમ્બ,
વ્હેતી જેની મન્દ લહરી ગાન લેતી
પ્રેમઅનિલ ચુમે મુજ જો રસેથી"

– આગળ નોંધ છે કે :–" સાવ અર્થહીન અને અલંકારોનો ગૂંચવાડો"[35] ઉપરના કાવ્યમાં 'શીળી' શબ્દની નીચે લીટી દોરી છે. 'વસંતની એક સાંઝ' (પૃ. ૫૭) આગળ નોંધ કરી છે કે "આમાં કશું એવું નથી જે વસંતને વિશિષ્ટ રીતે લાગુ પડે, જોકે જેવી છે તેવી આ પંક્તિઓ સારી છે, પણ અસાધારણ કે સામાન્ય કક્ષાથી ઊંચે જતી નથી."[36] 'શિયાળાનું એક સવાર' (પૃ. ૬૩) માં વૃક્ષની

૩૩. "Figurative & at the same time pathetic."

૩૪. "No! No."

૩૫. "અગદી nonsense & confusion of figures."

૩૬. "There is nothing in these lines that strikes as being special to the spring, tho' these lines in themselves are good enough - not extraordinary or being above common level."

ળ પર બેઠેલ શુકયુગ્મમાથી શુકરાજ પોતાની પ્રિયતમાને જે
રનો કહે છે એમા –

"ધરિયો જન્મ સુખને કાજ
તો શુ તજવુ તેને આજ?
ભૂલી ભૂતભાનિખેલ,
આ ઘડી રગ રમીએ રેલ"

આ પક્તિઓમા વક્ન ય "મુદ્દાસર નથી"[૩૭] એમ ગોવર્ધનગમ
ધે છે 'કાયલનો ટહુકો' (પૃ ૬૫) એ કાવ્ય આ પ્રમાણે છે

"અલી કોકિલા! ટહુકો મીઠો તુજ માહરે હૈડે વસ્યો,
સુણી તેહ આ હૈડે બીજો ટહુકો ઝીણો ઊઠીને ધસ્યો,
અલી કોકિલા!૦
શીળી ચાદની આલિગતા સ્મિત જ્યા કરે લહરી ઝીણી,
સિન્ધુ એહવો આનદનો ક્ષણુ ઝાખુ તે ટહુકો સુણી,
—અલી કોકિલા૦"

ા કાવ્યમા ગોવર્ધનરામે નોધો કરી છે અને કયાક કયાક વિકલ્પ
ચવ્યા છે બીજી પક્તિમા 'ધસ્યો'ની પાસે 'હસ્યો' પાઠાતર
ાવર્ધનરામ સૂચવે છે 'ધસ્યો' એ શબ્દ ઉપર તે નોધે છે "બિલકુલ
હિ કહો કે સ્મિત કરવા લાગ્યો અથવા ૨મા ાઆવો"[૩૮]
ટહુકો ઊઠીને ધસ્યો' એને માટે કહ્યુ છે કે આ "પ્રતિરૂપ સાચુ છે
ચુ મેળમા નથી"[૩૯] બીજી લીટીમા 'ઝીણો' અને ત્રીજી લીટીમા
ઝીણી' એ શબ્દોને લીટીથી જોડી પ્રશ્નાર્થચિહ્ન કર્યુ છે ત્રીજી
ક્તિમા 'શીળી' "શબ્દ અતિશય વાર વાર વપરાય છે" એમ લખ્યુ
અને 'લહરી ઝીણી' નીચે લીટી દોરી લખ્યુ છે કે "સિંધુને ઝીણી

૩૭ "Not to the point"
૩૮ "Not at all Say began to smile or play"
૩૯ "The image is true but out of harmony"

લહરીઓ હોતી નથી."[૪૦] ત્રીજી અને ચોથી પંક્તિ વિષે તે કહે છે કે "સ્વર્ગ સારો છે, પણ મળતી નથી "[૪૧] ચોથી પંક્તિમાં 'સિન્ધુ એહવો આનંદનો ક્ષણ' એને અંગે તે સૂચવે છે કે "'શુભ ગંગા' એ પાઠ વધારે સારો નીવડે "[૪૨] વળી નીચે ઉમેરે છે "'નદી શુભ એ આનંદની ક્ષણ' વગેરે અથવા એના જેવું કંઈક એ વધુ સારું નીવડે "[૪૩] આગળ લખે છે કે "સિંધુ વિશાળતા સૂચવે છે જ્યારે આખા ખંડમાં સ્ફુરે છે 'આનંદની લહરી ઝીણી' અથવા 'ઝરણી', અને લહરી અથવા ઝરણી અનંત પણ હોઈ શકે છે."[૪૪] આખા કાવ્ય વિષે "સુંદર અને મધુર" એવી નોંધ કરી છે.[૪૫] 'ગત્રિયે કોયલ' (પૃ ૬૭) એ કાવ્યની છેલ્લી કડી આ પ્રમાણે છે:–

"ચાલો પ્રિય ! સુણીએ એ મીઠી,
મે મધુરી ગાનનદી દીઠી,
ચમકતી ચાલે જો પેલા ચંદમા રે,
ગાતી છંદમા રે;
વ્હાલી, સાભળ પેલી કોયલડી તરુવન્દમા રે."

અહીં ગોવર્ધનરામ નોંધે છે કે "આ વસ્તુ એકાએક આવે છે અને કશા મધાન વગરની છે એમ વાચકને લાગશે."[૪૬]

---

૪૦ "The word is too frequently used. Sea has no ripples"

૪૧ "The idea is good but out of harmony"

૪૨ "શુભ ગંગા would be better."

૪૩ "નદી શુભ એ આનંદની ક્ષણ something even more better."

૪૪ '*Ocean* suggests vastness etc while the whole passage breathes 'a fine streak' of pleasure or a 'stream' and streak or stream may also be 'eternal.'"

૪૫ "Beautiful and sweet."

૪૬. "Abrupt & disconnected to reader."

'વસંતમાં એક સવારનો સમય' (પૃ. ૬૮) એ કાવ્યની છેલ્લી કડી આ પ્રમાણે છે :—

" જ્યારે વળી ભયભીત આર્ય સુણતા નિજ શ્રવણે
મરુતો કેરો નાદ સિંહ સરીખો જે ગગડે;
ને જ્યારે નિજ નેન નીરખતા ભાવ ધરીને
ભમતો જે પર્જન્ય ઉદકમય રથે ચઢીને."

– આ કડી આગળ ગોવર્ધનરામ નોંધે છે કે " અહીં 'મરુત' અને 'પર્જન્ય'ને યોગ્ય રીતે યાદ કરવામાં આવ્યા નથી. પ્રભાતના બીજા પણ દેવો વેદમાં મળે છે."[૪૭] 'સૂર્યોદય' (પૃ. ૭૭) કાવ્ય નીચે પ્રમાણે છે:—

" જો ને પેલી કુમુદિની એકલી
મુખડું નીચું ઢાળી આંસુડાં ઢાળતી;
પણે ચંદ્ર પણ પ્રિયાવિયોગે વ્યાકુળો
મંદકાન્તિ અતિ મંદમંદ પગલાં ભરે.
તેજસ્વી આ પેલું રાતુ બિમ્બ જો
ઉદયશિખરમસ્તક મણિશું શું શોભતું !
'કમલિની ખીલી ખીલી હસી હસી ઘોળા કેસરે
'મધુકરગુંજારે એ ગાતી ગીતડાં "

આ કાવ્ય અંગે ગોવર્ધનરામ નોંધે છે કે " આમાં નીતિબોધ સૂચવાય એવું અથવા તો નીતિબોધનો આશય છે એનો ઇશારો આપે એવું કોઈ વચન નથી. વિરોધ તરફ ધ્યાન દોરે એવું કોઈ ઉભયાન્વયી અવ્યય પણ નથી. નીતિબોધ કેવળ સાધારણ છે, વર્ણન પણ ચાલુ ધાટીનું છે."[૪૮] 'સંધ્યા' (પૃ. ૭૮) કાવ્યની પહેલી ૭ કડી આગળ

૪૭ " मरुत & पर्जन्य are not aptly remembered here. There are other morning Deities of the Vedas tallying with the text of... उषा. "

૪૮. " There is no expression to suggest a moral or

નોંધ છે કે "ચાલશે, તમે સામાન્ય રીતે જે વિરોધો તારવો છો તેમાંનો માત્ર એક [આ] છે. 'બીજનો ચંદ્ર-પ્રેમનો તારક–' એમને વિષે વર્ડ્ઝવર્થ ઉપમા યોજે છે તેની નકલરૂપ આ પદ્ધતિ નથી શું ?" તેમ છતાં આ પદ્ધતિનો અતિશય વારંવાર ઉપયોગ કંટાળાજનક નીવડે છે."૪૯ 'પ્રભાત' (પૃ. ૮૬) કાવ્ય વિષે ગોવર્ધનરામ લખે છે, "સારું, પણ એ કશાક ઉપરથી ઉપજાવેલું છે એમ હું સમજી શક્યો."૫૦

ગોવર્ધનરામ શુદ્ધિપત્રકના પાને આખા કાવ્યગ્રંથ વિષે લખે છે, "જો પુસ્તકની આવી કાર્યરેખા છે અને એની આકૃતિ તથા રચનાના આવા ગુણો છે, તો આવા કામને સ્વાભાવિક એવી ઊણપો પણ એને છે. અને ક્વચિત્-ક્વચિત જ – નિઃસત્ત્વતા, અતિ સામાન્ય કલ્પનાતરંગો, તાણીતૂશીને કરેલી કલ્પના, અભિવ્યક્તિની ગદ્યાળુતા, પરાકોટિનો અભાવ, ભાવની તદેવતા, અલંકારોનું પુનરાવર્તન, શોખના શબ્દો અને વાક્યપ્રયોગોનો વાપર અને વિચારની દુર્બોધતા આમાં છે. પરંતુ આ બધું સામાન્ય રીતે ખૂણેખાંચરે વેરાયેલું છે જે સૂક્ષ્મદર્શી વિવેચકને અને કર્તાની પોતાની જાતને દેખાશે. જ્યારે પાછળથી ફરી વાર વિચારતાં વિવેચકના અભિપ્રાયોના સત્ય અંગે લેખક વિવેચક સાથે મળતો થાય ત્યારે એના અભિપ્રાયોને માન આપવાને કારણો

to hint that any was intended. There is not even a conjunction to draw attention to the contrast. The moral is ordinary only. The description is trite.

૪૯. "Will do. Is only one of the contrasts you usually make out. Is not the method a copy of Wordsworth – e. g. when he compares 'The Crescent moon – the star of love!' Too frequent use of the method is however tiresome."

૫૦. "Good, but I could make out that is was derived."

છે. આવી દલીલોની સક્રિય અપેક્ષા રાખવી અને આ જાતની બધી દુરારાધ્યતાને અસરકારક રીતે પહોંચી વળવું એ પણ વધારે સારું છે."[૫૧]

"ભાષા એકંદરે જેવી હોવી જોઈએ એવી સરળ છે. કાવ્યપદાવલિમાં આકૃતિલક્ષણનું નાવીન્ય અને સ્વરૂપની મસૃણતા બંનેનું સંમિશ્રણ છે. તેમ છતાં જોડણી પ્રાયોગિક અને વૈયક્તિક થવાની સામાન્ય ફૅશન પ્રમાણેની છે, અને હું પોતે (એ જાતની) ફૅશનને અનુસરનારો હોઈ એની સામે વાંધો લઈ ન શકું. તા. ૨૬ નવેમ્બર ૧૮૮૭. ગો. મા. ત્રિ."[૫૨]

---

૫૧. "If such is the programme of the book & such the merits of its design & execution, it has shortcomings incidental to such work. There is occasional – and occasional only – tameness, commonplace fancying, strained imagining, prosaicness of expression, loss of climax, monotony of sentiment, repetition of figures, use of hobby words & phrases, & obscurity of thought. But all this is generally scattered in nooks & corners which will be visible only to the microscopic critic & to the author's self. An author has reason to respect his critic's views where on second thoughts and reconsideration he agrees with *this* critic as regards the truth of these views. It is even better to actively forestall such arguments & to cope effectively with all such fastidiousness."

૫૨. "The language on the whole is as easy as it ought to be. The diction combines both novelty of feature & softness of form. The spelling however has the general fashion of being experimental & individualised, and I cannot object to it as being myself a follower of the fashion. 26 Nov. '87. G.M.T."

વળી ગોવર્ધનરામ લખે છે, "એ કહેવાની જરૂર નથી કે પુસ્તક જનતાને માટે રસ ન પડે એવી વસ્તુ નીવડશે, જનતાને મારી 'સ્નેહમુદ્રા' કરતા વધારે નીરસ નીવડશે કારણ કે 'સ્નેહમુદ્રા' પોતાની રીતે દુર્બોધ છે જ્યારે આ પુસ્તક પરદેશી કવિઓ, જેમનો અભ્યાસ એમના પોતાના દેશમા પણ અમુક નાનો વર્ગ જ કરે છે તેમની અમુક મતશાળાની દુર્બોધતાને અનુસરે છે. મારા મનનુ પહેલુ વલણ એવુ હતું કે આમા શેલીના અનુકરણો હોય પરતુ પુસ્તકના ફરીવારના વાચને આ વલણને ઉથલાવ્યુ છે ( ખોટુ ઠેરવ્યુ છે ) અને હુ ધારુ છુ કે આમા ઘણી વધારે આનદપ્રદ કૃતિઓ છે '[૫૩]

"આ ચોપડીમા જેને કવિચિત્તના તરતા કલ્પનાતરગો કહી શકાય તે છે કશુ નાનાઝોડા જેવુ કે આનદસમાધિ જેવુ અથવા તો ભાવાભિભૂત કરી દે એવુ નથી, પણ બધુ જ મૃદુ, લલિત અને ગુજનમય છે જો એ આનદ હોય તો પ્રભાતના તડકાનો, નહિ કે મધ્યાહ્નના ઝગારાનો, અને એ જો ગ્લાનિ હોય તો તે દિવસના અવસાનની અથવા ઘણુ તો ચદ્રપ્રકાશિત રજનીની છે, નહિ કે એ વરસમા છ મહિનાની ઉત્તર ધ્રુવની રાત્રિનો વિષાદ છે બાલસહજ હૃદયની ઔત્સુક્યભરી સવેદના ઉપર જે મોહપૂર્ણ જે તરતુ હોય છે અને ત્યા પરિવર્તન પામી ઊર્મિલ સરળતાનુ અગભૂત બને છે,—જે સરળતાનુ વળી ધાર્મિક

૫૩ "It need not be told that the book will prove a *caviare* to the public, much more so even than my 'Snehmudra', for the latter is abstruse in its own way, whereas this book follows the abstruseness of a particular school of foreign poets studied even in their own land by a particular small class My first predilection was for the imitations of Shelley, further reading of the book has however upset this predilection & I think there are many more delectable pieces "

કવિતાની ઉષામાં રૂપાંતર થાય છે–તે સિવાયનું કશું (અહીં) નથી. અખિલ શરીરની શિરાઓમાં જે લગભગ નિર્બાધપણે વહે છે તે માધુર્યની આધારશિલા આ છે, જેને આપણા સામાન્ય જીવનનો મહાસાગર કહી શકાય તેની સપાટી ઉપર આ મધુર કલ્પનાતરંગો તરે છે. મહાસાગર સામાન્ય છે. કલ્પનો નથી તો ડૂબકી લગાવતાં કે નથી ઉડ્ડયન કરતાં, નથી વિશાળ ખીણનું ઊંડાણ બતાવતાં કે નથી આપણી ઉપરના સૂક્ષ્મતર વાયુમંડળમાં ઊંચે ચઢાવતાં. નાજુકઅમથી આકસ્મિક વાયુ લહરીથી પ્રેરાયેલાં તે તરે છે. જળસપાટી ઉપર તે ખેલે છે, પડે છે, ઊપડે છે પણ તે સરોવર સરખા મહાસાગરના શાંત વક્ષઃસ્થળના મંદ મંદ આંદોલતા તરંગો ઉપર. આ તો વસ્તુનું માત્ર એક પાસું થયું પણ તે આસ્વાદ્ય છે, અને જો એવું હોય તો વિવિધતાની ઊણપની મને શી પડી છે? તે ચિત્તને ઉત્સાહની સપાટીએ રાખે છે અને જો એમ હોય તો પછી રસાસ્વાદ કે પ્રેરણા એ બીજી કઈ વસ છે? વીગતોના દોષો જોવામાં મને રસ નથી, અને આખી ઇમારત જેવી ખડી છે તે એવી છે જે થોડા દિવસના નિવાસને પાત્ર છે."[૫૪]

---

૫૪. " The book contains what may be called the floating fancies of a poetic mind: nothing stormy or ecstatic or overwhelming; but everything soft & gentle and whispering. If it is joy, it is the morning sunshine & not the dazzle of noon; if it is depression, it is the fading of the day or at the most the moonlit desert and not the gloom of the polar night of six months in the year. There is nothing but what *floats* buoyant on the eager perception of a child-like heart and is transformed and incorporated there into sentimental simplicity, converted in its turn into the dawn of religious poetry. There lies the keystone to the sweetness which flows almost unobstructed into the veins of the whole body.

"કલ્પનાતરંગો વસ્તુઓની સપાટી ઉપર તરે છે છતાં પ્રકાશ પાથરવાનું તેમનામાં અંતર્ગત સામર્થ્ય છે. પ્રત્યેક કલ્પનાતરંગ નીચેના ઊંડાણમાં અથવા તો ઉપરની ઊંચાઈમાં અથવા આગળ અથવા પાછળ તેજનો ઝબકારો અને માત્ર ઝબકારો જ ફેંકે છે. કોઈ શક નથી કે આ પ્રકાશક શક્તિ મૌલિક નથી પણ વર્ડ્ઝવર્થ અને બીજાઓમાંથી મેળવેલી છે. આ અનુકરણ હોય તો પણ તે એક શક્તિ છે જ, જો કોઈની પાસે હોય તો સારું અને એ એવી શક્તિ છે જે યોગ્ય પાત્રોમાં આદર્શ માનસની પ્રેરક પ્રતિભાએ કરેલા ગર્ભાધાનના આવશ્યક પરિણામરૂપે આવિર્ભૂત થાય છે. જે અનુકરણ સાધ્ય છે તે તો છે સાહિત્યિક અપહરણ અને જે ખરેખર પ્રસુપ્ત સામર્થ્યો રૂપે અસ્તિત્વ ધરાવે છે તેનું માત્ર જાગ્રત થવુ તે કાંઈ અનુકરણ નથી."૫૫

The sweet fancies float on the surface of what may be called the ocean of our ordinary life. The ocean is ordinary. The fancies do not dive, nor do they soar. They do not show us the depth of the vast abyss, nor raise us to the rarefied atmosphere above us. They float driven by the nicest chance-breeze. They play on the water-surface, rise & fall but on the gently swinging waves of the calm bosom of the lake-like ocean. That is only one phase of things, but it is enjoyable and if that is so, what care I for want of variety? It keeps the mind on its level of buoyancy, & if that be so what else is enjoyment or inspiration? I have not an eye for defects of details, and it sufficies that the whole edifice as it stands is one worth living in for some days.—G. M. T. 25 Nove. '87"

૫૫. "The *fancies, tho' they float on the surface of* things have an intrinsic capacity for illuminating. Each fancy emits a flash and flash only of light on the depth

નરસિંહરાવે પોતાનાં કાવ્યો વિષે ગોવર્ધનરામનો શો અભિપ્રાય હતો તે વિષે લખેલું છે :– "સમય ઈ. સ. ૧૮૮૧–૮૨ ની આસપાસનો: ગોવર્ધનભાઈ ભાવનગરમાં, હું મુંબાઈ, અમદાવાદમાં. હું તે વખતે કાવ્યરચના નવી જ કરવા લાગ્યો હતો. 'મેઘ' અને 'ચંદા' એ કાવ્યો ગોવર્ધનભાઈએ વાંચ્યાં ...વરજભાઈએ મહને લખેલા કાગળ ભેગો ગોવર્ધનભાઈનો પત્ર આવ્યો : 'મેઘ' અને 'ચંદા' નાં વખાણ કર્યાં હતાં; અને કાવ્યો નામ વિના 'બુદ્ધિપ્રકાશ'માં પ્રગટ કરાવેલાં તેથી ગોવર્ધનભાઈએ પત્રમાં લખ્યું: હું નહોતો જાણતો કે તમે આમ છછુંદરની પેડે ગુપ્ત રહીને ખોદતા હશો.

વરજભાઈ મને આ પછી એક વાર મળ્યા ત્યારે મારા એક બીજા કાવ્ય વિષે ગોવર્ધનભાઈની વૃત્તિની વાત એમણે કહી. 'મધ્યરાત્રિએ કોયલ' એ કાવ્ય પ્રગટ થયેલું ગોવર્ધનભાઈએ વાંચ્યું : બોલ્યા : 'આ કાવ્યમાં તો કાંઈ વિશેષ ચમત્કાર નથી.' ધ્યાન દઈને ફરી વાંચ્યું: વચમાંની એક પંક્તિ પકડી; 'અનિલ ધીરે ભરે પગલાં – પળે શાન્તિ રખે સહુ' એ પંક્તિમાં સારસ્ય લાગ્યું, અને ધૂમસમાં ઢંકાયલી ચાંદની ધીમે ધીમે ધૂમસ વેરાઈ જતા દૃશ્યને સૌંદર્યનો ટોળ ચઢાવે તેમ સ્થિતિ થઈ. સમગ્ર કાવ્યની કદર અંતે કરી. ગોવર્ધનભાઈના મનનું બંધારણ રસપરીક્ષામાં પણ સમગ્ર દર્શન કરતાં અવયવ દર્શન વધારે કરનારું હતું; એનું જ આ ઉદાહરણ ગણીશું...' કુસુમમાળા' પ્રથમ

---

below, or on the height above, or onwards or backwards. There is no doubt that this illuminating power is not original but is drawn from Wordsworth & others. If this be imitation, it is nonetheless a power worth having & it is a power which manifests itself in apt receptacles as a necessary result of impregnation by the inspiring genius of model minds. The imitation to be eschewed is plagiarism and not what is simply an awakening of already existing dormant capacities."

પ્રગટ થઈ તે વખતે ગોવર્ધનભાઈને એક પ્રત ભેટ આપી, તે પ્રત 'કેટલાક વખત પછી મેં દીઠી – એમને ઘેર જ કે બીજે કહીં', તે યાદ નથી. એમાં હાંસિયામાં છૂટક છૂટક વિચાર – એ કાવ્યો વિશે – એમણે પેન્સિલ વડે લખ્યા હતા. એક યાદ આવે છે; અભિનન્દનાષ્ટક કાવ્ય એમને બહુ ગમ્યું હશે : ઉપર શેરો 'Pathetic and sublime.'"[૫૬]

નરસિંહરાવે પોતે ગોવર્ધનરામને આપેલી 'કુસુમમાળા'ની પ્રતમાં પેન્સિલથી નોંધો કરેલી છે એમ તે કહે છે અને આ પ્રત "કેટલાક વખત પછી મેં દીઠી – એમને ઘેર જ કે બીજે કહીં, તે યાદ નથી" એમ જણાવે છે, પરંતુ ઉપર જે નોંધો પાદટીપોમાં ઉતારી છે તે 'કુસુમમાળા'ની નરસિંહરાવે મોકલેલી પ્રતમાં ગોવર્ધનરામે શાહીથી લખેલી છે અને બે જગ્યાએ પોતાની ટૂંકી સહી પણ કરેલી છે બનવા જોગ છે કે નરસિંહરાવને આ બાબતમાં સ્થળની જેમ પાકી સ્મૃતિ રહી ન હોય. ઉપરાંત 'અભિનંદનાષ્ટક' કાવ્ય ઉપર "Pathetic and sublime". એવો શેરો કરેલો એમ નરસિંહરાવ જણાવે છે પરંતુ ગોવર્ધનરામના હસ્તાક્ષરની ઉપર ઉલ્લેખેલી નોંધમાં તો આથી જરા જુદું જ કહેલું છે : "This is all very good: touching & solemn & sublime" અને "Figurative & at the same time pathetic" એવા શબ્દો છે. સંભવ છે કે ઉપરની બન્ને લીટીઓમાંથી એકેક શબ્દ નરસિંહરાવને યાદ રહી ગયો હોય વર્ષો પછી ગોવર્ધનરામ અંગેના સ્મરણલેખમાં એમણે સ્મૃતિ પરથી આ લખ્યું હોઈ અહીં પણ પાકી સ્મૃતિ રહી ન હોય એ સંભવિત છે.

'કુસુમમાળા' પ્રગટ થયા પછી તરત જ પ્રો. કાશીરામ દવે, મણિશંકર રત્નજી ભટ્ટ અને બળવંતરાય કલ્યાણરાય ઠાકોર એ ત્રણેએ એ પુસ્તક વિષે લખેલી નોંધો મળે છે. એ પણ પ્રગટ થાય તો 'કુસુમમાળા'ના પ્રકાશન પછી જુદા જુદા વિદ્વાનોમાં એના કેવા પ્રતિશબ્દ જાગ્યા તેનું સારું એવું ચિત્ર સુલભ થાય.

---

૫૬. 'સ્મરણમુકુર' (બીજી આવૃત્તિ), પૃ. ૨૪૩-૨૪૪

૭. 'The Classical Poets of Gujarat and Their Influence on Society and Morals' [૧૮૯૪] ગુજરાતના પ્રશિષ્ટ કવિઓ અને સમાજ અને નીતિરીતિ પર તેમની અસર.

ગોવર્ધનરામે આ અંગ્રેજી નિબંધ વિલ્સન કોલેજના સાહિત્યમંડળ સમક્ષ ૧૮૯૨ માં વાંચ્યો હતો. પ્રમુખસ્થાને ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિક હતા. એ નિબંધ ૧૮૯૪માં પ્રસિદ્ધ થયો હતો.[૫૭]

આ નિબંધમાં ગોવર્ધનરામે ઉપલબ્ધ સામગ્રીને આધારે ગુજરાતના જૂના પ્રશિષ્ટ કવિઓના જીવન અને કવનની આછી રૂપરેખા દોરવાનો પ્રયાસ કર્યો છે. ગુજરાતના સામાજિક, રાજકીય અને ધાર્મિક વાતાવરણમાં આ જૂના કવિઓ કેવી રીતે ખીલ્યા અને તેમની કવિતાએ ગુજરાતના સમાજ પર અને એની નીતિરીતિ પર શી અસરો પાડી તે બતાવવાનો ઉદ્દેશ લેખકે રાખ્યો છે. સ્પષ્ટ જ છે કે ગોવર્ધનરામ જે કવિઓને પ્રશિષ્ટ ગણે છે તેમનાં પ્રગટ થયેલાં કાવ્યોને આધારે જ તેમણે રૂપરેખા દોરવા પ્રયાસ કર્યો હોઈ કુદરતી રીતે એ પ્રયત્ન પ્રાથમિક સ્વરૂપનો રહ્યો છે. પ્રસ્તાવનામાં લેખક કહે છે:—

"The attempt made in this direction in this paper is necessarily a crude one, and it only claims to be a beginning upon which others may improve hereafter."

ગોવર્ધનરામ પછી આપણા જૂના સાહિત્યનું સંશોધનકાર્ય અનેક અભ્યાસીઓએ હાથ ધર્યું અને એ સંશોધનના પ્રકાશમાં જુદી જુદી દૃષ્ટિએ ગુજરાતના જૂના કવિઓનાં મૂલ્યાંકનો થયાં એટલે

૫૭. ૧૯૧૬માં એની બીજી આવૃત્તિ પ્રગટ થઈ હતી. એની ત્રીજી આવૃત્તિ ૧૯૫૮માં પ્રસિદ્ધ થઈ છે. આ પુસ્તકમાં બીજી આવૃત્તિનો ઉપયોગ કર્યો છે.

આજે આ લખાણ અપૂરતું અને કાંઈક પાંખું લાગવાનો સંભવ છે, તેમ છતાં આ નિબંધ પછીથી લખાનારા સાહિત્ય-ઇતિહાસોને માળખું પૂરું પાડે છે અને કેટલેક અંશે માહિતી પણ. ગોવર્ધનરામે આપણા જૂના કવિઓની કવિતાની રૂપરેખા આંકવાનો જે પ્રયાસ કર્યો છે તે મહત્ત્વનો છે. નરસિંહ, મીરાં, દયારામ જેવા કવિઓનાં કાવ્યોને મૂલવતાં, ગોવર્ધનરામે અન્યત્ર યોજેલો શબ્દ વાપરીએ તો, "ગ્રંથ પરીક્ષક"ના ઉત્તમ ગુણો તેમનામાં જોવા મળે છે. તેમની રસિકતા, વિષયની મજબૂત પકડ અને અર્થઘટનની શક્તિ આ નિબંધને આકર્ષક બનાવે છે.

આરંભમાં જ ગોવર્ધનરામ કહે છે કે મરાઠાઓના અમલ પહેલાં ગામડાંઓ અને શહેરોનું સમાજજીવન શાંત, એકાંત અને સંક્ષુબ્ધતા વગરનું હતું. સમાજમાં જુદા જુદા ધર્મો પ્રચલિત હતા. આ કવિઓ પોતે સ્વીકારેલા ધર્મની જ કવિતા કરે છે એમ માનતા, તેમ છતાં એમાં એમના વૈયક્તિક તેમજ કૌટુમ્બિક અનુભવો સ્વાભાવિક રીતે જ પ્રવેશ પામતા અને એ રીતે તેઓ પોતાના હૃદયની કવિતાને ગાઈ રહ્યા હતા. આ કવિઓએ પર્વતોની કે સીમની, દેશભક્તિની કે યુદ્ધની કવિતા કરી નથી. તેમણે રાજાઓ કે ઉમરાવોની પ્રશંસા પણ કરી નથી, કારણ કે તેમને એ લોકોનો સંપર્ક જ ન હતો. ઉદ્યોગી અને અને શાંત એવા આ કવિઓ ઘરરખુ માણસો હતા. તેમના નાનકડા કૌટુમ્બિક જીવનમાં જે સૌંદર્ય હતું એનાથી તેઓ અભિજ્ઞ હતા. આથી વિશેષ જાણકારી તેમની પાસે ન હતી. તેમ છતાં જે કાંઈ અનુભવ તેમની પાસે હતો તેનો તેમણે પોતાની કાવ્યરચનાઓમાં ઉત્તમ ઉપયોગ કર્યો છે. ગુજરાતના પ્રશિષ્ટ કવિઓને સમજવા માગનારે આ બાબત સ્મરણમાં રાખવી જોઈશે. બીજી પણ એક બાબત મહત્ત્વની છે. સંસ્કૃત ભાષા કે યુરોપીય ભાષાના કવિઓ જેમ ઘડાયેલી સાહિત્ય-રુચિવાળા વર્ગને ઉદ્દેશીને કાવ્યો રચતા હોય છે તેવું આ કવિઓની બાબતમાં નથી. આ કવિઓ તો પોતાની આજુબાજુના મર્યાદિત

સમાજને ઉદ્દેશીને જ પોતાનું હૃદ્ગત વ્યક્ત કરતા હતા. ગુજરાતી કવિતાને સમજવાની ચાવી આ છે.

જુદા જુદા ગુજરાતી કવિઓ કઈ કઈ જ્ઞાતિના હતા અને કયા કયા જિલ્લામા થઈ ગયા એની વાત કર્યા બાદ લેખક કહે છે કે હિંદુસ્તાનના બીજા કોઈ પણ ભાગ કરતાં ગુજરાતમા જ્ઞાતિભેદ વધારે તીવ્ર અને સૂક્ષ્મ છે તેમ છતા ધર્મ અને કવિતાના પ્રદેશમા આ ભેદો અદૃશ્ય થઈ જાય છે ધર્મ અને કવિતાની બાબતમા ગમે તે જ્ઞાતિની વ્યક્તિ જે કોઈ સારી વસ્તુ લઈ આવે એનો સ્વીકાર કરવામા લોકો તત્પર હતા.

ગુજરાતમા ભક્તિમાર્ગ કેમ ઉદય પામ્યો અને મોટા ભાગના ગુજરાતી કવિઓ ઉપર આ નવા માર્ગની શી અસર થઈ અને તેમણે આ નવા ધર્મની જ્વાલાને કેવી રીતે પ્રજ્વલિત કરી એનુ ચિત્ર આપતાં ગોવર્ધનરામ કહે છે તેમ પહેલા હિંદુસ્તાનમા વૈદિક ધર્મ હતો, પછી બૌદ્ધધર્મ આવ્યો બૌદ્ધધર્મે જાતિભેદનો અને યજ્ઞયાગાદિનો વિરોધ કર્યો પણ બૌદ્ધધર્મ પોતે જ હિંદુસ્તાનમાં ટકી શક્યો નહિ એ પછી હિંદુસ્તાનમા જે બ્રાહ્મણધર્મ પ્રસ્થાપિત થયો તેને પણ યજ્ઞયાગાદિનો ત્યાગ કરવો પડ્યો ધર્મના બે ફાંટા પડી ગયા એક સુશીક્ષિત વિદ્વાનો માટેનો ધર્મ, અને બીજો જનતા માટેનો ધર્મ. અર્થાત્ જ્ઞાનમાર્ગ અને ભક્તિમાર્ગ ઉદય પામ્યા પહેલા પ્રકારના ધર્મના અગ્રણી શંકરાચાર્ય થયા. શંકરાચાર્યને પણ બૌદ્ધધર્મમાથી ઘણું લેવુ પડ્યું. એથી તે 'પ્રચ્છન્ન બુદ્ધ' પણ કહેવાયા જનતા ઉપર જે માર્ગનો પ્રભાવ પડ્યો તે ભક્તિમાર્ગ. આ માર્ગ ઘણો લોકપ્રિય થયો. ગુજરાતી કવિઓને પોતાના કૌટુમ્બિક જીવનમાં જે ભાવો પ્રિય હતા અને જેમનો તેમને અનુભવ હતો એ ભાવો તેમણે માતા અને કૃષ્ણ આદિ પ્રત્યેની ભક્તિમા ગાયા છે.

લેખક પંદરમા શતકના કવિઓની વાત કરતા આ શતકના ચાર કવિઓ પૈકી બે કવિઓને મહાન ગણે છે અને બે કવિઓને 'નાના'

(માઈનોર) ગણે છે. બે મહાન કવિઓ તે મીરાં અને નરસિંહ અને બે નાના કવિઓ તે ભાલણ અને ભીમ. ભાલણની કાદંબરીનો અને તેના બીજાં મૌલિક કાવ્યોનો ગોવર્ધનરામ ઉલ્લેખ કરે છે, પણ એની શક્તિનું પૂરું મૂલ્ય કદાચ તેમણે આંક્યું નથી એટલે જ ભાલણને તેમણે નાનો કવિ ગણ્યો છે.

મીરાની કવિતા વિષે લખતા પહેલા લેખકે એના જીવન અંગેની કેટલીક પ્રચલિત કથાઓ રજૂ કરી છે. મીરાની લોકપ્રિયતા વિષે તે કહે છે કે ગુજરાતમા પવિત્ર સ્ત્રીઓ એના પદો તેમાંના આદર્શ પ્રત્યે અભિમુખ થઈને ગાય છે અને જ્યારે મીરાનુ સગીત જિહ્વાગ્રે રમતું હોય ત્યારે તેમને લાગે છે કે પોતે પૃથ્વી કરતા સ્વર્ગની વધુ સમીપ છે.

નરસિંહ મહેતાના જીવન અંગેની જનશ્રુતિ નોધ્યા પછી લેખક નરસિંહ મહેતાના 'જાગીને જોઉં તો જગત દીસે નહિ', 'અખિલ બ્રહ્માડમા એક તું શ્રી હરિ', 'નીરખને ગગનમા કોણ ઘૂમી રહ્યો' જેવાં કેટલાક કાવ્યોનો ઉલ્લેખ કરે છે. નરસિંહનાં કાવ્યો એવા બિંદુએ પહોચે છે જ્યા રાસલીલાનુ – મનુષ્યહૃદયના શ્રી હરિ સાથેના રાસનુ – રૂપક એક રૂપક તરીકે ન રહેતા પ્રેમકથારસમાં અને વિભૂતિવંદનાગાં એકરસ થઈ જાય છે. નરસિંહ મહેતાના 'નીરખને ગગનમા કોણ ઘૂમી રહ્યો' એ કાવ્યમા 'સચ્ચિદાનંદ આનંદક્રીડા કરે' એમ કહ્યા પછી કવિ 'સોનાના પારણા માંહી ઝૂલે' એમ કહે છે ત્યારે તો કવિની વાણી અગપ્રજ્ઞાતપણે ઉપનિષદોની ભવ્યતા સુધી પહોચે છે એમ ગોવર્ધનરામ નોધે છે.

રાજકીય અશાતિને કારણે સોળમા શતકની કાવ્યપ્રવૃત્તિ મંદ રહી એમ ગોવર્ધનરામ કહે છે. આ શતકના કવિઓમાં તેમણે વસ્તો, વચ્છરાજ અને તુલસીને ગણાવ્યા છે દેશમા શાતિના પગરણ થતાં કાવ્યપ્રવૃત્તિ પણ વેગ પકડે છે. ઉપર ઉલ્લેખેલા ત્રણ કવિઓની રચનામાં આગામી શતકની કાવ્યપ્રતિભાનો સળવળાટ ગોવર્ધનરામ જુએ છે.

સત્તરમુ શતક એ ગુજરાતી કવિતાના ઇતિહાસમા સૌથી વિશેષ મહત્ત્વનું છે. આ સૈકામા પ્રજાજીવનમા સુલેહશાન્તિ સ્થપાતાં ત્રણ મોટા કવિઓ આપણને મળે છે આ કવિઓ તે અખો, પ્રેમાનંદ અને શામળ. આ દરેકે પોતપોતાની આગવી પદ્ધતિ અખત્યાર કરી અને તેમનુ કાર્ય પરસ્પર પૂર્તિરૂપ નીવડયું. અત્યાર સુધી ધર્મ અને ભક્તિ જ કવિતાનો વિષય બનતાં હતાં. હવે કવિતાનું ક્ષેત્ર વ્યાપક બને છે કવિતા હવે ધર્મની દાસી જેવી ન રહેતા સ્વતંત્ર પાયા ઉપર પ્રતિષ્ઠિત થઈ પોતાનો ઉચ્ચોચ્ચતર વિકાસ કરવા માંડે છે.

અખા વિષે તે કહે છે કે કવિ તરીકે એનું કાર્ય રચનાત્મક હતું એના કરતાં ખંડનાત્મક વિશેષ હતુ. અખાના સમયમા ધાર્મિક પરિસ્થિતિ પલટાઈ હતી. નરસિંહ અને મીરાંની કવિતામાં જે કૃષ્ણભક્તિ ભાવના મય હતી તે હવે વલ્લભસંપ્રદાયમાં મૂર્તિરૂપ ધારણ કરે છે. અખો મેવાડના વૈષ્ણવ મંદિરનો ભક્ત હતો. અખો ન તો હતો બ્રાહ્મણ કે ન તો હતો વાણિયો. એ તો હતો સોની. બ્રાહ્મણ વાણિયાની પરંપરાના આનુવંશિક સંસ્કારોથી મુક્તપણે તેણે સ્વતંત્ર ચિંતન કર્યું અને જુદો જ રાહ લીધો. એની પદ્ધતિ એ વ્યવહારુ તત્ત્વજ્ઞાનની પદ્ધતિ છે. માનવ આત્મા અર્થે શુદ્ધતમ સોનું ગોધી કાઢવુ એ આ સોનીની એકમાત્ર અભીપ્સા છે. અખાને સોનુ શાંકરવેદાંતમા મળે છે અને તે ઉલ્લાસ પૂર્વક એના ફેન્સી દાગીના બનાવે છે અને પોતાની આગવી પદ્ધતિ પણ નિપજાવે છે અખાની મૌલિકતા ગોવર્ધનરામ એની ખંડનપદ્ધતિમાં જુએ છે. અખાની શક્તિ એના કટાક્ષમાં જોવા મળે છે. આ હેતુ માટે તે નવા નવા શબ્દો કે કહેવતો પણ ચલણી કરે છે. અખાની કહેવતો જેવી ઉક્તિઓ, ગોવર્ધનરામ સૂચવે છે તેમ, શેક્સ્પિઅરની કેટલીક ઉક્તિઓની પેઠે ભાષામાં ચલણી બની છે.

ગોવર્ધનરામ અખાના છપ્પામાંથી અને એના કાવ્યોમાથી પંક્તિઓ લઈ એનું અર્થઘટન કરે છે અખાની પંક્તિ 'ગુરુ કીધા મેં ગોકુળનાથ ઘરડા બળદને ઘાલી નાથ'–નો અર્થ ગોવર્ધનરામ એવી રીતનો

આપે છે કે અખો ગોકુળનાથને ઘરડા બળદ સાથે સરખાવે છે આ અંગે ઉમાશંકર જોશી કહે છે, "કોણ જાણે શી રીતે પણ નર્મદ જેવાએ તો ઠીક પણ ગોવર્ધનરામ જેવા ચિંતકે પણ કવિએ ગોકુળનાથને ઘરડા બળદ સાથે સરખાવ્યા છે એમ આ પંક્તિઓને ઘટાવી પ્રુલ્લુ જ છે કે કવિ તો પોતાના મનને ઘરડા બળદ સાથે સરખાવે છે ઘરડા બળદ જેવા મનને નાથ ઘલાવી (એટલે કે ગુરુ કર્યા) તોયે ઓછુ એ એક ડગલુ પણ પરમાત્માની દિશામા આગળ વધવાનુ છે? આપણી જૂની કવિતામા ગુરુ કરવા એને નાથ ઘલાવવાની ક્રિયા સાથે સરખાવવાની પ્રણાલિકા પણ છે આમ કવિએ કરી હોય તો, શ્રી ગોકુળનાથજી જેવા 'મહાપુરુષ'ની નહિ, પણ પોતાની જાતની વગોવણી કરી છે વળી, આ પંક્તિઓ જેમા આવે છે તે 'પ્રપંચઅંગ' પણ ગુરુઓના પ્રપંચનુ છે એમ ઉપલક દૃષ્ટિએ જોતા લાગે છે, પણ વસ્તુત તે વાક્પ્રપંચ અંગેનુ છે"[૫૮] અખાની થોડી પંક્તિઓ ટાંકી એનું તત્ત્વજ્ઞાન સ્ફુટ કરવાનો ગોવર્ધનરામે પ્રયાસ કર્યો છે અખાની કવિતાનો રચનાત્મક ભાગ વેદાંત – તત્ત્વજ્ઞાનનો નિષ્કર્ષ છે અખો પોતે જ કહે છે કે તેના તત્ત્વજ્ઞાનને કવિતા માની લેવી જોઈએ નહિ ગોવર્ધનરામ નોંધે છે કે બ્રહ્મ ચિત્તથી તેમ જ કવિતાથી પર છે

આ સૈકાના બીજા કવિઓ બે હરીફ મતશાળાઓમા વહેંચાયેલા છે એમાની એક મતશાળાનો અગ્રણી પ્રેમાનંદ છે, અને બીજી મતશાળાનો અગ્રણી છે શામળ. શામળને એકે અનુયાયી નથી શામળ અને પ્રેમાનંદ બને એક બાબતમા અખાથી જુદા પડે છે અખાની જેમ તેઓ તત્ત્વજ્ઞાની ન હતા, પણ શુદ્ધ કવિઓ હતા અને કવિઓ તરીકે પ્રજામા તેમની કીર્તિ અને તેમની અસર વધારે વ્યાપક હતી

પ્રેમાનંદે સંસ્કૃત સાહિત્યમાથી અને બીજેથી પ્રસંગો લીધા અને એના કથાનકો પસંદ કર્યા જેના ઉલ્લેખ માત્રથી હોદ્દા એની

---

૫૮ 'સમસંવેદન' (૧૯૪૮ની આવૃત્તિ) પૃ ૧૦૫

કૃતિઓ તરફ આકર્ષાય. નરસિંહ મહેતાના જીવનપ્રસંગો પરથી પ્રેમાનંદે રચેલાં આખ્યાનો એ એનું એક યોગ્ય ઉદાહરણ છે લોકોની શ્રદ્ધા અને માન્યતાઓને આઘાત આપવાથી તે કાળજીપૂર્વક દૂર રહે છે, સાથે સાથે લોકોની હીન રુચિને તે પોષતો પણ નથી કે વૈષ્ણવ કવિતાની કામુકતા સુધી તે નીચે પણ ઊતરતો નથી. પ્રચલિત કથાવાર્તાઓનાં રૂપાંતરો દ્વારા તે ઉચ્ચ રુચિવાળી નક્કર કૃતિઓ આપે છે. દેશના સ્ત્રીપુરુષોના હૃદયમાં જે ભવ્યતા અને સૌંદર્ય છે તે એની કવિતાનો વિષય બને છે પોતાના જમાનાની રીતભાતમાં જ એ પુરાઈ રહેતો નથી પણ ઉચ્ચતર સામાજિક ભૂમિકાનું નિરૂપણ કરે છે દા. ત., તે રૂઢિનિર્મ્યા બાળલગ્ન નિરૂપતો નથી પણ હૃદયના સ્વયંભૂ આકર્ષણથી રચાતા સ્વયંવરનું આલેખન કરે છે ધર્મને એ ચાહે છે અને ધર્મોની કવિતાને જેટલે અંશે એ હૃદયની કવિતા હોય તેટલે અંશે બહાર લાવવાનો તેને રસ છે

સુદામાપત્ની સુદામાને શ્રીકૃષ્ણ પાસે જઈને જાચવાનું કહે છે એ વિષે લખતાં ગોવર્ધનરામ માર્મિક રીતે કહે છે કે સુદામાને એની પત્ની માટે સહાનુભૂતિ હતી એના કરતાં કવિને સુદામા-પત્ની માટે વધુ સહાનુભૂતિ છે. કવિના 'દશમસ્કંધ' અંગે ગોવર્ધનરામ નોંધે છે કે, "ભાવસંગ્રંથોની તેની કવિતામાં ભક્તિને ઊંચું સ્થાન છે પરંતુ સિદ્ધાંતો સાથે કવિને કશી લેવાદેવા નથી, કાંઈ નહિ તો આ સિદ્ધાંતો કરતાં કવિના તેમને મન વધારે ઊંચી વસ્તુ છે." 'રણયજ્ઞ'માં છેલ્લી વાર રણે ચઢતાં પહેલાં મંદોદરી આગળ રાવણ જે ખુલાસો આપે છે તેની વાત કરતાં ગોવર્ધનરામ શેક્સપિયરના મૃત્યુશય્યા પર પડેલા હેન્રી ચોથા આગળ તેના જીવતાં રાજમુગટ ધારણ કરનાર રાજકુમારે કરેલા ખુલાસાને યાદ કરે છે.

શામળ વિષે લખતાં આરંભમાં ગોવર્ધનરામ પ્રેમાનંદ અને શામળના કાર્યનો એકસાથે વિચાર કરે છે ત્યારે કહે છે કે મનુષ્યસ્વભાવનો કવિ હતો, પણ પ્રેમાનંદ કરતાં એનો અભિ

હતો. બંને કવિઓ મનુષ્યસ્વભાવના વિકાસમાં રસ લેનારા હતા, પણ બંનેનાં ક્ષેત્રો ભિન્ન હતાં. પ્રેમાનંદે મનુષ્ય હૃદયમાં રહેલાં સૌંદર્ય અને ભવ્યતાને ચીતર્યાં, શામળે સામાજિક પૂર્વગ્રહોનાં કૃત્રિમ બંધનોમાંથી મુક્ત થયા બાદ મનુષ્યનાં સંકલ્પ અને બુદ્ધિની શક્તિઓનો જે મહિમા પ્રકટે છે તેને ગાયો. પ્રેમાનંદે સંસ્કૃત ગ્રંથો અને પુરાણોમાંથી કથાનકો અપનાવ્યાં, સાંભળનારાઓને એમ લાગે કે જાણે તે ધાર્મિક બાબતો ગાઈ રહ્યો છે, પણ વાસ્તવિક રીતે તો તે શુદ્ધ કવિતા આલાપી રહ્યો હતો! પ્રેમાનંદે પ્રજામાં સાચા કાવ્યરસનો ઉત્સાહ પ્રકટાવ્યો જે ધર્મ દ્વારા એટલો પ્રકટી શક્યો ન હોત. શામળે એની રચનાઓમાં એવાં સ્ત્રીપુરુષો આલેખ્યાં જે એના જમાનાની સામાજિક સંસ્થાઓ કરતાં ઘણાં આગળ હતાં. જે સમયમાં પ્રજાની નજર આગળ સામાજિક બંધનનાં ગ્લાનિયુક્ત ચિત્રો હતાં તે સમયે સ્વતંત્ર મિજાજથી વર્તતાં પાત્રોનું સુરેખ, વાસ્તવિક આલેખન કરવું એમાં ગોવર્ધનરામ મૌલિક કવિપ્રતિભાની કલ્પનાલીલા જુએ છે. તેઓ કહે છે કે એના ક્ષેત્રમાં તે એકલો હતો અને પ્રેમાનંદની જેમ એને કોઈ અનુયાયી ન હતા.

સૌ ગુજરાતી કવિઓમાં જનતાને સમાજશિક્ષણ આપવાની યોગ્યતા ગોવર્ધનરામ શામળમાં વિશેષ જુએ છે. બહુજનસમાજને કેળવવો હોય તો શામળનું અનુસરણ થવું જોઈએ એમ પોતાના જમાનાને તે સૂચવે છે. શામળની નજર આગળ એક - દેશોદ્ધારક વિભૂતિ-રાજા વિક્રમાદિત્ય–નો આદર્શ છે. શામળનો આ નાયક દેશબંધુઓની વચ્ચે વિચરે છે, એમની હાડમારીઓ અને યાતનાઓનો જાતઅનુભવ કરે છે અને પોતા ઉપર ઓઢી લે છે. પોતાના ભીતરમાં મચી રહેલો કોઈ વંટોળ જ એને આ માર્ગે પ્રેરી રહ્યો હોય છે. શામળની કાવ્યકૃતિઓમાં આવી વિભૂતિ એ નાયકને સ્થાને ઘણુંખરું જોવા મળે છે. હમેશાં એ વિક્રમ રાજા જ હોય એવું નથી.

શામળ નવા નવા સમાજોની રચના કરે છે. વસ્તુ તો એ સંસ્કૃત કથાસાહિત્યમાંથી અને ચાલુ વાર્તાઓમાંથી લે છે પણ તે આછા ધાગાઓમાંથી એક અનોખું પટ સર્જે છે. શામળનાં સ્ત્રીપુરુષો નાત-જાતના ભેદ ગણકાર્યા વગર લગ્નસંબંધથી જોડાય છે મનમાં આવ્યું અથવા કોઈની ભૂરકી અડી અથવા તો સાચો સ્નેહ જાગ્યો કે તેઓ લગ્નસંબંધથી જોડાય છે. માતપિતાની ઇચ્છાની એ પરવા કરતાં નથી. કુંવારી ડોશી ન હોય એ આ દેશની માન્યતા. શામળની કથાસૃષ્ટિમાં એ માન્યતાની કોડીની કિંમત નથી. એક વણિક નાયિકા કોઈની સાથે પ્રેમમાં છે. બાપ પોતે શોધેલા ઠેકાણે એને પરણાવવા ચાહે છે. દીકરી ઝાડ થઈને કહે છે કે પોતે બ્રહ્મચારિણી વ્રત પાળવાનો નિર્ધાર કર્યો છે.

શામળની કાવ્યસૃષ્ટિમાં કાં તો પ્રથમ દૃષ્ટિનો પ્રેમ નિરૂપાયો હોય છે કાં તો સ્ત્રીને પુરુષનાં હૃદયબુદ્ધિનાં ઉદાત્ત તત્ત્વોએ વશ કરી લીધી હોય છે. પ્રવર્તન સ્ત્રીઓ તરફથી શરૂ થતું હોય છે. સ્ત્રીની સંકલ્પ-શક્તિ અને એને વિજય અપાવે છે કોઈ વાર આમાં નાયિકાની ફસામણી પણ થઈ જાય છે. સ્ત્રીને શું જોઈએ છે એનો શામળનો ખ્યાલ એવો લાગે છે કે તે પુરુષમાં રહેલી કોઈ શારીરિક કે આધ્યા-ત્મિક વિભૂતિ ઉપર વારી જાય છે અને એવા પુરુષને મેળવ્યે જ એ જંપે છે. સમાજ ધારે છે એવી એ સ્વચ્છંદી નથી. આજે જો એ અસંતુષ્ટ હોય તો એનું કારણ એ છે કે મનમાન્યું એને મળ્યું નથી. એને એનો મનનો માન્યો આપો, બીજા કોઈની ખેવના એને રહેશે નહિ શામળની કાવ્યસૃષ્ટિનો આ પ્રધાન સૂર છે.

શામળને કંઈ અનેક વસ્તુઓ કહેવાની છે. એની કાવ્યસૃષ્ટિમાં સ્ત્રી આજીવન કુમારિકા રહી શકે. એ વેશ્યા પણ હોઈ શકે. શામળમાં વેશ્યાઓ આવે છે પણ તે હમેશાં પતિતાઓ નથી. અનેક રીતે તેમનો અનુભવ બીજાઓને ઉપકારક નીવડતો બનાવવામાં આવ્યો છે.

શામળનાં સ્ત્રીપાત્રો ઘોડેસવારી કરે છે એ કોઈ મોટી વાત નથી. ચોસઠ કળાઓ એ શીખી હોય છે.

ઇતિહાસના અભાવે ખરેખર કવિના આશયો શા હતા એ જાણવું મુશ્કેલ છે પણ કવિ વર્ષોના વર્ષો લગી ગાતો રહે અને એની વિવિધ વિપુલ કાવ્યસૃષ્ટિમાં જો કોઈ અમુક વાત મનન ગુંજ્યા કરતી હોય તો તે એની મનની વાત હોવી જોઈએ,—એમ કહી ગોવર્ધનરામે શામળના મનોરાજ્યને જે રીતે મૂલવ્યું છે તે એક અપૂર્વ સહૃદયતાભર્યું મૂલ્યાંકન છે

સત્તરમા શતકની કાવ્યપ્રવૃત્તિની ચર્ચાનો ઉપસંહાર કરતાં ગોવર્ધનરામ નોંધે છે કે આ સૈકાના અખો, પ્રેમાનંદ અને શામળ એ ત્રણ કવિઓ ગુજરાતી કવિતાક્ષેત્રે અગ્રણી તારકો છે એટલું જ નહિ પણ તેમણે સમગ્ર ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં ધર્મના દાસત્વ માંથી મુક્ત એવી શુદ્ધ અને સાચી કવિતા આપી છે. એ પછી અઢારમા સૈકામાં ગુજરાતની રાજકીય અવ્યવસ્થાને કારણે કવિતાનો જોઈએ તેવો વિકાસ થયો નહિ. ગોવર્ધનરામે એ સમયની ડહોળાયેલી રાજકીય સ્થિતિનો વીગતવાર ખ્યાલ આપ્યા બાદ કવિતાની વાત કરતાં નોંધ્યું છે કે એક વખતની પ્રજ્વલિત જ્વાલાઓ હોલવાઈ જાય એમ તો બન્યું નહિ. શુદ્ધ કવિતાને અવકાશ ઓછો રહ્યો. આ કપરા સમયમા અનેક નવા ધર્મો ફાટી નીકળ્યા. નવા કવિઓ ઉપર જૂના કાવ્યવારસાની અસર જણાઈ આવે છે. ગુજરાતી કવિતાક્ષેત્રે નરસિંહ, મીરાં, પ્રેમાનંદ અને અખો અખંડ અહોની પેઠે પ્રકાશ્યા હતા પણ હવે અઢારમા શતકના અતભાગમાં અને ઓગણીસમા શતકના આરંભમાં કાવ્યક્ષિતિજ ઉપર અનેક નાના કવિઓ દેખાવા માંડે છે. સત્તરમા શતકમાં અખાએ વલ્લભસંપ્રદાયની સામે ખંડન આપી હતી અને ગુજરાતી કવિતામાંથી તો તેની અસરને દૂર રાખી શક્યો હતો પણ એ પછીના સમયમાં રાજકીય અરાજકતા પ્રસરી તેની સાથે ધર્મ અને નીતિની બાબતમાં પણ આક્રમણકારો ધસી આવ્યા. ફરી

વલ્લભસંપ્રદાયની અસર વધવા લાગી પરોક્ષ યા અપરોક્ષ રીતે આ પંથને વળગેલા બારેક કવિઓ આ કાળ દરમ્યાન ગુજરાતને નિ:સત્ત્વ કવિતા આપવા લાગ્યા, એમાં સામાન્ય રીતે નહોતી નરસિંહ મહેતાની વીર્યશાલિતા કે તત્ત્વજ્ઞાન કે નહોતી મીરાંની અભિજાત શુચિતા.

આ કવિઓમાં આગળ તરી આવે છે વણિક ગિરધર અને બ્રાહ્મણ દયારામ. દયારામ તે પ્રેમાનંદના કાળ પછીનો સૌથી મહાન પ્રતિભાશાળી કવિ છે. દયારામે પોતાની કવિતામાં ભાષાનુ નવેસર સર્જન કર્યું. લોકોએ તેનુ અજબ વશીકરણ અનુભવ્યું. દયારામમાં રાગનુ વૈપુલ્ય છે, એના ઉન્માદી સૂરોમાં તણાતાં સ્ત્રીપુરુષો કવિના ભાવભભૂકાને બરદાસ્ત કરી શકે છે. દયારામ તત્ત્વચર્ચામાં પણ ઊતરે છે અને ક્યારેક વલ્લભ મતની ખુલ્લી વકીલાત પણ કરે છે પણ ગોવર્ધનરામને મતે કવિને નિષ્ફળતા સાંપડી છે.

વિલાસિતાના રંગ સામે નીતિનાં આગ્રહી વલણો પણ દેખા દે છે અને ગુજરાતને સ્વામીનારાયણ સંપ્રદાયના ૧૦, રામભક્તિ ગાનારા ૬, શિવ અને માતાની સ્તુતિ ગાનારા ૪ કવિઓ સાંપડે છે. જૈનજતિઓમાંથી પણ ૪ સાહિત્યસર્જકોનો લેખક ઉલ્લેખ કરે છે. જ્ઞાનમાર્ગના ૧૫ કવિઓની વાત કરતાં તે કવિઓ ખોટી રીતે 'ભક્ત' તરીકે (ભોજો ભગત, ધીરો ભગત) ઓળખાય છે એમ નોંધે છે, અને નિરાંતે તો મુસલમાન પાસેથી પોતાનો તત્ત્વવિચાર મેળવ્યાનુ કહે છે.

ગુજરાત મુખ્યત્વે વેપારી વણિકોનો પ્રદેશ. કોમળ સ્વભાવના વેપારીવર્ગને વૈષ્ણવધર્મ અનુકૂળ આવ્યો. વૈકુંઠના વિષ્ણુ પ્રત્યે અથવા પૂજાની મૂર્તિ પ્રત્યે એમનો ભાવ ઢળ્યો ત્યાં સુધી એમને કશી હાનિ પહોંચી નહિ. બલ્કે આ ધર્મે ટોડે નોંધ્યું છે તેમ સ્ત્રી અને પુરુષને સમાન સ્તર ઉપર મૂક્યાં. શું સ્ત્રી શું પુરુષ કૃષ્ણની આગળ તો બધાં જ ગોપી છે

ગોવર્ધનરામ કવિઓએ પ્રજાની નૈતિકતાને ટકાવી રાખવામા ફાળો આપ્યાની વાત ઉપર ખાસ ભાર મૂકે છે ભક્તિ મહારાજો તરફ વળી ત્યારે પણ મુબઈમા મહારાજ લાયબેલ કેસ સુધી વાત પહોચી તેવુ ગુજરાતમા બન્યું નહિ તેનો તેઓ નિર્દેશ કરે છે મુબઈના ભાટિયા (કચ્છી) વર્ગને બચાવવા માટે કવિઓની વાણી ન હતી, જ્યારે ગુજરાતમા હતી એમ તેઓ કારણ આપે છે અન્ય સપ્રદાયોની સ્પર્ધા પણ વાતાવરણમા હતી જ્ઞાનાશ્રયી ભક્તિધારામા ભાવની શુચિતા અને કવિતાના સૌકુમાર્ય બનેનો સગમ જોવા મળતો લેખક અર્જુનભગતની 'સસાર શુ સરસો રહે ને મન મારી પાસ', એ પક્તિમાના ઉપદેશને નમૂના તરીકે સભારે છે

ગુજરાતમા બીજા પ્રદેશો કરતા સ્ત્રીઓને સ્વતત્રતા વધારે છે એ વસ્તુ યોગ્ય રીતે ગોવર્ધનરામે નોધી છે ખાસ કરીને બ્રાહ્મણ વર્ગમા સ્ત્રી પોતાના જીવનમા ઘણી મોકળાશ અનુભવતી કવયિત્રી દિવાળીના ગર્વની લેખક નોધ લે છે

વ્યાખ્યાનને અંતે ગોવર્ધનરામ કવિઓ અને તત્ત્વચિતકોનો ધર્મ નિર્દેશે છે તેઓએ પોતાના માનવબધુઓને એક ડગલુ આગળ લઈ જવાના છે ગુજરાતના કવિઓ વિશે પોતે કહે છે કે એકદરે તેમણે જરૂર પોતાના સમાજને એક પગથિયુ ઊચે ચઢાવ્યો છે એ કવિઓ પાકયા ન હોત તો પ્રજા ચીમળાઈ જાત પ્રજામા જે કાઈ રામ હોય તો તે કવિઓએ તેના મોમા અમી રેડ્યું છે તેના પ્રતાપે ગોવર્ધનરામ ભાવી સમાજશિક્ષકોએ પ્રજાશિક્ષણનુ જે ભગીરથ કાર્ય કરવાનું છે તેમા આ કવિઓના કાર્યમાથી પ્રેરણા લેવા સૂચન કરીને પોતાનો વ્યાખ્યાનનિબધ પૂરો કરે છે

આ વ્યાખ્યાનમા સાહિત્યના ઇતિહાસનુ આછુપાછુ માળખુ ગોવર્ધનરામે પહેલી વાર રજૂ કર્યું તેનો પાછળના ઇતિહાસકારોએ ઉપયોગ કર્યો છે અને એમા સુધારાવધારા પણ પૂરતા કર્યા છે, પણ

કોઈ પણ પ્રકારના ઇતિહાસના શ્વાસોચ્છ્વાસ રૂપે તત્ત્વચિંતન હોવું જોઈએ એવા ઉચ્ચગ્રાહને ગોવર્ધનરામ આ લઘુ ઇતિહાસલેખમાં અનુસર્યા છે તેને ગુજરાતી સાહિત્યના તેમની પછીના ઇતિહાસકારોએ એ રૂપે હમેશાં નજર સમક્ષ રાખ્યો હોય એવું લાગતું નથી.

## ૮. કવિતા, કાવ્ય અને કવિ એ વિષયે મિતાક્ષર [૧૮૯૬]

ગોવર્ધનરામનો આ લેખ 'સમાલોચક' માં પ્રસિદ્ધ થયો હતો.[૫૯]

ગોવર્ધનરામની કવિતા વિષેની વિચારણા આ લેખમાં રજૂ થઈ છે. કવિતામાં 'રસ' ની આવશ્યકતા તે સ્વીકારે છે પણ 'અવલોકન' ને તે કાવ્યનો આત્મા માને છે. રસ, કલ્પના, બુદ્ધિ આદિનું કવિતામાં યોગ્ય સ્થાન છે એમ લેખક માને છે અને તે વિષે પોતાના ખ્યાલ દર્શાવે છે.

લેખની શરૂઆતમાં લેખક કહે છે, "काव्य रसात्मकं प्राहु: ।। એ. વ્યાખ્યાકારોના મનમાં ઊંચી જાતનાં કાવ્ય હતાં." . . . "રામાયણ અને મહાભારતમાં તો રસના કરતાં પણ ઘણા ઊંચા પ્રકારનો આત્મા છે, અને રસ કેવળ ગૌણ સ્થાને છે." આપણા દેશમાં અને યુરોપમાં કાવ્ય તરફની શાસ્ત્રના અભ્યાસકોની દૃષ્ટિમાં ફેર છે એ વિષે તે લખે છે. પ્રાચીન આલંકારિકો 'રસ'નું માહાત્મ્ય કરે છે તો એનો ખુલાસો ગોવર્ધનરામ એવો કરતા લાગે છે કે 'રસ'નો ઘણો મોટો અર્થ આલંકારિકોના મનમાં હોવો જોઈએ. રામાયણ–મહાભારત ઉપરથી તેમણે કાવ્યની વ્યાપ્તિ બાંધી હોત તો 'રસ' ઉપર ભાર ન મૂક્યો હોત.

કવિતામાં 'અવલોકન'નું મહત્ત્વ સમજાવતાં તે કહે છે, "આ અવલોકનનો વિષય કેવળ સ્વાનુભવ નથી, કેવળ પરાનુભવ નહીં. પણ એ ઉભય તો માત્ર ભૂત અને વર્તમાનના અનુભવ છે અને તે ઉપરાંત અનનુભૂત એવું જે ભવિષ્ય અને અપ્રત્યક્ષ તેનો પણ વિ"

૫૯. 'સમા૦', પુ. ૧, અંક ૧.

કવિને અનુભવ થવા માંડે છે અને તે સર્વનું અવલોકન તે કરી શકે છે. આ સર્વ અવલોકન એક જ્ઞાનનો શોધ છે, જ્ઞાન છે, વિચાર છે, બોધ છે અને એ બોધ એટલે જાગવું તે ઐશ્વર્યનો પ્રસાદ છે."

'રસ'નું મહત્ત્વ સ્વીકાર્યા'છતાં એને કવિતાના આત્માપદે તે સ્થાપતા નથી. કવિતાનો આત્મા તો અવલોકન જ. અવલોકન એટલે વિદ્યા અને વિદ્યા એટલે અવલોકન એમ કહી એનો અર્થવિસ્તાર તે મોટો કલ્પે છે. કાલિદાસ, શેક્સપિઅર આદિ કવિઓનાં કાવ્યોમાં "સંસારયંત્રના અનુભવનુ અવલોકન" છે. એ અવલોકન તેમણે નિબંધ રૂપે રજૂ કર્યાં હોત તો પણ તે કવિઓની પ્રતિષ્ઠા ઓછી ન થાત. કાવ્ય પદ્યમાં તેમ ગદ્યમાં પણ હોઈ શકે એમ ગોવર્ધનરામ કહે છે, તેમ છતાં કાવ્યમાં છંદની અનિવાર્યતા તે સ્વીકારે છે. "કવિતાની વાણીને કૃત્રિમ નિયમવાળા પણ સ્વચ્છન્દ 'છન્દ' જોઈએ" એમ તે કહે છે.

ગોવર્ધનરામના આ લેખમાંના કાવ્યવિચારે જાહેરમાં તો નહિ પણ નરસિંહરાવની ખાનગી રોજનીશીમાં ઉગ્ર વિરોધ જન્માવ્યો છે.[૬૦]

ગોવર્ધનરામ અવલોકનને કાવ્યનો આત્મા ગણે છે એ નરસિંહરાવને સ્વીકાર્ય નથી. નરસિંહરાવ 'રસ'ને કાવ્યનો આત્મા ગણે છે. નરસિંહરાવ સાહિત્યશાસ્ત્રને અભિમત તર્કસરણીથી ગોવર્ધનરામના કાવ્યવિચારની ચિકિત્સા કરે છે, અને ગોવર્ધનરામને પણ રસનો સ્વીકાર કર્યા વગર ચાલતું નથી એ બતાવી આપી રસપક્ષ દૃઢ કરે છે. પરંતુ નરસિંહરાવને પણ શેક્સપિઅરની મહત્તાને તપાસવા જતાં "શેક્સપિઅર વગેરેનાં કાવ્યોમાં અવલોકન (ગંભીર અવલોકન) છે, અને તે કદાચ મુખ્ય ઉદ્દિષ્ટ વસ્તુ છે" સ્વીકાર્યા વગર ચાલતું નથી. રસવત્ ન હોય એ કૃતિ કાવ્ય જ ન હોય એ તો બન્નેને અભિમત છે એટલે રસનું મહત્ત્વ ઓછું આંકવાનો સવાલ જ નથી. માત્ર ગોવર્ધનરામ જેવા કેટલાક એવા છે જેઓ કૃતિની રસવત્તા કરતાં કંઈક 'વિશેષ'ની અપેક્ષા રાખે છે, અને તે 'વિશેષ' કૃતિમાં

૬૦. જુઓ, 'નરસિંહરાવની રોજનીશી', પૃ. ૧૨૪–૧૨૬.

"મુખ્ય ઉદ્દિષ્ટ વસ્તુ" પણ હોય. આ વર્ગ અવલોકનને – Philosophical Observation ને – 'દર્શન'ને એવો 'વિશેષ' લેખે છે. 'नानृषिः कविरित्युक्त ऋषिश्च किल दर्शनात्'માનુ ઉચિત 'દર્શન' એ જ ગોવર્ધનરામને 'અવલોકન' શબ્દથી ઇષ્ટ છે. ગોવર્ધનરામનો કાવ્યવિચાર કવિતામાં 'સત્ય અને ઊંચુ ગાંભીર્ય'('Truth and high seriousness')ની અપેક્ષા રાખનાર અને કવિતાને જીવનની સમીક્ષા–'Criticism of life'–કહેનાર મેથ્યુ આર્નલ્ડના કાવ્યવિચારની ઘણો નજીક આવે છે. દર્શનપક્ષનુ મહત્ત્વ કરનારાઓમા વિચારપ્રધાન કવિતાનો આગ્રહ કરનાર પ્રો. બળવંતરાય ઠાકોરનુ અને ચિરંતન જીવનના કવિઓ કરતા સનાતન જીવનના કવિઓને ઊંચે સ્થાને મૂકનાર અને કવિતાને સમગ્ર આત્માની કલા તરીકે ઓળખાવનાર આચાર્ય આનંદશંકર ધ્રુવનુ સ્મરણ અત્રે કરવા જેવું છે.

## ૯. આ કાળનાં આપણાં આદિ નાટક [૧૮૯૬–૯૭]

ગોવર્ધનરામનો નાટક વિષેનો આ લેખ 'સમાલોચક'માં બે કટકે છપાયો હતો.[૬૧]

આ લેખમાં ગોવર્ધનરામે ગુજરાતી નાટકો વિષે કાંઈક વીગતે લખવા ઉપરાત નવલકથા, નાટક ને કવિતા વિષે પ્રસગોપાત્ત પોતાના વિચારો રજૂ કર્યા છે તેમણે નાટકની ન્યૂનતાના કારણો દર્શાવ્યાં છે અને નાટકસ્વરૂપના વિકાસ અર્થે લેખકોને કીમતી સૂચનો કર્યાં છે.

ઇતિહાસ, નવલકથા, કવિતા અને નાટક વચ્ચે ગોવર્ધનરામે જે ભેદ કલ્પ્યો છે તે મહત્ત્વનો છે ઇતિહાસમા લોકચરિતનુ વર્ણન હોય છે. દેશ, કાળ, પદાર્થો, બનાવો, મનુષ્યો વગેરેના વર્ણનો લોકચરિતના વર્ણનમાં સાધક થાય છે એમ ગોવર્ધનરામ કહે છે જ્યારે એમા એક કરતાં વધારે અથવા બધા અગો કલ્પિત

૬૧. પહેલો ભાગ 'સમા૦' વર્ષ ૧, અંક-૨ (પૃ. ૪૮) અને બીજો ભાગ 'સમા૦', વર્ષ ૨, અંક ૩ (પૃ. ૯૫)

હોય છે અથવા અનુકરણરૂપ હોય છે ત્યારે એ ઇતિહાસને નવલકથા નામે ઓળખવામાં આવે છે. આ પ્રમાણે "નવલકથા એટલે ઇતિહાસનો આભાસ – ઇતિ હાસ ભાસ" એમ તે કહે છે. કથાઓ અને કાવ્ય વચ્ચે ભેદ એ છે કે કાવ્યોમાં "નવીનતાનો ગ્રંગ્રહ" હોય છે. આ "નવીનતાનો ગંગ્રહ" કથાને કાવ્યથી જુદી પાડે છે. કથા જેમ પદ્ય રૂપે હોય છે તેમ કાવ્યરૂપે પણ હોય છે. ગદ્ય અને પદ્ય ગમે તે રૂપે કવિતા આવી શકે એ વિવેક ગોવર્ધનરામ કરે છે, પણ પદ્ય અને કાવ્યનો વિવેક તે દર્શાવે છે તે એમની ઊંડી કાવ્યસૂઝનો દ્યોતક છે. કથા જેમ પદ્યરૂપે હોય તેમ કાવ્યરૂપે પણ હોય (જેમ કે, કાદંબરી) એમ તે કહે છે જેટલું પદ્ય હોય તે સર્વ કવિતા હોતી નથી અને જેટલી કવિતા હોય તેટલું પદ્ય હોતું નથી એમ તે કહે છે. ઇતિહાસ અને નવલકથા કરતા કવિતામા જે 'નવીનતા' આવે છે તે બાહ્ય અથવા માનસિક સૃષ્ટિના વર્ણનને લઈ ને આવે છે. પછી ભલે એ વર્ણન પદ્યરૂપે હોય કે ગદ્યરૂપે હોય. આવી કવિતા જનભોગ્ય બને છે. આવી જનભોગ્ય કવિતામાની નવીનતા રસ અથવા કલ્પના અથવા વાણીના ચમત્કારમાં હોય છે. ઇતિહાસ અને નવલકથાના કોઈ રૂપમાં નવીનતાનો ચમત્કાર ભળે એટલે જનભોગ્યા કવિતાનું હાડપિંજર ઊભું થાય એમ તે કહે છે. ગોવર્ધનરામ કથા અને કવિતાને શ્રાવ્ય વસ્તુ ગણે છે, અને "એકલી કથા, એકલી કવિતા અથવા ઉભયની મેળવણી એ ત્રણમાંથી ગમે તેની રચના દશ્યવસ્તુને યોગ્ય કરવામાં આવે એટલે તેને નાટક એ નામ આપવામાં આવે છે, કારણ નટરચના અથવા નાટ્ય એ તેનુ લક્ષણ છે." કવિતાના તેમણે 'જનભોગ્યા' અને 'પંડિતભોગ્યા' એવા બે ભાગો પાડ્યા હતા. તેઓ સમગ્ર સાહિત્યમાં જનભોગ્યતાના આગ્રહી લાગે છે. ગ્રન્થકારોનું લક્ષ્ય લોકોને ઉપદેશ આપવાનું છે અને લોકોની રુચિની પરીક્ષા ગ્રન્થકારને હોય તો જ તે પોતાનું ધ્યેય સિદ્ધ કરી શકે છે એવો ગોવર્ધનરામનો સ્પષ્ટ અભિપ્રાય છે. તે કહે છે, "જયકુમારીમાં વિદ્વાન વર્ગના લોક

. દોષ કાઢે છે છતાં સાધારણ લોકને એ પુસ્તક ઘણું ગમી ગયું છે, તે તેની આવૃત્તિઓની સંખ્યા સૂચવે છે લોકનું રસેન્દ્રિય સમજવા ઇચ્છનારને આ ફેરના કારણની પરીક્ષા કરવી આવશ્યક છે. ગ્રન્થકારોનુ લક્ષ્ય લોકને ઉપદેશ કરવાનું છે અને લોકના રસેન્દ્રિયની પરીક્ષા સિવાય એ લક્ષ્ય સાધવું કઠણ છે. નાટકના અર્થ-વિષયનુ પૃથક્કરણ કરવું એ પણ નાટકકારોને આ જ લક્ષ્યનું સાધન છે." તેમ છતાં નાટકમાં સીધો ઉપદેશ ન આવવો જોઈએ એવો ગોવર્ધનરામનો અભિપ્રાય છે. વીરમતી નાટક વિષે તે કહે છે, "નાટકમાં જ્ઞાનના ઉઘાડા ઉભરા અસ્થાને છે, અને દૃશ્યક્રિયામાં તો એ ઉભરા સવિશેષ દોષદાયી છે." અપરોક્ષ ઉપદેશ આપનારાં પ્રબોધચંદ્રોદય જેવાં નાટકો હોય છે એનો ગોવર્ધનરામ સ્વીકાર કરે છે પણ એવાં નાટકનાં અંગ કંઈક જુદા હોય છે એમ તે કહે છે.

શ્રાવ્ય કાવ્ય અને દૃશ્ય-કાવ્ય એ ભેદો સ્વીકારી ગોવર્ધનરામ નાટકને દૃશ્ય કાવ્ય કહે છે. શ્રાવ્ય કાવ્યમાં પણ 'પંડિત શ્રાવ્યકાવ્ય' વાચકો વિષે બેદરકાર હોઈ શકે પણ નાટકે તો બહુજનસમાજનું બહુધા સમારાધન કરવું જ રહ્યું. પ્રેક્ષકોને "લય પમાડવાની કળા અને ચતુરતા" નાટકકારમાં હોવી જોઈએ. એમાં "કૌતુકકર્ષી દૃશ્યભાગ અને તેની સાધકકથા" હોવાં જોઈએ. તેમાં કવિતા ન હોય તો ચાલે, પણ જો હોય તો તે સર્વભોગ્ય હોવી જોઈએ. જ્ઞાનભાગ સામાન્ય રીતે જનભોગ્ય નહિ હોવાથી નાટકમાં અસ્થાને છે તેમ છતાં શેક્સપિયર જેવો કવિ જ્ઞાનભાગને પણ સર્વભોગ્ય કરી શકે છે. નાટકકારો નાટકશાળાના વ્યવસ્થાપકોને અનુકૂળ નાટકો લખે છે અને વ્યવસ્થાપકો પ્રેક્ષકોની સંખ્યા વધે એ રીતે આ જનવર્ગની ચિત્તવૃત્તિને અનુસરવાનો પ્રયત્ન કરે છે. નેપથ્યસામગ્રી કે સંવાદો ઉપરાંત "ગ્રામ્યવિનોદવૃત્તિ" મળે એવાં સાધન અજમાવવામાં આવે છે.ગોવર્ધનરામ આ વસ્તુથી પૂરા જાગ્રત છે,અને ઉપરનું ભયસ્થાન સ્પષ્ટપણે નિર્દેશે છે. તેમ છતાં વિદ્વદ્વર્ગનો સંસર્ગ નાટકશાળાઓને છે, અને

નાટકશાળાનું અધઃપતન નહિ થાય એવો આશાવાદ પ્રકટ કરે છે. સઘળા નાટકોમાં 'અંતર્જીવનના નાટકો'– 'પ્રવાહવર્જક નાટકો'ને તે ઊંચી કોટિના લેખે છે. "જ્યાં જ્યાં અન્તર્જીવન અને તેનાં મર્મસ્થાન છે તે ઉપર દૃષ્ટિ નાંખવાનો અભ્યાસ પડે તો દેશમાં એક મ્હોટી કળાનું બીજ નંખાય" એમ કહી ગોવર્ધનરામ લેખકોને અનુભવોનો સંચય કરવાનું ઉદ્‌બોધે છે, કારણ કે અન્તર્જીવનના મર્મવાળું નાટક, ત્યારે જ, સર્જાગે નાટકમાં 'સર્વાનુભવરસિક ભાગ' રચવો હોય તો નાટકકારે આત્માનુભવની બહાર નીકળી અવલોકન અને અનુકંપાનો ફલક વિસ્તાર્યે જ છૂટકો છે. શેલીના નાટકો કરતાં શેક્સપિયર અને કાલિદાસના નાટકોની ભિન્નતા આને લઈને છે એમ તે કહે છે

*

ગોવર્ધનરામ આપણા નાટકસાહિત્યના પ્રવાહને અવલોકે છે ત્યારે પોતાના કથયિતવ્યને અનુરૂપ મુદ્દાઓની ચર્ચા કરતાં અનુષંગે મરકૃત–અંગ્રેજી નાટકોની સમીક્ષા પણ કરે છે. ગુજરાતી નાટકકારોમાં એ સમયે શ્રેષ્ઠ ગણાતા રણછોડભાઈ ઉદયરામની યોગ્ય પ્રશંસા કરવા છતાં સ્પષ્ટપણે ગોવર્ધનરામ જણાવે છે કે, "રા. રણછોડભાઇના ઉત્તરકાળનાં નાટકોમાં તેમણે નાટકશાળાની પદ્ધતિ સ્વીકારી છે, અને નાટકશાળાઓનાં નાટકો ઉપર પોતાના સમર્થ પંઝાનો ભાર મુકવાનો ઉચ્ચ લોભ છોડી નાટકશાળારૂપ મોહનીના મુખમોહથી જાતે આકર્ષાયા છે, અને એ પરવશતાને બળે ભસ્માસુર જેવો પોતાનો હાથ પોતાના ઉત્તમાંગ ઉપર મુકી બેઠા છે" સમગ્રતયા નાટકસાહિત્યનું મૂલ્યાંકન કરતાં તે કહે છે, "આપણી ભાષામાં આ પ્રમાણે સર્વ રુચિને અનુકૂળ કોઈ નાટક નથી પંડિતભોગ્ય છે તે જનભોગ્ય નથી અને જનભોગ્ય છે તે પંડિતભોગ્ય નથી. પંડિતોના પણ પ્રવાહ જુદા જુદા છે અને એક વર્ગના પંડિતોને પ્રિય છે તે બીજા વર્ગનાને નથી. કાલિદાસની કલ્પના પ્રમાણેનું 'ભિન્ન રુચિના અનેક જનનું એક જ સમારાધનરૂપ' નાટક લખાયું નથી."

## ૧૦. ગુજરાતી કવિતાનું ભવિષ્ય [ ૧૮૯૯ ]

ગોવર્ધનરામે તા. ૯ સપ્ટેમ્બર ૧૮૯૯ના રોજ અમદાવાદમાં ' ધી સોશિયલ ઍન્ડ લિટરરી ઍસોસિયેશન 'ના ઉપક્રમે આનંદશંકર ધ્રુવના પ્રમુખપદે ' ગુજરાતી કવિતાનું ભવિષ્ય [૬૨] એ વિષય ઉપર ભાષણ આપ્યું હતું. આ ભાષણ પ્રગટ થયું હોય એમ લાગતું નથી. પરંતુ આ ભાષણનો ખરડો[૬૩] લેખકના હસ્તાક્ષરમાં જોવા મળ્યો હતો. એ પરથી આ નોંધ તૈયાર કરી છે. એ ખરડામાં કેટલાંક વાક્યો તૂટક છે. માત્ર મુદ્દા ટપકાવેલા છે. કોઈ કોઈ વાક્ય અંગ્રેજીમાં પણ છે. અહીં મોટે ભાગે તેમના શબ્દોમાં સાર આપવામાં આવ્યો છે.

" ભવિષ્યનો આધાર ત્રણ મુદ્દા પર છે: — (૧) આપણા હાથમાં–આપણે શું કરવું જોઈએ (૨) ત્રૈકાલિક પ્રવાહો ઉપર—તે પ્રવાહ કેવા છે અને ભવિષ્યમાં કેવા થશે. (૩) અદૃષ્ટ ઉપર—નવા કવિઅવતાર ઉપર." '

લેખક કવિઓના ત્રણ વિભાગ કરે છે : " (૧) પ્રાચીન કવિઓ (૨) જૂના કવિઓ—૧૮૫૦ પછીના (૩) નવા કવિઓ – પાઠશાળામાંથી આવ્યા છે તે." જૂના અને નવા કવિઓનો ભેદ દર્શાવતાં લેખક જણાવે છે કે જૂના કવિઓ નવા કવિઓને સમજી શકતા નથી, ને તેમનાં કાવ્યો હાથમાં પણ લેતા નથી. અને જે નવા કવિઓ છે તે સમજે છે પણ તેમને જૂનું શુષ્ક લાગે છે.

"કાવ્યનું દર્શન ત્રણ રૂપે ( કાવ્યના શરીરમાં, કાવ્યના આત્મામાં, અને કાવ્યના અલંકારમાં ) થાય છે. કાવ્યમાં અલંકાર ત્રણ જાતના હોય છે : રસાલંકાર, તર્કાલંકાર, શબ્દાલંકાર. નર્મદ અને નવા કવિઓ રસાલંકાર શોધે છે. જૂના કવિઓને તર્કાલંકાર અને

૬૨. 'પ્રજાબંધુ'ના બે અંકોમાં ( પુસ્તક ૨, અંક ૩૭ અને ૩૯ ) ઠીક ઠીક વિસ્તારથી ભાષણનો અહેવાલ આપવામાં આવ્યો છે, ત્યાં મથાળું છે ' ગુજરાતી કવિતાનું ભાવિ પરિણામ '. ' પ્રજાબંધુ 'ના અહેવાલનો લાભ પાદટીપ ૮૫–રૂપે લીધો છે.

૬૩. ખરડો ડૉ. કાન્તિલાલ પંડ્યાને ત્યાં મુંબઈ ન્યૂન 'પટમાં ': જોવા મળ્યો હતો.

શબ્દાલંકાર ગમે છે. જૂનાઓને પ્રાચીન કવિઓ, દલપત–નર્મદની કવિતા, ભાષા કવિઓની કવિતા ગમે છે. નવાઓને પ્રાચીન કવિઓ– સંસ્કૃત અને અંગ્રેજી કવિતા ગમે છે. અમુક નવી કવિતા અમુક નવા કવિઓ અને અંગ્રેજી ભણેલા જુવાનો વાંચે છે."

"આત્મા કેવળ અન્ન અથવા પ્રાન્ન હોય છે અને સર્વસામાન્ય હોય છે. રસ : સર્વસામાન્ય–શેક્સપિયર, હોમર, કાલિદાસ, પ્રેમાનંદ એ ચિરંજીવિતાનાં ઉદાહરણ છે."

"પ્રાન્નઃ – આ કવિતા અમુક વર્ગને પ્રિય હોય છે. એ વર્ગની હયાતી પ્રમાણે એની ચિરંજીવિતા છે. આમા કેન્ટ, વર્ડ્ઝવર્થ, નરસિંહ અને અખો આવે. સર્વદેશકાલોચિત રસનાં કાવ્યો લખનાર ઘણાખરા આત્મલક્ષી કવિઓ છે. ઘણાખરા નવા કવિઓ છે. પણ આત્મલક્ષિતાને પોતાનુ ભય છે. ઉપર જે ઉદાહરણો આપ્યાં તેમના જેવી વૃત્તિશક્તિ ન હોય તો તેમની કવિતા ચિરંજીવ ન થાય. 'उत्पत्स्यतेऽस्ति' વગેરે ભવભૂતિ પેઠે કહેવાનો અધિકાર હોય તો તેમની કવિતા ચિરંજીવ બને છે. ઇંગ્રેજી રાજ્ય તપશે ત્યાં સુધી ઇંગ્રેજી સંસ્કારની ચિરંજીવિતા ખરી પણ દિવસે દિવસે એ વિદ્યા વધશે તેમ ભવિષ્યના વિદ્વાનોને હાલના સંસ્કાર બાલિશ લાગશે. ઇંગ્રેજી વિદ્યા વધવા છતાં, ભવિષ્યમાં જે રસ સમજાશે તે કાયમ–બાકીનો નાશ."

"અન્ન–રસ તો સર્વમાં છે, પણ રડવા કૂટવાનો રસ, જનાવરનો રસ, જંગલી લોકોના રસ, અશિક્ષિત રસપાત્ર અમુક વર્ગના હોય છે. એ વર્ગની સાથે તેનો નાશ થાય છે. છોકરીઓના 'ચાપાનેરનો વાણીયો' વગેરેનો નાશ– old life–ના નાશ સાથે થાય છે. વર્તમાન જૂની કવિતા અન્ન પણ આંતર ને અન્તરના ભેદ પ્રમાણે કાળ બદલાતાં અન્તર થઈ જાય છે."..." નર્મદનો જમાનો અર્ધું ભણેલાનો હતો–વધારે સાચો તો અત્યારે છે.[૬૪] 'ભુલિ ભમે છે ભામિની 'નો

૬૪. નર્મદના જમાનામાં પશ્ચિમનાં સાહિત્યકળાદિ તરફ આપણે અભિમુખ થયા પણ એ વખતની આપણી દૃષ્ટિમાં સ્વાભાવિક રીતે જ

રસ નર્મદમાં નથી તેમ દલપતમાં નથી. નર્મદ સિવાયના જૂના કવિઓમાં રસાત્મા નથી અને છે તે અજ્ઞતર છે.

"નવાઓમાં તર્કાત્મા ઉપર લક્ષ નથી. શેક્સપિયર ને મિલ્ટનના તર્ક તેમને ગમે છે. ભવભૂતિના તર્ક પણ તેમને ગમે છે. આવા તર્ક જૂનાઓમાં નથી ને નવા કવિઓ તર્ક લક્ષ્ય કરતા જ નથી. અખો વિચારાત્માથી ઉભરાય છે તે પ્રાજ્ઞ છે. કાલિદાસના તર્ક સર્વસામાન્ય છે તો બધાને ગમે છે. શેલીનું 'Cloud' પ્રાજ્ઞ તર્કોથી ઉભરાય છે. 'Prelude' પ્રાજ્ઞ વિચારોથી ઉભરાય છે."

આ પછી લેખક "વર્ણન અને ચિત્ર—'Reproduction of Nature'"—ની વાત કરે છે. "કાલિદાસ અને ભવભૂતિને જનસ્વભાવ તેમ પ્રકૃતિ બન્ને પરિચિત હતાં. આપણે તો શહેરમાં રહીએ છીએ, Country ની (જનપદની) આપણને ખબર નથી. જ્યાં સુધી બીજો કાઉપર પાકે નહિ ત્યાં સુધી જૂના કે નવા કવિઓની કવિતામાં આ આત્મા આવવો કઠણ છે." જનસ્વભાવનાં ચિત્ર બુદ્ધિમાન અવલોચક કવિને જ ગમ્ય છે એમ કહ્યા પછી તે ઉમેરે છે કે નિશાળમાં અને હાલમાં ધંધાઓમાં પડી રહેનાર જનસ્વભાવના પ્રાજ્ઞ અથવા સર્વસામાન્ય ચિત્રકાર આ વર્ગમાંથી થવા કઠણ છે.

ઊર્મિલ અહોભાવ હોય. સ્વસ્થ તારતમ્ય દૃષ્ટિનો ઉદય તો એ પછી જ અર્થાત્ ગોવર્ધનરામના કાળમાં થયો. અને આ દૃષ્ટિએ ગોવર્ધનરામ નર્મદને લાવણીઓ લખનારાઓ કરતાં પ્રાજ્ઞતર ગણે છે. પણ ગોવર્ધનરામના પોતાના કાળમાં તે અજ્ઞતર છે એમ કહે છે. નર્મદની કવિ તરીકેની ગુંજાશ પ્રમાણમાં અલ્પ હતી અને ઐતિહાસિક દૃષ્ટિએ એનાં કાવ્યો મૂલવાય ત્યારે એને પ્રસ્થાનકાર તરીકે બિરદાવવામાં આવે અને સમાજસુધારાનું એનું કાર્ય સાહિત્યક્ષેત્રમાં ભેળવી દઈ સાહિત્યક્ષેત્રમાં પણ એ મોટો હોવો જોઈએ એવા તારણો રજૂ કરવામાં આવે, પણ નર્મદના સમય પછીના તરતના સમયમાં ગોવર્ધનરામ જેવા વ્યુત્પન્ન પંડિતો અર્ધ પેઢીની કવિતા વિષે શું ધારતા હતા તે જાણવું સાચે જ રસપ્રદ છે.

આગળ લેખક જણાવે છે કે –"જૂના વર્તમાન કવિઓમા સર્વસામાન્ય રસ નથી અને પ્રાન્ત રસ છે ને નવાઓમા સર્વસામાન્ય રસ નથી અને પ્રાન્ત રસ છે તે અન્તતર ગણ્યાના કામ આવે વિચાર ને તર્ક જૂનાઓમા અન્તતર છે, નવાઓમા નથી વર્ણન અને ચિત્ર ઇગ્રેજી કે સસ્કૃત પદ્ધતિનુ કોઈનામા નથી"

ગોવર્ધનરામ કવિઓને થોડાક સૂચનો કરે છે "જૂના કવિ-ઓએ જે વિષય લીધા છે તે નવાઓને ગમ્ય છે નવાઓ સર્વસામાન્ય રસ લખવો આરભે તો તે ગમ્ય છે ને તેમના સ્વાનુભવ રસને અન્તતર થવાનુ ભય છે તે જતુ રહેશે ઇગ્રેજી અને સસ્કૃત પદ્ધતિના ચિત્ર અને વર્ણન નવા કવિઓ જૂનાઓને અનુકૂળ શૈલીથી બતાવે છે તે જરૂરી છે રસ અને વર્ણન માટે પ્રેમાનદ અને વિચાર માટે અખો – આ પ્રાચીન કવિઓનુ અનુકરણ નવાજૂના ઉભયને સર્વ-સામાન્ય કરી શકે છે ' નવા કવિઓને લેખક નરસિંહ, પ્રેમાનદ અને દયારામની કવિતાનો અભ્યાસ કરવાનું સૂચવે છે[૬૫] આ કવિઓની કવિતાનું અનુકરણ તે અલબત એ કવિઓ રસનિષ્પત્તિ કેવી રીતે કરે છે એને અનુલક્ષીને જ કરવાનું છે બાકી નવાઓએ પોતાનો આત્મા જાળવી રાખવાનો છે, એનો ભોગ આપવાનો નથી જૂના કવિઓને લેખક કહે છે કે તમે તો એવુ કહો છો કે તમારા બાળકને જ જન્મ અપાવો ને બીજાને નહિ પણ આ વ્યવહારમા ઊતરે એમ નથી તમારો પ્રાચીન કવિ નવા કવિને ગર્ભવત કરે એ સિવાય

૬૫ ' ઇગ્રેજ પ્રજામા પોતપોતાની અભિરુચિ પ્રમાણે દરેક પ્રાચીન કવિઓના અભ્યાસકો જેમ જોવામા આવે છે તેમ ગુજરાતી ભાષામા પણ થવુ જોઈએ જેવી મગરૂરીથી મેકોલે કહેતો કે પે[illegible] [illegible]ટ ની સઘળી પ્રતિનો નાશ કરે તોપણ તે [illegible] [illegible]તિથી જ [illegible] [illegible] અગિયાર હજાર લીટીઓ પ્રતિપાદ[illegible] [illegible]તેવી જ મગ[illegible] [illegible] ભાષાના ઊગતા લેખકો પ્રાચીન [illegible] [illegible] કરશે, [illegible] અને નવા વચ્ચેનો ભેદ એ [illegible] [illegible]શુ', [illegible] ૮૯૯, પૃ ૭ (જુઓ પાદટીપ [illegible]

આ શક્ય નથી ભાષાને તે આત્માને હીન કરે નહિ ત્યાં સુધી જ બદલવી જોઈએ એથી વધારે સહેલી ભાષા થાય નહિ

અંતભાગમાં લેખક અલંકારની વાત કરે છે "રસાલંકાર તો જવલ્લે જ જોવા મળે છે શબ્દાલંકારને વિચાર, તર્ક અને વર્ણન સાથે કાંઈ લેવાદેવા નથી રસની સાથે એને થોડુંક લાગેવળગે છે અને લાગતુંવળગતું નથી પણ"

એ પછી લેખક કવિતા અને સંગીતના સંબંધને સ્પર્શે છે – "બાળકને હાલેડાથી ઉંઘાડે તેમ ગાયનને રસાત્મા કવિતા કરે છે" "Relation of music to poetry" એમ મુદ્દો લખીને બાજુમાં જ તે નોંધે છે કે "Poetry mental i e aggregate of જ્ઞાનેન્દ્રિય" [કવિતા તો ચૈતસિક છે અર્થાત્ જ્ઞાનેન્દ્રિયનો સમુચ્ચય છે]

ગોવર્ધનરામ કહે છે કે જ્યાં સુધી સૌંદર્ય કાવ્યપ્રવૃત્તિમાં લોહી ન રેડે, બરોબર સક્રિય ન થાય ત્યાં સુધી રાષ્ટ્રોને ઊંચી કવિતા મળે નહિ કેમ કે આપણે કવિતાને ઊંચી પ્રતિની કહીએ એટલા માત્રથી તે ઊંચી થઈ જતી નથી લોકોને ' આત્મલક્ષી " કવિતા ગમે છે એમ પણ એમાંથી ન નીકળે પ્રજા સુધી તો એ કવિતા પહોંચે નહિ અને પ્રાચીન કવિઓ તો કવિતાને અડકે પણ નહિ "પરલક્ષી કવિતા Objective poetry – આ ભયમાંથી મુક્ત છે અને એ કવિતા જ કાવ્યવિષયક નવોત્થાન (Poetic revival) લાવી શકે છે"[૬૬]

૬૬ નવીન કવિતા અને જૂની કવિતા એમ બે તડ પડી જતા હોય છે તે નિવારવા પ્રયત્ન થવા જોઈએ અને તે ખાસ કરીને નવાઓને હાથે– એ વિષયને પણ ગોવર્ધનરામ આ વ્યાખ્યાનમાં સ્પર્શ્યા લાગે છે આ અંગેના તેમના વિચારો દ્યોતક કોઈ 'પ્રજાબંધુ'ના અહેવાલમાંથી પ્રસ્તુત ભાગ અહીં આપ્યો છે – "આ રીતે કાવ્યના ત્રણે અંગ – રસ, ભાષા અને અલંકારનું વિવેચન કરી ગુજરાતી કવિતાનું અવલોકન કરતા સખેદ તેમણે જણાવ્યું કે જૂનાઓના કાવ્યો નવાઓને કેવળ શુષ્ક લાગે છે તેઓ

## ૧૧. શ્રી. કેખુશરો નવરોજજી કાબરાજીની ‘ ટૂંક પિછાન’ [૧૯૦૪]

આ લેખ ‘ સમાલોચક ’માં પ્રસિદ્ધ થયો હતો.[૬૭]

કેખુશરો નવરોજજી કાબરાજીની “ વ્હાલી યાદમાં ” ‘સ્રીબોધ’ માસિકના વધારારૂપે ઉપરનું પુસ્તક પ્રગટ થયું હતું. ગોવર્ધનરામે એ પુસ્તકનું અવલોકન કરતો લેખ ઉપરના મથાળાથી લખ્યો હતો.

એ પુસ્તકમાં પારસી, હિંદુ અને સ્રી લેખકોએ કાબરાજીના સ્મરણાર્થે લખેલા લેખો આપવામાં આવ્યા છે. આ સંગૃહીત લેખોના ચોત્રીસ પાંત્રીસ લેખકોમા પારસી વર્ગના લેખકોમાંથી બહેરામજી

---

તેમા કોઈ જાતની નૂતનતા જોઈ શકતા નથી. તેમના દરરોજના સાધારણ વિષયમાં કાવ્યસૌંદર્ય જણાતું નથી. તેમજ નવીન કવિઓનાં અપરિચિત અંગ્રેજી તર્કો અને વાક્યરચના તથા છૂટે હાથે વાપરેલા સંસ્કૃત શબ્દો તેમનાં કાવ્યોને ક્લિષ્ટ કરી નાખવાથી જૂનાઓને તે રૂચિકર થતાં નથી અને તેનો ભાવ તેઓ સમજી શકતા નથી. રા. નૃસિંહરાવનું ‘મેઘ’ (Shelly's Cloud) નામનું કાવ્ય બહાર પડયું ત્યારે ભાષણકર્તાને તે ઘણું જ પસંદ પડયું અને તેમણે એક જૂની પદ્ધતિના કવિઓના સારા અભ્યાસક મહેતાજીને તે વાંચવા આપ્યું. તેમણે તે વાચી વખાણ્યું પણ જ્યારે તેમને પૂછયું કે તેમાં એમને શું ગમ્યું ત્યારે તેમણે કબૂલ કર્યું કે તેમા એમને સમજ જ પડી નથી. ભાષા તથા વાક્યરચનામાં તેમને સમજ પડી પણ અપરિચિત અંગ્રેજી તર્કો તેમને અગ્રાહ્ય જ રહ્યા. પરિણામે ગુજરાતી કવિઓમા બે તડ જોવામાં આવે છે અને તે સમગ્ર કરવાં એ દરેક ગુજરાતી ભાષાના હિતચિંતકની ફરજ છે. જૂના કરતાં નવાઓને તેમાં વિશેષ ભાગ લેવાનો છે. સંસ્કૃત તથા અંગ્રેજી ભાષાઓ તેઓ સારી રીતે સમજી શકે છે તેથી તે ભાષાનાં સર્વમાન્ય કાવ્યોનાં સરલ ગુજરાતીમાં ભાષાંતર કરવા એ તેમનું કર્તવ્ય છે, જેથી જૂનાઓને તે ગમ્ય થઈ શકે. બીજી સૂચના તેમણે એ કરી કે નવાઓ પ્રાચીન કવિઓનું જે દુર્લક્ષ કરે છે તે હાનિકર્તા છે.” —‘પ્રજાબંધુ’, ૨૪ સપ્ટેમ્બર ૧૮૯૯, પૃ. ૭. ( જુઓ, પાદટીપ નં. ૬૨. )

૬૭. ‘સમા૦’, પુ. ૯, અંક ૪, પૃ. ૨૩૪–૨૪૦.

મહેરવાનજી મલબારી અને બીજા વીસેક લેખકો અને પાંચેક સ્ત્રીઓ, હિંદુ વર્ગમાંથી મનઃસુખરામ સૂર્યરામ, સર્જન કીર્તિકર, લાલશંકર ઉમિયાશંકર અને બીજા પાંચ લેખકો અને વિદ્યાગૌરી નીલકંઠ, અને મુસલમાન વર્ગમાંથી કરીમઅલી રહીમઅલી નાનજીઆણીનો સમાવેશ થાય છે. પરંતુ આ લેખોથી કાબરાજીના જીવનના એક પાસાનો જ ખ્યાલ આવે એમ છે, કાબરાજીના જીવનનું બીજું પાસું અહીં આલેખાયું નથી. એ ખોટ પૂરી પાડવાનો આ પુસ્તકના અવલોકનકારનો હેતુ છે એમ જણાવી ગોવર્ધનરામ ચર્ચા કરે છે.

સામાન્ય રીતે ગ્રંથપરીક્ષામાં ગોવર્ધનરામ ગુણપરીક્ષાને પ્રાધાન્ય આપે છે અને દોષદર્શન પણ ગુણદર્શન અર્થે કરવું એમ જણાવે છે. પ્રસ્તુત અવલોકનલેખમાં આરંભમાં જ ગોવર્ધનરામ "ગુણગ્રતાની આસક્તિ"ની મર્યાદા જણાવી કાબરાજીના વ્યક્તિજીવનની મર્યાદાઓ વર્ણવે છે અને પાછળથી તેમના ગુણો દર્શાવે છે એ નોંધપાત્ર છે.

કાબરાજીના "લોકસેવક આયુષ્યનો" પૂર્વભાગ બધા વર્ગને પ્રિય થઈ પડ્યો હતો તેવો ઉત્તરભાગ પ્રિય થઈ પડ્યો ન હતો. કાબરાજીના 'રાસ્ત ગોફતાર'ની 'ગુજરાતી' સાથે પ્રતિસ્પર્ધા ચાલી હતી અને પારસી પત્રોમાંનાં કેટલાંકની સાથે પણ તેમને યુદ્ધ થયું હતું એનાં કારણોમાં મુખ્યત્વે કાબરાજીના રાજકીય અને સાંસારિક વિષયોના અભિપ્રાયો હતા એમ કહ્યા બાદ અવલોકનકાર ઉમેરે છે કે 'સાંસારિક વિષયોમાં તેઓ સ્વતંત્રવાદી થઈને સહુની આગળ દોડતા તો રાજકીય વિષયોમાં પરતંત્રવાદી થઈને આપણા નવા વર્ગની પાછળ ઊભા રહેતા."

ટીકાકાર તરીકે કાબરાજીના લખાણમાં "તેજ કરતાં ગરમી વધારે લાગતી," – "વિરોધ પક્ષને જ્યાં કાંકરી ચાલે ત્યાં કેટલીક વાર પથરા ફેંકતા – જ્યાં આંગળીથી કાર્ય સરે ત્યાં હથોડા ઊંચકતા" એમ મલબારી આ પુસ્તકમાં નોંધે છે એમ કહી ગોવર્ધનરામ આ પ્રકારો પાશ્ચાત્ય પ્રજાઓમાં લોકજાગૃતિ લાવવામાં કામયાબ

એમ દેખે છે આ જાતના વર્ણનોનું તારતમ્ય તપાસતાં ગોવર્ધનરામ એવા તારણ પર આવે છે કે "આ સિવા બાકીના ચોખૂંટ આર્યાવર્તના હિંદુઓની સામાન્ય પ્રકૃતિ આ વિષયમાં કેવળ વિરુદ્ધ છે " આગળ ગોવર્ધનરામ કહે છે, "શસ્ત્રના અને રાજ્યસત્તાના પ્રહારો ખમી ખમી હિન્દુ ભાઈઓ કોઈ પણ પ્રહારને નામે જ કમ્પે છે અને પ્રહાર કરનાર મિત્રભાવે પ્રહાર કરે છે એવું તેઓ માની શકતા જ નથી આર્યાવર્તમાં રહેનાર હિન્દુઓ, મુસલમાનો, અને પારસીઓ એ સર્વ વર્ગ એક કુટુમ્બ થઈ ને વર્તે એવું જોવા ઇચ્છનારે આ વાત કદી લક્ષ્ય બહાર રાખવા જેવી નથી તેમાં પડેલાને પાટુ મારવાનો દેખાવ તો ભૂલથી પણ કરવા જેવો નથી આપણા મુસલમાન ભાઈઓના મોટા વર્ગની દયાપાત્ર સ્થિતિ જોઈ તેમના પ્રતિ સરકાર તેમને 'ભાઈબાપુ' કરે છે એટલું જ નહિ, પણ સમજુ હિન્દુઓ અને હિન્દુ વર્તમાનપત્રો પણ તેમ જ કરવામાં પોતાનો ધર્મ ગણે છે હિન્દુ ભાઈઓ આટલી બધી હદ સુધીનો લોભ રાખતા નથી, પણ સત્યવક્તાનું નામ ધારી વાણીથી પણ પ્રહાર કરવા ઊભા થનારને શત્રુતુલ્ય દેખે છે, અને . . એ પ્રહાર કરનારને વર્જ્ય ગણે છે અને તેના સામું જોવાને પણ ઇચ્છતા નથી . . હિન્દુઓને સુધારવાના વિચારથી તેમને પ્રહાર કરવા નીકળનાર કોઈ પુરુષ બુદ્ધ ગૌતમના પછી ફાવી શક્યો નથી ને ફાવે એમ નથી. પ્રહાર કરનારના હાથમાંથી રિસાયલું બાળક અમૃતફળ લે નહિ ને ફેંકી દે એવી પ્રકૃતિ, આપણા હિન્દુભાઈઓમાં આવી રીતે ઘણા કાળના દુઃખોના ઇતિહાસે બાંધી છે, તે તેમને વાણીના પ્રહાર કરવાથી બદલવાની નથી તો પછી જ્યાં ગમે તેવા શુદ્ધ ભાવથી પણ અતિપ્રહાર કરનાર હિન્દુ નિષ્ફળ થાય અને શત્રુરૂપે લેખાય ત્યાં કોઈ પારસી ભાઈ સફળ થાય એ તો આશા જ છોડવા જેવી છે " આનો અર્થ એવો નથી, કે હિન્દુઓ સાચું કહેનારાઓના પ્રહારને સહી શકતા નથી કારણ કે કાવરાજીના રાજકીય અને સાંસારિક અભિપ્રાયોથી વિરુદ્ધ અભિપ્રાય ધરાવનારાઓ પણ ગુણજ્ઞ થઈ ને આ ગ્રન્થમાં તેમને અંજલિ અર્પે છે એ એનો એક

પુરાવો છે. લોકસમુદાય પણ એવી ગુણજ્ઞતા દાખવી શકે છે, પણ એને તે વ્યક્તિમા શ્રદ્ધા પ્રગટવી જોઈએ. ગુજરાતમા ભોળાનાથ સારાભાઈ આ વાતનું દૃષ્ટાંત હતા. ગોવર્ધનરામ લખે છે, "તેમના મિત્રો અને અમિત્રોને એક જ રીતે તેમના હૃદયની શુદ્ધિ અને પવિત્રતા ઉપર શ્રદ્ધા હતી. ભોળાનાથભાઈ પણ તેમના ઉત્તર આયુષ્યમાં નવા વિચારોના અનુયાયી થયા હતા, જેને તેને તેનો અને તેના આચારવિચારનો દોષ સ્પષ્ટ રીતે કહી દેવામાં — શસ્ત્રવૈદ્ય વ્યાધિગ્રસ્ત અવયવમાં શસ્ત્ર ઘોચી દે તેમ — નિ શંક, નિર્ભય, અને સ્વસ્થ થતા. તેમના નિકટના સંબધીને શિર તેમના મિત્ર ન્યાયાધીશ પાસે મિત્રભાવે અન્યાય કરાવવા ભલામણ કરવાની ભલામણોને પત ન કરી, અને આરોપીને સંપૂર્ણ શિક્ષા કરનાર ન્યાયાધીશ સાથેની મિત્રતા આમરણાંત દૃઢ રાખી. 'સુધારો' કરવામાં તેઓ માત્ર બોલીને બેસી રહ્યા નથી પણ ઇગ્લાંડ જઈ આવવા માટે જ્ઞાતિબહાર રહેલા તેમના મિત્ર રા. સા. મહીપતરામ રૂપરામનો પક્ષ ઉઘાડી રીતે તેમણે લીધો હતો, તેમ કરવા માટે અનેક રીતે લાગટ કેટલાંક વર્ષ સુધી પોતે સકુટુબ અને સપક્ષ જ્ઞાતિબહાર રહ્યા હતા, અને તેમ કરવામા તે સહુને અનેક હરકતો વેઠવી પડી હતી. એવા મહાવિગ્રહને કાળે પણ ભોળાનાથભાઈ ઉપરની શ્રદ્ધા કોઈના હૃદયમાથી ખસી નથી અને એમના ઉપરની એ શ્રદ્ધાને બળે મહીપતરામભાઈનુ સમાધાન સતોષકારક થયું તેનુ સમાધાન બીજાનું હાલ થવુ કઠણ છે ભોળાનાથભાઈના હૃદયની પવિત્રતાએ આ વિજય મેળવ્યો કે તે પવિત્રતા ઉપરની લોકશ્રદ્ધાએ એમને એ વિજય આપ્યો એ બે પ્રકારની ઉક્તિમાથી ગમે તેને સ્વીકારીએ તો પણ જેના ઉપર લોકશ્રદ્ધા સબળ હોય છે તેના ઉપર લોક ઉદાર ગુણજ્ઞતા રાખી શકે છે તેનુ આ એક ન ભૂલવા જેવુ દૃષ્ટાત છે. ગમે તો મિ મલબારી વર્ણવે છે તેવા અતિ પ્રહાર કરનાના અભ્યાસથી, ગમે તો સસારી વિષયોમાં સ્વતંત્રવાદ અને રાજકીય વિષયોમા પરતંત્રવાદ —, વાદ વચ્ચે દેખીતા વિરોધથી પોતાના ઉપર શકાશીલ થયેલા

શ્રદ્ધા જાળવી રાખવાની અશક્તિને લીધે, ગમે તો પ્રતિસ્પર્ધી રૂપે ઊભા થયેલા નવા વર્તમાનપત્રોમા લોકોને વધારે સમર્થતા અને ઇષ્ટ વસ્તુ જડવાને લીધે, અને ગમે તો આ સર્વ અને અન્ય કારણોના સરવાળાના પરિણામે મિ કાબરાજી પોતાને એક વાર મળેલી લોકશ્રદ્ધાને જાળવી શકયા નહિ, અને જ્યા લોકશ્રદ્ધા ચલિત થઈ છે ત્યા લોકને ગુણગ્રાહી રાખવાનું સાધન ભ્રષ્ટ થાય છે તે પરિણામ જનસ્વભાવના નિયમને વશ થઈ મિ કાબરાજીને પ્રાપ્ત થયું છે ”

આગળ ગોવર્ધનરામ ઉમેરે છે, “ આ નિયમને વશ મિ કાબરાજીને થવુ પડયુ એમ બીજાઓને પણ થવુ પડયુ છે કલકત્તામા બાબુ કેશવચદ્ર સેન અને આપણે ત્યા ડાક્ટર ભાડારકર પણ એ જ નિયમને વશ થયા છે ” જે પ્રસગે લોકની શ્રદ્ધા ચલિત થવા દઈ ને પણ લોકકલ્યાણ સાધી શકાય એમ હોય તેવા પ્રસગે તેમ કરવુ એ યોગ્ય જ છે એમ ગોવર્ધનરામ માને છે આ વાતના સમર્થન અર્થે તે દૃષ્ટાત આપે છે કે, “ જેમકે અમદાવાદમા નદી ઉપરથી પાણીના નળ લાવવા માટે રા બા રણછોડલાલ છોટમલાલે જે સફળ પ્રયાસ કર્યો હતો તે પ્રયાસ સફલ થતા પહેલા આખુ અમદાવાદ નગર તેમને શિર ગાળોના વરસાદ વરસાવતું હતું, પરતુ એ નળનુ સુખ લોકને મળ્યું ત્યારથી એનુ એ અમદાવાદ એ નરને પ્રીતિથી સ્મરવા લાગ્યું છે ”

મલબારીએ કાબરજીને માથે અતિપ્રહારી હોવાનો આરોપ મૂકયો છે તે સાચો હોય તો તેટલી વાતમા કાબરાજીનો પક્ષ કરવો અયોગ્ય છે એમ કહ્યા બાદ ગોવર્ધનરામ ઉમેરે છે કે, “ વર્તમાનપત્રોના લેખકોને માટે અને ગ્રથકારોને માટે આપણા દેશમા વખાયલું સૂત્ર सत्य मृदु प्रिय वाक्य धीरो हितकर वदेत् – તો આ દેશકાળને માટે અતિ હિતકર છે એવો નિયમ સમજવો અને તે નિયમનો અપ વાદ કરવાનો અધિકાર કોઈ અતિસમર્થ મહાત્મા વિના બીજાના હાથમા આપવો તે બાળકના હાથમા તરવાર આપવા જેવુ થાય છે ”

ઉપરના વિચારો દર્શાવ્યા બાદ આ પુસ્તકના અવલોકનકાર કહે

કહે છે કે, "મિ. કાબરાજીની જીવનકથાની ઉપર પ્રમાણેની ન્યૂનતા પૂર્યા પછી તેમના જીવનમાં બાકીનો જે ભાગ રહેલો છે તે મોટે અંશે અભિનન્દનીય છે." આ પુસ્તકમાં પેસ્તનજી તારાપુરવાલાએ પોતાના લેખમાં કાબરાજીના બાળપણથી આરંભી છેવટ સુધીનો ઇતિહાસ આપ્યો છે તેમાં "મુબઈના પારસીઓની તેમ કેટલેક અંશે હિન્દુઓની અને એ બે વર્ગના તે કાળના સ્નેહ અને સંપની સ્થિતિનું સરલ ચિત્ર આવે છે. તે વાંચનારને વિચારમાં નાખી દે એવું છે. કારણ તે દિવસ, ત્યાર પછીના દિવસ, અને આજના દિવસો, એ ત્રણે કાળ વચ્ચે આ સર્વમાં ઘણા ફેરફાર થયા છે તે સરખાવી જોવાનું તેમાં સાધન મળે છે" એમ ગોવર્ધનરામ કહે છે. મલબારીએ એમ લખ્યું કે, "વિષયના ઊંડાણમાં ઊતરનાનો મિ. કાબરાજીને ઝાઝો અભ્યાસ ન હતો." એ સંબંધમાં ગોવર્ધનરામ કહે છે કે આ વાત એ આખા જમાનાને લાગુ પડે છે, જે જમાનો, નવલરામ લક્ષ્મીરામના શબ્દોમાં "અર્ધભણેલાઓનો" હતો ગોવર્ધનરામ ઉમેરે છે કે, "પારસીઓમાં મિ. મલબારીનો અને મિ. (હાલ – સર) ફિરોજશાહ મહેતાનો ઉદયકાળ, મરાઠાઓમાં મિ. તેલંગનો ઉદયકાળ, અને ગુજરાતીઓમાં કવિ નર્મદાશંકરનો વિચારવિવર્ત – એ સર્વ પ્રસંગો લગભગ સાથેલાગા દૃષ્ટિમર્યાદામાં ઊભા થયા અને જૂનો યુગ બદલાઈ નવો યુગ બેઠો. હૃદયના ઉત્સાહમા અને વિચાર પ્રમાણે આચારશીલ થવામાં જૂનો યુગ વધારે વેગવાળો હતો તો વિદ્યાની અને વિચારની ગહનતામાં નવો યુગ વધારે તેજથી પ્રકાશવા લાગ્યો. મિ. મલબારી મિ. કાબરાજીને માટે કહે છે તે જ શબ્દોમાં બોલતાં જૂના યુગમાં 'ગરમી' વધારે હતી. અને નવામાં 'તેજ' વધારે પ્રકટ્યું." અને પછી કાબરાજીની એ 'ગરમી' નવા યુગને હિમ જેવા બની જતાં અટકાવવામાં ઓછી કામ લાગી નથી એવું ગુણદર્શન પણ ગોવર્ધનરામ કરે છે. વળી તેઓ કહે છે, "જ્યારે મિ. કાબરાજીના બીજા લેખ–નાટકો, નવલકથાઓ અને 'સ્ત્રીબોધ' ઉપર દૃષ્ટિ કરીએ છીએ ત્યારે ગુજરાતી તેમ પારસી લેખકો સર્વના કરતાં

તેમનો શક્તિપાત વિશેષ રૂપે દેખાય છે, તેમની નવલકથાઓ તેમની પોતાની યોજેલી નથી પણ ઇંગ્રેજી નવલકથાઓના રૂપાતર રૂપે છે પારસી સસારના દેશકાળનો વેશ ઇંગ્રેજી સસારને આપવામા મિ કાબરાજી ફાવ્યા છે તેમ બીજો કોઈ પારસી લેખક ફાવ્યો નથી, અને હિન્દુઓને તો તેમ કરવાનુ, નવલરામનુ 'ભટનું ભોપાળુ' પ્રસિદ્ધ થયા પછી સૂઝ્યુ જ નથી " એ પછી લેખક એ સમયમા પ્રસિદ્ધ થતા પુસ્તકોમા સત્ત્વ હીનતા દેખાય છે એટલે એ પ્રવૃત્તિને બદલે રૂપાન્તરો કરવા તરફ લેખકો વળે તો તે ઇષ્ટ છે એવુ સૂચન કરે છે — "આપણામા લેખકોની અને ગ્રથોની સખ્યા પ્રતિવર્ષ ઊભરાય છે, અને ગમે તો વિધ્વસ્ય પેષણમ્ અને ગમે તો પાણી વલોવવાનો વ્યાપાર એ ગ્રથોમા જણાય છે લેખકોના હૃદયમા 'ગરમી' હોવા છતા 'તેજ' ની ન્યૂનતા હોવાનુ આ પરિણામ છે તેને સ્થાને ઇંગ્રેજી પુસ્તકભડારમાથી પ્રત્યેક ગ્રથકાર આરભમા રૂપાતર કરે અને ધીમે ધીમે પોતાના યોજેલા લખાણ એ રૂપાતરની અભ્યાસિની થયેલી શક્તિ વડે કરવા માડે તો વક્તાને તેમ શ્રોતાને ઉભયને નવી શક્તિ પ્રાપ્ત થવાની મિ કાબરાજીના આ વિષયના પ્રયાસ જેવા સ્તુતિપાત્ર છે તેવા જ અનુકરણીય છે "[૬૮]

'સ્ત્રીબોધ'મા દરમહિને સ્ત્રીઓને રસ સાથે બોધ આપે એવુ સાહિત્ય કાબરાજીએ પીરસ્યુ છે એની તો કળા જ બીજા કોઈ લેખકને

---

૬૮ ગોવર્ધનરામના સાહિત્યવિવેચન વિષયક લખાણોમા ઉદીયમાન લેખકોને અધિકૃત અનુવાદો આપવાનો અનુરોધ ચાલુ કરેલો હોય એમ જોવા મળે છે 'પાશ્ચાત્ય હાસ્યરસ અને તેનુ એતદ્દેશીય રૂપાતર'મા નવલરામ એક રૂપાતરકૃતિ લઈને નાટ્યક્ષેત્રમા પ્રવેશે એને ગોવર્ધનરામ સુચિહ્ન લેખે છે અગ્રેજી ગ્રથકારો આરભમા ભાષાતરો આપે છે અને પોતાની કીર્તિનો પાયો પરદેશમાથી આણેલા વજ્ર જેવા ટેકાઉ ગ્રથ ઉપર રચે છે આ રીતે સાક્ષર મડળમા પ્રવેશવામા 'વિનય તેમજ લાભ' છે એમ તે કહે છે આ અને સાક્ષરજીવન આદિમા ગોવર્ધનરામ ઊગતા લેખકોને માટે ભાષાતરની તાલીમ કેટલી આવશ્યક છે એના ઉપર ઉચિત ભાર મૂકે છે

પરિચિત નથી એમ ગોવર્ધનરામ કહે છે હિન્દુ લેખકોના પ્રયત્નો એ દિશામા થતા માડ્યા છે તેમ છતા "કાબરાજીના ચતુર અને અનેકરગી પ્રયત્ન આગળ તો તે (લખાણો) ચન્દ્ર પાસે તારા જેવા છે" એમ પણ તે ઉમેરે છે નાટકોમા પણ કાબરાજીની સારી શક્તિ જોવા મળે છે એ નાટકો વાચવાને માટે નહિ પણ રગભૂમિ માટે યોજાયેલા છે તત્કાલીન રગભૂમિનો પોતાને પરિચય નથી એમ કહ્યા પછી ગોવર્ધનરામ જણાવે છે કે હિન્દુ લેખકોના નાટકોમા "વિશેષ ગાઢ રસ અને ઉચ્ચ ભાવનાઓ હશે પણ ઇગ્રેજ નાટકકારોની પદ્ધતિએ જનસ્વભાવના વૈચિત્ર્ય અને તારતમ્ય દર્શાવવામા મિ કાબરાજીએ જે અનુભવ, અવલોકન, અને ચતુરતા દર્શાવી છે તેની પાસગી કે ગુજરાતી કોઈ પણ બીજા લેખકે દર્શાવેલી હોય એવુ આ લેખકના લક્ષ્યમા નથી" અતે કાબરાજીના લખાણોનો સટીક મયગ્રથ પ્રસિદ્ધ કરવાનુ સૂચન કરી લેખક આ અવલોકનલેખ પૂરો કરે છે

## ૧૨. પાશ્ચાત્ય હાસ્યરસ અને તેનું એતદ્દેશીય રૂપાંતર [૧૯૦૪]

આ લેખ 'સમાલોચક'મા છપાયો હતો [૬૯]

નવલરામકૃત 'ભટ્ટનુ ભોપાળુ' એ નાટકને કેન્દ્રમા રાખીને હાસ્યરસની ચર્ચા ગોવર્ધનરામે કરી છે

લેખની શરૂઆતમા જ તે કહે છે કે કેટલાક અગ્રેજી ગ્રથકારોની જેમ નવલરામ આરભમા રૂપાતર કૃતિ લઈને સાક્ષર મડળ સમક્ષ આવે છે તેમા લાભ છે મોલિયરના ફ્રેન્ચ નાટકના ફિલ્ડિગે કરેલા અગ્રેજી અનુવાદ ઉપરથી રૂપાતર કરવામા નવલરામ એ દરે ચડ્યા છે અને મોલિયરને ફ્રાન્સમા, ફિલ્ડિંગને ઇગ્લૅન્ડમા જેવી લોકપ્રિયતા મળી તેવી લોકપ્રિયતા નવલરામને ગુજરાતમા મળી છે એમ પણ તે ઉમેરે છે

૬૯ 'સમા૦, પુ ૯, અક ૧, પૃ ૨૩–૨૬

આ ગ્રંથ હાસ્યરસપ્રધાન છે એમ કહીને ગોવર્ધનરામ તરત જ હાસ્યરસ વિશે પોતાનું મંતવ્ય રજૂ કરતાં કહે છે: — "હાસ્યરસ એ રસસમૂહનું ઉત્તમાંગ નથી; જેમ મોટો કવિ તેમ તેનાં કાવ્યોમાં હાસ્યરસની પ્રધાનતા ઓછી; એટલું જ નહી પણ ઉત્તમ કવિયોના ઉત્તમ ગ્રંથોમાં હાસ્યરસ વિરલ જ હોય છે." ખરેખર હાસ્યરસનું નિરૂપણ કરવુ એ કાંઈક મુશ્કેલ છે, એમાં નિષ્ફળ નીવડનાર લેખક પોતે હાસ્યાસ્પદ બને છે।

ગોવર્ધનરામ કહે છે, "ઉંચી જાતનો હાસ્યરસ આલેખવો એમાં બુદ્ધિ, અનુભવ, રસિકતા અને ચતુરતા સર્વનો ઉપયોગ છે." અને પછી તે ઉમેરે છે કે "ટુંકામાં, પ્રસંગ, પ્રયોજન, સ્વાભાવિકતા, બુદ્ધિ, રસિકતા, ચતુરતા, અનુભવ, અપૂર્વતા અને અંકુશ : એ સર્વ વિનાનો હાસ્યરસ એકલાં મરચાંના ભોજન જેવો છે."

કોઈ કૃતિમાં હલકાં પાત્ર આવે એથી એ કૃતિ નીચી કોટિની થઈ જતી નથી. બલ્કે કેટલીક જગ્યાએ તો એમ કરવું અનિવાર્ય પણ હોય એમ ગોવર્ધનરામ ઉદાહરણ સહિત બતાવે છે.

લેખક નોંધે છે કે 'ભટનું ભોપાળું'માં "અસલ ગ્રંથનો ઉદ્દેશ અને તેની સંકલના જોઈયે તેટલી સચવાઈ છે. યુરોપિયન દેશાચાર આપણા દેશમાં નથી તેને ઠેકાણે આપણા દેશાચારનું આવાહન યોગ્ય રીતે થયું છે."

નવલરામ આ રૂપાંતરમાં સફળ થયા છે, છતાં હજુ વિશેષ સિદ્ધિને અવકાશ હતો એવો અભિપ્રાય ગોવર્ધનરામ આપે છે.

નવલરામે નર્મદને કહેલું કે "કવિ, તમે હાસ્યરસ સમજતા નથી." નવલરામની આ કૃતિમાં "કાંઈક અધિક ચતુરતાની આશા રાખી આપણે આ વિષયને જોવો ઘટે છે" એમ ગોવર્ધનરામ કહે છે.

'ભટનુ ભોપાળું' એ નાટકનું સ્થળ સુરત જિલ્લો છે અને નાટક હાસ્યરસપ્રધાન છે એ સુભગ સંયોગનું કારણ આપતાં ગોવર્ધનરામ ઉત્તર ગુજરાતના લેખકોમાં હાસ્યરસ-નિરૂપણની ન્યૂનતા છે એમ કહે છે.

ભાષાંતરનું મહત્ત્વ – અને તે મોટા કવિઓની બાબતમાં પણ ખાસ કરીને કારકિર્દીના આરંભમા, વિદેશી સમાજ નિરૂપતી કૃતિનુ ભાષાંતર નહિ પણ યથોચિત રૂપાંતર કરવાની અગત્ય, મૂળ લેખકના લાઘવને બદલે પ્રસ્તાર કરવામાં થતી રસહાનિ આદિ સર્જકકૃતિના અનુવાદ અંગેના પ્રશ્નોને ગોવર્ધનરામની કલમ તરત જ છેડે છે. નવલરામની પાત્રોની ભાષામા બીજી આવૃત્તિ વખતે પણ રહેલી "અનુચ્ય ગ્રામ્યતા" પ્રત્યે તે ઇશારો કરે છે. નાટકની વાત કરતાં 'મિથ્યાભિમાન' વિશે અને રૂપાંતરની વાત કરતાં મહીપતરામનાં રૂપાંતરો વિષે તુલનાત્મક અભિપ્રાયો તે આપે છે. ગોવર્ધનરામ કહે છે, "વોશિંગ્ટન ઇર્વિંગનું 'રિપ વાન વિંકલ' અને ગોલ્ડસ્મિથનું 'હર્મિટ' એ બેનાં રૂપાંતર બીજા એક પ્રખ્યાત ગુજરાતી ગ્રંથકાર રા. મહીપતરામ રૂપરામના એક ગ્રંથમા છે, પરંતુ તે રૂપાંતર એવાં તો નિર્જીવ છે કે મોલિયરનુ ગુજરાતી રૂપાંતર તેના આગળ ખરેખરું સજીવ કહ્યા વિના નથી ચાલતુ અવલોકનો આદિ દ્વારા ગોવર્ધનરામનો વિવેચક સ્વરૂપે પરિચય થયો નથી તેમ છતાં આવા નમૂનાથી એમની હમેશની વેધક દૃષ્ટિ વિવેચનક્ષેત્રમા પણ કેમ કામ કરે છે એનો ખ્યાલ આવે છે

દક્ષિણ અને ઉત્તર ગુજરાત વચ્ચે હાસ્યરસ અગે ભેદ કરવા માટે અનુવાદકૃતિ એ ભાગ્યે જ પૂરતું કારણ હોય ઉત્તર ગુજરાત અને દક્ષિણ ગુજરાતમા હાસ્યરસપ્રિયતા કોનામા વધુ એ તકરારી પ્રશ્નને સાહિત્ય વિચારની બહાર રાખીએ તેમ છતા ઉત્તર ગુજરાતના પ્રેમાનદમા હાસ્ય છે એ સ્વીકારતા પણ એને ગૌણ સ્વરૂપે તે દેખે – દેખાડે છે તેમા પણ પ્રેમાનદની હાસ્યપ્રતિભાને કદાચ ગોવર્ધનરામ પૂરી ઓળખી શક્યા નહિ હોય શુ એવો પ્રશ્ન થાય છે. મોટા કવિઓમા હાસ્યની ગૌણતા હોય એવું ગોવર્ધનરામનુ મંતવ્ય જ ચિંત્સ છે. કાલિદાસ ભવભૂતિમા હાસ્યની ગૌણતા એમણે જોઈ તે બરોબર છે. પણ શેક્સપિઅરમા હાસ્ય એ એક પ્રધાન વસ્તુ છે કેટલાક રસજ્ઞો ફોલ્સ્ટાફને શેક્સપિઅરનુ એક ઉત્તમ લાક્ષણિક પાત્ર લેખે છે તે વાતનો ગોવર્ધનરામના હાસ્યવિચારમા લગભગ ઇનકાર છે.

કાવ્યશાસ્ત્ર એટલે કે રસવિચાર અંગે પણ ગોવર્ધનરામે ઝાઝું લખ્યું નથી. પ્રસ્તુત લેખમાં હાસ્યરસ વિશેનું એમનું વલણ, મોલિયરનું નાટક અને નવલરામનું રૂપાંતર આવકારવાની એમની વૃત્તિ હોવા છતાં, સંતોષકારક રીતે યથાર્થ દેખાતું નથી.

## ૧૩. ગુજરાતના પ્રાચીન સાહિત્યના ઇતિહાસનું દિગ્દર્શન [૧૯૦૫]

અમદાવાદમાં પહેલી ગુજરાતી સાહિત્ય પરિષદ ૧૯૦૫ના જૂનની ૩૦થી જુલાઈ ૨ સુધી મળી હતી. ગોવર્ધનરામે પ્રમુખસ્થાનેથી આ વ્યાખ્યાન આપ્યું હતું. આ પુસ્તકમાં 'પરિષદ પ્રમુખોનાં ભાષણો'માં છપાયેલા વ્યાખ્યાનનો ઉપયોગ કર્યો છે. આ ભાષણ ચારેક દિવસમાં તૈયાર કર્યું હોવું જોઈએ. 'સ્ક્રેપબુક' (૧૨ જુલાઈ ૧૯૦૫)માં ગોવર્ધનરામ જૂન મહિનાની પોતાની કામગીરી વિશે લખતાં પરિષદ અંગે માત્ર આટલું જ નોંધે છે:—

"And passed a week in preparing my inaugral address for the Gujarati literay conference and in presiding over its session." જૂનની ૩૦મી થી જુલાઈની ૨જી સુધી પરિષદ ચાલેલી, અને બીજી જુલાઈની સાંજની બેઠકમાં ગોવર્ધનરામે ઉપસંહાર કર્યો હતો, એટલે પરિષદની કાર્યવાહીના પ્રત્યેક દિવસ જતાં અગાઉના ચારેક દિવસમા તેમણે આ ભાષણ લખ્યું હોવું જોઈએ. પ્રો. બળવંતરાય ઠાકોરે પ્રમુખપદ માટે ગોવર્ધનરામના નામની દરખાસ્ત મૂકી હતી અને આ પછી આનંદશંકર ધ્રુવે એ દરખાસ્તને ટેકો આપ્યો હતો.

તા. ૩૦–૬–૧૯૦૫ને શુક્રવારે સાંજની બેઠકમાં રમણભાઈ નીલકંઠનું સ્વાગતસમિતિના પ્રમુખ તરીકેનું ભાષણ અને પરિષદના પ્રમુખ તરીકે ગોવર્ધનરામનું ભાષણ થયું. ગોવર્ધનરામ "કંઈક બોલ્યા, કાંઈક વાંચ્યું" એમ નરસિંહરાવ તેમની રોજનીશીમાં નોંધે છે.[૭૦]

૭૦. 'નરસિંહરાવની રોજનીશી', પૃ. ૨૦૧.

પોતાના ભાષણના 'ઉપોદ્દઘાત'માં ગોવર્ધનરામે પરિષદમાં થનાર કામનો આછો ખ્યાલ આપવા સાથે એક રૂપક યોજીને 'તાલબન્ધ' ઉપજાવવા અનુરોધ કર્યો. 'તાલભંગ'ના એક ઉદાહરણ તરીકે જોડણીના પ્રશ્નનો પણ ઉલ્લેખ કર્યો. જોડણી વિષે તે ચોક્કસ વિચારો ધરાવતા હતા અને એ અંગે થોડા લેખો પણ તેમણે લખેલા છે. આ પરિષદમાં જોડણી અંગે ઠરાવ પણ થયો.[૭૧]

ગોવર્ધનરામે ગુજરાતી સાહિત્યવૃક્ષના પાંચ પર્વ (પેરાઈઓ) દર્શાવી આપણા મધ્યકાલીન સાહિત્યનુ વિહંગાવલોકન રજૂ કર્યું. સાહિત્યના ઉદયકાળે ગુજરાતની રાજકીય સ્થિતિ કેવી હતી અને એણે શો ભાગ ભજવ્યો એનું બયાન પણ તેમણે આપ્યું. નરસિંહ મીરાંની વાત કરતાં ગોવર્ધનરામ કબીર, નાનક, ચૈતન્ય કે વલ્લભાચાર્ય જેવાઓને નરસિંહ મીરાંમાથી 'જ્વાલાઓ' મળી હોય, બોપદેવના સમયથી શ્રીમદ્ ભાગવતનો આત્મા ગુજરાતમાં સ્ફુરતો હતો વગેરે અભિપ્રાયો આપે છે. ગોવર્ધનરામનાં આ અંગેનાં મંતવ્યોની ચર્ચા આનંદશંકરે કરી છે.[૭૨] કેશવરામ શાસ્ત્રીએ પણ આ પ્રશ્નો ચર્ચ્યા છે.[૭૩]

ગુજરાતી ભાષાના સાહિત્યના ઉદયનો તે એ વખતે જે માહિતી ઉપલબ્ધ હતી એને આધારે ઉલ્લેખ કરે છે. નરસિંહ-મીરાંની અસર ગુજરાત બહાર ગઈ એ વિષે કશું પુરાવાત્મક તેમણે આપ્યું નથી. જુદા જુદા કવિઓની અને કૃતિઓની તેમણે આપેલી તારીખો વિશે પાછળના સંશોધનને જુદું કહેવાનુ હોય એ સ્વાભાવિક છે. આ રીતે ગોવર્ધનરામ પાસે મધ્યકાળના સાહિત્ય વિશે અપૂરતી અને પાંખી માહિતી હોય તો તે નિર્વાહ્ય લેખાય. પણ આ વ્યાખ્યાનનો એક મહત્ત્વનો અંશ તો ગોવર્ધનરામે નરસિંહ-મીરાં દયારામ આદિના કાવ્યોનુ આધ્યાત્મિક અર્થઘટન આપ્યું છે એ છે. તેમનાં

૭૧. એજન, પૃ. ૨૦૬–૨૧૦

૭૨. જુઓ, 'કાવ્યતત્ત્વવિચાર', પૃ. ૨૫૬–૨૭૯.

૭૩. જુઓ, 'કવિચરિત' ભા. ૧, પૃ. ૩૯–૪૮.

વિશિષ્ટ નિરીક્ષણો અને સમકાલીન સાહિત્ય અંગેનાં સૂક્ષ્મ અવલોકનો એમાં મળે છે તે પણ ખાસ નોંધપાત્ર છે.

પ્રાચીન અને નવી પેઢીના કવિઓમાં પડી જતાં તડ ચાલુ ગોવર્ધનરામની ચિંતાનો વિષય બને છે. ૧૮૯૬–૯૭માં લખાયેલા 'આ કાળનાં આપણાં આદિ નાટક' એ લેખમાં, ૧૮૯૯માં આપેલા 'ગુજરાતી કવિતાનું ભવિષ્ય' એ ભાષણમાં પણ તેમણે આ મુદ્દાને ચર્ચ્યો હતા. કવિતાહિતચિંતક ગોવર્ધનરામની આ ચિંતા ૧૯૦૫ સુધી લંબાયેલી છે. સાહિત્યપરિષદના પ્રમુખસ્થાનેથી આપેલા પ્રસ્તુત પ્રવચનમાં પણ તેઓ કહે છે કે, "શૈલી અને વર્ણ્યવસ્તુના ઉત્કૃષ્ટ હૃદયરસ આપણે ચાર ઇંગ્રેજી જાણનારાઓને પ્રિય લાગે તે સ્વાભાવિક છે અને તેથી આપણા સાહિત્યનો ઉત્કર્ષ સંભવે છે. પરંતુ તે જ રસનું આપણા લોકોના રસની બાલભાષામાં કાંઈક અવતરણ કર્યા વિના આ ઉત્કર્ષ લોકમાં પ્રસરવાનો નથી." આ "અવતરણ" કેવી કળાથી કરવું એનાં દૃષ્ટાંત નરસિંહ મહેતાની અને અખાની વાણીમાંથી જડશે એમ કહી તે પ્રાચીન કાવ્યપરંપરાનો પ્રબલ પક્ષપાત કરે છે. સાહિત્યના ઉત્કર્ષમાં પરંપરાનું મૂલ્ય કેટલું અને નવા પ્રયોગ કરનારાઓએ પરંપરા પાસેથી કેટલું પામવાનું છે એ વિશે પણ સ્પષ્ટ દર્શન, આ જ ભાષણમાં મળે છે: "આપણી અર્વાચીન વડવાઈઓ ભલે નવી ભૂમિઓમાં પ્રવેશ કરે, પણ તેમનું મૂળ પોષણ તો આ પ્રાચીન વૃક્ષોમાંથી જ સતત ધારારૂપે ચાલ્યું આવશે. તો જ તે આપણા લોકના જીવનમાં ભળી શકશે. નવા સાહિત્યના પોષકોએ આ વાત ભૂલવા જેવી નથી અને તેમાંના કેટલાકના લેખને સામાન્ય વાંચનારાઓ ગમે તો દોષદૃષ્ટિથી જુએ છે અને ગમે તો જોતા જ નથી. તે સાહિત્યરોગનું કારણ એક છે કે, આ નવા સાહિત્યકારો આપણા પ્રાચીન વૃક્ષના રસોનું સેવન યથેષ્ટ કરતા નથી અને એ સેવન વિનાના પાક લોકને પચતા નથી."

## ૧૪. ગુજરાતી શબ્દોની લેખનપદ્ધતિનો વિવેક [૧૮૯૬]

*

### ગુજરાતી લેખન પદ્ધતિ અને રા નરસિંહરાવ [૧૮૯૭–૧૮૯૮]

પહેલો લેખ ૧૮૯૬ મા 'સમાલોચક'મા પ્રગટ થયો હતો[૭૪] બીજો લેખ 'સમાલોચક' મા ૧૮૯૭–૯૮ દરમ્યાન કટકે કટકે છપાયો હતો[૭૫]

નરસિંહરાવે 'જોડણી' વિષે અગાઉ પુસ્તિકા લખી હતી, એ પછી ગોવર્ધનરામ આ લેખમા 'શબ્દલેખનના નિયમ' સબધે જે સૂચનાઓ કરવામા આવેલી એનું વર્ગીકરણ રજૂ કરી જણાવે છે કે જોડણીના જે નિયમમા કાંઈ લોકપ્રિયતા હોય અથવા લોકનાથી સમજાય એવી નિશ્ચિતતા હોય તેટલા નિયમ ટકશે

ગોવર્ધનરામનો આ લેખ પ્રસિદ્ધ થયા પછી વિદ્વાનોમા કેવા પ્રત્યાઘાતો ઊઠયા હતા તે વિષે કશુ જાણવા મળતું નથી પરતુ નરસિંહરાવ ભોળાનાથે આ લેખ પ્રસિદ્ધ થયા પછી 'રોજનીશી'મા ઉગ્ર પ્રત્યાઘાતો આપ્યા છે[૭૬]

ગોવર્ધનરામના જોડણીવિષયક પહેલા લેખ અગે નરસિંહરાવે પોતાની 'રોજનીશી'મા નોધ્યા પ્રમાણે 'જ્ઞાનસુધા'મા લખ્યુ હતું એના જવાબ રૂપે ગોવર્ધનરામે જોડણીવિષયક બીજો લેખ 'ગુજરાતી લેખનપદ્ધતિ અને રા નરસિંહરાવ લખ્યો હતો ગોવર્ધનરામ મુખ્યત્વે ઉચ્ચારણને અનુસરવાના વલણવાળા છે જ્યારે નરસિંહરાવ જોડણી નક્કી કરવામા વ્યુત્પત્તિની મદદ લેવા તરફ વધારે ઢળે છે ગોવર્ધનરામે પોતાના અને નરસિંહરાવના મતોમા મુખ્યત્વે જે ભેદ છે તે નરસિંહરાવનો પૂર્વપક્ષ અને પોતાનો જવાબ સામસામે આપીને બતાવ્યો છે

---

૭૪ 'સમા૦, પુ ૧, અક–૪, પૃ ૧૦–૧૪૮

૭૫ 'સમા૦', પુ ૨ અક ૪, પૃ ૧૫૪ ૧૬૫, પુ ૩, અક ૧, પૃ ૧૨–૧૯, અક ૨ પૃ ૪૧ ૫૦, અક ૩, પૃ ૯૨–૯૯

૭૬ જુઓ, 'નરસિંહરાવની રોજનીશી, પૃ ૧૩૮, પૃ ૧૪૩–૧૪૬

તત્સમ શબ્દોની બાબતમાં ગોવર્ધનરામ અને નરસિંહરાવ વચ્ચે એકવાક્યતા છે. મતભેદ છે તે મુખ્યત્વે તદ્દ્ભવ શબ્દોની જોડણી કેમ લખવી એ બાબતમાં છે. ગોવર્ધનરામે ભાષાનું વ્યાકરણ અને ભાષાનો ઇતિહાસ એ બે વસ્તુઓ જુદી તારવી છે અને ભાષાના સંક્રાંતિકાળમાં વ્યુત્પત્તિ ઉપર બહુ આધાર રાખ્યા સિવાય જુદા જુદા ભાગોમાં થતાં ઉચ્ચારણોને લક્ષમાં લઈ જોડણીને સ્થિર થવા દેવી એવો અભિપ્રાય વ્યક્ત કર્યો છે. નરસિંહરાવ જોડણી કરતી વેળા વ્યુત્પત્તિને ધ્યાનમાં લેવાનો અનુરોધ કરે છે. નરસિંહરાવ "વ્યુત્પત્તિ અને ચાલતો ઉચ્ચાર એ બંને બહુધા અવિરોધી તત્ત્વ સાચવી જોડણી લખવી શક્ય છે" એમ કહે છે એમા એમનુ વલણ વ્યુત્પત્તિ તરફ જ વિશેષ છે, અને જ્યા વિરોધ નડે ત્યા તે ઉચ્ચારણને પ્રાધાન્ય આપે છે, પણ શરત એટલી કે જે ઉચ્ચારણો "પાટનગરમા ઊંચા" વર્ગમાં થતાં હોય તે સ્વીકારવા એમ કહે છે, એટલે નરસિંહરાવ જોડણીની બાબતમાં એક ધોરણ (નોર્મ) આપે છે તે એકંદરે શાસ્ત્રીય જણાય છે. 'ગુજરાતી શબ્દોની લેખનપદ્ધતિનો વિવેક' એ લેખમાં ગોવર્ધનરામે એવો વિચાર વ્યક્ત કરેલો કે કોઈ ઉચ્ચાર સાક્ષરલેખમાં રૂઢ થઈ પરિપક્વ ન થયો હોય અને જુદા જુદા વિભાગોમાં જુદા જુદા ઉચ્ચાર થતા હોય તો તે સર્વ ઉચ્ચારોને સ્થાન આપવામાં વાંધો નથી અને 'Survival of the fittest'ને ન્યાયે જે યોગ્ય હશે તે ટકશે. અને નરસિંહરાવે 'જ્ઞાનસુધા'માં ચર્ચા કર્યા બાદ ગોવર્ધનરામ જોડણી વિષયક બીજા લેખમાં 'Natural Selection'નો પુરસ્કાર કરે છે ડાર્વિનનાં આ સિદ્ધાંત-કથનોને માનવવિદ્યાઓમાં લાગુ પાડવાનુ સૂચન પ્રસ્તુત દાખલામાં કદાચ અતંત્રતાનું પોષક થવાનો વધુ સંભવ છે તો બીજી બાજુ એ સ્વીકારે છે કે કેટલીક બાબતોમાં વ્યુત્પત્તિ અને ઉચ્ચારણ વચ્ચે વિરોધ આવવો શક્ય છે. એટલે તો તે ધોરણ નિર્દેશે છે પણ "બહુધા", "શક્ય છે," એવા શબ્દો વાપરે છે. આ સ્થિતિમાં, પછીથી, અમુક ભાગમાં બોલાતી ભાષાને પ્રમાણભૂત

માનવી એમ નરસિંહરાવ કહે છે ગોવર્ધનરામ સાક્ષરલેખમા સ્થિર થયેલી ભાષાને પ્રમાણભૂત લેખે છે અને જુદા જુદા ભાગોમા થતા ઉચ્ચારણની બાબતમા ખુલ્લુ મન રાખી પ્રચલિત ઉચ્ચારોને અપનાવવાનું સૂચન કરે છે છેવટે તો ભાષા એ પ્રજાનુ વાણીવિષયક વર્તન (Behaviour) છે, અને પ્રજાની વાઙ્મય અભિવ્યક્તિમા વ્યાપક રૂપે અપનાવાયેલા વાણીસ્વરૂપો ટકે છે પરતુ એથી ગોવર્ધનરામ ભાષાનો મહાનિકાળ પ્રવર્તે છે એમ કહી કોઈ પણ ધોરણ નિપજાવવાનુ ટાળે છે, એ બરોબર નથી

ભાષાના ઘડતરનો પ્રશ્ન એ વિશેષે કલાનો પ્રશ્ન છે અને શાસ્ત્રનો નથી અને ભાષાનુ વ્યાકરણ અને ભાષાનો ઇતિહાસ એ બે ચીજો જુદી છે એવો ભેદ ગોવર્ધનરામ ૧૮૯૬મા કરે છે તે નોધપાત્ર છે પણ ઉચ્ચારોનું છેવટનું સ્વરૂપ નક્કી કરવામા વ્યુત્પત્તિશાસ્ત્ર નિરુપયોગી છે એવી એમની માન્યતા ચિંત્ય ગણાય અને ભાષાની ચાલુ લેખન વગેરે પ્રવૃત્તિનો પ્રશ્ન એ શાસ્ત્રનો નથી પણ વ્યવહારનો – કળાનો છે એ ધ્યાનમા રાખવા છતા એ કલાવ્યવહારમા કોઈક શાસ્ત્રનો વિનિયોગ થાય છે કે કેમ અને થતો હોય તો તે કયા શાસ્ત્રનો તે તપાસવાની ફરજ કેમ ટાળી શકાય નહિ

જોડણી વિષયક પોતાના બીજા લેખની શરૂઆતમા ગોવર્ધનરામે કહ્યુ હતુ કે "આ લેખક અને રા નરસિંહરાવ એક જ મંદિરમા એક જ મગલકાર્યને માટે યત્ન કરે છે, પણ તેમના ઇષ્ટસાધન જુદા જુદા છે" તે એ વિષયની બન્નેની ચર્ચાઓ જોતા તદ્દન સાચુ લાગે છે

## ૧૫. ગુજરાતી ક્રિયાપદની વ્યુત્પત્તિના નિયમો [ ૧૯૦૪ ]

ગોવર્ધનરામનો આ લેખ ઈ સ ૧૯૦૪ ના 'વસંત'મા પ્રસિદ્ધ થયો હતો.[77] આ લેખ પૂરો થાય છે ત્યા "વસન્ત ઑફિસ"

77 'વસત', વર્ષ ૩, અક ૩, પૃ ૧૧૫-૧૨૦

એમ લખીને નીચે * કરી જે પાદટીપ આપી છે એમાં જણાવ્યું છે કે "રા. રા. ગોવર્ધનરામની અંગ્રેજી નોટ્સ ઉપરથી વસંત ઑફિસ માટે રા રા. અમીધર રણછોડજી દેસાઈએ અમારી વિનંતી ઉપરથી તૈયાર કર્યું છે, એ માટે અત્રે રા. અમીધરનો અમે ઉપકાર માનીએ છીએ." મૂળ અંગ્રેજી નોટ્સ સુલભ નથી.

આ લેખમા પણ 'વસતમા' છપાયેલ 'પ્રાચીન હિંદમાં ઉચ્ચ બ્રાહ્મણધર્મ'ની જેમ વિચારો જ ગોવર્ધનરામના છે, અને નહિ કે ભાષા. આ લેખમા ક્રિયાપદની વ્યુત્પત્તિના અઢાર નિયમો આપ્યા છે.

## ધર્મતત્ત્વજ્ઞાનવિષયક

**૧૬. A Rude Outline of the General Features of 'Practical Asceticism' in My Sense of the Word [૧૮૭૭]**—'સન્યાસ' શબ્દના મારા અર્થ મુજબ 'વ્યવહારુ સંન્યાસ'નાં લક્ષણોની સ્થૂળ રૂપરેખા.

ગોવર્ધનરામે આ નિબંધ 'ફ્રેન્ડલી સોસાયટી' સમક્ષ ૧લી જુલાઈ ૧૮૭૭ના રોજ વાચ્યો હતો. જોકે એ છપાયો ૧૯૧૦–૧૧ ના 'સમાલોચક'મા લેખકના મૃત્યુ બાદ કટકે કટકે[૭૮]

અગાઉ જોયું તેમ આ નિબધ ગોવર્ધનરામની જીવનદષ્ટિ સમજવાની એક મુખ્ય ચાવી રૂપ છે. એ લેખનો ગુજરાતીમા વીગતે સાર – ઘણુંખરુ લેખકના શબ્દમા જ આપતા રહી તેનો પરિચય કરવાનો અહીં પ્રયત્ન કર્યો છે.

'વ્યવહારુ સંન્યાસ'ની પોતાની વિભાવના રજૂ કરતા પહેલાં

૭૮. 'સમા૦', પુ ૧૫, અંક ૩ (પૃ. ૧૮૫–૧૯૨), અંક ૪ (પૃ. ૨૪૯–૨૫૬), પુ ૧૬, અંક ૧ (પૃ. ૫૯–૬૬), અંક ૨ (પૃ. ૧૨૩–૧૩૧)

આ પ્રસ્તારવાળા નિબંધમાં લેખકે પોતે આ વિચાર પર શી રીતે આવ્યા એ વિશે વીગતે કહ્યું છે. શરૂઆતમાં જ તે કહે છે કે આ નિબંધ તેમનાં તર્ક અને કલ્પનાના સુભગ સંયોજનરૂપ છે. આ નિબંધમાં કોઈ શૃંખલિત વિચારણા વાચકને નહિ જણાય, જેમ જેમ વિચારો ને કલ્પનાઓ સૂઝતાં ગયાં તેમ તે રજૂ કરેલાં છે. એટલે આ નિબંધમાં મહાન અને ક્ષુદ્ર, અગત્યનાં અને બિનઅગત્યનાં તત્ત્વો સેળભેળ જોવા મળશે એમ તે સ્પષ્ટ કરે છે. વ્યવહારુ સંન્યાસનો આ વિચાર તેમણે 'ફ્રેન્ડલી સોસાયટી'ના સભ્યો સમક્ષ 'इष्टैः सह मुच्यताम्'ની રીતે રજૂ કર્યો છે એ મતલબનું તે કહે છે. આપણે ત્યાં અનેક સંસ્થાઓ માંડ ભાંખોડિયું ભરતાં શીખે એ પહેલાં તેમની લીલા સંકેલાતી હોય છે. લેખક કહે છે તેમ, આ સંસ્થાની પહેલી જ સભામાં કોઈ બહારના મિત્રે આ સંસ્થા વિશે એવું જ ભવિષ્ય ભાખ્યું હતું. એટલે એમ થવાનું જ હોય તો તે થાય એ પહેલાં લેખક પોતાની આ વિચારણા રજૂ કરવાનો અભિલાષ સેવે છે અને ઉમેરે છે કે આ નિબંધ પર સભ્યો ચર્ચા કરશે અને એ રીતે લેખકની પોતાની વિચારણા સંશોધિત થશે એ પણ આ નિબંધ રજૂ કરવા પાછળનો આશય છે.

આમ, આ નિબંધ પાછળનો હેતુ સ્પષ્ટ કર્યા બાદ લેખક નિબંધનો ટૂંકો વૃત્તાંત આપતાં કહે છે કે રાત્રે અગિયાર–બાર વાગ્યે વાંચવાનું પૂરું થયા બાદ મન કોઈ સુંદર કલ્પનાઓમાં રાચે છે એ સભ્યોનો પણ અનુભવ હશે. એ રીતે લેખકની કલ્પના તર્ક સાથે જોડાતાં 'વ્યવહારુ સંન્યાસ'નો વિચાર ઉદ્ભવ્યો. મૂળ વિચારને કલ્પનાના વાઘા સજાવેલા છે, સભ્યો ઇચ્છે તો એને નગ્ન સ્વરૂપે પણ જોઈ શકે છે. લેખક કબૂલે છે કે 'વ્યવહારુ સંન્યાસ' – પોતાના હૃદયનું માનસસંતાન – પોતાના હૃદયની વારંવાર મુલાકાત લે છે, એની સાથે આવો નિકટનો પરિચય છે, અને એને માટે છૂપો ભાવાવેશ પણ જન્મ્યો છે. પોતે હૃદયના ઋણી છે, પોતાનું હૃદય લાં

સમયથી 'સંન્યાસ'ના પ્રેમમાં છે. આ પ્રેમે પોતાના હૃદયને અવળે રસ્તે દોર્યું હોય એવો સંભવ છે, એમ કહ્યા પછી અગાઉની વાતની પુનરુક્તિ એ કરે છે કે એમાં શ્રેણીબદ્ધ વિચારણા જોવા ન મળે એવું બને, પણ એ વાતમાં કશી જ શંકા નહિ કે આ નિબંધમાં "એક વાક્ય – એક શબ્દ સરખો એવો નહિ આવે જે હૃદયમાંથી આવ્યો ન હોય." ટૂંકમાં, આ ચિત્રમાં હૃદયના રંગ પૂરેલા છે. કોઈને આ નિબંધના કોઈ અંશથી હસવું આવે તો એનો પોતાને વાંધો નથી. લેખકની આ છૂપી આકાંક્ષાઓ શ્રોતાઓની આકાંક્ષાઓ પણ બને એ તેમનો હેતુ છે દૃષ્ટૈઃ સહ ભુજ્યતામ્‌ની દૃષ્ટિએ વ્યાખ્યાતા આ વાતો સભ્યો સમક્ષ મૂકવા પ્રેરાયા છે. સાચો હૃદયયોગ સધાય તો આ સભાનું નામ અન્વર્થક થઈ રહે.

આટલી પ્રસ્તાવના પછી લેખક જણાવે છે કે હવે તે પડદો ઊંચકી લે છે અને સીધા વિષય પર આવે છે. 'સંન્યાસ' પર ઘણા ડાહ્યા અને સૌથી વધારે વિદ્વાન માણસોએ વારાફરતી પ્રહારોય કર્યા છે અને એનો બચાવ પણ કર્યો છે. એનો વિરોધ કરનારાઓ એ વિચારમાં કાંઈ કે સારું છે એ જોતા નથી અને સંન્યાસ એટલે તો બાયલાપણું, ગાંડપણ, અજ્ઞાન એ રીતે એને ઘટાવે છે. તો બીજે પક્ષે 'સંન્યાસ'ના પ્રચારકો એક અવાજે કહે છે કે આત્મસંતુષ્ટ સંન્યાસીનાં આનંદ અને સ્વર્ગ સિવાય કોઈ આનંદ કે કોઈ સ્વર્ગ નથી આ 'સંન્યાસ' વિષે પૂર્વ અને પશ્ચિમનાં દૃષ્ટિબિંદુનો તફાવત રજૂ કરતાં લેખક જણાવે છે કે યુરોપને મન 'જગત' એ જ સર્વેસર્વા છે. 'જગત' સિવાય એને કશામાં આનંદ નથી, એને મન જે કાંઈ સારસત્ત્વ છે તે જગત છે. હિંદુસ્તાન સંન્યસ્ત માટે આ શોરબકોરવાળી દુનિયાનો ત્યાગ કરવો જોઈએ એમ કહે છે. લેખક કહે છે કે મારો 'સંન્યાસ'નો આદર્શ એનાથી જુદો છે. સામાન્ય 'સંન્યાસ'ના ખ્યાલથી પોતાનો એ વિષેનો વિચાર તદ્દન ભિન્ન છે, અને તે કોઈ પણ શબ્દકોશમાં શોધ્યો જડે એમ

નથી. પોતાનો 'સંન્યાસ' કેવો છે એ તેમણે આ શબ્દોમાં જણાવ્યું છે:–

"માણસના દુન્યવી સ્વાર્થનો ત્યાગ અને વિશાળતમ અર્થમાં સમાજહિત માટે પોતાનું જીવન અર્પી દેવું–એમાં એ સંન્યાસ રહેલો છે. આપણા જીવનનો વ્યવહાર ચલાવવા માટે આ સંન્યાસ એ કુદરતનો અધિકૃત નિયમ છે કે કેમ એ તપાસવાનો નિબંધનો હેતુ છે."

લેખક કહે છે કે જીવનની ક્ષણિકતા સમજવા માટે મૃત્યુ જેવા ગંભીર પ્રસંગની પણ જરૂર નથી. સામાન્ય બનાવો પણ એ વાત ઠસાવતા હોય છે. દા. ત., બુદ્ધને માત્ર શારીરિક દુઃખ જોઈને આ વાતની પ્રતીતિ થઈ હતી. અસ્તિત્વનું આ મિથ્યાત્વ આધુનિક વિજ્ઞાનને કારણે ખૂબ આગળ આવ્યું છે. આપણે પૃથ્વી પરના રાક્ષસો આપણા અસ્તિત્વ માટે તોફાની કુદરતના તરંગો પર આધાર રાખીએ છીએ. કુદરત એક ક્ષણમાત્રમાં માણસના ભુક્કા બોલાવી શકે છે. ફોગટમાં આપણે વાસ્તવિકતાને જોઈએ છીએ અને સુખ માટે મથીએ છીએ પણ એ સુખ ઘડીના છઠ્ઠા ભાગમા હતું ન હતું થઈ જાય છે અને આપણા નસીબમાં નિરાશા – દુઃખ જ રહે છે. લેખક સભ્યોને ચેતવે છે કે આપણે બધા જુવાનોએ વર્તમાનના ગુલાબી ચિત્રને જ નજરમાં રાખવાનુ નથી, વર્તમાનનો સૂર્યપ્રકાશ જેવો છે તેવો હંમેશ માટે રહેવાનો નથી. ભવિષ્યમાં આપણી ઉપર જવાબદારીઓ આવશે ત્યારે આપણા મનુષ્યત્વની કસોટી થશે, ત્યારે તો આપણે વર્તમાન સ્વપ્નોની દુનિયામાથી વ્યવહારજગતની ખીણોમાં આવી પડીશું. આપણી જુવાન વયની કલ્પનાસૃષ્ટિની વિચિત્રતાઓ માટે રાસેલાસની જેમ રોવા વારો ન આવે એ માટે લેખક ચીમકી આપે છે.

ઉચ્ચ અભીપ્સાઓની સાથે જો એને જરૂરી એવી હોય તો એનું પરિણામ આવુ જ આવતું હોય છે. ઉચ્ચ

જો મૂર્ત ન બને તો એનું દુઃખ હૃદયને કોરી નાખે એવું હોય છે. બાહ્ય પરિસ્થિતિના પ્રત્યાઘાત કાંઈક સહ્ય હોય છે. પરંતુ આતું આંતરિક દુઃખ માણસને હતાશ કરી દે છે. આંતરિક દુઃખ સામે જેણે સંપૂર્ણ બખ્તર સજ્યું છે એવો માણસ કોણ છે? લોહીમાંસના બનેલા માણસ પાસે છોને ગમે તેવી ફિલસૂફી હોય, તેમ છતાં તે આનાથી દુઃખ પામે જ છે. પૃથ્વી પરના માણસની આ સ્થિતિ છે. પૃથ્વી પારના સત્ત્વની વાત હું કરતો નથી, પણ એમય નથી. આ પૃથ્વી પર પણ એવા ફિરસ્તાઓ વસતા હશે જેમને આ દુઃખ-નિરાશા સ્પર્શે નહિ. પણ તો પછી તેમને મનુષ્યો કહી શકાય નહિ. જે માણસ સ્વાર્થથી પર ગયો છે તે જ આઘાતોમાં ટકી શકે છે. એ સિવાય કેવળ ફિલસૂફીને આધારે મૃત્યુ પછીનો સ્વર્ગલોક અને ઈશ્વરનું સાન્નિધ્ય બતાવનારાઓ વિશે મને શ્રદ્ધા નથી.

સ્વપ્નો સિદ્ધ કરવા માટે હોય છે. જે માણસ ન કિંચિત્ ( Nothing ) માટે નિરાશ થાય છે તે મૂર્ખ છે, અને તે કોઈ વસ્તુ માટે સહન કરતો નથી એટલે કમનસીબ છે તે વધારામાં. જે માણસ કોઈ વસ્તુ ( કિંચિત્ ) માટે આશા રાખે છે તેય મૂર્ખ છે. પણ સહન કરવાનું તેના લમણે લખાયું હોવા છતાં તે સહન કરનારો નથી. આકાંક્ષાઓ ગમે તેવી ઉચ્ચ હોવા છતાં તે જુઠ્ઠી અને અવળે માર્ગે દોરનારી છે. આની પછીનો પ્રદેશ અજાણ્યુ છે અને એના વિશે લેખક વાત કરવા ઇચ્છતા નથી. તે તો પોતાની પૃથ્વીની જ વાત કરવા ઇચ્છે છે. આવા પરીપ્રદેશથી ક્યાંય દૂર રહેવાનું પોતે પસંદ કરે છે, જ્યારે ફતેહ મળે છે ત્યારે જે આનંદ થાય છે તે નિષ્ફળતા મળતાં ક્યાંય ચાલ્યો જાય છે અને એના કરતાં ઊલટું વધારે દુઃખ થાય છે. "મારા મિત્રો, જ્યાં સુધી આપણે આપણી જાત સાથે એકરૂપ થયા છીએ ત્યાં સુધી આપણે બધા કાયર છીએ, આપણે બધા બાયલા છીએ." જ્યાં સુધી આપણે આપણી જાતમાં પુરાઈ રહ્યા છીએ ત્યાં સુધી ભય છે અને ભય હોવાનું કારણ આસક્તિ છે.

લેખક કહે છે કે અત્યાર સુધી આપણે નિષ્ફળ થયેલાની વાત કરી, સફળ થયેલાની વાત કેમ કરતા નથી એમ તમે પૂછશો. જવાબ એ છે કે સંપૂર્ણ સફળ થયેલો માણસ મળવો જ મુશ્કેલ છે. લેખક કહે છે કે તે જો આ બાબતમાં પોતાનો અનુભવ કહે તો તે માન્યામાં ન આવે. પણ ઇતિહાસમાંથી આનાં ઉદાહરણો મળી શકે છે સંપૂર્ણ સુખ તો કયામતના દિવસે પણ મળતું નથી. મેસેડોનના ફિલિપને પૂછો કે પાયરસને પૂછો, સિઝરોની જમાતને પૂછો, કે ક્રોમવેલને પૂછો, નેપોલિયનોને પૂછો કે ઔરંગઝેબોને પૂછો અને સર્વ જનોને પૂછો; જવાબ એક જ મળશે કે, "આકાંક્ષાઓ સફળ થાય અને તમે સુખી થાઓ એમ જો તમે ઇચ્છતા હો તો આ જીવન પર વિશ્વાસ રાખશો નહિ. અમે પણ વર્તમાનથી નિરાશ થઈને અમારી બધી આશાઓ મૃત્યુ પછીની સંશયગ્રસ્ત સંભવિતતાઓ પર જ રાખવાનું જોખમ વહોર્યું છે." આપણે એવા પણ વીર પુરુષોને જોયા છે જે તેમના ભાઈઓની નિર્બળતાને – બાયલાપણાને હસી કાઢે છે અને તોપમારાની વચ્ચે પણ બહાદુરીપૂર્વક ધસી જાય છે. તેમના વીરત્વને નવાજનારાઓ એની આંકણી વધારે પડતી કરે છે. મૃત્યુ પામે આવે ત્યારે આ લોકો ધારો કે સફળતા મેળવે તોપણ એ સફળતાને ભોગવવાનો સમય કેટલો ? સફળ થયા પછી તે સિદ્ધિને ભોગવવાનો એટલો ઓછો વખત મળે છે કે એનો પણ અસંતોષ રહી જાય !

જાતના આ પ્રેમીજનોએ કુદરતના ન્યાયનો વાંક કાઢવો અને એની સામે ફરિયાદ કરવી મિથ્યા છે. કુદરત તો જાહેર કરે છે:— "તને મળે છે તેના સિવાય કશાની પોતાને માટે ઇચ્છા કરીશ નહિ. નહિ તો બદલામાં તને ઘોર નિરાશા જ સાંપડશે." સંપત્તિ કે વિપત્તિ, સુખ કે દુઃખ, રાજ્ય કે ઝૂંપડી, બધી અવસ્થાઓ રાજ-મહેલ કે નિઃસહાયતાનું છેલ્લામાં છેલ્લું પગથિયું – જે કાંઈ ભાગે આવે તે સહેજ પણ અસંતોષ વગર સ્વીકારી લેવું જોઈએ. લેખક 'यदृच्छालाभसंतुष्टः' [illegible]

છે. આ દુનિયામાં આપણો મુકામ ઘણા થોડા વખત માટે છે અને અંતકાળે આપણને એવી લાગણી પણ થાય કે આ બધા ધમપછાડા શા વાસ્તે કર્યા ? આ બધા બળાપાની જરૂર જ શી હતી ? આને કારણે જ, બધા યુગોએ અને બધા દેશોએ 'સંતોષ'ને ઉચ્ચતમ અને શ્રેષ્ઠ સુખ કહ્યું છે. એ પછી 'संतोषामृततृप्तानां स्वर्गः सर्वत्र विद्यते' ટાંકીને લેખક કહે છે કે હૃદય એક વાર જો નિરાંત અનુભવે તો પછી આપોઆપ આપણી અંદર સ્વર્ગ અનુભવાશે. તો પછી જગતમાં આટલું બધું દુઃખ શા માટે હોવું જોઈએ ? એને માટે કોણ જવાબદાર છે ?

હિન્દુ તત્ત્વજ્ઞાનીઓ કહે છે કે જગત દુઃખરૂપ છે. શું તેઓ સાચા છે ? આ જગત એ શું નરક છે ? ખ્રિસ્તી તત્ત્વજ્ઞાન આવે પડઘો પાડે છે કે "એ છે જ." અને તે આપે છે 'આશા'. પૃથ્વી પરની આશાઓ નિરાશા લાવે છે. કારણ કે આપણે અનુભવી શકીએ છીએ કે તે નાશ પામે છે. પરંતુ ખ્રિસ્તીઓની આ સ્વર્ગની આશા કદાપિ નાશ પામતી નથી, કારણ કે તે આશા સેવનારના મૃત્યુ સાથે જ મરણ પામે છે ! પરંતુ જે માણસો દુઃખમાં છે તેમને આપણે કહીએ કે ઉજ્જ્વલ ભાવિ તમારી રાહ જુએ છે તો તે એટલા બધા ખુશી નહિ થાય. ખ્રિસ્તી ધર્મસંપ્રદાયના સ્થાપક આ જાણતા જ હતા. અને તેમના અનુયાયીઓ માટે તેમણે 'અમર' આશાઓ બનાવી, કારણ કે તેમને વિશ્વાસ હતો કે મરણ પામેલાં મનુષ્યો પોતાની કથની કહેવા કદી પાછાં નહિ આવે ! આ બાબતમાં તે મેકિયાવેલીને પણ ટપી ગયા. આ રીતે તેમણે લાખો મનુષ્યોને આકર્ષણ કર્યું અને બધા ઊંચી આશાઓમા રમમાણ રહ્યા. ભલા ભગવાન, "'મહાન બેકને કહ્યું છે કે મનુષ્યનાં કર્મોનું તેની જાત એ બહુ જ નિર્મળ કેન્દ્ર છે' અને તે સાચું છે પણ હું એનાથી કેટલાંક ડગલાં આગળ જાઉં છું. હું કહું છું, 'મનુષ્યનાં કર્મોને માટે પોતાની જાત એ ઝેરી કેન્દ્ર છે, માણસનાં કર્મોને માટે પોતાની જાત એ જડું

અને બિનવફાદાર કેન્દ્ર છે'." માણસનાં કાર્યોના કેન્દ્રમાં સ્વાર્થ ન હોવો જોઈએ. સ્વાર્થી કાર્યો આખા જીવનને ઝેરી બનાવી દે છે એવું લેખક સચોટતાથી દર્શાવે છે.

જ્યારે મનુષ્ય પોતાની જાત માટે જ કર્મ કરવાનું ઇચ્છે છે અને એ પ્રમાણે કરે છે ત્યારે તે છેવટે દુઃખ પામે છે. પોતાની જાતને જ માણસ જ્યારે સાધ્ય અને સાધન માને છે ત્યારે એ નિરાશાનો ભોગ થઈ પડે છે. પોતાને માટે જ સ્વર્ગ ઇચ્છવાથી માણસો આ પરિસ્થિતિ પામે છે." ઓ તોફાની જાત" — "O thou mischievous self" એ શબ્દોથી તે જાતને ઉપાલંભ આપતાં કહે છે કે તારા નામે કેટલા બધા પાપો થયા છે અને માનવજાતિને તેં મૂર્ખ બનાવી છે અને આંતરવિગ્રહમાં ડુબાડી છે? તને જ્યારે તારા યોગ્ય સ્થાને મૂકવામાં આવશે ત્યારે જ આ દુનિયામાં સ્વર્ગ આવશે. એવો દિવસ હવે જલદી આવો જીવનમાં અહંને સ્થાન તો છે પણ જ્યારે એ સર્વેસર્વા થઈ જાય છે ત્યારે ભયંકર થાય છે. લેખક સૂચવતા લાગે છે કે આત્મહિત વિશ્વહિતમાં ઓગળી જવું જોઈએ. "જેમને આપણે પહોચી શકીએ એમ છીએ તેઓનું થાય તેટલુ હિત કરવા પ્રયત્ન કરવો; એવા પ્રયત્નમાથી જ આનંદ અને સુખ અને ફળને માટે સર્વજ્ઞ પરમેશ્વરના ડહાપણ ઉપર વિશ્વાસ રાખવો — એ જ, હું માનુ છુ કે, આપણા જીવનનો ઉત્તમમા ઉત્તમ ઉપયોગ કરવાનો અને આપણા સુખને વાસ્તવિક બનાવવાનો પણ એકમાત્ર માર્ગ છે આપણુ સુખ તો જ વાસ્તવિક બનશે, જો એ આપણા કાર્યનુ આવશ્યક અને વણશોધ્યું પરિણામ હશે. એટલે કે આપણે સુખને અંતિમ ધ્યેય માન્યું નહિ હોય. જો એમ માન્યું તો દૈવની ચંચળતાને કારણે જરૂર આપણને નિરાશા મળવાની"

ચાલો, આપણે દુનિયા માટે જીવીએ, અને નહિ કે દુનિયા આપણે માટે જીવે. આ જ આપણુ એકમાત્ર સ્વાતંત્ર્ય છે અને એટલા માટે સાચું સુખ પણ એ જ છે દુનિયા આપણે માટે જીવે

એવું જો આપણે કરીએ તો આપણું સુખ એ દુનિયાના તરંગો પર આધાર રાખશે, અને દુઃખદ પારતંત્ર્યમાં આપણે મુકાઈ જઈશું. અને જો આપણે આ દુનિયાને અવગણીને કેવળ ચિંતન-મનનમા મગ્ન બનીએ તો આપણને સ્વતંત્રતા તો મળે, અને એ માટે અત્યાર સુધીના મહાજનોએ ભલામણ કરી જ છે. પ્રાચીન ઋષિઓનો હોઠ ફફડતા હોય એવો ધીરો અવાજ સંભળાય છે કેઃ– "કશું કર નહિ – "Do nothing" — સુખ અને આનંદ મેળવવાનો આ જ માર્ગ છે. જગતમા પરમાત્મા અને આત્મા સિવાયની બધી વસ્તુઓનો મિથ્યાત્વમા અન્ત આવે છે. પરમાત્મા એ જ આનંદનુ શાશ્વત ધામ છે, જગતના મિથ્યાત્વને સમજી લઈને આ દુનિયા છોડીને ચિંતનપરાયણ જીવન ગુજારો. આપણે ત્યાં નૈષ્કર્મ્યનો સિદ્ધાત આવવાનુ કારણ હિંદુસ્તાનની ફળદ્રુપ ભૂમિ અને નરમ આબોહવા છે. લેખક પૂછે છે કે શુ ત્યારે સંપૂર્ણ ધ્યાનચિંતન – અને એ સિવાયનું કશુ જ નહિ – તે સ્વતંત્રતા છે? આ કઈ જાતની સ્વતંત્રતા છે? સાચી રીતે આ તો પ્રમાદ માત્ર છે. આપણને વિનાશમાંથી ઉગારનાર તો 'ફરજ' ( Duty ) છે. તો આ ફરજ કઈ? સ્થળ અને કાળની અનંતતામાં જે પરમાત્માએ પોતે કામ કરવાનું પસંદ કર્યું છે એ ડહાપણને અવગણીને આ જાતના પ્રમાદમાં સરકી જવું એ તો ખુદ એના એટલે કે પરમાત્માના અપમાનરૂપ છે. વિશ્વરૂપ આત્મા પોતે જ સર્જન, પોષણ અને વિનાશનું કાર્ય કર્યા કરે છે. બ્રહ્મા, વિષ્ણુ અને શિવની પૌરાણિક ત્રિપુટી આ દૈવી ઉદ્યોગની જ વિશિષ્ટતા છે. કુદરતમાં પણ કેટલો બધો ઉદ્યોગ નજરે ચઢે છે? મહાન ઉદ્યોગ વગર વિશ્વનો ચરખો ચાલે શી રીતે? મહાન ગ્રહો કેવી રીતે બન્યા તે જણાવી વનસ્પતિજીવન, પ્રાણીજીવન, મનોજીવન અસ્તિત્વમાં આવ્યાં તે પણ ઉદ્યોગને જ કારણે એમ લેખક કહે છે. આ ઉદ્યોગ ન હોય તો આ વિશ્વ પાછું ઊલટા ક્રમે એની મૂળ અવસ્થામાં આવે. આ 'સંસૃતિ' છે. વિશ્વની ઉત્પત્તિનો સિદ્ધાંત

બદલાય પણ વિશ્વનો નિયન્તા મજૂરી કર્યા કરે છે એ વાત અબાધિત રહે છે. કુદરતમાં સર્વત્ર ઉદ્યોગ છે. ઈશ્વરને કોણ પોષણ આપે છે? ધૂળ એ કામ કરે છે. ટૂંકામાં, (પ્રો. બળવંતરાય ઠાકોરના શબ્દોમાં) “કુદરત અને તેનાં ભાગભાગના પાસો તપાસાય તેટલા તપાસો. સૂર્ય, ચંદ્ર, વાયુ, આકાશ, જલ, અગ્નિ, તેજ, દરિયો, ઋતુઓ, – સદાકાલ અનવરત ઉદ્યમીપણું શું તેઓનું જીવન નથી? અરે સૂર્યકિરણમાં દેખાતા આ રજકણ જ જુઓ. વિજ્ઞાનકારો એ પ્રત્યેકને આપેલા ગુણ પ્રવર્તાં જ કરે છે, એ જ એ પ્રત્યેકનું જીવન છે. કુદરતનો આખો ચરખો ચાલ્યા જ કરે છે, ચાલતા જ રહેવાનો છે. ત્યારે સ્વસંવિદ (સેલ્ફ કોન્શિયસનેસ) અને બુદ્ધિમત્તા (ઇન્ટેલિજન્સ)ના ગુણોને લીધે કુદરતનો જે રાજા, સ્વામી અને નિયન્તા, વળી સમુત્ક્રાન્તિ (ઇવોલ્યૂશન)ની પણ શક્તિઓ સાથે પેદા થયેલ હોવાથી જે કુદરતથી પર, અલૌકિક, અભૌતિક, ભાવિમાં કોઈ કાલે પણ સાર્વભૌમતા પ્રાપ્ત કરી શકે એવો, – તે માનવીને માટે તો વળી સવિશેષ પ્રમાણમાં પોતાના સ્વભાવગુણને અનુરૂપ અનવરત પ્રવૃત્તિ જ એનો જીવનધર્મ હોવી જોઈએ. એ સ્થિતિથી તૃપ્તિ એ તો વદતો વ્યાઘાત. આર્યોની કોઈ પણ પેઢીઓ દરમિયાન આવો [નૈષ્કર્મ્યનો] લકવો આમ સત્યને આસને પ્રતિષ્ઠિત થઈ જ કેમ શક્યો, એ જ મોટું આશ્ચર્ય છે. આપણા વારસાનો કે આગન્તુક જેવો ગણો તેવો આપણી હાલની સંસ્કૃતિમાંનો એ અંશ સર્વથા ત્યાજ્ય છે.”[૭૯]

આમ, ગોવર્ધનરામ સ્ફુટ કરે છે તેમ, વનસ્પતિજીવન, પ્રાણીજીવન, શરીરની રચનાપદ્ધતિ વગેરે તરફ નજર કરો, નાના બાળકમાંથી મોટો માણસ થાય છે તે બાળકની ઉદ્યોગપરાયણતાને યાદ કરો, સમાજની પ્રવૃત્તિઓ લક્ષમાં લો – બધે ઉદ્યોગ નજરે ચડે છે, સારુંય વિશ્વ કામ કરે છે. આ રીતે વિશ્વમાં પ્રવૃત્તિ ન હોય તો એ આખું યંત્ર ખોટકાઈ જાય. તો પછી મનુષ્ય શું કરશે? મનુષ્ય તો પરમાત્માનું

૭૯ 'વિવિધ વ્યાખ્યાનો', ગુચ્છ ૧લો, પૃ. ૧૫-૧૬

સર્વોત્તમ સર્જન ગણાય છે. વિશ્વ આખું પ્રવૃત્તિમય છે, એની પાસેથી બોધપાઠ લેવાને બદલે માનવી શું ચિંતનમાં મગ્ન રહેશે? તે શું ઉદ્યોગી પરમાત્મા અને ઉદ્યોગી કુદરતનું માત્ર ધ્યાન ધરશે અને આળસમાં ડૂબી જશે? અને એ રીતે તે આનંદને જીતી લાવશે? લેખક પોતે જ જવાબ આપે છે કે કામ કરીને જ – ઉદ્યોગી રહીને જ માણસ સ્વર્ગ પામશે ઉચ્ચોચ્ચ ફરજોનું આ પાલન જ એને સ્વર્ગ સંપડાવશે.

હજી પણ આપણામા વહેમ રહ્યા છે, પ્રાર્થના કરવાથી અમુક થઈ જશે, ધ્યાન કરવાથી અમુક સિદ્ધ થશે એની બાલિશ માન્યતાઓ આપણે ધરાવીએ છીએ પણ આપણે ગભરાવાની જરૂર નથી હજુ જ્યા સુધી વિજ્ઞાન (સાયન્સ) અને તત્ત્વજ્ઞાન (ફિલોસૉફી) છે ત્યા સુધી આવા વહેમોનો પ્રતીકાર કરવાને આપણે પૂરતા બખ્તરથી સજ્જ છીએ વિજ્ઞાન એ આપણને એવુ બખ્તર આપે છે જેને તલવાર કે જાદુ ભેદી શકતા નથી વિજ્ઞાન જગતના મહાન નિયંતાની ભૂતકાળની અને વર્તમાનની યોજનાને તપાસે છે અને એ યોજનાની મુદ્રાથી અંકિત ન હોય એને 'સાચુ' કે 'સંભવિત' એવા કોઈ નામો આપવાનો તે ઇનકાર કરે છે. તત્ત્વજ્ઞાન એ તો વિજ્ઞાનનો પણ આત્મા છે. વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાન એ જ સત્યની સાચી કસોટીઓ છે કોઈ પણ વસ્તુ કરતા તેમના ડહાપણ પર વધારે વિશ્વાસ રાખવો જોઈએ. વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાન સૂચવે એ માર્ગ સૌથી વિશેષ સલામત છે. અને પરમાત્મા અને પ્રકૃતિની (પરમાત્માથી જુદી પ્રકૃતિ કામ કરતી નથી) યોજના એ ઉદ્યોગ છે, ઉદ્યોગ એ સર્જનનો મહાન અને અનિવાર્ય ધર્મ છે. તો આપણે કોઈક ઉદ્યમ કરવો જોઈએ – કાઈક કામ કરવુ જોઈએ

આ પ્રવૃત્તિ કોઈને નુકસાન કરનારી ન હોય એ સ્પષ્ટ છે તો પછી એ કોઈના ભલા માટે હોય. આ 'કોઈ' તે આપણી પોતાની જાત નથી તો પછી આ 'કોઈ' તે જે બાકી રહે છે તે – અર્થાત્ આપણા માનવબંધુઓની દુનિયા. ત્યાં જ આપણે આપણું સુખ અને

સ્વર્ગ મેળવીએ, દુનિયાનું ભલું કરવા જ આપણે જીવીએ, અને આ કાર્યમાં જ આપણા હૃદયને સુખ હો. આપણે ફળ માટે સઘળો પુરુષાર્થ કરી છૂટીએ પણ ફળ માટે આપણને આસક્તિ ન હોવી જોઈએ, આપણો આનંદ તે કાર્ય કરવામાં જ છે દૈવની યોજના માણસને અગમ્ય છે એટલે એની વ્યવસ્થા સામે આપણે બડબડાટ ન કરીએ.

જગત ક્ષણિક છે. માણસ કુદરતના હુકમને તાબે થશે અને ક્ષણવારમાં તો હતો ન હતો થઈ જશે અને વળી પાછો એના સર્જન પહેલાં હતો તેવો થઈ જશે. વિજ્ઞાનની સિદ્ધિઓ ક્ષણવારમાં ચાલી જાય એમ બને. દુનિયા સ્વપ્ન જેવી છે. સ્વપ્નમાં સ્વપ્ન વાસ્તવિક લાગે છે, પણ જાગૃતિમાં એ અસત્ય જણાય છે સઘળું પોકળ અને ક્ષણિક છે. તો પછી માણસે શા માટે એની પાછળ પડવુ ? કુદરત પળે પળે પોતાનો વેશ બદલે છે. આપણા પ્રાચીનોએ એ જોયું જ હતું, ફક્ત એનું રહસ્ય તેમને સમજાયું ન હતું અસ્તિત્વનુ મિથ્યાત્વ પ્રાચીનોને અજાણ્યું ન હતું, જોકે તેઓ કુદરત વિશે બીજી હકીકતો જાણતા ન હતા. કુદરતના પુત્રો હોવાથી એ લોકો કુદરતની પાર રહેલા તત્ત્વ( Super nature )ને સમજી શકયા નહિ. તેમણે સત્ ( Existence ) ને બે વિભાગમાં વહેંચ્યું: – પદાર્થ અને અ પદાર્થ, આત્મા અને અનાત્મ અથવા બીજી રીતે કહીએ તો પદાર્થ (મેટર) અને આત્મા (સ્પિરિટ). આત્મા પદાર્થને દોરે છે અને એનું સંચાલન કરે છે – એના વાસ્તવિક તત્ત્વ તરીકે એની અંદર રહીને આત્મા એ જ તત્ત્વ છે, પદાર્થ એ એનું સ્વપ્ન છે. સ્વપ્ન ચાલે છે ત્યાં સુધી જ એ સાચુ છે. આત્માને જાણવો એ જ મુખ્ય બાબત છે વસ્તુ વિશે આપણે કાંઈ જાણવું પૂરતું હોય તો તે એટલુ કે તે નિરુપયોગી છે. આપણા પૂર્વજો કુદરતથી દૂર ગયા અને કુદરત પારના ક્ષેત્રમા જ પુરાઈ રહ્યા. પરિણામે આ બે વચ્ચે અંતર પડી ગયું. આ અંતરને ગોવર્ધનરામ સમુદ્રની ઉપમા આપે છે. આ લોકોને મન જ્ઞાન – તત્ત્વજ્ઞાન એ કુદરત પારનુ ( Super-natural ) જ હતું.

કુદરતમાં શબ્દ અને ગતિ મોજાંની માફક ચાલ્યાં જ કરે છે. એ લોકો (પ્રાચીનો) કુદરતમાંથી છૂટા પડી ગયા છે અને કુદરત પારના પ્રદેશમાં ઊભા છે. તેમના દેશનો કોઈ નાવિક તેમને સ્વદેશમાં (કુદરતમાં) લઈ જાય એની એ લોકો રાહ જુએ છે. કુદરત પ્રત્યેના અવજ્ઞાના ભાવને કારણે એ લોકોને કુદરતનાં રહસ્યો ખોલવાની ચાવી મળી નહિ, એ ચાવી યુરોપને મળી. આપણા પૂર્વજોને એ માટે સજા પણ થઈ છે. એ લોકોને કુદરતનાં કષ્ટો સહન કરવાં પડ્યાં છે. યુરોપની પ્રજાએ પ્રતિપળના પુરુષાર્થથી કુદરતનાં રહસ્ય ખોલ્યાં છે. લેખક કહે છે કે, "આપણે હિંદીઓએ આ યુરોપિયન લશ્કરમાં ભરતી થઈને પશ્ચિમની શિસ્તનો અભ્યાસ કરવાનો છે અને આપણા દેશમાં આપણું પોતાનું પ્રજાસત્તાક સ્થાપવાનું છે." યુરોપે જે કિલ્લેબંધીઓની રચના કરી છે એમાં જે કાંઈ નિર્બળ અને ખર્ચાળ છે એને દૂર કરી એની જગ્યાએ નવી ઊભી કરવાની છે.

આટલી ચર્ચા પછી ગોવર્ધનરામ નિષ્કામ કર્મ કરવાનું ઉદ્‌બોધે છે. ફળનું ધ્યેય રાખ્યા સિવાય કામ કરવા ખાતર કામ કરવાનું તે કહે છે. આપણે ધર્મની ખાતર – ફરજ ખાતર કામ કરવાનું છે. પણ એનો અર્થ એવો નથી કે આપણે ગાંડા માણસોની જેમ ગમે તેમ કામ કરવું જોઈએ. યોજના તો આપણી પાસે હોવી જ જોઈએ. કહેવાનું તાત્પર્ય એટલું જ છે કે આપણે આપણા સુખનો આધાર બીજા પર રાખવાનો નથી, પણ કામ કરવા ખાતર કામ કરીને આ પૃથ્વી પર જ આનંદ અને સ્વર્ગ મેળવવાનું છે. સ્પષ્ટ જ છે કે આનંદ કે સ્વર્ગ મેળવવા ખાતર આપણે કામ કરતા નથી, કામ કરવું એ ફરજ છે માટે કરીએ છીએ. ફરજ તરીકે જે કામ થાય તે કામ એવાં હોવાં જોઈએ કે જેમાંથી બીજાનું ભલું થાય. એ કામો 'બહુજનહિતાય' હોય અને લોકસંગ્રહની ભાવનાથી પ્રેરાયેલાં હોય એમ સૂચવીને આસક્તિમાત્રનો ત્યાગ કરવાનું તે કહે છે. આપણને તે ગીતાના 'कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन'નું સ્મરણ કરાવે છે. ગોવર્ધન-

રામના પ્રિય લેખક કાર્લાઇલનું સુપ્રસિદ્ધ વચન 'Work is worship' પણ યાદ આવે છે. આ બન્ને. સંદર્ભોનો સ્પષ્ટ પડઘો ગોવર્ધનરામના લખાણમાં છે એમ ઉત્તમલાલે ૧૯૦૭માં નોંધ્યું જ છે.[૮૦]

ગોવર્ધનરામ ઉમેરે છે, "જો આપણે કામ કરવું જ હોય તો અને ડાહ્યા માણસ તરીકે કરવુ હોય તો માનવજાતિ જેવી ઉમદા જાતિનાં કાર્યો બહુજનહિતના કેન્દ્ર ઉપર જ પ્રવર્તમાન થઈ શકે અને થવાં જોઈએ.

જે માણસ બીજાઓ માટે કામ કરે છે તેને નિરાશા સ્પર્શી શકતી નથી, કારણ કે તેણે તે કામ જ કરવાનું છે અને આ કામથી વધારે સારું કામ તેને શોધ્યું જડતુ નથી. આ 'ભલા'ના ઉપર પણ તેના સુખનો આધાર નથી જો એમ કરવામાં તે નિષ્ફળ નીવડે તોપણ તે પડી ભાંગતો નથી, કારણ કે તે તો એ શિવતત્ત્વ (the good)-ને ટેકો આપ્યા જ કરે છે અને એને ઊંચે ને ઊંચે લઈ જવામાં સહાયરૂપ થાય છે. પોતાના આ પ્રયાસમાં તેને સફળતા ન મળે એથી એ કાંઈ પાપ કરતો નથી દુનિયા દુઃખથી ભરેલી હોય – એમાં તો એ શું કરે? એ તો એને એમાથી છોડવાનો પ્રયત્ન કરી છૂટે. જગન્નિયંતાના અકળ ડહાપણમા એને વિશ્વાસ છે અને એ નિયંતાના કર્મો સામે બગ-ડાટ કરવો એને તે પાપ સમજે છે. એની યોજનાઓની પાછળ આખરી પરિણામની દૃષ્ટિએ કોઈક વિશાળ કલ્યાણ છુપાયેલુ હશે એ વાતમાં એને – સાધકને – શ્રદ્ધા છે. એટલે તે કદાપિ રડવા બેસતો નથી. પારકાના કે પોતાના દુઃખો પર તે આંસુનું એક બિંદુ પણ વેડફી દેતો નથી. કોઈ પણ પરિસ્થિતિમા તે સુખી અને સ્વસ્થ રહે છે. મૂર્તિમંત દુઃખનુ રાજ્ય પ્રવર્તતુ હોય ત્યારે પણ તે પોતે આનંદ સ્વરૂપે જ વિચરે છે, કારણ કે એના સુખનો આધાર કોઈ બીજા પર નથી, એ સુખ આત્મનિર્ભર છે. અલબત્ત, દુનિયાના સુખમાં વધારો થતા

૮૦. ઉત્તમલાલ ત્રિવેદીનો અંગ્રેજી લેખ – 'જી. એમ. ત્રિપાઠી – એ હિન્દુ આઇડિયાલિસ્ટ', 'સમા૦', ગો. સ્મા. અંક, પૃ. ૩–૩૧.

એનું સુખ પણ વધે છે અને એ વધારાનો તે ખુશીથી સ્વીકાર કરે છે, પણ એમાંથી તે પોતાની આજીવિકા મેળવતો નથી. "હું ક્યારે આરામ લઈશ" એ વારંવાર પુછાતો સવાલ પણ તે પોતાની જાતને પૂછતો નથી. એની ફરજ એ જ્યારે પોતે કામ કરી શકે ત્યારે કામ કરવાની છે અને જ્યારે કામ ન કરી શકે ત્યારે આરામ લેવાની છે. આને જ એ પોતાનો સરળ ભોમિયો ગણે છે. કામ કરવું એ એની ફરજ છે અને જ્યાં સુધી એની શક્તિ પહોંચશે ત્યાં સુધી તે કામ કરવાનો પ્રયત્ન કરશે, પણ જ્યારે તેને કામ કરવાને અશક્ત બનાવી દેવાયો હશે ત્યારે એને તે મારે આરામ કરવો એવો પરમાત્માનો આદેશ છે એમ લેખશે. કોઈ એમ પૂછે કે – તે કદાપિ માગતો નથી ? મારો જવાબ નકારમાં છે. જરૂર તે આરામ શોધે છે પણ આરામની ખાતર નહિ. આરામ એ વધુ કામ કરવા માટે અનિવાર્ય છે માટે. ઉદ્યોગના વધવા સાથે, તે (સંન્યાસી) ફક્ત આરામ જ શોધતો નથી પણ પોતાની તંદુરસ્તી અને મોજમજા પણ તે શોધે છે. "તે પૈસા કમાય છે, ખાય છે, પીએ છે, પરણે છે અને મજા કરે છે, ઊંઘે છે અને સ્વપ્ન માણે છે. – પણ આ બધું તે કરે છે તે એટલા માટે કે તે વધારે ને વધારે કામ કરે અને માનવજાતિના સુખમાં વધારો કરે. તે જ્યારે નિષ્ફળ થાય છે ત્યારે તે દુઃખ પામતો નથી. દુન્યવી માણસમાં ને આ માણસના કામમાં એ એક મોટો ફેર છે. દુનિયાદારીનો મનુષ્ય નિરાશા મળતાં ધૂંઆપૂંઆ થઈ જાય છે જ્યારે આ માણસનું કામ સ્વતંત્ર સંકલ્પશક્તિનું છે. જ્યારે તે કામ ન કરી શકે ત્યારે પોતાનો પ્રિય વ્યવસાય એની પાસેથી ચાલ્યો જતાં એ આંસુ સરખું પાડતો નથી, પણ નવા સંજોગો અનુસાર પોતાની જાતને ઘાટ આપે છે અને એના જુવાનીના સક્રિય પ્રવૃત્તિના દિવસોમાં એને જે આનંદ મળતો હતો તે જ આનંદ તે નિવૃત્તિમાં અને વૃદ્ધાવસ્થાની શાંતિમાં મેળવે છે. જ્યારે તે દવા લે છે ત્યારે તે ભયંકર રોગને પણ [એ રીતે] આવકારે છે અને મૃત્યુને ભેટવા વારો આવે છે

ત્યારે ભૂતકાળમાં જે સ્મિત એના હોઠ પર રમી રહેતું તે જ સ્મિત એના મુખ પર રમી રહે છે તે કદી રડ્યો નથી, તે હંમેશાં હસ્યો જ છે. તેણે કોઈનો તિરસ્કાર કર્યો નથી, તેણે બધાં પર પ્રેમ જ રાખ્યો છે. તે કોઈનાથી બીન્યો નથી, તે કોઈને બિવડાવતો નથી. આ પૃથ્વી પર એવું કશું નથી જેણે એને દુઃખી કર્યો હોય. આમ આ ( સંન્યાસી ) જીવતાં સ્વર્ગ ભોગવે છે.

એના ભૂતકાળ વિશે આટલું કહ્યા બાદ લેખક એના ભાવિ પર વિચાર કરે છે: પણ ભવિષ્યની કોને ખબર છે? "અજાણ્યુ ભાવિ વિશે વાત કરવી તે નકામુ છે" એમ જેણે વગાડી વગાડીને કહ્યું છે એવા પોતાને માટે એટલે લેખકને માટે એ વિશે વાત કરવી તે વિચિત્ર છે એમ ગોવર્ધનરામ નોંધે છે. પરંતુ પરીપ્રદેશના પરવાના ( પાસપોર્ટ્સ ) વિશે કમમાં કમ ધારણા કરવી એ દુનિયાની દૃષ્ટિએ ડહાપણભર્યું છે એટલે પોતે એ વિશે વાત કરે છે એમ કહે છે. ઉપર વર્ણવ્યા તેવા માણસને પોતાના ભાવિની દૃષ્ટિએ એણે કશું ગુમાવવાનું નથી તે સ્પષ્ટ છે ઔરંગઝેબનું સૈન્ય મારવાડની સ્ત્રી ફકીર બારિતમાની સામે કૂચ લઈ જવાને વહેમી બન્યો સૈનનું હતું ત્યારે તેણે એના ધ્વજ પર કુરાનના પવિત્ર શબ્દો લખ્યા હતા એ બચાવથી કોઈ બીજો બચાવ આ જાતના વર્તન માટે રજૂ ન કરું એમ લેખક કહે છે.

દરેક ધર્મ પોતાની દ્વારા જ ઈશ્વર મળી શકે એમ કહે છે. એ ધર્મના સત્યને વફાદાર રહેવું અને એના ઉપદેશોને અધીન રહેવું એ જ એક દરવાજા દ્વારા આપણે સ્વર્ગના ઓરડામાં પહોંચી શકીએ એમ એ કહે છે. દરેકદરેક ધર્મનો એક જ વટહુકમ છે:—શ્રદ્ધા રાખો અને જીવો ( Believe and live ): અને એ પછી આવે છે સિદ્ધાંતો ( ડૉક્ટ્રિન્સ ) અને ઉપદેશો( પ્રિસેપ્ટ્સ )ની પરેડ સાથેની પદ્ધતિ ( સિસ્ટિમ ). અને એ સહિયારું ( કૉમન ) યુદ્ધગીત ગાય છે કે—"આગે, આગે, યુદ્ધ સ્વર્ગ તરફ. ( On, on, to the heaven

itself)" દરેક ધર્મમા જુદી જુદી જાતની સ્વર્ગની કલ્પનાઓ જોવા મળે છે હલકા પ્રકારના ધર્મો કહે છે કે અહીં – આ દુનિયામા –જે સુખો મળે છે તે આપણે શરીરની નિર્બળતાને કારણે ભોગવી શકતા નથી, જ્યારે સ્વર્ગમા એ જ ઇન્દ્રિયસુખો સદાકાળ માટે અમર દેહો દ્વારા ભોગવી શકાય છે વિવિધ ધર્મોમા મૃત્યુ પછીના સ્વર્ગની કલ્પનાઓ વિશે વીગતે વાત કર્યા બાદ લેખક કહે છે કે સ્વર્ગે પહોચવાના પરવાના દરેક ધર્મમા જુદા જુદા હોય છે દરેક પરવાના પર એના સ્રષ્ટાની વિશિષ્ટ મુદ્રા અને સહી હોય છે તર્કની ભાષામા કહીએ તો, એનુ પોતાનુ આગવુ વ્યાવર્તક લક્ષણ – વૈશિષ્ટ્ય હોય છે, તેમ છતા આ બધા ધર્મોમા સમાન તત્ત્વ પણ છે એ સમાન તત્ત્વ તે (વાસ્તવિક રીતે જેને પોકળ કહી શકાય) સ્વાભાવિક ધર્મ– કુદરતનો ધર્મ (નેચરલ રીલિજિયન) આ ધર્મ હૃદયની અમુક પ્રકારની શિસ્તનો બનેલો છે ગુણોને આચારમા ઉતારવા અને એથી ઊલટું દુર્ગુણોનો પરિહાર કરવો એ તે શીખવે છે દરેક ધર્મનો આ વત્તેઓછે અંશે ગૌણ છતા જરૂરી ભાગ છે જે માણસ કામને માટે જીવે છે અને સમાજ માટે કામ કરે છે તે વગર વિચાર્યે વર્તી શકે નહિ પોતાના માનવબધુઓની સ્વસ્થતા અને તેમના કલ્યાણ માટે તે ઓધિસરની જેમ કાર્ય કરે છે આ હેતુને માટે જો કુદરતના ધર્મ(નેચરલ રીલિજિયન)ની આજ્ઞા પાળવી જરૂરી હોય – અને તે નિ શક જરૂરી છે – તો તે પાળવામા તે જરા પણ બબડાટ કરશે નહિ સમાજને માટે જે કાર્ય કરે છે એનામા સદ્ગુણોનો ઉત્કર્ષ તદ્દન અનિવાર્ય છે બધા પ્રકારના નાનામોટા દુર્ગુણોથી દૂર રહેવુ એ એના માટે એટલુ જ જરૂરી છે, કારણ કે રોગી ડોક્ટર એના દરદીને શી રીતે સાજા કરી શકે? આમ ચારિત્ર્યશુદ્ધિ પર ભાર મૂક્યા બાદ લેખક કહે છે કે નિર્વાણ એ જો લોકકલ્યાણનુ ફળ હોય તો તે તો એને મળવુ જ જોઈએ સત્કર્મના સ્વાભાવિક પરિણામરૂપે સ્વર્ગ મળે તો એનો તે સ્વીકાર કરે, પણ એની એને એષના નથી.

એને ધારો કે તે નાસ્તિક હોય તો એનું સ્વર્ગ તો આ પૃથ્વી પર જ છે, તો એ સ્વર્ગ મેળવવા માટે તો તે માનવજાતિ માટે કામમાં રચ્યોપચ્યો રહી શકે છે.

આ બધુ વર્ણન જેનું આપ્યું છે તે કોણ છે એમ તમે પૂછશો તો, લેખક કહે છે કે, તે છે મારો સંન્યાસી. મારે મન તે જ સંન્યાસી છે દુનિયાની નજરમાં આ નામકરણ ભલે મૂર્ખાઈભર્યું લાગે, મને એની પરવા નથી. એ પછી લેખક પોતાની 'સંન્યાસી'ની વ્યાખ્યા આપે છે :

"સંન્યાસ એક એવી આત્મસ્થિતિ છે જે પરધર્મો અને પરરાષ્ટ્રના માણસો પ્રત્યે સહિષ્ણુતા કરતાં વિશેષભાવ રાખનારી છે અને કુદરત પ્રત્યેના પ્રેમને લઈને ઉન્નત છે પ્રેમને પચાવવા માટે હિતકર અને અવિરત ઉદ્યમ સેવનારી છે અને એ સ્વેચ્છાએ અને શાંતિપૂર્વક ઈશ્વરની ઇચ્છાનો સ્વીકાર કરી લેવાને કારણે બધા દુઃખોથી સુરક્ષિત છે."

આ ભાવ પ્રત્યે લેખક પોતાનુ વલણ સ્પષ્ટ કરે છે; અગાઉ પ્રસ્તાવનામા તેમણે આ વિશે કહ્યું જ છે કે ઘણા લાગા કાળથી પોતાને એતુ ઘેલુ લાગ્યું હતું; તે કહે છે કે ચાલુ પેઢીનો તુચ્છકાર પોતે માથે ચડાવશે અને આવતી પેઢી જો ઉપહાસ કરશે તો એ માટે પણ પોતે તૈયાર છે લોકો ગમે તે કહે, હું મારા વિચારમા મક્કમ છુ. આ 'સન્યાસ' પ્રત્યેનો મારો પ્રેમ શુદ્ધ છે અને બીજાઓનાં અભિપ્રાય અને પ્રશસ્તિ પર એનો આધાર નથી.

"व्यतिषजति पदार्थानान्तरः कोऽपि हेतु-
न खलु बहिरुपाधीन्प्रीतय. सश्रयन्ते।"

["ભીતરમહીંથી કોઈ હેતુ જોડે પદાર્થો,
નહિ નહિ કદી પ્રીતિ બાહ્ય શોધે ઉપાય"][૮૧]

---

૮૧. અનુ૰ ઉમાશંકર જોશી, 'ઉત્તરરામચરિત', (બીજી આવૃત્તિ), પૃ ૨૬૯.

એ પછી લેખક સંન્યાસીએ કેવી તાલીમ લીધેલી હોવી જોઈએ એની વાત કરે છે. જે માણસ કાંઈ પણ કરવાને અશક્તિમાન છે તે સમાજ માટે કાંઈ કરી શકે નહિ, એ તો નાનું બૂલકું પણ સમજે છે. એ પછી તેણે કેવી શારીરિક અને માનસિક તાલીમ લીધેલી હોવી જોઈએ એ મુદ્દા પર લેખક આવે છે. સંન્યાસીનું શરીર સ્વસ્થ અને સુદૃઢ હોવું જોઈએ, એનું મગજ અનંત જ્ઞાનથી સભર હોવું જોઈએ, એના હૃદયની કેળવણી બરોબર થઈ હોવી જોઈએ વગેરે મુદ્દા જણાવે છે. ટૂંકમાં, એવા માણસનું વ્યક્તિત્વ પૂર્ણપણે ખીલ્યું હોવું જોઈએ.

સંન્યાસીના કાર્યક્ષેત્રની વાત કરતાં લેખક કહે છે : જ્યાં ઊભા હો ત્યાંથી જ કાર્ય શરૂ કરો. એટલે સૌ પહેલાં 'કુટુંબ' આવે છે. કુટુંબીજનોને તંદુરસ્ત અને સહકાર્યકરો બનાવો. દેશ માટે કામ કરો. દેશની જરૂરિયાતો શી છે, એની શિકાયતો અને દુઃખો શાં છે તે શોધી કાઢો. એને દૂર કરવા માટે અથવા કમમાં કમ એને ઓછાં કરવા માટેનાં સાધનો શોધો, અને છેલ્લે યોગ્ય રીતે એ સાધનોને કામે લગાડો. તમારા સાથીકાર્યકરોની શક્તિ અને સંખ્યામાં વધારો કરવાનું ભૂલો નહિ અને મજૂરીની યોગ્ય વહેંચણી અને સહકારના સઘળા લાભો સિદ્ધ કરો. કોઈ પણ સંજોગોમાં, જેમ ચાલતું હોય તેમ ચાલવા દઈ શકાય નહિ. "આપણા દેશમાં કેટલાં અનિષ્ટો અસ્તિત્વ ધરાવે છે એની તપાસ કરો:—માણસોનાં ચિત્તને અને હૃદયને વિભક્ત કરતા અસંખ્ય ધર્મસંપ્રદાયો, રાષ્ટ્રે ખોટી અને ઝેરી સામાજિક રૂઢિઓની બેડીઓ, જે કોઈ પણ જાતના વિરોધ કે અણગમા વગર પહેરી છે એટલું જ નહિ પણ ઊલટું જે પહેરવામાં ઝનની આનંદ અને ગૌરવ મનાય છે તે, જનતાને ઉત્તર ધ્રુવની ગાઢ રાત્રિની માફક આવરીને પડેલું દુર્દમ્ય અજ્ઞાન, રાષ્ટ્રીય સુધારણાનાં સ્વાભાવિક આંદોલનોને અવળે માર્ગે દોરી રહેતા પર્વતના જેવા મોટા અને શક્તિવાળા એવા વહેમો; રાષ્ટ્રપ્રતિભાના આવિષ્કારના ક્ષેત્રનો કૃત્રિમ રીતે કરેલો નાશ; શિક્ષિત દેશીઓની વધતી જતી મહત્ત્વાકાંક્ષાઓની સ્વાર્થી અને પાપી

ગૂંગળામણ, અને આ સૌથીય બદતર એવી ગરીબી જેને રાષ્ટ્રનાં હૃદયને ચરી ખાવા છૂટી મેલવામાં આવી છે અને જેને એવી અમર્યાદ છૂટ આપવામાં આવી છે કે એવો સમય પણ કદાચ આવી લાગે કે જ્યારે રાષ્ટ્રનુ મગજ સુધ્ધાં એ રાક્ષસીના પેટમાં હોમાઈ જાય. આ બધામા ઉમેરો :– જાતજાતના સામાજિક રાજકીય વિભેદો અને ઝઘડાઓ અને બેવકૂફી અને અજ્ઞાનનાં સ્વાભાવિક પરિણામો, દેશ અને વિદેશને લગતી લગભગ એકેએક બાબતમાં પ્રજાની દયાજનક નિઃસહાયતા, અને જીભ ઉપર મધુર શબ્દો પણ હૃદયમાં પરદેશનું હિત ધરાવના એના વાલીઓ દ્વારા થતાં વિવિધ પ્રકારનાં અસાધારણ શોષણ. ગમે એવા વિરક્ત હૃદય( એસેટિક હાર્ટ )ને પણ જેણે ચીરી નાખવું જોઈએ એવા દિવસના ઘોઘાટભર્યા કોલાહલો અને રાત્રિના નચિંત-પણાના ઘોરવાના અવાજોમાં ડૂબી જતાં જેની તરફ કોઈ લક્ષ આપતું નથી એવા, પ્રજાના અવિરત ઉચ્ચસ્વરે થતા આર્તનાદો.”

લેખક સૂચવે છે તેમ ગમે તેવાને પણ શૂર ચઢી જાય એવુ આ કામ છે. આપણા સંન્યાસીઓ સમક્ષ કેવુ મહત્ત્વનું અને ગંજાવર કામ પડેલું છે ! દરેક સંન્યાસી એક કે બહુ બહુ તો બે ક્ષેત્ર હાથ પર લે અને એમાં મંડ્યો રહે. આ પ્રમાણે કોઈ દેશના રાજકીય મોભાને ઊંચે લાવવાનુ કામ કરે, કોઈ વળી સામાજિક વાતાવરણને શુદ્ધ કરવાનું કરે; બીજાઓ એનાં ક્ષેત્રો અને ઉપાયો શોધી કાઢે જેમાં કામદારોના વિવિધ વર્ગો કામ કરે, અથવા તો કોઈ ઝઝૂમી રહેલી વિપત્તિઓ આગળ ન વધે એની ચોકી કરે અને એને અગે યોગ્ય ઉપાયો શોધી કાઢે જ્યાથી એ કામ અટક્યું હોય ત્યાથી તે આવતા જમાનાના હાથમા સોંપે છે. એક જિંદગીમા જે કામ ન કરી શકાય તે પેઢીઓના સયુકત પ્રયાસથી થાય. [ આ જાતના લેખકના ઉચ્ચ-આગ્રહમા ઉત્તમલાલ ત્રિવેદી ઇન્ડિયન નેશનલ કોંગ્રેસ, સોશિયલ કૉન્ફરન્સ, ઇન્ડસ્ટ્રિયલ કૉન્ફરન્સનાં આગમનની આગાહી જુએ છે. ગોખલેની સર્વન્ટ્સ ઑફ ઇન્ડિયા સોસાયટી પાછળની તમન્ના પણ

તેમને એમાં જણાય છે. ]૮૨

ગરીબાઈને કારણે કશું ન થઈ શકે એ તો બધાં જુઠ્ઠાં બહાનાં છે. વૉલેસ માછીમાર હતો. ટેલ નમ્ર ખેડૂત હતો. વૉશિંગ્ટન સામાન્ય માનવી હતો. ગેરીબાલ્ડી કાંઈ વધારે સારી સ્થિતિમાં ન હતો. ફ્રૅંક્લીન ઘેરથી નાસી જનારો હતો. અને આપણા દેશના શિવાજી એ જમીનદારના પુત્ર હતા. આ બધા ઉદાત્ત આત્માઓ મહાન રાષ્ટ્રોનું ઉત્થાન કરવા ધૂળમાંથી ઊભા થયા છે. પણ, લેખક પૂછે છે, આપણે શું કરીશું ? ફ્રેન્ડલી સોસાયટી શું કરશે ? હવે પછી ઊભા થનારા લસ્કરના આપણે પુરોગામીઓ બનીશું ? આપણા દેશમાં સંખ્યાબંધ નજરે પડતા પૈસા મેળવનારાઓ, લોકોને ખોટી રીતે બદનામ કરનારાઓ, વિજયના શિકારીઓ કરતા આપણે કાંઈ વધારે સારા થઈશું ? લેખક કહે છે કે માણસે રાષ્ટ્રને ઊંચું લાવવાનું છે અને રાષ્ટ્રોએ દુનિયાને ઊંચી લાવવાની છે.

આ છે સંન્યાસનો વ્યવહારુ ભાગ. વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન, કળા, સાહિત્ય અથવા તો માનવઉદ્યોગની કોઈ પણ નીપજ – સઘળાંનો આ સંન્યાસમાં સહયોગ થવો જોઈએ. બેકને પોતાના જીવનકાળમાં આ બધાની ઝંખના કરી હતી. (અને બેકનનો વિવેકી વાચક એ વિશાળ આત્માને તાળીઓના ગડગડાટથી વધાવ્યા સિવાય રહે નહિ.) બેકને એના જમાનાના ફિલસૂફોને એમની શબ્દજાળ છોડીને માનવજાતિના ભલા માટેનાં ધ્યેયો તરફ વળવાની પુનઃ પુનઃ નવા બળથી ઘોષણા કરી હતી.

"વ્યવહારુ સંન્યાસીઓ થવું એમાં જ આપણી ઉચ્ચતર ફરજનું પાલન રહ્યું છે. આંતર અને બાહ્ય, વ્યક્તિગત અને સામાજિક નીતિ તેમ જ સુખની પરાકાષ્ઠાએ પહોંચવાનું એ એકમાત્ર સાધન છે."

નિબંધને સમેટી લેતાં લેખક તેમના સંન્યાસીને મોઢે કહેવડાવે

૮૨. 'સમાજ', ગો. સ્મા. અંક, પૃ. ૧૬.

છે કે, "હુ મારી જાતને જાણતો નથી, અને ભવિષ્યની મને તમા નથી કામ કરવા માટે હું જીવુ છુ, અને બીજાઓના ભલા માટે હું કામ કરુ છુ હુ સૌ સત્ત્વોને ચાહું છુ અને તેમને માટે હું મરી ખૂટીશ પરંતુ એમના મૃત્યુથી પણ મારી આખમા આસુ સરખુ નહિ આવે કારણ કે હું સન્યાસી છુ"

ગોવર્ધનરામને સમજવા માટે અનિવાર્ય એવા નિબંધનો અહીં વિસ્તૃત સાર મોટે ભાગે એમના શબ્દોમા અને કયારેક તો અવતરણો જ આપીને રજૂ કર્યો છે આ નિબંધ અગ્રેજીમા સ્વતંત્ર પુસ્તિકાકારે અથવા તો ગુજરાતીમા સળંગ અનુવાદ રૂપે – છેવટ કડીબદ્ધ વીગતવાર સારલેખન રૂપે પુસ્તિકાઆકારે કે કોઈ સામયિકમા પણ સુલભ થયો હોય એવુ જોવા મળતુ નથી, એ આપણી વિદ્યાકીય પ્રવૃત્તિ કઈ કક્ષાએ ચાલે છે તેનુ એક આશ્ચર્યકારક નિદર્શન છે અપ્રમત્ત પ્રો ઠાકોર જેવાએ ત્રણેક પાનામા આ નિબંધનો પરિચય કરાવ્યો છે[૮૩] અને રણજિતરામ મહેતા, ઉત્તમલાલ દ્વિવેદી આદિ વિદ્વાનોએ વત્તે ઓછે અંશે એમાથી અવતરણો આપવાનો અને મૂલ્યાંકન કરવાનો પ્રયત્ન કર્યો છે પણ સાહિત્યસેવી વર્ગમા આ નિબંધના સામાન્ય પરિચયનો પણ અભાવ અને તે છતા તેને માટે નર્યો અહોભાવ એ બે વાના જોવા મળે છે કર્તાના સમયમા પણ પરિસ્થિતિ સારી ન હતી ૧૮૯૧મા ગોવર્ધનરામ સ્ક્રેપબુકમા આ નિબંધને "Long neglected" – લાબા કાળથી ઉપેક્ષાયેલો – ગણાવે છે[૮૪] લેખકના મૃત્યુ પછી 'સમાલોચક' ૧૯૧૦–૧૯૧૧મા મૂળ અગ્રેજી નિબંધ પ્રગટ કરેલો તેથી અત્યારે એ આપણને સહેજે પ્રાપ્ય પણ છે ઉમેરવાની ભાગ્યે જ જરૂર હોય કે મૂળ અગ્રેજી નિબંધ તેમજ તેનો અનુવાદ ગ્રંથ આકારે જેટલા વહેલા પ્રગટ થાય એટલુ સારું

૮૩ 'વિવિધ વ્યાખ્યાનો', ગુચ્છ ૧, પૃ ૧૪–૧૭
૮૪ 'સ્ક્રેપબુક', તા ૨૯–૩–૧૮૯૧ની નોધ

આપણા અનેક વિદ્વાનોએ યોગ્ય રીતે સૂચવ્યું છે તેમ ગોવર્ધનરામને સમજવા માટે આ એક મુખ્ય ચાવીરૂપ નિબંધ છે. પરંતુ એથી પણ વધારે મહત્ત્વ આ નિબંધ ધરાવે છે. હિંદમાં પહેલી ત્રણ યુનિવર્સિટી સ્થપાયા પછી પંદર વર્ષમા જ ભારતીય સાંસ્કૃતિક નવ-જાગૃતિના મંથનમાથી વ્યવહારુ સંન્યાસરૂપી નવનીત પશ્ચિમ હિંદમાં ગોવર્ધનરામને હાથે બહાર આવે છે. હજી વિવેકાનંદને મુખે 'પ્રેક્ટિકલ વેદાંત'ની ઘોષણા થવાને વાર હતી. કવિવર રવીન્દ્રનાથ ઠાકુરનો પણ આ જ જાતનો વિચાર મંત્રરૂપ કાવ્યવાણીમાં હજી કેટલાક સમય પછી (૧૯૦૧મા) પ્રગટ થાય છે:—

"વૈરાગ્ય-સાધને મુક્તિ, સે આમાર નય.
અસંખ્ય બન્ધન માઝે મહાનન્દમય
લભિબ મુક્તિર સ્વાદ."૮૫

"વૈરાગ્યસાધનાદ્વારા મળતી મુક્તિ મારે માટે નથી. અસંખ્ય બંધનોમાં મહાઆનંદમય મુક્તિનો સ્વાદ હું પામીશ"

આ વિચાર રવીન્દ્રનાથના જીવનસંદેશનો એક મુખ્ય અંશ છે એ સુવિદિત છે. ટિળક મહારાજ ગીતાને કર્મયોગશાસ્ત્ર તરીકે જુએ છે તે પણ હજુ કેટલાક દશકાઓ પછી. કહેવાનું તાત્પર્ય એ છે કે પશ્ચિમના સંપર્કમા મુકાયા પછી જે ધાર્મિક સાંસ્કૃતિક નવોત્થાનનો યુગ આવ્યો એમા આપણા ચિંતકોએ ધર્મમાં રોપેલા કર્મનો મહિમા સમજીને એનો પુરસ્કાર કરવાનુ યોગ્ય ધાર્યું – એ એક વિચાર તત્કાલીન ભારતીય ચિદાકાશમા સાર્વભૌમ જણાય છે આ સાર્વભૌમ વિચારને પ્રત્યેક ભારતવાસી નજરોનજર દેખી ઓળખી શકે એવુ બન્યુ ૧૯૧૫ પછી, આફ્રિકાથી પાછા ફરેલા કર્મવીર મોહનદાસ ગાધીએ દેશોદ્ધારની પ્રવૃત્તિ શરૂ કરી ત્યારે.

બાવીસ વર્ષની વયે જીવનના યાત્રાપથ ઉપર ગંભીર ભાવે અને

૮૫ 'एकोत्तरशती' (१९५८) पृ. २३०.

દૃઢતાથી ડગલું માડવા જતા જ ગોવર્ધનરામ લક્ષ્યસ્થાનનો જે નિશ્ચય કરે છે અને સમગ્ર યાત્રાપથનુ જે સુરેખ દર્શન કરે છે તેમા ભારતના મહાજનોએ ઓગણીસમી સદીના છેલ્લા બે ચરણ અને વીસમીના પ્રથમ ચરણમા ઉચ્ચોચ્ચ ધાર્મિક જીવન માટે જે ઝખનાઓ સેવી અને પ્રયત્નો કર્યા તેનો એક પ્રથમ નકશો મળે છે પોતે આ સાર્વભૌમ વિચારને પોતાના જીવનમા કેટલે અશે સાકાર કરી શક્યા એ નિરાળો પ્રશ્ન છે પણ નવીન ભારતના સાર્વભૌમ વિચારનુ ભારતના આ ભાગમા મુખ બનવાનુ ઋષિકર્મ ગોવર્ધનરામે અવશ્ય કર્યુ છે

## ૧૭ વેદ અને વેદાંત [૧૮૮૪]

આ લેખ[૮૬] ૧લી જૂન ૧૮૮૪ના 'રાસ્ત ગોફ્તાર તથા સત્યપ્રકાશ'ના અકમા પ્રસિદ્ધ થયો હતો [૮૭]

જૂનાગઢના દીવાન ગોકુલજી સપત્તિરામ ઝાલાના સ્મરણાર્થે મુબઈ યુનિવર્સિટીમા વેદાતના વિશેષ અભ્યાસ માટેની જોગવાઈ કરવા એક સ્મારક ભડોળની હિલચાલ થઈ હતી [૮૮] એ ઉપરથી વેદાત વિષે સામાન્ય ખ્યાલ આપવા આ લેખ લખાયો લાગે છે આ લેખમા

---

૮૬ જુઓ, પૃ ૪૨૯, આ પુસ્તકમા

૮૭ 'રાસ્ત ગોફ્તાર તથા સત્યપ્રકાશ', પુ ૩૩, અક ૧૬૮૮, પૃ ૫૦૭-૫૦૮.

૮૮ 'રાસ્ત ગોફ્તાર તથા સત્યપ્રકાશ'ના ઉપર ઉલ્લેખેલા અકમા (પૃ ૫૦૬) "Proposed testimonial in memory of the late Gokulji Zhala" એ શીર્ષક તળે એક તત્રીનોધ પ્રસિદ્ધ થઈ છે એમા સ્મારકભડોળમા નાણા આપનારે રા બા મણિભાઈ જશભાઈ, હરિદાસ વિહારીદાસ અને મન સુખરામ સૂર્યરામમાથી ગમે તેને નાણા પહોચતા કરવા જણાવ્યુ છે 'સ્વ ગોકુળજી સ્મારક ભડોળનો આરભ' જેમનાથી થયો છે તે સદ્‌ગૃહસ્થોના નામો અને તેમણે ફાળામા ભરેલી રકમ આપવામા આવી છે ગોવર્ધનરામે આ ફાળામા પચીસ રૂપિયા ભર્યાનો ઉલ્લેખ છે

વેદની રચના, વેદાંતનો ઇતિહાસ, સૂફીમત, બૌદ્ધમત અને બીજી તત્ત્વજ્ઞાન વિચારસરણીઓ સાથે વેદાંતનું સામ્ય અને વેદાંતના મુખ્ય સિદ્ધાંતોનો પરિચય આપવામાં આવ્યો છે.

૧૮. **Shall We Live After Death ? [૧૮૮૮]**–મૃત્યુ પછી આપણે જીવીશું ?

ગોવર્ધનરામે આ ભાષણ ૧૮૮૮માં આપ્યું હતું. આ ભાષણ ક્યાં આપ્યું હતું તે જાણવા મળતું નથી. ભાષણ ક્યાંય છપાયું લાગતું પણ નથી. પરંતુ તા. ૫ ફેબ્રુઆરી ૧૮૮૮ની સ્ક્રેપબુકમાં એની નોંધ મળે છે.

આ લેખ એક સંભવિતતાને પુરવાર કરે છે. માત્ર તેનો તાળો મેળવી શકાય એમ નથી એવું પાદટીપમાં લેખકે નોંધ્યું છે.

લેખકનું નિરૂપણ કાંઈક આવું છે:—કુદરતમાં વૃક્ષ પણ પાછળ બીજ મૂકી જાય છે જેમાં ભાવિ વૃક્ષ છુપાયેલું છે. નાશ પામનાર વૃક્ષની પૂર્વે પણ બીજ હતું જે વળી કોઈ વૃક્ષથી ખર્યું હતું અને એ વૃક્ષ પાછું બીજા કોઈ બીજમાંથી ફૂટયું હતું. આમ જીવનની અનાદિ સરણી જોઈ શકાય છે. તેવું જ મનુષ્યનું છે. વીર્યકણમાંથી ગર્ભ ઉદ્ભવે છે અને ગર્ભના બાળકમાં પણ ભાવિ વીર્યકણની શક્યતા રહેલી છે. ગર્ભનો જનક પણ અન્ય વીર્યકણના પરિણામરૂપ હતો અને તે વળી અન્યના કણનો. "એકની સ્થિતિનો અંત બીજી સ્થિતિનો આરંભ હોય છે." મનુષ્યને માટે વીર્યકણ અને વૃક્ષ માટે બીજ. બીજ નાશ પામ્યાં હોય છે. "પ્રત્યેક દાખલામાં મૃત એ જીવન નીવડયું છે. બન્ને વિસ્તરીને નવા સજીવ કોષો પ્રગટ કરે છે." લેખક પ્રશ્ન કરે છે, "May not our death be often a birth?"

લેખક પછી દૃષ્ટાંત રૂપ દલીલને વિસ્તારપૂર્વક રજૂ કરે છે. ગર્ભ માની અંદર વસે છે અને માની ઉપર ઊછરે છે. બન્નેની એ

ાતા છે. મા નાશ પામે તો ગર્ભનો પણ નાશ જ થાય. નાભિનાલ-
ત્રથી તે માની સાથે જોડાયેલું છે અને તેમ છતાં નવાં મનુષ્યો
માંથી પેદા થઈ શકે એવા બીજ તે પોતે પણ પોતાની અંદર ભલે
ત્યારે સુસાવસ્થામાં પણ કાલે સફલ થવા નિર્માયેલાં અવશ્ય ધરાવે
. એ જીવ વસ્તુતઃ ગર્ભાવસ્થાનો અંત આવે અને ગર્ભાશયની બહાર
ાતે અલગ જીવન જીવી શકે એની તૈયારી કરી રહ્યો છે.

"એ જ પ્રમાણે માણસ માતૃરૂપ દુનિયા(Mother world)ની
ંદર જીવે છે અને એનાથી પોષાય છે." બન્નેની એકાત્મતા એવી
કે દુનિયાના નાશમાં એનો પણ નાશ થાય. "આપણે જીવીએ
ોએ ત્યારે આ દુનિયાની દીવાલોની અંદર પુરાયેલા હોઈએ છીએ.
ર્ભની પેઠે આપણે એમને તોડવા અને એમની આરપાર જોવા
ાસમર્થ હોઈએ છીએ." "આંખ-કાન-મોઢું-આ ઇન્દ્રિયો તે માતૃરૂપ
નિયા પાસેથી પોષણ મેળવવાનું આપણું નાભિનાલ હોય છે." અને
નાં "એ જ વેળાએ" આપણી અંદર એક જુદા જ લક્ષણવાળો
રકોષ તૈયાર થઈ ઘાટ લઈ રહ્યો હોય છે. "આપણી અંદર આ
રૂપે વરતાતો કોષ તે આપણો આધ્યાત્મિક કોષ છે." લેખક પૂછે
ે કે "આપણી અંદર આ નવો રસેન્દ્રિય કોષ શા માટે અસ્તિત્વ ધરાવે
ે? કયા લક્ષ્ય અર્થે એ આ રીતે તૈયારી કરી રહેલ છે?" તે
છે છે કે આપણે એમ ન માની શકીએ કે જ્યારે આ મનુષ્યજીવનરૂપ
ર્ભ માતૃરૂપ દુનિયાના ગર્ભાશયમાંથી બહાર નીકળે (એટલે કે મૃત્યુ
ામે) ત્યારે એ બધા સમય દરમ્યાન થયેલો આધ્યાત્મિક કોષ કોઈ
બહારની દુનિયામાં વધુ વિકસિત જીવન પામવા તો ચાલ્યો
હીં જાય?"

"આ માન્યતા (Belief) કેવળ અનુમાન જ છે" એમ કહી
ેખક અનુમાન શબ્દ ઉપર યોગ્ય રીતે જ નોધ કરે છે કે "સંપૂર્ણતઃ
નુમાન નહિ પણ સાદૃશ્યમૂલક દલીલ અને અનુમાન વચ્ચેનું કાંઈક"
૨૦-૧૧-૬૧).

લેખકે તત્ત્વજ્ઞાનનો એક મહાન પ્રશ્ન છેડયો છે અને ગભીરતાથી એને ચર્ચવા ઇચ્છતા પણ લાગે છે, પરંતુ કોઈ માર્મિક દલીલ નિપજાવવાને બદલે સાદૃશ્યમૂલક દલીલમા એમની વિચારણા ઉતરી પડે છે

"મૃત્યુ પછી આપણે જીવીશુ ?" એ સવાલ ઉઠાવીને ભવિષ્યમા આપણો નવજન્મ થશે એમ પુરવાર કરવાની દિશામા લેખો પ્રયત્ન કર્યો છે ધારો કે તે સફળ હોય તોપણ વૃક્ષ–બીજ મનુષ્ય-વીર્યકણ એ બે સરણીઓને એમણે અનાદિ વર્ણવી હતી અ ભવિષ્યમા વૃક્ષો અને મનુષ્યોનો જન્મ થવાનો તે પણ બતા યુ હતુ અધ્યાત્મ–જન્મની બાબતમા ભવિષ્યમા એવો જન્મ થશે એ એમણે લેખના અતભાગમા બતાવવા કર્યુ પણ ભૂતકાળમા વૃક્ષબીજ ન્યાયે એની અનાદિ સરણી એ નિરૂપી શક્યા નથી તા ૧૦ નવેમ્બર ૧૮૯૨ના રોજ 'શરીરમ્' મથાળા નીચે લખેલા નીચેના બે શ્લોક આ જ વિષયને લગતા છે —

शरीरं शरीर शरीरान्मनो मे शरीर मन शीर्यता वा न वाऽपि ।
तदेवेत पीत्रा रसाद्याभिनालाद् धरण्या जनन्या इवास्या हि कुक्षौ ॥१॥
मनस्त्वयतामेधतामेव नित्य मनो गर्भस्य न वैफल्यमेतु ।
न मृत्युर्न नाशो जगत्या भवेच्चेत् मनोनाशवार्ता मनोगर्भपात ॥२॥

તા ૨૨–૧૦–૧૮૯૨ની સ્ક્રેપબુક નોધમા પણ એમણે આ જ પ્ર છેડયો છે મૃત્યુ પછી મારી શી સ્થિતિ હશે ? પછી પોતે પ્રશ્ન જવાબ આપે છે કે પોતાનુ ચિત્ત ત્ર મરણ પછા નિ સદેહ ટકનાર પોતે નાભિનાલ દ્વારા કાવ્ય અને તત્ત્વજ્ઞાનનો રસ પોષણરૂપે ચૂ રહ્યા છે અને ભવ્યતર સ્થિતિ માટે સાધના કર્યા કરી છે ચિત્ત ત્રા આમ ન કરી શકે તેમનો કા તો ગર્ભપાત થાય કા સદેવ જીવનપ્રકારમા તેમની અધોગતિ થાય અહી એમની આગ તાત્વિક પ્રશ્ન ઊભો થાય છે ગર્ભપાતથી પણ જીવભાગનો નાશ થા ઉત્સર્ગસિદ્ધિથી પણ તેમ જ થાય, તો પછી બેમા ફેર શો ? તેં

નોંધે છે કે ગર્ભપાત પછી અચેતનમાં ભળી જવાનું થાય જ્યારે ઉત્સર્ગસિદ્ધિ પછી સચેતનમાં ભળવાનું બને. મહેચ્છાએ નિર્માણ કરેલું છે કે ઉત્સર્ગસિદ્ધિ એ લક્ષ્ય છે. વ્યક્તિએ એ પ્રક્રિયામા પસાર થવાનું જ છે. ગર્ભપાત થાય તો એનો અર્થ એટલો જ કે ફરી એકડે એકથી શરૂ કરવાનું છે; પણ ઉત્સર્ગસિદ્ધિ સાધ્યે જ છૂટકો છે, ત્યારે જ તે કૃતકૃત્ય બને – મુક્ત બને. न च पुनरावर्तते न च पुनरावर्तते।

## ૧૯. 'Monism or Advaitism' by Mr. Manilal N. Dvivedi, B. A. & The Advaitism of Sankar's Vedanta [૧૮૯૦] — મણિલાલ ન દ્વિવેદી-કૃત 'એકતત્ત્વવાદ અથવા અદ્વૈતવાદ' અને શાકરવેદાંતનો અદ્વૈતવાદ.

આ અવલોકનલેખ[૮૯] 'ગુજરાતી' સાપ્તાહિકના ૧૮૯૦ના અંકોમા કટકે કટકે પ્રસિદ્ધ થયો હતો.[૯૦]

આ અવલોકનલેખમાં પુસ્તકલેખકની વિશિષ્ટ શક્તિઓ અને તેમની મર્યાદાઓ દર્શાવવામાં આવી છે મણિલાલે થિયોસોફી અને યોગને ભેગાં કર્યાં છે, સાર્વભૌમ ધર્મ સૂચવવાનો પ્રયાસ કર્યો છે, અદ્વૈત તત્ત્વજ્ઞાનની વિશદ રજૂઆત કરી છે, કેટલીક સંશોધનાત્મક વીગતો આપી છે, પોતાના મુદ્દાઓ સમજાવવા સરખામણીઓનો આશ્રય લીધો છે વગેરે બાબતોની અવલોકનકાર વીગતવાર છણાવટ કરે છે. પુસ્તકના અવલોકનકાર્ય નિમિત્તે ગોવર્ધનરામ પોતાના દષ્ટિબિંદુઓ પણ કાંઈક વિસ્તાર કરીને પણ આપે છે. દા. ત., યુરોપના ધર્મો 'દુન્યવી' થયા છે જ્યારે હિંદુ ધર્મમાં એવું નથી, એથી જ હિંદુ ધર્મ ઉચ્ચતર છે. હિંદુસ્તાનમા ધર્મ અને ફિલસૂફી એકબીજાનાં

૮૯. જુઓ, પૃ. ૪૨૯, આ પુસ્તકમા.

૯૦. 'ગુજરાતી', પુ. ૧૧, અંક ૭ (પૃ. ૧૫૯-૧૬૦), અંક ૮ (પૃ. ૧૮૪-૧૮૫), અંક ૯ (પૃ. ૨૧૦-૨૧૧), અંક ૧૨, (પૃ. ૨૮૮), અંક ૧૩, (પૃ. ૩૧૪-૩૧૫).

પૂરક છે–ધર્મ અને ફિલસૂફી લગભગ અવિભાજ્ય છે એવું યુરોપમાં નથી એમ જણાવે છે. મણિલાલ 'સાર્વભૌમ ધર્મ' નિર્દેશે છે એ સંબંધમાં અવલોકનકાર કહે છે કે આવો વિશ્વમાન્ય ધર્મ નિર્દેશવાની ઇચ્છાવાળાએ જગતના બધા ધર્મોનાં જીવાતુભૂત તત્ત્વોનો આત્મીયતાભર્યો પરિચય સાધેલો હોવો જોઈએ. ઉપરાંત જે દેશીઓ વિદેશના લોકો સમક્ષ અદ્વૈતવાદનું નિરૂપણ કરવા ચાહતા હોય તેમણે નિરપેક્ષભાવે એ કરવું જોઈએ નહિતર એક સારા હેતુને નુકસાન થવા સંભવ છે એટલું જ નહિ પણ સત્ય કઈ ભૂમિમાંથી પ્રગટ્યું તે બાજુએ રાખીને સત્યશોધનની વૃત્તિથી પ્રસ્તુત વિષયમાં વિદેશીઓને રસ લેતા કરવામાં બાધારૂપ નીવડશે. ખ્રિસ્તી ધર્મ કરતાં હિંદુ ધર્મ વધારે સારો છે એમ કહેનાર ગોવર્ધનરામ ખ્રિસ્તી ધર્મ જેવા એકેશ્વરવાદી ધર્મસ્વરૂપનાં સત્યોને અને સૌંદર્યને પુસ્તકલેખક પ્રશંસી શક્યા નથી એટલું જ નહિ પણ એના પ્રત્યે અયોગ્ય પરુષના મણિલાલે બતાવી છે એવી ટીકા પણ કરે છે. ફિલસૂફી બુદ્ધિગમ્ય હોવી જોઈએ એમ ભારપૂર્વક ગોવર્ધનરામ કહે છે. 'સત્', 'ચિત્', 'આનંદ', 'માયા', 'ઉત્ક્રાંતિ' આદિનું વીગતવાર વિવરણ પણ આ અવલોકનલેખમાં મળે છે.

આ અવલોકનલેખના ત્રણ અંશો વાંચ્યા બાદ કોઈએ 'એસ. ડિ.'ની સહીથી 'Advaitism Versus Dvaitism' એ શીર્ષક તળે ચર્ચાપત્ર લખ્યું હતું, જે 'ગુજરાતી'ના ૧૬મી માર્ચ ૧૮૯૦ના અંકમાં પ્રસિદ્ધ થયેલું છે. આ ચર્ચાપત્રમાં દ્વૈતવાદના પુરસ્કાર અંગે ચર્ચાપત્ર લખનારે પોતાના વિચારો રજૂ કર્યા છે.

## ૨૦. Some Questions of Religious Philosophy [૧૮૯૧] — ધાર્મિક ફિલસૂફીના કેટલાક પ્રશ્નો

ગોવર્ધનરામે આ વિષય પર અંગ્રેજીમાં ભાષણ આપ્યું હતું. અંગ્રેજી ભાષણ પ્રાપ્ત નથી પણ તા. ૧૭–૩–૧૮૯૧ની સ્ક્રેપબુક-

આંની અંગ્રેજી નોંધ આ મથાળા નીચે મળે છે તે ઉપરથી નિબંધનો વિષય ટૂંકામાં જાણી શકાય એમ છે.

લેખક કહે છે કે "મહાન નાસ્તિક જ્હોન સ્ટુઅર્ટ મિલ કરતાં કોઈએ આ વાત વધારે સ્પષ્ટતાથી દર્શાવી નથી પદાર્થ (matter) એ આત્મા (spirit) જેટલો જ અજ્ઞેય છે. અને જે જાણી શકાય છે તે તો માત્ર સંવેદનાઓ (sensations) અને સંવેદનાઓ છે વિવિધ પ્રકારની શક્તિઓ (forces)." ગોવર્ધનરામ કહે છે કે "પદાર્થને માની લેવો એ કદાચ બુદ્ધિયુક્ત હોય પણ માની લીધેલો (ગૃહીત) અજ્ઞાત 'પદાર્થ' જ્ઞાત અને દૃશ્યમાન 'શક્તિ'ને પ્રગટાવે છે અને પોતાનામાં ધારણ કરે છે એમ કહેવું એના કરતાં શક્તિ જડ પદાર્થની ચાલક છે અને એને દૃશ્યમાન અને સ્પર્શક્ષમ બનાવે છે તેમ જ આકાર અને રંગોથી તેને સજે છે એમ કહેવું બહેતર છે. પદાર્થની સત્તા હોય યા ન હોય પરંતુ શક્તિ છે અને આત્મા અને પદાર્થ બંને દ્વારા અથવા તો આત્મા અને પદાર્થ ન હોય તો આપમેળે પોતાની પ્રતીતિ કરાવે છે."

લેખક દર્શાવે છે કે સ્ત્રીપુરુષ પૃથ્વી ઉપર પ્રગટ્યાં એ પૂર્વે પણ બુદ્ધિશક્તિ જે એમનામાં પ્રગટી છે તે આ પૃથ્વીમાં પ્રચ્છન્ન પડેલી અને તકની રાહ જોતી અસ્તિત્વમાં હતી, જેમ ગ્રહ અને ગ્રહ વચ્ચેના શૂન્ય અંતરાલમાં ગુરુત્વાકર્ષણની શક્તિ સભર પડેલી છે. દૂરાતિદૂરના ગ્રહો અને તારાઓ અને ત્યાંની જીવનસૃષ્ટિમાં પણ એ જ પરમશક્તિ હોવી જોઈએ અને તે સૃષ્ટિઓના પ્રાણધારીઓ સાથે આપણે જોડાયેલા છીએ કેમ કે એમનામાં અને આપણામાં એક જ શક્તિ સંચારિત થઈ રહેલી છે. અખિલ સૃષ્ટિમાં નિવસનો ફિલસૂફી-માન્ય ઈશ્વર, એટલે કહેવાતા 'પદાર્થ' અને 'ચિત્ત'ના નિરંતર પરિવર્તન પામતા આકારો સર્જ્યા કરતી, સંવેદના અને ચેતનાનાં જાલ ગૂંથ્યા કરતી સર્વવ્યાપી આત્મસંચાલિત પ્રચ્છન્ન શક્તિ આ પદાર્થ અને ચિત્ત (matter and mind) એ દિવસરાત જેવું એકબીજા

વિના ટકી ન શકતું યુગલ છે. આ સાપેક્ષ વસ્તુને ઠેકાણે નિરપેક્ષ – કેવલમાં નિષ્પન્ન કરતાં કેવલા વિશ્વશક્તિ જેમાં તમામ સાપેક્ષ પદાર્થો અનુસ્યૂત છે અને જેમાથી તેઓ વિકસે છે અને અતે જેમાં શમે છે તે જ લાધે છે. "સર્જન અને સંહાર એટલે સાપેક્ષતાના નાટકનું પ્રસરણ અને સંહરણ. પરંતુ આ દિવ્ય નાટકનો કર્તા અને અભિનેતા એક જ છે અને તે પોતે જ પોતાનું ઑડિયન્સ (પ્રેક્ષક સમુદાય), રંગભૂમિ અને બધુ છે એ બાબતમા બીજો કોઈ વિકલ્પ દેખાતો નથી"

જેમ ગુરુત્વાકર્ષણ શક્તિના કિરણો જીવતા સુંદર છોડમા પ્રગટી ઊઠે છે તેમ જ આ પરાશક્તિના કિરણો ઉષ્મા, તેજ, ગતિ, પ્રાણ અને મન – વિજ્ઞાન રૂપની ભવ્ય રંગીન આભાઓ ધારણ કરે છે. "શુ આપણે એમ કહી શકીએ કે આ મહતી શક્તિ, આ સૂર્યોનો સૂર્ય તે પોતાના કિરણોથી નરી ભિન્ન વસ્તુ છે અને પોતે કિરણ-વિહોણી છે? આનો હકારમાં ઉત્તર આપવો એટલે શક્તિના સ્વયંભૂ-પણાનો ઇન્કાર કરવો."

(૧) બધા પ્રકારની ખેંચ અને તેનાં પરિણામ, (૨) ખેંચનાર અને (૩) જ્યારે પોતે કાંઈ ખેંચતો ન હોય તે વેળાનો ખેંચનાર – આ ત્રણ તે અનુક્રમે માયા, ઈશ્વર અને બ્રહ્મ – નાટક, નટ અને નાટ્યકાર. આ ત્રિપુટી વસ્તુતઃ એક જ છે. નાટક પૂરું થાય, નટનુ કામ પતે પણ નાટ્યકારની સનાતન સત્તા છે અને તે નટ અને નાટક બન્નેને નિપજાવવા શક્તિમાન છે અને તેમના સિવાય પણ ટકવા સમર્થ છે. આ પ્રચ્છન્ન શક્તિ – આ નિર્ગુણ બ્રહ્મ તે કેવલ સત્ છે. પોતે સત્‌થી સભર છે અને સત્‌નું કારણ છે. તેનામાં ચિત્ અને આનંદ પણ અગભૂત છે કે કેમ તે હું અત્યારે કહી શકતો નથી એમ ગોવર્ધનરામ ઉમેરે છે. "પ્રચ્છન્ન એટલે નિષ્ક્રિય નહિ, પણ આપણી આખને અદૃશ્ય. ગ્રહ ગ્રહ વચ્ચેની પ્રચ્છન્ન ગુરુત્વાકર્ષણ શક્તિનાં કિરણો નિષ્ક્રિય નથી પણ અદૃશ્ય છે અને તે વરતી શકાતાં નથી, સિવાય કે દૂરગામી પરિણામો દ્વારા. કદાચ આપણો આધ્યાત્મિક દેહ

મૃત્યુ પછી આ દુનિયારૂપી ગર્ભાશયથી છૂટા થશે ત્યારે જે પ્રચ્છન્ન છે તે કદાચ દશ્ય નહિ તો પણ પ્રતીતિજનક થઈ શકશે. પણ આ અપરિજ્ઞેય તત્ત્વને પરીક્ષવાનાં કોઈ તાત્કાલિક સાધન હું જોતો નથી.''

ગોવર્ધનરામે ત્રણ વર્ષ પહેલાં 'મૃત્યુ પછી આપણે જીવીશું ?' એ લેખમાં માતૃ દુનિયાના ગર્ભાશયમાં અધ્યાત્મદેહ વિકસાવતા ગર્ભ રૂપે માનવજીવનનું જે દર્શન કરેલું તેનો ઇશારો આ લેખનો અંત-ભાગમાં પણ દુનિયારૂપી ગર્ભાશયનું રૂપક એમણે યોજ્યું છે તેમાં જોઈ શકાય છે.

## ૨૧. કર્મ, ધર્મ અને જ્ઞાન : તત્સંબંધે દેશકાલનો વિવેક [૧૮૯૪]

ગોવર્ધનરામનું આ ભાષણ સંપૂર્ણ રૂપમાં મળતું નથી, માત્ર ભાષણના બે અંશો ૧૮૯૪ના 'ગુજરાતી'ના અંકોમાં કટકે કટકે પ્રસિદ્ધ થયેલા મળે છે.[૯૧]

કર્મ, ધર્મ અને જ્ઞાન એ શબ્દોનો અજ્ઞાની લોકો અનિશ્ચિત અને અવ્યવસ્થિત ઉપયોગ કરે છે એને કારણે પરિભાષાને હાનિ થાય છે એટલું જ નહિ પણ એ છિન્નભિન્ન અર્થને આધારે કરાતી ક્રિયાઓ પણ અવ્યવસ્થિત થાય છે એમ જણાવી ગોવર્ધનરામ આ શબ્દોના અર્થો આપે છે. 'કર્મ' અને 'ધર્મ' શબ્દના દરેકના પાંચ અને 'જ્ઞાન' શબ્દના ૭ અર્થો તેમણે આપ્યા છે. આ રીતે આ શબ્દોના અર્થની બાબતમાં વ્યવસ્થા લાવવાનો તેમનો પ્રયત્ન જોવા મળે છે. આપણાં ધર્મશાસ્ત્રોનું ગોવર્ધનરામનું ઊંડું પરિશીલન તેમણે કરેલી શબ્દચર્ચામાં દેખાય છે. કર્મ, ધર્મ અને જ્ઞાનના વિષયોમાં ભારતીય અને યુરોપીય વિદ્વાનોમાં જેમ મતભેદ છે તેમ સમાનતા પણ છે એમ જણાવી સમાન ભૂમિકા શોધવાનો ગોવર્ધનરામ પ્રયત્ન કરે છે. આ જ રીતે જૂના અને નવા મનના માણસોને પણ સમન્વય-

૯૧. 'ગુજરાતી', પુ. ૧૫, અંક ૪૨ (પૃ. ૧૧૬૩-૧૧૬૪), અંક ૪૩ (પૃ. ૧૧૯૧-૧૧૯૨)

દષ્ટિ કેળવવાનો તે અનુરોધ કરે છે. ગોવર્ધનરામ પોતાના સમયમાં દેશમાં શું થવું જોઈએ એ વિશે પણ લેખના અંતભાગમાં સૂચન કરે છે. તેઓ કહે છે કે આ કાળને માટે યોગ્ય શાસ્ત્ર તો બુદ્ધિનું શાસ્ત્ર છે. કર્મ, ધર્મ અને જ્ઞાન એ ત્રણેનો સમન્વય પ્રબોધતી તેમની વિવેકદષ્ટિ આ લેખમાં પણ જોવા મળે છે. અને તેઓ આપણા પૂર્વજોના વારસાનું યથાર્થ મૂલ્ય આંકી નિષ્કામપણે કર્મપ્રવૃત્ત થવાનું ઉદ્‌બોધે છે.

## ૨૨. Some Sidelights on Vedic Mythology [૧૮૯૬] –વેદની પૌરાણિક કથાઓ પર પાર્શ્વ પ્રકાશ

ગોવર્ધનરામે ઈ. સ. ૧૮૯૬માં થિયૉસૉફિકલ સોસાયટી સમક્ષ આ વિષય પર ભાષણ આપ્યું હતું. આ ભાષણ અપ્રસિદ્ધ હોય એમ લાગે છે. ડૉ. કાન્તિલાલ પંડયા પાસેથી તેની ટાઈપ કરેલી નકલ જોવા મળી હતી

આ ભાષણમા તેમણે વેદધર્મને કેન્દ્રમાં રાખીને એ ધર્મમાંથી વિવિધ ધર્મપ્રણાલિકાઓ કેવી રીતે અસ્તિત્વમાં આવી એ વિશે વાત કરી છે, 'પુરુષસૂક્ત'નું વીગતે વિવરણ રજૂ કર્યું છે, અને 'બૌદ્ધધર્મ' કઈ ધાર્મિક ભૂમિકાએ અસ્તિત્વમાં આવ્યો અને પુરાણધર્મે બધા ધર્મોના સારાં તત્ત્વોને કેમ અપનાવ્યાં એ જણાવ્યું છે. આ બધા કાળમાં આપણી પુરાણકથાઓમાં ફેરફાર થતો ગયો તે દર્શાવી એ પુરાણકથાસૃષ્ટિને ઉશેટી નહિ નાખતાં આપણે આપણા રાષ્ટ્રોત્થાનની દષ્ટિએ એનો સમુચિત ઉપયોગ કરવો જોઈએ એ વિશે લેખકે અહીં સૂચન કર્યું છે.

'વેદની પૌરાણિક કથાઓનો એક ટૂંકો આલેખ ગોવર્ધનરામે આપ્યો છે. વૈદિક ધર્મ અને ખ્રિસ્તી ધર્મમાં કેટલુંક સામ્ય શોધવાનો પણ પ્રયત્ન તેમણે કર્યો છે. પરંતુ પુરાણો વિશે ગોવર્ધનરામ પોતાની આકાંક્ષા પ્રમાણે ફરીથી વિસ્તારપૂર્વક લખી શક્યા નથી અને પાર્જિ-

૨૨ આદિનું પુરાણુ સંશોધન હિંદુસ્તાનને મળવાનું હજુ બાકી હતું એ હકીકત સ્મરણમાં રાખીએ તો ગોવર્ધનરામનો પ્રયત્ન આગળ ન વધ્યો એ સમજી શકાય એવું છે.

## ૨૩. Higher Brahmanism in Ancient India [૧૯૦૩] – પ્રાચીન હિન્દમાં ઉચ્ચ બ્રાહ્મણધર્મ

આ લેખ ઈ. સ. ૧૯૦૩ ના 'વસંત'માં પ્રસિદ્ધ થયો હતો.[૯૨] ગુજરાત કોલેજ લિટરરી ઍન્ડ ડિબેટિંગ સોસાયટી સમક્ષ ગોવર્ધનરામે 'Higher Brahmanism in Ancient India' એ વિષય ઉપર ભાષણ આપેલું એનો ગુજરાતી સાર ભાષણકર્તાની નોટ્સની વિશેષ મદદ લઈને એક શ્રોતાજને તૈયાર કરેલો તે ઉપરના મથાળાથી 'વસંત'ના તંત્રી આનંદશંકર ધ્રુવે પ્રકટ કર્યો હતો.

આ વ્યાખ્યાનમાં ગોવર્ધનરામે પ્રાચીન હિંદમા બ્રાહ્મણધર્મ શી રીતે પ્રતિષ્ઠિત થયો તે ઐતિહાસિક દૃષ્ટિએ બતાવ્યું છે. જનસમુદાય ઉપનિષદો સમજવાને માટે લાયક ન હતો અને તત્ત્વચિંતન તેમને માટે બહુ દુર્ઘટ હતું તો સાથે સાથે ઊતરતા પ્રકારનો બ્રાહ્મણધર્મ જનસમુદાયને અસંતોષકારક લાગવા માડચો ધર્મના બે ફાંટા પડી ગયા. ઉપનિષદનો ધર્મ તે ઊંચા સત્ત્વોને માટે અને બૌદ્ધધર્મ તે સામાન્ય જનતાને માટે. બૌદ્ધધર્મે ઉપનિષદોમાંની ઘણી વસ્તુઓને લોકપ્રિય રૂપ આપી પોતાના ધર્મમાં દાખલ કરી. ઘણા બ્રાહ્મણોએ બૌદ્ધધર્મ સ્વીકાર્યો. પણ તે ધર્મ પણ ટકી શક્યો નહિ અને તેના પણ બે વિભાગો પડી ગયા "ઊંચો બૌદ્ધધર્મ તે તત્ત્વચિંતનાત્મક અને ઊતરતો તે નિરીશ્વર ભૂતપ્રધાન બૌદ્ધધર્મ." કાલાન્તરે એમ બન્યું કે ઊંચો બૌદ્ધધર્મ ઊંચા બ્રાહ્મણધર્મની સામે ટકી શક્યો નહિ તેમ જ ઊતરતો બૌદ્ધધર્મ ઊતરતા બ્રાહ્મણધર્મની સામે ટકી શક્યો નહિ અને એ રીતે બ્રાહ્મણધર્મનો વિજય થયો. પરંતુ "બ્રાહ્મણધર્મનો આ

૯૨ 'વ' વર્ષ ૨ અંક ૬ પૃ ૨૦૭–૨૧૩.

વિજય બૌદ્ધધર્મનું નિરાકરણ (replacement) નહિ પણ તેનું પાન અર્થાત્ સંગ્રહ (absorption) હતું." બુદ્ધ વિષ્ણુના અવતાર ગણાયા અને શંકરાચાર્ય 'પ્રચ્છન્ન બુદ્ધ' તરીકે ઓળખાયા. જ્યારે ઉચ્ચ બૌદ્ધધર્મ સાથે ઉચ્ચ બ્રાહ્મણવર્ગને હરીફાઈ કરવાની ન હતી ત્યારે તેમણે શું શું કર્યું તે જણાવી, ઊંચો બૌદ્ધધર્મ અને ઊંચો બ્રાહ્મણધર્મ ભળી ગયા તે કાળમાં થયેલા વિદ્યાવિકાસનો ખ્યાલ આપી એ વખતના ઉત્કૃષ્ટ સમાજજીવનનો આલેખ ગોવર્ધનરામે આપ્યો છે. ઊંચા બ્રાહ્મણધર્મમાં ઊંચો બૌદ્ધધર્મ ભળી ગયા પછી એણે ઊતરતા બૌદ્ધધર્મનો નાશ કર્યો અને નિકૃષ્ટ પ્રકારના બ્રાહ્મણધર્મને નિયંત્રિત કર્યો. એ સમયના પ્રાચીન હિંદના ઉત્કર્ષની પરાગતિ શંકરાચાર્યના સમયમાં આવી એમ કહીને શંકરાચાર્યના જીવનકાર્યને ગોવર્ધનરામ મૂલવે છે. "(૧) ધર્મસામાન્યથી આખી પ્રજાનુ એકીકરણ અને (૨) અર્થારોપ વિના, ઉપનિષદ્‌ના તત્ત્વચિંતનના પ્રચારપૂર્વક, તર્કસહાયક, અને માયાવાદના સ્થાપન સહિત, ધર્મની યોજના. આ બે શંકરાચાર્યના મુખ્ય કાર્ય હતાં." બૌદ્ધધર્મથી જેમ ફાયદો થયો તેમ નુકસાન પણ થયું. એ ધર્મની અસરથી 'સ્વાધ્યાય' બંધ થયો. પ્રજાના જુદા જુદા વર્ગો ઉપર એની માઠી અસર થઈ. આ પરિસ્થિતિમાં ઊંચા બ્રાહ્મણધર્મે પ્રજાની કેળવણી માટે એક નવી જ વ્યવસ્થા કરી– પુરાણો રચ્યાં. પુરાણોને ગોવર્ધનરામ 'Nursery tales for adult children,' કહે છે. આ રીતે ઉચ્ચ જ્ઞાન લોકપ્રિય થયું. પુરાણોના આ મૂલ્યવાન વારસાએ પ્રજાને ટકાવી રાખવાનું મહત્ત્વનુ કાર્ય કર્યું છે.

## ૨૪. શ્રી મલ્લિકકૃત 'The Problem of Existence'નું અવલોકન [૧૯૦૪]

'ધ ઇન્ડિયન રીવ્યૂ'ના ૧૯૦૪ના ઓક્ટોબર અંકમાં આ લેખ પ્રસિદ્ધ થયો છે.

બૅરિસ્ટર શ્રી મન્મથ મલ્લિકકૃત ' અસ્તિત્વનો પ્રશ્ન ' એ નામના ઈંગ્લૅન્ડમાં છપાયેલા પુસ્તકનું અવલોકન આ લેખમાં કરવામાં આવ્યું છે. શરૂઆતમાં પુસ્તકના પ્રથમ ભાગમાં વર્ણવાયેલ યુગવાહી જીવન-સાતત્યધારાની વાત કરવામા આવી છે. જીવનનુ ચક્ર ચાલ્યાં કરે છે પણ તેના આદિ અને અંત અવ્યક્ત છે. જીવનમાં વિવિધતા ભરપૂર છે પણ તે એકતામૂલક છે. માનવજાતિના સાતત્ય પાછળની જીવન-શક્તિનો મુખ્ય ઘટક તે માનવચિત્ત છે અવલોકનકાર કહે છે કે લેખકે તેથી આરંભમાં જ બતાવ્યું છે કે અસ્તિત્વની રહસ્યમયતાનો ઉકેલ સામ્યાવસ્થા પામેલા ચિત્તને આપોઆપ થઈ જતો હોય છે. આવા ચિત્તે ઈશ્વરદર્શન માટે ક્યાય જવાની જરૂર નથી પણ જરૂર છે પોતાની સાથે—પોતાના આત્મા સાથે—સંબંધમાં આવવાની.

પુસ્તકના બીજા ભાગમા જીવનસંઘર્ષની વાત થઈ છે. આ ભાગ સૌથી લાંબો છે અને તેમાં રાજ્ય, કેળવણી, રાષ્ટ્રીય તાલીમ અને લસ્કરી જીવન અંગેનાં પ્રકરણો છે દરેક વિષય ઉપરનું ભારતીય દૃષ્ટિબિંદુ લેખકે આપ્યું છે. અને ઉચ્ચોચ્ચ દૃષ્ટિબિંદુ તે ઋષિઓ આખી જીવનસૃષ્ટિને એકરૂપે જોતા એ છે.

હિંદીઓ પાસે નીતિનુ દ્વિવિધ ધોરણ છે:—એક તો ઊંચાં વિકસિત ચિત્તો માટે, બીજું પ્રાકૃત જનો માટે. સંઘર્ષ દ્વૈત ભાવનાને કારણે ઊભો થાય છે એમ શ્રી મલ્લિક કહે છે. બૌદ્ધ અને ખ્રિસ્તી ધર્મ કરુણા, પ્રેમ શીખવે છે. પ્રેમભાવનાને લીધે પ્રેમ કરનાર અને પ્રેમનુ પાત્ર એવુ દ્વૈત રહે છે એમ સ્વીકારવુ પડે છે. આર્યભાવના એકત્વનો ઉચ્ચતર સિદ્ધાંત બોધે છે. પ્રેમ એ ભાવ છે, એકત્વ એ બુદ્ધિમૂલક છે સામાન્યજનો પ્રેમનો સંસ્કાર જોઈ શકે અને ઝીલી શકે, એકત્વનો બુદ્ધિસાજ વિરલા તત્ત્વચિંતકો જ પ્રકટાવી શકે આથી આર્યવિચારણા નીતિનું દ્વિવિધ ધોરણ પ્રબોધે છે એક પૂર્ણરૂપ ચિંતક માટે, બીજું અધકચરા માણસો માટે. પરમોચ્ચ આર્યચિત્ત પોતાના જેવા બીજાઓ સાથે સંઘર્ષમાં ઊતરતું નથી પણ ક્ષુદ્ર

સંઘર્ષ સામે જ સંઘર્ષમાં ઊતરે છે. આજે પૂર્વના દેશો પશ્ચિમના શાસન તળે છે, અને એમની આવી 'બડી બડી બાતાં' પશ્ચિમને અત્યારે હાસ્યાસ્પદ પણ લાગે, પણ એક સમય એવો આવે પણ ખરો જ્યારે પૂર્વ અને પશ્ચિમ એક વિચારનાં થાય.

પુસ્તકના ત્રીજા ભાગમાં શ્રી મલ્લિક જીવનનાં તત્ત્વજ્ઞાનલભ્ય સુખસમાધાનની વાત કરે છે. અવલોકનકાર સૂચવે છે કે તત્કાલીન ભારતવાસીઓ પેટની વેઠમાથાજ ઊંચા ન આવે ત્યાં એ સુખ-સમાધાનની વાત ભાગ્યે જ આશ્વાસનરૂપ હોય.

અવલોકનકાર આકાશનો અનુવાદ 'રુધિર'થી કરવા જેવા પ્રયત્નો યોગ્ય દિશાના નથી એમ બતાવે છે. પુસ્તકમા અવતરણોનો સ્થાન-નિર્દેશ કરવામાં આવ્યો નથી તે ઊણપ તરફ પણ તે ધ્યાન ખેંચે છે. પુસ્તક આપણાં કથાનકો અને પૂર્વપશ્ચિમના ગ્રંથોનાં અવતરણોથી રસિક બન્યું છે અને આખા પુસ્તકમાં ખેધા અંશોને સંમીલિત કરતો મહાન ધ્યર્થ છે એમ ઉમેરે છે.

## ૨૫. Some Rules of Conduct – કેટલાંક આચારસૂત્રો

ગોવર્ધનરામે અંગ્રેજીમાં ૧૧૬ આચારસૂત્રોની એક નાનકડી પુસ્તિકા પ્રસિદ્ધ કરી હતી. મૂળે આ સૂત્રો લેખકે પોતાને માટે લખેલાં અને એ પછી ખાનગી મિત્રમંડળમાં એ ફેરવવામાં આવ્યાં હોય. આ પુસ્તિકાને મથાળે "Private and strictly confidential" (અંગત અને તદ્દન ખાનગી) લખેલું છે.[૯૩] આ આચારસૂત્રોનું સુંદર વિવરણ ઉત્તમલાલ ત્રિવેદીએ કરેલું છે.[૯૪]

ગોવર્ધનરામને પોતાના વિચારો લખીને વ્યવસ્થિત કરવાની ટેવ

૯૩. આ પુસ્તિકાના ૧૧૬ સૂત્રો પૈકી ૯૪ સૂત્રો 'સમા૦', પુ. ૧૪, અંક ૧માં છપાયેલા છે. અહીં ૧૧૬ સૂત્રોની છાપેલી પુસ્તિકાનો ઉપયોગ કર્યો છે.

૯૪. જુઓ, 'સમા૦', પુ. ૧૫, અં. ૧, પૃ. ૯–૧૪, અને અં. ૨, પૃ. ૮૧–૮૬.

હતી અમુક પ્રશ્નો અને પોતે જ્યારે નિર્ણય પર આવી શકતા નહિ ત્યારે એના લાભાલાભ અનુસાર ગુણો ( માર્ક્સ ) મૂકીને તે નિર્ણય કરતા. તેમની ખાનગી નોંધપોથીઓમાં પણ આ જ રીતે પોતાના હૃદ્દગતને વ્યક્ત કરતા અને એ રીતે પોતાની વિચારણાને સ્પષ્ટ કરતા. આ આચારસૂત્રો પણ અમુક જીવનપ્રસંગો અને હૃદય-મંથનના કાળમાં લખાયા હોય એ સંભવિત છે. આ સૂત્રો સંબંધે ઉત્તમલાલ ત્રિવેદી લખે છે: "કેટલાક તો પોતાના સ્વભાવની અંત પરીક્ષાના પરિણામરૂપ, અને કેટલાક પોતાના જીવનની દિશા અને ગતિ નિર્ણીત કરનારા પોતાના જીવનક્રમના જ સૂત્ર છે કેટલાક વહેવારના ધક્કાઓના પરિણામે ઊપજેલા પોતાના અનુભવના ઉદ્‌ગારરૂપ તો કેટલાક જગતની સાથે પોતે કેવું વર્તન રાખવું એના નિયમરૂપ છે કેટલાક વળી આત્મનિયંત્રણરૂપ છે અને કેટલાક પરમ પુરુષાર્થના ઉદ્દેશના છે"[૯૫]

આ સૂત્રોમાંથી કેટલાક અત્યંત ટૂંકા તો કોઈ વળી ઠીક ઠીક લાંબા છે, કોઈ કોઈ સૂત્રોમાં તેમણે સંસ્કૃત શ્લોકો આપેલા છે. ૧૧૫મું સૂત્ર મરાઠીમાં લખેલું છે ૧૧૬ સૂત્રોની "અંગત અને તદ્દન ખાનગી" તરીકે મુખપૃષ્ઠ પર ઓળખાવેલી મુદ્રિત પુસ્તિકામાં પણ કોઈ સૂત્ર ન છાપ્યાનું જોવા મળે છે.

વિષયની દૃષ્ટિએ સામાન્ય રોજબરોજની ટેવોથી આરંભી વ્યવહારની આટીઘૂંટીમાં કેવું વલણ રાખવું તે દર્શાવી આત્મોદ્ધાર સુધીની વાતોને લેખક આ આચારસૂત્રોમાં સ્પર્શે છે આ આચારસૂત્રો જીવનસાધનામાં પ્રેરકદ્યોતક નીવડે એવાં છે ગોવર્ધનરામ જીવનભરના સાધક હતા અને વ્યક્તિગત, કૌટુંબિક, સામાજિક અને નૈતિકધાર્મિક વર્તનની વીગતે વીગત પર તીવ્ર આત્મચિકિત્સક વૃત્તિથી નજર રાખનારા હતા એનો એક પુરાવો આ આચારસૂત્રોની પુસ્તિકા

૯૫. 'સમા૰', પુ. ૧૫, અંક ૧, પૃ. ૧૦.

ઉપરથી મળે છે. મોટા આદર્શોમાં મન પરોવવું અને પ્રત્યક્ષ આચારમાં વીગતોને તરછોડવી એવું સામાન્યતઃ બની જતું હોય છે. ગોવર્ધનરામ આપણા દેશની વ્રતનિયમાદિની ધર્મજીવનપરિપાટીને રૂઢ રીતે અનુસરનારા દેખાતા નથી પણ એનું હાર્દ ઓળખનારા કે જીવનવિકાસમાં એનો લાભ લેનારા દેખાય છે. आचारमूलो हि धर्मः । એ અગ્રસ વચન અને એક ટન (૨૮ મણ) વિચાર કરતા અધોળ આચાર સારો એ પાશ્ચાત્ય કહેણીનું સત્ય ગોવર્ધનરામના મનમાં વસેલું જોઈ શકાય છે.

## સમાજશાસ્ત્ર અને રાજકારણવિષયક

**૨૬. On the Effects of the Custom of Early Marriages on the Educational Progress of the Natives of India** [૧૮૭૬] – હિંદુસ્તાનના દેશીઓની કેળવણી વિષયક પ્રગતિ પર બાળલગ્નની રૂઢિની અસર વિશે.

આ નિબંધ ગોવર્ધનરામે ઈ. સ. ૧૮૭૬ માં 'કરસનદાસ મૂળજી ઇનામી નિબંધ' રૂપે લખ્યો હતો. ઈ. સ. ૧૮૭૮માં મુંબઈ યુનિવર્સિટીએ એ પ્રકટ કર્યો હતો.[૯૬]

એકવીસ વર્ષના યુવાન લેખકે આ સહેજ લાંબા નિબંધમાં બાળલગ્નના પ્રશ્નની વીગતે છણાવટ કરી છે. પુસ્તિકાને મથાળે રૂસો અને કાર્લાઇલમાંથી તેમણે અવતરણો આપ્યાં છે. આ રિવાજનાં અનિષ્ટ પરિણામો તે નિર્દેશે છે. બાળલગ્નની કુરૂઢિ અને એની વિશેષતાઓ વિશે પ્રાથમિક મોજણી કરવી અને કેળવણી પર એનાથી

૯૬. પ્રકાશક : ગવર્નમેન્ટ સેન્ટ્રલ પ્રેસ, મુંબઈ યુનિવર્સિટી વતી. પૃ. ૬૨, કિંમત નથી.

શી અસર થાય છે એ બતાવવાનો આશય લેખકે રાખ્યો છે. સાચી કેળવણીના અભાવને કારણે આ રૂઢિ જોર પકડે છે અને આ રૂઢિને કારણે કેળવણી થંભી જાય છે સમગ્ર પ્રજાજીવન ઉપર એની માઠી અસરો થાય છે. લેખકે એ અસરકારક રીતે વર્ણવી છે.

વિષયની ચર્ચા પર આવતાં લેખક બાળલગ્નો સામાન્ય રીતે ઉચ્ચવર્ણની કોમોમા છે, ધનવાન અને કુળવાનના છોકરાં પારણાંમાંથી ઝડપાય છે અને હલકા વર્ણની કોમોમાં આ બદી નથી એમ કહે છે. લેખકનુ આ મંતવ્ય ચિંત્ય છે. લેખકના વખતમા તેઓ કહે છે તેમ "હલકી વર્ણોમાં આ રિવાજ લગભગ અજાણ્યો છે" એ બરોબર લાગતું નથી કદાચ એમ સૂચવવું હોય કે ઊંચ વર્ણોમાં તેમના સામાજિક દરજ્જાને કારણે બાળલગ્નની કુરૂઢિને ફાલવાફૂલવામાં વધારે અવકાશ મળ્યો હોય તો તે ચિંત્ય છે. કાચી ઉંમરે છોકરાઓ પતિ બને છે અને છોકરીઓ પત્ની બને છે એવી હિંદુસંસારની ઘટના તરફ લેખકનો પુણ્યપ્રકોપ વાજબી રીતે જ પ્રગટ થાય છે.

નિબંધના બીજા ભાગમાં લેખક પુરુષોની અને સ્ત્રીઓની કેળવણીનો પ્રશ્ન છેડે છે અગ્રેજોને તેમના કર્તવ્યનુ ભાન કરાવે છે અગ્રેજો હિંદુસ્તાનના ટ્રસ્ટીઓ છે અને તેમણે આ દિશામાં સક્રિય પ્રયત્ન કરવા જોઈએ એમ લેખક કહે છે. ઇગ્લેન્ડ અથવા અમેરિકાથી ઊંચી કેળવણી લીધેલી સ્ત્રીઓ આ દેશમા આવે અને તે સ્ત્રીઓ તેમની ભારતીય બહેનો માટે શાળાઓ શરૂ કરે એમ પણ લેખક સૂચવે છે. મુબઈ રાજ્યમાં બાળાઓની કેળવણીની શી પરિસ્થિતિ છે એની તપાસ તેમણે કરી છે.

બાળલગ્નની પ્રથા માટે મંત્રેજો કેટલે અશે જવાબદાર છે એની ચર્ચા કરતા એકવીસમા પાના પરની પાદટીપમા લેખક નોંધે છે કે વડોદરાના શ્રી ક્ષીરસાગર, બી.એ એ એક મરાઠી પુસ્તિકા – 'બાળ વિવાહમંડન'મા બાળલગ્નનો બચાવ કર્યો છે, એની વકીલાત કરી

છે, પણ એ પુસ્તિકામા બિલકુલ તર્કસંગતિ નથી, અને એની દલીલોનો પ્રતિવાદ કરવાની પણ બિલકુલ જરૂર નથી સમાજમા ફેરફારો કરવા માટે પહેલા તો વહેમો નાબૂદ થવા જોઈએ અને એ માટે કેળવણીનો પ્રસાર અત્યંત જરૂરી છે.

આ નિબંધના વિષયને લેખકે ત્રણ ભાગોમાં વહેંચ્યો છે:

(૧) હિંદુ[૯૭] બાળકોની કેળવણી વિષયક પ્રગતિ પર બાળલગ્નની રૂઢિની અસર

(૨) વહેલા પરણનાર હિંદુઓના શરીર અને મન પર બાળલગ્નની અસર, અને તેમની કેળવણી વિષયક પ્રગતિ પર થતી અસર.

(૩) હિંદુઓના બાળલગ્નની જીવન અને સમાજમાં તેમના દરજ્જા પર થતી અસર અને એથી તેમની કેળવણીવિષયક પ્રગતિ પર થતી અસર.

ઉપરના વિભાગો પ્રમાણે તેમણે વિગતવાર છણાવટ કરી છે. બાળલગ્નની શરીર અને મન પર થતી માઠી અસરો વિષે લખતાં લેખક કહે છે કે થેઈલ્સને કોઈએ પૂછ્યું કે માણસે ક્યારે પરણવું જોઈએ? એણે જવાબ આપ્યો કે જુવાન માણસે હજુ પરણવું ન જોઈએ અને ઘરડાએ તો કદાપિ ન પરણવું જોઈએ અને થેઈલ્સ ગ્રીસના ડાહ્યા માણસોમાંનો એક ગણાતો હતો.

ગોવર્ધનરામનો આ નિબંધ તરુણવયે લખાયો હોવા છતાં એ ઉંમરે લેખકે જનસમૂહના નિરીક્ષણપૂર્વક આપણા સમાજજીવનના આ મહત્ત્વના પ્રશ્ન પરત્વે વ્યાપક અને તલસ્પર્શી વિચારણા રજૂ કરી છે તે નોંધપાત્ર છે. માહિતી પણ તેમણે ઠીકઠીક રજૂ કરી છે. પોતાના વિષયના પ્રમાણમાં પોતાની શક્તિની મર્યાદાથી લેખક સભાન છે અને સ્વાભાવિક નમ્રતાપૂર્વક તે જણાવી દીધા બાદ નિબંધની

૯૭. આ નિબંધમા 'હિંદુઓ' એ શબ્દ બાળલગ્ન કરનાર વર્ગ માટે જ પોતે વાપર્યો છે એમ અગાઉ લેખકે સ્પષ્ટ કર્યું છે.

યોજના પ્રમાણે એક પછી એક મુદ્દાઓ લઈને તે છણાવટ કરે છે. કોઈ કોઈ જગ્યાએ પુનરુક્તિ થઈ છે, પણ પોતાના મુદ્દાને સુસ્પષ્ટ કરવા તરફ લેખકનુ વલણ હોવાથી એમ બન્યું લાગે છે. આ અતિ ભયાનક કુરૂઢિ સામેનો લેખકનો પુણ્યપ્રકોપ સંયમિત શૈલીમાં વ્યક્ત થયો છે અને વિલાસવાસ કરતા પતિનુ કરુણ ચિત્ર રજૂ કરતાં એમાં વિનોદ પણ ભળે છે. ગોવર્ધનરામે આ નિબંધ લખ્યા પછી ઉત્તરવયે 'ઇસ્ટ ઍન્ડ વેસ્ટ' જેવાં સામયિકોમાં અને 'સ્ક્રૅપબુક' વગેરેમાં અંગ્રેજીમા લખ્યું છે, પણ તેમનાં બધા અંગ્રેજી લખાણોમાં આ પ્રારંભની કૃતિ એના ટૂંકાં ટૂંકાં વાક્યોમાં રાચતી સરળતા અને એક પ્રકારના આર્જવને લઈને નોંધપાત્ર રોચકતા ધરાવે છે.

## ૨૭. On Betrothal Among the Vadnagara Nagar Brahmins of Nadiad' [૧૮૮૭]–નડિયાદના વડનગરા નાગર બ્રાહ્મણોમાં વેવિશાળ–એ વિશે

ગોવર્ધનરામના આ ભાષણની છાપેલી નકલ જોવા મળી છે એ નકલ ઉપર ગોવર્ધનરામના હસ્તાક્ષરમા નીચેની નોધ છે : "Written for the Anthropological Society of Bombay at the request of Mr. Yeshvant Vasudev Athale & read by him before that society in whose pamphlet it is published —G. M. T. 25 1/7"

આ લેખમાં વડનગરા નાગર બ્રાહ્મણોમાં વેવિશાળની પદ્ધતિ પહેલાં કેવી હતી અને કાલક્રમે જ્ઞાતિની લગ્નવ્યવસ્થામાં કેવા ફેરફારો થતા રહ્યા એ જણાવ્યું છે. કેળવણીના વધવા સાથે વેવિશાળ પદ્ધતિ બદલાતી રહી છે, જૂની પરંપરાગત સંસ્થા ઉપર નવા સંજોગો કેવી અસર પાડી રહ્યા છે અને જ્ઞાતિતંત્ર અગત પ્રયોગોને મુક્ત અવકાશ આપવા છતાં પોતાની સ્વાયત્તતા ઉપર થતુ આક્રમણ વખોડી કાઢે

છે એનું ચિત્ર ગોવર્ધનરામે આ લેખમાં આપ્યું છે.

## ૨૮. એશિયા, યુરોપ વગેરે ખંડોમાંની મહાપ્રજાઓમાં જનસ્વભાવનાં લાક્ષણિક દષ્ટાંત [૧૮૯૩]

ગોવર્ધનરામે આ ભાષણ હિંદુ યુનિયન ક્લબમાં ૧૮૯૩ માં આપ્યું હતું.[૯૮]

આ ભાષણની શરૂઆતમાં ગોવર્ધનરામ કહે છે કે એશિયાખંડ આર્યોનું તેમ સેમિટિક તથા મોંગોલિયન લોકનું મૂળ વતન છે. ચીન અને જાપાન વગેરે દેશોમાં મોંગોલિયન લોક છે, યુરોપના મોટા ભાગમાં અને ભરતખંડમાં તથા અમેરિકા અને ઑસ્ટ્રેલિયામાં આર્ય લોક છે. જેમ સેમિટિક ધર્મ કેટલાક આર્યોએ સ્વીકાર્યો છે તેમ આર્યોમાં ઉત્પન્ન થયેલો ધર્મ મોંગોલિયન લોકોએ સ્વીકારેલો છે એમ કહ્યા પછી લેખક જણાવે છે કે આર્યો તથા મોંગોલિયન લોકોના ધર્મ પ્રમાણે સ્વભાવ બંધાયા છે અને સ્વભાવ પ્રમાણે ધર્મ રચાયા છે. એ પછી 'ધર્મ' શબ્દના ગુજરાતી ભાષામાં જે ત્રણ અર્થો – "પરલોક સંબંધી અને ઈશ્વર સંબંધી મતતંત્ર", "આ લોકમાંનું કર્તવ્ય" અને "લક્ષણ" – છે એને અનુલક્ષીને એ શબ્દનો પ્રયોગ વ્યાખ્યાનમાં થયો છે એમ જણાવીને સેમિટિક અને આર્ય ધર્મો વચ્ચેના ભેદો, થોડાંક સામ્યો અને સાંપ્રત સમયમાં ભરતખંડની ધર્મવિષયક સ્થિતિનો વીગતવાર ચિતાર વ્યાખ્યાનકારે આપ્યો છે. આપણે ત્યાં

૯૮. અહીં 'એશિયા, યુરોપ વગેરે ખંડોમાંની મહાપ્રજાઓમાં લાક્ષણિક દષ્ટાંત' એ ગુજરાતી પુસ્તિકા (પ્રસિદ્ધિસ્થાનઃ ગુજરાતી પ્રિન્ટિંગ પ્રેસ, પ્રકાશક : કર્તાની સંમતિથી એન. એમ. ઍન્ડ કંપની, પૃ. સંખ્યા ૧૬, સને ૧૮૯૩, મૂલ્ય બે આના.)નો ઉપયોગ કર્યો છે. "કર્તા" તરીકે ગોવર્ધનરામનું નામ છે એટલે 'ગો. નું સા. જી. અને સ. જી.' પૃ. ૨૩ પ્રમાણે આ ભાષણ અંગ્રેજીમાં હોય તોપણ આ પુસ્તિકા ગોવર્ધનરામનું લખાણ છે.

જેઓ રૂઢિધર્મ પાળતા નથી તે અનુકરણધર્મ પાળે છે એમ કહ્યા બાદ લેખક ઉમેરે છે કે, "સ્વતંત્ર વિચારના જંતરડામાં થઈને નીકળેલાં વાક્ય દેશીયો ક્વચિત કહાડે છે. કારણ રાજકીય અને બીજા મહા પ્રસંગોના અનુભવના વ્યાયામથી કસાયલી અને ઘડાયલી બુદ્ધિને જ સ્વતંત્ર શુદ્ધ વિચારનું લોહી હોય છે...આપણા રાજ્યકર્તાઓ પાસે આપણે કેટલીક રાજકીય માગણીઓ કરીએ છીએ તે થોડાક ઍંજ્યુએટોને અર્થે નહી, પણ આ દેશના અગમાં આવાં લોહી આવે માટે કરીએ છીએ. સરકાર આપણને હથિયાર નહી આપે તો ચાલશે, અને મોટા પગારની નોકરીઓ નહી આપે તો ચાલશે, પણ આપણામા મહાન અનુભવના પ્રસંગને વખતે કામ લાગે એવાં માણસો ઉત્પન્ન થવા દે તે જોઈએ છીએ." આપણી પ્રજામા અનુભવના અભાવને કારણે લોકોના જનસ્વભાવ અને ધર્મસ્વભાવ હીન થતા ગયા છે એમ બતાવીને દેશની સ્થિતિનું કરુણ ચિત્ર ગોવર્ધનરામ આપે છે. શારીરિક, આર્થિક અને સામાજિક દૃષ્ટિએ આપણી નિર્બળતાની ચિકિત્સા કર્યા બાદ એના ઉપાયોની ચર્ચા પણ ગોવર્ધનરામે કરી છે. તેઓ કહે છે કે, "જે જુની રૂઢિઓ દેશકાળના વિપર્યયથી કુપથ્યસેવન જેવી થઈ છે તે વર્જવાની છે, અને જે રૂઢિઓ રક્ષક અને પોષક છે તે રાખવાની છે અને દૃઢ કરવાની છે; જ્યાં આપણા દેશના ઉપાય નિષ્ફળ થાય ત્યાં પરદેશી ઉપાય સાવધપણે અજમાવી જોવાના છે, અને પરદેશી માર્ગોનું આંધળું અનુકરણ તેમ આંધળો તિરસ્કાર ઉભય વર્જ્ય કરી વર્તવાનું છે. આવી અનેક રીતની આપણે માથે કર્તવ્યતા છે અને એ વીશે વિચાર કરતાં રાજ્યચક્ર તેમ પ્રજાચક્ર ઉભયનાં બનેલાં યન્ત્ર ચલાવવાનાં છે." આ "યન્ત્ર" શી રીતે ચાલે એ વિશે ગોવર્ધનરામ કહે છે કે પહેલાંના વખતમાં 'મહાજન' હતાં, અને રાજા તથા 'મહાજન' સાથે મળી પ્રજાનાં સાર્વજનિક લાભહાનિનો વિચાર કરતાં. "ઇંગ્રેજી રાજ્યમાં જૂની રીતનાં મહાજન દુઃસાધ્ય છે", પણ દેશમાં સ્થપાયેલી કોંગ્રેસ આધુનિક સ્વરૂપનું મહાજન જ છે એમ ગોવર્ધનરામ જણાવે

છે. ગોવર્ધનરામના સમયમાં રાજકીય આકાંક્ષાઓનો ઉદય એટલો બધો થયો ન હતો, રાજકીય જાગૃતિનો આરંભ પાછળના સમયમાં થાય છે. પણ એક વસ્તુ તો નિર્વિવાદ જોવા મળે છે કે એ વખતે ગોવર્ધનરામ જેવા ચિંતક 'મહાજન' ની આવશ્યકતા જુએ છે અને કૉન્ગ્રેસમા એનુ દર્શન કરી સંતોષ માને છે.

"કૉન્ગ્રેસ–મહાજનનાં ચક્ર ચલાવવામાં" હ્યુમ અને વેડરબર્ન જેવા વિદેશીઓ કાર્ય કરે છે એને ગોવર્ધનરામ કૃતજ્ઞતાપૂર્વક યાદ કરે છે. એ ઉપરથી તેઓ તારણ કાઢે છે કે પ્રાચીન પ્રજાઓ આત્મબળથી અથવા તો બીજી પ્રજાઓની સહાયતાથી જીર્ણોદ્ધાર પામે છે, પણ "આવી રીતે જીર્ણોદ્ધાર આપવાનો સ્વભાવ યુરોપના અર્વાચીન આર્યોમા જ સ્ફુરી નીકળ્યો છે." યુરોપની પ્રજાઓના આ અને અન્ય ગુણો વિષે ગોવર્ધનરામે વીગતવાર લખ્યું છે – ખાસ કરીને યુરોપના આ અર્વાચીન આર્યોના 'ઉત્થાન ધર્મ' વિષે. યુરોપની પ્રજાઓ સતત ઉદ્યમશીલ રહે છે. પ્રતિક્ષણે. પ્રગતિશીલ રહે છે. કોઈ પણ સંજોગોમાં કામ અટકાવતી નથી એ તેમના ગુણો વિષે લેખક નોંધ કરે છે ત્યારે કહે છે કે, "તેમનાં પોતાના વસ્ત્રના આકાર અને રંગ અને સગવડો રોજ પ્રાત:કાળે બદલાય છે. જ્યારે આપણે હજાર વર્ષની એની એ રોટલી અને એના એ દાળભાત કરીએ છીએ, ત્યારે એમનાં ભોજનની સામગ્રી અને ક્રિયાઓ બદલવા સારુ વિચાર અને પ્રયત્ન નિત્ય નવા નવા થાય છે."

યુરોપની પ્રજાઓના ગુણો વિષે લખ્યા બાદ વ્યાખ્યાતા એ પ્રજાની થોડી વિચિત્રતાઓ પણ નોંધે છે. દા. ત. કોઈ અંગ્રેજ ક્રિકેટ રમવા વિલાયતથી મુંબઈ આવે વગેરે. તેમ છતાં પશ્ચિમની પ્રજાઓમાં 'ઉત્થાનધર્મ' પ્રવર્તે છે એવા તારણ ઉપર લેખક આવે છે. આ ઉત્થાનધર્મમાં એક બાજુ પ્રતાપ છે તો બીજી બાજુ સંયમ પણ છે, અને સાથે સાથે એ આર્ય રાજનીતિથી સંલગ્ન છે.

૩૦. **Some Historical Aspects of Our Social and Domestic Institutions** [૧૯૦૦]—આપણી સામાજિક અને કૌટુમ્બિક સંસ્થાઓના કેટલાંક ઐતિહાસિક પાસાં

ગોવર્ધનરામે તા ૩૧ માર્ચ ૧૯૦૦ના રોજ અમદાવાદના 'સોશિયલ ઍન્ડ લિટરરી ઍસોસિયેશન'ના ઉપક્રમે ભોળાનાથ સારાભાઈ લેડીઝ ઇન્સ્ટિટ્યૂટમાં 'આપણી સામાજિક અને કૌટુમ્બિક સંસ્થાઓના કેટલાંક ઐતિહાસિક પાસાં' એ વિષય પર અંગ્રેજીમાં ભાષણ આપ્યું હતું પ્રમુખસ્થાને શ્રી માર્કંડ નંદશંકર મહેતા, બી.એ. એલએલ બી. હતા. આ ભાષણનો અહેવાલ અંગ્રેજીમાં તેમજ ગુજરાતીમા સામાહિક 'પ્રજાબંધુ'માં પ્રગટ થયો હતો.[૯૯]

વક્તાએ જણાવ્યું કે, "આના ભાષણ તૈયાર કરવાને આપણી પાસે સાધન ઘણાં થોડાં છે. છતા પણ તે તૈયાર કરવાનુ જે કાંઈ બની શકે તે માત્ર આપણા સાહિત્ય અને દંતકથાના આધારથી જ બની શકે છે. વધારામાં યુરોપ તરફથી આ દેશના સંબધમા જે કાંઈ શોધખોળ થઈ હોય તેનો આધાર મળી શકે તેમ છે, પણ યુરોપિયનો-ને આ દેશ સંબધી પૂરતી ભરોસા લાયકની માહિતી મળવાને હજી ૫૦ વર્ષની વાર છે યુરોપિયન સુધારાને જ્યારે ફક્ત ૫૦૦ વર્ષ પૂરાં થયાં છે ત્યારે આપણા સુધારાના કાળને તો ૪૦૦૦ વર્ષ થયાં છે. આજના ભાષણમાં આધુનિક સ્થિતિને ગણતરીમાં નહિ લેતાં ઉક્ત કાળના આપણે ચાર વિભાગ કરીએ :—૧. ઉત્તર ઑક્સસના પ્રદેશમાં વસનારાઓનુ આ તરફ આવવુ ૨. હિંદુસ્તાનના દરેક વિભાગમાં તેમનુ પ્રસરવું ૩ પુનરસ્થાપન અને ૪. પ્રતિક્રિયાનો સમય. આ સંબધે વિચાર બાંધતાં જણાઈ આવે છે કે જ્યારે આર્યો પ્રથમ હિંદુસ્તાન-માં આવ્યા ત્યારે તે લોકો ટોળાબંધ આવ્યા હશે. અને તેઓ પોતાનું જીવન સ્વહિત માટે નહિ પણ સમગ્ર મંડળના કલ્યાણાર્થે જ હોય તેમ સમજતા અને તે મંડળની ઉન્નતિ થાય તેવા દરેક પ્રયત્ન શુભેચ્છાથી

૯૯. 'પ્રજાબંધુ', તા. ૮ એપ્રિલ ૧૯૦૦.

કરતા. 'હું' અને 'મારું' એવા સ્વાર્થપરાયણ વિચારો તેમનામાં ન હતા. વળી તે સમયે હાલની પેઠે જ્ઞાતિના જુદા જુદા વાડા બંધાયેલા ન હતા પણ જાતિની સંજ્ઞામાત્ર તેના કર્મથી જ અપાતી એટલે ચારે વર્ણના લોક પોતાના કર્મથી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય કે શૂદ્ર ગણાતા. તેઓ દીર્ઘાયુ હતા કારણ કે ૩૯–૪૦ વર્ષ સુધી તો તે કાળમાં બ્રહ્મચર્ય દીક્ષા રખાતી અને ૬૦–૭૦ વર્ષનું માણસ યુવાન ગણાતું. બ્રાહ્મણોનું રક્ષણ ક્ષત્રિયો કરતા અને બીજી જાતિના લોક વ્યાપારાદિથી જીવન ગાળતા. આ સઘળા ઉપરથી એમ જણાય છે કે, પૂર્વે જ્યારે આ દેશમાં આર્યોનો પ્રવેશ થયો હશે ત્યારે ઋષિઓ પહેલા આવ્યા હશે અને તેમની પાછળ તેમનું રક્ષણ કરવાને ક્ષત્રિય આદિ બીજાં ટોળાબંધ માણસો આવ્યાં હશે. આ રીત હાલમાં યુરોપિયન મિશનરીઓ જેમ ચીનમાં પ્રવેશ કરે છે અને તેમના રક્ષણ માટે પાછળથી લશ્કર મોકલવામાં આવે છે તેને મળતી જ હતી. ઋષિઓ આ દેશમાં આવ્યા ત્યાર પહેલાં ઘણે ભાગે આ દેશમાં હમણાં જે લોકો ભીલ, કોળીને નામે ઓળખાય છે તે લોકો જ રહેતા હશે અને તેમને તે વેળા 'દસ્યુ'ના નામથી સંબોધવામાં આવ્યા હશે. આપણાં પ્રાચીન પુસ્તકોમાં દૈત્ય અને અસુરો ઋષિઓને પીડતા એમ જે જણાવવામાં આવ્યું છે તે આ લોકો જ હશે કેમ કે તેઓ ઋષિઓને આ દેશમાં પ્રવેશ કરતા અટકાવતા હતા. વળી તે સમયે ટોળાના નાયકની સત્તા સર્વોપરી ગણાતી. તે સમયે હરકોઈ વર્ણની કન્યાને ગમે તે વર્ણનો માણસ પરણી શકતો અને તેના દાખલામાં જણાય છે કે, ભીમ રાક્ષસની કન્યાને અને અર્જુન નાગકન્યાને વર્યો હતો. ગોત્રની સંસ્થા પણ આ પછીથી જ ગોઠવાઈ હોય એમ લાગે છે. અને પછીથી ધીરે ધીરે આજ્ઞા પાળવાનું પણ ઓછું થવા માંડ્યું હશે કેમ કે તેના દાખલામાં દુર્યોધનનું વર્તન મળી આવે છે...શકુંતલાના દીકરા ભરતના વખનથી આ દેશનું નામ ભરતખંડ પાડવામાં આવ્યું હશે. એ પછી આ દેશમાં અશોક મહારાજા થયો, તેની સત્તા હિંદુસ્તાન સિવાય અન્ય મુલકોમાં

પણ હતી. તેના સમયમાં બૌદ્ધધર્મનું બળ ચારે તરફ પ્રસરવા લાગ્યું. તે સૈકાઓમાં ગ્રીક સિથિયન વગેરે લોકોએ આ દેશમાં સવારીઓ કરી. વળી તે કાળના અંતભાગમાં અનીતિ ઘણી ફેલાવા માંડી અને લોકો જુદી જુદી જ્ઞાતિના વિભાગમાં વહેંચાઈ ગયા. તે સ્થિતિ સુધારવાને તે પછીના વખતમાં યત્ન કરવામાં આવ્યા. જ્ઞાતિના વિભાગો ઘણા વધ્યા. કન્યાઓને રજોદર્શન પહેલાં લગ્ન કરવાના અને રજોદર્શન સિવાય લગ્નના હક નહિ ભોગવવાના ઠરાવો કરવામાં આવ્યા. અને, એમ પણ અનુમાન થાય છે કે કુટુમ્બના વડા આગળ પતિ પત્નીનું અને પત્ની પતિનું નામ દઈ શકે નહિ એવી ગોઠવણ કરવામાં આવી હશે. ઉત્તરોત્તર કાળે કરી આપણામા કેટલાક ખરાબ રિવાજ દાખલ થયા છે તે સાંપ્રત સમયને અનુકૂળ નહિ હોવાથી તે નીકળી જવા જોઈએ, તેની સાથે મારે એટલું પણ કહેવું જોઈએ કે આપણા સામાજિક જીવનમાં જે કાંઈ ઉપયોગી છે તેનો નાશ ન થાય એ બાબતની ચોક્કસ સંભાળ રાખવાની જવાબદારી હાલમાં સુધારકોને શિર છે, અને તેમ કરવામાં નહિ આવે તો ભવિષ્યની પ્રજા તેમને દોષિત ગણ્યા વગર રહેશે નહિ."૧૦૦

૧લી જુલાઈ ૧૯૦૦ના 'પ્રજાબંધુ'માં 'Mr. Tripathi's Lecture' એ શીર્ષક નીચે આપવામાં આવેલ તંત્રીલેખમાં ગોવર્ધનરામના આ ભાષણની ટીકા કરવામાં આવી છે. ખાસ કરીને ગોવર્ધનરામે જે તારણો – વિશેષતઃ જ્ઞાતિસંસ્થાના ઉદય અંગેના – રજૂ કર્યાં છે એને માટે ઐતિહાસિક પુરાવા રજૂ થયા નથી, એમ કહી તંત્રી ઉમેરે છે કે વ્યાખ્યાનાએ વિષયને રસદાયક રીતે રજૂ કર્યો હતો પણ પૂરતી ઐતિહાસિક ભૂમિકા વીગતે આપવામા આવી ન હતી. તંત્રીનુ કહેવું એમ છે કે ચોટદાર સામાન્ય કથનોને બદલે સ્પષ્ટ દિશાસૂચન જેવુ કાંઈ મળ્યું હોત તો તે વ્યવહારુ સુધારકોને તેમ જ

૧૦૦. 'પ્રજાબંધુ', તા. ૮ એપ્રિલ ૧૯૦૦ના અંકના અહેવાલ પરથી.

સનાતનીઓને વધુ લાભદાયી નીવડત.[૧૦૧]

31. Marriage Forms under Ancient Hindu Law [૧૯૦૧-૧૯૦૨] – પ્રાચીન હિંદુ શાસ્ત્રે માન્ય કરેલાં વિવાહનાં સ્વરૂપો.

'ઈસ્ટ એન્ડ વેસ્ટ'માં આ લેખ ત્રણ કટકે પ્રસિદ્ધ થયો હતો.[૧૦૨]

આ વિષય પરત્વે પુરોગામી લેખકોએ કરેલા કામનો લેખક આરંભમાં જ નિર્દેશ કરે છે. શ્રી વેસ્ટ, બ્યૂહલર, અને જે. ડી. મેઇને કરેલા કામને ગોવર્ધનરામ યાદ કરે છે. મેઇને ખાસ કરીને વિદેશી આધારો ઉપર આ વિષયની ચર્ચા કરી છે. એટલે એને બાજુએ રાખી સ્વતંત્ર રીતે આ લેખને જોવાનું લેખક સૂચવે છે. ભારતીય આર્ય–ઇન્ડો આર્યન–વિવાહોના સૌથી જૂના ખ્યાલો કેટલાક વેદનાં સૂક્તોમાંથી મળે છે. ભારતીય-આર્ય વિવાહ પ્રાથમિક કક્ષાએ કેવા હતા એ તેમણે બતાવ્યું છે. આ કક્ષાએ આઠ પ્રકારના વિવાહ કે વિવાહના કોઈ પ્રકારો કે સપ્તપદીનો પણ ઉલ્લેખ નથી એમ લેખક નોંધે છે. મનુએ આપેલા લગ્નપ્રકારોને બે વિભાગમાં તેમણે વહેંચ્યા છે: (૧) વિધિયુક્ત લગ્નો અને (૨) વિધિ વગરનાં લગ્નો. બ્રાહ્મ, દૈવ, પ્રાજાપત્ય અને આર્ષ એ સ્વરૂપો પહેલા વિભાગમાં આવે, બાકીના બીજા વિભાગમાં. પહેલા વિભાગના વિવાહો અનુક્રમે બ્રહ્મા, દેવો, પ્રજાપતિ અને ઋષિમુનિઓના માનમાં જે વિધિઓ કરવામાં આવતી એના હોઈ આ જૂથને વિધિયુક્ત વિવાહોનું જૂથ પણ કહી શકાય. બીજું તે વિધિ વગરનાં લગ્નનું જૂથ છે. આર્યેતર પ્રજાઓ

૧૦૧. 'મનબંધુ', પુ. ૪, અંક ૨૬. પૃ. ૨,

૧૦૨. 'ઈસ્ટ ઍન્ડ વેસ્ટ', વૉ. ૧, નં. ૨ (પૃ. ૧૭૬), નં. ૩ (પૃ. ૨૯૬), નં. ૪ (પૃ. ૩૬૩).

સાથે આર્યો સંપર્કમાં આવ્યા ત્યારે તે પ્રજાઓનાં નામ આ બીજા જૂથના વિવાહો સાથે સંકળાયાં તે પણ આ વિધિરહિતતાનું સૂચક છે. લેખક એવી ધારણા કરે છે કે 'ભારતીય-આર્ય'ને લાગેવળગે છે ત્યાં સુધી વધારે જૂનાં વિવાહસ્વરૂપો એ વિધિયુક્ત વિવાહના જૂથનાં છે, શ્રી મેયન કલ્પે છે તેમ વિધિ વગરના જૂથનાં નહિ, કારણ એ છે કે વિધિ વગરનાં વિવાહસ્વરૂપો એ આર્યોનાં આર્યેતરો સાથેના સંપર્કનું પરિણામ છે અને આ સંપર્ક વેદકાળ પછી થયો હોય એમ લેખકનું માનવું છે. લગ્નનાં આઠ સ્વરૂપો છે: (૧) બ્રાહ્મ, (૨) દૈવ, (૩) પ્રાજાપત્ય, (૪) આર્ષ – આ પહેલાં ચાર સ્વરૂપોમાં પ્રત્યેક આગલું સ્વરૂપ તે પાછળનાની સરખામણીમાં પ્રશસ્ત છે. બાકીનાં ચાર સ્વરૂપો (૧) ગાંધર્વ (૨) અસુર (૩) પૈશાચ અને (૪) રાક્ષસ એમાંનું દરેક અગાઉના કરતાં વધારે હીન છે. એ આઠમાંનાં પહેલાં બે સ્વરૂપો બ્રાહ્મણો માટે છે, કારણ કે બીજી જાતિઓ બક્ષિસો સ્વીકારતી નથી અને ઋત્વિજ તરીકે કાર્ય કરતી નથી. આ ઋત્વિજ – ધર્મગુરુઓ વિવાહના 'દૈવ'સ્વરૂપમાં વરને સ્થાને હોય છે. ગાન્ધર્વવિવાહ એ ક્ષત્રિયો માટે છે. અને ક્ષત્રિયોને જ લડાઈ સાથે કામ પડ્યું હોઈ રાક્ષસવિવાહ પણ એમને માટે છે. ધનની સાથે જેને લાગેવળગે છે તે વૈશ્યને માટે અસુરવિવાહ છે. બાકીનાં ત્રણ સ્વરૂપો પ્રાજાપત્ય, આર્ષ અને પૈશાચ કોઈ એક જાતિને માટે નથી.

લેખક રામાયણ, મહાભારત વગેરે ગ્રંથોમાંથી આ લગ્નોના દાખલાઓ ટાંકે છે. એ વખતના સમાજમાં અનાર્ય વિવાહસ્વરૂપને વિધિ કરીને આર્ય વિવાહસ્વરૂપમાં ફેરવી નાખવામાં આવતું. લેખક શકુન્તલાના દુષ્યન્ત સાથેના ગાધર્વવિવાહને કણ્વ આશ્રમમાં પાછા આવ્યા પછી વિનત અગ્નિ સળગાવીને એને પવિત્ર કરે છે, તે આપે છે. તેનું ઉદાહરણ આ જાતનો વિધિ પરણનાર જોડાની ગેરહાજરીમાં અથવા તો બેમાંથી એક જણ પણ ગેરહાજર હોય તોપણ થઈ શકતો. મૂળના અનાર્ય ગાંધર્વવિવાહને આ રીતે વિધિપૂત કરવાથી

એ લગ્ન વિધિયુક્ત બનતું અને એમનો પુત્ર મનુસ્મૃતિ અનુસાર વાજબી વારસદાર લેખાતો. આથી પણ બીજો વધારે અસરકારક દાખલો 'વિક્રમોર્વશીય'માંથી લેખક આપે છે. ગોવર્ધનરામનું આ નિરીક્ષણ નોંધપાત્ર છે.

આ આઠ વિવાહસ્વરૂપોનું વર્ણન આશ્વલાયન ગૃહ્યસૂત્રો અને મનુસ્મૃતિમાંથી મળે છે. લેખક એ વિવાહનાં લક્ષણો વર્ણવી વરકન્યાની એકબીજા પ્રત્યેની ફરજોનુ વિવરણ કરે છે.

બ્રાહ્મવિવાહ વિષે લખતા લેખક વેદ જાણનાર માટે આ વિવાહનાં બારણાં ઉઘાડા હતાં, એમ કહે છે પરંતુ વેદાભ્યાસની છૂટ કેટલાને હતી તે સંબધે તો તે મૌન સેવે છે! ગોવર્ધનરામ કહે છે કે વખત જતાં વિવાહનુ આ ઉત્કૃષ્ટ સ્વરૂપ બ્રાહ્મણો પૂરતું મર્યાદિત બન્યું તે બીજાઓને આમાંથી બાકાત રાખવામાં આવ્યા હતા તે કારણે નહિ, પણ બીજા વર્ણો તે ભૂમિકાએ પહોંચી શકતા ન હતા અથવા તો તે લોકોએ સરળ વિવાહસ્વરૂપો પસંદ કર્યાં હતાં તે કારણે. બ્રાહ્મવિવાહ એ ઇન્ડો-આર્યન પ્રતિભાના ઉચ્ચોચ્ચ મૂલ્યોને સાકાર કરે છે. લાંબા ગાળે બ્રાહ્મણોએ જ જાણે આ વિવાહનો ઇજારો રાખ્યો હોય તેમ બન્યું. એને જ પરિણામે લાંબા વખત સુધી વિવાહની આ પ્રથા સાથે બ્રાહ્મણો સંકળાઈ રહ્યા, અને નહિ કે કોઈ શાસ્ત્રવચનને કારણે.

૩૨. **The Hindu Sovereign as Parent of His People** [૧૯૦૨]— હિંદુ સાર્વભૌમ રાજા – તેનાં પ્રજાજનોના પિતા તરીકે.

'ધ ઇન્ડિયન રીવ્યૂ'ના ૧૯૦૨ના જાન્યુઆરી અંકમાં આ લેખ પ્રસિદ્ધ થયો છે.

રાજા વિષેનો ખ્યાલ આપણી સંસ્કૃતિપરંપરામાં કેવો હતો તે દર્શાવવાનો આશય લેખકે આ લેખમાં રાખ્યો છે. તેઓ કહે છે કે

પશ્ચિમમાં બંધારણના ભાગ રૂપે રાજા અને મતદારો – પ્રજાજનો હોય છે. પ્રાચીન હિંદુધર્મ પ્રમાણે સાર્વભૌમ રાજા તે વાસ્તવિક અર્થમાં પિતા છે. રાજા રાજકીય કુટુંબનો એક અંશ છે. એનું વ્યક્તિત્વ એના પૈતૃકપદમાં વિલીન થયેલું લેખાય છે. જેમ પશ્ચિમની કુટુંબસંસ્થામાં છોકરો પુખ્ત ઉંમરનો થતા પિતાનું સ્થાન સ્મૃતિશેષ બને છે તેમ હિંદમાં બનતું નથી. હિંદુ માનસમાં પિતાના સ્થાન અને કુટુંબ અંગેની ભાવના વજ્રલેપ છે, અને રાજકીય કુટુંબની બાબતમાં પણ તેમ જ છે. ન તો કુટુંબમાં ન તો રાજ્યદરબારમાં વ્યક્તિવાદી ખ્યાલને આ વ્યવસ્થા નીચે કંઈ સ્થાન છે આ વ્યવસ્થામાં કંઈ પણ ફેરફાર કરવાનો પ્રશ્ન ઊભો થાય ત્યારે લોકો સહજવૃત્તિથી તેનો સામનો કર્યા વગર રહેતા નથી. કુટુંબ તે જાતિનું ઘટક છે. સર હેન્રી મેઇનની વિચારણાનો ઉપયોગ કરીને કહીએ તો પ્રાચીન સમયમાં કોઈ 'દેશ'ના સાર્વભૌમ રાજા ન હતા, પણ 'જાતિ'ના હતા. પ્રાદેશિક સાર્વભૌમ રાજાનો ખ્યાલ પાછળથી વિકસ્યો છે. આર્યો, દસ્યુઓ, રાક્ષસો એના જાતિવાચક ઉલ્લેખો મળે છે, અને નહિ કે તે તે સ્થળના લોકોના. આર્યો અને બિનઆર્યોનો મળીને રાજકીય ઘટક બન્યો ત્યારે રાજાઓ એકલા આર્યોના રાજા તરીકે અથવા તો ચારે વર્ણોના રાજા તરીકે પોતાને ઓળખાવતા નહિ પણ આખી પ્રજાના અથવા તો 'पञ्चजना'-ના એટલે પાંચ જાતિના – જેમાં બિન-આર્યો તે ચાર વર્ણો ઉપરાંતની પાંચમી જાતિ હતા –ના રાજા તરીકે પોતાને ઓળખાવતા. 'पञ्चजनाः' નો અર્થ આખી પ્રજા થતો અને અત્યારે પણ સામાન્ય રીતે એ શબ્દોનો ઉપયોગ લવાદ અથવા સૌ લોક એ અર્થમાં થાય છે, શબ્દના બન્ને અર્થ 'પંચ ત્યાં પરમેશ્વર' એ કહેવતમાં જળવાયા છે. પશ્ચિમમાં એને મળતી જ કહેવત છે: 'Vox populi vox dei'.

ભારતીય પ્રણાલિકા પ્રમાણે રાજા એટલે નિશ્ચેતન ભૂમિપ્રદેશનો શાસક નહિ પણ સચેતન પ્રજાજનો– જેમાં ગાયોનો પણ સમાવેશ

થાય છે – નો શાસક: દેશને માટેનો શબ્દ બહુવચનમાં યોજાતો – 'दशार्णाः', 'विदेहाः'. આ રીતે જાણે કે તે પ્રદેશમાંની બધી સજીવ વસ્તીનો નિર્દેશ થઈ જતો.

રાજા નૃ-પાલ, નરપતિ હતો. જ્યારે એને માટે ભૂ-પતિ શબ્દ વપરાતો ત્યારે પણ અમુક ભૂમિપ્રદેશના જ નહિ પણ સજીવ વસ્તીથી ઊભરાતી અનંત ભૂમિના રાજા તરીકેનો નિર્દેશ ઇષ્ટ હતો, કેમ કે એક બાજુ રાજા માટે આ શબ્દ યોજાતો, તો બીજી બાજુ વળી શિવ માટે પણ વપરાતો – જેઓને પશુપતિ – ભૂતપતિ (બધાં જીવતાં પ્રાણીઓના નાથ) કહેવામાં આવતા. ઘર કુટુંબનો વડો 'ગૃહપતિ' હતો તેમ પ્રજા-કુટુંબ(સમગ્ર જાતિ)નો વડો 'નરપતિ' હતો.

આદર્શ રાજા એ એનાં પ્રજાજનોનો પિતા હતો. રાજાનું કાર્ય તે એનાં પ્રજાજનો પોતપોતાના ધર્મનું પાલન કરે છે કે નહિ તે તપાસવાનું હતું. આથી સ્વજાતિ માટેની નહિ એવી ધર્મક્રિયાઓ કરનારા શૂદ્રને શિક્ષા કરવાની રામને ફરજ પડી હતી. દ્રોણે બ્રાહ્મણ હોવા છતાં હાથમાં હથિયાર લઈ સેનાપતિપદ સંભાળ્યું એટલે તેમને શિક્ષા થઈ કારણ કે લડવાનું કાર્ય કરનાર ક્ષત્રિયો હતા જ. દરેક પ્રજાજને પોતાના ક્ષેત્રની બહાર ગયા સિવાય પોતાનાં કર્તવ્યો અદા કરવાનાં હતાં. પ્રજાજનો આ નિયમનું પાલન કરે છે કે કેમ તે જોવાનું કામ રાજાનું રહેતું.

અમેરિકામાં તો સશક્ત ભિખારીને પોલીસને હવાલે કરવામાં આવે. હિંદુ ધર્મનો આદર્શ એનાથી જુદો છે. અમુક પરિસ્થિતિમાં સશક્ત ભિખારીને દાન આપવું તે ધનિકની ફરજ લેખાય છે.

ત્રિશંકુની પુરાણકથા સમજાવતાં લેખક કહે છે કે વસિષ્ઠનું ન માની આગળ વધવા ઇચ્છનાર ત્રિશંકુ સજાપાત્ર થયો હતો. એક આદર્શ વ્યક્તિ રામ તે પોતાની માતાને અયોધ્યામાં જ દશરથ રાજાની સાથે રહેવા કહે છે જ્યારે સીતાને વનમાં લઈ જવાના પ્રશ્ન અંગે કોઈની પણ રજાની રાહ જોતા નથી. રામે લોકોની આરાધના માટે પોતાની

નિર્દોષ પ્રિયતમાનો ત્યાગ કર્યો અને દ્વિજોચિત તપસાધના કરનાર શૂદ્રને દંડ્યો. બ્રાહ્મણઅવતાર પરશુરામનો વધ નહિ કરવામાં પણ આ જ આદર્શ હોવાનું લેખક સૂચવે છે. આ જાતનાં ઉદાહરણો ઉપરથી લેખક સૂચવે છે કે હિંદુધર્મના રાજ્યશાસ્ત્ર અને નીતિશાસ્ત્રની દૃષ્ટિએ આર્થિક સિદ્ધાંતોનું સ્થાન ગૌણ છે. સમગ્ર પ્રજા ગુણકર્મ વિભાગ અનુસાર જુદી જુદી જ્ઞાતિઓમાં વહેંચાઈ જાય અને દરેક પોતપોતાની ફરજોનું પાલન કરે. આ રીતે બ્રાહ્મણો ભણે, ક્ષત્રિયો રાજ્ય કરે, વૈશ્યો કમાય, અને શૂદ્રો હુન્નરઉદ્યોગ તરફ લક્ષ આપે. હિંદુધર્મના આ આદર્શ પ્રમાણેનો સાર્વભૌમ રાજા તે પિતાસમાન છે, સમાજના જુદા જુદા છોડવાઓનું તે કુશળ માળીની જેમ સંવર્ધન કરે છે.

અંગ્રેજ સરકારનાં રાહત કાર્યોનો ઉલ્લેખ કરીને ગોવર્ધનરામ કહે છે કે પ્રજાના ઉચ્ચ વર્ગો સુધી એ પહોંચતાં જ નથી પ્રામાણિક માણસો એનાથી વંચિત રહે અને ચોરી કરનાર વર્ગને એનો લાભ મળે એવું બને છે. એના કરતાં કેટલાંક જુનવાણી દેશી રાજ્યોમાં પરિસ્થિતિ વધારે સારી હોય છે. ત્યા પિતાના જેવી કાળજીથી રાજા પોતાના ભંડારો પ્રજા માટે ખુલ્લા મૂકતો હોય છે.

લેખક કહે છે કે ચણ્ડકૌશિકને દેવો તરફથી સ્વર્ગ મળ્યું ત્યારે પોતાની પ્રજા વગર તેનો સ્વીકાર કરવાની તેણે ના પાડી, એટલું જ નહિ પણ એ લાભ પોતાને બદલે પોતાની પ્રજાને મળે એમ એણે માગ્યું. રાજકીય સંયુક્ત કુટુંબનો આદર્શ આ છે અને રાજા તે સર્વોપરી કમાનાર છે અને પોતાની કમાણીનાં ફળો તે પોતે એકલો જ આરોગવા માગતો નથી પણ પ્રજાની સાથે એનો સંવિભાગ કરે છે.

રાજાને બે કુટુંબો હોય છે. એક એનાં સગાંસંબંધીઓનું કુટુંબ, અને બીજું પ્રજાજનોનું. આ બીજા કુટુંબને લીધે તે નરપતિ છે. અને આ બન્ને પ્રકારનાં કુટુંબો વચ્ચે સંઘર્ષ ઊભો થાય ત્યારે હંમેશ પહેલાનો ભોગ આપવામાં આવતો. ધર્મદૃષ્ટિ જ મુખ્ય રહેતી. ઋષિઓએ આવાં વિધાન રચ્યાં હતાં. ધર્મ એ જ સાર્વભૌમ સત્તા હતી.

## 33. The Practical Aspects of Our Ideals of Life

[૧૯૦૨]–આપણી જીવનભાવનાનાં વ્યવહારમાં જણાતાં સ્વરૂપ.

આ વિષય પર ગોવર્ધનરામે ૨૫ તથા ૨૬ જૂન ૧૯૦૨ ના રોજ અમદાવાદના 'સોશિયલ ઍન્ડ લિટરરી ઍસોસિયેશન' સમક્ષ અંગ્રેજીમાં ભાષણ આપ્યું હતું. પ્રમુખ સ્થાને દી. બ. અંબાલાલ સાકરલાલ દેસાઈ હતા. આ ભાષણ 'ભાષાંતર–સારાંશ' રૂપે ૧૯૦૨–૧૯૦૩ ના 'વસંત'[૧૦૩] માં છપાયું હતું. 'પ્રજાબંધુ'એ પણ એનો અહેવાલ પ્રકટ કરેલો છે.[૧૦૪]

આ વ્યાખ્યાનના આરંભમાં લેખક સ્પષ્ટતા કરે છે કે સામાન્ય માણસોની સામાન્ય ભાવનાઓનુ પૃથક્કરણ કરવાનો આશય તેમણે રાખ્યો છે. મનુષ્યમાં પ્રાણીજીવન ઉપરાંત બુદ્ધિ અને આત્માનું જીવન છે. સમાજમાં કેટલાંક મનુષ્યોને અનિચ્છાએ પણ પ્રાણીજીવનની સ્થિતિમાં સંતોષ માનવો પડે છે. સંન્યાસી, સંતોષી અને આળસુ એ ત્રણ વર્ગનાં મનુષ્યો પ્રાણીજીવનની ભાવનાથી રહિત હોય છે અને એમાં સંતોષી અને આળસુને તો કોઈ પણ પ્રકારની ભાવના હોતી નથી. આ ત્રણે પ્રકારના માણસો હિંદુસ્તાનમાં છે એમ કહ્યા પછી યુરોપ અમેરિકાના લોકોથી આપણા દેશના લોકોનો ભેદ કરતાં લેખક જણાવે છે કે એ દેશોના લોકોમાં પ્રાણીજીવનની ભાવનાવાળા ઘણા લોકો છે. આપણે લોકો પણ પ્રાણીજીવન જીવીએ છીએ પણ એ પ્રમાણમાં ઘણું થોડું છે આપણું જીવન એ સમષ્ટિજીવન છે. આપણે ત્યાં જે પ્રાણીજીવન છે તે સમાજના સામાન્ય ઉદ્દેશને પાર પાડવાના સાધન તરીકે જ છે. આપણે ત્યાં સંસ્કૃતમાં અંગ્રેજી શબ્દ 'Rights' માટે પર્યાય નથી. 'હક' શબ્દ આપણે પરભાષામાંથી

---

૧૦૩. 'વસંત', વર્ષ ૧, અંક ૬ (પૃ. ૨૧૫–૨૧૮), અંક ૮ (પૃ. ૨૯૨–૨૯૮), અંક ૧૦ (પૃ. ૩૭૫–૩૮૨).

૧૦૪. 'પ્રજાબંધુ', તા. ૨૯ જૂન ૧૯૦૨ (પૃ. ૮–૯) અને તા. ૬ જુલાઈ ૧૯૦૨' (પૃ. ૮–૯).

લીધો છે. એ શબ્દના અર્થની પાસેમાં પાસે બેસી શકે એવો શબ્દ 'અધિકાર' છે. આપણી ભાવના જસ્ટિસ તેલંગના 'Man has duties and no rights' એ વાક્યથી બરોબર સૂચવાય છે એમ લેખક કહે છે. આપણી અને પશ્ચિમની ભાવના વચ્ચે મૂલગત ભેદ રહ્યો છે. પશ્ચિમમાં વ્યક્તિસ્વાતંત્ર્યની ભાવના છે, આપણે ત્યાં એથી જુદી સામાજિક અભ્યુદયની ભાવના છે. પ્રત્યેક હિંદુ નાગરિક કુટુંબ માટે જીવે છે, કુટુંબ જ્ઞાતિ માટે જીવે છે, જ્ઞાતિ મોટા મંડળ માટે અથવા મહાજન કે 'ચોર્યાસી' માટે જીવે છે અને તે મોટું મંડળ સમસ્ત લોક માટે જીવે છે. પૂર્વ અને પશ્ચિમની ભાવનાઓ વચ્ચેના ભેદો દર્શાવીને એ ભેદો વ્યવહારમાં કેવી રીતે પ્રકટ થાય છે એની વીગતવાર છણાવટ ગોવર્ધનરામે કરી છે તે કહે છે કે 'न स्त्री स्वातन्त्र्यमर्हति'–નો અર્થ એ છે કે સ્ત્રીનું અસ્વાતંત્ર્ય એના પોતાના રક્ષણ માટે છે અને નહિ કે રક્ષકના સ્વાર્થ કે હક માટે. આપણી વર્ણવ્યવસ્થા 'કર્તવ્ય'ના ધોરણે રચાયેલી છે એમ કહી દરેક વર્ણનાં કર્તવ્યો ગોવર્ધનરામે જણાવ્યાં છે. કુટુંબજીવન અને સ્ત્રીપુરુષોની ફરજો અંગે તેમણે વિસ્તારથી લખ્યું છે.

'સાયન્ટિફિક મિલિયેરિઝમ' એ પુસ્તકમાંથી ઠીક ઠીક ઉદાહરણો આપીને ગોવર્ધનરામે પશ્ચિમના વ્યક્તિભાવનાવાદનાં માઠાં પરિણામો વર્ણવ્યાં છે. આ ભાવનાને કારણે પશ્ચિમનું ગૃહજીવન કાંઈક કથળ્યું છે જ્યારે આપણે ત્યાં સમષ્ટિભાવનાને કારણે એવાં અનિષ્ટ પરિણામો આવ્યાં નથી. આપણે ત્યાં છોકરીઓને દૂધપીતી કરવાનો રિવાજ અમુક હલકી જ્ઞાતિઓમાં ખાસ કારણોથી ઉત્પન્ન થયો હતો અને તે આપણી સમાજવ્યવસ્થાનું સામાન્ય લક્ષણ નથી પણ અપવાદરૂપ છે. એ પછી લેખક ઉમેરે છે કે પશ્ચિમમાં સ્ત્રીઓ ચેપી રોગવાળા પતિથી દૂર રહે છે જ્યારે આપણે ત્યાં પ્લેગ વગેરે સામૂહિક રોગોમાં કુટુંબીજનો એકબીજાની સારવાર કરે છે. યુરોપમાં "મદ્યપાનનું ઘણું જોર છે" તે પણ આ વ્યક્તિભાવનાને લીધે જ

એમ લેખક કહે છે. વ્યાખ્યાનના અંતભાગમાં આ યુગમાં આપણી સ્થિતિનું અને એ નિવારવા માટે શું કરવાની જરૂર છે એનું ચિત્ર તેઓ આપે છે. આપણી શારીરિક સંપત્તિ અત્યંત કથળી ગઈ છે, વિચારની શક્તિ જવલ્લે જ દેખાય છે, આપણી સામાજિક ભાવનાને ધક્કો લાગવાને પરિણામે કુટુંબસંસ્થા અને જ્ઞાતિસંસ્થા છિન્નભિન્ન થતી જાય છે એ જાતની ચિકિત્સા રજૂ કરીને ગોવર્ધનરામ પ્રજાજીવનને ઊંચું લાવવા માટે હૃદયસ્પર્શી ભાષામાં જાણે કે ઉદ્બોધે છે। ખાસ કરીને પશ્ચિમની ભાવનાઓના સદંશોને અપનાવી આપણી સંસ્કૃતિના અને સમાજવ્યવસ્થાના ઉચ્ચ આદર્શોને અનુરૂપ સમાજજીવન ગોઠવવા દરેકેદરેક દેશબંધુએ પ્રયત્ન કરવો જોઈએ એમ તેઓ કહે છે.

વ્યાખ્યાનના અંતભાગમાં તત્કાલીન દેશસ્થિતિનું જે ચિત્ર છે અને દેશને ઊંચે લાવવા આપણી શી ફરજો છે એ વિષે જે ઉચ્ચાગ્રહથી લેખકે લખ્યું છે તે બે વસ્તુઓમાંથી આ લેખની શરૂઆતમાં પશ્ચિમની જીવનભાવનાઓની ચિકિત્સા કરતાં લેખકે જે તારણો રજૂ કર્યાં છે એનો કાંઈક ખુલાસો મળે છે. ગોવર્ધનરામે ઠેઠ પોતાની ઉત્તર વયમાં આ લેખ લખ્યો હોવા છતાં પશ્ચિમની જીવનભાવનાઓની કદર પૂરતા પ્રમાણમાં તે કરી શક્યા નથી એ સહેજ આશ્ચર્ય ઉપજાવે એવું છે. કદાચ એ વખતે પણ ભારતની આત્મ-સ્થાપનાનો પ્રશ્ન લેખકના મનમાં આગળ પડતો હોય અને એને લઈને આ જાતની રજૂઆત તેમણે કરી હોય એ સંભવિત છે. તે છતાંય ગોવર્ધનરામ જેવા વિશાળ દૃષ્ટિના ચિંતક પાસેથી કાંઈક વ્યાપક દૃષ્ટિએ થયેલી વિચારણા મળે એવી અપેક્ષા સહેજે ઊભી થાય. લેખની માંડણી જે રીતે થયેલી છે તે જોતાં પણ લેખકનું મન વારે વારે પશ્ચિમની જીવનભાવનાઓના અસદંશો ઉપસાવવા તરફ જ વળે છે. પશ્ચિમની જીવનરીતિની ટીકા કરવાનું જ પ્રાપ્ત થતું હોય ત્યારે એ ટીકા બહોળાં ઉદાહરણો અને પશ્ચિમના સામાજિક બંધા-

રચનાના પૂરતા પરિચય બાદ જ કરી શકાય એ સ્વયંસ્પષ્ટ છે. ‘સાયન્ટિફિક મિલિયેરિઝમ’માંથી લેખકે ઉદાહરણો આપ્યાં છે અને “ઇંગ્લૅન્ડનાં પ્રસિદ્ધ માસિક પત્રો”માં અહેવાલો વાંચ્યાનું પોતે નોંધ્યું છે પણ એટલા પરથી પશ્ચિમ વિશે તારણો રજૂ કરવામાં કંઈક ઉતાવળ થઈ છે. પરદેશની જીવનભાવનાઓ અંગે વિરોધપૂર્વક લખવું હોય તો પૂરતી જાણકારીપૂર્વક જ લખાવું જોઈએ. વ્યક્તિસ્વાતંત્ર્યની પશ્ચિમની ભાવનાને લેખક “વિષ”૨૫ લેખે છે એ પણ સ્વીકાર્ય લાગતું નથી અને એમના વલણને ચિંત્ય કોટિમાં મૂકવા માટે આ એક સબળ કારણ છે. ગોવર્ધનરામ જેવા આ ઉદાત્ત ભાવનાની કદર કેમ બૂઝી શક્યા નહિ હોય એ પ્રશ્ન રહે છે. પશ્ચિમમાં કોઈ પતિને કૉલેરા થયો કે એની પત્ની “ચેપી પતિથી દૂર રહેવું એ સ્વાભાવિક જ માને છે—” એ વલણ વ્યાપક હશે ? માનવહૃદય સર્વત્ર સરખું છે અને ચેપી રોગથી દૂર રહેનારી પશ્ચિમની સન્નારીઓનો પણ પોતાના પતિઓ પર ઓછો પ્રેમ હશે એમ માની લેવામાં કંઈક ઉતાવળ થતી લાગે છે. અને ક્રીમિયાની લડાઈ પછી ‘દીપધારિણી દેવી’ ફ્લૉરેન્સ નાઇટિંગેલની પ્રેરણાથી અજાણ્યા રોગી અપંગોની શુશ્રૂષા કરનાર સેવિકાવૃંદ અસ્તિત્વમાં આવ્યા એ ઘટનાનું પણ વિસ્મરણ થયું લાગે છે.

આ સંદર્ભમાં લેખકે ૧૯૦૫માં લખેલા ‘ધી ફ્રી સ્ટેટ ઑફ ધી ઇકોનૉમિક્સ ઑફ હિન્દુઇઝમ’ એ લેખમાં પશ્ચિમમાં પણ પુત્રો પિતાથી જુદા રહેવા છતાં ત્યાં કુટુંબભાવનાનો સમૂળગો લોપ થતો નથી એમ કહ્યું છે એનું સ્મરણ થાય છે. એટલે આ મુદ્દા અંગેના લેખકના વિચારો પાછળથી પરિષ્કૃત થયા હોવાનો સંભવ છે. પરંતુ, પશ્ચિમના જીવનખ્યાલો અંગેનાં તારણોમાં જ નહિ પણ આપણા જીવનખ્યાલો અંગેનાં તારણોમાં પણ લેખક કંઈક તટસ્થ દર્શનથી દૂર ગયા છે એવી છાપ પડે છે. સમષ્ટિભાવના અને વ્યક્તિસ્વાતંત્ર્યની ભાવના એ બે પરસ્પર વિરુદ્ધ છે એવા કોઈ ખ્યાલથી દોરાઈ જઈને લેખકે આપણે ત્યાં સર્વત્ર સમષ્ટિભાવના

પ્રવર્તે છે એવું તારણ રજૂ કર્યું છે તે બરાબર લાગતું નથી. સમષ્ટિભાવના એ એવી સહેલી ચીજ તો નથી જ. અમુક દાખલાઓમાં એમ જોવા મળે એટલા ઉપરથી એવું સર્વસામાન્ય તારણ કાઢવું કોઈને વધારે પડતું લાગે. 'न स्त्री स्वातंत्र्यमर्हति'નું તાત્પર્ય લેખકના બતાવ્યા પ્રમાણે એ સ્ત્રીના રક્ષણ અર્થે છે એ પણ ભાગ્યે જ સંતોષકારક ખુલાસો હોય. ૧૯૧૫માં ગાંધીજી દક્ષિણ આફ્રિકાથી હિંદમાં આવ્યા અને આ "સર્વસ્પર્શી" પરિવર્તન સાધનાર કર્મયોગીએ આ દેશમાં સ્ત્રીદાક્ષિણ્ય કે સ્ત્રીસન્માન નહિ, પણ સ્ત્રીના સમાન દરજ્જાને ન્યાયપુરઃસર સ્થાપિત કરી ભારતીય નારીમાં આત્મશ્રદ્ધા ને આત્મજાગૃતિ પ્રગટાવ્યાં. એ પહેલાં ભાગ્યે જ દેશમાં, ગોવર્ધનરામે પોતે જ 'સ્નેહમુદ્રા'માં આક્રંદ વાણીમાં નિરૂપ્યું છે તેમ, સ્ત્રીની સ્થિતિ સારી હોય. "આપણે ત્યાં કેટલીક હલકી જ્ઞાતિઓમાં છોકરીઓને દૂધપીતી કરવાનો રિવાજ ખાસ કરીને ખાસ કારણોથી ઉત્પન્ન થયો હતો અને તેથી તે આપણી સમાજવ્યવસ્થાનું સામાન્ય લક્ષણ નથી પણ અપવાદરૂપ છે" એમ લેખક કહે છે. પરંતુ એ ખાસ કારણો ક્યાં એ તે જણાવતા નથી! ગમે તેમ પણ એથી આપણા એ કુરિવાજનો બચાવ તો થઈ જ ન શકે તે ઉઘાડું છે. એ જ પ્રમાણે "સાસુવહુની લડાઈઓ આપણાં ગરીબ કરતાં તવંગરનાં ઘરમાં વધારે જોવામાં આવે છે" એમ લેખકે કહ્યું છે તે પણ ચિંત્ય છે.

આ વ્યાખ્યાનનિબંધમાં લેખકે રજૂ કરેલા વિચારોમાંથી કેટલાક વિષે ચર્ચા કર્યા બાદ ઉમેરવું જોઈએ કે ભારતની આત્મસ્થાપનાના ઉચ્ચઆગ્રહથી આ વ્યાખ્યાનનિબંધ લખાયો છે. આપણા સમાજબંધારણ અને વ્યવહારજીવન અંગેના કેટલાક મુદ્દાઓનો આગ્રહી પક્ષવાદ જાણ્યેઅજાણ્યે પ્રવેશ્યો છે તેમ છતાં લેખના અંતભાગમાં દેશસ્થિતિ સુધારવા અંગે તેમણે જે ઉદ્‌બોધન કર્યું છે તેમાં લેખકની દેશ

માટેની ઉદાત્ત પ્રીતિનુ દર્શન થાય છે.[૧૦૫]

૧૦૫ આ ભાષણના ચિત્ય મુદ્દાઓ વિષે પ્રમુખસ્થાનેથી બોલતા દી બ અબાલાલભાઈએ જે કહ્યુ તેનો 'પ્રજાબધુ'એ આપેલો અહેવાલ અહી ઉતારવો અસ્થાને નહિ લેખાય —" મિ ત્રિપાઠીના ભાષણમા જણાવવામા આવ્યુ છે કે આપણે હિદીવાનો એક મહાન પ્રજા છીએ અલબત્ત, આ આપણને રાજી કરે છે, પરતુ આપણે આપણા અવગુણો તરફ દુર્લક્ષ કરવુ જોઈએ નહિ હુ જુદાપણા [ Individualism ]નો અર્થ ભાષણકર્તાએ કર્યો છે તેનાથી જુદો કરુ છુ મારા વિચાર પ્રમાણે તે એક સારી ભાવના છે તે દરેક માણસને શીખવે છે કે તે પોતાને વાસ્તે જીવે છે વળી જ્યા એકની ફરજ છે ત્યા સામાનો હક છે જ્યારે હુ કોઈનુ કામ કરુ ત્યારે તેણે મારુ કામ શા માટે ન કરવુ જોઈએ ? જો રાજાનો મારા ઉપર રાજ્ય કરવાનો હક છે તો તે સારી રીતે રાજ્ય કરે એ માગણી કરવાનો મારો હક છે યુરોપિયનની અને આપણી ભાવનાઓમા ફરક પડવાનુ એ કારણ છે કે આપણે ૧૦૦૦ વર્ષ થયા એક પરતત્ર પ્રજા છીએ આપણા હિદુધર્મનો મૂળ ઉદ્દેશ એ છે કે દરેક માણસે પોતાની મુક્તિ માટે પ્રયત્ન કરવો દરેક માણસે પોતાના માન અને પ્રતિષ્ઠા સાચવી રાખવા જોઈએ જુદાપણાના કેટલાક દુર્ગુણો છે પરતુ તેઓ તેની સાથે જોડાયલા છે કે માત્ર ફણગા છે એ એક સવાલ છે ગમે તેવી ભાવનાઓ હોય પરતુ તેમના સપૂર્ણ અમલ ઉપર આપણા સુખનો આધાર રહેલો છે કોઈ ગરીબ માણસને કહેવામા આવે કે તમારા બાપના દાદા ઘણા પૈસાદાર હતા પરતુ તેમા'તેને શું ? આ કહેવાથી તેને કેવી રીતે સતોષ મળે ? મહાભારત અને રામાયણના વખતની ભાવનાઓ હાલ શા કામની ? આગળ ચાલતા પ્રમુખે જણાવ્યુ કે આપણે લોકો નબળા થઈ ગયા છીએ તો શરીર સુધારવાની શું આપણી ફરજ નથી ? ભાવનાઓની કાઈ પણ કિમત હોય તો તેનો અમલ અવશ્ય થવો જોઈએ મોર્ગને કરેલા મડળનો ઇશારો કરી પ્રમુખે જણાવ્યુ કે આપણા લોકો એકબીજા સાથે હળીમળી કામ કરી શકતા નથી આપણે એક પતિત પ્રજા છીએ આપણામા યુરોપિયનોની હિમત નથી આપણામાથી કેટલા માણસો પૂછેલા સવાલનો સીધો જવાબ આપી શકે છે ? આપણા લોકો નીતિ વિરુદ્ધ ચાલનારા લોકો તરફ ધિક્કારની લાગણીથી જોતા નથી આપણે હમેશા આવા નહોતા

## ૩૮. The Aptitudes and Duties of the Leading Communities of Surat [૧૯૦૨] – સુરતની આગેવાન કોમોની લાયકાત અને ફરજો

ગોવર્ધનરામે આ વિષય પર ઈ. સ. ૧૯૦૨ ના જૂન માસની સાતમી તારીખે[૧૦૬] સુરતના 'નાગર એસોસિયેશન' સમક્ષ ભાષણ આપ્યું હતું. રા. બ. નંદશંકર તુળજાશંકર પ્રમુખપદે હતા. પાછળથી ગોવર્ધનરામના અવસાન બાદ આ અંગ્રેજી ભાષણ 'સમાલોચક'માં પ્રસિદ્ધ થયું હતું.[૧૦૭]

દુનિયાનાં મોટાં શહેરોના દાખલા આપી ગોવર્ધનરામ જણાવે છે કે મોટાં શહેરોએ દેશના ભાવિમાં મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. સુરતનો ભૂતકાળ મહાન હોવા છતાં બીજાં શહેરોની સરખામણીમાં એ કેમ પાછળ પડી ગયું એનાં કારણોની વ્યાખ્યાનકાર તપાસ કરે છે. ભૂતકાળમાં સુરતે સામાજિક નેતાઓ સારા આપ્યા છે, એનો વેપારરોજગાર પણ સારો હતો, બુદ્ધિશક્તિમાં પણ એની પ્રજા આગળ હતી, સાહિત્ય અને સાંસ્કૃતિક પ્રવૃત્તિઓનું એ કેન્દ્ર હતું વગેરે બાબતોને યાદ કરીને ગોવર્ધનરામ કહે છે કે અત્યારે એ પાછળ પડી ગયું છે એનું કારણ એ છે કે એની પાસે નેતાઓ નથી. સુરતના માણસો સુરત બહાર પ્રવૃત્તિશીલ છે એટલા ઘરઆંગણે પ્રવૃત્તિશીલ

તે યાદ દેવડાવવામાં આવે તો તેથી કંઈ સારું થવાનો સંભવ છે. હાલનો સમય રામ અને અર્જુનના સમય જેવો નથી તે આપણે ભૂલી જવું જોઈતું નથી." —'પ્રજાબંધુ', ૬ જુલાઈ ૧૯૦૨, પૃ. ૮-૯.

૧૦૬. 'વસંત'–વર્ષ ૬, અંક ૨ ...૭, 'સ્ક્રેપબુક', તા. ૧ ઓગસ્ટ ૧૯૦૨ની,

નથી. અંદર અંદરના વિખવાદે પણ એની પ્રગતિને રૂંધી છે. સુરતની આગેવાન કોમોએ પોતાના ઉજ્જ્વલ ભૂતકાળને યાદ કરી સુરતના ઉત્કર્ષ માટે પ્રયત્ન કરવો જોઈએ. આ અંગે કઈ કઈ દિશામાં કામ કરવું જોઈએ એ માટે પણ ગોવર્ધનરામે સૂચનો કર્યાં છે. તેઓ કહે છે કે સુરત એનાં જંગલોની બાબતમાં બેદરકાર રહ્યું છે. કુદરતી સંપત્તિનો ઉપયોગ કરવાનું એને સૂઝ્યું નથી મૂડી અને માર્ગદર્શનને અભાવે સુરતની આગેવાન કોમો પ્રવૃત્તિશીલ નથી એ સ્થિતિનો અંત આણવો જોઈએ. સુરતની સન્નારીઓમાં જે કલાદૃષ્ટિ છે એને ટકાવી રાખવી જોઈએ. કલાકારીગરીની જાળવણી અને એના સંવર્ધન માટે સ્ત્રીઓને પ્રોત્સાહન આપવું જોઈએ. કળા માટેની અભિરુચિ ટકી રહે એ માટે દેશી કારીગરીને ઉત્તેજન આપવું જોઈએ. દેશી કારીગરોને પોતાના ધંધા માટે મૂડી મળે, તેઓ જે માલ તૈયાર કરે એને માટે બજાર તૈયાર હોય અને છેલ્લામાં છેલ્લી ઢબની શાસ્ત્રીય શોધો અનુસાર તેમની કલાકારીગરીવાળી વસ્તુઓ તૈયાર થાય અને દેશપરદેશના ગ્રાહકોની બદલાતી રુચિને તે માફક આવે. આ રીતે દેશી કારીગરીને પ્રોત્સાહન મળે એવા ઉપાયો લેવા જોઈએ. આ રીતે એ લોકોએ પોતાની કોમમાં જે કાંઈ બુદ્ધિશક્તિ હોય એનો ઉપયોગ કરવો જોઈએ, સ્થાનિક વેપારને વિકસાવવો જોઈએ અને જે માલ તૈયાર થાય એને માટે યોગ્ય બજાર ઊભું કરવા પરદેશમાં આ બાબતમાં શી પ્રગતિ છે વગેરે બાબતોનો ખ્યાલ મેળવવો જોઈએ. સુરતને ધનિક વૈશ્યોની મદદની પણ જરૂર છે. નવી નવી વસ્તુઓ શીખવા માટે એ લોકો જુવાનોને પરદેશ મોકલે એ બાબત ઉપર ગોવર્ધનરામ ખાસ ભાર મૂકે છે. આમ કરવામાં ન્યાતજાતનાં બંધનો અંતરાયરૂપ નીવડે તો તે દૂર કરવાનું પણ લેખક ભારપૂર્વક કહે છે તેમ છતાં સાથે સાથે ઉમેરે છે કે પરદેશ જનારાઓએ ત્યાં જઈને કાંઈક મેળવીને પાછા આવવું જોઈએ, પોતાની સજ્જતા વધારીને પાછા આવવુ જોઈએ અને સ્વદેશમાં આવ્યા બાદ સમાજના

ઉત્કર્ષ માટે કામ કરવું જોઈએ. કેટલીક વાર પરદેશ જનારાઓ ત્યાંની કેળવણી કરતાં ત્યાની જીવનરીતિનું આંધળું અનુકરણ મેળવીને જ પાછા આવે છે. સમાજને કશું વળતર મળતું નથી. ઊલટું તેમનું ખર્ચાળપણું ભારે પડી જાય છે. એના કરતાં ઘરઆંગણાના પ્રતિભાશાળી પુરુષો પરદેશ ન ગયા હોવા છતાં પોતપોતાના ક્ષેત્રમાં સવિશેષ સજ્જતા અને કાર્યક્ષમતા દાખવતા માલૂમ પડે છે. આના ઉદાહરણ તરીકે લેખક પોતાના મિત્ર પ્રો. ત્રિભુવનદાસ ગજ્જરનું નામ સૂચવે છે.

## ૩૫. The Hindu Ideal of Poverty [૧૯૦૩]–હિન્દુઓનો ગરીબાઈનો આદર્શ

'ઇસ્ટ એન્ડ વેસ્ટ'માં આ લેખ બે કટકે છપાયો હતો.[૧૦૮]

ગોવર્ધનરામે આ લેખમાં ભૂતકાળમા અને વર્તમાન યુગમાં ગરીબાઈ વિષેનો હિંદુ આદર્શ કેમ વિકસ્યો છે તે ઉદાહરણસહિત બતાવ્યું છે. ગરીબાઈનો હિંદુ આદર્શ બ્રાહ્મણપરંપરાના વિકાસ સાથે અસ્તિત્વમાં આવ્યો હોય અને બૌદ્ધપરંપરા વડે વિકસ્યો હોય એમ લાગે છે. પ્રાચીન કાળમાં પરશુરામે ક્ષત્રિયો સાથે યુદ્ધ કરી જીતેલા પ્રદેશો બ્રાહ્મણોને આપી દીધા એમ કહેવાય છે. પરંતુ બ્રાહ્મણોએ એ પ્રદેશો રાખ્યા નહિ પણ મૂળ માલિકોને પાછા સોંપ્યા કારણ કે રાજ્યો મેળવવાની એમને ઇચ્છા ન હતી. વિશ્વામિત્રે સત્તા અને લક્ષ્મીનો ત્યાગ કર્યો, રામે રાજપાટ છોડી પિતાના વચન ખાતર સ્વેચ્છાએ વનવાસ સ્વીકાર્યો વગેરે ઉદાહરણો આપ્યા બાદ લેખક જણાવે છે કે બુદ્ધના સમયમાં તો ગરીબાઈનો આ આદર્શ જાણે અનિવાર્ય થઈ પડયો. બુદ્ધનો પોતાનો દાખલો જ ઘણો મોટો છે. બ્રાહ્મણપરંપરામાં પણ જે ચાર આશ્રમની યોજના છે એમાં સંન્યસ્તને આગલું સ્થાન

૧૦૮. 'ઈસ્ટ એન્ડ વેસ્ટ', વૉ. ૨, નં. ૨૦ અને નં. ૨૧

છે. બૌદ્ધધર્મમાં તો 'ભિક્ષુ' 'પરિવ્રાજક' જેવા શબ્દો જ સૂચવે છે કે ગરીબાઈના આદર્શનું સ્થાન ઘણું મોટું હતું.

લેખના બીજા ભાગમાં ગોવર્ધનરામ અર્વાચીન સંન્યસ્તની વાત કરે છે:—

સુદ્ર ગોકુળજી ઝાલા અને ગૌરીશંકર ઉદયશંકરના દાખલા તે આપે છે. ફર્ગ્યુસન કોલેજના અધ્યાપકો સ્વેચ્છાએ ઓછો પગાર લે છે. ગરીબાઈનો આ આદર્શ પાળનારાઓમાં ગોખલે અને પરાંજપેનો તે ઉલ્લેખ કરે છે. એક બીજું દૃષ્ટાન્ત મુબઈ હાઈકોર્ટના આગળ પડતા વકીલ મહાદેવ ચીમનાજી આપ્ટેનું છે. આપ્ટેએ પોતાની બધી મિલકત આનંદાશ્રમ ઇન્સ્ટિટ્યૂટ–પૂનાને આપી દીધી એ જ દિવસે તેમણે ગોવર્ધનરામને કહ્યું, "My dear Govardhanbhai, I am the poorest pleader to day." – 'મારા વહાલા ગોવર્ધનભાઈ, હું આજે સૌથી નિષ્કિંચન વકીલ છું.' આ પ્રકારના હિંદુ આદર્શવાદીએ, "પોતાના આ જીવનકર્તવ્યની પરિપૂર્તિ માટે પોતાની લક્ષ્મીનું રોકાણ કરવાનું નથી, પણ એણે તો પોતાની જિંદગીરૂપી મૂડીને રોકવાની છે." આવા માણસની સઘળી પ્રવૃત્તિઓ સ્વાભાવિક રીતે જ લોકસંગ્રહ અર્થે હોય છે. આ જાતની ફિલસૂફી 'પંચદશી'ના કર્તા મહાન આચાર્ય માધવે ઉપજાવી હતી. તેમણે સ્વેચ્છાએ ગરીબાઈનો આદર્શ સ્વીકાર્યો હતો. શ્રૃંગેરી મઠ સાથે આચાર્ય માધવનું નામ નિકટપણે સંકળાયેલું છે. સંન્યાસી થયા પછી માધવે જે નામનો અંગીકાર કર્યો હતો તે નામ છે વિદ્યારણ્ય (સ્વામી), જેનો અર્થ, તત્ત્વજ્ઞાનનું જંગલ અથવા જેનું તત્ત્વજ્ઞાન જગતને જંગલરૂપે જોતું હતુ, એવો થાય.

## ૩૬. ઉદ્યોગહુન્નર વિષયક સાહિત્યનો પ્રચાર (શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજી સાથે પત્રવ્યવહાર) [૧૯૦૩]

શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજીએ ગુજરાતી સાહિત્યના ઉત્કર્ષ માટે શું શું કરવું જોઈએ એ વિષે કેટલાક પ્રશ્નો વિદ્વાનોને પૂછ્યા,

હતા. ગોવર્ધનરામને એ અંગે પૂછવામા આવતાં તેમણે પોતાના વિચારો દર્શાવતો એક વિસ્તૃત પત્ર અંગ્રેજીમા નડિયાદથી ૧૯૦૪ના ઓકટોબરની ૯મી તારીખે લખ્યો હતો આ પત્ર 'સમાલોચક'ના ગોવર્ધનસ્મારક અંકમા પ્રસિદ્ધ થયો છે[૧૦૯] એ જ અંકમા પુરુષોત્તમ વિશ્રામ માવજી શેઠનો ગોવર્ધનરામના સંસ્મરણો આપતો લેખ પ્રગટ થયેલો છે. આ લેખમા સરકારી શેઠે પોતે પૂછેલા પ્રશ્નો અને ગોવર્ધનરામના ઉત્તરોનું "સારરૂપ ગુજરાતી ભાષાંતર"[૧૧૦] સમાવી લીધુ છે. આ લખાણમાં ગોવર્ધનરામે જનતાના ઉત્કર્ષ માટે ખેતીવાડી અને ઉદ્યોગહુન્નર વિષયક સાહિત્યનો પ્રચાર કરવા ઉપર ભાર મૂક્યો છે અને આપણા કારીગરો, વેપારીઓ અને લેખકોને ઉત્તેજન આપવાની આવશ્યકતા દર્શાવી છે.

શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજી કહે છે કે, "આજકાલ [૧૯૦૭ માં] જે 'સ્વદેશી' હિલચાલ થાય છે તેનુ સ્વ. ગોવર્ધનરામને તો અગાઉથી દર્શન થઈ ચૂકયું હતું અને નવી કેળવણી પામતા યુવકોને માટે એમની સલાહ બહુ ઉપયોગી છે." આ પત્ર લખાયો એના અગાઉના વર્ષે જ ગોવર્ધનરામે આપેલ 'સુરતની આગેવાન કોમોની લાયકાત અને ફરજો' એ અંગ્રેજી ભાષણમાં તેમણે આ પ્રકારની વિચારણા રજૂ કરી હતી ૧૯૦૫ માં નડિયાદમાં 'સ્વદેશી સ્ટોર'નું ઉદ્ઘાટન કરીને ગોવર્ધનરામે આ પ્રવૃત્તિમાં પ્રત્યક્ષ દિશાસૂચન કર્યું હતું.

**૩૭. The Keystone of the Economics of Hinduism [૧૯૦૫] – હિંદુધર્મના અર્થતંત્રનો પાયો.**

આ લેખ 'ઈસ્ટ ઍન્ડ વેસ્ટ'માં બે કટકે પ્રગટ થયો હતો.[૧૧૧]

---

૧૦૯. 'સમા૦', ગો. સ્મા. અંક, પૃ. ૪૨–૪૬

૧૧૦. એજન, પૃ. ૧૧૫–૧૨૮. આ જ સામગ્રી 'વસંત', વર્ષ ૬, અંક ૩ (પૃ. ૧૬૪–૧૬૭)મા પણ થોડા ફેરફાર સાથે મળે છે.

૧૧૧ 'ઈસ્ટ ઍન્ડ વેસ્ટ', વૉ. ૪, નં. ૩૯ અને ૪૦.

ગોવર્ધનરામ કહે છે :— અર્થોપાર્જનમાં હિંદુઓ અને યુરોપિયનો વચ્ચે મૂલગત આદર્શભેદ છે. યુરોપ અમેરિકામાં ધન ખાતર ધન પ્રાપ્ત કરવાનો ચાલ છે. હિંદુઓ અમુક વ્યવસાય સ્વીકારે છે અને કમાય છે તે ધન એકઠું કરવાની લાલસાથી નહિ પણ પોતાના કુટુંબ પ્રત્યેની ફરજો અદા કરવાના આશયથી. યુરોપિયનો ધનપ્રાપ્તિના આદર્શથી જીવનની શરૂઆત કરે છે જ્યારે હિંદુઓ ખર્ચની દૃષ્ટિએ કરે છે. વાસ્તવિક રીતે તો આ ગરીબાઈનો આદર્શ છે – એ અર્થમાં કે જ્ઞાતિ કે કુટુંબના રોટલો રળનારા વર્ગે છેવટે ગરીબ માણસ તરીકે જીવવાનું હોય છે. 'હિંદુઓનો ગરીબાઈનો આદર્શ' એ લેખમાં જે આદર્શો પોતે દર્શાવ્યા હતા તે થોડાકને જ લાગુ પડે છે જ્યારે આ લેખમાં જે આદર્શોની વાત કરે છે તે આખા જનસમુદાયને લાગુ પડે છે એમ ગોવર્ધનરામ જણાવે છે. આ આદર્શોની તાલીમ આપણી કેટલીક સામાજિક સંસ્થાઓ આપે છે એમ જણાવી લેખકે આપણી સંયુક્ત કુટુંબસંસ્થા અને જ્ઞાતિસંસ્થા વિશે લંબાણથી લખ્યું છે અને એના ફાયદાઓ ઉદાહરણો આપીને વિસ્તારથી બતાવ્યા છે. આપણી જૂની સંસ્થાઓ નાશ પામે એ પહેલાં એમાં રહેલાં સારાં તત્ત્વો બચાવી લેવાય તો તે સમાજના હિતમાં છે એમ લેખકે જણાવ્યું છે. સર હેન્રી મેઇન નોંધે છે કે આધુનિક દુનિયામાં સમાજના એકમ તરીકે કુટુંબની જગ્યા વ્યક્તિએ લીધી છે. એ ઉપરથી ગોવર્ધનરામ કહે છે કે આ 'આધુનિક દુનિયા' યુરોપ અમેરિકા અને ઓશિયાનિયા સિવાયના સારાય જગતને બાકાત રાખે છે! યુરોપમાં પણ કૌટુમ્બિક જીવનની ગાંઠો કોઈ ને કોઈ રૂપે મોજૂદ હોય છે જ એ લેખકે દાખલા આપીને સ્ફુટ કર્યું છે. અત્યારનુ અર્થશાસ્ત્ર માનવીનું જીવનધોરણ ઊંચું કરવાની વાત કરે છે પણ જ્યાં સુધી વ્યક્તિના પોતાના જીવનધોરણની સાથોસાથ એના આખાય કુટુંબનું જીવનધોરણ ઊંચું ન આવે ત્યાં સુધી હિંદુ પોતાને માટે એ કેમ કરી શકે? હિંદુઓ કુટુંબભાવનાથી પ્રેરાઈને સ્વેચ્છાએ ગરીબાઈનો આદર્શ સ્વીકારે છે.

હિંદુને મન જ્ઞાતિ એ વિશાળ અર્થમાં કુટુંબ છે એમ કહી લેખકે જ્ઞાતિસંસ્થાના લાભો વીગતવાર વર્ણવ્યા છે અને સુધારકોને પણ કેટલીક વાર પોતાના કુટુંબીજનોની લાગણી ખાતર નમતું આપી જ્ઞાતિમાં ફરી વાર જવું પડે છે એમ કહ્યુ છે.

વડલો એ બાબે કે હિંદુ કુટુંબના ધનના અને ગરીબાઈના આદર્શનુ પ્રતીક છે. વડલો બધી જાતના જીવોના ઉપયોગમા આવે છે અને એના વિકાસને કોઈ સીમા નથી તે વિકસ્યે જ જાય છે. પરંતુ એ વિકાસ પામે છે તે બીજાને આપવા માટે. એના વિકાસમાં આપણા ધનનો આદર્શ રહ્યો છે. તે વિશાળ વૃક્ષ બધી જાતની કાટછાંટ થવા દે છે એમાં આપણો ગરીબાઈનો આદર્શ રહ્યો છે. આ બે આદર્શો એક હૃદયમાં ભેગા થવાને કારણે જ ન્યાયમૂર્તિ રાનડેને જ્યારે તેઓ ઊતરતી અને ઊતરતી કક્ષાની નોકરીઓમાં ફેંકાયે જતા હતા ત્યારે પબ્લિક સર્વિસ કમિશને એમ પૂછ્યું કે જે પગાર મળે છે એથી અસંતુષ્ટ થવાનું તેમને કંઈ કારણ છે ત્યારે તે વિચારમાં પડી ગયા અને જવાબ આપ્યો કે, "મારે પોતાને અસંતુષ્ટ થવાને કાંઈ કારણ નથી", અને પછી ઉમેર્યું કે, "પણ મારા દેશને અસંતુષ્ટ થવાને કારણ છે."

આપણા અર્થતંત્રની ઊણપો દર્શાવતાં લેખક જણાવે છે કે દેશમાં જે પૈસાદારો છે તેમને પોતાના પૈસાનો કેમ ઉપયોગ કરવો તેની ખબર નથી; અને જે લોકો ઉદ્યોગી છે તેમને પોતાની શક્તિ ક્યાં વાપરવી એ શોધ્યું જડતું નથી જે લોકોની પાસે કળાની શક્તિ છે તેમની પાસે નથી મૂડી કે નથી પોતે બનાવેલી ચીજોનું બજાર પણ. આપણા રાજ્યકર્તાઓ પંક્તિભેદ કરે છે. પોતાના વેપારીઓ અને સંસ્થાનવાદીઓને દરેક બાબતમાં પહેલી પસંદગી આપે છે. તેઓ કમાય છે અહીં અને ખર્ચે છે ઇંગ્લૅન્ડમાં. મુસલમાન બાદશાહોએ આપણી સંપત્તિ લીધી ખરી પણ વાપરી અહીં જ. પરિણામે દેશનું ધન દેશમાં જ રહ્યું. અંગ્રેજ રાષ્ટ્ર આપણી આર્થિક વ્યવસ્થાનો

પાયો છે. તેઓને પોતાની ફરજ અદા કરવાનો અને હિંદુસ્તાનનાં હિતોને સંરક્ષવાનો લેખક અનુરોધ કરે છે.

## ૩૮. The Hindu Ideal of Sovereignty and State [૧૯૦૫] – સાર્વભૌમત્વ અને હિંદુ રાજ્યનો આદર્શ.

'ધી ઇન્ડિયન રીવ્યૂ'ના ૧૯૦૫ના એપ્રિલ–અંકમાં આ લેખ પ્રસિદ્ધ થયો છે. આરંભમાં જ લેખક જાન્યુઆરી ૧૯૦૨માં લખેલા લેખમાં સાર્વભૌમ રાજા એ પ્રજાજનોનો માવતર છે એ હિંદુ રાજનીતિનો પાયાનો સિદ્ધાંત પોતે ચર્ચ્યો હતો તેની વાત કરે છે અને ઉમેરે છે કે એ સિદ્ધાંતને હિંદુ રાજ્યબંધારણની આધારશિલા કહી શકાય. રાજાનું સમયપત્રક સ્મૃતિકારોએ ઘડી આપ્યું હતું. તેને જે સુખસગવડો હતાં તે હકથી નહિ પણ રાજ્ય પ્રત્યેની ફરજ બજાવવા તે શક્તિમાન થાય તેના સાધનરૂપે હતાં. હિંદુ આદર્શ પ્રમાણે જીવનના કોઈ પણ ક્ષેત્રમાં "હક્ક" નામની વસ્તુને સ્થાન જ નથી. સદ્ગત તેલંગ કહેતા તેમ માણસોને માત્ર ફરજો છે, હકો નહિ. "પ્રજા" શબ્દનો અર્થ (૧) રૈયત (૨) સંતતિ થાય છે એ તરફ ધ્યાન ખેંચી હિંદુ રાજાની રૈયત તે એની સંતતિ છે એમ લેખક કહે છે અને દૃષ્ટાંત આપે છે કે હરિશ્ચન્દ્ર રાજાએ પ્રજાજનો સિવાય સ્વર્ગમાં જવાની ના પાડી હતી, અને રામશાસ્ત્રીએ ધર્મચર્ચામાં રચ્યાપચ્યા રહેતા માધવરાવ પેશ્વાને કહ્યું હતું કે, "લો આ મારું રાજીનામું, હું કાશી જાઉં છું. તમે આવશો તો આપણે બન્ને સાથે મોક્ષસાધના કરીશું, પણ અહીં રાજ્ય કરવું હોય તો બે વાનાં સાથે ન બને. રાજ્યધર્મ દ્વારા જ મોક્ષસાધના કરવી જોઈએ." વાનપ્રસ્થાશ્રમમાં પહોંચ્યા પહેલાં રાજાથી નિવૃત્ત થઈ શકાતું નહિ.

હિંદુ રાજ્યબંધારણ પ્રમાણે રાજા એ કાયદા ઘડનારો ન હતો. એ કામ સત્તારપર્ધાથી અલિપ્ત એવા સાત્ત્વિક ઋષિઓનું હતું. રાજ્યનાં ચાર અંગઃ — (૧) રાજા, તે ઉચ્ચોચ્ચ વહીવટી અધિકારી, (૨) તેને

મદદરૂપ થતી મંત્રીઓની સમિતિ, (૩) પ્રજાજનો, જેમનો [પંચનો] બોલ તે પરમેશ્વરનો બોલ લેખાતો, અને (૪) નિયમો ઘડનારા ધર્મ-ગ્રંથરચયિતા ઋષિઓ. આ ચાર મળીને પ્રાચીન સમયનું હિંદુ રાજ્ય બનતું.

મતદાનની યાંત્રિક પદ્ધતિ ન હતી અનુભવી અનાસક્ત વડેરાઓના અભિપ્રાય માટે હૃદયમા માન હોય એવા પિતૃપ્રધાન બંધારણ નીચે મતભેદ વગેરેને અવકાશ ઓછો જ હોય. જુવાન ઉદ્ધત કૌરવોના જે હાલહવાલ થાય છે તે મોટેરાઓની સલાહ ન માનનારનું શુ થાય છે તે બતાવે છે વ્યાસે પાંડવોને આખરી વિજય પામતા બતાવ્યા છે. ચાર નાના ભાઈઓનું ક્યારેક ક્યારેક લોહી ઊકળી જતું, પણ મોટાભાઈના દૃષ્ટિપાતથી તે શમી જતું. તેમ છતાં અભિપ્રાય અને ચર્ચાનું સ્વાતંત્ર્ય ચારે ભાઈઓને હતું, અરે, દ્રૌપદીને પણ હતું પણ બધી ચર્ચાઓને અંતે ધર્મરાજાનો શબ્દ એ જ શિરોધાર્ય બની રહેતો. આજના મંત્રીમંડળ(કેબિનેટ)ની ચર્ચાઓનો આ પ્રાચીન આદર્શ હતો. મંત્રીમંડળની ચર્ચાઓમાં દુર્યોધનના દાખલામાં જોવા મળે છે તેમ ભીષ્મ જેવા ક્ષત્રિય અને દ્રોણ જેવા બ્રાહ્મણ ઋષિ ઉપરાંત વૈશ્યો અને દાસીપુત્રો પણ ભાગ લેતા. રાજ્યનાં પહેલાં બે અંગો – રાજા અને મંત્રીમંડળ–ની વચ્ચે મતભેદ થયાનો દાખલો રાજા ત્રિશંકુએ વસિષ્ઠ ઋષિની સલાહ માની ન હતી તેમાં જોવા મળે છે.

રામે સીતાત્યાગના પ્રકરણમાં ભાઈઓ અને વસિષ્ઠાદિ જોડે મંત્રણા કરી. રાજ્યનાં બે અંગોને સીતાની પવિત્રતા અંગે સંદેહ ન હોવા છતાં રાજ્યના ત્રીજા અંગરૂપ પ્રજાજનોની ઇચ્છાને માન આપવામાં આવ્યું. ભવભૂતિએ ઉત્તમ રીતે બતાવ્યું છે તેમ ચોથા અંગનાં પ્રતિનિધિઓ વાલ્મીકિ, ગંગા, પૃથ્વી, અને ખાસ તો ભગવતી અરુંધતી સીતાને પુન: યોગ્ય પદે સ્થાપે છે એમ લેખક પ્રતિપાદન કરે છે, અને કહે છે કે ત્રીજા અંગ પ્રજાના અવાજમાં રહેલી ભૂલને ચોથા અંગરૂપ ઋષિજને સુધારી લીધી.

૩૯. **The Gulf between Englishmen and Indians**[૧૧૨] [૧૯૦૬]—અંગ્રેજો અને હિંદીઓ વચ્ચેનું અંતર

ગોવર્ધનરામનો આ લેખ 'ઇસ્ટ ઍન્ડ વેસ્ટ'માં પ્રગટ થયો હતો.[૧૧૩]

આ લેખમાં લેખકે અંગ્રેજો અને હિંદીઓ વચ્ચેના અંતર માટે કયાં કારણો જવાબદાર છે એની ચિકિત્સા કરી છે અને એ અંતર નાબૂદ કરવા માટે શું કરવું જોઈએ એ સૂચવ્યું છે. પૂરતી માહિતી અને સમજણ વગર અંગ્રેજ લેખકોને હાથે લખાતાં લખાણો પણ એ અંતર વધારે છે. હિંદીઓના પૂર્વગ્રહની પણ લેખકે વાત કરી છે અને બંને પક્ષના દાખલા ટાંક્યા છે. એવા પણ હિંદીઓ છે જેમને અંગ્રેજો તેમજ હિંદીઓ તરફથી પુષ્કળ માન અને પ્રેમ મળ્યાં હોય. સ્વ. ન્યાયમૂર્તિ તેલંગનો દાખલો ટાંકતાં લેખક કહે છે કે અંગ્રેજ હૃદયને કોઈ હિંદી એમના કરતાં વધારે સારી રીતે સમજી કે વખાણી શક્યો નથી. તેલંગની વ્યક્તિમત્તા સામાજિક અને બૌદ્ધિક એમ ઉભય રીતે હતી. રાનડેના સામાજિક ગુણો ઊંચી પ્રતિના અને સંતની કોટિના હતા. પરંતુ એ ગુણોમાંના કાંઈક જેમનામાં હતા તેવા થોડાક અંગ્રેજોને એનો પરિચય થયો હતો. તેલંગ અને રાનડે વિષે ગોવર્ધનરામે કાંઈક વીગતે લખ્યું છે અને તેમના ઉચ્ચ ગુણોને અંજલિ આપી છે.

લેખક જણાવે છે અંગ્રેજોના હિંદીઓ પ્રત્યેના વલણમાં સામ્રાજ્યવાદી માનસ કામ કરતું લાગે છે. અલબત્ત આમાં પણ અપવાદ જરૂર મળી આવે. સર ચાર્લ્સ સારજંટ અને સર જ્હોન જારડીન અવારનવાર દેશી વકીલોને સાંજની પાર્ટીઓમાં નોતરતા, અને એવા કેટલાક ઉચ્ચ અંગ્રેજ અધિકારીઓ છે જે દેશીઓ સાથે વધારે

૧૧૨ આ લેખના શીર્ષકનું સૂચન ગોવર્ધનરામને 'ઇસ્ટ ઍન્ડ વેસ્ટ' (વૉ. ૧, નં. ૫)માં પ્રસિદ્ધ થયેલા એફ. એચ. ફ્રિસરના લેખ 'The Gulf between East and the West'માંથી મળ્યું હોય એ સંભવિત લાગે છે.

૧૧૩ 'ઇસ્ટ ઍન્ડ વેસ્ટ' વૉ. ૫, નં. ૫૧

મોકળાશથી ભળવા આતુર છે. આ દિશામાં વધુ પ્રયત્ન થશે તો "આપણા રાજ્યના કર્ણધારને સ્થાને જેમને દૈવે અહીં મોકલ્યા છે તે આખા વર્ગની પ્રતિષ્ઠામાં વધારો થશે."[૧૧૪]

અંતમાં લેખક જણાવે છે કે હિંદુસ્તાન તો માનવ માનવ વચ્ચેના સંબંધમા માને છે, પ્રજા પ્રજા વચ્ચેના સંબંધો વિકસાવવા ઇચ્છે છે હિંદુસ્તાનમાંના અંગ્રેજો આ અંતરને પૂરવા માટે પોતે જ પ્રયાસો કરશે એ ઇચ્છા પ્રકટ કરીને લેખક પોતાનુ વક્તવ્ય પૂરું કરે છે.

## કાયદાશાસ્ત્રવિષયક, લૉ-નોટ્સ, સૂચિઓ ઇત્યાદિ

૪૦. **The Philosophy and Science of Substantive Criminal Law** [૧૮૮૪] – સ્વતંત્ર અને વિશેષ એવા ક્રિમિનલ લૉનું તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાન

આ લેખની નોંધની બીજાના અક્ષરની પાણ્ડુલિપિ અસ્તિત્વમાં છે. ફૂલસ્કેપ કદનાં ચૌદ પાનાંની નોંધ છે. શરૂઆતનો અને છેવટનો ભાગ સળંગ લખાણ છે પણ વચ્ચેના વિસ્તૃત મુદ્દાઓનો કોઠો નોંધરૂપે આપેલો છે. પહેલા જ વાક્યની શરૂઆત "I propose in the brief space of an hour or two" એમ હોઈ આ વ્યાખ્યાન-નિબંધ સારી પેઠે લાંબો કલ્પાયો હોવો જોઈએ. ગોવર્ધનરામે આ ભાષણ ૧૮૮૪માં અમદાવાદમાં આપ્યું હતું.

આરંભમાં લેખક વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાનનો ભેદ નિર્દેશે છે:– "જાડી રીતે કહેતાં વિજ્ઞાન એ વસ્તુઓનુ જ્ઞાન છે અને તત્ત્વજ્ઞાન એ સંબંધ (નિર્દેશ) છે." બન્ને માનવીના મનની નીપજ છે અને પરસ્પરને ઘડે છે. ફિલસૂફી વિજ્ઞાનનો રસ્તો આંકે છે અને વિજ્ઞાનનાં

૧૧૪. "...enhance the prestige of the whole class who are sent by providence to sit at the helm of our state."

તારણો ઉપર ચુકાદો આપે છે. કાયદાશાસ્ત્રની બાબતમાં પણ એ બન્નેનો ફાળો મળેલો છે.

આદિ કાળના સમાજોમાં પણ પિતૃશાસિત કુટુંબોરૂપે શાસનતંત્રના સ્થૂળ આરંભો જોઈ શકાય છે. બહારનાં આક્રમણો અને અંદરનાં બળો સામે આત્મસંરક્ષણ માટે સમાજોને હમેશાં શાસનતંત્ર – સરકારની આવશ્યકતા રહી છે.

*આંતરિક બળોમાં મુખ્ય છે માનવી બુદ્ધિ અને લાગણીઓની* કમજોરીઓ. વ્યક્તિઓની પ્રીતિ અને ભીતિને શિક્ષણ મંચારિત કરીને એ કમજોરીઓ સામે રક્ષણ મેળવી શકાય. પ્રેમને શિક્ષણ અને પારિતોષિક દ્વારા અને ભીતિને શિક્ષણ દ્વારા મંચારિત કરી શકાય. ભીતિને જે નિયમો દ્વારા મંચારિત કરી શકાય છે તેને કાયદો કહી શકાય છે. આમ કાયદો એ શાસન તંત્રના આવશ્યક ક્રણગારૂપ છે. ભીતિઓનો સંચાર કરીને સમાજમાનાં લાગણીવિષયક બળોનો સામનો કરવાનું એનું લક્ષ્ય હોય છે. આને પરિણામે નિષ્પન્ન થાય છે સામાજિક વર્તન જે કાં તો ધનાત્મક ( positive ) અથવા તો ઋણાત્મક (negative) હોય. (૧) બધાં ધનાત્મક અને (૨) કેટલાંક ઋણાત્મક વર્તન સામાજિક ઊર્મિતંત્રની સગવડોને અનુરૂપ થવા માટે જરૂરી હોય છે અને બાકીનાં ઋણાત્મક વર્તન સામાજિક ઊર્મિતંત્રની અગવડો દૂર કરવા માટે જરૂરી હોય છે. પહેલાને લીધે મુલકી (સિવિલ) કાયદો અને બીજાઓથી ક્રિમિનલ કાયદો ઘડાયો છે. ક્રિમિનલ કાયદામાં હંમેશાં ઇરાદો – આશય (ઇન્ટેન્શન) પહેલેથી ગૃહીત હોય છે. મુલકી કાયદામાં આશય આવશ્યક નથી કે નથી સાર્વત્રિક, વસ્તુતઃ મુલકી કાયદાનું લક્ષ્ય ઊર્મિલ બળોને સમાજની સગવડોને આઘાત પહોંચાડતા રોકવાનું છે. જ્યારે ક્રિમિનલ કાયદાનુ લક્ષ્ય ઊર્મિલ બળો – જેમાં આશયનું તત્ત્વ હોય જ–ને અગવડ પહોંચાડતાં રોકવાનું છે.

આથી ક્રિમિનલ કાનૂનો હમેશાં અગવડ કરતા આશયોમાંથી ખાળનારા છે.

ક્રિમિનલ કાયદો, એ ઐતિહાસિક દૃષ્ટિએ મુલકી કાયદા કરતાં પાછળથી વિકસેલો છે. સંભવતઃ સમાજને અગવડોનું ભાન થતું ગયું તેમ તેમ એ વિકાસ પામ્યો હશે. ક્રિમિનલ કાયદાની સામગ્રીનું સામાન્ય સ્વરૂપ નીચે પ્રમાણેનું છે :—

અ. કાર્યનું વિશ્લેષણ

૧. આશય

૨. ઇચ્છાબળ

૩. કાર્ય

આ. કાર્ય સમાજના કોઈ સભ્યથી થયેલું હોવું જોઈએ એટલે કે

૧. માણસથી

૨. પ્રજાજનથી

ઇ. કાર્ય સજાપાત્ર ઠરે એવી સમાજની અગવડ કરનારું હોવું જોઈએ.

ઈ. સજા

પછીથી લેખક કાર્યનાં સજાપાત્ર લક્ષણોનું વર્ગીકરણ કરતાં ગુનાઓનો ખ્યાલ આપે છે :—

૧. સમાજના ઘટકરૂપ વ્યક્તિઓ

૨. સમુદાય અથવા જાહેર સંસ્થા

૩. સરકાર – એ ત્રણમાંથી કોઈનાં પણ હિતો સાથેની અથડામણ અથવા તો અગવડો, એટલે ગુનો.

અંતભાગમાં લેખક દર્શાવે છે કે વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાન આપણને જગતક્રમમાં કાયદાનું સ્થાન બતાવે છે. એ બતાવે છે કે શાસનતંત્રનાં પુષ્પોની બહારમાં કાયદો એ તીવ્રગંધી પુષ્પ છે. સમાજવૃક્ષ ઉપર શાસનતંત્ર એ ઘટાટોપરૂપે છે, – શાસનતંત્ર (સરકાર) – વિહોણો કોઈ સમાજ જાણમાં નથી. સરકારનો સમાજસંરક્ષણ એ જ અંતિમ હેતુ છે અને એમાંથી કાયદો પ્રસવે છે. આખા કાનૂનજાલમાં સ્વતંત્ર અને વૈશિષ્ટ્યયુક્ત એવા ક્રિમિનલ કાયદાનું પણ અગત્યનું સ્થાન છે.

નિબંધનો સમારોપ કરતાં ઇન્ડિયલ પિનલ કોડની રચનાની પૂર્ણતાનો તેઓ ઇશારો કરે છે જોકે તેનું સામાન્ય અપવાદોનું પ્રકરણ નથું વીગતોભર્યું અને વિસ્તૃત છે પરંતુ ગુનાની ઋણાત્મક વ્યાખ્યા આપનારું છે એમ કહી ઇન્ડિયન પિનલ કોડની રચના પણ પૂર્ણ નથી એમ ઉમેરે છે.

૪૧. **Conflict of Laws between Converts and Non converts in India** [૧૯૦૩]–હિંદુસ્તાનમાં ધર્માન્તર કરેલાઓ અને ધર્માન્તર નહિ કરેલાઓ વચ્ચે કાયદાઓનો સંઘર્ષ

ગોવર્ધનરામે 'The Bombay Law Reporter'માં કાયદા વિષે લખેલા લેખોને ઉપરની પુસ્તિકામાં[૧૧૫]સંગૃહીત કર્યા છે.

આ પુસ્તિકામાં ૧૮૫૦ ના ૨૧ મા કાયદાનું વિવેચન આપ્યું છે, અને તે કાયદા નીચે ઉપસ્થિત થયેલા મુકદ્દમાઓમાં વડી અદાલતોએ આપેલા ચુકાદાઓનું વિવરણ કર્યું છે. લેખક દર્શાવે છે કે ધર્માંતર કરી ગયેલાં માણસો પ્રત્યે ઉપરનો કાયદો પક્ષપાત દાખવે છે અને વડી અદાલતોના ચુકાદાઓ ઉપરના કાયદાની સત્તાનું ખોટું અર્થઘટન કરે છે. ચુકાદા આપનાર જજ સાહેબો ધર્માંતર કરેલા માણસોના મૂળ ધર્મના સિદ્ધાંતોને પૂરેપૂરા સમજતા નથી, અને આ પ્રકારના તમામ વડી અદાલતોના ચુકાદાઓ કાનૂનનુ સંમાન્ય સ્વરૂપ ધારણ કરે છે તેથી ધર્માંતર કરેલી વ્યક્તિનાં અન્ય કુટુંબીજનોના હક્કોને પારાવાર નુકસાન થાય છે તેની આ પુસ્તિકામાં ઉદાહરણ સહિત ચર્ચા થઈ છે. દા. ત.:–લગ્ન અંગેના પ્રકરણમાં ગોવર્ધનરામ કહે છે કે હિંદુસ્તાનમાં દંપતીને સ્વપ્ને પણ ખ્યાલ હોતો નથી કે બનેમાથી એક ગમે ત્યારે ધર્માંતર કરશે, નહિતર આ અંગેની સહેજ પણ શંકા લગ્નને

૧૧૫ પ્રકાશક:– એન એમ. ત્રિપાઠી એન્ડ કં. પૃ. ૫૫, કિં. રૂા. ૧

અટકાવી શકવા માટે પૂરતું કારણ બની હોત. આ રીતે ધર્માંતર એ સામી વ્યક્તિને માટે અકલ્પ્ય અને ક્રૂર આશ્રય નીવડે છે. આ કાયદા નીચે કોર્ટ હુકમનામું કરી હિંદુ સ્ત્રીને ભરણપોષણ અપાવે અથવા તો ધર્માન્તર કરી ગયેલા પુરુષ પ્રત્યે પત્ની તરીકેની ફરજો બજાવવામાંથી મુક્તિ આપે તોપણ પેલી સ્ત્રીને માટે તો આ એક ક્ષુલ્લક વળતર જ છે. કારણ કે, જે સમાજમાંથી એ સ્ત્રી આવે છે એ સમાજમાં લગ્ન એ ઉભય પક્ષની પારસ્પરિક સમજ ઉપર રચાયું હોય છે એટલે આવા ચુકાદાઓનો ઝાઝો અર્થ રહેતો નથી.

આ કાયદામા ધર્માંતર કરી ગયેલા માણસોને તેમના મૂળ ધર્મ નીચે પણ જે અધિકારો મળતા રહે છે તેથી તેમનાં અન્ય કુટુંબીજનો – સ્ત્રી બાળકો આદિ –ના અધિકારો ઉપર આક્રમણ થાય છે એની ગોવર્ધનરામે સખત ટીકા કરી છે. ધર્માંતર કરેલ વ્યક્તિના મૂળ ધર્મ નીચેના અધિકારો અબાધિત રહેવાને કારણે વારસાહક, લગ્ન, વાલીપણું અને દત્તકવિધાન જેવાં કાયદાનાં મહત્ત્વનાં પાસાં ઉપર આ કાયદાથી થતી વિપરીત અસરોની માર્મિક તપાસ આ પુસ્તિકામાં કરવામાં આવી છે. લેખકે પ્રસંગોપાત્ત ઉદાહરણો પણ ટાંક્યાં છે. મુંબઈ હાઈકોર્ટના ઇન્ડિયન લૉ રિપોર્ટના પચીસમા વૉલ્યુમના બસો બાવનમા પૃષ્ઠ ઉપર પ્રસિદ્ધ થયેલા દત્તકવિધાન અંગેના એક ચુકાદાનું દૃષ્ટાન્ત ટાંકી લેખકે બતાવ્યું છે કે ઉપરના કાયદાનુ કેવુ અયોગ્ય અર્થઘટન થયું છે. આ કાયદાએ અને આ જાતના ચુકાદાઓએ ધર્માન્તર નહિ કરેલ વ્યક્તિઓના હકોને મોટું નુકસાન પહોંચાડયું છે.

માણસને ધર્માંતર કેવા સંજોગોમાં કરવું પડે છે, અને ધર્માન્તર કરે છે ત્યારે પણ નવા ધર્મની પ્રતીતિને કારણે કરે છે એવું નથી, પરંતુ એવા માણસની પોતાના જૂના સમાજ પ્રત્યેની કટુતા અને તિરસ્કાર જ તેને ધર્માન્તર કરવા પ્રેરતાં હોય છે વગેરે વિષે ગોવર્ધનરામે પોતાના વિચારો દર્શાવ્યા છે.

૧૮૫૦ ના એકવીસમા કાયદાનું દૃષ્ટાન્તો સહિત વિશ્લેષણ અને
રણ આ પુસ્તિકામાં મળે છે.

ગોવર્ધનરામ માત્ર ધંધાદારી વકીલ તરીકે નહિ પણ કાયદાશાસ્ત્રના
ક ગંભીર અભ્યાસી તરીકે આ કાયદાથી અને એના ચુકાદાઓથી
ી અસરો વિષે વિચારવાને પ્રેરાયા હોય એમ લાગે છે. ગોવર્ધન-
ાનો હિંદુ ધર્મનો ઊંડો અભ્યાસ આ નિબંધમાં દેખાય છે તેમ છતાં
। નિબંધ એ સનાતની હિંદુ માનસને લાગેલા ધાર્મિક આંચકાનું
રિણામ નથી, પણ કાયદાશાસ્ત્રને સૂક્ષ્મ રીતે સમજનાર વિદ્યાપ્રેમીએ
લા વ્યવસ્થિત અભ્યાસનું પરિણામ છે.

૮. લૉનોટ્સ, સૂચિઓ ઇત્યાદિ

આ બંધાવેલી નોટબુકમાં એલએલ. બી.ની પરીક્ષા માટે
વર્ધનરામે તૈયાર કરેલી નોટ્સ છે. પહેલા જ પાને ગોવર્ધનરામના
તાક્ષરમાં "Law note books prepared for the
L. B. Examination" એમ લખેલું છે

આ પાકા બંધાવેલા પુસ્તકમાં કેન્ટના International
aw, મેઇનના Ancient Law, Transfer of pro-
erty Act, Succession Act, Indian Cases, પિનલ
ડ, કૉન્ટ્રેક્ટ ઍક્ટ, ઇન્ડિયન કેઇઝ, અને પોલોક, સ્મોલ વગેરેમાંથી
કૃતિસર નોંધો કરેલી છે. કોઈ કોઈ મુદ્દાઓ નીચે લીટી દોરેલી છે.
ર્ભની સાથે પૃષ્ઠ નંબર પણ ગોવર્ધનરામ આપે છે. એક વિદ્યાર્થી
રીકે તે કેવી ચીવટવાળા હતા તે જોવા મળે છે .સામાન્ય રીતે આ
ોંધો શાહીની છે. કોઈ કોઈ ભાગ પેનસિલથી પણ લખેલો છે.

આવી એક બીજી નોટ્સની ચોપડી પણ જોવામાં આવી છે.
હેલા પાને ગોવર્ધનરામના હસ્તાક્ષરમાં નીચે મુજબ લખ્યું છે:—
Gordhan Madhavram Tripathi Elphi. College-
Notes on the History of India" આમાં Grant Duffના

'History of the Marathas'નાં ત્રણ વૉલ્યુમની નોંધો જોવા મળે છે. આ નોટબુકના પાછલા ભાગમાં 'Indian Penal Code'માંથી અને 'સિદ્ધાંતમુક્તાવલી'માંથી પણ નોટ્સ ઉમેરવામાં આવેલી છે.

ત્રીજી એક ચોપડીના પહેલા પાને 'Smith's Ancient History' એવું શીર્ષક આપ્યું છે અને શીર્ષકની બાજુમા જ લખ્યું છે: "The numbers and maps are those of maps in Mr. Ghoda's Atlas" અને એ પછી "Book I Egypt & Ethiopia 50 & 53 maps" એમ લખ્યા પછી નીચે શાહીથી નકશો દોરેલો છે. આ બંધાવેલી ચોપડીમાં આ ઉપરાંત તેમની સ્ક્રેપબુકોમાંથી કેટલીક તારીખની નોંધોની સૂચિ આપેલી છે. તે નોંધો અપ્રસિદ્ધ સ્ક્રેપબુકોમાં એકંદરે સુલભ છે. પણ આ સૂચિને કારણે આ નોટબુક મહત્ત્વની ગણાય. આમાં પરચૂરણ નોંધો છે. કોઈ છાપામાં આવેલી પુસ્તકની યાદીની કાપલીઓ ચોંટાડેલી છે. પોતે 'સેકન્ડહેન્ડ' ખરીદેલી ચોપડીઓની તથા પોતે ખરીદવા માગતા હોય તે ચોપડીઓની યાદી પણ તેમણે આમાં આપેલી છે. આ ત્રીજી ચોપડીમાં એક તારીખ વગરની નોંધ છે: "Books on Vedanta wanting in my library but to be ordered when necessary."

નીચે "વેદાંતસિદ્ધાંતાદર્શ, વેદાંતમુક્તાવલી, વેદાંતપરિભાષા, શાંકર ભાષ્ય on the ब्रह्मसूत्र, बृहदारण्यक or the useful उपनिषद्s on the Vedant." – એટલાં પુસ્તકોનાં નામ આગળ હાંસિયા કરી લખ્યું છે: "to be bought *only* when I finish the books with me and when I have time to read them."

ચોથી એક નોટબુકમા 'સૂચિ' આપેલી છે પોતે વાચેલા મહત્ત્વના શાસ્ત્રગ્રથોની ગોવર્ધનરામને 'સૂચિ' તૈયાર કરવાની ટેવ હતી વેદના કેટલાક ભાગમાથી એ રીતે તૈયાર કરેલી સૂચિવાળી એક નોટ જોવા મળે છે કોઈ વાર નોધો લાબી હોય છે તો કોઈ વાર ટૂંકી હોય છે ગોવર્ધનરામની સ્વાધ્યાયસૂચિનો એક નમૂનો નીચે આપ્યો છે "हरि & हरित् Horses of or rays of Sun, Morning, & Indra ( cf हरि - पीतागर ) bright, red, yellow, green, family words - ह to glow, घृ to be not, हरिण, घृणा, घृत, ही Lat Gratis, Fors, Fortinia, Hors/ & Gr XaPIT, Chars, ' BEPWOS ( Lat Formus ) & Engl Hot Bhbuds 12–14 ' – ' मधुछन्दस् ' Son of विश्वामित्र, दृष्टात of Rg I 1 to 10 "

આ સ્વાધ્યાયસૂચિઓમા લાબામા લાબી તે વ 'અગ્નિ' ઉપર છે, જે બે પાનાની છે

## પ્રકરણ ૯

## ' અધ્યાત્મજીવન અથવા અમર જીવનનો શ્રુતિબોધ '

ગોવર્ધનરામનું સ્નેહજીવન ઉચ્ચીકરણથી સાક્ષરજીવન રૂપે પરિણમ્યું અને એ સાક્ષરજીવનના એક ઉન્મેષ રૂપે લખાયેલી 'સરસ્વતીચંદ્ર' જેવી મહાન કૃતિમાં અને દેશોદ્ધારક વૃત્તિથી લખાયેલા અનેક વ્યાખ્યાનનિબંધોમાં અધ્યાત્મજીવનનો પરિમલ સતત ફોર્યાં કરે છે. પણ અધ્યાત્મજીવનનો પોતાના અધ્યયનનિદિધ્યાસનમાં પ્રગટ થતો આવતો આલેખ શબ્દોમાં ઉતારવા લેખક ઉત્તરવયમાં પ્રવૃત્ત થાય છે. કર્તાના જીવનની પ્રધાન એષણા – ભાવનગરમાં તરુણ ગોવર્ધનરામ તરફ આંગળી કરીને "ગોવર્ધનભાઈ ઈશ્વરની શોધમાં છે" એમ કહેવાતું તે વખતથી બલવત્તર થતી આવતી અધ્યાત્મજીવનની ઝંખના છેવટે પરિણતપ્રજ્ઞ ગોવર્ધનરામનો કેવો કબજો લે છે તેનો હવે કાંઈક ખ્યાલ મળે છે.

' અધ્યાત્મજીવન અથવા અમર જીવનનો શ્રુતિબોધ ' એ પુસ્તક ગોવર્ધનરામે ૧૯૦૨–૩ દરમ્યાન લખ્યું હતું, પરંતુ તે એ પૂરું કરી શક્યા ન હતા. આ અંગેનુ કારણ આપતાં પુસ્તકની ટૂંકી અંગ્રેજી પ્રસ્તાવનામાં તે લખે છે: "૧૯૦૨–૩ માં મારા ઉપનિષદ્વિષયક અધ્યયનના આરંભોને પદ્ધતિપૂર્વકના બનાવવા માટે અને તપાસણીઓનાં ક્ષેત્રોનો અવકાશ માપવા માટેના એક અજમાયશી નિબંધરૂપે આ લખાયું હતું. એ કર્યા પછી અને આ નિબંધમાં જેનુ પ્રદર્શન કરવામાં આવ્યું છે તે દોરવણીઓ, પ્રકાશો અને સ્ખલનોનો ખ્યાલ આપ્યા પછી અને વળી ગુજરાતીમાં લખાયેલી આ જાતની વસ્તુઓ ગુજરાત અથવા ગુજરાત બહાર પણ સમજાશે નહિ અથવા ઉપયોગી થશે નહિ એવા તારણ પર આવવાથી મેં આ નિબંધ લખવો છોડી દીધો હતો, અને જે પદ્ધતિ ભૂલભરેલી પકડાઈ હતી ( શોધાઈ હતી ) અને ઉપરના અનુભવો પછી જે આમ થઈ હતી તે પદ્ધતિના સાચા

વિનિયોગના પગથિયારૂપે,મેં સંસ્કૃત ધ્વનિપ્રક્રિયાશાસ્ત્ર અને યોગવાસિષ્ઠનો અભ્યાસ શરૂ કર્યો હું જેને સંગીન અને ઉપયોગી માનુ છું તે, જાહેર માટે એટલે કે શિક્ષિત ભારત માટે લખવાનો મારો ઉપક્રમ છે." પરંતુ જેટલો ભાગ લખાયેલો છે એટલા પરથી પણ પુસ્તકના સ્વરૂપનો અને લેખકના મહાકાંક્ષી પ્રયત્નનો ખ્યાલ આવે છે આ અપૂર્ણ ગ્રથના ચાર પ્રકરણોના નામ આ પ્રમાણે છે : ૧. ઉપોદ્‌ઘાત અને ઉપક્રમદર્શન, ૨. પંચામૃત, ૩ પ્રાણ અને ૪ પંચદશાઓનું દર્શન.

પહેલા પ્રકરણમા જીવન્મુક્ત કોને કહેવાય અને જીવન્મુક્તના સમાજ સાથેના સબધો કેવા હોય એ વિષે લેખક પોતાના વિચારો જણાવે છે. વેદાન્તના અભ્યાસી પાશ્ચાત્ય વિદ્વાનોના પૂર્વપક્ષની રજૂઆત કર્યા બાદ ગોવર્ધનરામ 'પંચદશી' અને 'ગીતા' આદિ તત્ત્વચર્ચાના ગ્રંથોમાથી પ્રમાણ આપીને જીવનમુક્તની મોક્ષોત્તર ચર્યાનુ સ્પષ્ટીકરણ કરે છે. આરભમા જ તે કહે છે, "વેદાંતના વિચારક પાશ્ચાત્ય વિદ્વાનો પૂછે છે કે આપણા જ્ઞાની વિરક્ત પુરુષોને માટે 'આ સંસારમાં કાંઈ કાર્યપરતા ખરી કે નહી?'–'જો આ પુરુષો સંસારમા દેહ ધરી, પોતાને જ્ઞાનમાત્રના અનુભવથી જ કૃતકૃત્ય માને છે, અને વિધિનિષેધમાથી મુક્ત થયા સમજે છે; તો હેયોપાદેયતાની ભાવનાથી શૂન્ય જીવન જીવનાર અને જીવનને અધ્યાસરૂપ માનનાર આ જીવો સસારનું કલ્યાણ શી રીતે કરી શકે? . . . સંસારમાત્રને, મનુષ્યમાત્રને અને તેમના કલ્યાણમાત્રને અધ્યાસરૂપ માનનાર બુદ્ધિમાં કર્તવ્યતાનુ ભાન કયાથી સ્ફુરી શકે?' આ જીવો પોતાને પરમાત્મારૂપ માની બેસી, પોતાના જીવનને માટે અનાદિક વિષયો ભણી અનિવાર્ય પ્રવૃત્તિ કરવા છતા, એ પ્રવૃત્તિ જેટલું જીવત્વ જીવવા છતા, કેવળ જિહ્વા ઉપર જીવનના અધ્યાસની વાર્તામાં કુશળ છે; તે જીવન અધ્યસ્ત હો કે ન હો, પણ આવુ જીવન જ એ જીવનના અધ્યાસત્વનુ બાધક છે, અને જો એવી રીતે એ અધ્યાસ અંતે જ બાધિત છે, તો તો એ જીવનની સત્તા ગમે તે રૂપે પણ એટલી તો સિદ્ધ છે કે તેને હેયો-

પાદેયતાની ભાવના પ્રાપ્ત થાય છે; એ ભાવના જ તેમનાં મુખોમાં અને ઉદરોમાં અન્નજળને આકર્ષે છે; અને એમનાં શરીરને જીવમાન રાખે છે; આ પ્રમાણે જેમને આટલું હેયોપાદેયત્વ વળગે છે તે જ્ઞાનીઓ સંસારના કલ્યાણને માટે અન્ય પદાર્થોની હેયોપાદેયતાના ધર્મથી મુક્ત થઈ શકતા નથી; અને કર્તવ્યતાથી શૂન્ય કોઈ પણ મોક્ષ હોઈ શકે એવું માનનારાઓ ગમે તો આત્મવંચનાને પામે છે; અને ગમે તો ઉદરંભરતાને અને પોતાની વ્યક્તિના સ્વાર્થને અંગે તેઓ પ્રચ્છન્ન અહંતામમતાવાળા અનહંકારવાદીઓ હોઈ 'મોક્ષ' નામના પદાર્થનું સેવન કરે છે. આ પ્રમાણે પાશ્ચાત્ય મનુષ્ય ધર્મશાસ્ત્રીઓ – Moral philosophers – આપણા વેદાન્તને શિર દોષ આવતો ગણે છે."

આના ઉત્તરરૂપે લેખક 'પંચીદશી'ના 'તૃપ્તિદીપ' પ્રકરણમાંથી પંચદશીકારે 'જીવન્મુક્ત'ના મોઢામાં મૂકેલાં વચનો ઉતારીને એ પ્રકરણના આધારે જ કહે છે કે "...અબુદ્ધ મનુષ્યોના પ્રવાહો વચ્ચે પડેલો વિદ્વાન જે ક્રિયાઓ કરે છે તે એ મનુષ્યોના અનુરોધને માટે કરે છે. પણ એ જ વિદ્વાન જ્યારે બોધના ઉત્સુક મનુષ્યો વચ્ચે ઉભો રહે છે, ત્યારે તેમના બોધને માટે તે તે ક્રિયાઓના દોષ દેખાડવા તેનો ત્યાગ પણ કરે–કરે છે જ એમ નહીં; પણ યોગ્ય લાગે તો કરે. એક પ્રસંગે એક વર્તન કરે, અને બીજે પ્રસંગે બીજું વર્તન કરે, તેનું કારણ એ કે જે પુરુષ જાતે બુદ્ધ છે તેની વૃત્તિનો યોગ અવિદ્વાન પુરુષના 'અનુસાર'થી એટલે 'અનુરોધ'થી થાય છે. જેમ વિદ્વાનની દૃષ્ટિ આકાશ ભણી વળે છે ત્યારે આકાશનાં રંગરૂપ દેખે છે; અને સમુદ્ર ભણી વળે છે ત્યારે સમુદ્રનાં રંગરૂપ દેખે છે; તેમ એની વૃત્તિ વિદ્વાન ભણી વળે છે ત્યારે તેનો યોગ પામે છે; બોધના ઉત્સુક જન ભણી વળે છે, ત્યારે તેનો યોગ પામે છે; અને અબુદ્ધ ભણી વળે છે ત્યારે તેનો યોગ પામે છે. જ્યાં જ્યાં તે વૃત્તિ જેવો જેવો યોગ પામે છે, ત્યાં ત્યાં તે વૃત્તિ તેવા તેના યોગને અનુરૂપ ક્રિયાઓનું કારણ થાય છે. એની ક્રિયાઓનું વૈચિત્ર્ય તે આવા યોગના વૈચિત્ર્યનું પરિણામ

છે. એની વૃત્તિની આ દશાને લીધે સંસારીઓ તેને કર્તા કહો કે અકર્તા કહો; પણ તેની આવી વૃત્તિ એ કારણથી આ ક્રિયારૂપ કાર્યનો પ્રાદુર્ભાવ થાય છે, તેમા તે પોતાનું કર્તૃત્વ જોતો નથી, પણ યન્ત્રારૂઢ પદાર્થમાત્રને ભ્રમણ કરાવનાર અને સર્વ ભૂતોના હૃદયદેશમાં પ્રતિષ્ઠિત ઈશ્વરની જે વૃત્તિ ગીતામાં કહેલી છે, તેની જ કૃતિને આ તેની વૃત્તિના પરિણામમાં આ વિદ્વાન દેખે છે, અને પોતાનું તો અકર્તૃત્વ અને સાક્ષિત્વ જ અનુભવે છે. એ વૃત્તિમા અહંતા નથી, મમતા નથી, અતૃપ્તિ નથી, હર્ષ નથી, શોક નથી, ભય નથી, લોભ નથી, પણ કેવળ એ સર્વથી રહિત કર્તવ્યતાનો કારણભાવ છે. એ સર્વથી આ રહિતતામા સંસારથી રહિતતા છે; એ રહિત કર્તવ્યતાથી રહિતતામા સંસારરહિતતા નથી. માટે જ ગીતામાં શ્રી કૃષ્ણનું વાક્ય છે કે, 'ત્રણ લોકમાં મારે કંઈ કર્તવ્ય નથી. અપ્રાપ્ત નથી, પ્રાપ્તવ્ય નથી અને તે છતાં હું કર્મમાં પ્રવર્તું છું.' (પંચદશી તૃપ્તિદીપ, ૨૮૫ થી ૨૮૭) ગીતા ૩, (૨૩)."

"વિદ્વાનને હેય શું અને ઉપાદેય શું, તે ઉભય વાતનાં રહસ્યની હેમમયી કુંચીઓ", ગીતાના ત્રીજા અધ્યાયના ત્રેવીસમા અને ચોવીસમા શ્લોકમાં ગોવર્ધનરામ જુએ છે અને આ રીતે નિષ્કામ કર્મમાર્ગનો પ્રબળ અનુરોધ કરે છે. રાગદ્વેષાદિ વૃત્તિઓથી પર થવામાં જ સંસારથી રહિત થવું સિદ્ધ થાય છે અને એવા સંસારરહિતત્વની પરિણતિ પણ લોકહિતાર્થે નિષ્કામ કર્તવ્યના પાલનમાં રહી છે. આ કર્તવ્યપાલનથી ચ્યુત થવામાં સંસારરહિતતા નથી. આ દષ્ટિબિંદુ ગીતા અને 'પંચદશી'ને આધારે સ્ફુટ કરી લેખક લોકસંગ્રહાર્થે જ નહિ પણ આત્મહિતાર્થે – આત્મહિતના એક ભાગરૂપે લોકસંગ્રહાર્થે – કર્તવ્યકર્મે પ્રવૃત્ત થવાનું કહે છે એ તેમની દૃઢ માન્યતા ૧૮૭૭ માં અપાયેલા 'વ્યવહાર સંન્યાસ'ના ભાષણમાં પણ સયુક્તિક રીતે રજૂ થયેલી છે. આ ગ્રંથમાં તે એ જ વિચારને પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાન અને પૌરસ્ત્ય ધર્મગ્રંથોની મદદથી મુખ્યત્વે વિશ્લેષણ પદ્ધતિનો વિનિયોગ કરીને રજૂ કરે છે.

'જીવન્મુક્ત'ની વ્યાખ્યા આપતા ગોવર્ધનરામ કહે છે : "પાશ્ચાત્ય વિદ્વાનોના વેદાન્ત ઉપરના આક્ષેપનો આમા [ ગીતા–૨, ૨૩–૨૪ મા ] ઉત્તર છે અને જેને પંચદશીકારે વિદ્વાનોની નટનક્રિયા કહી છે, તે ક્રિયાનુ તારતમ્ય પણ આ વાક્યોમા આવી જાય છે જે પૂર્ણજ્ઞાની છે, તેની વૃત્તિ આ નટનક્રિયાથી શૂન્ય રહી શકતી જ નથી, એ વૃત્તિના સ્વભાવમા આ ક્રિયાઓ અનિવાર્ય અશરૂપ થાય છે એ વૃત્તિથી જ શ્રીકૃષ્ણ મહાભારતની વ્યવસ્થાનુ દૈવત થયા, એ વૃત્તિથી જ 'મનુષ્યજાતિની સેનામા' વિદ્વાન 'આ પૃથ્વી પર એક રક્ષક દેવ' થાય છે, એમ એક ઇંગ્રેજી કવિ કહે છે એ વૃત્તિથી જ લોકસગ્રહમા અતન્દ્રિત પ્રવૃત્તિ રાખનાર વિદ્વાન પંચદશીકારે કહેલો 'સ્તનધય–ધાવતા બાળક જેવી પ્રજાઓનો પિતા' થાય છે, અને એ વૃત્તિમા જ સાક્ષીરૂપ જ્ઞાનીનુ જીવન છે એ જ્ઞાની જીવન્મુક્તની મુક્તિ એના જ્ઞાનમા અને નિસ્ત્રૈગુણ્યમા છે, ત્યારે એનુ જીવન આ વૃત્તિમા છે એ જીવન અને એ મુક્તિ ઉભયની એકત્ર સ્થિતિ હોવાને લીધે એ એકલો જીવતો નથી કહેવાતો, કે એકલો નથી મુક્ત કહેવાતો પણ જીવતો અને મુક્ત ઉભય વિશેષણ વિશિષ્ટ એટલે જીવન્મુક્ત કહેવાય છે" ઈશાવાસ્ય ઉપનિષદ આવુ જીવન જીવનારને "'અવિદ્યા વડે મૃત્યુને તરે છે, અને વિદ્યા વડે અમૃતપ્રાશન કરે છે' (ઈશા૦ ૧૧) અને 'વિનાશ વડે મૃત્યુને તરે છે, અને સમ્ભૂતિ વડે અમૃતપ્રાશન કરે છે'" (ઈશા૦ ૧૪) વાક્યો વડે વર્ણવે છે એમ ગોવર્ધનરામ કહે છે અને ઉમેરે છે કે 'પંચદશી'મા આ "'જીવન્મુક્તિ એ કાંઈ મત નથી, પણ વસ્તુસ્થિતિ છે (પંચ૦ ત ૨૪૬)"

ગોવર્ધનરામની સ્ક્રેપબુકોમા અવારનવાર જે ધર્મચર્ચા જોવા મળે છે એમા વિશેષે એક સાધકની ખોજવૃત્તિ રહી છે ગોવર્ધનરામને મન તત્ત્વજ્ઞાન એ જીવન જીવવાનુ વ્યાકરણ છે અને નહિ કે કોઈ કેવળ પુસ્તકપરાયણ માનસનો વિલાસ ૧૮૯૧ની નોંધોમા તત્ત્વજ્ઞાનના અનેક પ્રશ્નો ( ખાસ કરીને સત્કાર્યસિદ્ધિનો સિદ્ધાંત ) ઉપર તે વિચાર

કરે છે. 'પંચદશી' પર તેમને ખાસ પક્ષપાત હોય એમ લાગે છે. 'અધ્યાત્મજીવન'માં ઉપનિષદો અને ખાસ કરીને 'પંચદશી'ને આધારે તે 'જીવન્મુક્ત'ની પોતાની વિચારણા સ્ફુટ કરે છે. ૭ સપ્ટેમ્બર ૧૮૯૧ની એક નોંધમાં 'પંચદશી' વિષે લખતાં તે તત્ત્વજ્ઞાનની આ પદ્ધતિને સૌથી વિશેષ મૌલિક અને પ્રભાવક તર્કશક્તિવાળી ગણાવે છે, જે હકીકતો બુદ્ધિ અને તર્ક ઉભયને અસર કરે છે [અપીલ કરે છે] એના તત્ત્વમાં કેટલાક મહાન સત્યોનું અસ્તિત્વ ઓગળી ગયું છે અને જે મગજો એકીસાથે મૌલિક, સ્વતંત્ર, ઉદ્યોગી, ખુલ્લાં અને પરરાષ્ટ્રીય અને પરધર્મ પ્રત્યે સહિષ્ણુતાવાળા હોય એનો પોતાના દેશવાસીઓમાં અભાવ છે એમ કહ્યા પછી ગોવર્ધનરામ ઉમેરે છે કે "મારા દેશવાસીઓ કાં તો પ્રાચીન હિંદ અથવા નવા યુરોપને સ્વીકારી શકે છે. તેઓ અનુસરણ કરી શકે છે પણ તેમનો પોતાનો માર્ગ તેઓ શોધી શકતા નથી. આ વસ્તુસ્થિતિમાં સુધારો લાવવો એ, જો હું એ બિંદુ સુધી પ્રયાસ કરું તો, મારા પ્રદેશમાંની અનેક ફરજોમાંની એક ફરજ છે."[1] ગોવર્ધનરામને મન અધ્યાત્મસાધના એ, એથી પણ આગળ વધી, દેશસેવાના એક ભાગ રૂપે હતી તે ખાસ નોંધપાત્ર છે. તેમણે શરીરસ્વાસ્થ્યને કારણે પ્રાણાયામ વગેરે યોગક્રિયાઓ કરવા માંડેલી અને પછી તો તે યોગસાધનામાં ઠીક આગળ વધ્યા હતા. અનાહતનાદ અને બીજી સિદ્ધિઓ પણ તેમને સાંપડવા માંડી હતી. તેમના સૂક્ષ્મ યોગાનુભવની કથાના આછા ઉલ્લેખો 'અધ્યાત્મજીવન' લખાયા પછીની તેમની સ્ક્રેપબુક-નોંધોમાં મળે છે

'અધ્યાત્મજીવન'ના પહેલા પ્રકરણમાં તે લખે છે, "આ લેખનો ઉદ્દેશ – લેખકનો આરંભ – અન્ય વિદ્વાનો પાસે સૂચના રૂપે મૂકવાનો છે. વિદ્વાનોને ઉપદેશ કરવો એ તો શ્રુતિનું કામ છે; તે મહાકાર્ય ઉપાડવા આ લેખકની યોગ્યતા નથી. પરંતુ પૂજનીય

1. સ્ક્રે. બુ. તા. ૭ સપ્ટે. ૧૮૯૧.

અતિથિને યજમાનની ભોજનશાળાનો માર્ગ દેખાડવો ' એટલો અધિકાર તો યજમાનના ક્ષુદ્ર સેવકને પણ હોય છે તેવો જ પોતાનો અધિકાર જાણી આપણા પવિત્ર પુસ્તકોએ સંગ્રહેલા અમૃત ભોજનનો માર્ગ આ લેખક પોતાના વિદ્વાન વ ચકરૂપ અતિથિને દર્શાવવાનો ઉપક્રમ કરે છે અને ભોજનના ભડાર ભરનાર યજમાનો તો શ્રુતિના દ્રષ્ટાઓ છે " એ પછી આ પુસ્તક પોતાની જ્યેષ્ઠ પુત્રી લીલાવતી ના તર્પણ અર્થે પ્રયોજાયુ હોવાનુ પણ લેખક કહે છે "એ અતિથિઓના હૃદયોમા આ સસારમાની જીવનસ્થિતિમાથી મુક્ત થયેલી લીલાવતીની અન્ત્યેષ્ટિને અર્થે આ લેખરૂપ બલિ પહોંચશે, અને અમૃતજીવનના મર્મ શોધનાર લેખ એ હૃદયોમા કોઈ પણ અશે અમૃતરૂપ થશે, તો અમૃતજીવનની અભિલાષિણી દુહિતાનો અમૃત પ્રાપ્તિસંસ્કાર સિદ્ધ થશે, એવી આ લેખકની ભાવના છે એ ભાવના આ લેખરૂપ ઉપક્રમની પ્રોત્સાહિની થઈ છે "

છાન્દોગ્ય ઉપનિષદના પ ચામૃતનુ વિવરણ કરતા ગોવર્ધનરામ કહે છે, "તેમાનુ પ્રથમ અમૃત અગ્નિમુખ વડે વસુવર્ગ ચાખે છે દેવો તો તે જોવાથી જ તૃપ્ત થાય છે દ્વિતીય અમૃત ઇન્દ્રમુખે રુદ્રો ચાખે છે તૃતીય અમૃત વરુણમુખે આદિત્યો ચાખે છે ચતુર્થ અમૃત સોમમુખે મરુતો ચાખે છે અને પ ચમ અમૃત બ્રહ્મમુખે સાધ્યવર્ગ ચાખે છે દેવોની તૃપ્તિ તો આ સર્વ પ ચામૃત જોવાથી જ થાય છે — તેઓને તેનુ આસ્વાદન નથી જે જે અમૃતમાથી તેમને આમ તૃપ્તિ મળે છે, તે તે અમૃતમા એ દેવો પ્રવેશ કરે છે, ને તેમાથી ઉદ્ગત થાય છે" અહી 'દેવ' શબ્દ તે બુદ્ધિતત્ત્વનો વાચક છે એમ કહ્યા પછી ગોવર્ધનરામ ઉમેરે છે કે "વસુરુદ્રાદિ દેવોથી આ વિશ્વરૂપ વૈશ્વાનરનું સમષ્ટિશરીર બધાયું છે, અને અગ્નિઆદિ શક્તિઓ energies—વડે એવુ અમૃત ભોગવે છે, કે તેનાથી વિશ્વ અમર રહે છે ઇંગ્રેજી શાસ્ત્રની ભાષામા બોલીયે તો આ energies જાતે અમર permanent છે, ને તેનાથી વિશ્વમાત્રનુ સત્ત્વ — the aggregate

cosmos – અમર – conserved – રહે છે આ અમરતાને લીધે જ વિશ્વની 'પ્રજા' કદી હીન થતી નથી – ઓછી થતી નથી – એ જ અમરતા ઉક્ત પ્રકારનુ બુદ્ધિસત્ત્વ જુએ છે, અને જોઈ ને તૃપ્ત થાય છે" એ પછી ગોવર્ધનરામ પ્રાણશક્તિનુ વિવરણ કરવા તરફ વળે છે મનુષ્યમા રહેલી પ્રાણશક્તિ એ એની કીમતી સંપત્તિ છે, એ સંપત્તિને બુદ્ધિતત્ત્વના વિવેક દ્વારા સુમાર્ગે નિયોજનાથી આત્મોત્કર્ષના ધ્યેયમા ગતિ આવે છે પ્રાણ, શક્તિ, શક્તિના બે સ્વરૂપો, વસ્તુસ્થશક્તિ અને સ્વય ભૂશક્તિ, બીજશક્તિ (Potential Energy) અને સકર્મશક્તિ ( Kinetic Energy ), શક્તિની સક્રાન્તિ ( Transfer of Energy ) આદિ બાબતો સમજાવતા પૌરસ્ત્ય દર્શનની સાથે પાશ્ચાત્ય વિદ્વાનોના મતો અને પરિભાષાનો પણ ગોવર્ધનરામ ઉપયોગ કરે છે શ્રુતિદર્શન અનુસાર ભૂતાધિપતિ પ્રાણના આંતરપ્રાણ અને બાહ્યપ્રાણ અથવા રયિ એવા બે પ્રકારોની સાથે જ પાશ્ચાત્ય દર્શનમા વસ્તુ, શક્તિ, પરમાણ્વાદિક, આકાશ, સ્વયભૂશક્તિ, વસ્તુસ્થશક્તિ, બીજશક્તિ અને સકર્મશક્તિ કોને કહે છે તે સામસામે કોઠો દોરીને સ્પષ્ટ કરી આપતા તે કહે છે કે "પાશ્ચાત્ય દર્શન જેને પરમાણ્વાદિક અને આકાશ નામના વસ્તુ દેખે છે, તેને શ્રુતિદ્રષ્ટાઓ બાહ્યપ્રાણ અથવા રયિના પ્રકાર રૂપ દેખે છે જેને પાશ્ચાત્ય દર્શન સ્વયભૂશક્તિના સકર્મશક્તિના પ્રકાર રૂપે દેખે છે તેને શ્રુતિયતા [ ? દ્રષ્ટા]ઓ રયિના બાકીના પ્રકાર રૂપે દેખે છે પાશ્ચાત્ય દર્શનમાની વસ્તુસ્થ શક્તિને, અને સ્વયભૂશક્તિના બીજશક્તિરૂપ પ્રકારને, ઉભયને શ્રુતિ દ્રષ્ટાઓ આંતરપ્રાણ રૂપે દેખે છે રયિમાત્રમા શ્રુતિ નામવતી, રૂપવતી, અને કર્મવતી શક્તિના અથવા નામવાન્, રૂપવાન્ અને ક્રિયાવાન્ બાહ્યપ્રાણના પ્રકારને દેખે છે એ સર્વ પ્રકારોમા, એ બાહ્ય પ્રાણમા એ રયિમા ઓતપ્રોત થયેલી એક સ્વય [illegible] શ્રુતિદ્રષ્ટાઓ આંતરપ્રાણની સંજ્ઞા આપી [illegible] છે, [illegible] ભિન્ન ન દેખનાર શ્રુતિને મન સ્વયભૂશ [illegible] ાનો,

પ્રસગ જ નથી આવતો; અને પાશ્ચાત્યશાસ્ત્ર 'જેને વસ્તુસ્થશક્તિ અને બીજશક્તિ એવા બે પ્રકારે અને બે નામે ઓળખે છે તેને શ્રુતિ-દ્રષ્ટાઓ એક જ સ્વયભૂનિષ્કર્મ અમૂર્ત આતરશક્તિ રૂપે અને આતર-પ્રાણને નામે ઓળખે છે " પશ્ચિમમા જેને પ્રાણીજીવનશાસ્ત્ર અથવા જીવનશાસ્ત્ર Physiology કહે છે એની ચર્ચા પણ ગોવર્ધનરામે વીગતે કરી લીધી છે.

આ વિષય અગે પાશ્ચાત્ય વિચારસરણી અને પરિભાષાનો પણ છૂટથી ઉપયોગ કરવા પાછળ લેખકનુ 'શુ દૃષ્ટિબિંદુ રહ્યુ છે તે જાણવું જરૂરી છે તે કહે છે, "પાશ્ચાત્ય દૃષ્ટિએ દૃષ્ટ કરેલા દૃષ્ટાંતો દ્વારા શ્રુતિનો અર્થ આ યુગને સુગમ કરવો એટલું જ આ લેખનો ઉદ્દેશ છે પાશ્ચાત્ય શાસ્ત્ર અને શ્રુતિ વચ્ચેના મતભેદનો ન્યાય કોઈ ભાવિ યુગ તોળશે અને એ તુલામા શ્રુતિના ઉચ્ચાર જ પ્રતિપાદિત થશે; એવી શ્રુતિની પોતાની શક્તિમા આ લેખકને શ્રદ્ધા છે આપણે માટે એટલી વાત બસ છે કે જે બાહ્ય અને આતરપ્રાણને શ્રુતિ પ્રતિપાદિત કરે છે; તેને પાશ્ચાત્ય શાસ્ત્ર પણ સિદ્ધ ગણે છે " પાશ્ચાત્ય તત્ત્વજ્ઞો દ્વૈત સુધી જ આવ્યા છે જ્યારે આપણુ તત્ત્વજ્ઞાન તો અદ્વૈત સુધી પહોચે છે એવી વાતમા લેખકને શ્રદ્ધા નથી; દુનિયાની સઘળી તત્ત્વચર્ચાઓ એક યા બીજી રીતે "અદ્વૈત" સુધી આવી જ છે એવી નિષ્પક્ષ અને સ્વસ્થ વિચારસરણી આ લેખકની છે:-.......''પણ પાશ્ચાત્ય દૃષ્ટિનો પ્રવાહ પણ અતે અદ્વૈત ઉપર આવે છે. જેમ પર્વતની તળેટી ઉપરથી અનેક મનુષ્યો અનેક માર્ગો ઉપર થઈ પર્વતને શિખરે ચડી આવે, અને ત્યા સૌ એકઠા થાય ત્યારે સમજે કે જે જે માર્ગો, નીચે અનેક અને ભિન્ન દેખાતા હતા, તે સર્વ એક જ પર્વત ઉપરના અગભૂત હતા : તેમ અનેક શાસ્ત્રો શોધી શોધી તેમાથી પાશ્ચાત્ય દ્રષ્ટાઓ એક જ શિખરે આવ્યા છે, અને તે શિખર ઉપર સર્વ શાસ્ત્રોના વિયોગમા સર્વ વિશ્વમા અને નામરૂપમા એક જ અદ્વૈત પ્રવર્તે છે; એવુ જોવા લાગ્યા છે "

પૌરસ્ત્ય તત્ત્વજ્ઞાનની વિશેષતા દર્શાવતાં ગોવર્ધનરામ કહે છેઃ – "પાશ્ચાત્ય વિદ્યાના શાસ્ત્ર અને પર્યેષણા – 'સાયન્સ' અને 'ફિલોસોફી' એવા બે ભેદ છે. અવલોકન, અનુભવ અને પ્રયોગથી પદાર્થોના કોઈ કોઈ વર્ગ અથવા ઉપવર્ગ જે જે નિયમો પ્રમાણે પ્રવર્તતા દેખાય તેને [ ? તે તે ] નિયમોથી તે તે વર્ગનુ શાસ્ત્ર બંધાય છે. આપણામાં શિલ્પશાસ્ત્ર, વૈદકશાસ્ત્ર ઇત્યાદિ આ દૃષ્ટિએ પણ શાસ્ત્ર જ છે. અનુભવ, અવલોકન અને પ્રયોગને ગૌણ દશાનાં સાધન ગણી, મનુષ્યના અંતરાનુભવના પ્રભાવથી, અનુમાનના અને કલ્પનાના વેગથી, અને પ્રતિભા આદિકના સત્ત્વથી અને પદાર્થોના અમુક વર્ગ-ઉપવર્ગ ઉપર દૃષ્ટિ સંકોચ કરવાને ઠેકાણે, બુદ્ધિમાન મહાત્માઓના, વ્યક્તિઓના, વર્ગ-ઉપવર્ગોના, નિયમોના, શાસ્ત્રોના અને સર્વના અનુભવનું એક રસમય નવનીત કહાડવા પ્રવર્તે છે, ત્યારે તેમની પ્રવૃત્તિ પર્યેષક થાય છે; અને તે પર્યેષણાથી તેમને પ્રાપ્ત થયેલા દર્શનને પાશ્ચાત્યો 'ફિલોસોફી'ને નામે ઓળખે છે. એ ફિલોસોફી શબ્દનુ ભાષાંતર કોઈક તત્ત્વજ્ઞાન કરે છે. આ લેખકને મન ફિલોસોફી શબ્દની શક્તિની કલાઓ 'દર્શન' અથવા 'પર્યેષણા' શબ્દોમાં સ્ફુરે છે. આ દૃષ્ટિએ વેદાન્તદર્શન, બૌદ્ધદર્શન, આદિ શબ્દોમાં દર્શન અને ફિલોસોફી પ્રાયશઃ એક જ છે....પાશ્ચાત્ય લોકની પર્યેષણામાંથી આ લેખમાં ઘણે સ્થાને દૂર રહેવાનો પ્રયત્ન કરેલો છે; કારણ ત્યાનાં શાસ્ત્ર અને પર્યેષણાનો પરસ્પર કલહ ઘણો છે; અને આપણા દેશમા એવો કલહ નથી. વળી પાશ્ચાત્ય શાસ્ત્રોની શોધ આ દેશનાં શાસ્ત્રોની શોધ કરતાં કાળબળે અને પ્રયોગબળે બહુ આગળ વધી છે; ત્યારે પર્યેષણાના વિષયમાં આ દેશના મહાત્માઓ પાશ્ચાત્યો કરતાં આગળ વધેલા છે; તે વાત એમનાં પર્યેષણોને પડતાં મૂકી એમનાં શાસ્ત્રની શોધ સાથે આપણી પર્યેષણાને મૂકવાથી સમજાય છે."

ઈશઉપનિષદને અનુસરી લેખક પ્રતિપાદન કરે છે કે આત્મા એ ભૂતાધિપતિ પ્રાણનું બીજું નામ છે અને પ્રાણ તે આંતરપ્રાણ છે.

પચ દશાઓથી અમૃતપ્રાપ્તિની વાત કરવામા આવી છે તે પણ આતરપ્રાણની જ વાત છે એમ કહ્યા પછી "આ પ્રાણની શરીરોમાં અને શરીર બહાર આ પાચ દશાઓ" સમજાવવાનો લેખક પ્રયત્ન કરે છે આ પંચદશાઓનુ વર્ણન કરતા લેખક કહે છે, "અતરિક્ષરૂપ મધપુડામા દ્યૌરૂપ મધમાખીઓએ આ આદિત્યરૂપ દેવમધુ ભરેલું છે .. [છાંદોગ્ય ૩-૧], અર્થાત્ એ મધુનો ઉપભોગ આ દેવો જ કરે છે, ને દ્યૌ તો માત્ર મધુમક્ષિકાઓનું જ કામ કરી ઉડી જાય છે મનુષ્યનું દેવનામ ધરનારૂ બુદ્ધિસત્ત્વ સર્વ સૂર્યમડળમાથી, સર્વ વિશ્વમાથી જે આ મધુનુ આસ્વાદન કરે છે, તે મધુને – મધને – અન્યત્ર અમરતા આપનાર અમૃત નામથી કહેલુ છે બૃહદારણ્યક (૨ – ૫) મા આ જ વિચારને વિસ્તારી કહેલુ છે કે આ પૃથ્વી ભૂતમાત્રનું મધુ છે, ને ભૂતમાત્ર પૃથ્વીનુ મધુ છે તે જ પ્રમાણે ઉત્તરોત્તર ક્રમથી વધી ત્યા કહેલું છે કે જેવી પૃથ્વી તેમ જળ, વાયુ, આદિત્ય, દિશા, ચદ્ર, વિદ્યુત (વીજળી), મેઘ, આકાશ, ધર્મ, સત્ય, માનુષ, અને અતે એ સર્વને પ્રેરનાર આત્મા – એ સર્વ ભૂતમાત્રના મધુ છે, અને ભૂત માત્ર તેમના મધુ છે જેમ છાન્દોગ્યમા વસુ રુદ્રાદિકને અગ્નિ આદિ મુખ વડે પચામૃતના ભોક્તા કહ્યા છે, તેમ આ ઉપનિષદ્મા પૃથ્વી આદિ ભૂતસમષ્ટિનો વ્યષ્ટિરૂપ ભૂતમાત્રને ભોગ કહ્યો છે, એટલુ જ નહી, પણ વિશેષમા વ્યષ્ટિની સમષ્ટિને પણ ભોક્તા કહી છે કારણ મધુમક્ષિકાઓ તે મધુનુ સત્ત્વ ભોગવે છે, કે મધુ અને મધપુડો એ મક્ષિકાઓનું સત્ત્વ ભોગવે છે તે પ્રશ્નના ઉત્તરમા તો એક જ ઉત્તર છે કે મનુષ્યના સ્થૂલ ભોગ જેવી રીતે સ્થૂલ સૃષ્ટિનો ભોગ કરે છે તેવી જ રીતે એ સ્થૂલ સૃષ્ટિ મનુષ્યના આયુષ્યને ખાઈ જતી નથી કે સમાપ્ત કરી દેતી નથી, એમ કહેવાઈ શકાતુ નથી સત્ય તો એ છે કે મધને મક્ષિકાઓ ભોગવે છે, ને મક્ષિકાઓને મધ ભોગવે છે એ પરસ્પર ભોગ તે શુદ્ધ ભોગ નથી, શુદ્ધ ભોગ તો એ કે જેમા તૃપ્તિ છે, જેમાથી અમરતાની પ્રાપ્તિ છે એ તૃપ્તિને આપનારો ભોગ તો દેવોનો – [-

સત્તનો છે તે ભોગ વિદ્યા રૂપ છે તે વિદ્યાથી આ મધની, મધપુડાની અને મક્ષિકાઓની ઉત્પત્તિ, આયતિ, સ્થાન, વિભુત્વ અને અધ્યાત્મઓ [? એ] પંચ દશાઓને આ દેવો અને પામે છે એ દશાઓ જ એમના પચામન થામ છે તેના અભિનિવેશથી તેઓ વસ્ત્રાદિકરૂપે પાછા ઉદ્ગત થાય છે અને વસ્ત્રાદિકથી અધિક મત્તાનાઝા થાય છે" આ પંચદશાઓને વીગતે સમજાવતા લેખક પોતાની પ્રતિજ્ઞા અનુસાર પાશ્ચાત્ય વિદ્વાનોના પુસ્તકોમાથી અવતરણો આપીને અને પાશ્ચાત્ય વિદ્યાની પરિભાષા વાપરીને એ વિષયને સ્ફુટ કરવા પ્રયાસ કરે છે 'અધ્યાત્મજીવન'ની પ્રસ્તાવનામા શાન્તિલાલ ઠાકરે આ વસ્તુનો સરળ ભાષામા સાર આપતા લખ્યું છે કે, "વસુઓ અગ્નિ દ્વારા પ્રાણના ઉત્પત્તિ-રહસ્યને, રુદ્રો ઇન્દ્ર દ્વારા પ્રાણની આયતિને, આદિત્યો વરુણ દ્વારા પ્રાણના સ્થાનને, મરુતો સોમ દ્વારા પ્રાણના વિભુત્વને અને સાધ્યો બ્રહ્મ દ્વારા પ્રાણના અધ્યાત્મને જાણી અમૃતને પ્રાપ્ત કરે છે આ પ્રક્રિયા વડે જ્ઞાની પુરુષો મૂર્ત દ્વારા અમૂર્તને, અસત્ દ્વારા સત્તને, પ્રત્યક્ષ દ્વારા પરોક્ષને, ભોજન દ્વારા ભોક્તાને અભેદ દૃષ્ટિથી પ્રાપ્ત કરે છે આ આતર રહસ્યની અનુભૂતિ કર્યા સિવાય ઉન્નતિશીલ મહાત્માઓને જંપ વળતો નથી, તેથી જ ઉપનિષદમાં પરોક્ષપ્રિયા હિ દેવા । કહ્યું છે આ જ બ્રહ્મદર્શનનું અમૃત પ્રાપ્ત કરવાની બીજી વિદ્યા તે મધુવિદ્યા છે વિશ્વને મધપૂડો કલ્પીને ઉપનિષદના ઋષિઓએ એમ સૂચિત કર્યું છે કે-જો મધુમક્ષિકા જેવી વિવેકદૃષ્ટિ અને કલાદૃષ્ટિ હોય, ભોગશક્તિ અને દિવ્ય રાસાયનિક રૂપાતર કરવાની શક્તિ હોય, તો સાધક વિશ્વના દરેક પદાર્થમાથી આત્મવસ્તુનો સાર ખેંચીને, મધુરસ ચાખી શકે છે, સોમરસની પ્રાપ્તિ કરી શકે છે, દિવ્ય આત્માનંદ મેળવી શકે છે પૃથ્વી, જળ, તેજ, વાયુ દિશા આદિત્ય, ચંદ્ર, વિદ્યુત, મેઘ, આકાશ, ધર્મ, સત્ય, માનુષ અને આત્મા – આ ચૌદેય પદાર્થો ભૂતમાત્રના – પ્રાણીમાત્રના મધુ છે, અર્થાત્ દૃષ્ટિ અને શક્તિ હોય તો તે ચૌદેય પદાર્થોમાથી

રસ મળી શકે છે, આનંદ પ્રાપ્ત થઈ શકે છે, અમૃતપાન કરી શકાય છે" પાશ્ચાત્ય શાસ્ત્રવિદોના ઉદાહરણોથી શ્રુતિપ્રતિપાદિત પંચદશાઓનું નિરૂપણ કરતાં ગોવર્ધનરામે શરીરશાસ્ત્રને અનુલક્ષીને શરીરના વિવિધ ભાગોનું ઝીણું વિશ્લેષણ આપ્યું છે. શરીરશાસ્ત્રની અંગ્રેજી પરિભાષાનો આશ્રય લઈ તેમણે એ પરિભાષાના ગુજરાતી પર્યાયો યોજવા પ્રયાસ કર્યો છે, અને જરા દૂરાકૃષ્ટ કહેવાય એ રીતે પણ શ્રુતિ સાથેનું સામ્ય બતાવવા પ્રયાસ કર્યો છે એ બધામાં ખાસ ધ્યાન ખેંચે છે તે લેખકે કરેલું મસ્તિક અને એની વિવિધ પ્રક્રિયાઓનું વિવરણ. શાન્તિલાલ ઠાકર 'પ્રસ્તાવના'માં કહે છે કે "શ્રી ગોવર્ધનરામે મસ્તિષ્કની રચનાનો સુંદર ખ્યાલ આપ્યો છે, અને નાનામાં નાની વસ્તુની ઘટનામાં કેવી દિવ્ય ચેતના હાજર રહેલી છે, અને તેને પ્રેરણા આપી રહી છે, વેગ આપી રહી છે, નિયમન કરી રહી છે – તેનું પાશ્ચાત્ય વૈજ્ઞાનિકોની શોધના વિસ્તૃત નિરૂપણ દ્વારા ચિત્ર રજૂ કર્યું છે પરમાણુઓ કેવી રીતે મૂલભૂત શક્તિથી જોડાય છે, કેવી રીતે તે ચમરીઓના ગુચ્છની રચના કરે છે, કેવી રીતે તે વીજળી સંદેશા લાવે છે અને લઈ જાય છે, કેવી રીતે તે વેદના, સંજ્ઞા, સ્મૃતિ, નવીન આવિષ્કરણ જગાડે છે, કેવું બાહ્ય સંસ્પર્શોને પ્રતિકાર્ય કરે છે, અને આખું મસ્તિષ્કનું અદ્ભુત યંત્ર શરીરનું–પિંડનું નિયમન કરે છે – તેનું તેમણે આપેલું સુરેખ, સુસ્પષ્ટ ચિત્ર વૈજ્ઞાનિક ઝીણવટથી ભરેલું છે ઉપનિષદોમાં કહેલું અંતઃકરણ તે આ પાશ્ચાત્ય વૈજ્ઞાનિકોનું મસ્તિષ્ક, સૂક્ષ્મ ચેતનાના સ્વપ્નસ્થાનરૂપ 'હિતા' નાડી અને સુષુપ્તિચેતનનાને એકીભૂત થવાનું ધામ તે 'પુરીતત' ચક્ર – તેમના રંગો સમેત – કેવી રીતે મસ્તિષ્કની રચનાના અવયવોમાં આવેલા છે – તે તેમનું અનુમાન જરૂર ચિંતન, અન્વેષણ અને સંશોધન માગી લે તેવું છે કરોડરજ્જુ સાથે આ મસ્તકનું જોડાણ, અને ઉપરના ભાગમાં બ્રહ્મરન્ધ્ર સાથે તેનો સંબંધ આપણને એક ગંભીર વિચારણા તરફ ધકેલે છે"

શરૂઆતમાં જોયું તેમ ગોવર્ધનરામે 'જીવન્મુક્ત'ના આદર્શ

વિવિધ સર્જક સાહિત્યપ્રકારોમાં વિરલ પુરુષાર્થથી વિહરી છે, તેમ છતાં આ સૌમાં તેમ પોતાના રસના વિષયોમાં ઉત્તરોત્તર અભ્યાસ વધારવા તરફ તેમનું વલણ રહ્યું છે. પોતાની યુવાવસ્થામાં જ તેમણે પોતાના જીવનનો નકશો આંકયો અને અનેક પ્રતિકૂળ સંજોગો વચ્ચે પણ એને તંતોતંત વળગી રહ્યા એમાં પણ તેમની આ વિદ્યાલગની જોવા મળે છે. મહાશાળાના એક વિદ્યાર્થી હતા ત્યારે ચીવટપૂર્વક પાઠયપુસ્તકોની નોંધો તૈયાર કરનાર ગોવર્ધનરામ ઉત્તરકાળમાં 'યોગવાસિષ્ઠ' અને 'વેદ'માંથી સૂચિઓ તૈયાર કરે છે એ વાત પણ ઉપરની હકીકતની જ પ્રતીતિ કરાવે છે. પોતાના અભ્યાસના વિષયોમાં તેમણે ઇતિહાસને પ્રમુખસ્થાન આપ્યું અને તત્ત્વજ્ઞાન, ધર્મ અને યુરોપીય સાહિત્યનો પણ એમાં સમાવેશ કર્યો. આ બધા વિષયોનું જ્ઞાન તેમણે અવિરત અને વિરલ પુરુષાર્થથી મેળવ્યું છે તે તેમના લેખો, વ્યાખ્યાન નિબંધો અને સ્ક્રેપબુકો જોતાં જણાય છે. અભ્યાસમાં ચોકસાઈ અને ગંભીરતા એ ગુણો તરત દૃષ્ટિએ ચડે છે. પોતે તરત વાંચવાનાં પુસ્તકોની યાદીઓ તૈયાર કરી રાખતા એ પણ ખાસ નોંધપાત્ર છે. હમેશ પાયાના મોટા વિષયોને જ બાથમાં લેવાની વૃત્તિ ગોવર્ધનરામમાં જોવા મળે છે. મહાન વિચારોમાં રમમાણ રહેવું એ જાણે કે તેમની પ્રકૃતિને સામાન્ય હતું.

ગોવર્ધનરામની આ વિદ્યાપ્રીતિ તેમ જ દેશસેવાવૃત્તિ એમને મન આત્મસાધનાના એકમેવ માર્ગ રૂપ હતી. આત્મસાધનાની લગની છેક યુવાવસ્થાથી જ હતી. બાવીસમે વર્ષે તેમણે 'વ્યવહારુ સંન્યાસ' ઉપર જે ભાષણ આપ્યું હતું એમાં એ ઉંમરે પણ ગોવર્ધનરામની જીવન અને ધર્મ અંગેની સમજણ કેવી પરિપક્વ હતી તે જોવા મળે છે. ધર્મના કેવળ કોઈ બાહ્ય સ્વરૂપ ઉપર ગોવર્ધનરામને પ્રીતિ નથી. ગોવર્ધનરામને મન ધર્મ એ જીવન જીવવાના વ્યાકરણ રૂપ છે. નૈષ્કર્મ્યના સિદ્ધાંતનો તેમણે જોરશોરથી વિરોધ કરી અધ્યાત્મમૂલક કર્મપ્રવણતાનો પ્રબળ પુરસ્કાર કર્યો અને એ રીતે એ વખતના

ભારતમા અધ્યાત્મમૂલક કર્મણ્યતાનો સાર્વભૌમ વિચાર વ્યક્ત થતા મથી રહ્યો હતો એનુ મુખ ભારતના આ પશ્ચિમ ભાગમા પોતે બન્યા તેમના તત્ત્વજ્ઞાનવિષયક વ્યાખ્યાન નિબધોમા પણ જોવા મળે છે કે ધર્મની ઉપરછલ્લી ચર્ચા કરવામા તેમને રસ નથી ગોવર્ધનરામ ધર્મના અતરતત્ત્વમા પ્રવેશવા માગે છે જીવ, જગત અને ઈશ્વર – તત્ત્વજ્ઞાનના એ ત્રણ પાયાના પદાર્થોને ગોવર્ધનરામ અવારનવાર એક યા બીજા રૂપે સ્પર્શે છે

ગોવર્ધનરામના ‘દ્રષ્ટા’ સ્વરૂપનો ખ્યાલ તેમની નવલકથા “સરસ્વતીચદ્ર”માથી તેમ જ તેમના અન્ય લખાણોમાથી મળે છે “અધ્યાત્મજીવન અથવા અમરજીવનનો શ્રુતિબોધ’ એ અપૂર્ણ નિબધ મા, એમ કહીએ તો અયથાર્થ નથી કે ગોવર્ધનરામ શ્રી અરવિંદના પૂર્ણયોગદર્શન પૂર્વે એ દિશામા પોતાની વિચારણા પ્રેરતા જોવા મળે છે

ગોવર્ધનરામ દ્રષ્ટા તરીકે કેવળ સાક્ષી રહે એવુ એમનુ દર્શન નથી તે તો એમને સમાજની શ્રેયોલક્ષી પ્રવૃત્તિઓનું દિક્સૂચન કરવા અને યથાશક્તિ ભાગ લેવા પ્રેરે છે નડિયાદમા પોતે ‘સ્વદેશી સ્ટોર્સ’નું ઉદ્‌ઘાટન કરી આ જાતની પ્રવૃત્તિને વેગ આપ્યો એટલુ જ નહિ, પણ ‘સુરતની આગેવાન કોમોની લાયકાત અને ફરજો’ એ ભાષણ મા અને શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજી સાથેના પત્રવ્યવહારમા પણ ઉદ્યોગહુન્નર વિષયક બાબતોને તેઓ સ્પર્શે છે અને દેશબાધવોને પુરુષાર્થ કરી સ્વાયત્ત થવાનુ પ્રબોધે છે

રાજકીય વિષયોમા ગોવર્ધનરામનુ દષ્ટિબિંદુ ઉદ્દામવાદી નેતાનુ નહિ પણ શાતિચાહક દેશભક્તનુ છે સમુદાર સમન્વયદષ્ટિ એ રાજકીય વિચારણા સમેત તેમના સમગ્ર જીવનદર્શનનુ અગત્યનુ લક્ષણ છે “ઇગ્લડ અને હિંદ એક ભૂમિકાએ મળે” એ જાતના ઉલ્લેખ તેમની સ્ક્રેપબુકમા જોવા મળે છે ‘અગ્રેજો અને હિંદીઓ વચ્ચેનુ અતર’ અને ‘હિદુઓનો ગરીબાઈનો આદર્શ’ એ

લેખોમાં પણ ખાસ કરીને આ જાતની વિચારણા જોવા મળે છે. દેશમાં સ્થપાયેલ કૉંગ્રેસમાં પણ તે અનુકૂળતા પ્રમાણે ભાગ લેતા અને પોતાથી બનતો ફાળો આપતા. ૧૯૦૨મા અમદાવાદમા મળેલી કૉંગ્રેસમાં તેમણે ભાષણ આપ્યું હતું. ૧૮૯૩મા પ્રસિદ્ધ થયેલા વ્યાખ્યાનનિબંધ ' એશિયા, યૂરોપ વગેરે ખંડોમાની મહાપ્રજાઓમાં જનસ્વભાવનાં લાક્ષણિક દષ્ટાન્ત'મા દેશમા 'મહાજન'ની અ નિવાર્યતા સ્વીકારતા ગોવર્ધનરામ એ આદર્શને નવી શરૂ થયેલી સંસ્થા રાષ્ટ્રીય મહાસભા સાકાર કરશે એ આશાએ એને ઉમળકાભેર વધાવી લેતા જોવા મળે છે

અધ્યાત્મનિષ્ઠ કર્મણ્યતા ખાનગી જીવનમા પણ ગોવર્ધનરામને ઘણી વાર પોતે ઘસાઈ જઈને પણ કર્તવ્ય( ડ્યૂટી ) અદા કરવા પ્રેરતી જોવા મળે છે. ખાનગી વ્યક્તિ તરીકે ગોવર્ધનરામનો વિચાર કરતાં એક કુટુંબવત્સલ સ્નેહીનુ સ્વરૂપ. જોવા મળે છે. વારસામાં ઊતરી આવેલા ક્રમ મુજબ તેમણે પિતાનું દેવું વાળી આપ્યું તે તો ખરું જ, પણ પોતાનાં કુટુંબીજનોનુ અસુખ ટાળવા ગોવર્ધનરામ હમેશાં ઉદ્યુક્ત રહેતા. પોતાના સંયુક્ત કુટુંબની ગૂંચોના સંવાદિતાભર્યા ઉકેલ આણવા માટેનાં પણ એમના ચિંતવન અને પ્રયત્નની કથા કાઈક તેમની સ્ક્રેપ-બુકમાં આલેખાઈ છે. ગોવર્ધનરામ પોતાની પચાસમી વરસગાંઠના દિવસે આત્મમંથન કરતા કુટુંબ છોડી સંન્યાસી થાઉં ? – એવો પ્રશ્ન પોતાના મન સાથે ઉઠાવે છે અને લાંબી દલીલોને અંતે ઘરમાં રહીને જ સંન્યાસ – કુટુંબમાં રહીને જ સંન્યાસ – ("સંન્યાસ ઍટ હોમ ધઝ ધ ઓન્લી સોલ્યુશન") એ ઉકેલનો અંગીકાર કરે છે.[1] નિવૃત્તિ-સમયમાં પણ કુટુંબનાં જટિલ કર્તવ્યોને ટાળવાં તો દૂર રહ્યાં પણ તેમને વધાવી લેતી એમની કર્તવ્યભાવના વતન અંગેના પણ પ્રસાહ-પ્રાપ્ત ધર્મો પ્રત્યે એ જાતનું જ વલણ સેવે છે વસ્તીગણતરી જેવા ખૂબ પરિશ્રમ માગી લે એના કાર્યમાં ખેડા જિલ્લાના કલેક્ટરે ગોવર્ધન-

[1] 'સ્ક્રેપબુક', વૉ. ૭, પૃ. ૮–૧૪.

રામની મદદ માગી ત્યારે પોતાની તબિયત ચાલુ નાદુરસ્ત રહેતી હોવા છતાં તેમણે એ કાર્ય પોતાને ભાગે આવ્યું તો 'સરસ્વતીચંદ્ર' લખતા હોય એવાં જ ખંત, ચીવટ, પરિશ્રમ અને કલ્પનામયતાપૂર્વક પાર પાડયું એમ એ અંગેનો સઘળો પત્રવ્યવહાર અને નોંધોનાં કાગળિયાં ઉપરથી જોતા મળે છે,[૨] અને આ મહામના તપસ્વી પોતાના જીવનનો હિસાબ કાર્યક્ષેત્રના એકેએક મોરચા ઉપર કેવા સહૃદય અને બુદ્ધિપૂત પરિશ્રમથી આપે છે તે જોતા મસ્તક નમે છે.

ગુજરાતમાં પાકેલા અર્વાચીન હિંદના એક મનીષી ગોવર્ધનરામને અધ્યાત્મજીવન તે હમેશા સક્રિય સાધનારૂપ રહ્યું. અધ્યાત્મજીવન એ એમના સ્નેહજીવનનું જ એક સમુત્કાત સ્વરૂપ હતું અને ગ્રંથમણિ 'સરસ્વતીચંદ્ર' આદિ દ્વારા સ્ફુરતું તેમનું સાક્ષરજીવન એ એમના આયુર્ષ્યકાળ પછી પણ ટકી રહેવા નિર્માયેલી એમના અધ્યાત્મજીવનની ગુજરાતી ભાષાને મળેલી અમર પ્રસાદી છે.

---

૨ જુઓ મારી નોંધ 'કર્તવ્યરત ગોવર્ધનરામ', 'સંસ્કૃતિ' વર્ષ ૧૫, અંક ૩, પૃ. ૧૧૭-૧૧૮.

# મહત્ત્વની શુદ્ધિ

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૫ | ૨૪ | હિંદનો | હિંદમા |
| ૧૬ | ૧૯ | અને | તથા |
| ૪૧ | ૪ | વર્ડ્ઝવર્થ, તરીકે | તરીકે વર્ડ્ઝવર્થ, |
| ૫૯ | ૧ | The | On the |
| ૧૦૪ | નીચેથી ૩ | સ્નેહધર્મ | કુલધર્મ |
| ૧૮૬ | નીચેથી ૬ | બહેનપની | બહેનપણી |
| ૨૨૪ | છેલ્લી | એજન | 'સાહિત્યવિચાર' |
| ૨૩૪ | ૭ | Creture | Creature |
| ૨૭૨ | ૧૪ | ગ્યુઇથેના | ગ્યુઇથેનું |
| ૩૦૭ | ૫ | હિંદનો | હિંદમા |
| ૩૧૮ | ૪ | અને | તથા |
| ૪૦૧ | ૧૪ | અને | તથા |
| ૪૬૩ | નીચેથી ૩ | ૮૫ | ૬૫-૬૬ |
| ૫૫૧ | ૪ | હિંદુ રાજ્યનો | રાજ્યનો હિંદુ |

## પરિશિષ્ટ :

# ગોવર્ધનરામ અને તેમની કૃતિઓ ઉપરનાં મહત્ત્વનાં લખાણોની યાદી

[ ૧૯૬૨ સુધીની ]

(૧) અમારું અભિમાન — લલિત 'વસંત', વર્ષ ૬, અંક ૩

(૨) 'અર્વાચીન ગુજરાતી શિક્ષણના સવાસો વર્ષ' એ પુસ્તકમાં 'દી બા કૃષ્ણલાલ મો ઝવેરીનાં સંસ્મરણો 'માં નીચેનું લખાણ —
  શ્રી ગોવર્ધનરામ ત્રિપાઠી અને કેટલાક ન્યાયાધીશો (પૃ ૮૯ ૯૧)
  ગોવર્ધનરામના મદદનીશ તરીકે (પૃ ૯૧)
  ગો મા ત્રિ કેમ લખતા ? (પૃ ૯૭ ૯૮)

(૩) 'અર્વાચીન ચિંતનાત્મક ગદ્ય'નો ઉપોદ્‌ઘાત — વિ ર ત્રિવેદી

(૪) 'આપણું વિવેચન સાહિત્ય' (હીરાબહેન પાઠક) પ્રકરણ ૭, 'ગોવર્ધનરામ અને અન્ય વિવેચકો

(૫) આંતરજીવનનું હૃદયંગમ ચિત્ર — રમણલાલ જોષી 'લીલાવતી જીવનકલા'ની ચોથી આવૃત્તિ સાથે જોડેલો પ્રાસ્તાવિક-લેખ

(૬) ઇન મેમોરિયમ — ગોવર્ધનરામ એમ ત્રિપાઠી — એ ગુજરાતી લિટરેચર — ચન્દ્રધર ગવેરી સમા૦' ગો ૨મા અ૦

(૭) ઉપોદ્‌ઘાત ('સરસ્વતીચંદ્ર'નું અવલોકન નો) — મણિલાલ ન દ્વિવેદી

(૮) કર્તવ્યરત ગોવર્ધનરામ — રમણલાલ જોષી, સંસ્કૃતિ, વર્ષ ૧૫, અંક ૩

(૯) કલાપી અને ગોવર્ધનરામ — મોહનલાલ પાર્વતીશંકર દવે, 'વિવેચન'

(૧૦) 'કવિતા અને સાહિત્ય' વૉ ૩ (રમણભાઈ મ નીલકંઠ) — એ પુસ્તકમાં 'ગુજરાતી નાટકો અને નવલકથા' પ્રકરણમાં 'સરસ્વતીચન્દ્ર' વિષે

(૧૧) કારુણ્યમૂર્તિ કુમુદ — અ મ રાવળ, 'સાહિત્યવિહાર'

# મહત્ત્વની શુદ્ધિ

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૫ | ૨૪ | હિંદનો | હિંદમાં |
| ૧૬ | ૧૯ | અને | તથા |
| ૪૧ | ૪ | વર્ણવર્ય, તરીકે | તરીકે વર્ણવર્ય, |
| ૫૯ | ૧ | The | On the |
| ૧૦૪ | નીચેથી ૩ | સ્નેહધર્મ | કુલધર્મ |
| ૧૮૬ | નીચેથી ૬ | બહેનપની | બહેનપણી |
| ૨૨૪ | છેલ્લી | એજન | 'સાહિત્યવિચાર' |
| ૨૩૪ | ૭ | Creture | Creature |
| ૨૭૨ | ૧૪ | ગ્યુઇથેના | ગ્યુઇથેનું |
| ૩૦૭ | ૫ | હિંદનો | હિંદમાં |
| ૩૧૮ | ૪ | અને | તથા |
| ૪૦૧ | ૧૪ | અને | તથા |
| ૪૬૩ | નીચેથી ૩ | ૮૫ | ૬૫-૬૬ |
| ૫૫૧ | ૪ | હિંદુ રાજ્યનો | રાજ્યનો હિંદુ |

## પરિશિષ્ટ :

# ગોવર્ધનરામ અને તેમની કૃતિઓ ઉપરનાં મહત્ત્વનાં લખાણોની યાદી

[ ૧૯૬૨ સુધીની ]

(૧) અમારુ અભિજ્ઞાન — લલિત, 'વસ ત , વર્ષ ૬, અ ક ૩

(૨) 'અર્વાચીન ગુજરાતી શિક્ષણના સવાસો વર્ષ ' એ પુસ્તકમા 'દી બા કૃષ્ણલાલ મો ઝવેરીના સ સ્મરણો 'મા નીચેનું લખાણ —
શ્રી ગોવર્ધનરામ ત્રિપાઠી અને કેટલાક ન્યાયાધીશો (પૃ ૮૯-૯૧)
ગોવર્ધનરામના મદદનીશ તરીકે ( પૃ ૯૧ )
ગો મા ત્રિ કેમ લખતા ? ( પૃ ૯૭-૯૮ )

(૩) 'અર્વાચીન ચિંતનાત્મક ગદ્ય'નો ઉપોદ્ઘાત — વિ ર ત્રિવેદી.

(૪) 'આપણુ વિવેચન સાહિત્ય ' ( હીરાબહેન પાઠક ) પ્રકરણ ૭ 'ગોવર્ધનરામ અને અન્ય વિવેચકો '

(૫) આતરજીવનનુ હૃદયંગમ ચિત્ર — રમણલાલ જોષી, ' લીલાવતી જીવનકલા 'ની ચોથી આવૃત્તિ સાથે જોડેલો પ્રાસ્તાવિક-લેખ

(૬) ઇન મેમોરિયમ — ગોવર્ધનરામ એમ ત્રિપાઠી — એ ગુજરાતી લિતેરાતર— ચન્દ્રધર ગુર્યેરી, 'સમા૦' ગો સ્મા અ ક

(૭) ઉપોદ્ઘાત (" 'સરસ્વતીચ દ્ર 'નુ અવલોકન" નો ) — મણિલાલ ન દ્વિવેદી.

(૮) કર્તવ્યરત ગોવર્ધનરામ — રમણલાલ જોષી, 'સ સ્કૃતિ', વર્ષ ૧૫, અ ક ૩ — )

(૯) કલાપી અને ગોવર્ધનરામ — મોહનલાલ પાર્વતીશ કર દવે, 'વિવેચન'

(૧૦) 'કવિતા અને સાહિત્ય' વૉ ૩ ( રમણભાઈ મ નીલક ઠ ) — એ પુસ્તકમા 'ગુજરાતી નાટકો અને નવલકથા '-પ્રકરણમા 'સરસ્વતીચન્દ્ર' વિષે

(૧૧) કારુણ્યમૂર્તિ કુમુદ — અ મ રાવળ, 'સાહિત્યવિહાર'.

(૧૨) કુમુદ અને અના કેરેનિના — સુરેશ હ. જોષી, 'વિશ્વમાનવ', ઑગસ્ટ ૧૯૫૯.
(૧૩) કુમુદસુંદરીનો સરસ્વતીચન્દ્ર પ્રતિ પત્ર : કાવ્યવિવેચન — ચંદ્રશંકર પંડ્યા, 'સમાલોચક', પુ. ૧૩, અંક ૧.
(૧૪) 'ગુજરાત ઍન્ડ ઇટ્સ લિટરેચર' (ક. મા. મુનશી) — એ પુસ્તકમા ગોવર્ધનરામ અને એમની કૃતિઓ વિશેનું લખાણ.
(૧૫) 'ગુજરાતી નવલકથાનુ સાહિત્ય' (મણિભાઈ નારણજી તત્રી) — એ પુસ્તકના 'સરસ્વતીચંદ્ર' વિષેના પૃષ્ઠો.
(૧૬) ગુજરાતી નવલકથા સાહિત્યમા 'સરસ્વતીચન્દ્ર' — યશવંત શુક્લ, 'ગોવર્ધન શતાબ્દી ગ્રંથ'.
(૧૭) 'ગુજરાતી સાહિત્ય એનુ મનન અને વિવેચન' (રામચંદ્ર દામોદર શુક્લ) એ પુસ્તકમા 'ગુજરાતી નવલકથા: એનો આરંભ અને વિકાસ' એ પ્રકરણમા 'સરસ્વતીચન્દ્ર' વિષેના પૃષ્ઠો.
(૧૮) ગુણસુન્દરીને — અ મ રાવળ, 'સાહિત્યવિહાર'.
(૧૯) ગોવર્ધનરામ — લલિત, 'જયંતી વ્યાખ્યાનો'.
(૨૦) ગોવર્ધનરામ : અક્ષર અને વ્યક્તિ — સુરેશ ચ. દીક્ષિત, 'કૌમુદી', ઑક્ટો. ૧૯૩૧.
(૨૧) ગોવર્ધનરામ અને એમનું મનોરાજ્ય — ઉમાશંકર જોશી, 'નિરીક્ષા'.
(૨૨) ગોવર્ધનરામ અને નાનાલાલ — અ મ રાવળ, 'સાહિત્યનિકષ'.
(૨૩) ગોવર્ધનરામ-કૃત 'સાક્ષરજીવન' — વિ ક. વૈદ્ય, 'નીલમ અને પોખરાજ'.
(૨૪) ગોવર્ધનરામ : ચિંતક ને સર્જક — વિ. ર. ત્રિવેદી.
(૨૫) ગોવર્ધનરામ ત્રિપાઠી — કાન્તિલાલ છ. પંડ્યા, 'ગોવર્ધનરામ શતાબ્દી સ્મારક ગ્રંથ'.
(૨૬) ગોવર્ધનરામના ચિંતનનું સ્વરૂપ — રતિલાલ મો. ત્રિવેદી, 'સંસ્કૃતિ', વર્ષ ૧૦, અંક ૧.
(૨૭) ગોવર્ધનરામની કર્તવ્યમીમાંસા — મનસુખલાલ ઝવેરી, 'થોડા વિવેચન લેખો'.
(૨૮) ગોવર્ધનરામની પ્રીતિમીમાંસા — મનસુખલાલ ઝવેરી, 'થોડા વિવેચન લેખો'.

(૨૯) ગોવર્ધનરામની યજ્ઞમીમાંસા — મનસુખલાલ ઝવેરી, 'થોડા વિવેચન લેખો'
(૩૦) ગોવર્ધનરામની શૈલી ૧-૨ — વિ ર ત્રિવેદી, 'વિવેચના'
(૩૧) ગોવર્ધનરામનુ ગદ્યસાહિત્ય — અ મ રાવળ, 'સાહિત્યનિકષ'.
(૩૨) ગોવર્ધનરામનુ પદ્ય — મનસુખલાલ ઝવેરી, 'ગોવર્ધનરામ શતાબ્દી સ્મારક ગ્રથ'.
(૩૩) ગોવર્ધનરામનુ મનોરાજ્ય — સ્ક્રેપબુક્સ અનુસાર — રામપ્રસાદ બક્ષી, 'સ સ્કૃતિ' વર્ષ ૧૪, અ ક ૧૧
(૩૪) ગોવર્ધનરામનુ વર્ષાવર્ણન — બલવ તરાય ઠાકોર, 'સ સ્કૃતિ', વર્ષ ૩, અ ક ૮
(૩૫) ગોવર્ધનરામનુ સાલવારી જીવન અને સમકાલીન જીવન — કાન્તિલાલ છ પ ડ્યા
(૩૬) ગોવર્ધનરામનો સુગસ દેશ — અ મ રાવળ, 'ગોવર્ધનરામ શતાબ્દી સ્મારક ગ્ર થ'.
(૩૭) ગોવર્ધનરામભાઈનુ એક વ્યક્તિરૂપે જીવન — ચન્દ્રશ કર પ ડ્યા, 'સમા૦' ગો સ્મા. અ ક
(૩૮) ગોવર્ધનરામભાઈ સ્મરણાજલિ — ચન્દ્રશ કર પ ડ્યા
(૩૯) ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી — રણજિતરામ વાવાભાઈ મહેતા, 'સમા૦' ગો સ્મા અ ક
(૪૦) ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી — રણજિતરામ વાવાભાઈ મહેતા, 'વસ ત', વર્ષ ૬, અ ક ૩
(૪૧) ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી અને તેમની સાહિત્યસેવા — મણિશ કર દલપતરામ જોષી
(૪૨) ગોવર્ધનરામ વિવેચક — રમણલાલ જોષી, 'સ સ્કૃતિ', વર્ષ ૧૫, અ ક ૮
(૪૩) ગોવર્ધનરામ શતાબ્દી સ્મારક ગ્ર થ — સ પાદકો વિષ્ણુપ્રસાદ ત્રિવેદી, મગનભાઈ દેસાઈ, ઉપેન્દ્ર પ ડ્યા અને યશવ ત શુક્લ
(૪૪) ગોવર્ધન શતાબ્દી ગ્ર થ — સ પા ઉપેન્દ્ર પ ડ્યા
(૪૫) ગોવર્ધન શતાબ્દી મહોત્સવના પ્રમુખ તરીકે કરેલુ પ્રવચન — ક મા મુનશી, 'શ્રી ગો શ મ નડિયાદ તથા ગુ સા પ સ ૧૯મુ અધિવેશન, નડિયાદ — અહેવાલ અને વ્યાખ્યાનો.'

(૪૬) ગોવર્ધન શતાબ્દી મહોત્સવનુ ઉદ્‌ઘાટન પ્રવચન—ક મો ઝવેરી, 'શ્રી ગો શ મ નડિયાદ તથા ગુ સા પ સ ૧૯મુ અધિવેશન નડિયાદ — અહેવાલ અને વ્યાખ્યાનો '.
(૪૭) ગોવર્ધન સત્ર — આ બા ધ્રુવ, 'સાહિત્યવિચાર '.
(૪૮) ચિરસ્મરણીય સ સારી સાધુ સાક્ષરમણિ ગોવર્ધનરામભાઈ — એઓ સાથે પ્રસ ગોપાત્ત થએલા સમાગમનુ દોહન — શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજી, 'વસ ત , વર્ષ ૬, અ ૩
(૪૯) જગત્ મ દ બરીઓમા 'સરસ્વતીચન્દ્રનુ સ્થાન — નાનાલાલ કવિ
(૫૦) જગત્ સાક્ષર શ્રી ગોવર્ધનરામ — નાનાલાલ કવિ ' આપણા સાક્ષર રત્નો ' ભા ૨
(૫૧) જી એમ ત્રિપાઠી એ હિંદુ આઇડિયાલિસ્ટ — યુ કે ત્રિવેદી, 'સમા૦' ગો સ્મા અ ક
(૫૨) જો હું સરસ્વતીચન્દ્રને પરણુ તો — વિનોદિની નીલક ઠ, 'નિજાનન્દ
(૫૩) ' નરસિંહરાવની રોજનીશી ' — ( નરસિંહરાવ દિવેટિયા ) એ પુસ્તકમા ગોવર્ધનરામ અને તેમની કૃતિઓ વિશેના ઉલ્લેખો
(૫૪) ' ન દશ કર જીવનચિત્ર ' — ( વિનાયક ન દશ કર મહેતા ) એ પુસ્તકમા ગોવર્ધનરામ અને 'સરસ્વતીચન્દ્ર' વિષેના પૃષ્ઠો
(૫૫) પ ડિતયુગનુ મહાકાવ્ય — વિ મ ભટ્ટ ' નિષ્પરેખા '
(૫૬) પ્રબોધમૂર્તિ ગોવર્ધનરામ — બ ક ઠાકોર, ' વિવિધ વ્યાખ્યાનો ' ગુચ્છ ૧
(૫૭) બાણ અને ગોવર્ધનરામ — રામપ્રસાદ બક્ષી, ગોવર્ધન શતાબ્દી ગ્ર થ'
(૫૮) મનભર નવલકથા — કાન્તિલાલ બ વ્યાસ, ' સ સ્કૃતિ ', વર્ષ ૯, અ ક ૨
(૫૯) ' મહાદેવભાઈની ડાયરી ' પુ ૧ — (પૃ ૭૭) મા ગાધીજીનો 'સર સ્વતીચન્દ્ર ' વિષેનો અભિપ્રાય
(૬૦) મિ ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી — અ બાલાલ સાકરલાલ દેસાઈ, 'સ્વ દી બા અ બાલાલ સ ... દેસાઈના ભાષણો અને લેખો '
(૬૧) મોટા મામા— મનિ ... ગ્ર થ '.

(૬૨) મ્હારો છેલ્લો મેળાપ — બલવંતરાય ક. ઠાકોર, 'વસંત', વર્ષ ૬, અંક ૩.
(૬૩) રા. ગોવર્ધનરામનો નિવૃત્તિનિવાસ — કૃ મો, ઝવેરી, 'વસંત', વર્ષ ૬, અંક ૩.
(૬૪) લખ-અલખનો દ્રષ્ટા — શાંતિલાલ ઠાકર, 'ગોવર્ધનરામ શતાબ્દી સ્મારક ગ્રંથ'.
(૬૫) 'લીલાવતી જીવનકલા' — બ. ક. ઠાકોર, 'વિવિધ વ્યાખ્યાનો', ગુચ્છ ૧.
(૬૬) 'વસંત'નો ગોવર્ધન સ્મારક અંક. ('વસંત', વર્ષ ૬, અંક ૩)
(૬૭) વિદેહમુક્ત ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી — ગણપતરામ અનુપમરામ ત્રવાડી, 'સમા૦' ગો. સ્મા. અંક.
(૬૮) વિદેહમુક્ત સાક્ષરમણિ ગોવર્ધનરામ ત્રિપાઠી — ગણપતરામ અનુપરામ ત્રવાડી, 'વસંત' વર્ષ ૬, અંક ૩
(૬૯) વિદ્યાર્થી ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી — દોલતરામ કૃપારામ, 'વસંત' વર્ષ ૬, અંક ૩.
(૭૦) વિવિધ વ્યાખ્યાનો ગુ. ૧ : ગો મા. ત્રિપાઠી અને તેમની કૃતિઓ— બલવંતરાય ક. ઠાકોર.
(૭૧) શ્રી ગોવર્ધન વૃત્તાત — 'બિહાર', 'વસંત', વર્ષ ૬, અંક ૩.
(૭૨) શ્રીયુત ગોવર્ધનરામ — કાન્તિલાલ છ. પંડ્યા.
(૭૩) સદ્‌ગત શ્રી ગોવર્ધનરામ અને આધુનિક સાહિત્ય — હિંમતલાલ ગ. અંજારિયા, 'સમા૦' ગો. સ્મા. અંક.
(૭૪) સદ્‌ગત શ્રી ગોવર્ધનરામ ત્રિપાઠીના આચારસૂત્રો — 'સમાલોચક' વર્ષ ૧૫, અંક ૧ અને ૨.
(૭૫) સમ રેમિનિસન્સિઝ — કૃ. મો. ઝવેરી, 'સમા૦' ગો. સ્મા. અંક.
(૭૬) 'સમાલોચક'નો ગોવર્ધન સ્મારક અંક.
(૭૭) 'સરસ્વતીચન્દ્ર' — આનંદશંકર ધ્રુવ, 'દિગ્દર્શન'.
(૭૮) 'સરસ્વતીચન્દ્ર' ('સરસ્વતીચન્દ્ર'ના બૃહત્‌ સંક્ષેપનો પ્રવેશક)— ઉમાશંકર જોશી, 'નિરીક્ષા'.
(૭૯) 'સરસ્વતીચન્દ્ર' — નવલરામ ત્રિવેદી, 'કેટલાંક વિવેચનો'.
(૮૦) 'સરસ્વતીચન્દ્ર' ('સરસ્વતીચન્દ્ર'ના સંક્ષેપનો આમુખ)—રા. વિ. પાઠક, 'સાહિત્યાલોક'.

(૧૦૧) 'સરસ્વતીચંદ્ર'માની કેટલીક પ્રસંગઘટના — ઉપેન્દ્ર પંડ્યા, 'ગોવર્ધન શતાબ્દી ગ્રંથ'.
(૧૦૨) 'સરસ્વતીચન્દ્ર'મા રસનિષ્પત્તિ — રામપ્રસાદ શુક્લ, 'ગુ. સા. પ. સં. સોળમુ અધિવેશન અહેવાલ, વ્યાખ્યાનો તથા નિબંધો'.
(૧૦૩) 'સરસ્વતીચન્દ્ર'માં રસપ્રવાહ — બ. ક. ઠાકોર, 'વિવિધ વ્યાખ્યાનો', ગુચ્છ ૧.
(૧૦૪) 'સરસ્વતીચન્દ્ર'મા વસ્તુની ફૂલગૂંથણી — બ ક. ઠાકોર, 'વિવિધ વ્યાખ્યાનો', ગુચ્છ ૧.
(૧૦૫) 'સરસ્વતીચન્દ્ર'મા સ્રીરત્નો — બ. ક. ઠાકોર, 'વિવિધ વ્યાખ્યાનો', ગુચ્છ ૧.
(૧૦૬) સરસ્વતીચન્દ્ર સુજ સ્વામી સાચા — ઉમાશંકર જોશી, 'ગોષ્ઠિ'.
(૧૦૭) 'સરસ્વતીચન્દ્ર' : સર્જન અને શિક્ષા — કેશવલાલ કામદાર, 'ગોવર્ધનરામ શતાબ્દી સ્મારક ગ્રંથ'.
(૧૦૮) સંગમયુગનો દ્રષ્ટા — વિ ક. વૈદ્ય, 'ગુજરાતી સાહિત્યની રૂપરેખા'.
(૧૦૯) સંતના આશ્રમમાથી મળેલ બે ઉપદેશ-રત્ન — હિં ગ અંજારિયા, 'વસંત', વર્ષ ૬, અંક ૩.
(૧૧૦) સાક્ષર કવિ ગોવર્ધનરામ કૃત 'સ્નેહમુદ્રા'નું રેખાદર્શન — લલિત, ચોથી ગુ. સા. પ નો અહેવાલ તથા નિબંધ સંગ્રહ.
(૧૧૧) સાક્ષર ગોવર્ધનરામનો વાનપ્રસ્થાશ્રમ — મગનભાઈ ચતુરભાઈ પટેલ, 'વસંત', વર્ષ ૬, અંક ૩.
(૧૧૨) સાક્ષર ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી — દોલતરામ કૃપારામ પંડ્યા, 'સમા૦' ગો. સ્મા. અંક.
(૧૧૩) 'સાક્ષરજીવન'નું અવલોકન — 'સાહિત્ય', પુ૦ ૭, અંક ૧૧.
(૧૧૪) 'સાક્ષરજીવન'નો પ્રવેશક — બ ક. ઠાકોર, 'પ્રવેશકો', ગુચ્છ ૨.
(૧૧૫) સાક્ષરવર્ય રા. રા. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી — શાસ્ત્રી જીવરામ લલ્લુભાઈ, 'સમા૦' ગો. સ્મા. અંક.
(૧૧૬) 'સાઠીના સાહિત્યનુ દિગ્દર્શન' (ડાહ્યાભાઈ દેરાસરી)—માં ગોવર્ધનરામ અને તેમની કૃતિઓ વિષેના પૃષ્ઠો.
(૧૧૭) સુંદરગિરિના સાધુજનની જીવનભાવના — ગૌરીપ્રસાદ ચુ. ઝાલા, 'રશ્મિ' અંક ૯.

(૮૧) 'સરસ્વતીચન્દ્ર' અને આપણો ગૃહસંસાર — ઉત્તમલાલ ત્રિવેદી, 'વસંત' વર્ષ ૧, અંક ૧, ૨, ૩, વર્ષ ૫, અંક ૫, ૬, ૧૦.
(૮૨) 'સરસ્વતીચન્દ્ર'-એક સમ્લકથા — ડોલરરાય માકડ, 'નૈવેદ્ય'.
(૮૩) સરસ્વતીચન્દ્ર – એ ક્રિટિમલ એસ્ટિમેટ — આર. આઈ. પટેલ.
(૮૪) 'સરસ્વતીચન્દ્ર'ના કેટલાક પ્રભાવક તત્ત્વો — વિ. ર. ત્રિવેદી, 'ઉપાયન'.
(૮૫) 'સરસ્વતીચન્દ્ર'ના બે ગિરિશૃંગો — ચન્દ્રશંકર પંડ્યા, 'ગો. શ ગ્રંથ'.
(૮૬) 'સરસ્વતીચન્દ્ર'ની આકૃતિ અને વક્તવ્ય — રા. વિ. પાઠક, 'સાહિત્યાલોક'.
(૮૭) સરસ્વતીચંદ્રની કરુણતા — રમણલાલ યાજ્ઞિક, 'ગોવર્ધન શતાબ્દી ગ્રંથ'.
(૮૮) "'સરસ્વતીચન્દ્ર'નું અવલોકન" — રમણભાઈ નીલકંઠ, 'કવિતા અને સાહિત્ય', વૉ. ૨.
(૮૯) "'સરસ્વતીચન્દ્ર'નુ અવલોકન" — વિશ્વનાથ મ. વૈદ્ય
(૯૦) "'સરસ્વતીચન્દ્ર'નું અવલોકન : પરિશિષ્ટ" — રમણભાઈ નીલકંઠ, 'કવિતા અને સાહિત્ય', વૉ. ૨
(૯૧) 'સરસ્વતીચન્દ્ર'નું નાટ્યકરણ — ઉપેન્દ્ર પંડ્યા, 'ગોવર્ધનરામ શતાબ્દી સ્મારક ગ્રંથ'.
(૯૨) 'સરસ્વતીચન્દ્ર'નું પાત્રવિધાન — અ મ રાવળ, 'ગંધાક્ષત'.
(૯૩) સરસ્વતીચન્દ્રનું પાત્રાલેખન — નવલરામ ત્રિવેદી, 'નવા વિવેચનો'.
(૯૪) 'સરસ્વતીચન્દ્ર'નુ રહસ્ય—વિ. ર ત્રિવેદી, 'વિવેચના'.
(૯૫) 'સરસ્વતીચન્દ્ર'નું રાજકારણ — કેશવલાલ કામદાર, 'સ્વાધ્યાય', ખંડ ૧.
(૯૬) સરસ્વતીચન્દ્રને — અ મ. રાવળ, 'સાહિત્યવિહાર'.
(૯૭) 'સરસ્વતીચન્દ્ર'નો ઉપસંહાર — આનંદશંકર ધ્રુવ, 'સાહિત્ય-વિચાર'.
(૯૮) 'સરસ્વતીચન્દ્ર' : પુરાણ — આનંદશંકર ધ્રુવ, 'સાહિત્યવિચાર'.
(૯૯) 'સરસ્વતીચંદ્ર' (ભા. ૧) — મણિલાલ ન. દ્વિવેદી, 'સુદર્શન ગદ્યાવલિ'.
(૧૦૦) 'સરસ્વતીચન્દ્ર'મા ચિરંજીવ શૃંગ ઉપરની 'પંચરાત્રિ' — ઉમાશંકર જોશી, 'કવિની સાધના'.

(૧૦૧) 'સરસ્વતીચંદ્ર'માની કેટલીક પ્રસંગઘટના — ઉપેન્દ્ર પંડ્યા, 'ગોવર્ધન શતાબ્દી ગ્રંથ'.
(૧૦૨) 'સરસ્વતીચન્દ્ર'મા રસનિષ્પત્તિ — રામપ્રસાદ શુક્લ, 'ગુ સા. પ. સં. સોળમુ અધિવેશન અહેવાલ, વ્યાખ્યાનો તથા નિબંધો'.
(૧૦૩) 'સરસ્વતીચન્દ્ર'માં રસપ્રવાહ — બ. ક. ઠાકોર, 'વિવિધ વ્યાખ્યાનો', ગુચ્છ ૧.
(૧૦૪) 'સરસ્વતીચન્દ્ર'મા વસ્તુની ફૂલગૂંથણી — બ ક. ઠાકોર, 'વિવિધ વ્યાખ્યાનો', ગુચ્છ ૧.
(૧૦૫) 'સરસ્વતીચન્દ્ર'મા સ્રીરત્નો — બ. ક. ઠાકોર, 'વિવિધ વ્યાખ્યાનો', ગુચ્છ ૧.
(૧૦૬) સરસ્વતીચન્દ્ર મુજ સ્વામી સાચા — ઉમાશંકર જોશી, 'ગોષ્ઠિ'.
(૧૦૭) 'સરસ્વતીચન્દ્ર' : સર્જન અને શિક્ષા — કેશવલાલ કામદાર, 'ગોવર્ધનરામ શતાબ્દી સ્મારક ગ્રંથ'.
(૧૦૮) સંગમયુગનો દ્રષ્ટા — વિ. ક. વૈદ્ય, 'ગુજરાતી સાહિત્યની રૂપરેખા'.
(૧૦૯) સંતના આશ્રમમાથી મળેલ બે ઉપદેશ-રત્ન — હિં ગ અંજારિયા, 'વસંત', વર્ષ ૯, અંક ૩.
(૧૧૦) સાક્ષર કવિ ગોવર્ધનરામ કૃત 'સ્નેહમુદ્રા'નું રેખાદર્શન — લલિત, ચોથી ગુ સા. પ. નો અહેવાલ તથા નિબંધ સંગ્રહ.
(૧૧૧) સાક્ષર ગોવર્ધનરામનો વાનપ્રસ્થાશ્રમ — મગનભાઈ ચતુરભાઈ પટેલ, 'વસંત', વર્ષ ૯, અંક ૩.
(૧૧૨) સાક્ષર ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી — દોલતરામ કૃપારામ પંડ્યા, 'સમા૦' ગો સ્મા. અંક
(૧૧૩) 'સાક્ષરજીવન'નું અવલોકન — 'સાહિત્ય', પુ૦ ૭, અંક ૧૧.
(૧૧૪) 'સાક્ષરજીવન'નો પ્રવેશક — બ. ક. ઠાકોર, 'પ્રવેશકો', ગુચ્છ ૨.
(૧૧૫) સાક્ષરવર્ય રા રા. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી — શાસ્ત્રી જીવરામ લલ્લુભાઈ, 'સમા૦' ગો. સ્મા. અંક.
(૧૧૬) 'સાઠીના સાહિત્યનું દિગ્દર્શન' (ડાહ્યાભાઈ દેરાસરી) — મા ગોવર્ધનરામ અને તેમની કૃતિઓ વિષેના પૃષ્ઠો.
(૧૧૭) સુંદરગિરિના સાધુજનની જીવનભાવના — ગૌરીપ્રસાદ ચુ. ઝાલા, 'રશ્મિ' અંક ૯.

(૧૧૮) સુંદરગિરિને ચિરંજીવ શૃંગે — મનસુખલાલ ઝવેરી, 'પર્યેષણા'.
(૧૧૯) સ્નેહજીવનનો આલેખ-'સ્નેહમુદ્રા' — ઉમાશંકર જોશી, 'સંસ્કૃતિ', વર્ષ ૬, અંક ૪ અને ૫.
(૧૨૦) સ્નેહમુદ્રા — અનંતરાય મ. રાવળ, 'સાહિત્યવિવેક'.
(૧૨૧) સ્નેહમુદ્રા — મણિલાલ ન. દ્વિવેદી, 'સુદર્શન ગદ્યાવલિ'.
(૧૨૨) સ્નેહમુદ્રા — મનસુખલાલ ઝવેરી, 'નવચેતન', ડિસે. ૧૯૩૫ થી માર્ચ ૧૯૩૬.
(૧૨૩) 'સ્નેહમુદ્રા'ના મર્મ આપણે શી રીતે ઉકેલીએ ? — નર્મદાશંકર મહેતા, ગો૦ શ. સ્મા. ગ્રંથ.
(૧૨૪) સ્નેહમુદ્રા-નોટ્સ — જયંતીલાલ મગનલાલ દેસાઈ.
(૧૨૫) સ્વ. ગોરધનભાઈ — કૃ. મો. ઝવેરી, 'ગોવર્ધનરામ શતાબ્દી સ્મારક ગ્રંથ'.
(૧૨૬) સ્વ. ગોવર્ધનભાઈ : એક નિરીક્ષણ — ઉત્તમલાલ ત્રિવેદી, 'વસંત', વર્ષ ૬, અંક ૩.
(૧૨૭) સ્વર્ગસ્થ ગોવર્ધનભાઈનાં છૂટક સંસ્મરણો — નરસિંહરાવ ભોળાનાથ, 'વસંત' વર્ષ ૬, અંક ૩.
(૧૨૮) સ્વ. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી — છગનલાલ હરિલાલ પંડ્યા, વર્ષ ૬, અંક ૩.
(૧૨૯) સ્વ. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી — નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયા, 'સ્વર્ગસ્થ ગોવર્ધનભાઈનાં છૂટક સ્મરણો' એ લેખ ફેરફાર સાથે, 'સ્મરણમુકુર'.
(૧૩૦) સ્વ. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી-તેમનો ઉચ્ચ વાક્પ્રભાવ — રમણભાઈ નીલકંઠ, 'વસંત', વર્ષ ૬, અંક ૩.
(૧૩૧) સ્વ. ગોવર્ધનરામ વિશે બે બોલ — મનસુખરામ કૃષ્ણમુખરામ મહેતા, 'સમા૦' ગો. સ્મા. અંક.
(૧૩૨) સ્વર્ગસ્થ ગોવર્ધનરામ સંબંધી મારો અનુભવ — કૃષ્ણરાવ ભોળાનાથ, 'વસંત', વર્ષ ૬, અંક ૩.
(૧૩૩) સ્વ. શ્રી ગોવર્ધનભાઈના પ્રાથમિક શિક્ષણ પરના વિચારો — જીજીભાઈ અમીચંદ પટેલ, 'વસંત', વર્ષ ૭, અંક ૫, ૭, ૮.
(૧૩૪) સ્વર્ગસ્થ સાક્ષરમણિ ગોવર્ધનરામ ત્રિપાઠી — કરીમઅલી રહીમઅલી નાનજીઆણી, 'વસંત', વર્ષ ૬, અંક ૩.

# સૂચિ